# ઉત્તરા

વાર્ષિક

•

વર્ષ ચોથું

•

અંક ચોથો

•

મુદ્રણસ્થાન :
સુજાતા પ્રિન્ટીંગ પ્રેસ
જ્યોતિ સ્ટુડિયો કમ્પાઉન્ડ,
કેનેડી બ્રિજ, મુંબઇ–૭.

•

મુદ્રક : પ્રકાશક
પ્રમથેશ મહેતા

•

મુખપૃષ્ઠ :
બંસીલાલ વર્મા
ઇન્દ્રભાઇ દેસાઈ

•

સંપાદક :
શિરીષ મહેતા

•




સાહિત્ય ભારતી પ્રકાશન
૮, નવયુગ સોસાયટી, એન. એસ. રોડ નં. ૪,
વિલેપારલે (પશ્ચિમ), મુંબઈ ૫૬ (AS).

કિંમત રૂપિયા ત્રણ

# અનુક્રમ

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

મા સ ગુ રા ૬૫.

# ઉતરા

વાર્ષિક ૧૪૩૦૭

વર્ષ ૪ થું | ૧૯૬૮ | અંક ૪ થો


## હું અભિનંદન દઉં છું માનવી—

હું અભિનંદન દઉં છું માનવી, માનવીને અંતરથી·
દાવાનલ, હિમ–વર્ષા, વિદ્યુત–પ્રહરત અગ્નિ–શરથી
ધરતીકંપો, વાવાઝોડાં, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ,—
અખંડ ચરખો ફરે વિનાશક કો'ક અગોચર કરથી !

અખંડ ચરખો ફરે વિનાશક, માઝા મૂકતા સાગર,
મત્ત બની સરિતાઓ ધસતી; ગ્રસતી ચંદ્રદિવાકર
પ્રલય–મેઘ–મંડલિ–સૈન્ય તણું રાક્ષસી અજગર કેરાં !—
દશે દિશાના દરથી ઉમટતી, કાળ તણી કિમિયાગર !

અખંડ ચરખો ફરે વિનાશક કરવા માનવી–મર્દન
(અનુમોદન જાણે ઉપરથી કરતા ન્હોય જનાર્દન !)
ઊંચી ડોક કરી ન કરી ત્યાં વરસી જતા પ્રહારો
અણધાર્યા અણગણ, રુગ્ણ, આ વિશ્વાર્થે વિષ–વર્ધન !

હું અભિનન્દન દઉં છું માનવી, માનવીને અન્તરથી :
ઊભો છે અણનમ અનાદિથી એ અતિ ઉન્નત શિરથીઃ
ઉઘાડી આંખોએ જોતો મહાકાળનું તાંડવ,
જોતો—ને કદિ રોતો યે !—પણ ચઢતોપગથી પગથી !
ચઢતો, પડતો, આખડતો, લડથડતો, પણ ડગ ભરતો :
'લક્ષ કોટિ જોજન છેટું છે !' સાંભળી ના થરથરતો !
એકાદું સર થાય પગથિયું; ના થાએ વા; કે નહિ !
'ચઢવું, ચઢતા રહેવું અણનમ' મંત્ર એ અમી–નીતરતો.

જપતો, જીવતો પડકારો ને સંહારોની સૃષ્ટિ
શોણિતભીની સોંસરવો એ વે'તો આન્તર–દૃષ્ટિ :
કુદરત દખલ કરે ડગ ડગ પણ ! છો કરતી ! શી પરવા !
મરવા જે તૈયાર, નડે શે તેને ઘોર વિનષ્ટિ !



હુ અભિનન્દન દઉ છુ માનવી માનવી-જીવન જાણુ
એચાર શૃગારપદ સ્મિત ને અખડ અશ્રુ-ગાણુ,
અતરાય વણ અત ન રસ્તો, ના સાથ, ના સાથી
ગભાતા અધારે જાણે મૃત્યુતણુ ઉજાણુ!

કોપેલી કુદરતને જ્યા હજુ માફ કરીને નાથે
ત્યા ઊતરવુ પડે યુદ્ધમા માનવીઓ સગાથે
અને ઝૂઝતી હોય હજુ જ્યા માનવ-સકટ સામે
ત્યા નિજ અતર સતાપેલા અદીઠ શત્રુ હાથે
મૂઢ માર માડે પડ્યા ને ઊપડે ઉર મુઝારો
દૂર દૂર પણ દેખાતો તે ડૂબી જાય કિનારો
મોત-ફુદરડી ફરતી હોડી સદ સુકાન વિનાની
અને જીતને હાર મહી પલટાવા આવે વારો-

એવી અણીની વેળાએ પણ ધીર ધરી ઉર-ધારણા
હાથ-હલેસા ઝીકી ઝૂને મહેરામણને પારણ
સાવ અકારણ આશાવાદી મૃત્યુની મઝધારે
ખડખડાટ પાગલ શો હસતો મુક્ત હાસ્ય મન-મારણ!

અભિનન્દન દઉ છુ માનવીને માનવી,-સમજી બૂઝી
નથી થાક્યો જે સહસાબ્દીઓ સામે ઝૂઝી ઝૂઝી
છે અસખ્ય ખાપણ-ખોડો પણ એક અજેય યુયુત્સા
એક અનમ આગે બઢવાની લગનીને રહુ પૂજી!

એ લગની છે, એ અગનિ છે, ત્યા લગી ઉરમા ઘરમા
ગ્રામ અને પૂરોમા, જગલ ઝાડી ને ખેતરમા,
રાષ્ટ્રે ખડે ખડે જગતે નરોત્તમોના સપના
સાચા પડશે, સમગ્ર એવી આશા મઘમઘ અન્તરમા!

—કરસનદાસ માણેક



# પુરુષાર્થની કેડીએ..........

## ૧૯૬૫ થી ૧૯૬૮

આ ચાર વર્ષ દરમિયાન 'ઉત્તરા' ત્રણ વર્ષ પૂરાં કરી ચોથા વર્ષમાં પગરણ માંડે છે. 'ઉત્તરા'ની શરૂઆતથી તે છેક આજ સુધી પ્રતિવર્ષ ધૂંધળી અને વિષમ બનતી જતી પરિસ્થિતિમાં એ આજ સુધી ટકી શક્યું છે એ જ એના માટે સંતોષની વાત છે. કારણ બિલકુલ દીવા જેવું છે. આજકાલ ઢગલાબંધ જે સાહિત્ય આપણી સામે આવી રહ્યું છે, અને જેને ઉત્તેજન પણ મળે છે, અથવા તો બીજી રીતે કહીએ તો આજની નીચી ઉતરતી જતી સાહિત્યઅભિરુચિને પોષવા જે આપવામાં આવે છે, તેની સામે આવા પ્રકારનું વાંચન આપતાં પ્રકાશનોને ટકી રહેવું એ જ મહત્ત્વની વાત છે.

આજનો કાળ પણ માનવજાત માટે જાણે એક પડકારરૂપ બન્યો છે. ઉપરથી શાંતિની વાતો કરતાં રાષ્ટ્રો અંદરખાનેથી ઠંડા યુદ્ધના આગ્રહી રહ્યાં છે. અમેરિકા અને રશિયાની વિયેટનામ તથા ચેકોસ્લોવેકિયા તરફની નીતિ આના પુરાવા રૂપ છે. બીજી બાજુ ચીનની ધાકધમકી બધાં જ રાષ્ટ્રોને આજે એક પડકાર રૂપ બની છે. અને એનો સાથ મેળવી આપણા પડોશી રાષ્ટ્રો પણ આપણી શાંતિમય સહઅસ્તિત્વની ભાવનાની જાણે મશ્કરી કરી રહ્યાં છે.

માનવસર્જિત આ આફતોની સાથે કુદરત પણ આપણી કસોટી લઇ રહી હોય એમ લાગે છે. ગયું એક વર્ષ અનાજની સંતોષકારક દ્રષ્ટિએ હતું :એનો સંતોષ જ્યાં લીધો ન લીધો ત્યાં આ વર્ષે ક્યાંક અનાવૃષ્ટિ તો ક્યાંક અતિવૃષ્ટિ જેવી આફતો આવી છે. પહેલાં ગુજરાત તથા પછી ઉત્તરના પ્રદેશમાં ભયંકર જળરેલે,એ જે ખાનાખરાબી સર્જી માનવજીવનને અસ્તવ્યસ્ત કરી નાખ્યું તેની કળ વળતાં હજી વર્ષો લાગશે. આજની આપણી આર્થિક પરિસ્થિતિ પણ એટલી જ ડામાડોળ લાગે છે. એક બાજુથી વધતા જતા ભાવોની વચ્ચે વધે જતી મોંઘવારી અને બીજી બાજુ પ્રવર્તતી સાર્વત્રિક મંદી. આવા વાતાવરણ વચ્ચે પણ સમય પસાર થતો રહે છે. કાળની ગતિ અવિરત ચાલ્યા જ કરે છે. માનવીનો પુરુષાર્થ પણ આ બધાં આફતો સામે ટક્કર ઝીલતો રહે છે.

પરિસ્થિતિના આવા ચિત્ર પછી હવે સાહિત્ય તરફ વળીએ. આપણા લોકપ્રિય કવિ શ્રી ઉમાશંકર જોષીને તેમના કાવ્યસંગ્રહ 'નિશીથ' માટે ભારતીય જ્ઞાનપીઠ તરફથી પ્રથમ પારિતોષિક મળ્યું એ સમગ્ર ગુજરાતને માટે ગૌરવની વાત છે. શ્રી ઉમાશંકરની સાહિત્યના વિવિધ ક્ષેત્રોએ પ્રસરેલી પ્રતિભાને મૂલવતા લેખોનો એક 'ઉમાશંકર વિભાગ' આ અંકમાં આપવામાં આવ્યો છે.

બીજી બાજુ આ વર્ષે બે ઉત્તમ વાર્તાકારોએ આપણી વચ્ચેથી વિદાય લીધી. એક ડૉ. જયંત ખત્રી. આજે નવી વાર્તાના સ્વરૂપ અને ટેકનિકની જે વાતો–ચર્ચાઓ થાય છે તેનું લગભગ એક દાયકા કરતાં પણ અગાઉ ખેડાણ એમણે કર્યું હતું. આવા જ બીજા યુવાન વાર્તાકાર અને કવિ શ્રી રાવજી પટેલ પણ માત્ર ૨૯ વર્ષની ભરયુવાન વયે સાહિત્ય ક્ષેત્રે એક શુક્રતારકની જેમ ચમકીને વિલીન થઇ ગયા. આ બંને વાર્તાકારોને નમ્ર અંજલિ રૂપે એમની એકેક વાર્તા આ અંકમાં લેવામાં આવી છે.

'ઉત્તરા' પ્રત્યે જે લાગણીથી લેખકો તેમની કૃતિઓ મોકલતા રહે છે એ માટે હું અત્રે ઊંડા આભારની લાગણી વ્યક્ત કરું છું. આ અંકની આર્થિક બાજુ માટે પણ જાહેરાતો દ્વારા જેમનો સાથ મળતો રહ્યો છે એ સર્વ ધંધાદારી પેઢીઓ અને સંસ્થાઓનો સાથ પણ કેમ ભૂલાય ? અને એ મેળવી આપનારા મિત્રો પણ એવા છે જેમને તેમના નામનો ઉલ્લેખ પણ નથી ગમતો. આમ છતાં શ્રી પ્રવીણભાઇ મહેતા, શ્રી શશીવદન ઓઝા, શ્રી પન્નાલાલ ચોકસી વિગેરેનો ઉલ્લેખ તો હું જરૂરી માનું છું.

ગયા વર્ષથી 'ઉત્તરા'નું સુઘડ છાપકામ જેમને આભારી છે તે સુજાતા પ્રેસના શ્રી શશીકાન્ત શાહ તથા હરિવદન શાહનો હું આ તકે હૃદયપૂર્વક આભાર માનું છું. ફક્ત ગણત્રીના દિવસોમાં દિવસ–રાત ન જોતાં 'ઉત્તરા'નું છાપકામ જે ઝડપે ઉપાડી એને પાર પાડ્યું એ બદલ શ્રી શશીકાન્તભાઇનો હું ખાસ આભાર માનું છું. ક્યારેક વચ્ચે મેટર વહેલીમોડી થાય અને કામમાં વિલંબ થાય એટલે એમનો રોષ ભભૂકી ઊઠે. પણ એ તો ક્ષણમાત્ર. 'ઉત્તરા' પ્રત્યેનો એમનો રસ અને સતત કાળજી એને હું ભૂલી શકતો નથી. એમનો આવો જ સાથ કાયમ રહે એ જ માગું છું.

આ કાર્યમાં સુજાતા પ્રેસના સર્વ કામદાર ભાઇઓ પણ એટલા જ યશના અધિકારી છે. આ ઉપરાંત શ્રી શાંતિલાલ મેરાઇનો પણ તેમના સહકાર બદલ આભારી છું.

અને હવે છેલ્લે જણાવવાનું કે 'ઉત્તરા'નો આવતા વર્ષનો ૧૯૬૯નો અંક 'ગાંધી જન્મ શતાબ્દી અંક' તરીકે પ્રગટ કરવા વિચાર છે. ઉત્તરામાં આવતા લેખો, વાર્તાઓ, એકાંકીઓ કાવ્યો, ગઝલો અને અન્ય વિભાગો ઉપરાંત પૂ. ગાંધીજીના જીવનકાર્યને આવરી લેતા અલગ સો પાનાં આપવા ધારણા છે. આ માટે એક સલાહકાર સમિતિ નિયુક્ત કરવામાં આવશે અને એ સમિતિના માર્ગદર્શન નીચે જ આવતો અંક તૈયાર થશે. અત્યારથી આ વિષે વધુ કંઇ ન લખતાં ફરી એકવાર સૌના આભાર સાથે વિરમું છું. અસ્તુ.

શિરીષ મહેતા
સંપાદક.

# વહાલી વેણુ

વ્હાલી વ્હાલીડા તારી વહાલી અમોને
વ્હાલી વેણુ મતવાલી,
જલ જમુનાનાં જલમાં ડૂબેલાં
મટકાં રહી જાતાં ખાલી.
વ્હાલીડા તારી.

સુંદર સોનાના તેં તો જામા પહેર્યા અને
હીરલે જડી ચંદન ગેડી,
રૂપલા દડુલો તારો ઊછળે ગગનમાં,
અમે કઇ દિશ ઢૂંઢું તારી કેડી.
વ્હાલીડા તારી.

આંખને અણસાર નહિ, મનને મારગ નહિ,
હૈયાને નહિ ક્યાંય બારી,
હાથને તું હાથનો આધાર તારો ધરખમ દે—
દઈ દે ઓલી ચિનગારી.
વ્હાલીડા તારી.

—સુન્દરમ્



# મૂળ તો માગે—

મારાં મૂળ તો માગે તારી ભોમકા,
મારી ડાળ તો માગે તારું આભ.

ઝીણા રે તંતુ શી મારી ઝંખના
ભવની પીએ જેમ ભીનાશ,
આકુળી કાળે ત્યાં અંગેઅંગમાં
મારી આશાહીણી આશ:

મારાં ફૂલ તો માગે તારી લેરખી,
અને કૂંપળો તો કિરણોની છાબ.

પાતાળે સૂતેલી આંખો ઊઘડે
અને હવાને હિલોળે નાચે છંદ,
એક રે આસને મુગતિ માણતો
મારો ચહુંદિશે ઘટાળો આનંદ:

મારા સતને સિંચન તારું સાંપડે,
મારું અણુ અણુ બને અમિતાભ.—

—મકરન્દ દવે

# મહામૃત્યુ

માણસ આજે ભોગ તરફ દોડી રહ્યો છે. પણ એ ગમે તેટલા ભોગો ભોગવે તોય એને શાંતિ કે તૃપ્તિ મળે છે ખરી? માણસનું મન તો સદાય અતૃપ્ત જ રહેવાનું. આ ભોગોને પામવા પણ જીવનનો તો ભોગ જ આપવો પડે છે.

આ જીવનનો, પુણ્યનો, કાયાનો, આત્માનો ભોગ આપવા છતાં મેળવેલા ભોગો સદાય ટકી રહેશે એમ કોણ કહી શકે? એને પામીએ ત્યારથી જ, રખે એનો વિયોગ ન થાય એની ચિંતા ઊભી થાય છે. આ ચિંતા ખોટી પણ નથી.

ભોગમાં રોગનો ને સંયોગમાં વિયોગનો ભય છે જ. તે ક્યારે આવશે તે માણસ જાણતો નથી; પણ તે આવશે, જરૂર આવશે જ, એ તો સૌનાં હૃદય જાણતાં હોય છે.

ભોગની પ્રાપ્તિ ટાણે પણ માણસના હૈયામાં રોગની જે શંકા ઉદ્ભવે છે તે ખોટી નથી. એની પાછળ આત્માના અનુભવનો પ્રકાશ છે. એણે અનેક ભોગીઓને અંતિમ વેળાએ રોગમાં ટળવળતાં ને વિયોગમાં ઝૂરતાં જોયા છે; અને એ દૃશ્યનું કદી ન ભુલાય તેવું પ્રતિબિંબ આ હૃદય પર પડ્યું હોય છે તેથી જ, માણસનું હૃદય ભોગના ઉપભોગ વખતે પણ કંપે છે. આ કંપ સૂક્ષ્મ હોય એટલે એને માણસ 'નિર્બળ મનની શંકા કહી ભૂલી જાય છે, પણ ખરી રીતે તો એ કંપ આત્માનો સાક્ષાત્કાર છે.

આ અનુભવનો ઉપયોગ કરે, તો એ જરૂર ભોગના ઉપભોગની વેળાએ વિવેક રાખી શકે, એ ભોગમાં રહેલી અતૃપ્તિ જોઈ શકે, ભોગમાં રહેલા રોગો સાવધ થઈ નિહાળી શકે તેમ જ ભોગના પાપથી પણ બચી શકે. પણ ભોગની વીજળી ચમકે છે ત્યારે માણસ અંજાઈ જાય છે-અને એ અંધકારમાં ડૂબી જાય છે. આવા પ્રસંગે જે કોઈ, ક્ષણ માટે પણ, સદ્વિચારના દ્વારે થંભી જાય છે એના માટે ભય નથી. આંખમાં ચમકેલી વીજળી અદૃશ્ય થતાં માણસને મૂળ સ્થિતિએ આવતાં વાર લાગતી નથી. એ અનુભવચક્ષુઓ ખૂલે તો તરત સમજાઈ જાય કે ભોગની પાછળ પાછળ વિયોગ છે, વિયોગની પાછળ રોગ છે, રોગની પાછળ શોક છે, શોકની પાછળ જ મહામૃત્યુ છે!

ચિત્રભાનુ

●●●

# ચક્ર

રાજેન્દ્ર શાહ

યોગમનો રવ
નીડે નીડે
ગુહાગર્ભમહીં
અંધકારે
પામ્યો છે વિલય.
આથમ્યું છે મલકતમુખ અજવાળું.
હૃદય ઊંડી વ્યથાને સ્પર્શ કાંઇ આળું...

પ્રાણ મારા કર્ણને દુવાર કોઈ વેણુ કાજ ઝૂરે
ખાલી ખાલી...
પ્રાણ મારા નજરુંની વાટે દોડી જાય દૂર દૂરે
ફોગટ ઉધામા
કોઇ રેખ નહીં ભાળી..

પ્રાણ મારા પામે નહીં હવા—
રગે રગે ઝાવાં
સંજીવની તો ઝાંઝવા—
ઘડી ઘડી ગુંગળાઇ
નિધનમાં ન્હાય.
ટૂંપે ટૂંપે પીએ એવું જલ
વિસ્મૃતિ
સંબલ

ધન ધન દગડનો અંધજડ ભાર
હલે છે લગાર...
આંધીની વાણીની
મંદ પ્રશમતી આવી જરી અડી જાય
છાયા:
હુંફાળા કિરણ કોઇ
ભીતરના હિમશીત જલની ઢંઢોળી રહે કાયા.

પ્રાણ મારા જાગે
ધસે પાણીપંથા અશ્વને આવેગ;
ખુરાથી ફંગોળી અંતરાય
ખુલ્લા અવકાશમહીં લહે અભિનવ દેશ.

કેટલા સૂરજતણી તેજ શલાકાએ દગે ઝલમલ
અંજાય અંધાર !

પાપણ મીંચાય પલભર
ઊઘડે ત્યાં તેણે ધરી નવી
નવીન આકાર !
અપલક નજર મંડાય
ધરી આશા મળી જાય ક્યહીં કોઇ પરિચિત
તેજની અસંખ્ય રેખ—
નિહારિકા સમ ગતિ
—પરખઅતીત.

હજી તો વિસ્મય સંમોહન લહી
ચોરંગમયથકી ગણે કાન કને ઝૂકી
ઝીણું ઝીણું ધરી રહે કોઇ ગાન,
હવાના હિલ્લોળ સમું ફરકંત વૃંદ બહુ
એથી કાંઇ અધિક ન જાણું...

પણ
અહીં ઘડીયે ન એકલતા લાગે
પ્રાણ મારા અસીમે સંચરી જાય
સીમાહીન બની જાય
આનંદપુલકહર્ષમય અનુરાગે

વિસ્મૃતિ ઊતરે અમલ.
અર્ણવનો ઘેરો મહારવ બની રહે
અવ કિનારની છોળ.
ફોરે ફોરે શાશ્વતીની કલા.

કલાએ કલાએ સ્થલકાલનો વિવર્ત
બહુ બહુ રૂપ, બહુ રંગ, બહુ ભાવ...

ફરી જાણે જાગે મારું મન
જાગે પ્રેમ
લહે પ્રભવ
સંસ્થિતિ ગતિમય ને
વિલય,
લહે
મિલન
વિચ્છેદ
લહે
મુદિત અંતર તણી ગહન ગભીર નીલ વ્યથા

●●●

# પ્રેમતત્ત્વ

મનુષ્યના જીવનમાં જે શ્રેષ્ઠ છે, સુંદર છે, સત્ય છે તેને જાણી શકાય છે, જીવી શકાય છે–કહી શકાતું નથી. વરસોથી મનુષ્યજાતિ પ્રેમનાં ગીતો ગાતી આવી છે, પરંતુ હકીકતમાં તો પ્રેમને આપણે જીવનમાં કોઇ સ્થાન આપ્યું નથી. ધર્મ આપણને પ્રેમની વાત કરે છે. પણ આ કહેવાતા ધર્મે જ પ્રેમની સમસ્ત ધારાને વહેવા દીધી નથી, પ્રેમનાં તમામ દ્વારો બંધ કરી દીધાં છે. પ્રેમના વિષયમાં પૂર્વ–પશ્ચિમ, ભારત–અમેરિકા, એવા કોઇ ભેદ નથી. મનુષ્યના જીવનમાં સાચા પ્રેમની ધારા પ્રગટ નથી થઇ તો એનું કારણ એ નથી કે મનુષ્યનું મન ઝેરીલું છે. જીવનને ઝેરીલું બનાવવામાં ધર્મશાસ્ત્રો, તથાકથિત સાધુ–સંન્યાસીઓનો અને સન્તોનો હાથ છે. ખરેખર તો મન ઝેર નથી પણ જે લોકો કહે છે કે જીવન ઝેર છે એ લોકોએ જ જીવનને ઝેરીલું બનાવી દીધું છે.

તો હુ એમ કહું છું કે સંસ્કૃતિનો દોષ નથી; દોષ મનુષ્યનો છે. દશ હજાર વર્ષોના ગાળામાં જો મનુષ્યનું જીવન પ્રેમથી સભર થયું નથી તો હવે પછીનાં વરસોમાં પણ આપણને પ્રેમતત્ત્વ ઉપલબ્ધ થશે એવી કોઇ સંભાવના નથી. માટે આપણે આપણી જાતને બદલવાની જરૂર છે. કોઇ બીજ કડવું હોય તો તેની ખબર આપણને શરૂથી પડતી નથી. જ્યારે એ બીજમાંથી ફળ પેદા થાય અને આપણે એ ફળનો કડવો સ્વાદ લઇએ ત્યારે જ આપણને ખ્યાલ આવે છે કે બીજ કડવું હતું. આજે ઝાડપાન અને પશુપંખીઓમાં મનુષ્ય કરતાં વધારે પ્રેમ જોવા મળે છે.–જેમની પાસે કોઇ સંસ્કૃતિ નથી, કોઇ સભ્યતા નથી.

આનું જરૂર કોઇ કારણ હોવું જોઇએ. આજે હું આપની સમક્ષ એ કારણ વિશે કહેવા ઇચ્છું છું. અને એ વાતની જો આપણને પ્રતીતિ થઇ જાય તો પ્રેમનો સ્રોત જીવનમાં વહેવા માંડશે. પ્રેમ કોઇ એવી ચીજ નથી કે જેને શોધવા જવી પડે.–એ તો છે જ. માત્ર એને અનાવૃત કરવાની જ જરૂર છે, એને ઉઘાડવાની જ જરૂર છે. પ્રેમની સાધના કોઇ વિધાયક સાધના નથી, કોઇ પોઝીટીવ શોધ નથી કે જેને આપણે કશે જઇને શોધી કાઢીએ અને પ્રાપ્ત કરીએ. જેમ કોઇ મૂર્તિકાર પત્થર તોડતો હોય તો મૂર્તિ પત્થરની અંદર છુપાયેલી જ છે. માત્ર એને પત્થરમાંથી કંડારીને

આચાર્ય રજનીશજી

બહાર લાવવાનો જ સવાલ છે. જેમ કોઇ ચિકિત્સકને આપણે પૂછીએ કે ભાઇ, સ્વાસ્થ્ય શું છે? તો એ બતાવી નહીં શકે, વધુમા વધુ બીમારીના લક્ષણુ કહી શકે. સ્વાસ્થ્યની કોઇ પરિભાષા નથી. બીમારીનો અભાવ એ જ સ્વાસ્થ્ય. સાચી વાત એ છે કે સ્વાસ્થ્ય અંદર છુપાયેલું છે, જ્યારે માંદગી બહારથી આવે છે. તે જ રીતે મનુષ્યની અંદર પ્રેમ છુપાયેલો છે. પ્રેમ આપણામાં છે જ; પ્રેમ આપણો સ્વભાવ છે-અને બીજી રૂકાવટ ન હોય તો અનિવાર્યપણે મનુષ્યના જીવનમા પ્રેમ પ્રગટ થવો જ જોઇએ

ગંગા, હિમાલયમાંથી નીકળે છે, પહાડ તોડતી, મેદાન ચીરતી એ વહયે જ જાય છે અને છેલ્લે સાગરમાં સમાઇ જાય છે. સમુદ્ર ગમે તેટલો દૂર હોય તો પણ ગંગા કયાંય કોઇને-કોઇ ભોમિયાને, કોઇ પોલિસને પૂછવા રોકાતી નથી કે સાગર કેટલો દૂર છે? ગંગાના પ્રવાહમાં સાગર છુપાયેલો છે. હા, અગર જો મનુષ્યમાં રહેલો કોઇ વૈજ્ઞાનિક, કોઇ એન્જિનીયર ગંગા પર બંધ બાંધે તો સંભવ છે કે ગંગા સાગર સુધી ન પણ પહોંચે. પ્રકૃતિ એક સહયોગ છે, એક સુમેળ છે. માત્ર મનુષ્ય જાતિએ પોતાની યાંત્રિક માન્યતાઓ ઠોકી બેસાડી છે. એના પરિણામે જ ગંગાનો પ્રવાહ અવરોધાઇ ગયો છે. મનુષ્યના જીવનમાં પ્રેમની ગંગા ફરીવાર વહી શકે છે, પરંતુ તે માટે મનુષ્યે પોતે ઊભી કરેલી દીવાલો તોડવી પડશે.

સૌથી પહેલી વાત તો એ છે કે પ્રેમની યાત્રાનું પ્રાથમિક બિન્દુ કામ છે. પ્રેમની યાત્રાનું જન્મસ્થાન-ગંગોત્રી-Sex-છે, કામ છે, જ્યારે જગતના તમામ ધર્મો અને મહાત્માઓ એના વિરોધમાં છે. તેઓ કહે છે કે કામ અધમ છે, પાપ છે, ઝેર છે. આપણે કદી માન્યું નથી કે પ્રેમનો વિકાસ એ કામની શક્તિનું રૂપાંતર છે. હીરા અને કોલસામા મૂળભૂત રૂપે કોઇ તફાવત નથી. હજારો વર્ષની પ્રક્રિયાને પરિણામે કોલસામાંથી હીરો બને છે કોલસાની કશી કિંમત નથી, પણ એમાં હીરો છુપાયેલો છે. કોલસાને આપણે ઘરમાં એવી જગા પર રાખીએ છીએ કે જ્યાં એ કોઇની નજરે ન ચઢે; પરંતુ આપણને એ વાતનો ખ્યાલ નથી કે મૂળમાં બન્ને એક જ છે. Sexની શક્તિ જ પ્રેમમાં પરિણમે છે. પણ એનો વિરોધ કરનારા દુશ્મનો અનેક છે; જેમણે પ્રેમના અંકુર ફૂટે તે પહેલાં જ, એનો નાશ કરી દીધો છે. હીરાની પ્રાપ્તિ માટે કોલસાનો સ્વીકાર તો કરવો જ રહ્યો. આપણને એમ જ કહેવામાં આવે છે કે Sex-કામ-મૈથુન પાપ છે, માટે એની સાથે લડો-આ તો એવી વાત છે કે એક બાજુ માણસને આપણે પાગલ બનવા દઇએ છીએ અને બીજી બાજુ એના પાગલપણાનો ઇલાજ કરવા પાગલખાના ખોલીએ છીએ. એક વાત સમજી લેવી અનિવાર્ય છે કે મનુષ્ય કયારેય પણ કામવાસનાથી મુકત થઇ શકવાનો નથી. કામ જીવનનું પ્રાથમિક બિન્દુ છે.

આપે કદી વિચાર કર્યો છે કે ફૂલનું ખીલવું એ પણ એક કામની જ પ્રક્રિયા છે? મોરનું નૃત્ય એ પણ પોતાની પ્રેયસી માટેનો પોકાર છે એક યુવકની યુવાની અને યુવતીનું યૌવન એ કામની જ અભિવ્યકિત છે. કામનું રૂપાંતરણ છે, અભિવ્યંજના છે. મનુષ્યનું આખું જીવન કામનું Flowering છે, અનાવરણ છે. એ જ કામના વિરોધમાં સંસ્કૃતિ અને ધર્મ મનુષ્યના દિમાગમાં ઝેર રેડી રહ્યાં છે. અને કામની સામે ઘર્ષણ પેદા કરવાની કોશિશ કરી રહ્યા છે. સાચી રીતે તો કામની સાથે યુદ્ધ કરવાની જરૂર નથી. તેની સાથે મૈત્રી સ્થાપિત કરવાની છે. કામની ઊરજા પ્રેમની ઊરજામાં વિકસિત થઇ શકે છે, પરંતુ આપણે તો માણસના ચિત્તને કામના વિરોધથી ભરી દીધુ છે. પરિણામ એ આવ્યું છે કે, પ્રેમનો વિકાસ તો અટકી જ ગયો છે અને મનુષ્યનું મન વધારે ને વધારે કામી બનતું ગયું છે. આપણાં ચિત્રો, આપણી મૂર્તિઓ, આપણાં ગીતો, આપણાં મંદિરો-બધું જ કામની આસપાસ કેન્દ્રિત થયું છે. કામ પ્રત્યેની આ શત્રુતાને કારણે જ મનુષ્યજાતિ આટલી બધી કામુક દેખાય છે અને એની પાછળ તથાકથિત સાધુ સંતોનો હાથ છે. જ્યાં સુધી સારીયે માનવજાત આ કહેવાતા સંતપુરુષોના અનાચારથી મુકત નહીં થાય ત્યાં સુધી પ્રેમનો વિકાસ થવાની સંભાવના નથી.

સારી મનુષ્ય જાતિ માટે Sex ના વિષયમાં આમ જ બન્યું છે. માનવીને કહેવામાં આવે છે, કામ બૂરી ચીજ છે, કામથી બચો, ભાગો, નાસી છૂટો. આ સાંભળીને કામની વૃત્તિએ તેનામાં એક ગંથિનું-obcession નું-રૂપ ધારણ કર્યું છે અને ગમે ત્યાં જાય છે, આ વૃત્તિ તેને છોડતી નથી; તેની પકડમાંથી તે મુકત થતો

નથી. આમ પરિણામ ઊલટું આવ્યું છે.

યુવાન છોકરા-છોકરીઓને આપણે કહ્યું છે કે કામવાસના એ પાપ છે, રોગ છે. આ યુવક-યુવતીઓ સંસાર માંડે છે. યુવતીને આપણે કહીએ છીએ કે આ પતિ તારો પરમેશ્વર છે. પેલી યુવતી વિચારે છે કે કામ પાપ છે તો તે કામ તરફ લઇ જનાર પતિને હું પરમેશ્વર શી રીતે માનું ? યુવકને શિખવવામાં આવે છે કે નારી નરકનું દ્વાર છે. તો યુવક વિચારે છે કે આ સ્ત્રીને મારી અર્ધાંગના તરીકે-મારી જીવનસંગિની તરીકે શી રીતે સ્વીકારું ? આ પ્રકારના શિક્ષણે આપણું દાંપત્યજીવન નષ્ટ કરી દીધું છે. અને જ્યાં દંપતીનું જીવન નષ્ટ થયું હોય ત્યાં પ્રેમની સંભાવના કેવી ? તો પછી કોણ કોને પ્રેમ કરી શકશે ? પતિ-પત્ની વચ્ચેનો પ્રેમ એવો હોવો જોઇએ કે ક્રમેક્રમે એકબીજાનું બંધન તોડીને આગળ વધી જાય, સમસ્ત માનવમાત્ર પ્રત્યે ફેલાઇ જાય.

ધર્મની દુનિયામાં પ્રેમ એક ગેરલાયકાત છે. અને જો પતિ અને પત્ની વચ્ચે પ્રેમ ન હોય તો બાળકોને પણ પ્રેમ ક્યાંથી મળે ? પત્ની પોતાના પતિને જેટલું ચાહશે એટલો જ પ્રેમ એ પોતાના પુત્રને કરી શકશે. કારણ કે પુત્ર એ તો પતિની જ નાનકડી મૂર્તિ છે. પુત્ર પ્રત્યે પ્રેમ ન હોય તો એ પતિને પણ સાચો પ્રેમ કદી નહીં આપી શકે. કામની ઘૃણા કરવાથી, Sexને ધિક્કારવાથી નિંદિત કરવાથી પ્રેમ ઉપલબ્ધ થવાનો નથી. આપણે કહીએ છીએ કે જગતમાં પ્રેમ ક્યાંય દેખાતો નથી, પણ ક્યાંથી દેખાય ? જગતના તમામ માનવો જો પ્રેમ કરતા હોત તો જગતમાં પ્રેમનો દીપક ક્યારનો યે પ્રગટી ચૂક્યો હોત.

હું તો કહું છું કે કામ દિવ્ય છે. દીવાઇન છે. Sex ની શક્તિ ઇશ્વરની શક્તિ છે; એક mysterious force-રહસ્યમય શક્તિ-છે. એની દિવ્યતાનો, એની ધન્યતાનો સ્વીકાર કરો અને તેનું નિરીક્ષણ કરો. એની સામેની દુશ્મની છોડો. આપ એનું ઊંડાણથી નિરીક્ષણ કરશો તો આશ્ચર્ય પામશો કે જેટલી પવિત્રતાપૂર્વક કામનો સ્વીકાર કરશો એટલો જ કામ વધુ ને વધુ પવિત્ર થતો જશે. જેમ કોઇ માણસ મંદિરમાં જાય એવી રીતે પતિ પત્નીની પાસે જાય અને બન્ને પ્રેમી કામની ભાવના-પૂર્વક સંભોગ કરે તો સાચે સાચ એ લોકો પરમાત્માના મંદિરની નિકટ હોય છે. પતિપત્નીની આ નિકટ અવસ્થામાં ઇશ્વરની સર્જનશક્તિ કામ કરી રહી છે.

પહેલું સૂત્ર હું કહેવા ઇચ્છું તે એ છે કે કામની પવિત્રતાનો સ્વીકાર કરો. સ્વીકાર જેટલો સંપૂર્ણ હશે, પરિપૂર્ણ હશે તેટલો મુક્ત કરનારો થશે. જીવનની નિસર્ગતાનો અસ્વીકાર જેઓ કરે છે એને હું નાસ્તિક કહું છું. જીવન જેવું છે તેવો તેનો સ્વીકાર કરો અને એની સંપૂર્ણતામાં જીવો. આ પરિપૂર્ણ સ્વીકાર મનુષ્યને ઊંચે લઇ જાય છે અને એક દિવસ એને એવું દર્શન થાય છે કે જેમાં કામ માટે કોઇ અવકાશ જ રહેતો નથી.

બીજું સૂત્ર છેઃ મનુષ્યનો અહંકાર-હુંપણાનો ભાવ. માણસ જેટલો વધારે ધાર્મિક એટલો એનો 'હું' વધારે જોરદાર. 'મારે મોક્ષે જવું છે'-એમાં પણ હું તો બેઠેલો જ છે. માણસના મનમાં 'હું' એક દીવાલ બની જાય છે. જ્યાં સુધી મનમાં હુંપણું રહેલું છે ત્યાં સુધી, એ વ્યક્તિ એકબીજાની ગમે તેટલી નજીક હોય તો પણ, બંને વચ્ચે અંતર રહેવાનું જ. જેનો અહંકાર જેટલો વધારે મજબૂત એટલી એની બીજા સાથેની તાદાત્મ્ય અનુભવવાની તાકાત ઓછી. મારા સિવાયની દુનિયાની હરેક ચીજ જુદી છે, ભિન્ન છે, એ ભાવ જ્યાં સુધી નષ્ટ નહીં થાય ત્યાં સુધી પ્રેમનો અનુભવ થઇ શકશે નહીં. બે વ્યક્તિની ઊરજા એક થઇ જાય એ જ પ્રેમનો અનુભવ છે. એવો અનુભવ મારી અને સમષ્ટિ વચ્ચે પેદા થાય તો હું એને પરમાત્માનો અનુભવ કહું છું. આ ભિન્નતાનો ભાવ, જુદાઇનો ભાવ ક્યારે મટે ? જ્યાંસુધી 'હું' છું-મારાપણાનો ભાવ છે, ત્યાં સુધી બીજાઓ રહેવાના છે. આપે કોઇ વાર એકદમ અંતર્મુખ થઇને શાંત ચિત્તે વિચાર કર્યો છે? મનની ઘેરી ઊંડાઇમાં એક સન્નાટો છવાયેલો માલૂમ પડશે. ત્યાં કોઇ અહંભાવ નથી, માત્ર શૂન્ય છે. અહંભાવ ચાલ્યો જાય તો શૂન્ય રહી જાય છે. શૂન્ય પ્રેમ છેઃ શૂન્ય જ પરમાત્મા છે. શૂન્ય જ શૂન્યમાં ભળી શકે છે, અને ત્યાં જ પ્રેમનો જન્મ થાય છે. બે વ્યક્તિઓ એકબીજામાં મળી જઇને એકાકાર થઇ શકતી નથી. બે શૂન્ય એક થઇ શકે છે.

દીવાલ તૂટે છે તો ગંગાનો પ્રવાહ વહેવા માંડે છે. આપણે કૂવો ખોદીએ છીએ ત્યાં શું કરીએ છીએ ? માત્ર ઇંટ પથ્થરોને તોડી ફોડીને બહાર કાઢીએ છીએ અને એક પ્રકારનું વેક્યુમ-શૂન્ય-પેદા કરીએ છીએ. પાણી તો અંદર છે જ. પાણી ક્યાંયથી લાવવું પડતું નથી જ.

અહંકાર ખાલીપણું પેદા થવાથી પાણી પ્રગટ થાય છે એ જ પ્રમાણે મનુષ્યના મનરૂપી કૂવાઓ તો પ્રેમથી છલોછલ ભરેલા જ હોય છે માત્ર એમાંથી અહંભાવને, હું પણાને કાઢવાની જરૂર છે અહંભાવ હમેશા આપણાથી ઊંચા સાથેનો સંબંધ જોડે છે, પ્રેમમાં કોઇ ઊંચુ નથી, કોઇ મોટું અંતર નથી અહંકાર નમવામાં રાજી હોતો નથી. પ્રેમ હમેશા કશુંક આપીને આનંદિત થાય છે, અને જો આપવાનું બનતુ નથી તો ઉદાસ થાય છે

એક વૃક્ષની નીચે રમીકૂદીને એક યુવકે પોતાની કિશોરાવસ્થા પસાર કરી છે એ યુવાન મારો થયો છે વૃક્ષ એની પ્રતીક્ષામાં બેચેન છે એ ક્યાં ગયો મારો સાથી? પણ યુવક પૂછે છે કે હવે તારી પાસે શું છે કે હું તારી પાસે આવુ? મારે તો હવે પૈસા જોઇએ, ધંધો કરવા માટે પૈસાની જરૂર છે. તારી પાસે પૈસા છે? અહંકાર એક પ્રયોજન છે, પ્રેમ નિષ્પ્રયોજન છે Purposeless છે અહંકાર રોકે છે, પ્રેમમાં કશી રોકટોક નથી વૃક્ષ પેલા યુવકને પોતાના ફળો આપે છે–ધન કમાવા માટે પોતાની શાખાઓ આપે છે–મકાન બનાવવા માટે, પોતાનું લાકડું આપે છે–દૂર દેશાવર જવા માટે, નૌકા બનાવવા માટે; સમયે સમયે પેલા માણસને જેની પણ જરૂર પડે છે એ આપે છે, આનંદિત થઇને આપે છે અને ધન્યતાનો અનુભવ કરે છે. જ્યારે મનુષ્યમાં રહેલો અહંકાર આભારનો એક શબ્દ પણ કહ્યા વિના પોતાના સ્વાર્થને માટે વૃક્ષના તમામ અંગો–ઉપાંગોનો નાશ કરી નાખે છે અહંકાર માત્ર લેવાનીજ પરિભાષા જાણે છે, પ્રેમ માત્ર આપવાની જ ભાષા સમજે છે. આ વાતની પ્રતિતી થાય તો જ સમજાય કે પ્રેમ શું છે? પ્રેમનુ કોઇ શાસ્ત્ર નથી, સિધ્ધાંત નથી જીવન એક એવું વૃક્ષ બને એ વૃક્ષની શાખાપ્રશાખાઓ અનંત સુધી ફેલાઇ જાય અને જગતની તમામ સૃષ્ટિ એ વૃક્ષની છાયામાં સમાઇ જાય એ જ પરમતત્ત્વની અનુભૂતિ ગણાશે

સંકલન તથા અનુવાદ કરનાર
**સુબોધભાઇ એમ શાહ**

(પ્રબુદ્ધ જીવનમાંથી ટૂંકાવીને સાભાર)

●●●

# જીવનમાં ઉત્તરાયણ

આજકાલ જેમ દરેક બાબતમાં છે તેમ સ્વતંત્રતા મળ્યા પછી માતૃભાષાના વપરાશમાં પણ આપણે પરદેશી ભાષાના શબ્દો પર આધાર રાખતા થયા છીએ. કદાચ આજના યુગની આ એક ફૅશન બની ગઇ છે. આવે વખતે એક વિદેશી સજ્જન આપણી જ સાદી અને સરળ ભાષામાં આજની આપણી નવી પેઢીને એમની વ્યકિતઘડતરની લેખમાળા દ્વારા જીવનનું એક નવું જ દર્શન આપી રહ્યા છે. વિજ્ઞાન, સાહિત્ય અને ધર્મનો વિરલ ત્રિવેણીસંગમ એમના જીવનમાં થએલો છે.

ફાધર વાલેસ

ઉત્તર તરફની દિશા એટલે પ્રગતિની દિશા. ઉન્નતિ તે આબાદી અને અધોગતિ તે બરબાદી. સ્વર્ગ ઉપર અને નરક નીચે.

ચડવામાં લાભ છે અને ઊતરવામાં નુકશાન છે. અને એ સહજ ખ્યાલોના પાયામાં પ્રકૃતિનું નિરીક્ષણ છે, સૂર્યની ગતિની દિશા છે. શિયાળો બેઠો એટલે દિવસો ટૂંકા થવા લાગ્યા, રાત લાંબી. સૂરજ જેમ દક્ષિણ તરફ, નીચે તરફ ધીરે ધીરે ગતિ કરવા લાગ્યો તેમ (પૃથ્વીના ઉત્તર ખંડમાં રહેનારાઓને માટે તો) અંધકાર વધ્યો, ઠંડી વધી, પ્રકૃતિનાં ચક્રો ધીમાં પડ્યાં. અને એ ઠંડીમાં ને અંધકારમાં સપડાએલા માનવીના મનમાં શંકાને ચિંતા ઊઠી. આમ ક્યાં સુધી ચાલશે ?

પણ એક શુભ દિવસ સૂર્યદેવતા એ માનવીઓના ઉપર કૃપા કરીને ગતિની દિશા ફેરવે છે, ઉત્તર તરફ પ્રયાણ કરવા માંડે છે, અને દિવસો પાછા લાંબા થાય, અંધકાર ઓછો થાય, ને ઠંડી જતી રહે. એ શુભ દિવસ તે ઉત્તરાયણનો દિવસ.

એક કવિએ કલ્પના કરી છે કે આદિ માનવ આદમનું સર્જન વસંત ઋતુમાં થયું હશે. (વસંતમાંજ પૃથ્વી ઉપર નવું જીવન અવતરે છે ને ! ) એટલે પ્રકૃતિના જીવન સાથે એ આદિ માનવીનું જીવન ખીલ્યું. પવન સાથે એ રહ્યો, ચોમાસાના પાણીમાં પલળ્યો, ધરતીના ફળ ઉડાવી ગયો. પરંતુ નમતે વર્ષે પ્રકૃતિની ગતિ મંદ પડી, ને દિવસનો સમય રાત્રિ ગળવા લાગી ત્યારે એ આદિ પુરુષ ગભરાયો :

'સૂર્યના આશીર્વાદથી હું જીવું છું. એ હવે જો ધીરે ધીરે દૂર જતો રહે, નીચે જતો રહે, અલોપ થઇ જાય તો મારે શુ અનંત અંધકારમાં અટવાઇ રહેવું પડશે ?

પણ એક દિવસ એને માલૂમ પડવા માંડે છે કે સૂર્યનો પથ ફરીથી ઊંચો થતો જાય છે, દિવસો લંબાય છે, કુદરતમાં નવું ચેતન આવે છે. એ પરિવર્તનનો દિવસ તે ઉત્તરાયણ. અને પોતાની ઝૂંપડીની જમીન પર પડતી એ દિવસની લાંબામાં લાંબી છાયા માપીને જે છાયાને રોજરોજ લાંબી થતી જોઇને–કાલ કરતાં આજે

વધુ જમીન આંતરતી જોઇને—એ બિનઅનુભવી આદિ માનવ અસહ્ય ચિંતામાં ડૂબી જતો હતો) એ છાયાની છેલ્લી સીમા ઉપર તે પથ્થરોનો ઢગલો ઊભો કરે છે જેથી એના દર્શનથી પોતાની આશા ને ઉત્સાહ હવે કાયમ માટે ટકે

જીવનની છાયાઓ લાંબી થયા પછી ફરીથી ટૂંકી થાય છે સૂરજ નીચે ગયા પછી ફરીથી ઉપર આવે છે ટાઢ પછી તડકો આવે તંદ્રા પછી ચેતના આવે

માટે ઉત્તરાયણ એ નવી આશાનો તહેવાર છે આત્મજાગૃતિનું પર્વ છે, જીવનપલટાનો ઉત્સવ છે

*

તમને જો હાલ એમ લાગતું હોય કે જીવનનો ભાર હવે અસહ્ય થતો જાય છે કે અભ્યાસનો બોજો ધાર્યા કરતા ભારે છે અને એમ ચાલે તો એ છોડી દેવાનો દિવસ પણ આવશે કે કટેવોને વ્યસનનું જોર વધતું જાય છે અને એમાંથી છૂટવાની શક્યતા હવે નહિ જેવી લાગે છે, કે ઘેર જે કંકાસ ચાલે છે તે તમારો જીવ ખાઇ મેમે છે તે હવે હદ વટાવી ચૂક્યો છે ને ઘર છોડીને (અથવા જીવન છોડીને) નાસી ગયા સિવાય બીજો રસ્તો દેખાતો નથી તમને જો એમ લાગતું હોય કે જીવનની ઝંપડીની છાયા હવે માપ વિના હદ વિના, મર્યાદા વિના વધતી જાય છે અને આખીયે જમીન રોકી લેવાની તૈયારીમાં છે—તો પેલા બિનઅનુભવી આદિ માનવની જેમ ગભરાશો નહિ

કુદરતમાં ઉતરાણ છે તો જીવનમાં પણ છે

છાયાઓ લાંબી થયા પછી ટૂંકી થશે

અને તેની સીમા ઉપર તમે પણ પથ્થરોનો ઢગલો ઊભો કરીને નવી આશાનું મંદિર બાંધી શકશો

એ છે ઉત્તરાયણનો મંગળ સંદેશ

*

અને એ સંદેશ જીવનમાં ને વ્યવહારમાં ઉતારવા એક સાધન પણ આ શુભ દિવસ તમારા હાથમાં મૂકી જાય છે

એ જીવનપાઠ યાદ રાખવા એક સૂક્ષ્મ ભેટ તમને એ આપી જાય છે એ આદર્શોની પ્રેરણા તાજી કરવા એક બોધક પ્રતીક તમને એ સોંપી જાય છે

આજે તમે ઊભા છો તમારા ઘરની અગાશી પર હાથમાં પતંગનો દોર છે આંગળીઓ ઠીક ઠીક કપાઇ ગઇ છે છૂંગ વાગે જોરથી ફૂંકાતા પવનમાં રમે છે અને નજર તો ઉપર—હવામાં દોર ઉપર દૂર દૂર ચડી ગએલા ને હવે ઝીણા ઝીણા દેખાતા એ તમારા વાદળી રંગના પતંગ ઉપર ઠેરવેલી છે શાબાશ મારા પ્રિય પતંગ ઊંચે ચાજે દૂર જજે, ફરજે ને તારો દોર કોઇ ન કાપે એવી શુભેચ્છાઓ લઇને આકાશમાં વિજયકૂચ કરજે!

તો હવે જરા વિચાર કરો—એ પતંગ ને એ દોરનો એ સૂક્ષ્મ જીવન-પ્રતીકનો એ ઉતરાણની બોધક ભેટનો. એ ઝીણો પતંગ એ તુચ્છ કાગળનો ટુકડો, એ બે પૈસાની બનાવટ આટલે ઊંચે કેમ ચડી શકે છે? અને એ ગૂંચવાળી દોરી આટલી સીધી ને લાંબી કેમ બની શકે છે? બંનેના સહકારથી પતંગમાં ઊડવાની શક્તિ છે, દોરમાં દોરવાની આવડત છે પતંગનું ઉડ્ડયન ને દોરનું સંચાલન ભેગા થાય એટલે બંનેનું કલ્યાણ થાય પતંગ એટલે આદર્શ ને દોર એટલે સંયમ, પતંગ એટલે ભાવના ને દોર એટલે મનોબળ પતંગ એટલે આશા ને દોર એટલે સાધના જીવન-ધ્યેય ઊંચું જોઇએ, ઉમદા જોઇએ, સર્વોપરી જોઇએ ને તેની પાછળ સાધના લાંબી જોઇએ, સ્થિર જોઇએ, અખંડ જોઇએ બંનેનો મેળ હોય તો જ તમારો જીવન પતંગ ઊંચે ચડશે

અને પવન?

પવન વિના તો ઉત્તમ પતંગ પણ જમીન પર પડ્યો રહેશે ને તેનો દોર ફીરકીની આસપાસ નકામો વીંટળાયેલો રહેશે જીવનમાં પણ ભગવાનના આશીર્વાદ વિના માણસના સ્વપ્નો ભોંય પર જ રહેશે પણ એ કૃપાની લહેરીઓ, એ દયાનો મલયાનિલ તો સતત વાતો રહે છે ને તેના ઉપર સવાર થઇને તમારો પતંગ જોતજોતામાં ગગનને ભેટવા જઇ શકશે આમ ઊંચા આદર્શો, સતત પુરુષાર્થ ને ઇશ્વરની કૃપાનો સંગમ થાય ત્યારે જીવનસાધના આસમાને ચડી જાય

*

ઉતરાણનો દિવસ આપણી નજર ઉત્તર તરફ વાળીને આશાનો સંદેશ લાવે છે, જાગૃતિનો બોધ અભડાવે છે જીવનપરિવર્તનની તાકીદ આપે છે અને એ જીવન પરિવર્તન સાધવાની રીત સમજાવવા આપણા હાથમાં પતંગનું પ્રતીક મૂકે છે જો એ રસ્તો, હલવો ક્ષણભંગુર

પતંગ આટલે ઊંચે ઊડી શકે તો આપણે પણ તારા-ઓની યાત્રા કરી શકીશું, ખરું ને?

આજે પતંગો ચગાવતાં તમે પણ એવો વિચાર કરો, એવો સંદેશ ઝીલી લો. જીવનને કેમ ઊંચે ને ઊંચે ચડાવી શકાય એની યોજના કરો. પતંગનો ખેલ છે. થોડો કાગળને થોડી દોરી, થોડી કલાને થોડી યુક્તિ, થોડી ધીરજ ને થોડું સાહસ......ને એ વાદળી રંગનો પતંગ પવનને માર્ગે ફરતો થશે. હા, આંગળીઓ થોડી કપાશે, હાથ થાકી જશે, આંખો અંજાઇ જશે, પણ છેવટે પતંગ ઊડશે જ ઊડશે.

સાધનાનો પ્રારંભ અઘરો હોય છે. જીવનપરિવર્તનમાં પરિવર્તન જ ભારે હોય છે. પણ એક વખત ઊપડયા કે પછી રસ્તો સરળ બની જાય છે. પતંગના ખેલમાં પણ શું એવું નથી બનતું? ખરી મુશ્કેલી પતંગને જેમ તેમ ઊડતો મૂકવામાં જ છે. કોઇ વાર બીજાની મદદ પણ લેવી પડે છે, આમતેમ દોડવું પડે છે, ખેંચાખેંચ કરવી પડે છે. પણ એક વાર પતંગ ચડયો કે નાનો છોકરો દોર પકડે તો પણ એ ચડતો જ રહેશે. દોરના પહેલા સો વાર જાય ત્યાં સુધી જોખમ રહે. પછી તો મુક્ત વિહાર. માટે હિંમત બાંધો.

જેમ તેમ કરીને તમારા આ જીવન-પતંગને જમીન પરથી ઉપાડીને આકાશમાં તરતો કરી મૂકો.

શરૂઆત કરો.

પહેલું પગલું ભરો.

તારાઓને રાહે જાઓ.

પવનની સાથે જાઓ. સૂર્યની સાથે જાઓ.

ઉત્તર તરફ પ્રયાણ કરો.

અને ઉત્તરાયણનું આ પર્વ તમારે માટે ખરું જીવન પર્વ બની રહેશે.

●●●

## અંતરનું અજવાળું

પોતાના પુત્રોનું સત્ત્વ તપાસવાની ભાવનાથી શાણા પિતાએ બેય પુત્રોને એક એક રૂપિયો આપ્યો ને કહ્યું: 'આ રૂપિયા વડે એવી વસ્તુ ખરીદી લાવો કે જેનાથી આખું ઘર ભરાઇ જાય...

એક રૂપિયાનું સસ્તું ઘાસ લાવી ઘરમાં પાથરી દીધું.

બીજાએ મીણબત્તી લાવી જ્યોત પ્રગટાવી...ને એ જ્યોતના ઊજળા પ્રકાશથી ઘર ભરી દીધું...

બંનેએ ઘર તો ભર્યું...પણ એક કચરાથી ભર્યું, બીજાએ પ્રકાશથી ભર્યું.

—મુનિ ચન્દ્રપ્રભસાગરજી

# લેણું છતાં અલેણું

વેણીભાઈ પુરોહિત

જન્મોજન્મ મિલનનો મહિમા
જન્મોજન્મ જુદાઇ !
વિધાતા કરે અજબ ચતુરાઇ,
ગણી લે ગરવી પ્રેમદુહાઇ.
જન્મોજન્મ મિલનનો મહિમા : જન્મોજન્મ જુદાઇ

કોણ દેશમા જનમ ભયો ને કોણ દેશમા વાસો ?
પલટી નાખ્યો પટ પ્રારબ્ધે, પલટી નાખ્યો પાસો !
હવે તો કાંક વગર ઠકુરાઇ !
ગણી લે ગરવી પ્રેમદુહાઇ !
જન્મોજન્મ મિલનનો મહિમા  જન્મોજન્મ જુદાઇ

નયન મળ્યાં છે  હૃદય મળ્યા છે  પણ મનખો ના મળતો,
મેંદીના તો ગયા મનોરથ, રહ્યો રંગવા અળતો !
સ્નેહની સંતાપે શરણાઇ !
ગણી લે ગરવી પ્રેમદુહાઇ !
જન્મોજન્મ મિલનનો મહિમા  જન્મોજન્મ જુદાઇ.

પાનેતરને બદલે આજે પ્રીત ઓઢશે મહેણું,
લખ્યું લલાટે લખનારાએ લેણુ છતાં અલેણું !
નજરથી નજર ગઇ નજરાઇ !
ગણી લે ગરવી પ્રેમદુહાઇ !
જન્મોજન્મ મિલનનો મહિમા : જન્મોજન્મ જુદાઇ

●●●

# વાતનું વતેસર

અમાસને દિવસે અમથાલાલે સત્યનારાયણની કથા કરી. એનું કારણ જાણવા કુતૂહલપ્રિય પાડોશીઓએ ધમાલ મચાવી અને જ્યારે કથા કરવાનું કારણ એમને જાણવા મળ્યું ત્યારે થયું કે આ તો વાતનું વતેસર થઇ ગયું છે. આપણા લબ્ધપ્રતિષ્ઠિત વાર્તાકાર આ વતેસરને વાતના રૂપમા અહીં મઢે છે.

સુરલી ઠાકુર

અમથાલાલ આમ તો દરેક પૂનમે સત્યનારાયણની કથા કરાવતા ને માળાનાં સર્વ કોઇને મહિનામાં એક વાર ખૂબ પ્રેમથી પ્રસાદ વહેંચતા. માળા માત્રનાં તો શું પણ આજુબાજુનાં બે ત્રણ મકાનનાં બાળકો પણ અમથાલાલની આ દરેક પૂનમે થતી સત્યનારાયણની કથા વિશે જાણતાં ને આ એક તિથિ તો એમને એવી ગમી ગયેલી ! એને લીધે અમથાલાલ પણ છોકરાંઓમાં ખૂબ પ્રિય થઇ પડેલા. એ જતા આવતા હોય ત્યારે કોક વાર ભાવથી તો કોક વાર ટીખ્ખળમાં છોકરાં એક બીજાને અમથાલાલની ઓળખ આપતા. અમથાલાલને એ ગમતું પણ ખરું. પૂનમનું પારખું આભના થાળી જેવડા ચાંદાથી નહીં પણ અમથાલાલની કથાની કથાથી જ થતું.

તેમાં એક વાર અમથાલાલને ત્યાં કેળના થંભ—થંભ નહીં નાની ડાળીઓ લઇ મહારાજ ઓચિંતા આવ્યા ત્યારે તો સૌને ભારે કૌતુક થયું આડોશીપાડોશીએ તિથિની ચકાસણી કરી તો પૂનમ નહીં પણ નીકળી અમાસ. અને વાત જાણે મંડાઇ ગઇ. અમથાલાલની બાજુમાં જ રહેતા જીવણલાલની વહુ જાણે ધસી આવ્યાં ને અમથાલાલને કહેવાને બહાને એમણે અમથાલાલનાં પત્નીને જ પૂછ્યું

'તો હેં આનંદી બહેન ! —આજે વળી અમાસને દિવસ આ મહારાજ પૂજાનો સામાન લઇને આવ્યા એ શું ?'

આનંદી જવાબ આપે ત્યાં તો અમથાલાલે જ કહ્યું :

'શારદા બહેન પૂછોને તમારા શેઠને જ.'

અને શારદાબહેનનાં નસકોરાં એકદમ ફૂલી ગયાં—કમ્મરે હાથ દઇને તડૂકી ઊઠયાં હોય એમ બોલ્યાં :

'તે અમથાભાઇ હું તો આનંદીબહેનને પૂછતી'તી એમાં તમે ક્યાં કૂદી પડયા ?'

'શારદા બહેન'—શારદા બહેન જેટલાં ઉકળી ઊઠયાં હતાં એટલી જ નરમાશથી અમથારામે જવાબ આપ્યો.

'અરે શારદા બહેન ! તમે મને પૂછો કે પછી મારી ઘરવાળીને—કો'ક એક જણ જવાબ આપે એટલે થયું. તમારે તે જવાબથી કામ છે કે એ જવાબ કોણ આપે છે એનાથી !'

'તે તમે શો જવાબ આપ્યો ? તમે તો ઉપરથી એમને—પૂછવાનું કહો છો. એમને તે એવી વાત પૂછાની હશે !'

'તે તમારા એમને એ વાત ન પૂછાય તો પછી મારા આ એમને વાત પૂછાય-એમ જ ને ?'

'તે હુ કે જીભાજોડી કરવા નથી આવી' કહી શારદા બહેન પોતાની ઓરડીમા, જાણે કોઇએ ધકે'યા હોય, એમ ધસી ગયા.

ને વાતની કથા મંડાઇ–અમથાલાલ દુકાને ગયા પછી તો એક કરતા એક, લગભગ બધા જ બૈરા આ અચાનક થનાર કથાની કથની પૂછવા આવી ગયા આનદીબહેનને તો કથાની જ રામાયણ થઇ ગઇ એમણે બધાને કહ્યું ? બાઇ મને કાઇ ખબર નથી. પણ એ માને કોણ ?

'ના ના આનંદીબહેન, અમથાભાઇને જરૂર કાઇ લાભ થયો હશે નહીં તો આમ અમાસે તે કોઇ કથા કરે ખરા !'

પણ આ વાતનો તોડ ન મળ્યો તે ન જ મળ્યો સાજે શુકલજીએ પૂજા કરાવી, કથા વંચાવા માડી પણ એકે પડોશી તો શુ પણ એકાદ પાડોશીનું એક છોકરુ પણ ન ડોકાયુ એટલે તો શુકલજીને પણ કૌતુક થયું

હા આરતી કરતા શુકલે રોજના કરતા મોટા સાદે આરતી ગાઇ ત્યારે બે પાચ છોકરા ડોકાયા ને એમની પાછળ આજુબાજુની બે પાડોશણો નહી પણ બે ત્રણ પાડોશી આવી લાગ્યા. પ્રસાદ વહેચાણો તે એમણે લીધો પણ પોતપોતાને ઘેર જવાને બદલે અમથાલાલની ઓરડીમા જ બેસી ગયા અમથાલાલ એથી ખુશ થયા પણ તરત નારાજ થયા એમને એક પાડોસીએ પૂછ્યું ત્યારે બાજુના જ જીવણલાલે જ પૂછ્યુ ·

'હેં અમથાભાઇ ! સવારે એ આવી ત્યારે તો તમે !'

'ત્યારે હું ગુસ્સામા હતો એમ જ ને !'

'ના એમ નહીં પણ ભલા ભાઇ આમ અમાસને દિવસે કથા થાય એટલે કોક પૂછે–અરે મે તો એને ખૂબ વારેલી પણ બૈરાનો જીવ–પણ હો એ કથા તમને પૂછવા આવી'તી. એ તો પૂછતી હતી આનંદીબહેનને– ત્યા જ બીજા પાડોશીએ વાત ઉપાડી લીધી-

'હા અમથાભાઇ આ કૈં ઠીક ન કહેવાય–પાડોસી તો પેનુ શું–? 'ખરૂ સગું' ભાવથી કૈં પૂછવા આવે ને તમે–'

'ને હુ ડાચા નાખું એ સારું નહી–એમ જ કહેવુ છે ને તમારે' અમથાલાલે પાડોશીનુ વાકય પૂરું કર્યું.

'ભાઇ ડાચા નાખો છો એમ તો અમારાથી કેમ કહેવાય પણ આમ ભાઇ માણસને જવાબ દો એ કાઇ–'

'એ કાઇ ઠીક નહી–એમ જ ને, 'અમથાલાલે વળી વાકય પૂરૂં કર્યું'

'તો પછી એટલું બધુ સમજો છો તો લક્ષ્મીને ઠેકાણે કા રાખતા નથી ?' ત્રીજા પાડોશીએ ઊકળી ઊઠી કહ્યુ.

અને સત્યનારાયણની કથાનો પ્રસાદ હાથમા હોવા છતા મોટી રામાયણ મડાણી. એક કરતા એક બીજા ઘણા બધા આવી પહોચ્યા ને અમથાલાલને માથે જે માછલા ધોયા ! એમણે–જે માછલા ધોયા ! અમથાલાલની બોલતી જ બધ થઇ ગઇ આનદીબહેનને તો કથાનો હરખ—આમે અમાસ હતી એટલે–નહોતો, તે સાવ કથળી ગયો રાધેનું ધાન પણ રામાને આપી દીધુ શુકલજીએ જેમ તેમ બધું આટોપી લીધુ ને વિદાય લીધી

★

સવારે કથાનુ ઉત્થાપન કરાવી શુકલ જતા હતા ત્યા જ આનદીએ પૂછ્યું

'હેં બાપા ! આ અમાસે કથા કર્યાનુ કૈં પુણ્ય ભલે ન હોય પણ સામે પાપ વળગે એવુ કાઇ ખરું !'

અને શુકલજી હસી પડ્યા ને બોલ્યા

'અરે મારી બહેન કથા તો જ્યારે શુભ સંકલ્પ જાગે ત્યારે કરાય પૂનમ અમાસ પોતે કયા ભેદ રાખે છે એકમેકમા અને આપણે માણસ જાતને વળી એ પૂનમ અમાસના ભેદ શા ! ભગવાન સતાકૂકડી રમે છે

'અરે પેલા ચાદો સૂરજ લીલા કરે છે એમા સારું નરસુ શુ બાપલા !'

'પણ જુઓને ઠાલા રામાયણ થઈ એ '

'એ તો પાડોશીઓ છે–કૌતુક થયુ એટલે પૂછ્યુ હશે '

'ના બાપા એ તો કૈંક વાતો કરે છે'–આનંદીએ કહ્યુ

'શી વાતો કરે છે ? ને કોની ?' શુકલે પૂછ્યુ

'તે એમની જ સ્તો બપોરે પેલી બાજુવાળી કહેતી હતી કે બજારમાં અમથાલાલે અમથો અમથો હાથ માર્યો ને થોડા હજાર આવી પડ્યા એની ઊજાણી કરી દેખાડો કરે છે' કહેતા કહેતા આનદીએ નિસાસો નાખ્યો. 'એમ નિસાસો ન નાખો આનદીબહેન, અમથાલાલને હુ ઓળખું છુ એવો આડો, અસત્ય ધધો કરે એવા એ નથી'

'તો પછી પૂનમ કયા દૂર હતી તે પદર દિ' પહેલા

એમણે કથા કરવા બોલાવ્યા તમને ?' આનંદીએ ફરી પૂછ્યું. ત્યાં તો બાજુમાંથી કાલની સુગાતી'તી તે શારદા ધસી આવી ને બોલી :

'એ આનંદી બહેન અમને બધાંને ખબર છે–'

'–ને અમને ય' કહેતી ચંચળ પણ બીજી બાજુથી આવી.

આ બન્ને પાડોશણોના આ અચાનક આક્રમણે આનંદી તો શું શુકલજી પણ જરા અકળાઇ ઊઠયા. શુકલજીએ બન્નેને બેસવા કહ્યું પણ એ બેસે શેની?– એમણે તો અવાજ મોટો કરવા માંડયો એટલે બીજી બેત્રણ પાડોશણો પણ આવી લાગી–અને પછી જોઇ લ્યો તમાશો !

શુકલજીએ પોતાની બધી વાક્છટા વાપરી–પુરાણના ઉદાહરણો ટાંકયાં–અચાનક કથા કરવા વિશેનાં–પણ બાઈ જેવું પ્રાણી તે એમ માને–!

'મહારાજ કહો ન કહો પણ અમથાભાઇએ કૈં ઘાલમેલ જરૂર કરી હશે–નહીં તો અમથા અમથા કથા પાછળ થોડોક ખરચ કરે એ–વેપારી માણસ !'

'અરે બહેન તમે ય વેપારી માણસનાં જ ઘરવાળાં છો છતાં આમ બોલો છો ?'

'એ તો વેપારી વેપારીએ ફેર હોય ફેર શુકલજી' કહી એક પછી એક બાઇ ચાલતી થઇ. આનંદીના મનનું વાવાઝોડું ડહોળીને સૌ ચાલતી થઇ. આનંદી અસ્વસ્થ થઇ છે એની ખાતરી થતાં એ સર્વ પાડોશણોને કથા સાંભળ્યા જેટલો આનંદ થયો. પણ આનંદી એની તો સાન જ બૂઠી થઇ ગઇ. બધાં વિખેરાયાં પછી ઓરડીનું બારણું બંધ કરી રડી જ પડી: વેળ કયાં આવી કયાં ગઇ એનું ય એને ભાન જ ન રહ્યું.

સવારથી અમથાલાલ ગયેલા તે બપોરે આવ્યા. બારણું બંધ જોઇ જરા અકળાયા. હળવેથી ટકોરો દીધો. આનંદીએ મોં ધોઇ એટલી જ હળવાશથી બારણું ખોલ્યું. આનંદીનું મોં જોઇ અમથાલાલ ડઘાઇ ગયા. ચૂલો ઠંડો પડયો છે. ભાણું–લગભગ રોજ મંડાયેલું રહેતું–એનું–કોઇ કાંઇ ઠેકાણું નથી. અમથાલાલને શું પૂછવું ને શું ન પૂછવું એની જ મથામણ થઇ.

'કાં?' એટલું જ એમણે થોડીકવાર પછી પૂછ્યું ને હાથપગ ધોવા લોટો ભર્યો ત્યાં આનંદીથી ન રહેવાયું. તે રડતાં રડતાં બોલી પડી ને બોલતાં બોલતાં રડી રહી.

'પણ થયું છે શું ?'

'થાય શું ? આ અમાસે કથા કરી તેનો પરતાપ'

'પણ અમાસે કથા કરવાથી શું થઇ ગયું ?' પણ તમે અમાસે કથા શું કામ કરી ? લોક શું કહે છે ?' આટલા બધા પ્રશ્નોના જવાબ એકી સાથે અમથાલાલ જેવા બાહોશ વેપારીને પણ તુરત ન સૂઝયા તે જરા મૂંગા રહ્યા. એટલે તો આનંદીનો વહેમ વધ્યો ને એણે પૂછી જ નાખ્યું.

'પેલી કહે'તી તી તમે કયાંક હાથ માર્યો છ–ને સારૂં એવું, આડા હાથનું નાણું મેળવ્યું છે. એની ખુશાલીમાં કથા કરી ? એવે બહાને તે કથા થતી હશે ! અરે ભગવાન રૂઠતો ન હોય તો ય રૂઠે,' આનંદીએ સવારે જે આકળામણ અનુભવી હતી એના પ્રતાપે આટલું બધું પૂછી નાખ્યું.

'અરે પણ ભલી બાઈ મેં કયાંક હાથ માર્યો એ વળી કોણે વાત કરી? ને માર્યો હોય તો એ કહેનારીના બાપના ઘરમાં કૈંડોક કૈં માર્યો છે ?'

'તો પછી કથા કરી શું કામ ?'

'મનની મોજ.'

'અરે એવી તે મનની મોજ હોતી હશે. એ તે કૈં સીનેમા નાટક જવાની મોજ જેવું છે શું–સત્યનારાયણની કથાનું ?'

અને પતિપત્ની વચ્ચે આવી તીખી તીખી વાતોનું જ શિરામણ થયું. અમથાલાલ ઊઠી ચાલતા થયા.

આજુબાજુની બાઇઓ છુપાઇને બધું સાંભળતી હતી તે તેમાંની એકે કહ્યું–'બાઇ ખિસ્સાં ભરાય પછી પેટને પણ ભૂખ લાગતી નથી.'

અમથાલાલને કાને એ શબ્દો પડયા પણ એઓ જાણે કૈં સાંભળ્યું જ નથી એમ કરી દાદરો ઊતરી ગયા. આનંદીએ પણ એ સાંભળીને બારણું વાસી દીધું.

★

માળામાં સાંજે સર્વ કોઇ પુરૂષ વર્ગ આવી ગયો છે. બધાંનાં બારણાં ખુલ્લાં છે. અલકમલકની વાતો થાય છે. છોકરાં ગેલ કરે છે. રેડિયો ગાયે જાય છે. થોડાક પાડોશીઓ ચાલીમાં બેસી કાં એકમેકના ઘરમાં કાન કરડતા હોય એમ વાતો કરે છે. માત્ર એક અમથાલાલનું બારણું બંધ છે. કોકનું ઓચિંતુ ધ્યાન પડયું ને એણે પૂછ્યું.

'અરે ભાઇ આ આનંદીબહેન કે અમથાભાઈ કોઇ કે દેખાતા નથી ?'

–ને પછી તો સૌ કોઇ આવી ચકાસણી કરી ગયા.

'ભાઇ બારણું તો ખુલ્લું છે–'

'પણ બત્તી કા નથી ?'

અંદર બેઠી બેઠી આનંદી સમ સમે છે. ભર્યા ભર્યા મેળા જેવા માળામા આજ એને નિર્જનમાં બેઠી હોય એવું લાગે છે. નથી તો અમથાલાલ દુકાનેથી આવ્યા નથી તો આનંદીએ બારણું ખોલ્યું.

—ને પાછું એમની–અમથાલાલની ઓરડી આગળ જાણે પંચ ભેગું થયુ હોય એવું થયું. બહાર શોરબકોર ને અંદર શાન્તિ-એ તો સારું થયું કે કોકે વાવડ દીધા.

'અમથાલાલને હમણાં જ ગલીમા મેં જોયા' કોકે કહ્યું ને બધા સૌ સૌને ઠેકાણે થઇ ગયા.

માળામાં બધું હાજે પડયું હશે ત્યારે અમથાલાલ આવ્યા ને ફટોફટ બધી ઓરડીઓના બારણા ખૂલી ગયા. એટલે અમથાલાલે કહ્યું :-

'ભાઈઓ કથા તો કાલે હતી આજે શું છે?'

'તે આજે બીજી કથા છે?' કોકે મશ્કરીમાં કહ્યુ. અને અમથાલાલનો મિજાજ ગયો. વાતનું વતેસર થયુ ને એક અમથાલાલ સામે બીજા બધા–સૌ કોઇ તૂટી પડ્યુ.

ચાઈને કેવળ તિરસ્કારથી અમથાલાલે કહ્યું 'મારી ભૂલ થઇ ભાઇ–બસ હવે તો માફ.'

અને કોક જરા ડાહ્યાએ કહ્યુ 'તો પછી એમ કહોને અમથાભાઇ.'

'તે મેં બીજું શું કહ્યું' તે ?'

'કાં–જીવણલાલને જીવણલાલના ઘરવાળાને નહોતુ કહ્યુ કે ?'

'પણ એમણે ?'

'એમણે કથા વિશે પૂછ્યું એમા શુ એવું પાપ કર્યુ'તું.'

'આ ભાઇ પાડોશી છે તે એકાદ વાત પૂછે–પ્રેમથી એમા–'

'–એમા એટલા બગડી શું જવાનું ?'

'પણ ભાઇ કથા કરી એમા ?'

'અરે આજ તો ઓચિંતી કથા કરી કાલ બીજુ કાઇ ઓચિંતુ–' કોકે કહ્યું ને સૌ હસી પડયા.

'–પણ કાંઇ કથાનું કારણ તો હોય ને–આ માળામા રહીએ તે એમ વાત છુપાવે શો ફાયદો ?'

'ભાઇ તમને ફાયદો થયો હોય તો એમા અમને ય આનંદ જ છે ને!

આવું આવું કોક કોકે કહ્યું ત્યારે અમથાલાલે કહ્યુ 'ભાઇ વાત એમ છે ને! આ હું દર પૂનમે તો કથા કરું જ છું.'

'પણ અમાસે તો પહેલી જ વાર કરીને?'

'–પણ કરી તો કયા છે ને!' અને તેય–'

'તે ય શુ ?' કોકે પૂછ્યું.

'ભાઇ વાત એમ છે ને તે મેં માનતા રાખી હતી–'

'અમાસે કથા કરવાની–?' કો બોલ્યુ ને ફરી બધા હસી પડ્યા. વાતાવરણ હળવું થતું જોઇ કોકે કહ્યું:–

'હવે તમેય બધા ખરા છો ? અમથાભાઇને સાભળો તો ખરા. હા અમથાભાઇ બોલો તમ તમારે—'

'તે ભાઇ મારા ગામમા મારા ઘર કાજે તો એક કેસ હતો–એમા જીતું તો એક કથા કરું એમ મેં મનમાં ને મનમા નક્કી કરી રાખેલુ. આ પરમ દિવસે કાગળ મળ્યો કે કેસમાં હુ જીત્યો છું ને મારા ઘર આગળની જમીન સરકાર નહી લઇ લે–મને જ મળશે. એવો ફેસલો આવી ગયો, ઘેર આવતો હતો ત્યાં રસ્તામાં શુકલજી મળ્યા ને મેં એમને કથા કરવાનુ કહી દીધું. આ ભાઇ દશ દશ વરસથી કાગળિયા થતા હતા તેનો નિકાલ આવી ગયા એની ખુશાલીમા મેં તત્ત કથા કરવાનું નક્કી કરી નાખ્યું. આમાં મેં હાથ કયા માર્યો કે બીજું મેં શું કર્યું કહો !'

અમથાલાલની વાત સાભળતાં જ બધા જરીક તો આભા બની ગયા ને અકળાઇ પણ ઊઠ્યા

'અરરર માળુ આ તો વાતનું વતેસર થઇ ગયુ '

'પણ પેલા આનંદીભાભીએ આખા દિવસથી બારણુ ય નથી ખોલ્યુ એનું શું ?' એક પડોશીએ કહ્યું.

'–તો આપણે–'

'આપણે કરીએ ચાપાણી' કોકે આગળ કહ્યું.

ને બાજુની ઓરડીમા—જીવણલાલની જ ઓરડીમા–શારદાબહેને જ સ્ટવ પેટાવ્યો કોક જઇને ખાસ્સુ દૂધ લઇ આવ્યું– બધાયે મળી ચાપાણી ને નાસ્તો કર્યો.

ગઇ કાલની કથાની જાણે આજે ઊજવણી થઈ.

'ચાલો ત્યારે વતેસરની હવે તો વાત થઇ ગઇ ને અમથાભાઇ' કહેતાં સૌ હસી પડયા–એ અમાસની કથાની વાત હજી એ ઓ વીસરી શક્યા નથી. ●●●

ભારતીય જ્ઞાનપીઠનું સર્વોચ્ચ પારિતોષિક આપણા તેજસ્વી કવિ અને શીલભદ્ર સારસ્વત શ્રી ઉમાશંકર જોષીને તેમના કાવ્યસંગ્રહ 'નિશીથ' માટે એનાયત થયું એ બદલ એમને અભિનંદન આપવા સાથે ગુજરાતી ભાષાનું પણ એથી જે ગૌરવ થયું છે એ પણ એટલું જ મહત્ત્વનું છે. અનન્ય ગુજરાતભક્તિથી 'ગુજરાત મોરી મોરી'નો નાદ ગૂંજતો કરનાર આ કવિની પ્રતિભા કવિતા, વાર્તા એકાંકી, નિબંધ તથા વિવેચનક્ષેત્રે પણ આગવી રહી છે. એમની આ બહુમુખી પ્રતિભા પૈકી કવિતા, વાર્તા અને વિવેચનક્ષેત્રે એમના પ્રદાનને મૂલવતા લેખોનો આ વિભાગ અહીં આપવામાં આવે છે.


માનવી મટી બનું વિશ્વ માનવી

# ઉમાશંકર વિભાગ

આ વિભાગના લેખકો :

સેતુબંધનો કવિ : મધુસૂદન કાપડિયા

વાર્તાકાર ઉમાશંકર : રમેશ જાની

આસ્વાદમૂલક અવબોધ કથા : ભોળાભાઇ પટેલ

ફ્લૉક : ગ્રંથના સૌજન્યથી

આજે યે તે વિરહ વિણુ આ માનવી જિંદગીમાં
આજે ખોબા સમું જગ બન્યું, માનવી માનવીની
વચ્ચે કિંતુ નવ જરી ઘટ્યો—છે વધ્યો—આંતરો હા.

*       *       *       *

## માનવજાતને

રહો તું ચાહવા જેવી હુંથી કે અન્ય કોઇથી,
એટલી ઉદ્દભવી તુને ચ્હાતાં ચ્હતાં જ ઝંખના.
અને ચ્હાનારની કોદી કમીના ન હજો તને,
અવિશ્રાન્ત તને ચાહી માગું આજ હું એટલુ.

—ઉમાશંકર જોષી



# સેતુબંધનો કવિ

અંધેરી કૉલેજના જાણીતા પ્રાધ્યાપક. શ્રોતાઓને એમના વાણી-પ્રવાહમાં મંત્રમુગ્ધ કરવાની શક્તિ ધરાવતા વક્તા. હજી થોડા સમય પહેલાં જ તેઓ અમેરિકા ગયા છે-કદાચ કાયમ માટે.

મધુસૂદન કાપડિયા

'પ્રતિશબ્દ'-ઉમાશંકરના તાજેતરમાં જ પ્રકટ થયેલા વિવેચનસંગ્રહમાં એક સુંદર પ્રસંગ આલેખાયો છે. લેખનું શીર્ષક છે: 'નેહરુ: શબ્દના ઉપાસક' ક્રુશ્ચોફ, રશિયાના વડાપ્રધાન, ભારતની મુલાકાતે આવ્યા હતા ત્યારે એક ભોજન સમારંભમાં નેહરુ ઉમાશંકરની ક્રુશ્ચોફને ઓળખાણ કરાવતાં કહે છે : Meet one of our Principal writers. ક્રુશ્ચોફે લંબાવેલા હાથ સાથે હાથ મેળવતાં, છેલ્લો શબ્દ Writers હતો તેનો લાભ લઇ, ઉમાશંકરે કહ્યું- devising rocket to reach the heart of man. દુભાષિયાએ ક્રુશ્ચોફના કાનમાં ગુજગુજ અનુવાદ કર્યો. ક્રુશ્ચોફે કહ્યું : It is a very difficult but noble art.

ઉમાશંકરના સમગ્ર વ્યક્તિત્વને સમજવા માટે આ પ્રસંગ દ્યોતક છે. ઉમાશંકરનું હાસ્ય, ચાતુરી, પ્રત્યુત્પન્ન મતિ અને સૌથી વિશેષ તો વ્યક્તિત્વની પ્રસન્નતા આમાંથી પ્રકટે છે. જોકે આ પ્રસંગનો ઉલ્લેખ આ લાક્ષણિકતાઓને જોવા-જાણવા માટે નથી કર્યો કારણ કે ઉમાશંકરનું હાસ્ય, ટોળટીખળ, મજાકમસ્તી, ચાતુરી-માધુરી તેમના ગદ્યલેખોમાં સહજપણે દૃષ્ટિગોચર થાય છે તેટલું અને તેવું કવિતામાં કદાચ ન જોવા મળે. એકાદ 'સમરકંદ બુખારા' કે 'આશંકા' જેવા રમતિયાળ પદ્ય રૂપકને બાદ કરતાં કે 'રતિ-મદન'ની કેટલીક ઉક્તિઓનો અપવાદ રાખીએ. પરંતુ 'ગોષ્ઠી', 'ઉઘાડી બારી', અરે, ઉમાશંકરના ગંભીર વિવેચનગ્રંથો કે 'અખો-એક અધ્યયન' જેવા સંશોધન ગ્રંથમાં પણ ઉમાશંકરનું હાસ્ય-તેમના વ્યક્તિત્વની પ્રસન્નતા ચમકયા વિના રહેતી નથી. એકાદ પ્રસંગના ઉલ્લેખનો લોભ છોડી શકાતો નથી. અખામાં 'જીવનનો ઉલ્લાસ' નથી-Gospel of Death છે એવા મુનશીના અભિપ્રાયની આકરી ટીકા કરતાં ઉમાશંકર લખે છેઃ વ્યક્તિએ વ્યક્તિએ જીવનના ઉલ્લાસની કલ્પના જુદી રહેવાની. એકને જેમાં જીવનનો ઉલ્લાસ લાગે, બીજાને તેજ આંસુની સામગ્રી લાગે. હા, કંચન અને કામિનીમાં અખાને ઉલ્લાસ નથી દેખાતો, 'ધામધૂમ તે ધનનો ધગો' એમ એ બેધડક કહે છે અને ઉમાશંકર ઉમેરે છે-બાકી જેણે 'આજ આનંદ મારા અંગમાં ઊપન્યો' એવું ઉલ્લાસભેર ગાયું છે તેણે 'જીવનનો ઉલ્લાસ' નથી ચાખ્યો, અને અમે ચાખ્યો છે એમ કહેનારા 'બાકી અખા હોંકારા કરે' એ અખાના શબ્દોના

જ લાગતા છે. પણ આજે આ વિષયની વિગતમા ઊત રવું આપણા માટે અહી અપ્રસ્તુત છે. પરંતુ વિવેચકનો ધર્મ–ડોકાઈનીયે શેહમા તણાયા વિના જે આવુ લાગે તે કહેવું, અને માટે જ તો એ સારુ બને છે. કેમ જાણે સત્યના સંસ્પર્શથી જ એ સુંદર અને મર્મવેધી ન બનતું હોય ! કીટ્સની પંક્તિ અહીં યાદ કરવા જેવી છે Truth is beauty and beuty is truth. પરંતુ આજે મુખ્યત્વે ઉમાશંકરની કવિતાને મૂલવવાનુ વધુ ઉચિત ગણાશે.

Devising rockets to reach the heart of man–આ ઉમાશંકરની સમગ્ર કવિત્વ પ્રવૃત્તિનુ રહસ્ય સ્ફુટ કરે છે આજે જ્યારે માનવ પોતે જ એક પ્રશ્નાર્થ બનીને ઊભો રહ્યો છે ત્યારે એના હૃદયની વાત કરવાનું સાહસ કવિ સિવાય બીજુ કોણ કરી શકે ? 'બોલે બુલબુલ'મા કવિ ગીતના માધ્યમથી આ વિષયને અત્યંત રમણીયતા અને માર્દવથી સ્પર્શે છે

બોલે બુલબુલ,

વ્હેલે પરોઢિયે બોલે બુલબુલ

ચૈતરની ચાદનીના ફાગ શા સૂર આપણી પાપણે છટાય છે, ઝીણા આકુલ સૂર ઝરે છે, પણ પછીની બે પંક્તિઓમા કવિ કહે છે

રજની વલોવી એણે શુ શુ રે પીધુ,

અમરત પીવડાવવામા રહેતુ મશગુલ

કવિ તો દુઃખ અને વેદનાના જામ ભરી ભરીને પાએ છે, પરંતુ સહૃદયોને તો એ અમૃતના આસ્વાદના જ ભોક્તા બનાવે છે અન્યત્ર પણ કવિએ આ વેદનાને ઉત્કટ રૂપે વાચા આપી છે–

મંડ્યો જ વજનખવી લઈ વર્તમાન,

આ તનુમાથી ટપકાવી જવા મૂરો સૌ

ને વેશ પીડ પણ અંતરની ન બૂઝે,

ને તોય સૌ સમસમાવી વધુ જ ગાવું ?

'બોલે બુલબુલ' ગીતની અંતિમ પંક્તિઓ કવિના સમગ્ર ભાવજગતનો અણસાર આપે છે

અરધું–પરધુ સુણાય તોય રચે શો મૃદુન,

પૃથ્વી ને સ્વર્ગ વચ્ચે સૂર તણો પૂલ.

ઉમાશંકરની કવિસાધનાનો આ સૂર છે–સેતુબંધ. વ્યક્તિ–વ્યક્તિ વચ્ચે, વ્યષ્ટિ–સમષ્ટિ વચ્ચે, અણુ અને બ્રહ્માંડ વચ્ચે સેતુરૂપ બનવાનો કવિધર્મ ઉમાશંકરે સ્વીકાર્યો છે એથી કવિ બુલંદ સ્વરે કહે છે–

અમે આસ્રવતો

સવાદિતાના સાધકો

ઉમાશંકરની સમગ્ર કાવ્યસૃષ્ટિમા આ સૂર વિવિધરૂપે અને વિવિધ ભાવે સભળાયા કરે છે કાલિદાસની બધી જ કાવ્ય–નાટ્યકૃતિઓમા જેમ એક જ પ્રણયનો–દામ્પત્યનો સૂર પ્રકટ કે પ્રચ્છન્નરૂપે સભળાયા કરે છે, રવીન્દ્રનાથમા ઉપનિષદોથી માંડી બાઉલગીતો સુધીની અસરો ઝીલાઇ છે પણ એમાથી પણ એક જ સૂર 'આનંદાત્ ખલુ ઇમાનિ ભૂતાનિ જાયન્તે' સભળાયા કરે છે તેમ ઉમાશંકરની કવિતાના પણ આ સવાદિતાનો સ્વર સંભળાયા કરે છે માનવી–માનવી વચ્ચે સેતુબંધ સ્થાપવાનો પુરુષાર્થ આ જ કવિનું પ્રધાન દર્શન બને છે

'ગંગોત્રી'થી 'અભિજ્ઞા' સુધી એક ઊડતી નજર નાખીએ તો આ દર્શન મુનિર્નિત થતુ દેખાશે 'ગંગોત્રી'નુ બીજુ જ કાવ્ય 'પ્રશ્ન' જુઓ.

છે કો મારુ અખિલ જગમા ઝૂમ મેં એક પાડી

ત્યા તો પેલી ચપળ દીસતી વાદળી જાય ચાની

તે પછી તો વહન ગીત ગાતો વ્હેતો છુટ્ટો વડ, ગિરિગોપ, પહાડોની કુદરતે બધિર તારા, ચચળ વીજળી બધા જ અતિ કર્મઠ બની કવિની વાત કાને ધરતા જ નથી તો પછી પ્રત્યુત્તરની તો આશા જ ક્યા ! અને

ત્યા પૃથ્વીના સ્વજન તણું તો નામ લેવુ પછી કા ?

પણ આની સાથે 'વસત વર્ષા'ના અંતિમ સોનેટની પંક્તિઓ મૂકવા જેવી છે. આ Juxtaposition જ આહ્લાદક નીવડશે

મને આમંત્રે એ મૃદુલ તડકો, દક્ષિણ હવા,

દિશાઓના હાસો, ગિરિવર તણા શૃંગ ગરવા:

નિશાખૂણે હૈયે શશિકિરણનો આસવ ઝમે,

જનોત્કર્ષે–હામે પરમ ઋતલીલા અસિરમે.

બધા પી આકંઠ પ્રણય ભુવનોને કહીશ હુ:

મળ્યા વર્ષો તેમા અમૃત થઈ આવ્યો અવનિનું.

'ગંગોત્રી'ના કવિથી કંઇક નિરાસક્ત રહેતાં પ્રકૃતિતત્ત્વો સાથે 'વસંતવર્ષા'નો કવિ ગાઢ મૈત્રી સાંધી દે છે. રવીન્દ્રનાથે એક સ્થળે કહ્યું છેઃ પેલો દૂરનો તારો મારું નામ જાણે છે. વેદનાને ઘૂટી ઘૂટીને અમૃતને સારવી લેવાનો કીમિયો હવે જાણે કવિને હસ્તગત થયો છે. કવિ પોતાના સ્વકીય દર્શનમાં જાણે કે સ્થિરતા પ્રાપ્ત કરે છે. પ્રકૃતિનાં તત્ત્વોની આ બે વિભિન્ન સ્થિતિનો સંધિકાળ આપણને 'નિશીથ'નાં જોવા મળે છે.

મને વ્હાલી વ્હાલી કુદરત ઘણી, કિંતુ અમૃતે,
મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની.

**Scenery is fine, but human nature is finer still** પરંતુ 'વસંતવર્ષા'માં આ વિરોધ પણ કવિ ગાળી નાખે છે, કવિ મૃદુલ તડકો, દક્ષિણ હવા, સહુનો આવકાર ઝીલે છે અને કવિચિત્ત જનોત્કર્ષે હાસે પરમ ઋતલીલાની અનુભૂતિ પામે છે.

આ વિશ્વવ્યાપી પ્રણયના–વ્યષ્ટિ–સમષ્ટિ વચ્ચે સેતુબંધ સ્થાપવાનાં અનેક દૃષ્ટાંતો ઉમાશંકરના કાવ્યસંગ્રહોમાંથી વગર શોધે પણ મળી રહે. આપણે જરા અલપઝલપ એની ઝાંખી કરવાના પ્રયત્ન કરીએ. 'ગંગોત્રી'માં

વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી.
માથે ધારું ધૂળ વસુંધરાની

કે વિશ્વોન્મુખી કાવ્ય નિશીથમાં

ભૂગોલાર્ધે પાયની ઠેક લેતો
વિશ્રાન્તનાં વ્યાપતો ગર્ત ઊંડા.
પ્રદક્ષિણે જે ચકરાતી પૃથ્વી,
પીઠે તેની પાય માંડી છટાથી
તાલી લેતો દૂરના તારકોથી.

વિનમ્રભાવે મસ્તકે ચરણધૂલિ સ્વીકારતા કવિનો વ્યાપ એટલો વિશાળ બને છે કે આખી પૃથ્વીને જાણે બાહુમાં સમાવી લે છે. પરંતુ વ્યષ્ટિ–સમષ્ટિના પ્રેમનું ઉત્કૃષ્ટ દૃષ્ટાંત 'વિરાટ પ્રણય' છે. આ વિરાટકાય કૃતિમાં વ્યક્તિએ માનવજાત માટે સેવેલા પ્રેમનું આલેખન છે. પોતે જાણે છે કે માનવતાની નિરવધિ વ્યથાનું એ નિવારણ કરી શકે તેમ નથી અને છતાં એને ચાહ્યા વિના પણ એ રહી શકે એમ નથી. એનાથી પણ એ સંપૂર્ણપણે સભાન–Conscious–છે કે મહાન માનવજાત' માટેનો પોતાનો પ્રેમ એ તો કોઇ કલીઓપેટ્રા સમી મહાસામ્રાજ્ઞી માટે રસ્તાનો કોઇ સામાન્ય રાહદારી પ્રેમ સેવે એવો હાસ્યાસ્પદ અને બેહૂદો છે. પણ વ્યક્તિને પોતાના પ્રેમનો પ્રતિશબ્દ Response જોઇતો નથી. ભલેને પોતે એ ભવ્ય પ્રેમપાત્રને–માનવજાતને યોગ્ય રીતે ચાહી શકે નહિ! એટલું જ એ તો ઇચ્છે કે માનવજાત ચાહવા જેવી રહે તો બસ—

તને ઉચિત ભવ્ય રીતભર હું ન ચાહી શકું
પરંતુ પ્રિય પ્રાર્થું કે નિત રહો તું ચ્હાવા જશી

અને અંતિમ પંક્તિઓમાં આ ઉદારચરિત કવિ કહે છેઃ

રહો તું ચ્હાવા જેવી હુંથી કે અન્ય કોઇથી
એટલી ઉદ્દ્લાવી તુંને ચ્હાતાં ચ્હાતાં જ ઝંખના
અને ચ્હાનારની કોઇ કમીના ન હજો તને
અવિશ્રાન્ત તને ચાહી માગું આજ હું એટલું.

'મેઘદર્શન'માં પ્રણયનું આલેખન જુઓ. વિરહની સ્થિતિ બે પ્રણયીજનો વચ્ચેનું દૂરત્વ–લાગે છે. દુઃખાભાસી પણ અંતે તો પ્રણયને એ એક પૂર જ ચડાવી આપે છે. જ્યારે સામીપ્ય–અતિ સામીપ્ય સુખાભાસી લાગે છે છતાં આણે છે ઓર. કવિ કહે છે,

આવ્યો આવ્યો ઋતુ પલટતાં આશભીનો અષાઢ,
ને છાઇ રહે હૃદય પર કો વેદના ક્યાંથી તીવ્ર!
ના કૈં ચિત્તે અસુખ, સહસા તોય સોત્રંય જીવ,
મેઘાલોકે ભવતિ સુખિનોઽપ્યન્યથાવૃત્તિચેતઃ।

અને કવિ વર્તમાનનું વાસ્તવિક ચિત્ર ઉપસાવે છે. આજે તો નવયુગલો મિલનસુખમાં મત્ત થઇ નિરાંતે 'મેઘદૂત' આસ્વાદે છે. વિરહવ્યથાથી તેઓ અજાણ છે. અને કદીક વિજોગ આવે તો 'વર્ષાઇંધ્ય પથ વિકટ ના પૂર્વ જેવા...' સુકર છે આજ વાયુપ્રવાસ' વિદ્યુતવેગે–અરે હવે એ ઉપમા પણ નિરર્થક છે, સ્વયં વિદ્યુત જ પ્રેમીજનોના સંદેશા ક્ષણમાત્રમાં લઇ જાય છેઃ પણ આ સુખની અતિમાત્રાથી પ્રણયીજનોની અપેક્ષાથી બને છે કંઇ વિપરીત જ—

આજે તો સૌ મિલનસુખિયાં માનવી ના અમારાં
ભાગ્યે દહાડા વિરહસુખના એક બેયે, પ્રિયાના
સાનિધ્યે છે સતત નિરમ્યું પ્રેમને ઓસવાવું

આની જોડે જ યાદ આવી જાય છે 'પ્રાચીના'મા 'રતિમદનની' પંક્તિ–

સામસામે સિંધુતીરે સૂતેલા સોડમા છતાં

મદન શિવનો તપોભંગ કરવાનું બીડુ ઝડપે છે, રતિ સ્ત્રીસહજ ભય અને ઉદ્વેગથી કામદેવને આ સાહસમાથી વારવાનો પ્રયત્ન કરે છે અને પ્રાચીનાની કેટલીક નાટ્યાત્મક પળોમાની એક સર્જાય છે. મદન રતિનું આલિંગનનુ નિમંત્રણ તો નકારે છે પણ રતિ સ્વય પોતે સકોચ અને લજ્જાને છોડીને આલિગન આપવા આવે છે તે પણ નકારે છે ત્યારે આક્રોશથી રતિ કહે છે–

નાથ મન્મથ !

અવળાં ચક્રથી આજે ચાલે તારા મનોરથ !
દૂર તે તો રહી વાનો તું વીંધે શંભુનુ ઉર,
આ તો વૈરાગી થૈ બેસે સ્વયં પુષ્પધનુર્ધર.
આવ, લે, છોડ એ તારો સાહસોત્સાહનો રસ,
પામવો સુન્દરીસ્નેહ એય ઓછુ ન સાહસ.

તો આ 'સામસામે સિંધુતીરે' ઊભેલા પ્રણયીઓ વચ્ચે સેતુબંધ બાધવાના સાહસમા કવિ જોડાયા છે. 'મેઘદર્શન'મા આજ ભાવ નિરૂપાયો છે–

ના, ના ગાયો કવિકુલગુરો, તેં દ્રુય પ્રેમીનો જ
કિંતુ જીવી યુગયુગ અહી સૌ પ્રજાનો વિયોગ
ના તેં જોડયા દ્રુય પ્રણયીને માત્ર, આ ભારતે
તે જીવ્યા લોકો યુગયુગ મહી એક તેં સર્વ કીધા

કાવ્યના પ્રારંભમા આજે વિરહ છે જ કયા એ વાતને વિરોધાવી જાણે કહે છે–

આજે શુ ના વિરહ પણ તે ? ના અરે એય રાજે, માથે એટમબોમ્બ અને હાઇડ્રોજન બોમ્બ તોળાતો હોય ત્યારે એની તરફ આખમીચામણા કરી કવિ શું સેતુ બંધના સ્વપ્નમા રાચે છે ? ના, આ વર્તમાનની વિષમ વિષમતાથી એ સંપૂર્ણપણે જ્ઞાત છે–

અ જે યે તે વિરહ વિણુ આ માનવી જિંદગીમા
આજે બોમા સમું જગ બન્યુ, માનવી માનવીની
વચ્ચે કિંતુ નવ જરી ઘટ્યો–છે વધ્યો–આતરો હા

આ અ તરને દૂર કરવાનો કવિહૃદયનો પુરૂષાર્થ છે સેતુ બનવાની આજ પળ કવિને યોગ્ય નહિ અનિવાર્ય લાગી છે સ્પેન્ડરે કોઇક સ્થળે કહ્યું છે કે જો દસ જ માણસોએ એમનો અવાજ ઉઠાવ્યો હોત તો બીજુ વિશ્વયુદ્ધ નિવારી શકાયુ હોત એટલે કવિની આર્ષદૃષ્ટિએ જોયું હશે કે જો આ પળ ચાલી જશે તો એની જોડે ઘણુ ઘણું ચાલી જશે

કાવ્યસગ્રહોના ઉત્તરોત્તર સોપાનો ચડતા કવિ આ વધી રહેલા અતરને આતરી લે–નિ શેષ કરવાની સિદ્ધિને પામે તેવી, જયારે તેઓ બહુમાનના અધિકારી બન્યા છે ત્યારે આ પ્રસગે તમારા સૌના વતી હું અભિલાષા વ્યકત કરુ છું.

વિલેપારલે સાહિત્ય સભામા આપેલા વકતવ્યના આધારે

●●●

## માટીનો દીવો

મનુષ્યની આરપાર જોઉ છુ ત્યારે લાગે છે કે, એ પણ માટીનો એક દીવો છે ..એ કેવળ કોડિયુ જ નથી એમા તો એક જ્યોતિ પણ છે જે સદા સૂર્યની તરફજ જવા ચાહે છે...
માટી એનો દેહ છે. પણ આત્મા તો પેલી જ્યોતિ છે. પરંતુ જે, આ સતત ઊર્ધ્વગામી જ્યોતિને ભૂલી જાય છે એ કેવળ માટી જ રહી જાય છે એના જીવનનું ઉર્ધ્વગમન બંધ થઇ જાય છે.. ..
ને, જ્યા ઊર્ધ્વગમન અટકી જાય છે, ત્યાં જીવન જ નથી રહેતુ ને !

–આચાર્યશ્રી રજનીશ

# વાર્તાકાર ઉમાશંકર

પારલે કૉલેજના અધ્યાપક, જાણીતા કવિ અને વાર્તાકાર. તાજેતરમાં એમનો વિવેચન–સંગ્રહ 'જિજ્ઞાસા' પણ પ્રગટ થયો છે.

રમેશ જાની

ઉમાશંકરના પહેલા વાર્તાસંગ્રહ 'શ્રાવણી મેળો'[૧]ની એ જ શીર્ષકવાળી છેલ્લી વાર્તા વાંચવા માંડી:

બે સરખેસરખી ગોઠણો (સહિયરો) મેળામાં એક–બે આંટા મારી આવી ફરી પાછી ચગડોળમાં બેઠી હતી. થોડીઘણી મીઠી વાતો બન્ને વચ્ચે ચાલે છે. ચગડોળ નીચેઉપર ઉપર નીચે ઘૂમવા માંડ્યો. એક ગોઠણ છણકો કરીને રિસાઇ ગઇ છે. એને રિઝવવા બીજી સખી, માત્ર વનવધૂઓને જ વરી હોય એવી ભરી ભરી હલકથી, ગીત આરંભે છે :

'ઝોલો લાગ્યો ગોરીને રૂસણે......'

કોણ રિસાયું છે કહેતીક પેલી રિસાયેલી ગોઠણ હેતાળ સખીના કંઠ પુરવા લાગી. ભૂલી પણ ગઇ એ કે થોડીવાર પછી પોતાની સખી ગાતી થંભીયે ગઇ છે ને પોતે એકલી જ ગાઇ રહી હતી. જાણ્યું ત્યારે પોતાના આખા ય વર્તનથી એવી તો શરમાઇ ગઇ કે એકવાર તો એ ગાવાનુંયે તરત જ પડતું મૂકત—એક . એક... ઉપરની બેઠકમાંના પેલા કોઇ જુવાનનો ડર એને ન હોત તો !

ગીત ચાલતું રહ્યું. પાવો વાગતો રહ્યો. ને જાણે ચગડોળ જ ચગડોળે ન ચડ્યો હોય એવું બની રહ્યું.

ત્રણ ડુંગરની વચાળમાં શ્રાવણના છેલ્લા રવિએ વરસોવરસ મેળો ભરાતો. ને વરસોવરસ, ડુંગરનાં દૂઝયાં સાવજચાખ્યાં પાણી પીનારા નવલોહિયા નવનવા કિશોરો એકલા મેળે આવતા ને બેકલા પાછા જતા. ચગડોળમાં બેઠેલાં પેલા બે જણ પણ એકલાં આવેલાં અને બેકલાં થઇને પાછાં જાય છે. જતાં જતાં, પાછળ, દૂર હેલે ચડેલા જોબનપૂરનો ઘૂઘવાટ સંભળાતો હતો :

ગાણું અધૂરું મેલ્ય મા,
'લ્યા વાલમા,
ગાણું અધૂરું મેલ્ય મા.
હૈયે આવેલું પાછું ઠેલ્ય મા,
'લ્યા વાલમા,
હોઠે આવેલું પાછું ઠેલ્ય મા !...

'શ્રાવણી મેળો' પછી ચાર વર્ષે પ્રગટ થયેલ પન્નાલાલ કૃત 'મળેલા જીવ'[૨]ની છબી યાદ આવે છે ?

---

૧. પ્રથમ આવૃત્તિ : ઇ. સ. ૧૯૩૭.

૨. પ્રથમ આવૃત્તિ : ઇ. સ. ૧૯૪૧.

એની સાથી મણિ અને પેનો કાનજી? અને ગુજરાતી સાહિત્યને અને નગ—નાગીઓને મોહિની લગાડનાર એનુ પેનુ ચગડોળ? અને 'મળેલા જીવ'મા ત્યારે ઔચિત્ય પૂર્વક એક પ્રસગે પ્રયોજાયેનુ આ અધૂરા ગાણાનુ ઉમાશકર—રચિત ગીત યાદ આવે છે? પન્નાલાલે પોતે પણ સરસ ભાવવાહી ગીતપક્તિઓ રચી છે પરતુ એમને પોતાની આ મનહર અને મનભર નવલકથા માટે આ જ ગીત લેવાનુ યોગ્ય જણાયેનુ. એમા નીચે પાદટીપમા એમણે એ દાખવ્યુ પણ છે મૂળ તો એ ગીત ૧૯૩૬મા કે થોડુક ત્યાર પહેલા રચાયુ હશે! 'શ્રાવણી મેળો'મા લેખકે આ ગીત બે વાર ઉપયોગમા લીધુ છે બીજીવાર, વર્તાનાયક પોતાના પ્રણયનુ અને જીવનનુ ગાણુ અધૂરુ મેલીને નાયિકાની પૂર વળી કે તરત જ ઊધુ ઘાલીને અને પોતાના નામ કે ગામના કશાયે વાવડ આપ્યા વિના ભાગી જતો હોય છે ત્યારે! ચગડોળમા બેઠેલી જીવીને બીજા ફેરા માટે ચટ દઈને બે પૈસા કાઢી આપતા કાનજીની માફક 'શ્રાવણી મેળો'નો દેવો પણ અબોલે ચગડોળના બીજા ફેરા માટે, પાવો વગાડતા વગાડતા કોણ જાણે કેવીય રીતે મેળાની મઢી માનતો હોય છે

પછી તો નવલકથા નવલકથાને માર્ગે જાય છે અને આ વાર્તા પોતાને માર્ગે! મળેલા જીવ' પ્રત્યેક મહિનાની લોહીના કાગળો અને પ્રીતના ઘટડાભરી મજલ કાપે છે તો શ્રાવણી મેળો' થોડાક કલાકોની—જીવન આખાની બાજી રફેદફે કરી દે એવી મુસાફરી આદરી દે છે એક આપણી અમર નવલકથા બને છે તો બીજી કૃતિ એક વાર વાચી હોય તો ભૂલી ન ભુલાય એવી નવલિકા બની રહે છે

'ગ્રામસમાજની જીવનકવિતા કેવી કરુણતાથી ખરડાયેલી છે તે આલેખવા મથતી'[3] 'આર્વા' ઝાકળિયુ '[4] કે 'લીલી વાડી'[5] જેવી નવલિકાઓ પણ ઉમાશકરે આપણને આપી છે એ જ બળુકી ગોઠી અને સાચકના ગ્રામજીવન અને વાતાવરણમાથી પ્રગટી 'પગલીનો પાડનાર', [6] 'દી દી', [7] લોહીનરસ્યો, [8] 'છેલ્લુ છાણુ', [9] 'મારી ચપાનો વર, [10] 'ચકલીનુ ભૂત [11] કે 'ગદ્દી' [12] જેવી નવલિકાઓ એમણે આપી છે એમાય વળી 'વિસામા'ની પેલી અવલમનકની કન્યા' તો લોકકથાનુ કાવ્ય લઈને આવે છે લોકકથાની કથનરીતીએ, ક્યારેક તો શામળ ભટની કોઈક પદ્યકથાની પણ યાદ આવી જાય એવી ગામના વયોવૃધ્ધ અને અનુભવવૃદ્ધ ભૂદેવની જોરુકી વાણીમાંથી ઝરૂ થયેલી આ કથાનો દોરદમામ અને લહેકો તો કઈક જુદો જ છે માણવા જેવો છે એમા એમની અન્ય વાર્તાઓની જેમ વચ્ચે વચ્ચે મર્માળી હસતી—હસાવતી ઉક્તિઓ આવતી જાય કટાક્ષ તો ખરો જ ખરા!

નાનક! ધરા જેવડા એક ખારમો આખો લોંગ ભરીને ભાભ ગટગટાવી ડોસા પોતાનો ભત્રીજો વણિકકન્યા પરણી લાવ્યો એમા તે એ મોટો શો વાન મારી લાવ્યો? —એવુ પોતાની શહેરી ભત્રીજા વહુને કહે છે પછી શાસ્ત્રનો હવાલો આપી કહે છે! 'આ તો ગામનુ લોક સમજ વિનાનુ છે! બાકી શાસ્તરમા તો ચોકખુ લખી મેલેનુ છે કે સ્ત્રીરત્ન તો ગમે ત્યાંથી લવાય!' પછી આખો ઝીણી કરીને એની સામે જરીક જોઈને ખોખારીને કહે છે 'આમા શુ છે? આગળ બીજાઓએ તો એનાથી સવાયુ કર્યું છે નાનુનો તો સો સામ એકડો જ છે' અને પછી પોતાના મૂળ પુરુષ નાગકન્યાને પરણેલા તેની વાત હાલ તુરત તો કરવાની માંડી વાળીને એ હજી તો ગઈ કાલે જ—માત્ર પાચ પેઢીએ જ—પોતાના એક વડવા કેવી રીતે કોઈ ક્ષત્રિયક યાને—અને તે પણ 'એ જે તે નહી ગજકુવરીને જ સાક્ષાત્!—પરણીને લઈ આવેલા તેની વાત કહે છે 'લાવ વણિયાની દીકરી લાવ્યો એમા તે શી મોટી વાન હતી? ચાર વાત જાણતા હેઈએ એટલે—અમારે ઘેડિયાને—કાને તો આવા સુરસુરિયાનો અવાજ પહોચે સરખો યે નહિ, સમજ્યા? અમારા કુટુમ્બમા અવલમનકની કન્યા એ કઈ નવાઈની વાત નથી' અને પછી ડોસા એ વાત માંડીને કહે છે પનુ કહેવાય છે તેમ રસ ગળે ને ટટકા પડે એ રીતે! અને છેવટે 'એ મેનો વસ્તાર તે અમે! એમ કહીને વાર્તા પૂરી કરતા કરતા એમણે—એ બીજા વાક્યો બોલીને એના અત પર સારરૂપ પૂર્ણવિરામની બીજી બે—ત્રણ મજબૂત ગાંઠ પણ લગાવી દે છે.

---

3 પ્રતિશબ્દ ઉમાશકર જોષી (પ્રથમ આવૃત્તિ ૧૯૪૭)પૃ ૨૨૬

4 શ્રાવણી મેળો પૃ ૧૬૨

5 વિસામો ઉમાશકર જોષી (પ્રથમ આવૃત્તિ ૧૯૫૯)પૃ ૭૮

6 થી 10 શ્રાવણી મેળો

11 થી 12 વિસામો

પણ આ કંઇ પેલા વૃધ્ધ ભૂદેવની કથનકલાની, વિજયાદેવીની લહેર જેવી, બલિહારી નથી !—ઉમાશંકર જોષીની છે. એઓ ખરેખરા વાર્તા કહેનાર છે...Story–teller છે. એને કયાં અટકવું અને કયાં નહીં એની ખબર હોય છે, હોવી જોઇએ. 'અલકમલકની કન્યા' જેવી શૈલીએ કહેવાયેલી વાર્તાનો આવો અંત એમાં શોભીયે ઊઠે. પણ આ જ લેખકે 'છેલ્લું છાણું' કે 'ઝાકળિયું' કે 'લીલી વાડી' જેવી ગ્રામજીવનની વાર્તાઓમાં યે એવો 'સમાપ્ત' કે 'સંપૂર્ણ'ની મહોર મારતો વળદાર અંત કયાં આણ્યો છે? 'પિપાસુ', 'ગુજરીની ગોદડી', 'ત્રણ અર્ધું બે' કે 'અનામિકા' જેવી નગરજીવન કે એનાં માનવીઓની વાત કહેતી કૃતિઓમાં યે એ દરેકનો અંત તો ભાવકના મનમાં જ આવવાનો હોય તો ભલે આવે બાકી લેખક તો પોતાને જે કંઇ કહેવું હોય ત્યાં જ અટકી જાય છે અને આવી પિપાસુ વાર્તાઓનો અંત દુનિયામાં કયારેય આવ્યો જાણ્યો છે કે લેખકે એ આણવો પણ જોઇએ?

'વિસામો' વાર્તાસંગ્રહમાં છેલ્લી નવલિકા 'અંતરપટ' નામની છે. વાર્તાનાં નાયક–નાયિકા એકબીજાને સ્પષ્ટ રીતે પોતાનો પ્રણયભાવ દર્શાવી નથી શકતાં. હા; એ માટે થોડીક સમજાય ન–સમજાય એવી યુકિતપ્રયુકિતઓ એઓ કર્યા કરે છે ખરાં; પણ છેવટે કશોયે સ્ફોટ થયા વિના છૂટાં પડી જાય છે. વર્ષો પછી જુદી જુદી વ્યકિતઓ સાથે એમને પરણવાનો પ્રસંગ આવે છે તે અરસામાં એમનું હૃદ્ગત એ બન્ને પાત્રો દ્વારા કોઇ ને કોઇ રીતે એ વાર્તા કહેનાર પાત્ર આગળ વ્યકત થાય છે. અંતરપટ હઠી તો જાય છે પણ એકબીજા આગળ નહીં, કોઇ ત્રીજા આગળ જ! અને તે પણ એટલો મોડો કે હવે કશુંયે વળે એમ નથી.

વાર્તાનો અંત અહીં આવવો જોઇતો હતો, પણ ત્યાર પછીયે પેલું વાર્તા કહેનાર પાત્ર પોતાની અકળામણ અને વેદના એકાદ છાપેલા પાના જેટલા લંબાણથી વર્ણવ્યે જાય છે. જોકે, આ આદમીની અકળામણ સહાનુભૂતિ પ્રેરે એવી છે. કોઇને કહેવાય નહીં અને સહેવાય નહીં! એ મનોમન બોલે છે: 'વિધાતા પણ કેવો છે? શા માટે એણે મારા હૃદયમાં એ બે જણની વાત આ રીતે ભેગી કરી?'...પણ પછી ઉમેરે છે: 'વિધાતા કાંઇક બેવકૂફી કરી બેસે છે, અને પછી આમ કોઇકના હૃદય આગળ બધી કબૂલાત કરી હળવાશ અનુભવવા કરતો ન હોઇ!...' આ છેલ્લા કાવ્યમય ઉદ્ગારોથી વાર્તાનો આવો જરીક લંબવાયેલો છેડો સહ્ય જ નહીં, ગમી જાય એવો બની જાય છે. તેમાંયે આ વાર્તા કહેનાર પાત્ર સાથે 'અંતરપટ' વાંચતાં વાંચતાં એટલો ઘરોબો કેળવાઇ ગયો હોય છે કે એના મનમાંયે થોડુંક આ રીતે આપોઆપ થઇ જતું હોય તો કલાદૃષ્ટિએ પણ એથી ખાસ કશો વાંધો પડયો હોય એમ લાગતું નથી!

અંતની જ વાત કરવા માંડી છે તો એકાદ વાકયથી કે આવા નિરીક્ષણથી સમગ્ર વાર્તા કેવી વધુ પ્રમાણમાં અસરકારક કે ચોટદાર બની જાય છે એનાં ઉદાહરણો પણ 'શ્રાવણી મેળો' અને વિસામો'ની વાર્તાઓમાંથી ઠીક ઠીક પ્રમાણમાં મળી રહે છે:

'ડોસાએ ખોળિયું બદલ્યું મારા ભાઇ! આગલા ખંડમાંથી અંદરના ખંડમાં ગયા એટલું!' (શ્રાવણી મેળો)

'પગલીનો પાડનાર'ના અંતમાં મુકાયેલું આ વાકય વૃદ્ધ શાંતારામની જનમભરની અકલ્પ્ય પૌત્રૈષણા અને એમનો એ અંગેનો વલોપાત કેવી સમગ્રતાથી છતાં કરી દે છે!

તો 'વાગોળા'નો અંત જુઓ:

'નને એણે કેમ ચાલવું એ શીખવ્યું છે, ને એ આ આટલી જિંદગી માટે તો બસ છે.' (એજન)

ઝાકળિયું સળગી જતાં પોતાનાં સ્વપ્નાંનો આખો ય સંસાર ભડકે બળી જતો જોઈ રહેલા પેલા 'નાના બુઝર્ગ' આદમી ગોવંદાને કાને પડતા વેરિયાઓના ફાગની આ પંકિતઓ:

'તમ્મારે અમ્મારે હિસાબ ચૂકતે,

લાલ કેશા!...'

(શ્રાવણી મેળો)

'વિસામા'ના 'તરંગ?'ના અંતમાં આવતો આ સંવાદ સાંભળો! આત્મહત્યા કરીને મરી ગયેલા યુવાનનો મિત્ર અને એના પ્રિયતમા એકબીજા સાથે વાત કરતાં કરતાં ચાલે છે:

'મને લાગે છે આપણે મળીએ એ જ એ પણ ઇચ્છે છે.' અજિતનો ઊંડાણમાંથી બોલતો હોય એવો અવાજ આવ્યો.

'ઇચ્છે જ ને?' સામેથી એવા જ ઊંડાણમાંથી બોલતી હોય એમ સંયુકતાના શબ્દો સંભળાય.

મૂગા મૂગા બન્ને આગળ વધ્યા'

અજિતનો આની રાતનો અનુભવ તો એથી સાવ વિપરિત જ હતો માણસને મૂગો કરી દે એવો !

એ જ વાર્તાસગ્રહની 'ચકીનુ ભૂત નામે નવનિકામા ગ્રામસમાજમા પ્રસરી રહેતા વહેમ અને એ વહેમની યે કઠોર વાસ્તવિકતામા રોળાઇ ગયેના અમથા સુનારના જીવનને ધ્વનિત કરતા આ છેવટના એકાદ–બે વાકયો

'એક વાર મને મળ્યો ત્યરે સહજ કુતૂહલથી પૂછ઼ઇ ગયુ, 'ઇનમી, પેલુ ભૂત બતાવોને ! તો કહે કે ખોટી વાત ! ભૂત શેનુ ? બાકી હુ ભૂત છુ જુઓ મને'

આમાના અને આવા બીજા કેટલાક ઉદાહરણો તો આપણી ઉત્તમ નવલિકાઓના આવા માર્મિક અતની યાદ દેવડાવે એવા છે 'દ્વિરેફ'ની બેમીનુ પેલુ જીવતરને થીગડુ ન દેવાનો નિર્ણય સભળાવતુ વાકય કે ડો જયત ખત્રીની 'લોહીનુ ટીપુ' માંનુ પોતાના પતિને પુત્રના ચારિત્ર સબધી સામો સવાલ પૂછતી પેલી નારીનુ વાકય 'હુ યે એ જ પૂછુ છુ કહો તો ખરા એ કોના લોહીની ટીપુ છે !' આપણા ધૂમકેતુ આદિ સમર્થ નવનિકાકારોએ આવા વાકયો કે Obeservations નિરીક્ષણો દ્વારા જે ચોટ સાધી છે એમા ઉમાશકરની કેટલીક વાર્તાઓ પણ પોતાનુ સ્થાન મેળવી શકે એમ છે

ઉમાશકર કવિ, વાર્તાકાર 'વાસુકી'મા ( શ્રાવણી મેળો કે વિસામો' મા) છૂપા રહી શકતા નથી રહી શકે પણ નહી ઉમાશકરે પોતે જ યોગ્ય રીતે વાર્તામા અને ઊર્મિકાવ્યમા કે ઊર્મિરસિત નિબધમા બહુ ઓછી ભેદરેખા જોઇ છે એક સ્થળે એઓ કહે છે 'ઊર્મિકવિતા અને ટૂકી વાર્તાને નજીકનુ સગપણ છે સ્તો, પણ ઊર્મિકવિતાની સામગ્રી વાર્તાદેહે શોભશે કે પછી વાર્તાદેહ ઊર્મિકવિતામા આગળી જશે એનો ખ્યાલ કર્તાએ કરી લીધેલો હોવો જોઇએ' ૧૩ વાતાવરણ નિરૂપતી વાર્તાઓમા એની જ મુખ્યતાવે સુઝેલી હોય છે નિબધ અને ઊર્મિકવિતાના સીમાડા સુધી કોઇ કોઇ વાર પહોચી જતી 'ગુજરીની ગોદડી' મા સાચે જ વાતાવરણની વાર્તા જ રચાઇ છે એના ધ્વનિ વિશે વાત કરતા કવિ પોતે જ કહે છે તેમ 'ગુજરીની ગોદડી'ની વાર્તાની નાયિકા હતી ટાઢ, વાયુમડળની ટાઢ તો ખરી જ પણ સમાજહૃદયની ટાઢ—સામુદાયિક ઉષ્માહીનતા'૧૪ યે ખરી

૧૩ હુ વાર્તા કેવી રીતે લખુ છુ ? પૃ ૨૨૪ પ્રતિરાખ
૧૪ એજન પૃ ૨૨૫

આવું હમેશાં બન્યુ નથી. 'શ્રાવણી મેળો' પછી પ્રગટ થયેલા વાર્તાસંગ્રહો 'ત્રણ અર્ધું બે' અને 'અંતરાય'માંથી ચૂંટીને અને કાટછાટ, સુધારાવધારા, શીર્ષકના ફેરફાર વગેરે કરવા છતાંયે 'પરબીડિયાં' તો કટાક્ષ નર્યો નિબંધ બની રહે છે. ગાંધીવાદી અતિરેક પર થતા કટાક્ષને વાર્તા બનાવતું એક ઉત્તમ ઉદાહરણ તો આપણને ગાંધીયુગના બીજા સમર્થ કવિ–વાર્તાકાર એક 'સુન્દરમ્'ની જ ભીમજીભાઈની પેલી વાતમાં સૌથી વધારે સમર્થ રીતે પૂરું પાડે છે. 'જનૈયા' સુવાંગ સ્વાનુભવ'નું આલેખન હોવા છતાં એકાદ પ્રસંગ-વર્ણનથી વિશેષ એ કશું જ નથી. 'કલ્પનાપત્ની'ની પણ એ જ દશા છે. 'સ્મિતનું રહસ્ય', 'કમુ અને કામિની' ઉમાશંકર જેવાના સંગ્રહમાં ન હોત તો યે ચાલત, 'વસ્તો' એક સ–રસ રીતે આલેખાયેલા પાત્રને પ્રકટ કરે છે; પણ એટલું જ ! એ વાર્તા નથી બની શકતી. એમ તો શ્રાવણી મેળો' ની વાર્તાઓમાં પણ 'અસુરયમુ', 'આદમિયત' કે 'શેષ માનવી' આજે કયાં મનને સારી પેઠે સંતર્પી શકે એવી કૃતિઓ છે ?

પરંતુ. 'શ્રાવણી મેળો' અને 'વિસામો' મળીને કુલ ૩૯ વાર્તાઓમાંથી અડધોઅડધ વાર્તાઓ તો ઉમાશંકરે આપણને મનમાં વસી જાય એ પ્રકારની આપી છે. 'પગલીનો પાડનાર', 'પિપાસુ', 'મારી ચંપાનો વર', 'ગુજરીની ગોદડી', 'ઝાકળિયું', 'શ્રાવણી મેળો', 'બે બહેનો', 'તરંગ ?', 'લીલીવાડી' કે 'અનામિકા' અને 'અંતરપટ' જેવી માનવીના મનની વાત કહી જનાર વાર્તાઓ આપણા નવલિકાસાહિત્યમાં પોતાને માટે માનભેર માગ મૂકાવે એવી કૃતિઓ છે. એમાં પોતાના બબ્બે વાર્તાસંગ્રહોને દૃઢ કરનાર સજાગ સર્જકની ચેતના છે. 'નિશીથ' કાવ્યમાં ફરી વાર નવી જ રીતે, ઓળખાયેલાં પેલાં નક્ષત્રોને, 'પિપાસુ' વાર્તામાં એને ઉપકારક નીવડે એ રીતે, ઝબકાવી જનાર કવિતા છે તો વાર્તા કહેતાં કહેતાં ક્યારેક 'કડવા' અને 'વલણ' ઉપર શ્લેષ કરીને હસવા–હસાવવાની હળવાશ મેળવવા જેટલી આહ્લાદક વિદૂતા પણ છે અને ગ્રામબોલી, એનાં લહેકા–લઢણો, કહેવતો તેમજ રૂઢિપ્રયોગો હાથવગાં હોવા છતાં એ સૌની નાહકની તકાફડી બોલાવ્યા વિના એમનો સમુચિત અને સંયમિત ઉપયોગ કરવાની ઔચિત્યબુદ્ધિ પણ છે.

ઉમાશંકરની ઘણીખરી વાર્તાઓ પ્રસંગસભર છે, પણ એનો આંતર્–પ્રવાહ સંવેદનોનો છે. પ્રત્યાઘાતો કરતાં પ્રતિભાવોના આલેખનનું પ્રમાણ એમાં ઓછું નથી; બલ્કે કેટલેક સ્થળે તો વધારે ય દેખાઈ આવે છે. મૉ–પાસાંની કથનકલાનો ખંતપૂર્વક દિલથી અભ્યાસ કરીને ય એઓ પ્રસંગબાહુલ્ય અને વાર્તાના આદિ મધ્ય તથા અંતના જડબેસલાખ ચોકઠામાંથી છૂટી ગયા છે એ તો 'ગુજરીની ગોદડી' જેવી વાર્તાઓ દ્વારા ક્યારનું યે છતું થઇ ગયું હતું. 'પ્રતિશબ્દ'માં એમણે 'હું વાર્તા કેવી રીતે લખું છું ?' એના જવાબ રૂપે જણાવ્યું છે:

'લખું છું કે લખતો ? હમણાં કેટલા ય સમયથી મેં વાર્તા લખી નથી. જો કે ભવિષ્યમાં નહીં લખું એની ખાતરી આપી શકતો નથી !...અત્યારે તો વાર્તાક્ષેત્રે મારો વિસામો ચાલે છે.'

પણ પછી છેવટે એ જ લેખમાં એઓ કહે છે:

'છેલ્લી લખાયેલી વાર્તાઓમાંની 'તરંગ ?' મનોવૈજ્ઞાનિક વસ્તુને ઘૂંટાયેલા આયોજનથી મૂકવાનો પ્રયત્ન કરે છે. વાર્તા કહી જવા માટે ટૂંકી વાર્તામાં રસ ઓછો હોવાથી અને આયોજન–પ્રયોગ ઉપર વધુ નજર હોવાથી ભવિષ્યમાં વાર્તા તરફ વળું તો 'તરંગ ?'ની દિશામાં અને આંતરચેતનાપ્રવાહના નિરૂપણની દિશામાં પ્રયત્નો વિશેષે રહે એ બનવાજોગ છે.'

ઉમાશંકરની સર્જકચેતનાએ કાવ્ય નાટ્ય અને કથનમાં, એના ઉત્તમ આવિષ્કારમાં, હંમેશાં માનવહૃદયનાં ઊંડાણોને અને એની સંકુલતાને સ્પર્શ કર્યો છે. એમાંથી એમણે આપણને કંઇ કેટલી યે વાર અવનિનું, સંસારનું અને માનવહૈયાનું, અમૃત ચખાડયું છે. કાવ્ય અને એકાંકીની જેમ એમની વાર્તાઓ દ્વારા પણ એવી ક્ષણો આપણને પ્રાપ્ત થઇ જ છે...

એમની વાર્તાકલાએ ઠીક ઠીક લાંબો વિસામો ખાધો છે. હવે આટલો પોરો ખાધા પછી એ વળી પાછી આગળ વધી રહે એમ આપણે જરૂર ઇચ્છીએ. એને પોતાની ઇપ્સિત દિશા તો મળી જ ગઇ છે.. ! પહેલાયે એ 'પિપાસુ' જેવી વાર્તામાં મળેલી જ હતી, ત્યાર પછી પણ એણે 'બે બહેનો' અને 'તરંગ ?'નાં બે–ત્રણ ડગલાં એ પંથે આગળ ભર્યાં જ છે ને !!

●

**(મુંબઇમાં 'ઉમાશંકર જોષી સત્કાર સમિતિ'ને આશ્રયે યોજાયેલ પરિસંવાદમાં 'વાર્તાકાર ઉમાશંકર' એ વિષય પર લખાયેલો નિબંધ : ૨૭ જુલાઇ ૧૯૬૮).**

●

**[ તાજેતરમાં પ્રકટ થયેલ વિવેચન–સંગ્રહ 'જિજ્ઞાસા'માંથી ]**

# વરસાદનાં ફરાં

રતુભાઈ દેસાઈ

'કાં કેમ છો ?'
'આનંદ છે, આનંદ છે,'
બે મિત્ર રસ્તામાં મળે,
ને પૂછતા મુજને જરા :
'કાં કેમ છો ?'
'આનંદ છે, આનંદ છે,' શબ્દો વદું હું ખોખરાઃ

આ સભ્યતામય છે જીવન,
(કો વચંનામય કવન સમ)
ને સભ્યતાની પરંપરા,
રે ! તેજ બોલાવે મને, કે શબ્દ પોકળ ખોખરાઃ
'આનંદ છે, આનંદ છે,' શબ્દો રટું હું ઘોઘરાઃ

એ શબ્દ શરબતિયા ખરા,
પણ કવચના ઝૂલતા લીલુડા કાતરા :
લવ સ્પર્શતાં લાગે બદનમાં લ્હાયના તીણા છરા,
નવ નીસરે : ને નીસરે તો સોંસરા ને સોસરા :

આ ગગન પૂછતું ભોમને,
'કાં કેમ છો વ્હાલી ધરા !'
ને આ ધરા પણ બોલતી જાતી કહી
'આનંદ છે.'
'આનંદના ઉરને વિષે વ્હે છે ઝરા,'
—જો તું જરા :'

પણ રે ! ધરા ઉર આમળા,
તરડો, ચિરાડો, ફાટ, જખમો. પોપડા,
તે તો ધરા કોને જઇને દાખવે ?
ગુપ્ત કોઇ કાખના ઘાના સમા,
સુપ્ત કોઇ કૂખના જખમો સમા;
તે બધાંની કોણ અહીંયાં સાખ લે ?
—ને સાખ દે ?

મારા સમી ભોળી ધરા,
(ને ધરાના પુત્ર શો હું યે કવિ :)
છલકાવતી છાતી ઉપર જલના ઝરા,
અગ્નિમહીં શેકાવતી કૈં ભાખરાઃ
ને કોઇને કળવા નહીં દે દર્દ ઊંડાં આકરાંઃ

—તેથી જદા પૂછે અમોને કો કદા,
'કાં કેમ છો ?'
'આનંદ છે, આનંદ છે.'
વરસાવતા, સામે અમે વરસાદનાં મીઠાં કરાં.

●●●



# આસ્વાદમૂલક અવબોધ કથા

સાહિત્યમાં ત્રણ પટેલો (પન્નાલાલ, પીતાંબર અને પેટલીકર)થી જાણીતા ગુજરાતમાં હવે ચોથા પટેલ ઉમેરાયા છે. વાર્તાકાર તરીકે નહિ પરંતુ સાહિત્યના એક ઊંડા અભ્યાસી અને સૌજન્યશીલ વિવેચક તરીકે. એમનાં તલસ્પર્શી વિવેચનોને લીધે આજે તેઓ નવી પેઢીના એક અગ્રણી વિવેચકનું સ્થાન ધરાવે છે.

ભોળાભાઈ પટેલ

વર્ષો સુધી વ્યુત્પન્ન–વિવેચક તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર ડૉ. આઇ. એ. રિચર્ડ્ઝ પોતાની ઉત્તર વયમાં કવિતા–સંગ્રહ લઇને આવે છે ત્યારે જરૂર આશ્ચર્ય થાય છે, પણ કોઇ કૃતિ કવિ વિવેચન લખે છે તેની હવે કોઇને નવાઇ લાગતી નથી. ઊલટાનું એમ પણ કહી શકાય કે છેલ્લા સૈકા દોઢ સૈકામાં જે ઉત્તમ વિવેચન–ખાસ તો કવિતા સંબંધી–લખાયું છે તે તો મોટે ભાગે સર્જક કવિઓ દ્વારા. પશ્ચિમના સાહિત્યમાં અને પૂર્વના સાહિત્યમાં પણ આ કવિ–વિવેચકોની સંખ્યા મોટી થવા જાય છે. 'અસફલ કવિ વિવેચક બને' એવું વિધાન સદ્‌ભાગ્યે આ બધા જ માટે કહી શકાય તેમ નથી.

આપણા પ્રતિષ્ઠિત કવિ શ્રી ઉમાશંકર જોષી સાહિત્ય ક્ષેત્રે બહુમુખી પ્રતિભા લઇને આવે છે. કવિ તો છે જ; તે સિવાય તેમણે વાર્તા, એકાંકી, વિવેચન, સંશોધન, નવલકથા નિબંધ આદિ કલાપ્રકારો પર હાથ અજમાવ્યો છે. તેમાં કવિતા પછી ઇયત્તા અને ગુણવત્તાની દૃષ્ટિએ તેમની વિવેચનપ્રવૃત્તિનો વારો આવે. એટલું જ નહિ, તેમની વિવેચનપ્રવૃત્તિ તેમની કવિતા પ્રવૃત્તિની સાથે સાથે ચાલતી રહી છે. સને ૧૯૩૪માં મુંબઇ સાહિત્ય સંસદે યોજેલા સારસ્વત સત્રમાં આપેલા વ્યાખ્યાન 'આજની ગુજરાતી કવિતા'થી શરૂ કરી આજ સુધી–લગભગ ત્રણ દાયકાથી સતત–તેમની આ પ્રવૃત્તિના સુભગ પરિણામ રૂપે ૭ જેટલા વિવેચનગ્રંથો આપણને મળ્યા છે: 'અખો એક અધ્યયન,' 'સમસંવેદન' (૧૯૪૪) 'અભિરુચિ' (૧૯૫૯) 'શૈલી અને સ્વરૂપ' (૧૯૬૦) 'નિરીક્ષા' (૧૯૬૦) તથા 'કવિની સાધના' (૧૯૬૧). (માત્ર સંસ્કૃત સાહિત્ય પર લખાયેલા વિવેચનનો સંગ્રહ 'શ્રી અને સૌરભ' હમણાં જ પ્રગટ થયો છે. વળી મુંબઇ યુનિવર્સિટીના ઉપક્રમે યોજાયેલી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન માળામાં આપેલાં કવિતા વિષયક વ્યાખ્યાનો 'કવિતા વિવેક' હવે પછી.)

અહીં 'અભિરુચિ' 'શૈલી અને સ્વરૂપ' 'નિરીક્ષા' અને 'કવિની સાધના' (ચારેયના પ્રકાશક વોરા એન્ડ કંપની) એ ચાર વિવેચન–સંગ્રહોને કેન્દ્રમાં રાખીને શ્રી ઉમાશંકર જોશીની પ્રવૃત્તિનું અવલોકન કરવાનો પ્રયાસ છે.

આ ચારેય આલોચ્ય ગ્રન્થનું નામાભિધાન ને તે સંગ્રહોમાં રજૂ થયેલી સામગ્રીનો કંઇક નિર્દેશ કરી રહે છે. આ પૂર્વે પ્રકાશિત 'સમસંવેદન'ના નિબંધો એક

સગ્રહ માત્ર બનીને આવે છે જ્યારે આ ગ્રન્થોમા એક આયોજિત સકલનનો ખ્યાલ રાખવામા આવ્યો છે 'અભિરુચિ'મા સગ્રહાપેક્ષા નાના મોટા ૫૬ જેટલા લેખોમા એક પ્રકારની હળવાશ છે. 'રસાળ વિવેચના' એવુ નામ પણ તેને આપી શકાય વિવેચનની રૂઢ પરિભાષાનું દાસ્ય સ્વીકાર્યા સિવાય સહજ રીતે લખાયેલા લેખોનો આ સગ્રહ છે ઉઘાડી બારી રાખીને બેઠેલા એક સાહિત્યકારની ચેતના વિશ્વસાહિત્યની ચેતના સાથે કેવી તદ્રૂપ બની શકે છે તેની અહી પ્રતીતિ થાય છે 'રીતી અને સ્વરૂપ'મા રહેલા લેખોને ત્રણ વિભાગમા સહેલાઇથી વિભક્ત કરી શકાય. રીતી વિષયક એક લેખ, સાહિત્યના વિભિન્ન સ્વરૂપોની ચર્ચા કરતા લખો અને જુદે જુદે સમયે ગુજરાતી કવિતાના વલણો તપાસતા લેખો 'અભિરુચિ' થી આ નિબધોનું પોત જુદા જ પ્રકારનુ લાગશે. 'નિરીક્ષા'માના નિબધો કવિઓ તથા કાવ્યકૃતિઓના પરીક્ષણોરૂપે યોજાય છે એક સર્જક કવિ પોતાના સમકાલીનોને કેવા સમભાવપૂર્વક તપાસે છે તે અહી જાણવા મળે છે 'કવિની સાધના'મા મોટે ભાગે તો કાવ્યતત્ત્વની ચર્ચા કરતા લેખો છે. શ્રી અરવિંદ, વર્ડ્ઝવર્થ, બળવતરાય કે વિષ્ણુપ્રસાદની સાહિત્યતત્ત્વ-વિચારણાને તપાસતા લેખો શ્રી ઉમાશકરની ગાઢ અધ્યયનશીલતા તથા વિવેચકને અનિવાર્ય એવી વિવેકબુદ્ધિનો પરિચય આપી રહે છે ઘણીવાર શ્રી ઉમાશંકર એકને એક વિષય પર જુદે જુદે સમયે અનેકવાર લખે છે પણ આ એક વિષય પર જુદા જુદા સમયને અંતરે લખાતા લેખોમા શ્રી ઉમાશંકર વિચારસાતત્ય જાળવી શકયા છે અભિપ્રાયની ફેરતપાસ કરવાનો ઉપક્રમ ત્યા નથી. રવીન્દ્રનાથવિષયક લેખો કે ગુજરાતી કવિતાના વલણો તપાસતા લેખોને જોતા આ વસ્તુ સ્પષ્ટ સમજાય છે

સાહિત્યસર્જન કરનાર લેખક અથવા કવિ માત્ર પોતાના જ સર્જનમા રચ્યોપચ્યો રહે તે ઇષ્ટ નથી જે સાહિત્યનો વારસો તેને મળ્યો છે તેનુ અધ્યયન તો હોવુ ઘટે જ, સાથે સાથે પોતાના સમકાલીનોની સર્જનપ્રવૃત્તિ વિષે પણ સજાગ વલણ દાખવવુ ઘટે જોકે સમકાલીનોની પ્રવૃત્તિ વિષે બોલવુ અથવા કહેવુ એ જોખમકારક છે તેમ છતા આવશ્યક પણ છે ઉમાશકરે પૂર્વ પશ્ચિમના પ્રશિષ્ટ ગ્રન્થોનુ પરિશીલન તો કર્યું જ છે, તેની સાથે સર્જાતા સાહિત્યને સમભાવપૂર્વક અવલોકવાનો પ્રયત્ન કર્યો છે. એકાદ લઘુ કાવ્યસગ્રહ પ્રગટ થયો હોય અને ઉમાશકરે તે વિષે મમતાપૂર્વક નોધ ન લીધી હોય તેવુ ભાગ્યે જ બને કંઇ નહિ તોય સાપ્રત કવિતાના પ્રવાહોની ચર્ચા કરતા તેનો ઉલ્લેખ કર્યો તો જોવા મળશે. આ પ્રવૃત્તિ મે ત્રણ રીતે જોવા મળે છે : (૧) કવિતાસગ્રહોના પ્રવેશકોરૂપે (૨) અવલોકનોરૂપે (૩) કાવ્યપ્રવૃત્તિઓની સમગ્રપણે કરેલી ચર્ચારૂપે

સ્વ પ્રહ્લાદ પારેખના 'બારી બહાર' કાવ્યસગ્રહના આમુખરૂપે લખાયેલ 'આતદર્શન'મા નવતર કવિઓની નામાવલિ ગણાવતા આશાવાદી દૃષ્ટિથી કહે છે 'કેટલા નામ ગણાવવા ? પણ આ જેવા છે તેવા નામની માળા આગળ ચલાવતા જ દૂર-અદૂરના ભવિષ્યમા વચ્ચે કોઇ મહાકવિના નામ પણ આવી જશે ને ? પ્રહ્લાદ પારેખની કૃતિઓમા તત્કાલીન સમાજ અને બનાવોનો પડઘો નથી તથા સમકાલીનોની પરિચિત શબ્દાવલી નથી તેની નોધ લઇ કવિતામા રહેલી સૌન્દર્યાભિમુખતા પ્રત્યે ધ્યાન દોર્યું છે વળી કવિતાની ઇન્દ્રિયગ્રાહ્યતાના ગુણ પર ભાર મૂકી કાલિદાસ અને કીટ્સની કવિતામા આ ગુણ છે તેનો ઉલ્લેખ કરી પ્રહ્લાદની કવિતાને યોગ્ય રીતે 'આખ, કાન અને નાકની કવિતા' કહી છે માનવી-હૃદયના છટકણા ભાવો પ્રહ્લાદની કવિતામા કેવા ઊતર્યા છે તે પણ દર્શાવ્યુ છે આ કવિની ગીતપ્રવૃત્તિ વિષે લખતા તેમા રહેલી ઋજુતા તથા બાલસહજતાની વાત કરે છે લખે છે : 'કવિએ પોતાના બધા ગીતો કાનથી જ જાણે કે રચ્યા લાગે છે'

પ્રહ્લાદ પારેખ જેવા 'સૌંદર્ય લુબ્ધ કવિ' એવા શીર્ષકથી જેનો પરિચય કરાવે છે તે-રાજેન્દ્ર શાહની કવિતાપ્રવૃત્તિની ચર્ચા કરતી વેળાએ શ્રી પ્રહ્લાદ પારેખના કાવ્યસંગ્રહના આમુખમા રહેલા શબ્દોને ફરીથી ટાકી ચાલીસ પછીની કવિતામા પ્રગટ થતા સૌન્દર્યાભિનિવેશ પ્રત્યે ફરીથી ધ્યાન ખેચે છે રાજેન્દ્ર શાહની કવિતામા દેખાતી છદ-લયની ઝીણી વાત પણ કહે છે આમજીવનને વી ટળાએલી પ્રકૃતિના વર્ણનમા ખીલતી રાજેન્દ્રની કવિત્વશક્તિને આવકાર્ય ગણી છે તો 'આયુષ્યના અવશેષે'મા પ્રગટ થતી ચિત્રનિર્માણ શક્તિની પણ પ્રશસા કરી છે રાજેન્દ્રના પ્રણયકાવ્યોમા 'શુચિતાની મુદ્રા' છે તે દર્શાવ્યુ છે રાજેન્દ્રની ઉપશમમા લય શોધતી હૃદયની સર્વસ્પર્શી

( અનુસધાન પાના ૧૨૯ પર જુઓ )

# સાહિત્ય અને જીવન વિશે એક દૃષ્ટિકોણ

વિલેપારલેની મીઠીબાઇ કૉલેજના આચાર્ય, જાણીતા કેળવણીકાર અને આપણા એક સૌમ્ય સહૃદયી અને તટસ્થ વિવેચક

અમૃતલાલ યાજ્ઞિક

સ્થૂળ દૃષ્ટિએ જોઇએ તો બીજાં અનેક પ્રાણીઓ કરતાં મનુષ્ય એ ખૂબ નિર્બળ પ્રાણી છે. સ્થૂળ કદની દૃષ્ટિએ હાથી, ઘોડા, ઊંટ વગેરે કરતાં માણસ નાના કદનું પ્રાણી છે. માણસ કરતાં હરણ વગેરે ઘણી ઝડપથી દોડી શકે છે. બાજ વગેરે પંખીઓ માણસ કરતાં ઘણે દૂર સુધી જોઇ શકે છે. કૂતરાની ઘ્રાણેન્દ્રિય શક્તિ ખૂબ તીવ્ર છે. સિંહ, વાઘ જેવાં પ્રાણીઓ માણસ કરતાં અનેકગણાં બળવાન હોય છે. પ્રાણીસૃષ્ટિમાં નજર કરીશું તો માણસ કરતાં અનેક દૃષ્ટિએ અન્ય પ્રાણીઓ વિશેષ બળ ધરાવે છે. માણસ પંખીની માફક ઊડી શકતો નથી. માણસને ઉછરવા માટે અન્ય માણસોની સહાય લાંબા સમય સુધી લેવી પડે છે, જ્યારે અન્ય પ્રાણીઓ ઝડપથી સ્વાવલંબી બની જાય છે. આમ, ટૂંકમાં એમ કહી શકાય કે અન્ય પ્રાણીઓની સરખામણીમાં સ્થૂળ શક્તિની દૃષ્ટિએ માણસ ખૂબ નબળું પ્રાણી ગણાય.

છતાંય આ બધાં પ્રાણીઓ કરતાં માણસ સૌથી સુવિકસિત અને ઉચ્ચ બળવાળો છે. માણસે પોતાની અશક્તિ પોતાની બુદ્ધિશક્તિ વડે સાધનો ઉપજાવી દૂર કરી છે એટલું જ નહીં પણ ન કલ્પી શકાય તેટલું અનેકગણું બળ મેળવ્યું છે. હરણ કરતાં અનેકગણી ઝડપથી રેલવે કે મોટર દ્વારા માણસ પહોંચી શકે છે દૂરબીનથી બાજ કરતાં અનેક માઇલો સુધી દૂર જોઇ શકે છે અને સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા અન્યથા અદૃષ્ટ એવાં અત્યંત નાનાં જંતુઓને નિહાળી શકે છે. વિમાનો કે રૉકેટો દ્વારા પંખીના ઉડ્ડયન કરતાં તે કેટલું ઊંચું ઉડ્ડયન કરી શકે છે! જ્યાં માછલી ન પહોંચી શકે ત્યાં પણ માણસ સબમરીન દ્વારા દરિયાના ઊંડાણમાં જઇ શકે છે. સિંહ, વાઘ જેવાં હિંસક પ્રાણીઓનો બંદૂક વગેરેથી શિકાર કરી શકે છે. આમ, માણસે પોતાના બુદ્ધિબળથી અન્ય પ્રાણીઓ કરતાં અનેકગણી સર્વોપરી શક્તિ મેળવી છે અને બીજાં પ્રાણી, પંખી વગેરેને પોતાના કાબૂમાં રાખી તેમની પાસે યથેચ્છ કામ કરાવે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે માણસ શું માત્ર પોતાની બુદ્ધિશક્તિથી જ 'માનવીપણું' મેળવી શક્યો છે? સ્થૂળ બળમાં માણસ માનવેતર સૃષ્ટિના અન્ય જીવ કરતાં ચડિયાતો બન્યો છે એ હકીકત છે. માણસે પોતાનું વર્ચસ તેઓના ઉપર મેળવ્યું છે એ પણ ખરી વાત છે. પરંતુ માણસની 'માણસાઇ' માત્ર આ વર્ચસ કે

બળમાં જ રહી છે? કૂતરાં બિલાડાં, વાઘ સિંહ, અન્ય પંખીઓ ઇત્યાદિમાં પરિવર્તન થાય છે ખરું? માણસ સો વરસ પહેલાં હતો. તેના કરતાં આજે જુદો છે. હજાર કે બે પાંચ હજાર વર્ષ પહેલાંના માનવીની સાથે તો કલ્પી ન શકાય એવી પ્રગતિ અને એવું પરિવર્તન માણસે કર્યું છે. માણસ સતત પરિવર્તનશીલ પ્રાણી છે અને આશ્ચર્યકારક સિદ્ધિઓ એણે મેળવી છે. પશુપંખી જંતુ વગેરે તો હજારો વર્ષ પહેલાં હતાં તેવાં જ આજે છે. તેમનામાં ભાગ્યે જ પરિવર્તન થાય છે. આ બધી તો ઉઘાડી હકીકતો છે, નિર્વિવાદ તથ્યો છે. પણ માણસનું 'માનવીપણું' માત્ર આ સિધ્ધિઓમાં જ નથી રહ્યું. આ સિધ્ધિઓ વિશે તો એમ કહી શકાય કે માણસે પશુ કરતાં અનેકગણું પશુબળ મેળવીને તેમનાં કરતાં ખૂબ ચડિયાતો સાબિત થયો છે.

આ વસ્તુને જરા જુદી રીતે જોવા જેવી છે. પદાર્થ વિજ્ઞાનમાંથી ઉદાહરણ આપીને વક્તવ્ય સ્પષ્ટ કરું. એક ઘોડો કેટલી ઝડપે દોડી શકે તેનું ચોક્કસ એકમ નક્કી કરી મોટર કે ગાડી કેટલી ઝડપે દોડે છે તેનું બરાબર માપ કાઢી શકાય છે. દસ હોર્સ પાવર કે પચીસ હોર્સ પાવર જેટલી ઝડપ છે એવી પરિભાષામાં મોટર વગેરેની ઝડપનું માપ કઢાય છે. અથવા વીજળીના પ્રકાશનું માપ કાઢવા માટે મીણબત્તીના પ્રકાશનું એકમ નક્કી કરી અમુક પ્રકાશ સો કેન્ડલ પાવર કે બસો કેન્ડલ પાવર એવી પરિભાષામાં પ્રકાશનું તેજ મપાય છે. તો પછી આવી પરિભાષા ઉપજાવી એમ ન કહેવાય કે માણસ આટલી હરણગતિથી વધુ દોડે છે? અથવા આટલી પંખીની ઉડ્ડયન ગતિની ઊંચાઇએ ઊડી શકે છે? તો તો માણસે આટલા ગણીમોટી પશુશક્તિ મેળવી છે એમ કહેવાય! અને માણસ અતિમોટો પશુ બન્યો છે એવી તારવણી કાઢી શકાય! પણ આમાં માણસની વિશિષ્ટતા વ્યક્ત ક્યાં થાય છે?

માણસની વિશિષ્ટતા માત્ર એના બુદ્ધિબળમાં નથી, પણ એના અનન્ય સંસ્કારબળમાં રહી છે. માણસે લાગણી જગાવી છે, ચિરસ્થાયી બનાવી છે અને એમાંથી અપૂર્વ ભાવના વિકસાવી છે. આવી ભાવનામાંથી જ કુટુંબપ્રેમની ચિરસ્થાયી સંસ્કૃતિ ઉદ્‌ભવી છે. પિતા પુત્ર, પતિપત્ની, ભાઇબહેન ઇત્યાદિ સંબંધોમાં વ્યક્ત થતો પ્રેમ એ જ માનવીની પરમ સિદ્ધિ છે. પશુ પંખી વગેરે માનવેતર સૃષ્ટિમાં કુટુંબભાવનાની કલ્પના જ અશક્ય છે. પંખી ઊડતાં શીખે પછી એના જન્મદાતા કે પોષણદાર કોણ એ જાણવાની વૃત્તિ જ તેમનામાં શૂન્ય હોય છે. તેઓ એકલ વિહાર કરે છે—ટોળામાં હોવા છતાં. એક પંખીને કોઇક પથરો મારે તો આખું ટોળું ઊડી જાય છે અને ઘાયલ થયેલા પંખીની દરકાર કરવાની કુદરતી વૃત્તિ જ તેનામા નથી હોતી. પણ માનવી એક કુટુંબ ક્યાંક જતું હોય તેમાંથી કોઇ એક સભ્યને કોઇક મારવા જાય તો તેના બીજા સભ્યો દોડી નથી જતાં, ઊલટું માર ખાઇને પેલા સભ્યને બચાવે છે. કોઇ પ્રિયજન ખાતર મરવામાંયે તે કૃતાર્થતા અનુભવે છે. આવી સંસ્કારેલી વૃત્તિ માનવેતર સૃષ્ટિમા અશક્ય છે.

આ પ્રકારની સંસ્કારી વૃત્તિ મૂળ તો અન્ય પ્રાણીના જેવી કુદરતી વૃત્તિ (instinct)માંથી ઉત્ક્રાન્ત પામેલી છે તે ઇતિહાસ, નૃવંશના ઇતિહાસ દ્વારા સમજી શકાશે. એટલું જ નહિ પણ આ સંસ્કારી વૃત્તિ (જેને આપણે 'પ્રેમ' એવા નામથી ઓળખીએ છીએ)નો વિસ્તાર વધારી સગાંવહાલાંનો પ્રેમ, જ્ઞાતિપ્રેમ, સમાજપ્રેમ, રાષ્ટ્રપ્રેમ અને માનવપ્રેમ માણસે કેળવ્યો અને સિદ્ધ કર્યો. ટૂંકામાં કહીએ તો, અન્ય પશુપંખી વગેરેની સૃષ્ટિથી ભિન્ન પડી માણસે પોતાના જીવનમાં વ્યવસ્થા આણી લાવવાનું શ્રેય આ પ્રેમવૃત્તિને આભારી છે. લગ્નસંસ્થાની પવિત્રતાનો આધારસ્તંભ પણ આ પ્રેમની ચિરસ્થાયી વ્યવસ્થાની ભાવના છે. પશુ ઇત્યાદિ માનવેતરોમાં સ્થાયી તત્ત્વ જ નથી, વ્યવસ્થા જ નથી. કુદરતી આવેગો અને વૃત્તિઓ દ્વારા એમનું જીવન નિયંત્રિત થતું હોય છે. આવેગોને સમજવાનું 'મન' તેનામાં ઉત્ક્રાન્ત પામ્યું નથી. એટલેજ એ બધાં એકસરખું જીવન જીવી મરી જાય છે. તેમાં કશો જ ફેરફાર થતો નથી. માનવી અને પશુ વચ્ચેનો ભેદ હોય તો તે બુધ્ધિશક્તિ અને સંસ્કારશક્તિમાં જ વ્યક્ત થાય છે. તેઓ બુધ્ધિશક્તિ દ્વારા સ્થૂળ બળ મેળવે છે અને ભાવના દ્વારા સંસ્કારબળ. માનવીનું પરિવર્તન, એની પ્રગતિ વગેરેમાં આ બન્ને બળો કારણભૂત રહ્યાં છે તે સમજવું અઘરું નથી.

માનવીની ચેતનામાં આ બન્ને શક્તિઓનો સમાવેશ કરી શકાય. વૃત્તિ અને આવેગો ઉપર કાબૂ મેળવી, તેને ચિરસ્થાયી બનાવી પ્રેમભાવના કેળવી તે આ ચેતનાશક્તિને [illegible] અન્ય માનવી ગુણો

ઉત્ક્રાન્ત પામ્યા છે. જેને ચાહીએ તેને માટે ત્યાગ કરવામાં આનંદ આવ્યો, તેને મદદ કરવામાં આનંદ આવ્યો, તેની સાથે સંબંધ કેળવવામાં આનંદ આવ્યો. તેની ઇર્ષ્યા કરવાની વૃત્તિ અન્તે દુઃખમાં પરિણમી દ્વેષ, તિરસ્કાર, ક્રોધ, ક્રોદ ક્રૂરતા, મત્સર વગેરે ભાવો પણ હીનતામાંથી જન્મ્યા. ટૂંકામાં કહીએ તો, માનવીની ચેતનામાંથી પ્રેમ, ઉદારતા, ત્યાગ, મૈત્રી, સેહાનુભૂતિ, સેવા, વગેરે દૈવી ગુણો પ્રકટ્યા. એ ચેતનાની નીચેના સ્તરમાંથી દ્વેષ, ક્રોધ, મદ, મત્સર, ઇર્ષ્યા ઇત્યાદિ અસુર વૃત્તિઓ જન્મી. પહેલી ભાવનાઓમાંનું સૌંદર્ય માનવીએ માણ્યું અને બીજી આસુરી વૃત્તિની વિરૂપતાની જુગુપ્સા જોઇ.

માનવી મૂળ તો અન્ય પ્રાણીની જેમ એક પ્રાણી જ હતું અને બુદ્ધિસંસ્કાર બળથી તેની પોતાની ઉત્ક્રાન્તિ થઇ. એટલે માનવી માત્રમાં દૈવી ગુણોનો સદંશ અને અસુર વૃત્તિઓનો અસુંદર અંશ હોય જ છે. કોઇ પણ પૂરેપૂરો આસુરી વૃત્તિથી જ પૂર્ણ હોય અને દૈવી ગુણોનો અભાવ જ હોય તેમ ભાગ્યે જ બને છે. બન્નેનું મિશ્રણ એટલે કે સદંશ અને હીનભાગ માનવી જીવનમાં રહેલું હોય છે તે વ્યક્ત થયા કરે છે. માનવીની એક વિશિષ્ટતા એને મળેલી કલ્પના છે. કલ્પના દ્વારા એ પોતાના ભૂતકાળનું નિરીક્ષણ કરી શકે છે, વર્તમાનની જોડે તુલના કરી શકે છે અને ભાવિનાં સ્વપ્ન–અભિલાષ જોઇ શકે છે. બુદ્ધિનો અંશ ચેતનામાં રહ્યો જ છે. પણ કેવળ બુદ્ધિ માણસની સ્થૂળશકિતને ભલે અનેક ઘણી વધારે, પણ તેની ભાવનાને તે સ્પર્શી શકતી નથી. બુદ્ધિશકિત અને કલ્પનાશકિતની આરાધના કરી માણસે વિજ્ઞાનની સિદ્ધિ મેળવી આ રીતે, પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ગણિત, હુન્નરવિદ્યા, શરીરવિજ્ઞાન ઇત્યાદિ વિજ્ઞાનની અનેક શાખા પ્રશાખાઓ માણસે ખીલવી. પરંતુ શુદ્ધ બુદ્ધિશકિત અને કલ્પના દ્વારા માનવી હૃદયને સ્પર્શી શકાતું નથી.

માનવી હૃદયનાં સંવેદનો, લાગણીઓ, ભાવનાઓની ઉત્ક્રાન્તિ વિશે અગાઉ સૂચન કર્યું જ છે. પરંતુ હૃદયની ભાવનાઓ અને તદનુરૂપ કલ્પનાએ માનવી આત્માનું અદ્ભૂત સૌંદર્યદર્શન કર્યું. એ સૌંદર્યદર્શનની અભિવ્યકિત કરવાની માનવીને ઝંખના તેનાં હૃદયમાં સ્વભાવિક હતી જ. એટલે અનુભૂતિની અભિવ્યકિત કર્યા સિવાય કેટલાક માનવીઓ રહી ન શકયા, કારણકે તેમનામાં જન્મજાત સંવેદનશીલતા અને કલ્પકતા વિશેષ પ્રમાણમાં હતાં. લયની સ્વભાવિક સૂઝ તેમને જન્મથી મળી હતી. એટલે માનવીભાવનું સૌંદર્ય વ્યક્ત કરવા તેમણે પોતપોતાની સ્વાભાવિક પ્રજ્ઞા અનુસાર સૂર, રંગરેખા, વાણી વગેરે માધ્યમનો ઉપયોગ કર્યો. તેમાંથી સ્થાપત્ય, શિલ્પ, સંગીત, ચિત્રકળા અને સાહિત્ય વગેરે લલિત કલાઓ જન્મી.

સૌંદર્યની અભિરુચિ માનવી હૃદયનો—માનવી આત્માનો સ્વાભાવિક ગુણ છે. તેમાં તેને અલૌકિક આનંદની અનુભૂતિ થાય છે. વિરૂપતાને વિરૂપતા તરીકે ઓળખી લઇ તેની જુગુપ્સા કરવામાં પણ તેને આનંદ પડે છે. સંસારસૃષ્ટિમાં આપણે આપણાં સ્વાર્થ, ઉપયોગ પ્રલોભન વગેરેને લીધે ભલે આપણે હીનવૃત્તિમાં રાચતા હોઇએ કે હીન વર્તન કરતા હોઇએ, પણ કલાસૃષ્ટિમાં તો શુધ્ધ અને સાત્વિક આનંદ જ આપણને તૃપ્ત કરે છે. રામ પ્રત્યે આદર તથા રાવણ પ્રત્યે જુગુપ્સા માત્ર સારા માણસોને જ નહિ, પણ દુષ્ટ માણસોને પણ થાય છે. રાવણ જેવા હીન માણસને પણ કલાની કલ્પના–સૃષ્ટિમાં રામ જ ગમે છે, રાવણ પ્રત્યે તિરસ્કાર જ ઉપજે છે. ધાડપાડુ, ખૂની, ચોર જેવા માણસો સિનેમા નાટક જુએ છે ત્યારે તેમનો આનંદ પણ કોઇપણ સજ્જનના આનંદ જેવો હોય છે. કલ્પનાની સૃષ્ટિમાં તેઓ પણ ધાડપાડુ, ખૂની, ચોરને તિરસ્કારે જ છે !

મેઘાણીએ લખેલી 'સૌરાષ્ટ્રની રસધાર'ની વાર્તાઓનું પૃથક્કરણ કરવા જેવું છે. એમાં ખૂની અને ક્રૂર બહારવટીઓની જ વાર્તા છે. છતાં આપણને શા માટે રસ પડે છે?આ ખૂની અને ક્રૂર બહારવટિઓ પણ વૃદ્ધો પ્રત્યે આદર, ગરીબ કે દુઃખીને મદદ, સ્ત્રી કે બાળક પ્રત્યે સહાનુભૂતિ દાખવે છે તે જ રસનું કેન્દ્ર હોય છે. આવા દુષ્ટ માણસોમાં પણ માનવી હૃદયની સુંદરતા કે ઉદાત્તતાનું દર્શન જ આનંદ અને રસ ઉત્પન્ન કરે છે. પોતાનાં સગાંવહાલાંઓનું દુઃખ જોઇને કશું ન થાય તેવા માણસોની આંખોમાં દ્રૌપદી કે દમયંતી જેવાનાં દુઃખનું કલ્પના ભર્યું ચિત્રણ જોઇ આંસુઓ આવે છે તે પણ માણસની જન્મજાત ભાવનાશીલતાની જ સાક્ષી પૂરે છે.

સાહિત્યકારો પાસે સંવેદનશીલતા અને કલ્પનાશીલતા સહજ શકિત હોય છે. કોઇ પ્રસંગ કે ઘટના જોતાં કે વિચારણાની તંદ્રામાં એમની સર્જકશકિત જાગ્રત થાય

છે અને હૃદયમાં ચયેલી ભાવનાની અનુભૂતિને વ્યક્ત કરવા માટે પ્રસંગો અને પરિસ્થતિ યોજે છે આવી કલ્પનાને કોઇ વાસ્તવિક સૃષ્ટિના બંધનો નડતાં નથી, કારણ કે સાહિત્યસૃષ્ટિમા મહત્ત્વની વસ્તુ સ્થૂળ પ્રસંગો કે પ્રસંગોની ગૂંથણીદ્વારા ઊભી કરેલી પરિસ્થિતિ નથી સાહિત્યસૃષ્ટિમાં આપણે પ્રવેશ કરીએ છીએ, ત્યારે કુદરતી સૂઝથી આપણે સમજી જ લઇએ છીએ કે સ્થૂળ પ્રસંગોનું આલેખન તો છે ભાવના–સૃષ્ટિનું સૌંદર્ય કરવા માટેનું બાહ્યનિમિત્ત સાહિત્યની સૃષ્ટિમાં દાખલ થતાં જ વાસ્તવિકસૃષ્ટિ અદૃશ્ય થાય છે અને માનવી જીવનના સત્યની ભાવનાત્મક સૃષ્ટિમાં આપણે આનંદમગ્ન બનીએ છીએ ચકલા–ચકલી, હાથી, સિંહ, શિયાળ, ઉંદર, વગેરેની વાર્તાઓ (ઇસપની કે હિતોપદેશની વાર્તાઓ આના ઉદાહરણો છે) વાચીએ છીએ, ત્યારે એ બધાં દ્વારા વ્યક્ત થતું માનવ રહસ્ય જ આપણને આનંદમગ્ન બનાવે છે. નાનું બાળક પણ એ સમજી શકે છે, તેથી હાથી કે સિંહ કેમ બોલે કે તેમની કઇ ભાષા હશે એવા પ્રશ્નો પૂછતું નથી.

સાહિત્યકાર પોતાની સર્જક કલ્પના દ્વારા માનવી ચિત્ત અને હૃદયનાં મનોમન્થનો, રાગાવેગો, આનંદ–ઉલ્લાસો, સ્વપ્નો, અભિલાષાઓનું કલાત્મક ચિત્રણ કરે છે અને માનવી જીવનનું ખરું સૌંદર્યદર્શન કરાવે છે. સાહિત્યસૃષ્ટિમા પ્રવેશી ભાવક પાત્રના શરીરમાં પરકાયા પ્રવેશ કરી દાખલ થતો હોય છે અને તે આનંદસૃષ્ટિમા તાદાત્મ્ય સાધી અદૃષ્ટ રીતે સાત્ત્વિક બળ મેળવે છે અને જીવન સમજવાની એને અનન્ય દૃષ્ટિ મળે છે. યુધિષ્ઠિરના અસત્યદર્શનનો પ્રસંગ મહાભારતકારે ભલે સર્જક કલ્પના દ્વારા કલ્પ્યો હોય, પણ એ પ્રસંગ દ્વારા જીવનના વિશાળ ધર્મ ખાતર માણસને કેવા કરુણ સ્થિતિમાં મુકાવું પડે છે તે સમજાય છે. આવો જ પ્રસંગ ગાંધીજીના જીવનમા બન્યો છે તેની સાથે તે સરખાવવા જેવો છે: ગાંધીજી ફરી દક્ષિણ આફ્રિકા ગયા અને ગોરાઓના ટોળાથી ઘેરાયેલા હતા ત્યારે પોલિસથાણામાં એમને આશ્રય મળ્યો; અને ગોરાઓથી બચવાનો ઉપાય હિંદી સિપાઇનો પોશાક પહેરી છાનામાના ભાગી જવાનો જ રહ્યો અને ગાંધીજી એ રીતે ગયા! જેમ યુધિષ્ઠિરને અંતિમ સત્યને ખાતર 'અશ્વત્થામા મરાયો' એમ કહેવું પડ્યું, તેમ ગાંધીજીને તેવી સ્થિતિમાં પાછલા બારણેથી છાનામાના નીકળી જવું પડ્યું !

સાહિત્યદ્વારા જીવનનું રસાત્મક સત્યદર્શન થાય છે. જીવનનો મર્મ સમજવા માટે સાહિત્ય અમોઘ સાધન છે. સાહિત્યનો ઉદ્દેશ ઉપદેશ જ્ઞાન, નીતિ, માહિતિ વગેરે દેવાનો નથી. સંવેદનશીલ અને કલ્પનાસભર સાહિત્યકાર પોતાની સ્વાભાવિક સર્જકશક્તિથી જીવનનું આંતરિક દર્શન રસાત્મક રીતે કરાવે છે એ દર્શનના આનંદ દ્વારા માનવી માનવી ગુણોનું સૌંદર્ય માણે છે. વિજ્ઞાન બુદ્ધિ શક્તિ આપે છે, સાહિત્યકલા સર્જન સૃષ્ટિ દ્વારા માનવી ગુણની સુંદરતા દર્શાવી સંસ્કારબળ આપે છે બન્ને માનવી જીવનની પ્રગતિ માટે અવશ્ય છે—અલબત્ત તેમના સંવાદી સહયોગ દ્વારા * ●●●

* વી. જે. ટી આઇ. ના સાહિત્યમંડળના ઉપક્રમે આપેલા વ્યાખ્યાનની નોંધ ઉપરથી



# ગંદા પાણીના પરપોટા

વાર્તા ક્ષેત્રે પ્રવેશ કરી એમણે જોત જોતામાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. માણી શકાય એવા સંતાપનો સૂર એમની લગભગ દરેક વાર્તામાંથી પ્રગટે છે.

અભેસિંહ હ. પરમાર

પલાંઠી વાળીને સ્ટેશનના છાપરા પર બેઠેલો તડકો પ્લેટફોર્મ પર ભટકતા ઉતારુઓને ચૂપચાપ જોઇ રહ્યો હતો. તડકાની માફક ઘણાં માણસોય કોક ખૂણામાંથી ચૂપચાપ જોઇ રહેતાં હોય છે ચૂપચાપ જોઇ રહેવામાં કોઇ આશા હોઇ શકે અથવા નિરાશા પણ હોઇ શકે કશીક ગમતા હોઇ શકે; કશુંક કુતૂહલ હોઇ શકે; કોઇક યાદ હોઇ શકે અથવા ... કોણ જાણે શું હશે પણ ઘણાં ચૂપચાપ જોઇ રહેતાં હોય છે અત્યારે અરધી બળી ગયેલી સિગારેટને ચૂસતા એક સજ્જન સામે એક ભિખારી જોઇ રહ્યો હતો છાબડીમાં ગોઠવેલાં કેળાં ઉપર બેઠેલ માખીઓ સામે એક વૃદ્ધા જોઇ રહી હતી. સામેના ખાલી પ્લેટફોર્મ પર બેઠેલો એક ઉતારુ કશુંક ખાતો હતો અને તેની સામે બેઠેલું કૂતરું ચૂપચાપ જોઇ રહ્યું હતું. મનોરમાએ પણ આમ ખૂણે બેસીને ચૂપચાપ જોઇ રહેવું જોઇએ પણ હવે એને એવું નથી ગમતું. એ ચૂપચાપ જોવાનો પ્રયાસ કરે છે અને એને લાગે છે કે જુદા જુદા ચહેરાઓની હારમાળા એને ચૂપચાપ જોઇ રહી છે. એ જાણે છે કે ચહેરાઓ પહેલાં ચૂપચાપ જોઇ રહે છે અને પછી ચૂપચાપ હસવા પ્રયાસ કરે છે ગંદા પાણીમાંથી આપોઆપ ઊઠતાં પરપોટા જેવું હાસ્ય.

એની બા એને ઘણીવાર કહે છે કે, એના કરતાં તો તું મૂગી અવતરી હોત તો ઠીક થાત. થોડીક હોશિયાર થા. ચાલાકીથી બોલતાં શીખ. જિંદગી બહુ લાંબી છે આજે એ બધું તને નહીં સમજાય. એને થાય છે કે, નહીં સમજાય એવું હવે રહ્યું છે શું? બધું ચોખ્ખું છે. છાપરા પર બેઠેલા તડકા જેવું ચોખ્ખું. આજે સવારે એને હોશિયાર થવાની સલાહ આપેલી ત્યારે એણે કહેલું કે, હવે તો હું અંગ્રેજી ભણવા જાઉં છું તે છોકરીઓની માફક 'થેંક્યુ', 'શટ અપ', 'નોનસન્સ', 'એઇ મિસ્ટર' એવું એવું બોલતા બોલતાં શીખી ગઇ છું: તું જો મારી સાથે કોક દિવસ આવે ને તો ... ત્યારે બા હસેલી અને એ અંદરના ખંડમાં જઇને ચૂપચાપ રડેલી. બધું રેતીમાં પડેલી પગલી જેવું. પગલી દેખાય પણ કશું ઓળખાય નહિ. રેતીમાં વંટોળિયો ઊઠે તો બધું રેતીના થર નીચે અદૃશ્ય થઇ જાય. બધું જંગલની કેડી જેવું વરસાદ પડે અને કેડી અદૃશ્ય.

બાનો સ્વભાવ હવે પહેલાં જેવો નથી રહ્યો વાત

વાતમાં ગુસ્સે થઇ જાય. એની હાજરી ન હોય તો ગુસ્સો બીજી રીતે ઠાલવે. વાસણ ધડધડ ફેંકે. હાલતાં ચાલતાં એકલી એકલી બબડ્યા કરે. પાડોશનાં છોકરાઓ પર ચિડાઇ બેસે. એ બાની લાગણીને સમજે છે એ ચૂપચાપ બા સામે જઇને ઊભી રહે છે અને પછી કહે છે, "બા, આજે પેલો સંપત મને મળેલો"

"સંપતરાય મળેલા એમ કહેવાય, સમજી? બોલતાં શીખ. પછી શું?" તે આતુરતાપૂર્વક સામે જોઇ રહે છે.

'પછી ... એ કંઇ પૂછતો હતો.'

'પછી?'

'પછી ... ધીમે ધીમે હસતો હતો.'

'પછી?'

'પછી ... બીજું શું હોય. બા?'

'તારી વાતમાં કાંઇ ભલીવાર નહિ. થોડી હોશિયાર થા.'

એને કોઇ સંપતરાય મળતો નથી. મળે તો ય તે સંપતરાયમાં ત્યારે સંપતરાય હોતો નથી. એવા સંપતરાય સાથે એ વાત કરવા પણ ઇચ્છતી નથી. ચૂપચાપ પ્લેટફોર્મ પર આવે છે. ચૂપચાપ ગાડીમા બેસે છે અને સાંજે પાછી ચૂપચાપ ... નીડ તરફ ફરતા એકલ દોકલ પંખીની માફક.

એ અહીં આવે છે ત્યારે પ્લેટફોર્મ રોજ ચિક્કાર હોય છે. આજેય તે ચિક્કાર હતો અહીં શરીર ઘસાતાં હોય છે. અથવા ઘસવા પ્રયાસ થતો હોય છે. મન ઘસાતાં હોય છે. લાગણી ઘસાતી હોય છે. આયખાં ઘસાતાં હોય છે દેખાય છે વૃદ્ધિ થતી પણ વાસ્તવમાં બધું ક્ષીણ થતું હતું હોય છે એને થયું કે લાવ હું પણ આજે ઘસાવા પ્રયાસ કરી જોઉં. હવે હોશિયાર થવું જોઇએ. બાની સલાહ કંઇ ખોટી તો નથી જ. હજી જિંદગીની ધજા ને ફરકાવવી જ હોય તો ... એ દરવાજા પાસે ઊભી રહી ગઈ. ચોગરદમ ચૂપચાપ જોયું જિંદગીની ઘણી બધી ધજા થાંભલે ચડીને ફરકતી હતી એની નજર એક પુરુષ પર પડી. એક પરિચિત પુરુષ એને બરાબર ખ્યાલ છે કે તેના કાનપર વાળ છે અને તે પ્રમાણમાં વધારે કાળા છે અને તેની વૃદ્ધિ ખૂબ થાય છે. પહેલાં થયું કે દરવાજામાંથી પાછી નીકળી જાઉં. બા કહે છે તે ખોટું તો નથી જ. એને હોશિયાર થતાં નથી આવડતું હવે આમ તો એ હોશિયાર થઇ ગઇ હતી. ગાડી સમયસર છે કે મોડી તે જોવા તે નોટિસબોર્ડ પાસે ગઇ હોઇ! એક કલાક મોડી! તે નોટિસબોર્ડ પાસે ઊભી રહી. પછી એણે પેલા પુરુષ તરફ નજર ફેરવી. એકલો છે કે બીજું કોઇ સાથે છે? હા ... એકલો લાગે છે મળવા જવું કે કેમ! એંહ ... બા કહે છે કે, એનો ભરોસો નહિ. તેના તરફ આંખ માંડવાની જે ભૂલ કરી છે ને તો... એ ચૂપચાપ એક બાંકડા પર સહેજ જગ્યા હતી ત્યાં ગોઠવાઇ ગઇ 'એઇ મિસ્ટર' કહેતીક ને પાસે જઇને ઊભી રહું તો? એને પોતાના આ વિચાર પર મનોમન હસવું આવ્યું બધું 'છાપરા પર બેઠેલા તડકા જેવું' સ્પષ્ટ હોવા છતાં એને અસ્પષ્ટ શા માટે માનવું? બધું ગંદા પાણીમાંથી ઊઠતા પરપોટા જેવું.

એણે તેને બુક સ્ટોલ પરથી પુસ્તક ખરીદતો જોયો, હવે તે સિગારેટ સળગાવતો હતો. તેના નાક અને મોંમાથી ધુમાડો નીકળતો હતો અને તેની નજર દીવાલ પર મૂકેલા ચલચિત્રના પોસ્ટર પર મંડાએલી હતી. એને થયું કે ચાલ સામે જઇને ઊભી રહું. પછી પૂછું કે, શું જુઓ છો ત્યાં? અહીં સામે જુઓ. પણ એ વાત કરશે જ કે? ધારો કે વાત ન કરે તો આપણું જાય છે શું! વડની ડાખળી રોપી જોવી. ઊગે તોય ઠીક; ન ઊગે તોય ઠીક.

એણે પેલા બાબુરાવને પ્લેટફોર્મ પર ઊભેલો જોયો. નફ્ફટ પુરુષ. તે ઊંચી નજરે પ્લેટફોર્મના ચહેરા શોધતો હતો. રામ જાણે એને કોઇ ધંધો છે કે પછી આમને આમ ભટકતો રહે છે! એ ગાડી આવે ત્યાં સુધી આમને આમ જ ચક્કર લગાવતો રહેવાનો. કોઇ જગ્યાએ એની નજરને રોપીને પછી ફરતો રહેવાનો. ગાડી પ્લેટફોર્મ પર દાખલ થાય એટલે કોઇને ખબરેય ન પડે તેમ એણે મનમાં નક્કી કરેલી જગ્યાએ આવીને ઊભો રહેવાનો અને સૌથી પહેલો અંદર ઘુસી જઇને એકાદ બે જગ્યા રોકવાનો. 'આવો, આવો, અહીં બેસો.' કહેતો એકાદ સ્ત્રીને જગ્યા આપવાનો અને પરિચય સાધવા પ્રયાસ કરવાનો કોણ જાણે એને શો રસ હશે તે મનોરમાને હજી સમજાયું નથી. એણે એક બે વાર મનોરમાને બેસવા જગ્યા આપેલી અને ત્રીજી વારે ફટ કરતું પૂછેલું. 'તમારા મિસ્ટર શું કરે છે?' મનોરમાને હવે બોલતાં આવડી ગયું હતું. એણે ફટ કરતાં કહેલું, 'એય મિસ્ટર,

મારા મિસ્ટર શું કરે છે એનું તમારે શું કામ?' ત્યારે તેણે કહેલું, 'માફ કરજો બાનુ, એમ પૂછવા બાબતમાં મારી મતલબ એટલી જ કે તમારા મિસ્ટર કદાચ મને કોઇ રીતે મદદગાર થાય. એકબીજાને મદદરૂપ થવું એ માનવધર્મ.' પછી તે હસેલો અને એને કહેલું કે, તમારે મિસ્ટર હોય તો તમે આમ રોજ રોજ ગાડીમાં ફરવા ન નીકળી પડો. તમને હું અહીં રોજ પ્લેટફોર્મ પર જોઉં છું. મનોરમાને તે દિવસે થયેલું કે તે એના વિષે કશુંક જાણે છે.

એણે થોડા સમય પછી જોયું તો બાબુરાવ પેલા પુરૂષની સામે જઇને ઊભો હતો અને બંને વાત કરતા હતા. એને થયું કે બંનેને પરિચય ન હોય તો આટલો સમય તેઓ રસથી વાત કરે નહિ. એ મનમાં થોડી ધૂંધવાઇ પણ ખરી. એને શું એટલો પણ ખ્યાલ નથી કે બીજાને પણ વાત કરવાની તક મળે એટલા માટે તેણે ત્યાંથી ખસી જવું જોઇએ. ગાડી પ્લેટફોર્મ પર આવી ત્યાં સુધી એ તેની પાસેથી ખસ્યો નહિ.

સાંજે વળતી ગાડીમાં એ પાછી આવી ત્યારે એણે બાબુરાવને પ્લેટફોર્મની બહાર દરવાજા પાસે ઊભેલો જોયો. એને જોઇને તેણે નજર ફેરવી લીધી. મનોરમાને લાગ્યું કે તે એને સતાવવા જ જાણી જોઇને આમ કરે છે. એ તેની સામે જોઇને હસી. 'અહીં આવો તો જરા મારે તમને પૂછવું છે.' કહેતી એ સહેજ ખસીને ઊભી રહી. પેલાએ સાંભળ્યું હોય કે ન હોય પણ એ ત્યાં ગયો નહિ થોડી રાહ જોઇને એ આગળ ચાલી. એને થયું કે અજાણતાં આમ કોઇની સાથે સંબંધ બગાડવો ન જોઇએ. પેલો ત્યાંથી સહેજ ખસ્યો એટલે એ જરા આગળ આવી. એણે કહ્યું, 'અજાણતાં એવું થઇ ગયું હતું હું તમારી માફી માંગું છું.' બાબુરાવને સમજાયું નહીં કે એ કયા સંદર્ભમાં વાત કરી રહી છે. એ સહેજ મુંઝાયો પણ મુંઝવણ વર્તાવા દીધી નહિ. એણે મક્કમતાથી કહ્યું, 'મને માફ કરી દેવાની આદત નથી. હું કોઇને માફ કરતો નથી.'

'વાત એમ છે કે હું તે દિવસે તમને ઓળખતી ન હતી.'

'અને હું તો હજી પણ તમને ઓળખતો નથી.'

'કેમ ? તે દિવસે તમે પૂછેલું ને કે તમારા મિસ્તર...'

'હા, એવું પૂછવાની મારી આદત છે.'

'ના, મને લાગે છે કે, તમે જાણી જોઇને પૂછ્યું હતું'

'હા, થોડું સત્ય ખરૂં.'

'આજે બુક સ્ટોલ પાસે તમે ઘણી વાતો કરી.'

'હું કોઇની સાથે વાત કરૂં એમાં તમને શો વાંધો ?'

'લો એમાં મને શા માટે વાંધો હોઇ શકે ? હું તો એ જાણવા માગું છું કે, તમે એને કયાંથી ઓળખો?'

'તમે આવો તો આપણે મારા રૂમ પર જઇને વાત કરીએ. એ વિચિત્ર પુરૂષને હું બાળપણથી ઓળખું છું અને એના વિષે હું લાંબો ઇતિહાસ કહી શકું તેમ છું. હવે મારો રૂમ કાંઇ દૂર નથી. આવો, મારી સાથે આવો.'

'પણ લોકો મને તમારા રૂમમાં બેઠેલી જોઇ જાય એ બરાબર ન કહેવાય. લોકોને વિચિત્ર વાત ઉપજાવી કાઢતાં જરાય વાર લાગતી નથી. જો તમને થોડી ફુરસદ હોય અને તમને વાંધો ન હોય તો અહીં.. ફકત બે ચાર મિનિટ...'

'પણ લોકોનો તમારા માટે સારો અભિપ્રાય નથી. અહીં રસ્તા વચ્ચે ઊભો રહીને તમારી સાથે વાત કરું તો લોકો મારા માટે શો અભિપ્રાય બાંધે ? તમારા નામ સાથે મારું નામ જોડાય એ બરાબર ન કહેવાય.

'તમારા નામ સાથે લોકો મારું નામ જોડે એ બરાબર ન કહેવાય.' તમને વાંધો ન હોય તો કાલે પ્લેટફોર્મ પર...'

બાબુરાવને લાગ્યું કે, એના જ શબ્દો ઝીલી લઇને તેણે એની છાતી પર ધબ્બાની દીધા. એ તેની સામે આંખો એંચી જોઇ રહ્યો. એને થયું કે ઉપરથી સાવ પોચી લાગતી આ બાઇ અંદરથી પોલાદી છે. કિનારો સાવ હાથવેંતમાં દેખાય અને પાણીમાં એક ઇંચ ખસાય નહિ એવી એની સ્થિતિ થઇ. એનામાં બેઠેલો બાબુરાવ હવે ઊભો થવા પ્રયાસ કરવા લાગ્યો. 'કાલે હું સ્ટેશન પર કદાચ ન પણ આવું. તારી ઇચ્છા હોય તો આપણે કોક હોટલની કેબીનમાં બેસીને...' કહેતાં એની જીભ લથડી ગઇ.

'એ કાંઇ એટલી મહત્વની વાત નથી કે એને માટે હું તમારી સાથે કેબિનમાં બેસીને વાત કરું. એ વાત વેઇટર સાંભળે. એ વાત એટલે તમે જે કહેવાના છો તે.

તમારો ચહેરો સાવ સ્પષ્ટ રીતે બધું કહી રહ્યો છે. પછી વેઇટર શેઠને વાત કરે. શેઠ પણ કેમ ન ઇચ્છા રાખે કે, હું તેની સાથે કેબિનમાં બેસીને વાત કરું તમે–પુરુષો અમારી–સ્ત્રીઓની લાચારીની પળની રાહ જોઇને બેઠા હો છો. હું તમારી પાછળ આવી એટલે તમે સમજી ગયા કે, હું લાચાર છું.' એનો અવાજ ભીનો થઇ ગયો. બીજી ક્ષણે એણે માથા પર છેડો નાખ્યો અને મક્કમતાથી ચાલી બા કહે છે કે, હોશિયાર થા; બોલતા શીખ. હા, પણ હોશિયાર થઇને કરવું શું? બોલતા શીખીને કરવું શું? બા કહે છે કે, જિંદગી લાંબી છે એણે દૂર દૂર લખાયેલી જિંદગી જોઇ ડુંગર પર ચડતી કેડી જેવી જિંદગી વચ્ચે બાબુરાવ જેવા અજગરો આડા સૂતેલા બા કહે તે ખોટુ તો નથી જ. સ્ત્રીએ કોક ને કોક પુરુષની કાંધ પર ચડી બેસવા પ્રયાસ કરવો જોઇએ. પણ કાંધ પરથી ક્યારે પડી જવાય એનું કહેવાય શું? અને એક કાંધ પરથી પડ્યા પછી બીજી કાંધે ચડવું હોય તો...બાબુરાવ જેવા પગ પકડીને નીચે પછાડવાનો પ્રયત્ન કરવાના રસ્તે ચાલતા એ બાબુરાવના વિચાર માત્રથી કંપી ઊઠી.

એ જાણતી હતી કે, બા એને પૂછશે જ; એટલા માટે તેણે એનાથી દૂર રહેવા પ્રયાસ કર્યો. બાએ જ્યારે પૂછ્યું કે, તને સંપતરાય મળેલો કે નહિ ત્યારે એ વાતને ટાળી દેતાં એણે કહ્યું કે, મેં આજે વિજયરાયને સ્ટેશન પર ઊભેલા જોયા હતા. બાએ થોડી ક્ષણ એની સામે જોયા કર્યું. 'લે હજી તો વિજયરાયને પ્લેટફોર્મ પર શોધતી રહે છે ત્રણ વરસથી આરા ધાન રોટલો ખાય છે અને ત્યાં વિજયને જોવા જાય છે સુખની પામરી ઓઢાડી તે જોયું નહીં? હવે જો એનું નામ દીધું છે ને તો જીભ કાપી લઇશ. આપણી નાતરિયા જાત. મેં ય બીજું ઘર માંડેલું તું ય બીજું ઘર માંડ. મેં મારી જાતે પુરુષ શોધી લીધેલો. તને શોધતાં શું થાય છે રાં...? હોશિયારી હોય તો મરદ પાછળ પાછળ નહીં આવે કે? બહુ તુમાખી કરતો'તોને તે એ જિંદગીભર રહી બૈરી વગર. તારા બાપે કલદાર ગણી આપેલા તું ય કાંઇ કર. હું તારું ક્યાં સુધી પૂરું કરવાની? ઘર માંડીને નિરાંતે બેસી જા. નહીં તો પછી પેલી માધુના જેવી દશા થશે. બે પાંચ વર્ષ જો નીકળી ગયાં ને તો પછી કોઇ પુરુષ માથું નહીં માંડે. લે, મોગ જેવડી થઇ છે ને કશું સૂઝતું નથી. બળ્યું, કહેતાં શરમ આવે છે. આવી વાત કંઇ કહેવાના ન હોય મને કોણે શીખવ્યું'તું રાં..!

પાછી લાકડી થઇને કહે કે, વિજયરાય મળ્યા'તા. તે જવું'તુંને તેની પાછળ પાછળ. અહીં આવી જ શા માટે?

મનોરમા એની બાની આ રેકર્ડ સાંભળી સાંભળીને હવે ત્રાસી ગઈ છે રોજને રોજ કેટલું સાંભળવું? ક્યાં સુધી સાંભળવું? આજે જીભ પર આવી જઇને એણે કહ્યું, 'તે બા, મારી પાસે બીજું ઘર મંડાવવા જ તું વિજયરાય સાથે ઝઘડી'તી કે?'

'લે, તું મારી દીકરી કે વેરણ? તારા ધણીને બહુ પ્રેમ હતો તારા પર તો પછી ડઝન કાગળ લખ્યા તો ય આવીને બોલાવી કેમ ન ગયો?'' કહેતી એ ઊઠીને બહાર જતી રહી.

મનોરમાને અત્યારે કશું જ કાઢવાનું ન હતું છતાં પેટી ઉઘાડી ત્રણેક વર્ષ પહેલાના જૂના કાગળો હતા તે જોઇને પાછા લૂગડાની ગડી નીચે મૂકી દીધા. લૂગડાં ઊંચકતા એને પાનેતર દેખાયું. એણે ચારેક વર્ષ પહેલાં કમળાકાકીના મોઢે સાંભળેલી એક વાત યાદ કરી. તેણે કહેલું. ''પાનેતર ઓઢીને જે પુરુષના જીવનમાં પ્રવેશીએ તે પુરુષનો પડછાયો બનીને જિંદગીભર ચાલવાનું અને છેલ્લે તેના હાથનું કફન ઓઢીને છૂટાં પડવાનું'' એણે પેટી બંધ કરી પણ પાનેતરનો રંગ એની આંખ સામેથી ખસતો ન હતો. એ બારી પાસે ચૂપચાપ બેઠી અને રસ્તાપરના ઝાંખા ઝાંખા પ્રકાશમાં આળોટતા મયના અંધકારને જોતી રહી એને થયું કે, બાને એનો બોજ વહેવો પડે એ બરાબર તો જ કહેવાય. બા કહે છે કે, સંપતરાયનું ઘર માંડ. આજ સુધી એ વાત એના મનમાં ઠરી ન હતી. સંપતરાયની સામે એણે એવા વિચારે જોયું પણ નહતું. એણે વિચાર્યું કે, હવે જો તે મળે તો સામે ચાલીને તેને બોલાવવો. મનમાં એક છાપ પડેલી છે તેને સાફ કરીને હવે ત્યાં બીજી છાપ પાડવાની છે.

આજે એને સંપતરાય મળ્યો ખરો. એણે હસીને કહ્યું, ''મારે તમને એક વાત કહેવી છે. જો ફુરસદ હોય તો સાંજે ઘરે આવજો''

''ઓહ! કામ તારુ અને મારે ત્યારે ત્યાં આવવાનું હું તો તારે ત્યાં એકાદ બે વાર આવી ગયો છું પણ તું મારે ત્યાં ... સાંજે છ વાગ્યા પછી હું મારા રૂમ

પર જ હોઇશ. લક્ષ્મીકુંજ–પહેલે માળ–રૂમ નંબર ચાર. આવજે ને, નિરાંતે બેસીને વાત કરીશું. હું ખોટો ન હોઉં તો તું કદાચ વિજયરાય વિષે જ કશી વાત કહેવાની હશે. જો મારી કોઇ મદદની જરૂર હશે તો... હું તારી રાહ જોઇશ." કહેતો એ ઉતાવળથી ચાલી ગયો.

મનોરમાએ સ્ટેશનના પ્લેટફોર્મ પર બેસીને એક કાગળ લખ્યો. 'તમને મેં ગુરૂવારે પ્લેટફોર્મ પર ઊભેલા જોયા હતા. મારે તમને મારા મનની એક વાત કહેવી હતી પણ હું તમારી પાસે આવી શકેલી નહિં. તમારી સાથે છુટાછેડા લેવાની ઇચ્છાને મેં બે વરસ સુધી ઠેલ્યા કરી. મારા મનમાં હતું કે તમે મોડા વહેલા પલળશો. તમને મેં જે તકલીફ આપી છે એ માટે માફ કરશો. જો તમે મને સીવવાનું એક મશીન લઇ આપશો તો હું છુટાછેડાના કાગળ ઉપર સહી કરી આપીશ. મને હવે સીવતાં આવડી ગયું છે. સંચો લઇ આપશો તો તમારી જિંદગી ભર યાદ રહેશે અને કોઇ પુરુષથી છેતરાયા વિના હું મારૂં ભરણપોષણ કરી શકીશ. તમે હજી વધારે સિગારેટ પીતા લાગો છો. મેં તે દિવસે તમને એક પછી એક ત્રણ સિગારેટ પીતાં જોયા હતા. બુક સ્ટોલ પરથી પુસ્તક ખરીદતા હતા એટલે કદાચ હજી રાતે અગિયાર વાગ્યા સુધી તમે વાંચતા હશો. મોડે સુધી વાંચવાની ટેવ સારી તો ન કહેવાય.

હવે અંતમાં એક ખાનગી વાત કહી દઉં. બીજા કોઇને કહેશો નહિં. અહીં કેટલાંક એવી સલાહ આપે છે કે, પાંચેક હજાર રૂપિયા આપે તો જ રાજીખુશીથી છુટા પડવાની સહી આપવી. સલાહ મારે ગળે નથી ઉતરતી. દુનિયાની આ સોદાબાજીની વિચિત્ર રીત તમને સમજાય છે કે?'

પત્ર પૂરો કરીને એ થોડીક ક્ષણ ચૂપચાપ બેસી રહી. પળ ઊંડો શ્વાસ લઇને ઊઠી અને ચપટીક શ્રધ્ધા હતી તેને લાલ ડબાના અંધકારમાં ફેંકી દીધી, લાલ ડબા પાસેથી ખસતાં એ વધારે ગમગીન બની. થોડા દિવસ પછી ગંદા પાણીમાં વધારે પરપોટા દેખાવા લાગશે.

ત્રીજે જ દિવસે એને પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું : તું અહીં હતી ત્યારે અગિયાર વાગ્યા સુધી વાંચતો હતો. એક નાની વાત પર ઝઘડીને તું ભાગી ગઇ ત્યાર પછી બાર સુધી વાંચતો હતો આજથી કદાચ હું એક સુધી વાંચતો રહીશ. એટલું સારું છે કે તેં રોપેલી રાતરાણીનાં ફૂલની સુવાસ આખી રાત મારી પાસે આવીને બેસી રહે છે. તેં લીધેલા નિર્ણયમાં જો તને સુખ મળતું હોય તો હું વચ્ચે નહીં આવું.

એણે પત્ર વાંચીને ચહેરો ધોઇ નાખ્યો. એક નાનો આયનો આંખમાં પ્રવેશતા કાજળને ચૂપચાપ જોઇ રહ્યો.

●●●

## ધર્મનું સ્થાન હૃદય છે

સંકલ્પદાતા ઇશ્વર ઉપર બેઠો છે. આપણે બે હાથે કેટલું લઇ શકીશું એ જ માત્ર પ્રશ્ન છે. ધર્મનું સ્થાન માનવી હૃદય છે. ધર્મ પુસ્તકોમાં નથી કે બીજે ક્યાંયે નથી. ઇશ્વરનું સ્થાન મનુષ્યનું શુદ્ધ હૃદય છે. આપણે ઇશ્વરને ગોતવા જ્યાં ત્યાં ભટકીએ છીએ અને ઇશ્વર પોતાનું સાચું સ્થાન મનુષ્યહૃદય ગોતતો ફરે છે. મનુષ્યનું હૃદય બદલવા માટે – એને ઇશ્વરનું નિવાસસ્થાન બનાવવા માટે – હૃદય કેળવવું જોઇએ. મનુષ્યનું હૃદય બદલવાને માટે સત્સંગ અને સદ્વર્તન જોઇએ. હૃદયમાં વર્તનથી જ પરિવર્તન થઇ શકે છે. બીજા કોઇ સાધનોથી હૃદય ઘડી શકાતું નથી.

— કેદારનાથજી

## શાને ?

સુરેશ દલાલ

ફૂલોનું વ્હાલ નહીં વસતું જો હોય
તો શાને વસંત થઇ આવો અહીં, આમ ?
શિયાળુ ઠંડી કોઇ લ્હેરખીની જેમ તેમ
દલદલમાં શાને દિયો ઝાકળનાં ડામ ?

એક એક પગલે અહીં ઊઘડેલાં ફૂલ;
તમે સ્હેજે જુઓ નહી ને પાછાં બિડાય;
વનની માટીને કદી કાનમાં પૂછ્યું કે અહીં
પોતીકાનાં પગલાઓ ક્યાં ક્યાં અંકાય ?
કોયલનું ગીત અહીં ડસતું જો હોય
તો શાને એ નાગને નાથો નહીં, શ્યામ ?

અહીંની હવામાં કશી મોકળાશે સુરભીએ
મુક્યા છે કેશ એના છુટ્ટા;
પાસે આવે તો એના અંધારે બાધુઃ
તમે આઘા તો વાયદા જુઠ્ઠા.
આવવા — જવાનું અમથું જો હોય
તો શાને આ લાગણીની લીલા લલામ ?

## દૃષ્ટિમાં ખૂંપી ગયેલાં ઝાડ

પ્રાણજીવન મહેતા

તુવેરના ખેતરમાં તડકો તુવેર થૈને લહેરાય.
વાદળમાં થંભી ગયેલું આકાશ
આગળ પાછળ પત્ર માંડતું હળવે હળવે ચાલે.
ફૂંક મારતાં
ઘાસ ઉપર સૂરજ ઓઢી સૂતી બપ્પોર વેળા
ફફળી ઉઠતી.
ગોફણે મેલ્યા પથ્થરને પાંખ ફૂટે તે પહેલાં
તેતર–બટેર–સહા ટોળું ફ ર ર ર...ઊડી જાય.
પણે કમળ ડાળખીઓમાં સરોવર સંતાય.
અને અહીં તો
ગઇ કાલ તમારા પગલાં ઉપર ઢાંકી દીધેલાં ઢેંફા
ધૂળ થૈ પથરાતા.
મારી દૃષ્ટિમા ખૂંપી ગયેલાં ઝાડ
અચાનક ઝોલે ચડતાં.
અચાનક
દૃષ્ટિમાં ઊંડે ઊંડે ડૂબી ગયેલાં પહાડ ઊંચકાતા.
તુવેરના ખેતરમાં ઘડીક તડકો તુવેર થૈને લહેરાય.
ઘડીક તડકો
તુવેર–વાડની આડે તુવેરથૈ રોપાય.



# કહેવતની કહાણી

આજના ઘણા કેળવણીકારોના ગુરુ કેળવણીકાર, સાહિત્યક્ષેત્રે એથીયે વધુ માન અને સ્થાન ધરાવતા નીડર, નિખાલસ અને સહૃદયી વિવેચક, કાવ્યશાસ્ત્રના ઊંડા અભ્યાસી અને કલા મર્મજ્ઞ, નાગરી વિદ્વતા સજ્જનતા અને સંસ્કારિતાના પ્રતીક જેવા સૌના સુરબ્બી રામભાઈ.

રામપ્રસાદ બક્ષી

(૧)

Full of wise saws and modern instances : ડહાપણભરી કહેવતોનો અને તાજાં દ્રષ્ટાન્તોનો ભંડાર : આવો છે શેક્સ્પીઅરે વર્ણવેલો ન્યાયાધીશ. એ વિશ્વવિખ્યાત નાટયકારના As you like It નાટકમાંનો જૅકવીઝ ડ્યૂકને કહે છે કે આ આખું જગત એક રંગભૂમિ છે, એમાં પ્રત્યેક માનવી પોતાને મળેલી ભૂમિકા સાત અંકોમાં ભજવે છે અને છેવટ જીવન-નાટક સમાપ્ત કરે છે.

માનવજીવનરૂપી નાટકના એ સાત અંકોમાંના પાંચમા અંકમાં માનવ ન્યાયાધીશ બનીને આવે છે–ગોળમટોળ પેટ, સખ્ત દ્રષ્ટિ, સારી ઢબે કાતરેલી દાઢી એવો ન્યાયાધીશ ડાહી ડાહી કહેવતોનો તથા તાજાં દ્રષ્ટાન્તોનો ભંડાર છે.

માનવ જીવનના પાંચમા અંકમાં પહોંચે, પ્રૌઢ બન્યો હોય, અને ન્યાયાધીશની પદવીએ હોય, ત્યારે જ એ ડાહી કહેવતો અને તાજાં દ્રષ્ટાન્તોનો ઉપયોગ કરે એવું શેક્સ્પીઅરનું કહેવું છે. એ યોગ્ય છે, કારણ કે કહેવત પોતે અનુભવનો અને ડહાપણનો અર્ક છે, અને કહેવતનો ઉપયોગ માણસ ઉંમર, અનુભવ અને ડહાપણ વધ્યે કરવા લાગે છે. ત્યારે જ એ અનુભવના અર્ક જેવી કહેવત ટાંકે છે, અને એ વડે–ઉપરાંત તાજાં દ્રષ્ટાન્તથી–નિજ અનુભવનું સમર્થન કરે છે. આથી શેક્સ્પીઅર wise Sawsની પંક્તિમાં Modern instancesને બેસાડે છે. આપણે પોતે જે જોયું, અનુભવ્યું, વિચાર્યું હોય એને મળતો અન્યત્ર બનેલો, ભૂતકાળમાં તેમજ વર્તમાનકાળમાં બનેલો દાખલો એટલે દ્રષ્ટાન્ત. wise sawsમાં પણ પૂર્વ–અનુભવનું દ્રષ્ટાન્ત હોય છે, વિસ્તારવાળું નહિં પણ ટૂંકુંટચ. અત્યારે જે ઘટના અને એને લગતી વિચારણા ઉદ્‌ભવી હોય એની જૂની કોઇ (ખરી કે કલ્પિત) ઘટના અને એને લગતી ડાહી વાત ટાંકીને સમર્થન કરવાનો સરલ અને ટૂંકો ઉપાય કહેવતરૂપે સાંપડે છે.

(૨)

ડાહી કહેવતો ઉચ્ચારતો અને પ્રત્યક્ષ દ્રષ્ટાન્તો ટાંકતો ન્યાયાધીશ શેક્સ્પીઅરના નાટકમાં જ નહિ, પ્રત્યક્ષ જગતમાં પણ જોવા મળે છે. વર્ષો પહેલાં સૌરાષ્ટ્રના એક શહેરમાં

બાપદાદાના વારસાહક્કને લગતા એક ખટલાની કોર્ટમા સુનાવણી ચાલતી હતી. વાદી–પ્રતિવાદીના વૃન્દમા એક પ્રાણુબા નામની નારી હતી ત્યારે વિદ્વાન ન્યાયાધીશે એક ગીતપંકિત ગાઇ સંભળાવી હતી 'પ્રાણિયા ભજી લેને કિરતાર, આ તો સપનુ છે સંસાર'

અને અન્ય પ્રસંગે–ખૂનના એક ખટલામા મુબઇના એક અગ્રણી બેરિસ્ટરને રોકવામા આવ્યા હતા ત્યારે એ વિદ્વાન બેરિસ્ટરે પોતાની દલીલ દરમિયાન કેસ સાભળનાર મેજિસ્ટ્રેટની રીત વર્ણવતા શરમાતી, ન માનતી અને છેવટે માની જતી નવવધૂનુ દ્રષ્ટાન્ત આપ્યુ હતું The Learned magistrate (કે the Honourable Court જે કહેવાતુ હોય કે કહ્યુ હોય તે), like a coy young bride, refused to believe but believed and yielded at last.

આ થઇ modern instancesની વાત 'પ્રાણિયા ભજી લેને કિરતાર' એ ખરું જોતા કહેવત નથી, કારણ કે કહેવત તો લોકગીત જેવી રચનારના નામઠામ વિનાની હોય 'Fools rush in where angles fear to tread' એ કોઇપણ જુની કહેવતની બરોબરી કરે એવી ઉકિત છે એની ના નહિ, પણ એ કહેવત નથી, સૂકિત છે, સુભાષિત છે એનો સર્જક કવિ પોપ છે એ આપણે જાણીએ છીએ જ્યારે કહેવતનો સર્જક કોણ એ કોઇ જાણતું નથી કહેવત ભગવાન કપાની (શકર) જેવુ લક્ષણ ધરાવનારી છે अलक्ष्यजन्मता જેમ શંકરનો તેમ કહેવતનો જન્મ કયારે કયા થયો એ અણઉકેલ્યુ રહસ્ય છે. આ 'અલક્ષ્યજન્મતા' લોકગીતનું તથા કહેવતનુ સમાન લક્ષણ છે તેથી જ સંસ્કૃતમા કહેવતનું નામ છે 'લોકોકિત'.

(૩)

કહેવત અને કપાલી વચ્ચે–લોકોકિત અને લોકપતિ વચ્ચે–વિશેષ સાદૃશ્ય જોવાની લાલચ ઊપજે છે સમુદ્ર મન્થનમાથી ઉત્પન્ન થયેલું દારુણ હલાહલ ભગવાન નીલકંઠ પી ગયા હતા અને કંઠે ધરી રહ્યા હતા એ જાણીતી પુરાણકથા છે વિષને ગળે ઉતારવાની આવી શકિત કહેવતે પણ એક પ્રસંગે પુરવાર કરી હતી.—

ઉગ્ર વિરોધ કરી રહેલા, એકની વાત બીજાને ગળે ન ઊતરે એવા, બે વિરોધી પક્ષોના દ્વેષવિષનુ સંહરણ એક કહેવતે કર્યું હતું એ પ્રસગે, સમાધાનવૃત્તિવાળા એક અનુભવી ડાહ્યા પ્રૌઢ મહાશયે મંચ ઉપર ચઢીને ભાષણ કર્યું તેમા એની સમાધાનસૂચક દલીલોની અસરને અકસીર બનાવવાનું કાર્ય એમણે ટાંકેલી એક કહેવતે કર્યું હતુ એ કહેવત હતી 'સાપ મરે નહિ અને લાકડી ભાગે નહિ.' અને ખરેખર એ કહેવતને પ્રભાવે ત્યારે સાપ પણ મર્યો નહોતો અને લાકડી પણ ભાંગી નહોતી અજબ યોગસયોગે, શાન્ત, પ્રેમમય અહિંસક અધિકાર સગ્રામના પ્રણેતા વિશ્વવન્દ્ય 'ગાધી'ની અવટંક તે જ આ મહાશયની અવટંક હતી. 'ગાંધી'

(૪)

કહેવતમા સચિત થયેલા અનુભવના અને શાણપણના નિષ્કર્ષનો લાભ આજના લોકો – ખાસ કરીને વિદ્વાન લેખકો અને વિદ્વાન વક્તાઓ–ભાગ્યેજ લેતા જણાય છે કારણ કે આજનો જમાનો વાણી વિસ્તારનો છે, સક્ષિપ્ત સૂત્રોચ્ચારનો નથી આપણી વકતૃકલા ગાધીજી પહેલાંના જમાનામા વાણીની છટામા, ભપકમાં અને લહેકામા વાચિક તેમજ કાયિક અભિનયોમાં મહાલનારી વાગ્મિતા હતી ગાધીજીએ કલાને સૌમ્ય સ્વસ્થ અને સરલ બનાવી, શ્રવણ દ્વારા સીધી હૃદયને સ્પર્શે એવી બનાવી. આજે એ કલા આવા તત્વોમા બીજા અવનવા તત્ત્વો ભેળવીને ભભ્યા કરે છે આવા આપણા નેતા-વકતાઓને યાદ કરીએ તેમા સરદાર વલ્લભભાઇ સૌથી અલગ તરી આવે છે. કારણ કે એ તો લોકની વાણી બોલનારા હતા કોઇની વાણીમા જો લોકોકિતને કહેવતને પોતાના મંદિર જેવી નીરાત સાપડી હોય તો સરદારની વાણીમા

અને એમા નવાઈ નથી, કારણ કે જેમને વાતના વડા ન કરવા હોય જેમની તરત દાન અને મહાપુણ્ય એ સૂત્રમા શ્રધ્ધા હોય જેઓ 'એક ઘા અને બે ટુકડા' કરવામા માનતા હોય, અને જેમને दीर्घसूत्री विनश्यति એ સૂત્રમા રહેલા સત્યની પ્રતીતિ હોય એમની પ્રકૃતિ જ એમને જેમ કાર્યમાં તેમ વાણીમા પણ ત્વરા અને સક્ષેપ પ્રત્યે પક્ષપાતી બનાવે સસ્કૃતમા એક ઉકિત છે કે एकया पृष्ठ दशमि प्रत्युवाच પૂછ્યુ એક ઋચામાં અને ઉત્તર આપ્યો દશમા એવો વાણીવિસ્તાર આવા વ્યવહારુ દૃષ્ટિના વેગવતા વીરનરોને ન પોસાય. અને એમનામા એવી ખરી અને ઝડપી હૃદયસૂઝ હોય, મુદ્દો પકડવાની શકિત હોય કે તેઓ એકદમ રોગને સ્થાને આંગળી મૂકે અગ્રેજીમાં કહીએ તો Hit the right nail on the head બીજી રીતે કહીએ તો તેઓ પોતાની

કર્તવ્યત્વરાને વિચારના વમળમાં ખેંચાઇને ધીમી ન બનવા દે.

એવા વક્તાઓને, વ્યવહારની વાસ્તવિકતાને અને વેગની આવશ્યકતાને પારખનારાઓને આ અંગ્રેજી કહેવત ઠીક લાગુ પડે. "An ounce of discretion is worth a pound of learning"; અથવા આ ગુજરાતી ગીત પંક્તિ લાગુ પડેઃ 'મૂરખ નરકી સારી રાત, ચતુર કી એક ઘડી હોજી'.

(૫)

કહેવત અને કવિતાને લોહીની સગાઇ છે. અને એથી જેમ કવિતામાં તેમ કહેવતમાં પણ અપ્રસ્તુત વસ્તુ દ્વારા પ્રસ્તુતની વ્યંજના, અમૂર્તનું મૂર્તકરણ, વિશેષ ઘટનાની સામે બીજી વિશેષ ઘટના મૂકતું દ્રષ્ટાન્ત, વ્યકિતગત, વિશેષમાંથી સર્વસાધારણ સત્ય તારવતો અર્થાન્તરન્યાસ એવી એવી યુકિતઓ હોય છે. 'ઘેર ઘેર માટીના ચુલા' બોલનાર માટીના ચુલાની વાત નથી કરતો હતો—માટીના ચુલાનું તો એના પ્રસ્તુત વિષયમાં કંઇ સ્થાન ન હોય --પણ એ અપ્રસ્તુત તત્ત્વ દ્વારા એ પ્રસ્તુત મુદ્દાની વ્યંજના કરતો હોય છે. "પારકી થાળીમાં લાડુ મોટો" એ ગુજરાતી કહેવત જેવી "The grass is greener on the other side of the fence" એ અંગ્રેજી કહેવત છે. પણ એ કહેવત બોલનારની મુદ્દાની વાત નથી હોતી થાળીની અને લાડુની, કે નથી હોતી પારકા ખેતરની કે ઘાસની "સીધી આંગળીએ ઘી ન નીકળે" એ કહેવતનો પ્રયોગ થાય ત્યારે પ્રસંગ બરણીમાંથી ઘી કાઢવાનો નથી હોતો. "વાડ થઇને ચીભડાં ગળે" અને "વાડ હોય તો વેલો ચડે" એમ બોલનારની ફરિયાદ ચીભડા ગળી જતી વાડ સામે નથી હોતી અને એને વેલો ચડાવવા માટે વાડની ગરજ ઉભી થઇ નથી હોતી પૂછનાર કંઇ પુછતો હોય અને જવાબ દેનારો જુદી જ બાબતનો જવાબ આપે ત્યારે સંસ્કૃત જાણનારો જણ કહેશે " आम्रान् पृष्टः कोविदारान् આચષ્ટે અને અંગ્રેજ આદમી કહેશે. 'I talk of chalk and you talk of cheese" પણ જે વિપર્યાન્તરતાને અનુલક્ષીને આ લોકોકિતઓ ઉચ્ચારવામાં આવી હોય એ આંબાને બદલે કોવિદારની, કે ચોકને બદલે ચીઝની, વિપર્યાન્તરતાથી વ્યાપક વિપર્યાન્તરતા હોય.

ઘણી કહેવતોમાં દ્રષ્ટાન્તનું અર્થાન્તરન્યાસનું સામ્રાજ્ય એવું પ્રબળ હોય છે કે અમુક જાણીતા કવિઓએ પ્રયોજેલા દ્રષ્ટાન્તને અને અર્થાન્તરન્યાસોને પણ ધીમે ધીમે એ પોતાના એ સામ્રાજ્યમાં આણી મુકે છે. અને જે ઉદ્દ્ભવમાં કહેવત નથી કારણ કે અલક્ષ્યજન્મા નથી તેવી એ ઉકિતઓને, અનેકવાર તો એના સાચા સર્જકના નામને વિસરાવીને, કહેવતની પંક્તિમાં બેસાડી દે છે. અંગ્રેજી કહેવત 'A burnt child dreads fire' તે તાત્પર્યમાં જરાક મળતી આવતી આ ઉકિત કાલિદાસે દુષ્યન્તના મુખમાં મુકી છે.

स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशंकाया ।

આ દ્રષ્ટાન્ત દુષ્યન્ત પોતાના વર્તન માટે આપે છે; એણે શકુન્તલા જેવા નારીરત્નને પણ જાકારો દીધો એમાં દોષ હતો એ વખતની એની, શાપે ઉપજાવેલી, તમોગુણમયી-અજ્ઞાનભરી મનોદશાનો, એવી દુષ્યન્ત દલીલ કરે છે. અને એના સમર્થમાં માથે અર્પેલા પુષ્પહારને સર્પ માનીને ખંખેરી નાખતા આંધળાનું દ્રષ્ટાન્ત આપે છે. આમ આ દ્રષ્ટાંતમાં મહત્વ છે. દુષ્યન્ત પરત્વે અજ્ઞાન જનક–શાપજનિત–તમોગુણનું જેથી સાદૃશ્ય છે એવા આંધળાના અંધત્વનું અંગ્રેજી કહેવતમાં સૂચન છે એકવાર દાઝેલાને ઊપજેલી અગ્નિની બીકનું–અથવા બહુ તો એમાં રહેલી બાલિશતાનું આ બાલિશતામાં પણ અજ્ઞાન છે, તેથી મેં આ અંગ્રેજી કહેવતને કાલિદાસની સૂકિત જોડે, જરાક મળતી આવતી કહી છે.

અર્થાન્તરન્યાસો તો અનેક એવા છે જેને કહેવતના રાજ્યમાં પ્રવેશવાનો પાસપોર્ટ જ નહિ, કાયમી વસવાટ કરીને ચરી ખાવાનો નાગરિક હકક પણ મળી ગયો હોય છે કાલિદાસ રચિત મેઘદૂત કાવ્યમાંના ઘણા અર્થાન્તરન્યાસો આવી કહેવતની પદવીને પામ્યા છે. કુમાર સંભવમાંની विषवृक्षोऽपि संवृध्यस्वयं छेतुमसाम्प्रतम्

એ સ્વયં ચતુર્મુખ બ્રહ્માને મુખેથી સરેલી ઉકિત (જે અલબત્ત દ્રષ્ટાન્ત છે, અર્થાન્તરન્યાસ નથી) આમ જનતાને મુખે જઇને બેઠી છે. રઘુવંશમાંની "अल्पस्य हेतोर्बहु हातुमिच्छन् विचारमूढः प्रतिभासि मेत्वम्" એ પંકિત અને એમાંની વિચાર મુઢતાથી વધારે ડહાપણભરી વ્યાવહારિક નીતિ સૂચવતું આ પ્રસિદ્ધ સુભાષિત 'सर्वनाशे समुत्पन्ने अर्धत्यजति पंडितः' એનો કહેવત તરીકે જ બહોળો ઉપયોગ થતો—જો કે કાળક્રમે સંસ્કૃત ભાષા ભેળી આ

'કહેવતો' પણ વિસારે પડી છે રઘુવંશમાના यशोधनाना हि यशो गरीय. જેવા અનેક અર્થાન્તરન્યાસો કિરાતાર્જુનીયમાના सहसा विदधीत न क्रियाम् કે विपदन्ता ह्यविनीत सपद એવા બોધવચનો પણ કહેવતના રાજ્યમા આવી બેઘ છતા અત્યારે ઉપેક્ષિત બન્યા છે પણ ગુજરાતી કહેવત જેવી એક કોઈ સંસ્કૃત કહેવત હજી પ્રચારમા કવચિત ઝબકે ખરી, દાખલા તરીકે 'ટીપે ટીપે સરોવર ભરાય' ના તાત્પર્યની ' जलबिन्दुनिपातेन क्रमश. पूर्यते घट " જેવી કહેવત

(૬)

કહેવતને અને કવિતાને આવી લોહીની સગાઈ છે, અને એ ઉપરાત બીજું બહિરંગ સગપણ પણ છે જે વર્ણાનુપ્રાસ અને અન્ત્યાનુપ્રાસમા રહ્યું છે. હાથના કર્યા હૈયે વાગે', 'વાડ હોય તો વેલો ચડે', 'ઉજ્જડ ગામમા એરંડો પ્રધાન'* એ વર્ણસગાઈના ઉદાહરણો છે જ્યારે 'હોડ સાજા તો ઉત્તર ઝાઝા', 'ઘમ જેવી દીકરી ને મા જેવી દીકરી', 'વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા', 'ગોળ વિના મોળો કસાર', મા વિના સૂનો સસાર' એ ગુજરાતી કહેવતો તથા 'Birds of a feather flock together', Little smokes fell big oaks' એ અંગ્રેજી કહેવતો rhymeના અર્થાત અન્ત્યાનુપ્રાસના ઉદાહરણો છે

કહેવતોમા દુન્યવી ડહાપણનો અર્ક હોય છે એ અર્ક કહેવતમા કોઈવાર તો સીધે સીધા ઉપદેશ તરીકે પણ રજુ થાય છે—અને ત્યારે કહેવત જરાક કવિતાને પડખેથી ખસી જઈને શાસ્ત્ર જોડે સગપણ સાધવાને દોડે છે 'હિંમતે મરદા તો મદદે ખુદા' (ખરી રીતે હિંમત-એ મરદા વહ મદદ-એ ખુદા) અને એવી જ અંગ્રેજી કહેવત 'God helps them who help themselves, 'या ध्रुवाणि परित्यज्य —ઇત્યાદિ સંસ્કૃત સુભાષિત અને એનુ સમાનાર્થ 'Catch not at the Shadow and lose the substance' એ વચન બોધવચનના દાખલા છે.

---

* આને મળતી બીજી કહેવત છે 'આધળામાં કાણો રાજિયો' અને એની સાથે યાદ આવે છે આ શિવ સ્તુતિ

" अन्धस्य गुरुरेकाक्ष ह्यक्षस्तस्य गुरुर्भवेत् ।

ह्यक्षस्य तु गुरुस्त्र्यक्ष — ॥ "

એટલે જ ત્રિનયન શંકર બે આંખવાળાનો ગુરુ

(૭)

પ્રત્યેક પ્રજાની ભૂગોળ, એનો ઇતિહાસ, એની સંસ્કૃતિ, એનો ધર્મ, એની જીવનપધ્ધતિ એની કહેવતોમા પ્રતિબિંબિત થાય છે. દાખલા તરીકે 'કચરોટમા ગંગા', 'મન હોય તો માળવે જવાય', 'લંકાની લાડીને ઘોઘાનો વર', 'to set the Thames on fire', 'to carry coals to New castle' એ કહેવતોમા ભૌગોલિક વિશિષ્ટતાઓ છે. 'લંકા જતા વૈકુંઠ મળ્યુ', 'રામનુ સોણુ રાવણને ભાવ્યું', 'my Roland for your oliver', 'To catch a Tartar' વગેરેમા ઐતિહાસિક વિચક્ષણતા છે

આવા સ્થળકાળથી કે ધર્મ-સંસ્કારથી કહેવતોમા દેશે દેશે ભેદ પરખાય છે છતા અનેક કહેવતો એકસરખી હોઇને માનવજીવનની મૂલગત સમાનતા સૂચવે છે. એવી થોડીક જ હું અહી ટાંકું છુ એક હાથે તાળી ન પડે —It takes two to make a quarrel નાચવુ નહિં ને આગણું વાંકુ —A bad workman quarrels with his tools वज्र वज्रेण भिद्यत, Diamond cuts diamond (હીરો હીરાને કાપે, એ મૌલિક કહેવત હશે કે અનુવાદિત?) બે ઘરનો પરોણો ભૂખે મરે,–Between two stools one falls down ' इतो व्याघ्रस्ततस्तटी —Scylla and Charyodis वरमद्य कपो तो नश्वो मयूरी, A bird in hand is worth two in the bush अरण्ये रोदनम्, Crying in the wilderness

કદાચ એમ પણ હોય કે આમાની કોઈ કોઇ કહેવતો ચલણી સિક્કા બની ગઈ હોય—અને એક દેશનો સિક્કો અન્ય દેશમા ન ચાલે પણ એક દેશની કહેવત અન્ય દેશમાં પણ ચલણી સિક્કો બની શકે સિક્કાની વાત કરી તો સિક્કાની કહેવતો યાદ આવી – 'A bird in hand–'જેવી આ સંસ્કૃત કહેવત સિક્કાને આધારે રચાઇ છે. वर साशयिकाद्निष्काद् असाशयिक कार्षापण , અંગ્રેજીમા છે Penny wise, pound foolish (ખાળે ડૂચા અને બારણા ઉઘાડાં) તો–ભને અર્થમા જરાક જુદી–સંસ્કૃતમા આ કહેવત છે नष्टाया काकिन्या कार्षापणेन अन्वेषणम् '(ઢીંગલાની ડોશી ને ટકાનુ મુંડામણું' એવો અર્થ છે)

સમાનાર્થ કહેવતોના આ ત્રણ દાખલા ઉમેરૂં છું :

સંસ્કૃતની મહિ સુશિક્ષિતોઽપિ नट : स्वस्कन्धारोहणे पटु : એ કહેવત જેવી જ આ અંગ્રેજી કહેવત છે; 'A Man cannot stand on his own shoulders', અને આની સાથે અર્થમાં સમાન પણ શબ્દમાં ભિન્ન એવી સંસ્કૃતમાં આ બીજી કહેવત પણ છે : अंगुल्यग्रं न तेनैव अंगुल्यग्रेण गृह्यते ।

(૮)

કહેવત ડહાપણનો ભંડાર છે એ ખરું છે. પણ કેટલીક કહેવતમાં ખરેખર ડહાપણ છે કે નહિ એવી શંકા તો જાય. 'વાડ હોય તો વેલો ચડે' એ કહેવત સાંભળીને એમ કહેવાનું મન ન થાય કે ભાઇ, વેલો ન બનતા, વડ બનજો ! 'A rolling stones gathers no moss' એ કહેવત સાંભળીને, 'ભલે, મારે શેવાળ જેવી નકામી ચીજનું કામ નથી, શેવાળ તો ખરાબ છે, માટે હું તો rolling Stone થવાનું પસંદ કરું' એમ કહેવાની ઇચ્છા ન થાય ? બે જણ વચ્ચે કજિયો થયો હોય પણ એકનું આક્રમણ હોય અને બીજાનો આત્મરક્ષણનો પ્રયત્ન હોય ત્યારે કોઇ આવીને ડહાપણનો ડોળ કરીને બોલે કે 'એક હાથે તાળી ન પડે' તો એને તમાચો લગાવીને 'એક હાથે તમાચો પડે'–કજિયામાં દોષ ઘણીવાર એકનો જ હોય– એવું બતાવી આપવાની વૃત્તિ ન થાય ?

પણ કહેવતનો અર્થ ઘણીવાર અનિષ્ટ થાય છે એ વિશે હું અન્યત્ર લેખમાં અગાઉ લખી ચૂકયો છું, માટે अलमतिविस्तरेण.

સચોટ, સોંસરી હૃદયમાં ઊતરી જાય એવી, થોડા શબ્દોમાં ઝાઝું ડહાપણ સમાવી દેનારી અને સીધું તાકીને લક્ષ્યને વીંધનારી કહેવતોનો ઉપયોગ હમણાં ઓછો થવા લાગ્યો છે એવું આ લેખમાં અગાઉ મેં કહ્યું. તો અહીં હું ઉમેરી દઉં કે એ ટીકા મને લાગુ નથી પડતી એવો દાવો નથી–નહિ તો વળી કોઇક વાચક " परोपदेशे पांडित्यम् ', 'ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ દે' (કે 'ડાહી સાસરે જાય અને ગાંડી શિખામણ દે' !) એવી કહેવત પ્રત્યે મારું ધ્યાન દોરશે. માટે બસ–'રસનાં તો છાંટણાં હોય, ટાંકાં ન હોય.'

●●●

## સ્વાધ્યાયની જરૂર

માનવી–મનમાં એક જ જાતનો સંસ્કાર નિર્માણ થતો નથી. અનેક સારા માઠા વિચારો અને સંસ્કારો માનવી–મનમાં હોય છે. એક જ વસ્તુ ફરી ફરી વાંચવી કે સાંભળવી એનું કારણ એ કે એ શુભ સંસ્કાર દૃઢ થાય અને નબળા સંસ્કારો ઢીલા પડે. માનવી–મનમાં અને પથ્થરમાં આ ફેર છે. પથ્થરમાં જે સંસ્કાર નિર્માણ કરાયો હોય તે ઘણાં વર્ષો સુધી ટકી શકે છે. માનવી–મનમાં એ સંસ્કારો ટકાવવા પડે છે. એને માટે જાગૃત ન રહીએ તો એ સંસ્કાર ટકી શકશે નહીં. કાયમની જાગૃતિથી શુભ સંસ્કારો સદ્‌ગુણોમાં પરિવર્તન પામે છે અને સદ્‌ગુણોનું અનુશીલન થતાં થતાં તે સ્વભાવ બની જાય છે. વસિષ્ઠ અને વિશ્વામિત્રની એક વાત તમારા ધ્યાનમાં હશે. વસિષ્ઠ મુનિની કામધેનું વિશ્વામિત્ર ખેંચી જતા હતા ત્યારે કામધેનુએ બૂમ પાડી અને વસિષ્ઠમુનિને વિશ્વામિત્રને શાપ આપવાની આજીજી કરી ત્યારે વસિષ્ઠમુનિએ જવાબ આપ્યો કે " મારા હૃદયમાં એટલી શાન્તિ છે કે, હું કોઇને શાપ પણ આપી શકતો નથી." પ્રેમ એમનો સ્વભાવ બની ગયો હતો.

— કેદારનાથજી

## દુઃખ ના હો

નન્દકુમાર પાઠક

એ રૂપને અંતરમાં ઉતારતાં
ખૂટી ગયાં સાધન જિન્દગીનાં
કંપી ગયા હાથ, પીંછી પડી ગૈ
ને સૌ અધૂરી રહી રંગરંગા.

અનંત એની કરુણાની ધારા
એકેક ક્ષણના કરી ખોબલા હું
ઊભો રહ્યો, ને ઝીલવા જતાં એ
વિચ્છિન્નતામાં વિરમી ગઈ ક્ષણો.

એ ચેતનાનું ગૂઢ મૌન ભેદી
અખંડ તાલે સૂર જે સરી રહ્યા
ડોલી રહી શી લયબદ્ધ સૃષ્ટિ,
સંધાન સાધી ઉરમાં શક્યો ના

આ ઝંખનાને કદી જંપ ના હો,
આ અલ્પતાનું કદી દુઃખ ના હો.

★

## વરસોવરસ વસંત ..

હરીન્દ્ર દવે

એક અલૌકિક શબ્દ અને
શા ગગનગગન પડછંદા !

મનને ગહન થકી લાગી
એક સૂર રહે ઘુમરાતો,
પવન ઘેનમાં ડૂબી, પળ
નિસ્યંદ રહે કંઈ ગાતો;
લખના અંજન છોડ, માન
એક અલખ નિરંજન, બંદા !

પાનખરે થઈ પર્ણ તણાં
સૂકાં તંતુ સહ વાત
ચલ, મન નીરખ વસંત પરસતાં
થયો કોઈ ઉત્પાત ?
વરસોવરસ વસંત નિત્ય
હરિલગન રહે જયમ ઘૂંદા !

★

નવરાશ છે હવે જરા સરખામણી કરું,
કેવો હતો અસલ હું, મને એ ચિનાર દે.
તે બાદ માગ માર ... ત્રતા,
પહેલા જરાક તાર ... દે

# પુનર્મિલન

નામ ઉપરથી બિનગુજરાતી હોવાનો આભાસ ઉપજાવતા લેખક ગુજરાતના જ છે. માયસોરની રીજનલ કૉલેજ ઑફ એજ્યુકેશનમાંથી સમય મેળવી વાર્તાક્ષેત્રે અવારનવાર તેમનું પ્રદાન થતું જ રહે છે.

ઈવા ડેવ

આલેશાન એપાર્ટમેન્ટ આગળ ટેક્સીકેબ ઊભી થઇ ગઇ. પ્રીતમસીંગ ઝટપટ બહાર નીકળ્યો. સૂમસામ એવન્યુ ઉપર એણે એક નજર ફેરવી લીધી. એના મનમાં વિચાર ઊઠ્યો:—કેટલીય રાતો ચુપકીથી એ અહીં આવ્યો છે. એણે ત્રીજા માળના ફ્રન્ટ પોર્ચ પર દષ્ટિ કરી. ત્યાં ઝાંખું લાઇટ વેરાયલું હતું. એ એની નિશાની કે એણી ઘેર છે. રોબર્ટાનો વિચાર આવતાં જ એની નસોમાં સ્ફુર્તિથી લોહી વહી રહ્યું અને દેહમાં એક વેગીલી તેજી પથરાઇ રહી; હૃદય આગવી મધુરતાથી છવાઇ ગયું. એક કુદકારો મારીને ત્રીજા માળે બેઠેલી રોબર્ટા પાસે પહોંચી જવાની ઇચ્છા એને થઇ આવી. એ કેવો હાંફળોફાંફળો, એકી સાથે ત્રણ ચાર પગથિયાં ચડતો, ત્રીજા માળે પહોંચી અત્યંત અધીરાઇથી એણીનું બારણું ખખડાવતો! બારણું ઉઘાડવાનું સહેજ મોડું થતું તો એ કેટલો અકળાઇ પડતો એના પર! ટેક્સી ડ્રાઇવરને પૈસા ચૂકવી એ ઝડપથી એપાર્ટમેન્ટમાં પ્રવેશ્યો. ચડતાં ચડતાં એના મનમાં ઉત્સાહ, ઉલ્લાસ ને ઉન્માદના મોજાં લહેરાઇ રહ્યાં હતાં.—એક મિનિટમાં એ બારણે પહોંચશે, ટકોરા મારશે ને બારણું ખૂલશે. રોબર્ટા અધખૂલ્યા બારણામાં ઊભી હશે. એને જોતાં એની આંખો આશ્ચર્યથી પહોળી થઇ જશે. "અશક્ય, અશક્ય!" બોલતી એ ડોકું ધુણાવી રહેશે. એની રડી રડીને સૂઝી ગયેલી આંખો આનંદથી ઘેલી થઇ ઊઠશે. ચમકતી, હસતી ને નવાઇ પામતી એ કહી ઊઠશે: "ના, ના, અસંભવિત. પ્રીત, મારો પ્રીત અહીં હોય જ ક્યાંથી? પ્રીત તો કલકત્તામાં પહોંચી ગયો હશે. અરે! તું પ્રીત છે કે પછી તારું ભૂત!" એ પોતે કંઇ જ નહિ બોલે. માત્ર એને વળગી પડી, બોસા લેતો, બાથમાં કચડતો એને કહેશે: "ના, ડાર્લિંગ, હવે આ પ્રીત ક્યાંય નહિ જાય. એ અહીં, આ એપાર્ટમેન્ટમાં રોબી સાથે જંદગી વિતાવી દેશે. એ તારો બનવા પાછો આવ્યો છે; સદાય માટે." એક સેકંડમાં એ રોબર્ટાની ઉષ્મ નાજુક છાતીમાં જડાઇ જશે.

પુરાણા પહેચાનવાળા ટકોરા એપાર્ટમેન્ટ D ૩ના બારણા પર પડ્યા. '—એ કોણ?' સાદ કાને પડતાં પ્રીતમનું હૈયું વિભોર બની ગયું. અંદરથી આવતાં એનાં પગલાંનો અવાજ બારણા સુધી આવ્યો. થોભ્યો. એનો દેહ, મન ને આત્મા રોબર્ટામાં સમાઇ જવા તત્પર

બની ગયાં. આવી જ—ખૂબ ધારદાર, તેજ; ને ગહન માનસિક ને શારીરિક વૃત્તિઓ આ જ જગાએ ઊભાં ઊભાં કંઇ સેંકડો વાર એણે અનુભવી હતી, પરંતુ આજે અનુભવાતી ઊર્મિઓ એ કરતાં હજારોગણી વધુ જોરદાર હતી.

બારણું ખૂલી ગયું. નાજુક, પાતળી ને આકર્ષક રોબર્ટા ઊભી હતી ત્યાં.

પ્રીતમસીંગને જોતાં જ એ એક ડગલું પાછળ હટી ગઇ. એનાથી બારણું સહેજ વસાઇ ગયું. એને લાગ્યું કે તેણીના મુખ પર આશ્ચર્ય ને આનંદને બદલે ડર ને મૂંઝવણ છાઇ ગયાં હતાં. આછી ચીસ નીકળી ગઇ એણીના મોંમાંથી.

બેઉ જણે થોડી પળો માટે નિ:શબ્દ એકમેકને જોયાં.

એ શબવત્ ત્યાં ઊભો થઇ રહ્યો.

એણી પણ કાષ્ઠવત્ ત્યાં ખડી થઇ રહી હતી. એણે વિચાર્યું હતું એમાંનું કશું જ ના બન્યું. ન એણીના મોંમાંથી પ્રેમના શબ્દો નીકળ્યા; રે ! સામાન્ય માણસને મળે છે એવો આવકાર પણ ના મળ્યો. હર્ષ તો શું એક સ્મિતની લકીર પણ એણીના મુખ પર ના ખેંચાઇ. એના હાથ એને બાથમાં લેવાને બદલે અશક્ત ત્યાં લબડી રહ્યા. માત્ર બે–ચાર વાર ભયથી એ દેહ કંપી ગયો ત્યારે એનું વેગભર્યું તેજ લોહી એની નસોમાં ફરી ગયું હતું ને એને ચક્કર આવતાં હતાં. આમ છતાંય એ એને ક્યારેય નહોતી લાગી એટલી સુંદર દેખાઇ હતી.

એ એને હડસેલો મારી અંદર પ્રવેશ્યો. સૂટકેસ વૉર્ડરોબ આગળ મૂકી એણે પાછા ફરવા કર્યું ને એ એ હતો તે પોઝમાં માત્ર ખોડાઇ ગયો. એક ક્ષણમાં એને રોબર્ટાનું વર્તન–ના, પરિવર્તન–સમજાઇગયું. એક ગજબના આંચકાથી એ ઉપરતળે થઇ ઊઠ્યો ક્ષણાર્ધમાં સેંકડો વિચારોથી એનું મન વિછિન્ન થઇ રહ્યું. હેલે ચડેલી નદમાં મેલાં પાણીની મજધારો ચડે એમ એમાં ક્લિષ્ટ, ખૂની વિચારોની ભરતી થઇ રહી.

એને ગમતી, પોચી, ને ઊંડી સોફા ખુરશીમાં એક વ્યક્તિ બેઠી હતી.

'હવે સમજાયું મને. આમ ઠંડીગાર બારણામાં કેમ ઊભી હતી એ ? એના મોંમાંથી--સામાન્ય આવકારના શબ્દોય કેમ નીકળ્યા નહોતા ?'

એની નજર પેલી વ્યક્તિ પર ફરી. પાંચ ફૂટની ઊંચાઇનો, બેંખલી, ચૂંચી આંખોવાળી વિચિત્ર મુખમુદ્રાવાળો, આછા વાળમાંથી દેખાતી ટાલવાળો, એક ચાઇનીઝ ત્યાં બેઠો હતો. એનું વિક્ષુબ્ધ હૃદય તપી રહ્યું; ધીમે ધીમે લોઢું તપે એમ.

હજારો હસીન પ્રેમનાં અપલાંમાંથી એને એક પણ યાદ ના જ આવે. એક પણ પ્યારનો લબ્ઝ એને યાદ ના આવે; ને યાદ આવે તોપણ આ હોઠે ન જ આવી શકે. એના મોં સામું જોતાં જ મને લાગ્યું'તું કે અમે હજારો માઇલ દૂર ફેંકાઇ ગયા છીએ. જાણે હું ન્યૂયૉર્કમાં બેઠો બેઠો એનું બો જોઇ રહ્યો હોઉં ! આ આ જ યુવતી છે કે જે અઠવાડિયા પહેલાં મારા સીના પર માથું ઢાળી છાતીફાટ રડી હતી ? આ જ એ પ્રેમિકા જેણે મને કહ્યું હતું કે એણી મારા વિના નહિ જીવી શકે, એ એકલી બની ગઇ છે ને હવે એનું જીવન ધૂળધાણી થઇ ગયું છે ? ઓહ ! મારા ભલા ભગવાન ! માત્ર સાત જ દિવસના ટૂંકા ગાળામાં એણે નવો પ્રેમી શોધી લીધો છે ? ત્રણ વર્ષ ઊંડી મહોબ્બતમાં રહ્યાં, સારિંગ માછલીઓની જેમ એકમેકની સોડમાં ફર્યાં, એકબીજાને કૉલ આપ્યા, શપથ આપ્યા; એ બધુંજ માત્ર પાંચસાત દિવસમાં સાપ કાંચળી ઉતારી નાખે એમ ખંખેરી નાખ્યું.'

કરવત જેવી તીક્ષ્ણ નજર એણે પેલા ચાઇનીઝ પર ફેરવવા માંડી. ત્રણેને લાગ્યું કે તેઓ અત્યંત વિચિત્ર ને કંપ્રક અંશે વિકટ પરિસ્થિતિમાં સપડાઇ ગયાં છે. ત્રણે ય મહાક્ષોભ અનુભવી રહ્યાં હતાં. એનો અંત કેવો આવશે તેની આશંકા ત્રણેના મુખ પર સ્પષ્ટ વાંચી શકાતી હતી.

રોબર્ટા સ્વસ્થ થઇ બોલી: "પ્રીતમસીંગ, આ ડૉક્ટર મીંગ છે. ડૉ. મીંગ આ મારા પુરાણા દોસ્ત સાયંટિસ્ટ ડૉ. પ્રીતમસીંગ છે.'

ડૉ. મીંગ ગરબડિયું અંગ્રેજી બોલતો ઊભો થઇ એની સાથે શેકહેન્ડ કરવા આગળ આવ્યો. પ્રીતમસીંગે હાથ ના લંબાવ્યો ને સ્થિર નેત્રે એની બેડોળ, બટકી

ને પાતળી સળેકડી જેવી કાયાને જોઇ રહ્યો.

એના મનમાં ધૃણા, ધિક્કાર ને ખુન્નસ વ્યાપી રહ્યાં હતાં.

'આણે–આ ઉરાંગઉટાંગે મારી રોબર્ટાને ચૂમી હશે, બાથમાં લીધી હશે, એને એને...'

એના મોં પરની રેખાઓ કઠણ થઇ. જાણીબૂઝીને એ હાથ લંબાવ્યા વિના ઊભો રહ્યો.

રોબર્ટા: 'ડૉ. મીંગ તાઇપેહના વિખ્યાત ભ્રેનસર્જન છે. અમેરિકામાં એમને આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા છે. થોડો વખત અમારી હૉસ્પિટલમાં કામ કરવાના છે.'

પ્રીતમસીંગે કંઇ બોલ્યા વિના મોં ફેરવી અંદરના રૂમો તરફ ચાલવા માંડયું. એની ઊંચી, વિશાળ, ને ભારે કાયાને ડૉ. મીંગ જોઇ રહ્યો. પછી–'આ તો બહુ શરમજનક છે, અપમાનજનક છે. ગુડ નાઇટ, મિસ રોબર્ટા સૉરી...સૉરી.' બોલતો બોલતો એ દડબડ દડબડ બારણું ખોલી બહાર દોડી ગયો.

એ પાછો આવ્યો. આસપાસ દષ્ટિપાત કરી થોડું આશ્ચર્ય અનુભવતાં એણે પૂછયું.

'ક્યાં સંતાડી દીધો પેલા બટકીદાસને! તારા પેટીકોટમાં તો નથીને? ખંખેરી નાખ. હું એની સાથે ફેંસલો કરી નાખું.'

એણે ઝબ્બ દઇને માંસ કાપવાનું ધારદાર ચાકુ હવામાં ઉછાળી ઝીલી લીધું. રોબર્ટાના મોંમાંથી તીણી, દબાયલી ચીસ નીકળી નીકળી ગઇ. એ જઇને પોર્ચનાં ખૂણામાં સંકોડાઇ ગઇ.

ઉઘાડા બારણાને જોઇ એ બોલ્યો: 'ઓહ! સરકી ગયો પેલો ભ્રેઇન સર્જન. એની પાસે જરૂર ભ્રેઇન છે,' પોતાની મજાક પર હસતો એ બારણાને બંધ કરવા ગયો. બારણું બંધ કરી, લેચ ચડાવી, ડબલ લૉકને બરાબર ભીડી દીધું.

રોબર્ટા ઊભી હતી એ બાજુ ધીમે ધીમે એણે જવા માંડયું. એ જાણીબૂઝીને ચાકુને લાઇટમાં ફેરવી રહ્યો હતો. રોબર્ટાની સાવ નિકટ જઇ એ ઊભો. એની આંખમાં આંખ પરોવી એ થોડી વાર સુધી જોઇ રહ્યો રોબર્ટાની આંખો ભયગ્રસ્ત હતી. એ અવાક્બની ગઇ હતી.

એણે ટેલિવિઝનને ચાલુ કરી દીધું. વૉલ્યુમ સહેજ વધારી એ ફરી પાછો રોબર્ટા આગળ આવ્યો. એના ગળા પર હાથ ભીંસી ચપ્પુને એની હડપચી આગળ લાવતો એ બોલ્યો:

'ભાગી ગયો તારો પ્રેમી? બહુ બહાદુર કહેવાય! ચાલ કંઇ નહિ. મારે માથે એક જ પાપની ટીલી ચોંટશે. બિચારો નિર્દોષ માણસ વધેરાઇ જાત.'

એ એને સ્થિર નેત્રે જોઇ રહી. પ્રીતમનું આવું ખૂની સ્વરૂપ એણે કદી જોયું નહોતું. જે ભયંકર ઉન્માદથી આ ટર્બન ને દાઢીવાળો શીખ એને પ્રેમ કરતો તેનાથી એને કોઇ કોઇ વાર એના અત્યારે લીધેલા ભયંકર સ્વરૂપની ઝાંખી થઇ હતી. એણે શીખોની હિંસાત્મક પ્રકૃતિ વિશે થોડું ઘણું સાંભળ્યું પણ હતું. પરંતુ ત્રણ વર્ષમાં એને આ શીખની ઋજુ, સુકુમાર ને પ્રેમાળ બાજુનાં જ દર્શન થયાં હતાં. એને આટલો કોપિત એણે આ પહેલી જ વાર ભાળ્યો. એક વાતનું એને બહુ જ અચરજ થઇ રહ્યું હતું:–આટલો બધો ભણેલો ગણેલો માણસ આવું ભયંકર કૃત્ય કરવા કેમ તૈયાર થઇ ગયો હશે? Indians જરા વધારે પડતા લાગણીશીલ ખરા! એનામાં એકાએક થોડું જોમ આવી ગયું.

'ચાલ, પ્રીતમ રેંસી નાખ મને.'

પ્રીતમ ચમક્યો. એણે વિચાર્યું હતું કે એણી હરણીની જેમ તરફડિયાં મારતી છૂટવા મથશે, આજીજી કરશે; કાકલૂદીઓ કરી પગે પડશે. એને એમ હતું કે એ એને પકડશે, છૂટવા મથતી એને ભીંસ લગાવશે, નાસી જતી એને બેડરૂમમાં લઇ જઇ બેડમાં પટકશે, બૂમ મારતી એના મોં પર હાથ મૂકશે, એને આંસુ પાડતી જોઇ એ હસશે, એ એને ટોણા મારશે, પગે પડેલી એને લાતો મારશે, હડસેલા લગાવશે, હડધૂત કરશે...!

પણ બન્યું એનાથી ઊંધું. રોબર્ટા હતી એના કરતાં વધુ શાંત ને સ્વસ્થ જણાઇ. એની ઇચ્છા વિરુદ્ધ એનો ગુસ્સો એને ઓસરતો જણાયો.

'ચાલ, બહુ વાર લીધી તેં આ બેવફા પ્રેયસીના પર વેર લેવાની.'

એણે રોબર્ટાની આંખમાં નજર ઠેરવી. એ આસમાની કીકીઓની નજાકતે એક સેકંડમાં ભૂતકાળનાં સંસ્મરણોથી એના દિલને ભરી દીધું. સોનેરી વાળનો સ્પર્શ એના હાથને થયો. ચાકુવાળો હાથ વક્ષસ્થળ પર ટેકવાયો હતો અને એ મૃદુ, પોચો, સુંવાળો ને ઉત્તેજક સ્પર્શ એના મર્મસ્થળ પર હળવી ટપલી મારી ગયો. એક સળંગ નજર એણે રોબર્ટાની સુરેખ કાયા પર ફેરવી લીધી.

'પ્રીત, ટેલિવિઝન બંધ કરી દે હું હુંકાર સરખો નહિ કરું. તું કહીશ તેમ આંખો મીંચીને પડી રહીશ.' એણે એકદમ એને છોડી દીધી, ચાકુ ઘા કરી ખૂણામાં ફેંકી દીધું, ટેલિવિઝન બંધ કરી દીધું. ને લમણે હાથ મૂકી પેલી સોફાખુરશી પર ફસડાઇને બેસી પડયો.

રોબર્ટા પણ સોફાની ધાર પર બેસી ગઇ, થોડી વાર બેઉ એમ મૌન બેસી રહ્યાં.

'સૉરી, રોબર્ટા ! હું મારા પોતાના વશમા નહોતો. ખેર ! પેલો અહીંથી ભાગી ગયો નહિ તો મારાથી કંઇનું કંઇ થઇ જાત. હું બહુ જ લાગણીશીલ છું. લાગણીઓના ઉશ્કેરાટમા હું ગમે તેમ બોલી નાખું છું, કરી નાખું છું. નાનો હતો ત્યારથી હું આવો છું. પછી પસ્તાવો ખૂબ થાય છે. મારા બાપ પણ એવા હતા. એક આવી જ પાયા વિનાની બાબત પર માને એમણે અધમૂઇ કરી નાખી હતી. મારી માએ એમને કદી માફ નહોતા કર્યા.'

'કાંઇ નહિ, પ્રીત, પણ મેં તારું આ સ્વરૂપ કદીય જોયું નથી. અંતરમાં હું ફફડી રહી હતી. મેં પ્રભુનું સ્મરણ પણ કરી લીધું હતું. નવાઇની વાત એ હતી કે તારા જેવો કોમળ જવાન, બાહોશ સાયન્ટિસ્ટ, કોઇ પણ પ્રકારની પૂછપરછ વિના આવું હિંસાત્મક કામ કરવા કેમ તૈયાર થઇ ગયો હશે ?'

'માણસ સંજોગોનું પ્રાણી છે. એ પ્રસંગ જ એવો હતો કે મારી પ્રકૃતિનો માણસ ઉશ્કેરાઇ ગયા વિના ના રહી શકે. કેટકેટલા અરમાનો સાથે હું પાછો ફર્યો ! કેટલા ઉત્સાહથી હું આ શહેરમાં, આ એપાર્ટમેન્ટના બારણે આવીને ઊભો ? મેં ધાર્યું હતું કે તારી આંખો જાસૂદના ફૂલ જેવી લાલ ને ફૂલેલી થઇ હશે. મને જોતા...ઊફ ના, એમાંનું કશું જ ન બન્યું. તને ત્રણ વર્ષની પ્રીતમાંનું એક ચિહ્ન સુધ્ધાં યાદ ના આવ્યું, જ્યારે હું અહીં પાછો આવ્યો હતો મારું—આપણું–ઘર વસાવવા સદાયને માટે તારો બનવા. ન્યૂયૉર્ક પહોંચ્યો અને મારા મિત્રે મને ખબર આપી. મારા પિતાનું હાર્ટફેઇલ થતાં અવસાન થયું છે. તને ખબર છે–? પિતાના મૃત્યુનો શોક પણ પાળ્યો નથી. મારું એકનું એક સ્વજન ચાલી નીકળ્યું. અને એમ હતું કે બીજું એક સ્વજન આ શહેરના આ એપાર્ટમેન્ટમાં રાહ જોઇને બેઠું હશે. હું અહીં ધસી આવ્યો—ને ? તે એક સ્વજન, ખેર ! એ સ્વજન સ્વ–જન રહ્યુ નથી. એને બીજાનું બની ગયેલું જોઇ સમસ્ત પ્રાણ અપમાનિત બની ઊઠયો, લાગણીઓ ઉશ્કેરાઇ ગઇ.'

'તેં મારા ને એના સંબંધ વિશે એમ કેમ બધું ધારી લીધું ? પ્રીત, એને સમજાવવાની તક તો તારે મને આપવી જોઇએ ને ?'

'સાત દિવસના ટૂંકા ગાળામાં કોઇ પણ પ્રેમી બીજા પુરૂષ સાથે 'ડેટ' પર જઇ શકે – કેવો પ્રેમ એ ? તું એની સાથે સાડા અગિયાર વાગે એકલી બેઠી હતી ને મને જોતા તું ગભરાઇ ગઇ હતી તે હકીકત નથી શું ?'

એ બેઉ એકમેક સામે જોઇ રહ્યાં. પળભર બેઉને થયુ કે પરસ્પરને વળગી પડે ને આશ્લેષમાં ચૂમીઓ લેતાં બધું ભૂલી જાય. પણ ખડી થયેલી દીવાલ ઓળંગવાનું બહુ મુશ્કેલ હતું.

રોબર્ટાએ ધીમે રહી શરૂ કર્યું: 'તને કોઇ દિવસ નહોતી કરી એ વાત કરવા દે અને તેં પૂછયા છે એવો એક માત્ર સવાલ પૂછવા દે. ત્રણ વર્ષ મે કર્યો હતો એવો તેં પણ પ્રેમ કર્યો હતો કે નહિ ? બેઉ પક્ષે બંધનો હતાં ખરાં, કે નહિ ? તું કેમ કરીને એકદમ મુકત કરીને કહી શકયો:'ગુડ બાય, રોબર્ટા, મારે હિંદ પાછા ફરવું જ પડશે. મારા વૃદ્ધ પિતા મારી રાહમાં જ જીવનના છેલ્લા દિવસ કાઢી રહ્યા છે. મારી માતાના મૃત્યુ પછી મને મા યાદ જ નથી આવતી– મારા પિતાએ જ મારી સંભાળ લીધી છે. એમનું હૈયું ભાંગી પડશે. મારે વતન પાછા ફરવું જ પડશે.' મેં એક હરફ ઉચ્ચાર્યા વિના, દિલમાં ખાકની નીચે જલતા અંગારા છુપાવી, હસતે મોઢે વિદાય આપવા પ્રયત્ન કર્યો હતો. તું કેવી રીતે મને છોડી જઇ શકયો હતો !'

એ સ્તબ્ધ બની ગયો. અચેતનમાં કદીક કદીક સળવળતી આ ગીલ્ટ વૃત્તિને એણે ટાળ ટાળ કરી હતી.

( અનુસંધાન પૃષ્ઠ : ૬૦ )

# સૌંદર્યનો આકાર

વર્ષો અગાઉ દિવાળી અંકોમાં 'હિન્દુસ્તાન પ્રજામિત્ર' ના દિવાળી અંકોમાં બકુલેશ–જિતુભાઈ–ખત્રીની ત્રિપુટીએ નવી ભાત ઉપજાવી. અહીં શ્રી જિતુભાઇ મિત્રની યાદનાં પાનાં ઉથલાવી ફલિત કરે છે કે વારતામાં આજે જે ટેકનિક, ઘટનાલોપ અને ફોર્મ પરત્વેની સભાનતાની વાતો થાય છે એનાં બીજ તો ખત્રીથી શરૂ થયાં. અને આજે એ વિકસતાં રહ્યાં છે.

જિતુભાઇ મહેતા

ધસી આવ્યા.. બકુલેશ, એમની સાથે એક જણ. 'હિન્દુસ્તાન પ્રજામિત્ર'ની ઑફિસ.. એક ખંડ બાજુમાં છેલભાઇનો ખંડ. 'મળી ગયું આ પુસ્તક...'ધીઝ આર્મિંગ પીપલ' લેખકઃ માઇકલ આરલેન...સેકન્ડહેન્ડ બુક–સ્ટોલ મારા પર ચાલે છે ને...'

બકુલેશનો ધોધ મેં અટકાવ્યો; 'પણ તમારી સાથે જે આવેલ છે, એ આર્મિંગ આદમીની ઓળખાણ કરાવો...એ ક્યાંથી મળી આવ્યા ? નવી નકોર કિતાબ જેવા એ દેખાય છે.'

આવનારે આસ્તેથી કહી દીધું - 'હું જયન્ત ખત્રી'

માઇકલ આરલેનની 'ફેવેલિયર ઓફ ધી સ્ટ્રીટ' મેં વાંચી. ને, બકુલેશ લગી એ વાર્તા, એ રંગીન શૈલીની ઝરમર અને એ ભીની કથાની વાછંટ મેં પહોંચાડેલી ત્યારથી એમને આરલેનનો વાર્તા–સંગ્રહ હાથ કરવો હતો. એ મળ્યો. એનો બકુલેશને ભારે રાજીપો હતો. બસ... પછી, બકુલેશ સાથે અને એમની વિના પણ જયન્ત મળવા આવે. પોતે અભ્યાસ કરે પણ ચિત્ર દોરવાનો શોખ. 'હિંદુસ્તાન પ્રજામિત્ર'ના દિવાળી અંકનુ સંપાદન મને સોંપાયું. જયન્ત અવારનવાર આવવા લાગ્યા, શીર્ષક ચીતરે પણ એમની શૈલી ડાંખરી. રેખામાં કૌવત. ચિત્રનું સમતોલપણું મૌલિક. ચિત્ર સામગ્રીમાં રૂઢિનું નામ નહિ. એ બોલે ઓછું પણ જે કાંઇ બોલે એમાં માઘલો મરમ...એક વાર એમનો એક અનુભવ એમણે મને કહ્યો. જયન્તને મેં જણાવી દીધું: 'તમે આની વાર્તા લખો. એ વિના આ અંક પ્રગટ નહિ થાય...' મને લાગે છે કે એ એમની પહેલવહેલી પ્રગટ નવલિકા. એમની આ નવલિકા છાપી અને જયન્તની ઓળખ માટે એક ચોગઠું મૂક્યું... કે કોઇ ખિસ્સાકાતરુએ એમનું ખિસ્સુ ખોલ્યું–'એમાંથી મળી આવ્યાં; પીંછી, કલમ, સ્ટેથોસ્કોપ અને થોડું પરચૂરણ.. ' જયન્ત દાક્તરીનો ત્યારે અભ્યાસ કરતા હતા.

બકુલેશ અને ડૉ. જયન્ત ખત્રી બંને યારબાજ. ઠેઠ લગી એમની યારી મહેકતી રહી.

ડૉ. જયન્ત ખત્રીને સાહિત્યનું કોઇ મહોરું ગમે નહિ. સાહિત્યના મેળામાં હાજરી આપે પણ મિત્રોને એમાંથી ગોતીને પડાવ નાખે. આછું હસે ને એમનું

તેઓનું નિરીક્ષણ આસ્તેથી હાજર કરે. અન્યની અસર તળે એમણે નવલિકા માટે કલમ ચલાવી નહિ. બાળ-પણાની શેરી એમના અંતરથી છૂટી પડી નહિ. મોટા થયા પછી રઝળપાટ કર્યો. જાતે કુદરતની ઝીંકાઝીંક માણી, નજર લાંબી, સારાય રણને સમાવે તેવી... એટલે 'લોંગ શોટ' નો એમની આંખને મહાવરો. પણ રજકણ પર ધ્યાન પૂરેપૂરું. આકાશના ચંદરવામાં એમનાં નિરીક્ષણોના બખિયા ભરે ... પીંછી અને કલમ એક બીજામાં મળીને ભાતને ઉપસે. એમની ભાષા આકાશ તળે છોડની જેમ ડોલે અને એમના શબ્દો ખંડના ખૂણાનેય ઉજમાળે. પણ આ બધાનો તાલ માનવ મન હારે મળે. લોહીનો લય...એમા એ રાચે. માનવવૃત્તિને ખીજવીને જ સંતોષ પામે નહિ.

ગામડું જવા દો. મુંબઇમાં પહેલો વરસાદ સાથે ઝીલવાનો અમારો ક્રમ. છત્રી જોઇએ નહિ. બકુલેશ વરસતા વરસાદમાં મુંબઇની ઇમારતોનું ચિત્ર શબ્દો વતી દોરે. બકુલેશ બોલેઃ

'રાજાબાઇ ટાવરનું નસીબ તો જુઓ. આપણી પહેલાં એ ફોરાં ઝીલે છે ! બકુલેશની આ કલ્પનાથી જયન્ત ખાસ રાજી થયા નહિ. પણ આ વિષે વાતો કરતાં 'ફોરાં' યાદ રહી ગયું...ત્યારથી જયન્તની આ 'ફોરાં' શબ્દ જોડે દિલગી થઇ અને એમના વાર્તા-સંગ્રહનું નામ એ રહ્યું.

શનિવારની રાત હતી. 'પ્રજામિત્ર' સાપ્તાહિકનું કામ કરીને રાતના બે પછી જયન્ત, બકુલેશ અને હું બહાર પડયા.

બકુલેશ પાસે એક ફ્રેન્ચ ત્રિમાસિક હતુંઃ 'ટ્રીકલર'. એમાં જાતજાતનાં મહોરાનું ચિત્ર હતું. આ ઉપરથી વાત ચાલી. હું બોલ્યોઃ' આપણે સાથે મળીને એક કથા લખીએ, એનુ નામ 'ધ્વનિનું મહોરુ...' બકુલેશ ઊછળી પડયા. હાસ્યમાં જ ધ્વનિ હોય છે એમાથી શું જાત-જાતના મહોરાં નથી ઊપસતાં ? કપટનું હાસ્ય, કદરનું હાસ્ય, આનંદનું હાસ્ય...વગેરે...જયન્તે કહ્યુંઃ 'બકુલેશ પહેલાં લખે...પછી, બકુલેશ બીજો હપ્તો લખે...અને છેલ્લો હપ્તો લખે...બકુલેશ જ...'

વાર્તાઓ બહુ બહુ લખાય છે એ વિષે ઘણું લખાય છે. ડૉ. જયન્ત ખત્રી આ બધા સાહિત્ય પછી પ, આપણી સાથે રહે છે. નવા પ્રયોગો, નવી અસર, સરરિયાલિઝમ .. આવી કોઇ અક્ષરઅધાણી વિના, ડૉ. જયન્ત ખત્રીની નવલિકા સિતાર પર નખલી નાચે અને આંગળી તાર ખેંચી મીંડ કાઢે એમ ચિત્ત ઉપર જઇને મનની મીંડ લઇ આવે છે. ઉરની આ 'ઉપજ' (સંગીતની ભાષામા 'ઉપજ' એટલે સરગમનો સાર) જયન્ત માટે સ્વાભાવિક બની. સાહિત્યને નામે કોઇ ડોળ, એના પર એ હસી લેતા. એને એવો ડોળ ગમતો નહિ. 'ફોરાં' અને 'વહેતાં ઝરણાં' માનવમન અંદરની તરસને કલરવ બક્ષે છે. તૃપ્તિમાં જ એ પૂરા થતાં નથી. વરસાદનું પાણી ગામની ધૂળ સાથે લઇને જે રંગ પામે, એવો વાન એમની કક્ષાની એક સ્ત્રીને એમણે આપ્યો છે. આ પ્રકારની મૌલિક કહેણી એમનામાં હતી. એમની નવલિકાના પટ પર વિહાર કરીએ તો, નકરું સાહિત્ય નહિ પણ સાહિત્યને ધબકાર આપતા માણસ મળે. માણસનાં લક્ષણ ઉકેલ-વાની એમની પાસે સૂઝ હતી. વાર્તાની કલા ઢૂંઢવાની એમને જરૂર રહેતી નહિ. પરિણામે વાચકને તો આ સંગમ સાંપડતો.

ડૉ. જયન્ત ખત્રીને ગુજરાતે નવા ઓળખવાના નથી. વરસોથી એમની વાર્તા વહેતી રહી છે. 'વહેતાં જળ નિર્મળા' જેવી ભજનવાણી એમની ગતિને બરાબર સમજાવે છે. હૈયામાં ઊગે, એ એમના હાથે ચડતું. સાક્ષર, પંડિત, વિવેચક, પ્રાધ્યાપકને જ રાજી કરવાનો વિચાર એમને કયારેય પજવતો નહિ. આધુનિક નવલિકા અંગે ગુજરાતમાં જે પ્રયોગો થઇ રહ્યા છે એ પ્રયોગોને દાદ દેનાર પણ જયન્તની વાર્તાઓ વાંચે તો, એને સમજ પડે કે, વરસો પહેલા આ વાર્તાકારે અનેક નવા ઘાટ કાગળ ઉપર ઉતાર્યા છે. માત્ર નવીનોમાં ખપવા માટે નહિ પણ દિલના ધક્કાએ એમની પાસે આ કામ કરાવ્યું છે. જાતજાતના અનુભવોએ એમને ભાવનાનું ભાથું બંધાવ્યું. કચ્છના રણમાં ફરી ફરીને, ગામડાંનાં જીવનને જાણીને એમણે નિરીક્ષણોની શ્રીમંતાઇ મેળવી. નીડરતા એમની જિંદગાનીનું ઊગવું હતું. ડર વિના એ રણનો તડકો ઝીલતા. આ વિસ્તારમાં એકલતાને નાચતી એમણે અનુભવી. નાગી ભૂગોળ અને એમાં નાગી એકલતા.

કચ્છનાં રાતાં બગલાં એટલે ફ્લેમિન્ગો પંખીઓ વિષે મેં એમને પૂછપરછ કરેલી. જવાબમાં એ બોલ્યાઃ

'મારે આ પંખીઓ પર વારતા લખવી છે. તમે 'ચિલોગો' વારતા લખી, એ મારા મનમાં છે. એમાં ચિલોગા પંખીનો જે સંસાર છે, નર એનાં બચ્ચાં અને માદાને ખોરાક આપી આપીને ઢળી પડે છે, એ કુદરતે રચેલો ક્રમ છે. મારે આ રાતાં બગલાંના રહેવાસમાંથી આવો ક્રમ તારવવો છે. એમની બાજુમાં દિવસો ગાળવાની ઇચ્છા છે...'

બકુલેશ અને હું તો સાથે જ કામ કરતા. જયન્ત અવારનવાર સાથમાં રહે. આ દોસ્તીમાં એક–બીજાના અનુભવ, એક બીજાનું વાંચન, એક–બીજાના ઊભરા ઉજવણી પામતાં. એડમંડ વિલ્સનની 'એક્સિસ કેસલ' ચોપડીમાં સાહિત્યના વિવેચનમાં જે ફોરાં હતાં, અમે એ દારોદાર ઝીલતા. ચોમાસાનો પહેલો વરસાદ અને ઉરની ઉજાણીનો આ લહાવો સાથે ને સાથે.

ડૉ. જયન્ત ખત્રીએ પચ્ચાસેક વારતા લખી છે. એમાં સર્જનનું રૂપ ભર્યું છે. એ ઉપટે કમ? નકરા વંટોળે ચડેલું એ પાનું—એ પાંદડું—નથી. વંટોળની એને જાણ છે. પણ વૃક્ષનું એનામાં કૌવત છે.

બકુલેશ ગયા. એની જાણ થઇ. ગયો ત્યારે ચિંતા બળતી હતી.

જયન્તને કેન્સર ખેંચી ગયું. તે પહેલાં તાજેતરમાં એ મળ્યા. ફરી નો મળવા એ માંડવી ગયા. એમનો સામાન રાખતા ગયા છે. 'ફોરાં' અને 'વહેતાં ઝરણાં...' પણ એટલાથી વાત પૂરી થતી નથી. એમની દોસ્તી, એમનાં હેતાળ વેણ, એમનો મર્મ, માણસ તરીકે એમનો જુસ્સો...એ જુસ્સો કેમ ભુલાય? સાહિત્ય તો બરોબર પણ એમનું જીવન પણ ઓર હતું. એવા જીવનને કારણે એમનું સાહિત્ય મહોર્યું.

મને એમ ઊંડે ઊંડે થાય છે કે, ડા. જયન્ત ખત્રીના સાહિત્યને આજ પહેલાં ય, વધુ યાદ કરવાની જરૂર હતી. કાંઇ નહિ. સાહિત્યના ઇતિહાસમાં એ બેઠા છે. અને એમનું આસન ત્યાંને ત્યાં રહેવાનું છે.

(સમર્પણમાંથી સાભાર)

●●●

## પ્રભાતી

નિનુ મઝુમદાર

ઊગ્યો ભાનુ તોયે આ અંધારું લાગે
ફરીથી પ્રભાતે સહુ અંધ જાગે

પરિપૂર્ણ તેજે રહે માત્ર છાયા
રચે જાગૃતિમાં ય સ્વપ્નાની માયા
ઉઘાડીને આંખો નહીં નીંદ ત્યાગે
ફરીથી પ્રભાતે સહુ અંધ જાગે

અજાણ્યા પ્રદેશે અડાબીડ વાટે
કશાના સિમાડા નથી જ્યાં વિરાટે
ભમે પંથ ભૂલ્યા ન પાછા ન આગે
ફરીથી પ્રભાતે સહુ અંધ જાગે

રહે હસ્તમાંહીં જુદાઇના દંડો
પરિચ્છિન્ન માપે કરે ભિન્ન ખંડો
પડે આખડે છે વિભાગે વિભાગે
ફરીથી પ્રભાતે સહુ અંધ જાગે

●●●

(પુનર્મિલન : પૃષ્ઠ ૫૬ થી ચાલુ)

એણે ધર્યો હતો એ ચાકુની જેમ રોબર્ટાએ એ વૃત્તિને છતી કરી એની સામું ધરી દીધી હતી. એ જાણતો હતો કે એની પાસે કોઇ જવાબ નહોતો અને છતાંય એણે લૂલો બચાવ શરૂ કર્યો.

'મારા પિતાની વાત મેં તને પહેલેથી જ કરી હતી. એમને વતન પાછા ફરવા માટે આપેલા મારાં વચનોની પણ મેં તને વાત કહેલી. હું તને હિંદ લઇ જવા તૈયાર હતો તું...'

એ મ્લાન હસી રહી હતી. એ હાસ્ય પ્રીતમસીંગના અંતરને હલાવી ગયું. એ સકંજામાં આબાદ સપડાઇ ગયો હતો.

'તું મને છોડી ગયો એ હકીકત છે. તેં મારી સાથે અમેરિકા રહેવાને બદલે હિંદમાં જવાનું પસંદ કર્યું હતું તે જ હકીકત છે. કહે તો, તું તારા પિતાએ ખોળેલ પોચરીને પરણી ગયો હોત, તારું નાનું સરખું એક ઘર બન્યું હોત, તું સુખી હોત—આ બધી હકીકત બનત કે નહિ ?—'

'હા, એ બધું કદાચ બનત; પણ સાત દિવસમાં એ બધું બની ગયું નથી !' એ કડવાશથી બોલ્યો.

'પ્રીત, તેં કદી વિચાર્યું છે કે હું કેવી એકલી પડી ગઇ હોઇશ અહીં ? તને મળી હતી ત્યારે ૨૬ વર્ષની હતી હવે ૩૦ વર્ષ પૂરાં કરવા આવી રહી છું. પુરુષ ને સ્ત્રીની વાત જુદી છે. સ્ત્રી આ સમાજમા ચારે તરફથી બંધાયેલી છે. એની ઉંમરનો પ્રશ્ન અમારા સમાજમાં બહુ મહત્ત્વનો થઇ જાય છે. જે દિવસે તું મને છોડી ગયો તે રાત્રે જ્યારે હું એકલી ભવિષ્યનો વિચાર કરવા બેઠી હતી ત્યારે કેવા વિચારોથી હું મુંઝાઇ ગઇ હોઇશ તેનો વિચાર એક ઘડી માટે ય તને આવી શકે એમ છે ? અડધું શહેર જાણે છે કે એક ટર્બનવાળો, દાઢીવાળો શીખ મારો પ્રેમી હતો ને હું ત્રીસ વર્ષ ઝડપથી વટાવી રહી છું. એ શીખ સદાયને માટે મને છોડીને ચાલી ગયો છે તો હું—રોબર્ટા શું કરું હવે ?''

સાચી વાત હતી એની. પ્રીતમસીંગે કદીય એ બધા વિચાર નહોતો કર્યો. એમાની સચ્ચાઇનો રણકાર એ પરખી શક્યો હતો ને છતાંય એનું હૃદય આળું બનતું જતું હતું. એને થતું હતું કે હવે એ બેઉ પહેલા જેવાં કદીય ભેગાં નહિ થઇ શકે. એની સામું જોતો ને અતીતની ઊર્મિઓ ધસી આવતી. પણ એ ઊભરો હતો એની જાણ પણ એને તરત થઇ જતી. એક પ્રકારની વ્યથા એના હૃદયમાં ઊગી રહી હતી.

'બીજી રાતે તો આ ઘરનું એકાંત અસહ્ય બનવા માંડ્યું. મેં નક્કી કર્યું કે કઠણ બનીને કોઇ સહારો શોધી જ લેવો. સવારે ડૉ. મીંગના ઑપરેશનમાં નર્સ તરીકે સાથ આપ્યો. ઑપરેશન બાદ એમણે મને ડેટ માટે પૂછ્યું. મેં હા પાડી.'

પ્રીતમસીંગના દિલમા ફરી ઉધમાત થવા માંડ્યો. એને લાગ્યું કે ફરી પાછો એ પાશવીવૃત્તિનો ભોગ બની કંઈ કરી બેસશે. એકદમ એ ઊભો થઇ ગયો.

'હું જઇશ.'

'ક્યાં ? કેમ ?'

'દેશમાં. કેમ પ્રશ્નનો કોઇ સંતોષકારક જવાબ નથી. કદાચ આપણે બે અત્યંત ભિન્ન સમાજમાં ઉછરેલાં માનવીઓ છીએ એથી. કદાચ આપણે એકમેકને અનુરૂપ નથી એથી.'

'તું હજુ ય મને સમજ્યો નથી, પ્રીત. મેં જે કંઈ પગલું ભર્યું તે તારી ગેરહાજરીમાં ભર્યું હતું તે કેમ ભૂલી જાય છે ? તું આવ્યો તે મને ગમ્યું છે. ભલો થઇ ચાલ્યો ના જા. હજુ ય હું તારા જ પ્રેમમાં છું. મને હવે જીવનનો સહારો જોઇએ છે. તારો સહારો મળતાં હું સુખી થઇશ. મને ખાતરી છે.'

બારણું ખોલી, એની સામું ઉદાસ નજરે જોતો, ડોકું નકારમાં ધુણાવતો એ બોલ્યો :

'ગૂડ બાય, રોબર્ટા. થેંક્સ ફોર એવરીથીંગ. સૉરી, મને ખાતરી થઇ ગઇ છે કે આપણાં ધ્યેય અને રસ્તા જુદાં છે.'

રોબર્ટાની આંખમાંથી પડતાં આંસુ જોઇ એના હૃદયમાં હલચલ મચી રહી. એ જવા કરતો હતો ત્યાં એ બોલી :

'તને નહિ રોકું. તે વખતે નહોતો રોક્યો, હવે પણ તેમ કરવા પ્રયત્ન નહિ કરું. ચાલ મિત્રની જેમ છૂટાં પડીએ, આવ મને વિદાયનો બોસો આપતો જા.'

ફરી ડોકું ધુણાવી એ કડવાશથી બોલ્યો :

'પેલા બેડોળ બટકીદાસે વટાળેલા હોઠ પર હું મારા હોઠ ચાંપું ? તદ્દન અશક્ય. મારા સમસ્ત પ્રાણમાંથી ઘૃણા છૂટે છે.'

એણે જોરથી બારણું બંધ કર્યું. રોબર્ટાના મુખમાંથી આહ ને આંખમાંથી ઉષ્ણ આંસુ ખરી પડ્યાં.

સરિયામ રસ્તા તરફ ચાલ્યા જતા પ્રીતમસીંગે ફરી એ સૂમસામ એવન્યુ પર એક છેલ્લી નજર ફેરવી લીધી.

●●●

# ડેડ એન્ડ

વાર્તાઓ બહુ બહુ લખાય છે. એ વિષે પણ ઘણું લખાય છે. ડૉ. જયન્ત ખત્રી આ બધા સાહિત્ય પછીય, આપણી સાથે રહે છે. નવા પ્રયોગો, નવી અસર, સરરિયાલિઝમ...આવી કોઇ આકાર-એંધાણી વિના ડૉ. જયન્ત ખત્રીની નવલિકા સિતાર પર નખલી ચાલે અને આંગળી ખેંચી મીંડ કાઢે એમ ચિત્ત ઉપર જઇને મનની મીંડ લઇ આવે છે. ઉરની આ 'ઉપજ' જયન્ત માટે સ્વાભાવિક બની. એમની નવલિકાના પટ પર વિહાર કરીએ તો, નકરું સાહિત્ય નહિ પણ સાહિત્યને ધબકાર આપતાં માણસું મળે. માણસનાં લક્ષણ ઉકેલવાની એમની પાસે સૂઝ હતી. વાર્તાની કલા ઢૂંઢવાની એમને જરૂર રહેતી નહિ.

આધુનિક નવલિકા અંગે ગુજરાતમાં જે પ્રયોગો થઇ રહ્યા છે, એ પ્રયોગોને દાદ દેનાર પણ જયન્તની વાર્તાઓ વાંચે તો એને સમજણ પડે કે વરસો પહેલાં આ વાર્તાકારે અનેક નવા ઘાટ કાગળ ઉપર ઉતાર્યા છે.

ડૉ. જયન્ત ખત્રીએ પચ્ચાસેક વારતા લખી છે. એમાં સર્જનનું રૂપ ભર્યું છે. એ ઉભરે કેમ? નકરા વંટોળે થડેલું એ પાનું—એ પાંદડું—નથી. વંટોળની એને જાણ છે. પણ વૃક્ષનું એનામાં કૌવત છે.

મને એમ ઊંડે ઊંડે થાય છે કે ડૉ. જયન્ત ખત્રીના સાહિત્યને આજ પહેલાંય વધુ યાદ કરવાની જરૂર હતી. કાંઇ નહિ સાહિત્યના ઇતિહાસમાં એ બેઠા છે. અને એમનું આસન ત્યાંને ત્યાં રહેવાનું છે.

જિતુભાઈ મહેતા

જયન્ત ખત્રી

પેલી કુમળી આયા કિચનના દરવાજા આડે લટકતા પડદાને ચીરીને અંદર જતી રહી. તે પહેલાં સીલિંગ ફેનની સ્વીચ ઓન કરતી ગઇ.

પંખાએ કશા જ બેહૂદા અવાજ વિના ફરવાનું શરૂ કર્યું. અને વિભાજિત સમયની પળો ગીરદી કરવા લાગી.

હું અને મારો મિત્ર મેડમ નીલીના ડ્રોઇંગ રૂમમાં બેઠા હતા, બેસી રહેલા, એ સોફાની કિનાર પર ટીંગાઇને બેઠો હતો, હું સ્વસ્થ હોવાનો ડોળ કરતો અઢેલીને બેઠો હતો.

અમે જે ઉદ્દેશથી અહીં આવ્યા હતા તેને અનુકૂળ આ રૂમનું વાતાવરણ ન હતું.

એક હાથીદાંત જેવી સફેદ, કિંમતી હોવાનો ડોળ કરતી સસ્તી કારપેટ, ચેસ્ટરફીલ્ડ સેટ, બે ત્રણ ટીપાઇ, કોરનર ટેબલ, મેન્ટલપીસ, અને જ્યાં ત્યાં પડેલી એશટ્રે, અમર્યાં—અછલકાં બે વસ્ત્ર પહેરીને નગ્ન દેખાતી સ્ત્રીના જેવી બે છબીઓને ધારી રહેલી નગ્ન દીવાલો!

ક્યાંય એકે પુસ્તક દેખાતું નહોતું. પુસ્તક મૂકવાની કોઇ જોગવાઇ નહોતી. રાઇટિંગ ટેબલ નહોતું. રૂમની વચોવચ રહેલી મોટી ગોળ ટીપાઇ પર એકે દૈનિક કે સામાયિક નહોતું. અને અમે ફ્રેંચ ભાષાના અહીં કલાસીસ ચાલતા હોવાની જાહેરાત વાંચીને આવી ચડ્યા હતાં...અને હવે થોડીક ઝોંપ અનુભવી રહ્યા હતા.

મેડમ નીલી બેડરૂમમાં હતી અને હમણાં જ અમને મળશે એવું જણાવીને પેલી આયા કિચનમાં જતી રહી હતી.

પંખો હવા કાપી રહ્યો હતો. કોરનર ટેબલ પરનું ટાઇમપીસ ટિકટિકતું રહ્યું.

થોડા ખુલ્લા મૂકેલા એક બારીના વેન્ટીલેશનમાંથી રસ્તા પર વહેલા ટ્રાફિકનો એક જ ઢબનો એકધારો અવાજ આવી રહ્યો હતો.

અહીં જે હોવું જોઇએ તે નહોતું, ન હોવું જોઇએ એ હકીકત બની નજર સામે ઉપસ્થિત થતું હતું.

અને અમારી બેચેની પર અતૂટ ખામોશી અને નપુસંક વિચારોની ભોંઠપનો ભાર વધી રહ્યો હતો.

પસાર થતા સમયનાં ક્ષણેક્ષણનાં પગલાં નીચે અમારું ધૈર્ય ફરિયાદ કરવાની શરૂઆત કરે તે પહેલાં, બેડરૂમનો

દરવાજો ખૂલતો હોવાનો અવાજ સંભળાયો. અમારી નજર ત્યાં જ હતી. બેડરૂમના દરવાજા પર અત્યાર સુધી સ્થિર લટકતા પડદામાં જીવ પ્રવેશ્યો.

મેડમ નીલીએ ડ્રોઇંગ રૂમમાં પ્રવેશ કર્યો હતો.

એના અંગો ભરાવદાર–સગોળ હતાં. અનેક તરકીબો નીચે એની આધેડ વય ક્યારેક છુપાતી, ક્યારેક ડોકિયું કરતી હતી. પારદર્શક સીલોફેન જેકેટમાંથી કોઇ પુસ્તકનું સચિત્ર પૂઠું દેખાય એમ એના પીળા બ્લાઉઝની નીચે એવું જેવું હતું તેવું સૌન્દર્ય ડોકિયું કરતું હતું. એ આયેના હોઠના સ્મિતમાં અને મોટી આંખોની કીકીઓના નૃત્યમાં આકર્ષક દેખાવાની મથામણ હતી.

નીચેના ધડ પર ઉપલા ધડનું સહેજ સહેજ ડોલન બિલકુલ ધંધાદારી હતું. એક ક્ષણ એ અમારી સામે અને અમે એની સામે જોઇ રહ્યા. બીજી ક્ષણે એ અમારી સામે આવી ઊભી અને સ્મિત ફેલાવતી, આંખો નમાવતી કેડે હાથ મૂકી ડોલતી પૂછી રહી:

'ડાર્લિંગ, વોટ કેન આઇ ડૂ ફોર યુ?'

મારા મિત્રે તરત જ કોટના ગજવામાંથી એક અખબાર ખેંચી કાઢી એની સામે ધરી રહેતા પૂછ્યું કે આ જાહેરાત પ્રમાણે જે ફ્રેંચ ટીચર હતી તે મેડમ નીલી એ પોતે હતી? અને પોતાના હંમેશ લબડતા નીચલા હોઠને એણે દાંત વચ્ચે પ્રશ્નાર્થમાં પકડી રાખ્યો–એ મારા મિત્રની ટેવ હતી.

પણ મેડમ નીલીએ જણાવ્યું કે એ જાહેરાત એની જ હતી અને એમ જણાવતાં એણે પોતાનો એક પગ ઊંચકીને સોફાની કિનાર પર મૂકયો. ઢીંચણ પર કોણી ટેકવી નીચી નમી, પોતાનું થીજેલું સ્મિત મારા મિત્રની છેક જ નજીક લઇ ગઇ. એણે જાણી જોઇને સ્કર્ટને સાથળ પર ઊંચે સરવા દીધું. મને ત્યારે વહેમ ગયો કે એણે કોઇ અન્ડરવેર પહેર્યા નહિ હોય.

એના લાભાર્થે સરતા સ્કર્ટ અને બ્લાઉઝની કિનાર પાછળ દેખાતી લચનચ છાતી મારા મિત્રે જોઇ હશે જ. માન્યું કે એણે એ જ ઘડીએ બેબાકળી ઉતાવળથી કહી નાખ્યું:

'મારે ફ્રેંચ ભાષા શીખવી છે.'

'આઇ સી. તો તમારે ફ્રેંચ ભાષા શીખવી છે?'

મારા મિત્રે હકારમાં ડોકું ધુણાવ્યું. નીલી મારા તરફ ફરી:

'અને તમારે પણ ફ્રેંચ શીખવી છે?'

મેં ના કહી–થોડું હસીને, અને જણાવ્યું કે હું તો અમસ્તો જ એની સાથે આવ્યો હતો.

નીલીએ મારા મિત્રની પીઠ થાબડીને પંપાળ્યો પછી એના બરછટ, તન ટિનાના વાળ પર એનો સુવાળો હાથ ફેરવતાં કહ્યું:

'તો ચાલો ત્યાં–બેડરૂમમાં' નીલીએ મારા મિત્રનો હાથ પકડી એને ઊભો કરવાનું કર્યું. 'હું પલંગ પર ફ્રેંચ શીખવું છું–ખબર છે?'

મને ત્યારે થયું કે આ નાટક હવે નાહકનું લંબાઇને ઢસડાતું હતું. મેં ગળું ખંખેરી નીલીનું લક્ષ મારી તરફ દોરવ્યું.

'જુઓ' મોઢું ઢાવકું અને અવાજમાં પૂરી ગંભીરતા ભરીને મેં કહ્યું.

'અમને સ્પષ્ટ દેખાય છે કે અહીં આવવામાં અમારી ભૂલ થઇ છે. આ મારો મિત્ર પત્રકાર છે, સ્કોલર છે. પી એચ. ડી. પુસ્તકોમાં વાંચી શકાય એવી ખરેખરી વ્યાકરણવાળી ફ્રેંચ ભાષા એને શીખવી છે અને, કારણ કે હું વરસોથી એને ઓળખું છું એટલે ખાતરીથી કહી શકું કે તમે શીખવી શકો એવી અન્ય ફ્રેંચ પધ્ધતિમાં એને રસ નથી. અમે ..અમે '

હું આગળ ન બોલી શક્યો, નહિ કે નીલીએ કે મારા મિત્રે મને બોલતો રોકયો હતો. પણ મેં માની લીધું હતું કે મેં એક એવી મજાક કરી હતી કે જેના ફલસ્વરૂપ નીલીએ અટ્ટહાસ્ય કરવું જોઇતું હતું. પણ એણે તો ઊલટું પોતાનું બનાવટી સ્મિત સમેટ્યું હતું. અંગો શિથિલ બન્યાં, કીકીઓ સ્થિર થઇ, એ એકધારી મારી સામે જોઇ રહી હતી.

'તમે સાચું કહો છો–ઓનેસ્ટલી?'

મેં માત્ર ડોકું ધુણાવ્યું.

'ઓહ પુઅર ડાર્લિંગ.'

એણે મારા મિત્ર તરફ ખરેખરા સહાનુભૂતિભાવથી જોયું. એની આંખો ભીની દેખાઇ. એ કદાચ મારી કલ્પના હશે. પણ અચાનક નીલીની મોહક દેખાવાની કૃત્રિમ અદા ખરી પડી. જાણે સૌન્દર્યને અંતરાયરૂપ

વસ્ત્રો સરી ગયાં. અને વર્તનની સાહજિકતા મને કુંળી જગાએ અડી ગઇ.

'ઓહ પુઅર ડાર્લિંગ, હી ઇઝ ડીસએપોઇન્ટેડ. આઇ એમ સોરી ફોર હિમ.'

એના અવાજમાં ખરેખરી કંપારી હતી. અને એ ભાવમાં ઉભરાઇ જવા જેટલો ઉમળકો હતો.

હું અને નીલી, એક દુબળું કૂતરું અને એક હૃષ્ટ-પુષ્ટ બિલાડી અને ઘવાયેલા ઉંદર તરફ–મારા મિત્ર તરફ જોઇ રહયાં.

કિચનમાં નળ ખૂલતાં બેસિનમાં પાણી પછડાતું હોવાનો અવાજ અહીં ધસી આવ્યો.

લાગણીઓ એની ટોચ પરથી નીચે ઊતરી રહી હતી ત્યારે મને લાગ્યું કે આ નાટકના છેલ્લા અંકના છેલ્લા પ્રવેશ પર પડદો પાડવો હવે જરૂરી હતો.

'મેડમ નીલી,' હાથ લાંબો કરતાં મેં કહ્યું, 'તમારા સમયનો અલબત્ત અમે વ્યય કર્યો છે. પણ ખાસ તો તમારા મિજાજને આઘાત પહોંચાડવા બદલ અમે ખરેખર દિલગીર છીએ–અમે હવે રજા લઇએ.'

છેલ્લો ડાયલોગ હું બોલી રહ્યો અને પડદો પાડવા દોરી તરફ હું હાથ લંબાવતો હતો ત્યાં,

'ઓહ નો, જ્યારે આવ્યા છો તો આ મુલાકાત ભલે એક સુખદ અકસ્માત બની રહે, ચાહ પીને જજો.'

અમને શિષ્ટાચારની તક આપ્યા વિના નીલી કિચનમાં દોડી ગઇ. અને ત્યાંથી, 'એક મિનિટ' કહેતી બેડરૂમમાં જતી રહી.

ફરી ચૂપકી વજનદાર બની.

શાન્ત વહેતા સમયની પળો ગણતાં મને ખ્યાલ આવ્યો કે ચૂપકીને આકાર આપતાં વિશિષ્ટ અવાજની પણ એક અજબ–ગજબ દુનિયા હોય છે !

સ્ટેનલેસ સ્ટીલ પર કપ–રકાબી મુકાતાં હોવાનો ધીરો અવાજ સંભળાયો.

ફરી બેડરૂમનો દરવાજો ખૂલતો હોવાનો અવાજ સંભળાયો–પડદો ઝૂલતો દેખાયો.

સાચું કે જીવનમાં અનેકાનેક ઘટનાઓનું પુનરાવર્તન થતું રહે છે–પણ પરિસ્થિતિ ભાગ્યે જ પુનર્જન્મ પામે છે.

આ મારી ટેવ હતી કે હું આ અને આવા વિચારોની ગૂંચમાં ગૂંચવાયેલો જ રહેતો. એટલે નીલી ક્યારે મારા મિત્રની અડોઅડ આવીને બેઠી, ક્યારે એણે ચાહના પ્યાલા તૈયાર કર્યા વગેરે મને કશું યાદ ન રહ્યું.

એણે મારા તરફ ધરેલા ચાહના કપ તરફ હાથ લંબાવતાં મારી વિખરાયલી નજર એની તરફ કેન્દ્રિત થઇ.

કંઇક એચિંતાનું મનમાં વસી ગયું અને મેં ફરી ગળું ખંખેર્યું.

'નીલી' કાંઇ અતિ ગંભીર વાત કરવી હોય તેમ ચાહનો કપ ટીપાઇ પર મૂકતાં હું સોફાની કિનાર પર આગળ સરતાં એની તરફ ઝૂકયો.

'એક બેહૂદો પ્રશ્ન પૂછું તો ક્ષમા કરશો.'

મારું બોલતાં અધવચ્ચે થોભવું, ન ધારેલું બનવું અને મેં આગળ કર્યું તેમ જીવનની અનેક પ્રક્રિયાઓનું પુનરાવર્તન પામવું.

મેં ધાર્યું હતું કે નીલી પૂરતી ગંભીરતાથી મારી વાત સાંભળશે. પણ ક્યારે નહિ ને અત્યારે–કસમયે–એ અટ્ટહાસ્ય કરી ગઇ !

આ બીજી વાર પરિસ્થિતિનો ખોટો અંદાજ કાઢવા બદલ હું ભોંઠપ અનુભવી ગયો.

'જુઓ,' બાપ રે એણે મારી સાથળ પર હાથ મૂકયો અને કમબખ્ત ત્યાં જ રહેવા દીધો.

'આ પ્રશ્ન મોટે ભાગે દર રાતે મને પુછાતો રહે છે કે હું વેશ્યા કેમ બની અને હું મારા ગ્રાહકને મનગમતો ઉત્તર આપતી રહું છું. આવું રોજ બન્યા કરે છે અને રોજ જાતીય વૃત્તિને ઉશ્કેરે એવી એવી બનાવીને કહાણીઓ કહેતી રહું છું...શું કરું, ધંધો જ એવો છે ! પણ તમે ગ્રાહક નથી, અકસ્માતે ઘડીભરના મિત્ર છો અને જાણવા ઇચ્છો છો તો સાચું કહીશ.'

એ એની પ્રસ્તાવના.

'મારી પંદર વર્ષની વયે મારું વેચાણ થયું. બ્લાઇન્ડ ટ્રાફીક–સમજો છો ને ? એ અને આટલાં વર્ષો બાદ હવે એનું મહત્ત્વ નથી રહ્યું એટલે એ વિગતો બાદ કરીશ. શરૂમાં મને અલેકઝાંડ્રિયા મોકલવામાં આવી. પછી કેરો, એડન, કરાંચી અને હવે અહીં સ્થાયી થઇ છું. અમારે કોઇના રક્ષણ નીચે કોઇની માલિકીને વશવર્તી બનીને

ધંધો કરવો પડે છે એ વાતની તમને કલ્પના નહિ હોય. પણ હવે હું સ્વતંત્ર છું. હવે કોઇની પંપાળ કે દેખભાળની જરૂર નથી મને. અને હવે જોઇતું બધું મળી રહે છે.

'એટલે મને સુખ અને સંતોષ હોવો જોઇએ ખરું ને? પણ નથી. હું તમારા બધા જેવી એક શાપિત વ્યક્તિ છું. તમે પૂછો કે મારી ઉમ્મર કેટલી તો તે જ પળે ઉત્તર આપી શકું કે આટલાં વરસો, આટલા મહિના, આટલા દિવસ અને કલાકો પણ ધારું તો કહી શકું.

હું સમયની ગણતરી પર જીવું છું, મેં એક સપનું સેવ્યું છે.'

વેશ્યાના સપનાની વાત એક જબ્બર આઘાત પહોંચાડવા પૂરતી હતી. હું સંયમ ખોઇ સોફાની કિનાર પર નીલીના નજીક સર્યો.

એણે રકાબી પર આંગળી ટેકવી ચાહના કપને નજીક સેરવ્યો—ટીપાઇની ધાર પર રહેવા દીધો.

'મેં એક યોજના ઘડી છે' એણે ચાલુ રાખ્યું, 'હું વરસોથી મારા નાણાંની બચત વધારતી રહું છું. પાંચ—છ મહિના બાદ મેં ધારી છે એટલી રકમ એકઠી થતાં હું એક રેસ્ટોરાં ખોલીશ—નવી જ ઢબનું અદ્યતન! પાંચેક વર્ષમાં યોજના પ્રમાણેની રકમ એકઠી કરી જતી રહીશ. ખબર છે કયાં? પેરિસ! અને ત્યાં એક એવા પુરુષને પરણીશ કે જે કામને અંતે પીઠામાં ન જાય અને ઘેર પાછો ફરે એક સુંદર બાળકીને જન્મ આપીશ...અમે શનિવારે થિયેટરમાં—રવિવારે દેવળમાં નિયમિત જઇશું!

આ બાલ સફેદ થાય—મોઢે કરચલીઓ પડે તેની પરવાહ નહિ કરું. ઓહ મારો પતિ, મારી બાળકી, મારો સમાજ...ઓહ વોટ એ ડ્રીમ!'

નીલીએ ઊંડો શ્વાસ લઇ થોડી વાર ધરી રાખ્યો પછી ધીમેથી બહાર સરવા દીધો. એ એવી રીતે સોફાના ખૂણામાં સંકોચાઇને બેઠી કે...કે જાણે એ કદમાં નાની બની ગઇ હોય...થોડી યુવાન બની ગઇ હોય.

'મેડમ' મારા મનની પરિસ્થિતિ મારા અવાજમાં થોડો કંપ મૂકી ગઇ હશે. નીલીએ મારી તરફ જોયું.

'હું કસમ ખાઉં છું કે હું તમારા રેસ્ટોરાંમાં દરરોજ ચાહ પીવા આવીશ'

'ઓહ થેંક યુ...મેં રેસ્ટોરાનું નામ પણ વિચારી રાખ્યું છે...ડેડ એન્ડ ઇન.'

'ડેડ એન્ડ શું કામ?'

નીલીએ પોતાના ચહેરા પર એક અતિ જ સુંદર સ્મિત ટીંગાડયું...અને લટકાવી રાખ્યું.

'ડેડ એન્ડ સ્ત્રીના હૃદય જેવું છે. કાં તો ત્યાં વસવાટ કરવો પડે છે...અથવા નિરાશ થઇને પાછા ફરવું પડે છે.' એનું સ્મિતબુદબુદ હાસ્યમાં વિખરાઇ ગયું.

એણે ઊભા થઇ મારી તરફ હાથ લંબાવ્યો.

'મિત્ર અલવિદા.'

'અલવિદા નહિ—ફરી મળશું તમારા રેસ્ટોરામાં.'

મારો મિત્ર દરવાજો ખોલી બહાર નીકળી ગયો હતો અને છેલ્લી વાર નીલીના સ્મિતમંડિત ચહેરાને નજરમ સમાવી હું પણ એના ઘરનો ઉંબરો વટાવી ગયો.

અમારી પાછળ 'કટ' કરીને હળવેકથી દરવાજો બંધ થયો.

અહીં બહારના ટ્રાફિકનો જરા જેટલો અવાજ સંભળાતો નહોતો—એવી અભંગ શાન્તિ અહીં હતી. ઉપર જતાં અને નીચે ઊતરતાં દાદરા પર ઉત્સુક અંધારાં ઊભાં હતાં. અને સ્થગિત થયેલી હવા કહોવાતી હતી.

'કેવી બેહૂદગી!' ડેડ એન્ડ ઇન—વેશ્યાનું સપનું!

મારા મિત્રે મારા જીવનની એક ક્ષણ વેરવિખેર કરી નાંખી.

'પ્રાણી માત્રની ઉત્પત્તિ થઇ ત્યારથી મનુષ્યના વ્યવસ્થા લાવવાના પ્રયત્નોથી જ આ અવ્યવસ્થાભરી ભ્રષ્ટ રચના ઊભી થઇ છે...'

અને હવે આ મૂરખ સ્ત્રી એની પંચવર્ષીય યોજના પાર પાડશે એમ?

અમે પગથિયાં ઊતરવાનું શરૂ કર્યું ત્યારે મારાથી સહસા બોલાઇ જવાયું—

'સમવયસ્ક હોત તો હું એને પરણી જાત!'

'અહો—એક વેશ્યા સાથે આવી દિલ્લગી થઇ ગઇ —આટલી વારમાં!'

મેં ડોકું ધુણાવી હા કહી. પણ સારું થયું અંધારામાં એણે મારી હા જોઈ નહિ અને અમે બંને ચૂપ રહ્યા.

દરવાજા આગળની બત્તીનું ફિક્કું તેજ બહુ થાક વેઠીને અમારી આગળ આવી પહોંચ્યું.

રસ્તા પર ગીરદી હતી, ઘોંઘાટ હતો, બફારો હતો, ઝળાંહળાં થતી અસંખ્ય બત્તીઓનાં કિરણો એકબીજા પર ભેળવાતાં હતાં.

ટ્રામ, બસ, ટેક્ષી અને બળદવાળો ખટારો મોટા રસ્તા પર એકબીજાની છેક જ નજીક છતાં એકબીજાને અડયા વિના પસાર થઇ જતાં હતાં.

આ સંચાલનમાં પૂર્ણ સાવચેતીને જ અવકાશ હતો. એક ક્ષણની બેખબરી ખતરનાક હતી. ગતિ–ધ્વનિ પ્રકાશની રેખાઓ એકબીજામાં જાળાં ગૂંચવતી ત્યારે ધડિંગ... ધડિંગ .. એક અકસ્માત— એક ચીસ એક નિશ્વાસ–એક ખૂન એક આત્મહત્યા, એક ધરતીકંપ— એક યુધ્ધ.

મારા મિત્રની વાત ખરી હતી. સાવચેતીની અણી પર તોળાઇ રહેલી વ્યવસ્થાનાં પરિણામ ખતરનાક હતાં.

એને હજી ઑફિસનું કામ સમેટવાનું હતું, એવું જણાવી મારો મિત્ર રસ્તાની પેલી બાજુ ઊભેલી એક બસ તરફ દોડી ગયો.

મને ત્યારે યાદ આવ્યું કે મારી આજની ધંધાકીય પ્રવૃત્તિનો સમય પસાર થઇ ગયો હતો.

મેં એક રેસ્ટોરામાં ચાહ પીધી, એક પાન મોઢામાં મૂકયું. સિગારેટનું એક પાકીટ ખિસ્સામાં મૂકયું...બસ એમ થયું કે મારે કયાંય જવું નહોતું, છતાં પગ ગતિમાં હતા.

નીલી...

નીલી કદાચ હમણાં બાથ લેતી હશે. નગ્ન હશે. એના અવસ્થા પામતા અવયવોને સચિંત તપાસતી હશે; પછી ચહેરા પર મેકપ લપેડશે–હોઠો પર સ્મિત ગોઠવશે. આંખમાં બિભત્સતા આંજશે અને ડ્રોઇંગરૂમમાં ઇન્તેજારમાં બેસી રહેશે.

...અને છેવટ મોડી રાતે નાણાં ગણી, સમયની ગણતરીમાં એક દિવસનો ઉમેરો કરશે. અને કોઇ પાસે પોતાના સપનાની વાત કરી હોવાની ખુશીમાં વહેલી પરોઢે બિછાનામાં પડતાં જ ઊંઘી જશે–કદાચ !

બધુ કદાચ...કદાચ...જીવનમાં ખચિત કશું જ નહોતું.

એવા જ અનિશ્ચિત હવામાનમાં અકળાતી મુંબઇ પર ઓચિંતાનો વરસાદ તૂટી પડયો.

સાવચેત ન હોય તેને રક્ષણ શોધવાની તક ન આવે– મુંબઇનો વરસાદ એવો છે !

હું રસ્તો ઓળંગી રહ્યો હતો; મેં દોડીને સામેના મકાનના પ્રવેશદ્વારમાં રક્ષણ શોધી લીધું. રસ્તા પર નાસભાગ થઇ રહી.

લોકો ટ્રામ તરફ–બસ તરફ–ટેક્ષી તરફ–રેસ્ટોરામાં દુકાનોની છત નીચે દોડી જતાં હતાં.

હું ભીંતને અડેલી વાછંટથી બચીને ઊભો હતો. નીલીના મકાન જેવું જ મકાન હતું. કૉરીડોરમાં એવું જ વૃધ્ધાવસ્થા પામતું નગ્ન ઇલેકટ્રીક બલ્બનું અજવાળું ઓળંગાતુ હતું.

ચામડીને અડતા ભીના કપડાની ઠંડકથી શાના અનુભવાઇ રહી હતી અને વારે વારે ભૂખ લાગી હોવાનો ખ્યાલ આવતો હતો...

ભૂખ

ભૂખ કોઇપણ પ્રકારની સર્વવ્યાપી બને ત્યારે પરાક્રમોની પરંપરા સર્જી શકે, કયારેક પરાક્રમોની શકયતાને હણીએ નાખે...બેમાંની એક અતિશયતા જરૂર ઉપસ્થિત થાય...અને...

મારા વિચારોને આગળ વધતા મેં અનાયાસે રોકયા. મારે ક્રમેક્રમે સજાગ બની મારા મનની ગતિ પર વારે વારે બ્રેક લગાડવી પડે છે.

રસ્તા પર 'રફીડ' થતી કોઇ ગાડીના પૈડાં પર ઓચિંતાનો બ્રેક બિડાઇ ગયાનો અવાજ બીજા અવાજો વચ્ચે આક્રંદ કરી ગયો.

અને એક હકોટો સંભળાયો.

મેં ત્યાં ઊભા ઊભા વિચાર્યું, એક સેકન્ડ, એક તસુના કારણે કોઇ બચી ગયું હશે. કદાચ નહિ બચ્યું હોય. મોટી સંખ્યાના લોકો એ તરફ એક અમસ્તી જ નજર નાખી, પોતાની ગતિમાં કશો જ ફેરફાર સાધ્યા વિના ચાલતા રહ્યા હશે. આ માનવ સમુદાયને કયાંકને કયાંક ઉતાવળે પહોંચવું હોય છે.

એકમ તરીકે માનવીને જપ નથી કોઇ એક લાગણી એને અડીને દૂર જતી રહે છે ખેચીને તંગ કરેલા મનના દોર પર થોડી થોડી ક્ષણે એ એક મૂઢ ભાવમા સતત સરતો રહે છે

રસ્તા પરનો હોકારો શમી ગયો.

વરસાદ જામી પડ્યો

પૂરપાટ વહેતા પાણીના વાંકાચૂકા પ્રવાહમા અને મોટરે ઉડાડેલા અગણિત પાણીના બિન્દુઓમા કંઇ પ્રકાશના કિરણ પ્રતિબિંબ થતા જોઇ રહ્યો

સિગારેટ પર છેલ્લો કશ ખેચી મે એને આગળીથી ઉછાળી પ્રકાશનુ એક ટપકુ અર્ધ વર્તુળ દોરી ઓલવાઇ ગયુ.

એક નિ શ્વાસ બહાર પડ્યો.

પાટલુનમા રહેલા હાથની આગળીઓના ટેરવા સ્પર્શ નો અનુભવ ગુમાવી બેઠા હોય એવુ કેમ વરતાતુ હતુ ?

હુ જાણતો હતો કે ધોધમાર વર્ષા હવે અટકશે નહિ મારે જ્યા જવુ હોય ત્યા ભીજાતા અને ભીજાયેલા જવુ પડશે પરામા મારી પડખેનો પ્રવાસી મારી તરફ ધૃણાની નજર ફેકી મારાથી દૂર ખસશે એ પણ હુ જાણતો હતો

પગે કળતર થઇ હતી થાક જણાવો શરૂ થયા હતો, ભૂખ લાગી હતી તોય, પ્રકાશને જુદ જુદ બની વિખરાતા જોવાની એવી તો મજા આવતી હતી કે અહીથી ખસવાનુ મન થયુ નહિ

પણ ત્યા કોરીડોરમા કશુક બની ગયુ અને મારી નજર ત્યા દોડી ગઇ

નજીકના એક ફ્લેટનુ બારણુ ખૂલ્યુ અને પ્રકાશની એક ચીપાટ લાદીઓવાળી પરચાળ પર લબાઇ ગઇ અડધા ખૂલેલા બારણાના એક ઝૂલતા કમાડની ધાર પર સ્વચ્થ ઝૂલતી એક સ્ત્રી મારી સામે ગીકીને જોઇ રહી હતી એવા ધ્યાનથી મા ! આખા દેહ પર ઝણ-ઝણાટી ફરી વળી

ડ્રોઇંગ રૂમના મરક્યુરી લેમ્પનો પ્રકાશ એના ગોળ અવયવો પર રૂપેરી તેજ અને આસમાની છાયાની મોદિની પાથરી રહ્યો હતો.

સુનેરી વાળોનુ ગૂચ્છુ એની ડાબી આખને ઢાકી ગયુ હતુ એના બહાર ખૂલતા બન્ને હોઠ વચ્ચે પડુ પડુ થતી એક સિંગરેટ ટીંગાઇ રહી હતી

જાઘની ખાતી લબાઇ અને વક્ષ લગભગ ખુલ્લા દેખાય એવુ એણે સ્કર્ટ પહેર્યુ હતુ. અને હવે અંગો ડોલાવતી એ મારી તરફ આવવા લાગી મારાં અંગોને સહેજ અડતી પરચાળની કિનાર પર ઊભી રહી એણે એક વાર રસ્તા પર તાકીદે જોયુ. પછી માથુ ઊંચુ કરી બે આગળી વચ્ચે સિગારેટને પકડીને મોઢામાથી ઊચકી અને એક છાકટુ આલ્કોહોલની ગધવાળુ સ્મિત મારા તરફ મોકલ્યુ અને કહ્યુ

બહુ વરસાદ છે નહિ ?

'હ હ'

'જલદી રહે એમ લાગતુ નથી'

'એવુ જ જણાય છે'

'તમે વરસાદ રહે એની રાહ જોઇ ઊભા છો ?

મે ડોકુ ધુણાવી હા કહી

'તો આવો, વરસાદ રહી જાય ત્યા સુધી મારી સાથે બેઠકરૂમમા થોભજો'

હુ કશુ બોલ્યો નહિ ચૂપચાપ એની સામે જોઇ રહ્યો

'નહિ ?

'નહિ'

એણે ખભા ઊંચા કર્યા અને બને હાથ થોડા ઊંચા કરી ઢીલા મૂકી દીધા એ ક્રિયા સાથે એના બને સ્તન થોડા છૂટા થઇ ફરી એકમેક પર બિડાઇ જતા મે જોયા અને મે જોયુ એ એણે જોઇ લીધુ હતુ એટલે એ ન દેખાય એટલુ જ માત્ર હોઠને ખૂણે હસી ગઇ

'ખરેખર નહિ ? ચાનો કનમેશન આપીશ તમને અડધો ચાર્જ ત્રીસ રૂપિયા. ડ્રિંકનો ચાર્જ અલગ અને ચાહ જોઇતી હશે તો મફત'

અને હુ પણ એના જેવુ જ અમસ્તુ જ થેડુ એની સામે હસી ગયો

મે એની સામે સિગારેટ ધરી એણે લાઇટરથી મારી સિગારેટ પેટવી ત્યારે મે કહ્યુ

હુ પીતો નથી'

'તો દુર્ભાગ્ય તમારાં '

એ સામેની ભીંતને અઢેલીને ઊભી અને રસ્તા પર ધોધમાર વહેતા પાણીના તેજોમય પ્રવાહને નીરખી રહેતાં બોલી :

'આ વરસાદમાં કોઇ આવી ચડે એવું લાગતું નથી. રાત એકાર જશે ઊંઘની ગોળીઓ ખાઇ સૂઇ રહુ, શું કહો છો તમે.'

હું ફિક્કું અમસ્તુ હસવાને ખાતર હસ્યો.

થોડી ક્ષણો ચુપકીની વીતી. એ દરમ્યાન કેટલું પાણી ક્યાં વહી ગયું હશે...એણે ડાબી આંખ પર ઝૂકી આવેલી લટ સમારી અને સિગારેટ પર માત્ર બે કસ ખેંચ્યા અને એક નિઃશ્વાસને બહાર વહેવા દીધો. દરમ્યાન દુનિયામાં કેટલા મહત્ત્વના કેટલાક ભોફનાક બનાવો બની ગયા હશે !

હું ભીંતનો આશરો છોડી ટટ્ટાર થયો.

'તમારી ડ્રિંકનો ચાર્જ શો છે ?'

'પંદર રૂપિયા એક પેગના.'

'બહુ કહેવાય.'

'આ પીઠું નથી.. આ અમારો સ્ટેન્ડર્ડ ચાર્જ છે.'

'એમ કરો–હું પંદર રૂપિયા આપીશ. પણ ડ્રિંક નહિ લઉં, ચાહ પીશ. વરસાદ રહી જાય એની રાહ જોતો થોભીશ, પોણા કલાકથી વધારે નહિ થોભું... અથવા તમારો ગરાક કોઇ આવી ચડશે તો જતો રહીશ.'

એણે મારો હાથ પકડ્યો, દાબ્યો અને મને ફ્લેટ તરફ ખેંચ્યો 'ચાલો.'

ડ્રોઇંગરૂમનું ફરનિચર કિંમતી–છેલ્લી ઢબનું પણ કઢંગી રીતે ગોઠવાઇને મૂકેલું હતું. ટીપાઇ પર એક મેલો નેપકીન, ઊંધો વાળેલો એક ગ્લાસ, પ્રવાહીનો રેલો અને કારપેટ પર એક મોટું ભીનું ધાબું હતું. એણે હજી મારો હાથ છોડ્યો નહોતો. એ મને બેડરૂમમાં દોરવી ગઇ બેડરૂમ પ્રમાણમાં સુઘડ સ્વચ્છ હતો 'બેસો નિરાંતે.'

મેં 'રેક' પરથી એક ટોવેલ ઉપાડી ખુરસી પર મૂક્યો અને તેના પર બેઠો.

'બહુ દરકાર સેવો છો ?'

એણે કાચ પર ચાંલ્લા પડતાં કહ્યું.

'આવી બાબતો વિશે હું બિલકુલ બેદરકાર છું. તમે ભીને કપડે ખુરસી પર બેઠા હોત તો એ વાત મારા ધ્યાનમાંયે ન આવત, ધ્યાન ગયું હોત તોય હું ઠપકો તો ન જ દેત–એ મારો સ્વભાવ નથી.'

મેં ખીસામાંથી દસ અને પાંચની નોટ કાઢી એની સામે ધરી.

'આપજો પછી. શી ઉતાવળ છે ?'

'લઇ લો હવે–ખીસામાંથી કાઢ્યા છે ત્યારે' અને ડ્રેસિંગ ટેબલ પર નોટો મૂકતાં પૂછ્યું 'શું નામ છે તમારું ?'

'ફીફી' અને એ મારી સામે એકધ્યાન જોઇ રહી. પછી હસી, શરૂમાં હળવું પછી મુક્ત અને બેફામ, એ હાસ્યમાં કશી કૃત્રિમતા ન હતી, મોહક હતું એ હાસ્ય.

હું ખુરસી પર અઢેલીને બેઠો અને પગ લાંબા કર્યા.

'તમને વિચિત્ર લાગતું હશે આ નામ ખરું ? પણ કેટલાય મૂરખાઓને આ નામ જ પાડી દે છે.'

એણે પડખું ફેરવી કાચ પાછળની રસ્તા પર પડતી બારી સાધારણ ખોલી. વાછંટ લઇ આવતો પવનનો એક જોરદાર ઝપાટો હુંકાર કરતો અંદર ધસી આવ્યો.

એણે ઉતાવળે બારી બંધ કરી અને સ્ફૂર્તિથી ફૂદકો મારી કાચ પરથી હેઠી ઊતરી.

'હજી એવું જ વરસે છે, મને લાગે છે તમે આજની રાત ઘેર નહિ જઇ શકો.'

'ઘેર જવું જ પડશે '

'સારું સારું, હું પરાણે નહિ રોકું. તમે...અને અહીં રોકાવાના દામ ચૂકવવા પડે છે. આ ધર્મશાળા નથી. એટલું જ તમે સમજતા હશો...વારુ. હું ચાહ બનાવું ત્યાં સુધી' એણે ટીપાઇ તરફ આંગળી ચીંધી, 'આ મેગેઝીનનાં પાનાં ઉથલાવજો.'

એ ગઇ. એની પાછળ સ્પ્રિંગવાળો બેડરૂમનો દરવાજો આપ મેળે કશા જ અવાજ વિના બંધ થયો.

એક કપ ચાહની કિંમત રૂપિયા પંદર. જિંદ-

ગીમાં યાદ રહી જશે આ પ્રસંગ. કેટલાક પ્રસંગો આમ તો અર્થહીન, એમના નાણાકીય મૂલ્યોને કારણે જ માત્ર સ્મૃતિ પર બોજો બનીને પડી રહેતા હોય છે.

ખૂન, બળાત્કાર, બ્લેકમેનની સત્ય ડીટેકટિવ કથા, ફેશન, સુખ્યતે અર્ધ નગ્ન સ્ત્રીઓના ફોટોગ્રાફવાળાં મેગેઝીન ટીપાઇ પર પડયાં હતાં...મેં એમને રહેવા દીધાં.

ભીંત પર ઇલેકટ્રિક ઘડિયાળનો સેકન્ડ કાંટો ગણી શકાય એવી રીતે સમય કપાતો હતો ..એ ઝટકો ખાઇને આગળ વધતો હતો. જાણે કોઇ એને ચાલતો રહેવા મજબૂર કરી રહ્યું હોય.

ફીફી ચાહની ટ્રે, કેક, સેન્ડવીચીસ લઇ બેડરૂમમા પ્રવેશી અને કશા જ ઔપચારિક શિષ્ટાચાર વિના એણે ટ્રે મારી તરફ હડસેલી.

'બનાવી લો તમારી ચાહ, હું મારું ડ્રિંક લઇશ.'

હજી તો હું ટ્રે મારી સામે ગોઠવું અને કીટલી ઉપાડું તે પહેલા એ ગ્લાસમાની વિસ્કીનો અડધો પ્રવાહી ગટગટાવી ગઇ.

એની એક આખ પર હજીયે બાલોનું એક ઝૂમખું ઝૂલી રહ્યું હતું અને બીજી આંખમા તે જ ક્ષણે રંગત ચડી હતી. એ મારી કલ્પના હતી–કદાચ.

હું ચાહના કપમાં ચમચી હલાવી રહ્યો હતો એ દરમ્યાન એણે નીચા નમી મારા કોટના ગજવામાંથી સિગારેટનું પાકીટ ખેંચી કાઢયું. એણે ન મારી સામે જોયું, ન હસી, ન એણે ક્ષમા માગી. એક સાહજિક વર્તન તરીકે આ બની ગયું–જાણે અમારી વચ્ચે કોઇ વરસો જૂની મૈત્રી હોય!

ઉપરાંત એણે મારા માટે એક સિગારેટ પાકીટ બહાર ખેંચીને રહેવા દીધી, પડખે પોતાનું લાઇટર મૂકયું. અને પછી કોચ પર બે ત્રણ તકિયા એકઠા કરી એના પર આડી થઇને પડી. સિગારેટ પર લાંબો કસ ખેંચતાં જાણી જોઇને છાતી ફુલાવી એને એમ કરતાં બન્ને સ્તનને સ્કર્ટની કિનાર પર ઉપર ધકેલ્યા પછી માથું થોડું મારી તરફ કર્યું, નજર તીરછી થઇ અને હોઠને ખૂણેથી એક અદનું સ્મિત વહી ગયું.

ભિખારી! મને એની દયા આવી એ આદતથી મજબૂર હતી. એ ઓચિંતાની તકિયા પર સહેજ ચઇને બેઠી.

'મેં તમને જે જાતનું આમંત્રણ આપ્યું એવું આમંત્રણ હું કોઇ પુરુષને આપતી નથી. હું એવી સસ્તી નથી. મારે ધંધા માટે ભટકવાની જરૂર પડતી નથી. ધંધો મારી પાસે આવે છે.'

સિગારેટને હોઠ નજીક ધરી રાખી હું ઉત્સુક નજરે એની સામે જોઇ રહ્યો એણે પગ લાંબા કર્યા અને બે આંગળી વચ્ચે તોળાઇ રહેલી એની સિગારેટની ધૂમ્રસેર પર એક ક્ષણ માટે એની નજર ખોવાઇ ગઇ.

'તમે ભીંતને અઢેલીને ઊભા હતા–એવી જ મારા ભાઇની અઢેલીને ઊભા રહેવાની અદા હતી. એ અલ્જિરિયામાં ટ્રક એકસીડન્ટમાં માર્યો ગયો.'

મારી આંગળીઓ વચ્ચે ડોલ ડોલ થતી સિગારેટને મેં હોઠ વચ્ચે પકડી સ્થિર કરી.

'એ કયારે બન્યું?'

'આઠ વર્ષ પર મારો ભાઇ, મોટો ભાઇ ટ્રક ડ્રાઇવર હતો. છ સાત દિવસ સતત ટ્રક ચલાવે રાખતો–ધંધો કરતો અને વીક એન્ડ પર ઘેર આરામ કરતો, ત્યારે દર રાતે ખૂબ દારૂ કોઇ લેમ્પપોસ્ટને અઢેલી સિગારેટને ફૂંકે રાખતો. એકાદ કલાકમાં વીસ–પચીસ સિગારેટ પી–સ્વસ્થ થઇ ઘેર પાછો ફરતો.'

ફીફીએ એશટ્રેમાં ઘસીને સિગારેટ હોલવી.

'એક દહાડો એક ટ્રક સ્કીડ થઇ લેમ્પ પોસ્ટ પર ધસી આવી અને એ બની ગયું...ન બનવું જોઇતું હતું' એનો અવાજ થોડો ખરડાયો 'તે બની ગયું પછી તરતના દિવસોમાં હું સ્ત્રતે ચાલતી થઇ–સ્ટ્રીટ વોકર.'

'ફીફી, ત્યારે તારી ઉંમર?'

'ઓહ, જવા દો' મને સંખ્યા તરફ નફરત છે. એ વખતે હું આ ધંધા માટે નાની હતી તોય...અણગમતી કડવી દવાનો એક ડોઝ શ્વાસમાં ગેડી બાકીની બાટલીમાની દવા પર ભૂચ દેતી હોય એમ ફીફીએ આ વાત અચાનક બંધ કરી. કોચ પરથી ઉતરી એ મારી સામે ખુરસી પર બેઠી.

'તમારી ચા ઠંડી થાય છે.'

મેં ચાહનો ઘૂંટ ભર્યો એ મને જોઇ રહેતી હતી

એણે કેક ને સેન્ડવીચ ખાવાનો આગ્રહ ન કર્યો. એણે માત્ર કેકવાળી પ્લેટને ધક્કો મારી ચાહના કપ નજીક લાવી અને એક પગ પર બીજો પગ ટીંચકાવતી આંખને ખૂણેથી એકધારું મારી સામે જોઇ રહી.

આ મૂક આગ્રહને વશ થયા વિના ચાલે તેમ નહોતું. મેં કેક ઉપાડી કે તરત જ એની નજર આંખનો ખૂણો ત્યજી કારપેટ પર મંડાઇ ગઇ.

'ફીફી. એક બેહૂદો પ્રશ્ન પૂછું ?'

એણે માથું ઊંચું કરી મારી સામે જોઇ રહેતાં આંખથી સંમતિ આપી.

'તેં જીવનમાં કોઇ પ્લાનિંગ કર્યું છે–તેં કોઇ સપનું સેવ્યું છે ?'

'શાનું પ્લાનિંગ ?'

'કે આ ધંધો કરતાં અમુક રકમ એકઠી થાય ત્યારે ક્યાંક જતા રહેવું. આ ધંધો છોડી કોઇને પરણી જવું...બાળકોને જન્મ આપવો...'

'લગ્ન એક ઠગાઇ છે. અને હું પુરુષ જાતને ધિક્કારું છું. તમે પુરુષ છો એટલા પૂરતા તમને પણ !'

'તેં કેટલી બધી કડવાશ ભરી રાખી છે, ફીફી, તારા જીવનમાં ?'

'મારા જીવનમાં આળસ અને કંટાળા સિવાય કશું જ નથી. એ પોકળ છે. તમારું જીવન પણ એવું જ પોકળ હશે. જરા ઊંડી તપાસ કરી જોજો.'

'પણ ફીફી તું મોટી થઇશ–આ વાળ સફેદ થશે–ગાલ પર કરચલીઓ મઢાશે, અને તારી આ મોહિની.'

'બસ, બસ કરો. આ ચિત્ર કસમયે રજૂ કરવાની નિર્દયતા ન કરી હોત તો ન ચાલત ?'

'કસમયે એટલે ?'

'એટલે કશું જ નહિ, હું કોઇ સાથે ચર્ચામાં ઊતરતી નથી. બાકી...બાકી...એમ કે મેં તમને આશરો આપવા આમંત્રણ આપ્યું...'

એ આગળ બોલતી અટકી અને ઉતાવળે નીચું જોઇ ગઇ.

'કારણ મેં તારા ભાઇની યાદ તાજી કરી.'

'એ ન ભૂલતા કે એ પણ પુરુષ હતો.'

'ખરું, પણ ફીફી મેં પ્લાનિંગની બાબતમાં ખોટું શું કહ્યું કે તું...'

'શટ, અપ, હું મારી રીતે જીવ્યે જાઉં છું. એ

## છેક છેલ્લો ...

**ચિનુ મોદી**

ઊતરતા અંધકારને
મારા ઘરની દીવાલો
ગળી જાય છે.
ઉદાસ સ્હેરાના શ્વાસના
    વર્તુળમાંથી
ફિક્કાશ આવે છે
રાતના દરમાંથી નીકળતા
સાપોલિયાં પેઠે
ડહોળાયેલાં જળ સળવળે છે
અશ્વત્થની આસપાસનાં
પાંદડાએ પાંદડાએ
    હું
ઘૂવડની આંખો જોઉં છું
ભૂખરા પરોઢના રહેરા કિરણની પેઠે
ઋજુ ઝાકળનાં કારાગારમાં
મારી શૂન્યતા અકળાય છે.
અવાજનો છેક છેલ્લો તારો તૂટી પડયો છે.

★

ગીમાં યાદ રહી જશે આ પ્રસંગ. કેટલાક પ્રસંગો આમ તો અર્થહીન, એમના નાણાકીય મૂલ્યોને કારણે જ માત્ર સ્મૃતિ પર બોજો બનીને પડી રહેતા હોય છે.

ખૂન, બળાત્કાર, બ્લેકમેનની સત્ય ડીટેકટિવ કથા, ફેશન, મુખ્યત્વે અર્ધ નગ્ન સ્ત્રીઓના ફોટોગ્રાફવાળાં મેગેઝીન ટીપાઇ પર પડ્યાં હતાં...મેં એમને રહેવા દીધાં.

ભીંત પર ઇલેકટ્રિક ઘડિયાળનો સેકન્ડ કાંટો ગણી શકાય એવી રીતે સમય કપાતો હતો...એ ઝટકો ખાઇને આગળ વધતો હતો. જાણે કોઇ એને ચાલતો રહેવા મજબૂર કરી રહ્યું હોય.

ફીફી ચાહની ટ્રે, કેક, સેન્ડવીચીસ લઇ બેડરૂમમાં પ્રવેશી અને કશા જ ઔપચારિક શિષ્ટાચાર વિના એણે ટ્રે મારી તરફ હડસેલી.

'બનાવી લો તમારી ચાહ, હું મારું ડ્રિંક લઇશ.'

હજી તો હું ટ્રે મારી સામે ગોઠવું અને કીટલી ઉપાડું તે પહેલા એ ગ્લાસમાની વ્હિસ્કીનો અડધો પ્રવાહી ગટગટાવી ગઇ.

એની એક આંખ પર હજીયે વાળોનું એક ઝૂમખું ઝૂલી રહ્યું હતું. અને ખાલી આંખમા તે જ ક્ષણે રંગત ચડી હતી. એ મારી કલ્પના હતી–કદાચ.

હું ચાહના કપમાં ચમચી હલાવી રહ્યો હતો એ દરમ્યાન એણે નીચા નમી મારા કોટના ગજવામાંથી સિગારેટનું પાકીટ ખેંચી કાઢ્યું. એણે ન મારી સામે જોયું, ન હસી, ન એણે ક્ષમા માગી. એક સાહજિક વર્તન તરીકે આ બની ગયું–જાણે અમારી વચ્ચે કોઇ વરસો જૂની મૈત્રી હોય!

ઉપરાંત એણે મારા માટે એક સિગરેટ પાકીટ બહાર ખેંચીને રહેવા દીધી, પડખે પોતાનું લાઇટર મૂક્યું. અને પછી કોચ પર બે ત્રણ તકિયા એકઠા કરી એના પર આડી થઇને પડી. સિગારેટ પર લાંબો કસ ખેંચતાં જાણી જોઇને છાતી ફુલાવી એને એમ કરતાં બન્ને સ્તનને સ્કર્ટની કિનાર પર ઉપર ધકેલ્યા પછી માથું થોડું મારી તરફ કર્યું, નજર તીરછી થઇ અને હોઠને ખૂણેથી એક અદનું સ્મિત વહી ગયું.

બિચારી! મને એની દયા આવી એ આદતથી મજબૂર હતી. એ ઓચિંતાની તકિયા પર સહેજ ચઇને બેઠી.

'મેં તમને જે જાતનું આમંત્રણ આપ્યું એવું આમંત્રણ હું કોઇ પુરુષને આપતી નથી. હું એવી સસ્તી નથી. મારે ધંધા માટે ભટકવાની જરુર પડતી નથી. ધંધો મારી પાસે આવે છે.'

સિગારેટને હોઠ નજીક ધરી રાખી હું ઉત્સુક નજરે એની સામે જોઇ રહ્યો એણે પગ લાંબા કર્યા અને બે આંગળી વચ્ચે તોળાઇ રહેલી એની સિગારેટની ધૂમ્રસેર પર એક ક્ષણ માટે એની નજર ખોવાઇ ગઇ.

'તમે ભીંતને અઢેલીને ઊભા હતા–એવી જ મારા ભાઇની અઢેલીને ઊભા રહેવાની અદા હતી. એ અલ-જિરિયામાં ટ્રક એકસીડન્ટમાં માર્યો ગયો.'

મારી આંગળીઓ વચ્ચે ડોલ ડોલ થતી સિગારેટને મેં હોઠ વચ્ચે પકડી સ્થિર કરી.

'એ કયારે બન્યું?'

'આઠ વર્ષ પર મારો ભાઇ, મોટો ભાઇ ટ્રક ડ્રાઇવર હતો. છ સાત દિવસ સતત ટ્રક ચલાવ્યે રાખતો–ધંધો કરતો અને વીક એન્ડ પર ઘેર આરામ કરતો, ત્યારે દર રાતે ખૂબ દારૂ કોઇ લેમ્પપોસ્ટને અઢેલી સિગારેટને ફૂંકે રાખતો. એકાદ કલાકમાં વીસ–પચીસ સિગારેટ પી–સ્વસ્થ થઇ ઘેર પાછો ફરતો.'

ફીફીએ એશટ્રેમાં ઘસીને સિગારેટ હોલવી.

'એક દહાડો એક ટ્રક સ્કીડ થઇ લેમ્પ પોસ્ટ પર ધસી આવી અને એ બની ગયું...ન બનવું જોઇતું હતું' એનો અવાજ થોડો હરડાયો 'તે બની ગયું પછી તરતના દિવસોમાં હું સ્ટ્રીટ ચાલતી થઇ–સ્ટ્રીટ વોકર.'

'ફીફી, ત્યારે તારી ઉંમર?'

'ઓહ, જવા દો' મને સખ્યા તરફ નફરત છે. એ વખતે હું આ ધંધા માટે નાની હતી તોય...અણ-ગમતી કડવી દવાનો એક ડોઝ ગ્લાસમાં રેડી બાકીની બાટલીમાંની દવા પર ધૂળ દેતી હોય એમ ફીફીએ આ વાત અચાનક બંધ કરી. કોચ પરથી ઉતરી એ મારી સામે ખુરસી પર બેઠી.

'તમારી ચા ઠંડી થાય છે.'

મેં ચાહનો ઘૂંટ ભર્યો એ મને જોઇ રહેતી હતી.

એણે કેક ને સેન્ડવીચ ખાવાનો આગ્રહ ન કર્યો. એણે માત્ર કેકવાળી પ્લેટને ધક્કો મારી ચાહના કપ નજીક લાવી અને એક પગ પર બીજો પગ ટીંચકાવતી આંખને ખૂણેથી એકધારું મારી સામે જોઇ રહી.

આ મૂક આગ્રહને વશ થયા વિના ચાલે તેમ નહોતું. મેં કેક ઉપાડી કે તરત જ એની નજર આંખનો ખૂણો ત્યજી કારપેટ પર મંડાઇ ગઇ.

'ફીફી એક બેહૂદો પ્રશ્ન પૂછું ?'

એણે માથું ઊંચું કરી મારી સામે જોઇ રહેતાં આંખથી સંમતિ આપી.

'તેં જીવનમાં કોઇ પ્લાનિંગ કર્યું છે—તેં કોઇ સપનું સેવ્યું છે ?'

'શાનું પ્લાનિંગ ?'

'કે આ ધંધો કરતાં અમુક રકમ એકઠી થાય ત્યારે ક્યાંક જતા રહેવું. આ ધંધો છોડી કોઇને પરણી જવું...બાળકોને જન્મ આપવો...'

'લગ્ન એક ઠગાઇ છે. અને હું પુરુષ જાતને ધિક્કારું છું. તમે પુરુષ છો એટલા પૂરતા તમને પણ !'

'તેં કેટલી બધી કડવાશ ભરી રાખી છે, ફીફી, તારા જીવનમાં ?'

'મારા જીવનમાં આળસ અને કંટાળા સિવાય કશું જ નથી. એ પોકળ છે. તમારું જીવન પણ એવું જ પોકળ હશે. જરા ઊંડી તપાસ કરી જોજો.'

'પણ ફીફી તું મોટી થઇશ—આ વાળ સફેદ થશે—ગાલ પર કરચલીઓ મઢાશે, અને તારી આ મોહિની.'

'બસ, બસ કરો. આ ચિત્ર કસમયે રજૂ કરવાની નિર્દયતા ન કરી હોત તો ન ચાલત ?'

'કસમયે એટલે ?'

'એટલે કશું જ નહિ, હું કોઇ સાથે ચર્ચામાં ઊતરતી નથી. બાકી...બાકી...એમ કે મેં તમને આશરો આપવા આમંત્રણ આપ્યું...'

એ આગળ બોલતી અટકી અને ઉતાવળે નીચું જોઇ ગઇ.

'કારણ મેં તારા ભાઇની યાદ તાજી કરી.'

'એ ન ભૂલતા કે એ પણ પુરુષ હતો.'

'ખરું, પણ ફીફી મેં પ્લાનિંગની બાબતમાં ખોટું ું કહ્યું કે તું...'

'શટ, અપ, હું મારી રીતે જીવ્યે જાઉં છું. એ

## છેક છેલ્લો ...

ચિનુ મોદી

ઊતરતા અંધકારને
મારા ઘરની દીવાલો
ગળી જાય છે.
ઉદાસ ચ્હેરાના શ્વાસના
    વર્તુળમાંથી
ફિક્કાશ ઊગે છે
રાતના દરમાંથી નીકળતા
સાપોલિયાં પેઠે
ડહોળાયેલાં જળ સળવળે છે
અશ્વત્થની આસપાસનાં
પાંદડાએ પાંદડાએ
    હું
ઘૂવડની આંખો જોઉં છું
ભૂખરા પરોઢના ચ્હેરા કિરણની પેઠે
ઋજુ ઝાકળનાં કારાગારમાં
મારી શૂન્યતા અકળાય છે.
અવાજનો છેક છેલ્લો તારો તૂટી પડ્યો છે.

★

સંબંધે વાધો હોય તમને તો હું તમારી પત્ની, પ્રેયસી કે બહેન નથી કે તમે મારા પર બળજબરી કરી જાઓ. સમજ્યા ! નાઉ, ગેટ આઉટ ! નીકળો બહાર–તરતજ બહાર પડો !

હું ચાહનો અડધો પીધેલો કપ ટ્રે પર મૂકી ઊભો થયો. ટૉવેલ ખુરશી પરથી ઉપાડી રેક પર ફેંક્યું. અને મારાં ભીનાં કપડાં સહિત હું બેડરૂમના દરવાજા તરફ ફર્યો.

'બેસો, દામ ચૂકવ્યા છે તો ચાહ પીને જજો.' એ ફરી કોચ પર આડી થઈને પડી હતી ઝૂલતી લટને એણે કાન પર લઇ લીધી હતી. અને એકીટસે વિસ્ફારિત નયને મારી તરફ જોઇ રહી હતી.

ચાહનો કપ ઉપાડવાને બહાને હું નીચે નમ્યો... છેક જ નીચા નમી ટીપાઇ પર હાથ લંબાવી હાથ પર માથું ટેકવી બેઢંગીથી હુ એની આંખોમાં જોઇ રહેવા એની આખોમા સમાવા સ્મિત કરી ગયો.

'ફીફી, હું ખરેખર દિલગીર છું.'

એ હસી. મુકત અને મોહક.

'તને અણગમતી વાત સાભળવી ગમતી નથી ખરું ?'

'ન જેવી વાતમા ઉશ્કેરાઇ જાઉં એવી છું હુ, અનઘડ.'

'ફીફી, તું ખરેખર મોહક છે !'

'આવું તો રોજ સાભળવા મળે છે અમને.'

'તોય, હુ ઘરાક નથી તારો.'

'કદાચ ઘરાક બનવાના બી પાંગરતાં હશે તમા. રામા...આખર પુરુષ એ પુરુષ...પશુ જ.

હું ચા પી ઊભો થયો.

એણે બેડરૂમનો દરવાજો ખોલીને પકડી રાખ્યો. એવી જ રીતે ડ્રોઇંગ રૂમનો દરવાજો ખોલી એણે મારા માટે પકડી રાખ્યો–હું બહાર આવ્યો, એ મારી પાછળ આવી.

આ વખતે કૉરીડૉરમાં બિલકુલ અંધારુ હતું. ફીફીએ મારો હાથ પકડી મને ઊભો રાખ્યો અને મારી અડોઅડ આવી ઊભી.

'જુઓ' એ દેખાતી નહોતી. એનો ધ્રૂજતો અવાજ હું સાભળી રહયો 'એક વાત મનમાં આવી તે મનમાં જ રહી ન જાય માટે કહું છું કે અગણિત વેશ્યાઓ વૃદ્ધાવસ્થા પામતી હોય છે, અને જીવતી પણ હોય છે, એ વાતની ખબર નહિ હોય તમને–કે છે ?'

'હું હવે ચર્ચામાં નહિ ઊતરું, ફીફી '

'એટલું એ સારું...મારે આ કહેવું હતું તે કહી નાખ્યું–બસ.' એ મારો હાથ પકડી દરવાજા તરફ દોરી ગઇ.

મેં કહયું હતું ને તમને કે વરસાદ નહિ અટકે !'

'હું જાણું છું, ફીફી, ઘણા ઘણા બનાવો અટકવાના સમયે નથી અટકતા–કસમયે ચાલુ રહે છે–કસમયે અટકે છે...ખેર, તું આવી વાતો નહિ સમજે.'

રસ્તા પર લોકોની અવરજવર ઘટી હતી–ટ્રાફિકનો શોર શમ્યો હતો. રસ્તો નિર્જન નહોતો તોય સમસામ જણાતો હતો.

એકધારી વરસાદની કંટાળાભરેલી હેલી–અનેક સ્મૃતિઓથી ભરેલા મનના વિસ્તાર પર બેકાબૂ વિચારોના જેવુ તેજકણોનું અશિસ્ત નૃત્ય...બધું એનું એ જ, પુનરાવર્તનું પુનરાવર્તન !

બે પગથિયા ઊતરી વરસાદથી ભીંજાતાં મેં ફીફી તરફ હાથ લબાવ્યો.

'ફીફી–ગુડનાઇટ–ગુડ બાય.'

એ પણ એક પગથિયું ઊતરી મારી નજીક થઇ બહારના પ્રતિબિંબિત પ્રકાશમાં મેં એને નીરખીને જોઇ. એના ચહેરા પર સ્મિત નહોતું તોય હોય એવો આભાસ થતો હતો–એવી આ મોનાલીસાએ મારો લંબાયેલો હાથ પકડી, દબાવતાં કહ્યું—

'એક વાર વિચાર આવ્યો કે તમારા પંદર રૂપિયા તમને પરત કરું.'

'પછી ' ?

'પરત નહિ કરું. કરીશ તો તમને ગમશે નહિ'

એણે મારા હાથને હૂંફાળી ભીંસ દીધી. પછી એ ધ્રૂજતી સુંવાળી મુલાયમ આંગળીઓ મારી હથેલી પરથી સરી ગઇ.

'ગુડનાઇટ એન્ડ ગુડ બાય'

ફરી એક સ્રી હવાનું બાચકું બની ગઇ–એક વધારાની યાદ–એક વધારાનો બોજ ! હું ફરી એક ડેડ એન્ડમાંથી પાછો ફર્યો.

●●●

# વ્યવહાર અને પરમાર્થ

આપણી ગઇ પેઢીના આ સાક્ષર 'આપણો ધર્મ'ના ઉપોદ્ઘાતમા કહે છે તેમ જે પ્રાચીન ધર્મમાં તેઓ ઊછર્યાં, જે કેળવણી—સંસ્કૃત અને અંગ્રેજી—તેઓ પામ્યા તેમાંથી વિચાર ત્રિવેણી—પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમ—ઉદ્ભવી. ધર્મ ઉપર વિચાર ચિન્તન કરતાં ગૂંચવણો પડી, સમાધાન થયું, અને મૂંઝવણો રહી. આવી જ પરિસ્થિતિ 'સમાનધર્મા' વાચકોની હશે એમ ધારી એમણે એમના ચિન્તનના નિષ્કર્ષ રૂપે આ લેખો લખ્યા.

આનન્દશંકર બા. ધ્રુવ

**સર** નારાયણ ચંદાવરકરે એક ભાષણમા ટાંકેલો પોતાનો અનુભવ યાદ આવે છે. સર નારાયણ કહે છે કે 'એક દિવસ રજાના દહાડામાં હું પૂના પાસેના એક ગામ બહાર ફરવા નીકળ્યો હતો. સૂર્યનો લાલ પ્રકાશ ખેતરો ઉપર પથરાએલો હતો. અને સઘળું શાંત હતું. મારી આગળ એક બાઇ આસપાસ ખેતરોમાંથી છાણ લઇ પાસે મૂકેલી ટોપલીમાં ભરતી જતી હતી. એટલામાં મારી પાસે થઇને એક માણસ તથા બે જુવાન છોકરા નીકળ્યા. પેલા માણસે છોકરાઓને કહ્યુંઃ 'આપણે દુનિયામાં શું કરવું છે? મહેનત કરવી, પેટ ભરવું અને ગુપચુપ બેસી રહેવું.' આ શબ્દો સાંભળીને હું બોલ્યોઃ 'ભાઇ! આ છોકરાઓને દુનિયાનો આવો હલકો ખ્યાલ કેમ આપો છો? મહેનત કરવી અને પેટ ભરવું તે સિવાય શું બીજું કાંઇ જ કરવાનું નથી?' એણે ઉત્તર દીધોઃ 'ભગવાનનું સ્મરણ કરવું એ તો ખરું જ તો.' પછી પેલી બાઇ મારી સાથે વાતમાં ભળી અને કહ્યુંઃ 'ભાઇ, ઠીક કહો છોઃ નહિ તો પરમેશ્વર આપણને અન્ન કેમ આપે?' મેં કહ્યુંઃ 'પણ ભગવાનનું ફક્ત સ્મરણ કરીશું તેથી એ અન્ન કેમ આપશે?' પેલી બાઇએ તુરત જવાબ વાળ્યોઃ 'ભગવાનનું સ્મરણ કરશો તો તમે ચોરી નહિ કરો, જૂઠું નહિ બોલો અને આળસુ પડી નહિ રહો.'

ઉપરનો ઉત્તર સાંભળી સર નારાયણનું હૃદય સ્વદેશાભિમાનથી હરખાયું. કોનું ન હરખાય? છેલ્લા સેન્સસમાં કદાચ આ સઘળા સાદાં ખેડૂત જનો 'અભણ' વર્ગમાં નોંધાયા હશે! પણ ભણેલાઓને પૂછો કે વ્યવહારે અને પરમાર્થનો સંબંધ આ કરતાં વધારે યથાર્થ અને સચોટ રીતે તમે દર્શાવી શકશો? કહે છે કે પ્રભુના દફતરમાં તો 'આપણા આગળના તે પાછળ, અને પાછળના તે આગળ' એમ હોય છે. તે બરાબર છેઃ अविज्ञात विजानतां विज्ञातमविजानता (ઉપનિષદ્) શબરી ક્યાં નૈવેદ્યનો વિધિ ભણવા ગઇ હતી? એ બિચારીએ પ્રભુને બોર ધરાવ્યાં ત્યારે પાસે બેઠેલા કોઇકે પૂછ્યું કે ખાટાં તો નથી? ત્યારે એણે ઉત્તર આપ્યો કે એકે એક કરડી ચાખીને લાવી છું! પ્રભુએ એ બોર સ્વીકાર્યાં. માટે અમે તો સ્પષ્ટ કબૂલ કરીશું કે પ્રભુનાં રહસ્યો જેવાં આ સાદા—ભોળા—અજ્ઞાન ભાસતા મનુષ્યોને સમજાયાં હોય છે, તેવાં આપણી મૂર્ખ વિદ્વતાને સ્વપ્નામાં

પણ ભાસ્યાં હોતાં નથી. તેથી આજ તો આ બાઇના ઉત્તરને જ સૂત્રસ્થાને રાખી એના વિવરણરૂપે બે શબ્દો કહીશું.

વ્યવહાર સાથે પરમાર્થ શી રીતે જોડવો, ચોતરફ ચાલતા દુનિયાદારીના પ્રચંડ વિગ્રહની વચમાં ઊભા રહી પ્રભુભક્તિ શી રીતે કરવી,—એ પ્રશ્ન હમેશાં વિકટ ગણાયો છે, પણ વર્તમાન સમયમાં તો એ ઘણાને તદ્દન અસમાધેય જ લાગે. કેટલાક મનુષ્યોમાં ધનની તૃષ્ણાનો વાયુ પુષ્કળ બ્હેકી રહ્યો હોય છે. તેમને માટે તો કદાચ એમ કહી શકાય કે તેઓ પ્રભુનું સ્મરણ કરતા નથી એ એમની ભૂલ છે. પણ જે મનુષ્યોને સામાન્ય ગુજરાન માટે ઘર અને બજારનાં વેતરાં કરવાં પડે છે તેમની પાસે પ્રભુભક્તિની શી આશા રાખી શકાય? બેશક, જો પ્રભુ જ નિત્ય અને સાચો ઠરે અને આ દુનિયા ક્ષણભંગુર અને મિથ્યા ઠરે તો પ્રભુ ભક્તિ સામે કોઇપણ સ્વાર્થને ટકવાનો હક્ક નથી. પણ આ દુનિયા જેવી સત્ય અને અનિવાર્ય લાગે છે તેવો પ્રભુ જ્યાં સુધી નથી લાગતો ત્યાં સુધી તો આ દુનિયાના વ્યવહારને જ પ્રાધાન્ય આપવું જોઇએ. આમ પૂર્વપક્ષ થાય છે. આથી વર્તમાન સમયમાં ધર્મ પ્રત્યે સામાન્ય જનોમાં અનેક તરેહના ભાવો જોવામાં આવે છે. કેટલાક તો ધર્મને ડાહ્યાની સભામાં ગાંડો આવ્યો હોય એમ પોતાના ડાહ્યા—ડમરા દુનિયાદારીના વિચારોની મોગલાઇ સભામાંથી હસીને હાંકી કાઢે છે! કેટલાક એ બિચારાને સભાને છેડે એક ખૂણે બેસાડી મૂકે છે, અને એ ડાહ્યાઓની સભામાં એને જરાએ બોલવાનો હક તો શેનો જ હોય? કેટલાક મનુષ્યહૃદયના ભાવોમાં એની ઉત્કૃષ્ટતા સ્વીકારે છે, પણ એ તો જાણે વારતહેવારે ઘડી બે ઘડી પહેરવાના કપડાં હોય એમ સમજીને! વળી કેટલાક એને આ કરતાં વધારે આવશ્યક માને છે. પણ તેઓ એના ઉપર દર અઠવાડિયે મળ ધોવાતી 'કેથાર્ટિક પિલ', કરતાં કે તાવ રોકવાના 'કિવનીન' કરતાં વધારે દૃષ્ટિએ જોતા નથી.

ખરી વાત એ છે કે ધર્મનો અન્ય પુરુષાર્થ સાથે કેવી જાતનો સંબંધ છે એ ન સમજવાથી જ ધર્મની આ સર્વ વિડમ્બના થાય છે. સિપાઇના પહેરા બદલાય છે તેમ ધર્મ અર્થ અને કામના પહેરા નથી કે અર્થ અને કામના સમય ઉપરાંત ધર્મનો સમય જોઇએ. જે અર્થ અને કામનો સમય તે જ ધર્મનો : માત્ર ધર્મના અન્તઃપ્રવેશથી અર્થ અને કામ સપ્રયોજન અને પવિત્ર બને છે એટલું જ; અન્તઃપ્રવેશ, બાહ્ય સહચાર નહિ. અન્ય પુરૂષાર્થ સાથે ધર્મનો બાહ્ય સહચાર એ નિરર્થક દંભ છે. આનું એક દૃષ્ટાન્ત સાંભળેલું યાદ આવે છે. એક સાગ દેશી રાજ્યના એડમિનિસ્ટ્રેટર પોતાના રાજ્યકાર્યમાં એવા ગૂંથાએલા રહેતા કે રાત્રે સૂતી વખતે પાસે મીણબત્તી અને દીવાસળીની પેટી રખાવે અને રાતમાં જ્યારે એકાએક વિચાર સૂઝી આવે (રાજ્ય પ્રકરણી જ) ત્યારે ઝટ દીવો કરી એ વિચાર લખી કાઢે. એમને સંધ્યાપૂજાનો તો વખત ક્યાંથી જ મળે? તેથી તેઓ ન્હાવાને કુંડીમાં પાણી કઢાવે ત્યારથી સંધ્યા ભણવા માંડે, તે ન્હાઇને પાટલા ઉપર જમવા બેસે ત્યાં સુધીમાં પૂરી થાય. જેથી પોતાના જીવનની એક ક્ષણ પણ સરકારી નોકરીમાંથી ઓછી ન કરવી પડે અને પ્રભુભક્તિ થઇ ગણાય! આ ધર્મનો વ્યવહારમાં કરવો જોઇતો જે અન્તઃ પ્રવેશ તે નથી. એ તો માત્ર બાહ્ય સહચાર છે. બલ્કે તે પણ છે કે કેમ એ શંકા પડે તેવું છે. ઔરંગઝેબ ચાલતે યુધ્ધે પણ હાથી ઉપરથી ઊતરી વખતસર પ્રભુની બંદગી કરવી ચૂકતો નહિ. એ ખરા હૃદયથી તે કરતો માટે એને આપણે દંભ તો નહિ કહીએ, તથાપિ એ ધર્મનું ખરું સ્વરૂપ—જે અર્થ અને કામને અર્થાત્ વ્યવહારને પવિત્ર બનાવવાનું તે—એ સમજ્યો નહોતો અને એથી એના વ્યવહાર ધર્મથી વિખૂટો પડી અપવિત્ર બલ્કે પાપી બન્યો હતો. ત્યારે ધર્મનો વ્યવહારમાં એટલે કે અર્થ અને કામમાં અન્તઃપ્રવેશ થએલો કેમ જાણવો? એક દૃષ્ટાન્તથી બતાવીશ : એક મોચી બૂટ સીવવા બેસે છે: સીવતાં સીવતાં એને થયું કે બિચારા બચ્ચાને આ ચામડું તો ખૂંચશે! તુરત કાપેલું ચામડું એણે ફેંકી દીધું અને બીજું કુણું ચામડું લઇ ફરીથી સીવવા બેઠો—એ માણસે પ્રભુને ઓળખ્યો. પ્રભુની ઓળખ જેવી નિત્ય વ્યવહારમાં થાય છે તેવી સમાધિમાં પણ થતી નથી. અર્થ અને કામથી દૂર રહ્યે ધર્મ આવડતો નથી. ધર્મની શિક્ષાશાળા તે આ વ્યવહારનુ જગત્ છે. પાણીમાં પડયા વિના માત્ર હાથ હલાવવાની વાત જાણવાથી તરતાં આવડતું નથી; વહાણે ચઢયા વિના વહાણ હંકારતાં આવડતું નથી; યુદ્ધનું શાસ્ત્ર પણ ગમે તેટલું શીખો પણ રણભૂમિ ઉપર હિંમત, શાંતિ, સમયસૂચકતા વગેરે ગુણો તમે કેટલા રાખી શકો છો તે ઉપર

જ તમારા જય પરાજયનો આધાર છે. આ જ પ્રમાણે ધર્મનું પણ છે. ધર્મની ચાર વાતો અરણ્યની ગુફામાં બેસીને કરવાથી ધર્મ આવડતો નથી. અરણ્યની ગુફા એ પ્રાચીન રૂઢિનો દાખલો લીધો, પણ વર્તમાન સમયની પણ ગુફાઓ થોડી નથી. યુનિવર્સિટી, પુસ્તકશાળા, પ્રાર્થનામંદિર વગેરે આ જાતની ગુફાઓ જ છે. એમાં પ્રાપ્ત કરેલું જ્ઞાન જ્યાં સુધી વ્યવહારની કસોટીએ ચઢતું નથી ત્યાં સુધી એ સિધ્ધ અને સંસ્કારી બનતું નથી. અમારા વખતના એક શિક્ષક માટે એવી વાત આવતી કે એમને ઘોડા ઉપર બેસતાં આવડતું નહોતું, પણ એ ગુરુત્વમધ્યબિન્દુનો સિધ્ધાન્ત જાણતા હતા અને તેથી ગુરુત્વમધ્યબિન્દુની રેખા ઘોડામાં રાખવી એ કરતાં મનુષ્યે ઘોડે બેસવામાં કાંઇ વિશેષ કરવાનું નથી એમ તેઓ સમજતા હતા. આવી સમજણથી તેઓ ઘોડે બેઠા, પણ ઘોડાએ એમની સમજને માન ન આપ્યું ! આપણો વ્યવહાર એ પણ આવો જ ઘોડો છે. એણે સમતાનો સિધ્ધાન્ત જાણનાર અસંખ્ય ઘોડેસવારોને પાડયા છે, અને આપણને પ્રતિદિન કેટલી બધી વાર પાડે છે એનો સાક્ષી આપણો આત્મા જ છે. પણ ઘોડે બેસી જાણે તે ઘોડેસ્વારને સમતાનો સિદ્ધાંત જાણવાનું શું પ્રયોજન છે ?—એમ તમે પૂછશો. આનો ઉત્તર કે દુનિયામાં હંમેશાં ઘોડે જ બેસવાનું હોતું નથી. કોઇક વાર ઊંટે પણ બેસવાનું આવે. તે વખત એ ઊંચું અને કઢંગું પ્રાણી જોઇ તમારું કાળજું ન ધડકે તે માટે એટલું જાણવાની જરૂર છે કે જ્યાં બેસીશું ત્યાં જો સમતાથી બેસીશું તો પડવાનો ભય નથી.

માટે જ પેલી બાઇએ કહ્યું છે કે 'જેણે ભગવાનને ઓળખ્યો છે તેનામાં જૂઠ ચોરી આળસ એ કદી પણ નહિ આવે.' જેણે ભગવાનને નથી ઓળખ્યો તેમની શાહુકારી તો જ્યાં સુધી જેલ છે ત્યાં સુધી જ ; એનો ઉદ્યોગ પણ જયાં સુધી ચારેક પૈસે રબર ટાયરની ગાડીઓ દોડાવવાની નથી મળી ત્યાં સુધી જ. માટે ચોરી આળશ વગેરે અટકવવાનો ખરો ઉપાય જે સર્વ દેશમાં સર્વ કાળમાં મનુષ્યની સર્વ અવસ્થાઓમાં કામ લાગે છે તે એ જ છે કે પ્રભુની ઓળખ કરવી. અને પ્રભુની જેને ખરી ઓળખ થઇ હશે તે સારી રીતે જાણશે જ કે પ્રભુ મારી અને આ દુનિયાની બહાર નથી, આખા વિશ્વનો એ જ અંતર્યામી છે. અને તેથી એનું સ્મરણ

જુગુપ્સાના સરોવરમાં
કમનસીબ કન્યાઓ
આંધળાં ફાનસ લઇને
સૂર્યોદયની વાટ જોતી
ઊભી છે.
તમારા ખખડતા હાસ્યમાં
આંધળાં ફાનસ ઝૂલ્યાં કરે છે.
તેમની ત્વચાની
ભૂરી નસોમાં
જુગુપ્સાનું સરોવર જામી ગયું છે.
અમારી કમનસીબ આંખોને
સૂર્યોદય ઉઘાડી શકતો નથી.
પરિસ્થિતિની રેતાળ ભૂમિ પર
અમારાં તમારાં અને તેમનાં
આંધળાં ફાનસ એક કરીને
હવે
સ્વપ્ન નામના સફેદ હંસની
લાંબી ડોક મરડી નાખો.

— લાભશંકર ઠાકર

અર્થાત્ ધર્મ એ પણ દુનિયાના સઘળા વ્યવહારનો –અર્થનો અને કામનો–અંતર્યામી થવો ઘટે છે, એટલે અર્થ અને કામનો એ દાસ નથી, પણ અર્થ કામ ઉપર અમલ ભોગવી અર્થ અને કામને પોતાના કાર્યમા પ્રેરે છે ધર્મનું આ જીવંત અંતર્યામીત્વ જેના જાણવામા નથી તેઓ ધર્મને પોતાની દુનિયાદારીના વૈભવનુ સાધન બનાવવા ઇચ્છે છે ! જે ધર્મ પૈસો આપે, સર્વ પ્રકારનું સુખ આપે એ જ ધર્મ ખરો ! એક જણે જરા વિચાર્ઈને કહ્યુ છે તેમ Men do not worship God, they use Him' જૂના વખતમાં અમારી જ્ઞાતિના એક અમલદાર વિષે કહેવાય છે કે (આશા છે કે વાત કલ્પિત હશે) તેઓ નિત્ય દેવનુ પૂજન કરતા, અને પૂજન કરતી વખતે બોલતા નહિ, માત્ર સંજ્ઞાથી જ વાત કરતા હતા તેવામાં કારકૂને આવીને પૂછ્યું કે અમુક ગુનેગારને શી શિક્ષા કરવી ? પેલા અમલદારે લાલજીને પોતાની જનોઇથી વીટીને ટાગ્યા, અને આચમની વતી ફટકા મારી બતાવ્યા ! અરે દુષ્ટ ! તને ખબર નથી કે જે પ્રેમાળ માતાના દામણાથી પણ પુરેપૂરો બંધાયો નથી તે તારા સૂતરના તાતણાથી બંધાવાનો હતો ? માત્ર તું તારી ભાવનાને જ બાધે છે ! અને એને પણ તું પવિત્ર પદવીથી ભ્રષ્ટ કરી તારા દુનિયાદારીના વ્યવહારનુ સાધન બનાવે છે ! તારા કરતા તો જેઓએ પ્રભુને જગતની બહાર બેસાડી મૂક્યો છે અને જગતમા એને અવતરતો અને મૂર્તિમંત થતા જોયા નથી તેઓ જ સારા ધર્મને અર્થ અને કામનો દાસ બનાવવો તે કરતા ધર્મનુ નામ છોડી દઇ અર્થ અને કામની સેવા કર્યા કરવી એ જ સારુ

આપણા કેળવાયલા સ્વદેશબંધુઓની, બલ્કે આજકાલ પૃથ્વી ઉપર ઘણે ભાગે આ બીજી સ્થિતિ જ જોવામા આવે છે. પણ પૃથ્વીના બીજા ભાગમા એટલુ સારું છે કે ધર્મશિક્ષણ એ દેશના પ્રાથમિક મધ્યમ તેમ જ ઉચ્ચ સામાન્ય શિક્ષણનો ભાગ હોઇ એની સર્વથા ઉપેક્ષા થઇ શક્તી નથી પણ આપણે ત્યા તો કેળવાએલો વર્ગ ધર્મજ્ઞાનથી તદ્દન વિરહિત રહે છે અને તેથી સામાન્ય અશિક્ષિત વર્ગના ધર્મથી જ દેશની ધાર્મિક ભાવના સચવાઇ રહે છે. આ સ્થિતિમા ફેરફાર થવાની બહુ જરૂર છે. ધર્મમા જીવ હશે તો જ અર્થ અને કામમા જીવ આવશે–કૂવામા પાણી નહિ હોય તો હવાડો કેટલો વખત ભર્યો રહેવાનો હતો ? આપણો કૂવો પાતાળકૂવો છે–એમા પાણી કદી પણ ખૂટવાનુ નથી, પણ યોગ્ય સંભાળ નહિ લો એ નહિ ચાલે કૂવો માટી કચરાથી પુરાઇ ગયો હોય તો તે ગાળવો, એમા કહોવડામણ દેખાતુ હોય તો તે કઢાવી નાખી સ્વચ્છ કરો બહોળા અને સ્વચ્છ પાણીથી તમારા અર્થ અને ખેતરો યોગ્ય સમયે અને યોગ્ય માપમા પાશો તો એનો પાક સારો ઊતરશે જમીન ચૂસે, વાવેતરના મૂળ ચૂસે, તે કરતા અધિક પાણી ઢોળીને જમીન બગાડશો નહિ, વાવેતરને કહોવડાવશો નહિ. પણ પાણી વિના ખેતરો સૂકાવા દેશો પણ નહિ

●●●

## સાચું દાન

ધન હતુ ત્યારે આપ્યું એમા નવુ શું કર્યું ?
લોટામાં પાણી ન સમાય ત્યારે વધારાનું પાણી
સૌ કાઢી નાખે. એ કાઇ દાન છે ?
પણ જે પોતાના પાણીમાથી
તરસ્યાને આપે છે,
એનું નામ
દાન છે

—ચિત્રભાનુ

# વંદે માતરમ્

પહેલી વીસીના અસહકાર આન્દોલનમાં, ત્રીસ અને તે પછીની સત્યાગ્રહ લડતો દરમ્યાન અને ૪૨ના 'હિંદ છોડો'ના વિરાટ સંક્ષોભમાં લોકશિક્ષણના આ જ સાધનનો (આખ્યાનનો) મેં પ્રયોગ કર્યો. મૂળે સાહિત્યનો હું જીવ. અંગ્રેજી તથા સંસ્કૃતનો સવિશેષ રસિયો. પ્રવૃત્તિએ શિક્ષક અને પત્રકાર, પ્રકૃતિએ કવિ, અને વૃત્તિએ વાચન–વ્યાસંગી. લોકપ્રિયતા હાંસલ થતી ગઇ તેમ તેમ લોકોને વધુ ને વધુ નક્કર સંસ્કારભાથું બંધાવવાની મારી જવાબદારી છે એવી વૃત્તિ પણ વધતી ગઇ. અભ્યાસ, ચિન્તન, સર્જન અને પ્રયોગ દ્વારા કીર્તનકાર તરીકેનું મારું ઘડતર થવા લાગ્યું. હું જાતે જ મારી કીર્તનકારની કૉલેજ બનવા લાગ્યો.

— માણેક

કરસનદાસ માણેક

## પાત્રો :

**શેઠ મંગળદાસ:** સદ્‌ગત શહીદ માધવદાસના લઘુ બન્ધુ, અને એ શહીદની ઓથે ભોઇ–વાડાની અંધારી ખોલીથી સમુદ્ર કાંઠાના 'શહીદ સ્મૃતિ' સુધી પહોંચેલ—બધા જ અર્થોમાં પહોંચેલા આઝાદ ભારતના એક ઉદ્યોગવીર.

**ભાગીરથી:** મંગળદાસની પત્ની, પોતાને ન સમજાય એવી રીતે પતિના ઘરમાં આવતી લક્ષ્મીને 'શોકયનું સાલ' જેવી ગણી પતિના પતનના પ્રાયશ્ચિત્ત જેવું જીવન જીવતી સરલ, ગ્રામ્ય, શુદ્ધહૃદયી મહિલા.

**કિશોરી :** સર્વોદય અને ગાંધીજીના રંગે પૂરી રંગાયલી ગ્રેજ્યુએટ પુત્રી.

**શૌનક :** અહીંની યુનિવર્સિટીની ઊંચામાં ઊંચી ડિગ્રી મેળવી અમેરિકામાં પાંચ વર્ષ ગાળી, તાજેતરમાં જ હિંદ પાછો ફરેલ પુત્ર.

**ઉંકો :** સદ્‌ગત શહીદ માધવદાસનો લંગોટિયો મિત્ર.

(સમય સવારના નવ વાગ્યાનો શ્રાવ્યની શરૂઆત નવના ટકોરા સાથે થાય છે)

કિશોરી આ એક બાબતમા તો આપણે ગાંધીજીના પૂરેપૂરા અને પાકા અનુયાયી છીએ, શૌનક! આ નિયમિતતાની બાબતમા!

શૌનક બ્રેક-ફાસ્ટ પૂરતા! બરાબર નવને ટકોરે ચા-નાસ્તાના ટેબલ પર હાજર થઇ જઇએ છીએ. પણ પપ્પા કેમ નથી દેખાતા? ઊઠ્યા નથી કે શુ? રાતે કલબમા જ તો નથી સૂઇ રહ્યા ને! ભલુ પૂછ્વુ! પેલા ઉકાને બોલાવાને પૂછીએ! ઉકા ઉકા ઉ.

કિશોરી (શૌનકના મ્હો પર હથેળી દાબીને, કાનમા) ઉકા નહિ, શૌનક, ઉકા-દાદા! આપણા કરતા ત્રણ ગણી ઉમરના છે, અને આપણા આ મોટા કાકા જેમનુ આ તૈલચિત્ર આપણી સામે હસી રહ્યુ છે તેમના લ ગો ટિયા ભાઇબંધ છે. ગરીબ છે તેથી શું થઇ ગયુ? આપણા આ મોટા કાકા પણ કયા શાહુકાર હતા! અને આપણે પણ આ છેલ્લા દસ-બાર વરસની વાત જવા દઇએ તો,... .

ભાગીરથી : તારો જનમ થિયો ને, કિસોરી, ભોઇવા ડામા તયે.

કિશોરી આ મમ્મી પણ આવી ગઇ મારો જન્મ ભોઇવાડામા થયેલો એમ ને મમ્મી?

ભાગીરથી અંધારી ખોલીમા! મેં લાધા મા'રાજના મંદરના માતાજીની માનતા માનેલી એટલે હધુય સમુસતરુ પાર ઊતરી ગ્યુ, બાકી ઇ જમાનામા આપણે તો મમમમના ય વાખા હતા, ત્યા નર્સ ને ઇન્જેકશન ને દવાદારૂ ને ઇસ્પિતાલના ખર્ચાની તો વાત જ કેવી! ઇ તો ભલું રજો મારા આ જેઠનું, જેમણે મને અને તારા બાપાને-ઇ તો જૈ યે નહોતા કમાતા, તયે! -સગા દીકરો ને સગા દીકરાની વહુની ગોડે હાચવ્યા! ગાધીજીનુ કામેય કરે, આડોશીપાડોશીમા કોઇ માદુહાજુ હોય તો તેમનીય સેવા કરે, વખત ઉપાડે તયે જેલમાયે જાય ને આપણુ ઘર પણ ચલાવે! પોતે તો પૈણા જ નહોતા. પરતિજ્ઞા લીધની, એમણે ને ઉકાભાઇએ તે ઠેઠ સુધી પાળી આ આવે ઉકાભાઇ, એમને તલેતલની ખબર છે, આપણા કુટુંબની, ને મોટાકાકાની રેણી કે'ણી ની!

ઉકા મને બરકયો, શૌનકભાઇ?

શૌનક આવ, આવ, ઉકા- oh sorry! આવો આવો, ઉકા-દાદા! આવો, બેસો, હ્યો આ ચાહ, આ બિસ્કીટ આ ડ્રાઇ ફ્રુટસ-ફાવે તે

ઉકા હુ તો ફક્ત એક વખત જમું છું, શૌન ભાઇ, આ માધવદાસ શહીદ થયા તે પછી ભાગીરથી બ્હેનની પેઠે. કિશોરી બ્હેનને ખબર છે, પણ તમે પાચ વરહથી પરદેશ હતા એટલે કદાચ પણ મારું શુ કામ હતું?

ભાગીરથી જરા તપાસ તો કરો, ઉકાભાઇ, ઇ હજુ કેમ નથી ઊઠયા? રોજ નવ વાગે તો ઊઠી જ જાય છે, મોટા ભાગે!

ઉકા . કોણ મંગળદાસ શેઠ? અરે બહેન, મંગળ દાસ શેઠ તો આજે મારા કરતાય વહેલા ઊઠયા છે! હું ચાર વાગ્યે ઊઠીને મારી રોજની ટેવ પરમાણે "વૈષ્ણવ જન તો તેને કહીએ" ઇ ભજન ગાતો'તો ત્યા ઇ ધાંધડ આવ્યા, હજામત કરતા કરતા ફીણવાળી દાઢીએ મને કહે. "પેલુ તારી જો હાક સુણીને કોઇ ના આવે, તો તુ એકલો જાને રે! ઇ ભજન તો તને-આવડતું જ હશે, ઉકા? તે જરા

કિશોરી ટાગોરનું ગીત, મહાદેવભાઇએ જેનો અનુવાદ કર્યો છે તે પણ પપ્પાને શુ કામ પડ્યું એ ગીતનુ, ઉકાકાકા? એમને ને ભજનને તો સો ગાઉનું છેટું!

શૌનક : That's My surprise too ! મારું પણ એ જ આશ્ચર્ય છે, ઉકા દાદા ! પપ્પાને ને પોએટ્રીને...

ઉકા : આજે પંદરમી ઓગસ્ટ છે, શૌનકભાઇ

શૌનક : હું તો ક્યાંય દેખતો નથી, ઉકાદાદા !

ઉકા : દેખતો'તો હુંયે ક્યાંયે નથી, શૌનકભાઇ, પણ કૅલેન્ડર કહે છે કે આજે પંદરમી ઓગસ્ટ છે ! અને આજે, તમારા પપ્પાને શેઠ મગળદાસને ત્રણચાર ઠેકાણે ધ્વજ-વંદન કરાવવાનું આમંત્રણ છે.

શૌનક : ધ્વજવંદન ! ( મોં સીસોટી ! ) ઝંડા-વંદન ! (સીસોટી).

કિશોરી : અને તે પણ પપ્પાને હાથે !

શૌનક : અને તે પણ ત્રણચાર ઠેકાણે ! (સીસોટી) ઇશ્વર રક્ષણ કરે !

કિશોરી : કોનું ? પપ્પાનું કે રાષ્ટ્રીય ધ્વજનું ?

શૌનક : બેયનું ! અને પોતાની જાતનું પણ !

ભાગીરથી : તમે આ શું બોલો છો ? મને તો કૈં જ હમજાતું નથી !

ઉકા : આ નવી પેઢી બોલે ભાગીરથી બ્હેન, ઇ આપણને નો હમજાય, ઇ જ હારું છે !

શૌનક : પણ ઉકા ! Sorry ઉકા દાદા ! ધ્વજ-વંદન કરાવવામાં 'એકલો જાને રે !' એ ગીતની શી જરૂર ?

ઉકા : ધ્વજ–વંદન પછી તમારા પપ્પા, મારા આ દોસ્ત સદ્‌ગત શહીદ માધવદાસના લઘુ બન્ધુ ભાષણ કરશે, બધેય ઠેકાણે. અને ઇ બધાંય ભાષણોમાં, ક્યાંક લાગ જોઇને, એ ગીતની એકાદી કડી ઠસાવી દેશે—જેમ ફટકિયાં મોતીની માળામાં એકાદ સાચું મોતી કો'ક સિફતથી સેરવી દ્યે, એમ—આખી માળાને હાચાં મોતીની માળામાં ખપાવવા ! દર વરસે ઇ મારી પાંહે આવું એકાદ ગીત આશ્રમ ભજનાવલિમાં હોય એવું ગવડાવે છે...

કિશોરી : દર વરસે ? એટલે દર વરસે ઓગસ્ટ પંદર-મીએ લોકો એમને ધ્વજ–વંદન કરાવવાનું આમંત્રણ આપે છે એમ ? કેટલાં વરસથી ઉકા–દાદા ? અમને તો કશી જ ખબર નથી!

ઉકા : દર વરસે છાપાંમાં એમના ફોટા પણ છપાય છે, બ્હેન ! તમે જોતાં નહિ હો !

કિશોરી : છાપાંઓમાં એમની ઇન્ડસ્ટ્રીઝ–એમના કાર-ખાનાંઓ અને વેપાર–ઉદ્યોગની એટલી બધી જાહેરખબરો આવે છે, ઉકાદાદા, પાનાં ભરી ભરીને, કે ક્યાંક કોઇ વાર, એમનો ફોટો નજરે ચઢી જાય, તો એ જાહેરખબર હશે એમ માનીને એ પાનું જ હું તો ઉથ-લાવી નાખું છું...પણ આવાં આમંત્રણો એમને કેટલાં વરસથી મળે છે ? ચોક્કસ.

શૌનક : અને શા માટે ? That's what I would like to know ! સ્વાધીનતાના સંગ્રામ દરમ્યાન, એમણે કર્યું જ કર્યું નથી,...સિવાય કે...સિવાય obstruction વિઘ્નો અને વિરોધ !

કિશોરી : શૌનક !

ઉકા : આપણે પેલા ગોરાઓની ભાગીદારીમાં કાર-ખાનું કાઢયું એને કેટલાં વરસ થ્યાં, બ્હેન ! બસ એટલાં વરસથી તો હું બરાબર જોતો આવું છું. એમને એકધારાં આમંત્રણો મળે છે. બધા જ રાષ્ટ્રીય જલસાઓમાં મુખ્ય સ્થાન શોભાવવાનાં ! ૧૫મી ઓગસ્ટ, ૨૬મી જાન્યુઆરી, ૬ઠ્ઠી એપ્રિલ, ૨૨ ફેબ્રુઆરી બધામાં જ અને તમને કદાચ ખબર નહિ હોય, પણ ભાષણ પણ મંગલદાસ શેઠને ભારે રોનકદાર કરતા આવડે છે. એક વખત તો મને સાથે પણ લઇ ગયેલા તે દિ'...

> જે શિર સાટે નટવરને વરીએ
>
> રે પાછાં તે પગલાં નવ ભરીએ,

એ બ્રહ્માનંદનું ગીત મારી પાંહે ગવરાવ્યું'તું એ હું ભૂલતો ન હોઉં, કિશોરીબ્હેન તો

બોલ્યા પાકિસ્તાનવાળાઓએ આપણી સામે ધીંગાણું આદર્યું હતું ઇ વરહ હતું ! અને તમારા પપ્પાએ તે દિ'ના ચારે ચાર ભાષણોમાં.

રે પહેલું જ મનમાં ત્રેવડીએ,
રે હોડે હોડે જુધ્ધે નવ ચઢીએ,
ચઢીએ તો કટકા થઇ પડીએ !

એ કડી સંભળાવીને ગાંધીજીના આદર્શોને ખાતર જરૂર પડે તો કટકા થઇ જવાનો આદેશ પણ સૌને આપ્યો હતો

શૌનક : ગાધીજીના આદર્શોના કટકા કરવાનો તો નહિ ને! (હસાહસ)

ભાગીરથી : ઇ તો. ઉકાભાઇ પરકરતી પરમાણે દરેક જીવ વરતે ! એનો દખ ધોળો ન્હોય !

કિશોરી : પણ ત્યારે આજ તો એ, જ્યાં હશે ત્યાં 'એકલો જાને રે' એ ગીત પર ઊતરી પડયા હશે !

શૌનક : I wish I were there એમની વાણીનો નાયગરા ધોધ જોવા માટે !

ઉકો : એમની વાણીનો ધોધ તો જબરો હોય જ છે શૌનકભાઇ, પણ આપણી જનતા પણ આપણા સાંભળનારાઓ પણ એવા જ હોય છે–તમાશા–રસિયા ! એમની તાળીઓનો ગડગડાટ એ ધોધને પણ આંટી જાય એવો હોય છે.

(તાળીઓનો ગડગડાટ)

શેઠ મંગળદાસ : હું જાણું છું કે હું નાને મોઢે મોટી વાત કરી રહ્યો છું પણ એવી વાત કરવાનો મને આપણા આ આઝાદ દેશના એક અદના નાગરિકને હક છે અમારા કુટુંબે એક પૂરી અર્ધશતાબ્દી સુધી આ દેશની – આવડી એવી– ખિજમત કરી છે. સદ્દગત શહીદ માધવદાસ...... (તાળીઓનો ગડગડાટ) રાષ્ટ્રપિતાને પગલે પગલે ચાલનાર સદ્દગત શહીદ માધવદાસ (પ્રચંડ ગડગડાટ તાળીઓનો), જીવન અને મૃત્યુ બન્નેમાં એમનાં અનુયાયીપદને દીપાવનાર સદ્દગત શહીદ માધવદાસ (વધુ પ્રચંડ ગડગડાટ) એમનો હું લઘુ બન્ધુ છું. ગરીબી, ઘોર ગરીબી અમારાં કુટુંબોએ જોઇ છે તેમ જ કંગાલિયત, કપરી અને કાળમીંઢ કંગાલિયત અમે વેઠી છે, યાતનાઓ, આર્થિક અને સામાજિક–અમે બરદાસ્ત કરી છે; પણ એ બધી આપત્તિઓ મામૂલી છે મારે મને; હું તો જોઇ રહ્યો છું એક બીજી જ આપત્તિ, અસામાન્ય ભયાનક, જેનો અગર વેળાસર સામનો નહિ કરવામાં આવે, તો...રાષ્ટ્રપિતાના ઐતિહાસિક બલિદાનથી અને અમારા જેવાં–આપણાં જેવાં લાખો કુટુંબોનાં નાની નાની શહાદતોથી આઝાદ થયેલ આ દેશ વિનાશની ગર્તામાં ધકેલાઇ જશે ! એ આપત્તિ છે...ગાંધી–ચીંધ્યા માર્ગને ભૂલવાની; આજે ગાંધીજીએ પ્રબોધેલા માર્ગને બદલે આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના–અરે વિકૃતિના વમળમાં અટવાઇ ગયા છીએ. આ વમળ આપણને સૌને સર્વનાશને દ્વારે પહોંચાડશે. સંયમને બદલે ઉચ્છૃંખલતા, સ્વેચ્છા સ્વીકૃત ગરીબીને બદલે કુબેર ભંડારીના વૈભવને હાસલ કરવાના તરકટિયાં, સાદગીને બદલે રાજાશાહી ઠાઠ – ઠઠારો, સત્યને બદલે પ્રપંચ, આચાર શુદ્ધિને બદલે સડો. સ્વસ્થ વિચારણાને બદલે આવેશ અને ઉશ્કેરાટ, હડતાલો, લોક આઉટો, દેખાવો, ધાંધલ, ધમાલો, મોરચાઓ, ઘેરાઓ, અને. બંધો ! નાખી નજર નથી પૂગતી. ના, ના, દેશબાન્ધવો મારા, ગાંધીજીના સ્વપ્નને સિદ્ધ કરવું હોય તો, જે રસ્તે જઇ રહ્યા છીએ, ત્યાંથી

તેઓ કેટલા ડૉલરો જમા થયા ને કેટલી સુખ-સગવડો હાંસલ કરી તેના ઉપરથી આંકે છે. મહાન વૈજ્ઞાનિક શોધો કરવા માટે ભીષણ તપશ્ચર્યાઓ ત્યાં થાય છે કિશોરી, પણ તેની પાછળ નૈતિક કે આધ્યાત્મિક એવાં વિશેષણોનો દાંભિક ઠઠારો ત્યાં નથી કરવામાં આવતો! પોતાની અને પોતાની પ્રજાની સુખસગવડોમાં વધારો કરવાની જ પોતાની નેમ છે એ વાતનો સંપૂર્ણ કોઇ પણ જાતના દંભ વગર સ્વીકાર કરવામા આવે છે. ટૂંકામાં વાણી અને વર્તન વચ્ચે ત્યા સુમેળ છે, જ્યારે આપણે ત્યાં-વાણી આત્માની આરતી ઉતારે છે, અને વર્તન શેતાનની સેવામા દિનરાત ખડેપગે છે,- અને વિચારો god knows વિચાર જેવી કોઇ વસ્તુ આ દેશમા છે કે નહિ! મને લાગે છે કે આપણા દેશની તંદુરસ્તીને જોખમમાં મૂકતું કોઇ તત્ત્વ હોય તો તે આ છે- આ વિચાર, ઉચ્ચાર અને વિચાર વચ્ચેનો કુમેળ, આ આન્તર વિસંવાદ, વિરોધ! આ હલાહલ આપણી પ્રજાને હાડોહાડ ઊતરી ગયુ છે, કિશોરી...

કિશોરી : એનો ઉપાય ?

શૌનક : મને તો નથી દેખાતો !– ગાધીજી જેવા પણ જ્યાં નિષ્ફળ થયા...ત્યાં...એક બીજો માર્ગ પણ છે, આ સાર્વત્રિક દાંભિકતાથી છટવાનો,—વ્યક્તિગત વિશુદ્ધિનો જે આજ આપણી ઋષ્રીએ અપનાવ્યો છે. પોતાને ખડકેલ સંપત્તિના શિખર ઉપર પણ સાધ્વીના જેવું તપ, તિતિક્ષા અને ત્યાગ-યુક્ત જીવન જીવીને !

ઉકા : ધ્વજ-વંદન તો આવી ત્યાગમૂર્તિઓ પાસે કરાવવું જોઇએ !

કિશોરી : અને તમારા જેવી નિષ્કામ નિખાલસ સેવાની પ્રતિમાઓ પાસે,...ઉકાદાદા,

શૌનક : મમ્મી અને ઉકાદાદા જેવી વ્યક્તિગત વિશુધ્ધિઓને લાખ લાખ વન્દન, કિશોરી પણ...આવા છુટાછવાયા વિરલ અનાક્રમક દેહદમનો દ્વારા આ રાષ્ટ્રના હૃદયને લાગુ પડેલ ભયાનક રોગ નાબૂદ થશે, એમ મને નથી લાગતું ! અથવા કહો કે એવો માર્ગ લેવાની પણ મારામાં હિંમત નથી. બીજી બાજુ આ દશમુખી દાંભિકતામાં શ્વાસોશ્વાસ લેવાની પણ મારામાં શક્તિ નથી; એટલે મેં તો નિશ્ચય કરી નાખ્યો છે કે વહેલામાં વહેલી તકે...આ દેશનો ત્યાગ કરવો, એને વંદેમાતરમ્ કરીને અમેરિકા પાછા ચાલ્યા જવું ! પણ હવે તું વાત કર.

કિશોરી : રોગનું મારું નિદાન લગભગ તારા નિદાન જેવું જ છે,શૌનક, પણ હું મેદાન છોડીને ભાગી જવા નથી માગતી, વ્યક્તિગત પ્રયત્નો એ સાકરની ચમચી નાખીને સાગરને મીઠો કરવાના પ્રયત્નો જેવા નીવડી શકે એ જાણવા છતાં, ખારા સાગરને મીઠો કરવાની હું કોશિષ કરવાની છું, શૌનક, હું પચાસ વરસ પહેલાં આપણું કુટુંબ જ્યાંથી આવ્યું ત્યા આપણા ગોમતીપુર ગામમા જઇને બેસવાની છું.

ભાગીરથી : હું તારી હારે આવીશ કિશોરી !

ઉકા : ને હું તો ખરો જ !

કિશોરી : તમે તો ખરા જ, ઉકાદાદા ! તમે ન કહ્યું હોત તો પણ તમારી ને મમ્મીની ગણતરી તો મેં કરી જ હતી. આ શૌનકને પણ હું સમજાવીશ. અહીંની ગંદકી જોઇને પરદેશ નાસી જવા કરતાં, એ ગંદકી જોઇને વચ્ચે રહીને એનો ઇલાજ કરવા......

શૌનક : મને શ્રધ્ધા નથી, મને મારી જાતમાં જ શ્રધ્ધા નથી, કિશોરી, અત્યારે તો નથી જ! પણ પશ્ચિમથી થાકીશ અને ભારતમા આવવાનું મન કરીશ, તો પહેલી દિશા આપણા ગોમતીપુરની પકડીશ.

મંગળદાસ : કેમ ! આજે ગોમતીપુર સાભરી આવ્યું

છે, એકાએક ?

શૌનક : } પપ્પા !
કિશોરી : }

ઉકો : મંગલદાસ

ભાગીરથી : આવી ગયા !

મંગળદાસ : થાકીને લોથ થઇ ગયો ! ચાર ચાર ભાષણો ઉપરાઉપર ! લોકો પણ હિલોળે ચઢે છે, મારું નામ સાંભળીને ! આમ જુઓ, આ હારતોરાથી ગુંગળાવી નાખ્યો છે ! લે આ હાર. ઉકા, મોટા ભાઇની છબીને પહેરાવી દે ! બધો પ્રતાપ એમનો જ છે ! હવે કહો જોઇએ ગોમતીપુર કેમ સાંભર્યું, તમને, અત્યારે ?

શૌનક : હું ઇન્ટરમાં હતો, પપ્પા, ત્યારે જુલિયસ સીઝર નામનું એક નાટક શેક્સપિયરે લખેલું અમને ભણાવવામાં આવતું હતું.

કિશોરી : હું પણ ભણી છું. અમને બી. એ. માં ચાલતું.

મંગળદાસ : હું ભૂલતો ન હોઉં તો એ નાટકનો એક ભાગ અમારી 'રેપિડ રીડર'માં હતો, હું મેટ્રિકના વર્ગમાં હતો ત્યારે ! Friend . Countrymen Roman ! Lend me your ears...કેટલીક લીટીઓ તો આજે પણ મને યાદ છે ! અને તેમાં પણ એન્ટનિનું ભાષણ—એ તો એક નમૂનો જ છે. ભોળા લોકોને શબ્દોની જાળમાં જકડીને તેમની પાસે ગમે તેવાં ગોઝારાં કામ કરાવવાનો !

શૌનક : એ નાટકમાં એક પ્રૉફેટ, એક ભવિષ્યવાણી ભાખનાર આવે છે, જે સીઝરને ચેતવે છે, પપ્પા, Beware of the Ides of March ! માર્ચની પસંદગીથી ચેતજે! પણ દુર્ભાગ્યનો ભમાવ્યો સીઝર એનું ખૂન થાય છે.

મંગળદાસ : હં...પણ આ પ્રસંગને અને આપણી વાતને શો સંબંધ છે ?

શૌનક : માર્ચને બદલે ઑગસ્ટ શબ્દ મૂકી દો, એ સંબંધ આપોઆપ સમજાઇ જશે, પપ્પા ! આજે જે સ્થિતિ, જે દુર્દશા આપણી આસપાસ પ્રવર્તે છે, તે જોઇને કોઇ પ્રૉફેટને ઑગસ્ટની પંદરમીથી ચેતતા રહેજો Beware of the Ides of August એવી ચેતવણી ઉચ્ચારવાનું મન થાય એમ નથી લાગતું.

મંગળદાસ : તું શું કહેવા માગે છે શૌનક ?

શૌનક : ઑગસ્ટ પંદરમી, એક એવી સૃષ્ટિનું સપનું હતી પપ્પા, ઊગનાર એક નવા દિવસની એ ઉષા હતી, ખીલનાર એક નવ પુષ્પની એ કળી હતી, આવનારે એક નવા સુવર્ણ-યુગની એ ઝાલરી હતી ! આ હું નથી કહેતો, પપ્પા મધરાતનું જવાહરલાલજીનું સમગ્ર રાષ્ટ્રને અને વિશ્વને સંબોધીને કરવામાં આવેલું વ્યાખ્યાન કહે છે. એ સપનું વિલાઇ ગયું, પપ્પા, એ કળી કરમાઇ ગઇ, એ ઉષા દિવસને જન્મ આપ્યા વગર આગળ ગઇ, અને એ ઝાલર સુવર્ણ યુગને બદલે કોઇ જુદા જ યુગની નાન્દી જેવી બની ગઇ ! અને આપણે ઑગસ્ટની પંદરમીઓ અને જાન્યુઆરીઓની છવ્વીસમીઓ ઊજવતા રહ્યા ! શા માટે આવું બધું બન્યું ? પૂછી જુઓ છેલ્લા સો વરસના ઇતિહાસને ! પૂછી જુઓ વિશ્વવંદ્ય આપણા એ રાષ્ટ્રપિતાને અને એમના આસપાસ આગળપાછળ ઊભેલ નાનામોટા અનેક જ્યોતિ પૂંજોને ! ત્યાગ અને તપશ્ચર્યા અને બલિદાનની શોણિત સરિતાઓ એમણે વહાવી એવી શ્રધ્ધાથી કે એક દિવસ એ શોણિતમાંથી એક સહસ્રદલ કમલ પ્રફુલ્લશે જેનું બીજું નામ...રામરાજ્ય હશે ! જ્યાં શ્રીમંત રંક, ઉચ્ચ નીચના ભેદો નહિ હોય ! જ્યાં ભાલા, અને સીમા-ડાના ક્ષુદ્ર સંઘર્ષો નહિ હોય, જ્યાં અદકામાં અદકો નાગરિક પણ એના વસ્ત્ર, આશ્રય, શિક્ષણ અને સ્વમાનની બાબતમાં સંપૂર્ણ સુરક્ષિત હશે. ઑગસ્ટ પંદરમીનું એ સ્વપ્ન

તેઓ કેટલા ડોલરો જમા થયા ને કેટલી સુખ-સગવડો હાંસલ કરી તેના ઉપરથી આંકે છે. મહાન વૈજ્ઞાનિક શોધો કરવા માટે ભીષણ તપશ્ચર્યાઓ ત્યાં થાય છે કિશોરી, પણ તેની પાછળ નૈતિક કે આધ્યાત્મિક એવા વિશેષણોનો દાંભિક દંભ ત્યા નથી કરવામાં આવતો! પોતાની અને પોતાની પ્રજાની સુખસગવડોમાં વધારો કરવાની જ પોતાની નેમ છે એ વાતનો સંપૂર્ણ કોઇ પણ જાતના દંભ વગર સ્વીકાર કરવામાં આવે છે. ટૂંકામાં વાણી અને વર્તન વચ્ચે ત્યા સુમેળ છે; જ્યારે આપણે ત્યાં–વાણી આત્માની આરતી ઉતારે છે, અને વર્તન શેતાનની સેવામાં દિનરાત ખડેપગે છે,– અને વિચારો god knows વિચાર જેવી કોઇ વસ્તુ આ દેશમાં છે કે નહિ! મને લાગે છે કે આપણા દેશની તંદુરસ્તીને જોખમમાં મૂકતું કોઇ તત્ત્વ હોય તો તે આ છે– આ વિચાર, ઉચ્ચાર અને વિચાર વચ્ચેનો કુમેળ, આ આન્તરં વિસંવાદ, વિરોધ! આ હલાહલ આપણી પ્રજાને હાડોહાડ ઊતરી ગયુ છે, કિશોરી...

કિશોરી : એનો ઉપાય ?

શૌનક : મને તો નથી દેખાતો !– ગાંધીજી જેવા પણ જ્યાં નિષ્ફળ થયા...ત્યાં...એક બીજો માર્ગ પણ છે, આ સાર્વત્રિક દાંભિકતાથી છૂટવાનો,–વ્યક્તિગત વિશુદ્ધિનો જે આજ આપણી મમ્મીએ અપનાવ્યો છે. પપ્પાએ ખડકેલ સંપત્તિના શિખર ઉપર પણ સાધ્વીના જેવું તપ, તિતિક્ષા અને ત્યાગયુક્ત જીવન જીવીને !

ઉકો : ધ્વજ–વંદન તો આવી ત્યાગમૂર્તિઓ પાસે કરાવવું જોઇએ !

કિશોરી : અને તમારા જેવી નિષ્કામ નિખાલસ સેવાની પ્રતિમાઓ પાસે,...ઉકાદાદા,

શૌનક : મમ્મી અને ઉકાદાદા જેવી વ્યક્તિગત વિશુદ્ધિઓને લાખ લાખ વન્દન, કિશોરી પણ...આવા છુટાછવાયા વિરલ અનાક્રમક દેહદમનો દ્વારા આ રાષ્ટ્રના હ્રદયને લાગુ પડેલ ભયાનક રોગ નાબૂદ થશે, એમ મને નથી લાગતું ! અથવા કહો કે એવો માર્ગ લેવાની પણ મારામાં હિંમત નથી. બીજી બાજુ આ દશમુખી દાંભિકતામા શ્વાસોશ્વાસ લેવાની પણ મારામા શક્તિ નથી; એટલે મેં તો નિશ્ચય કરી નાખ્યો છે કે વહેલામા વહેલી તકે...આ દેશનો ત્યાગ કરવો, એને વંદેમાતરમ્ કરીને અમેરિકા પાછા ચાલ્યા જવું ! પણ હવે તું વાત કર.

કિશોરી : રોગનું મારું નિદાન લગભગ તારા નિદાન જેવું જ છે,શૌનક, પણ હું મેદાન છોડીને ભાગી જવા નથી માગતી, વ્યક્તિગત પ્રયત્નો એ સાકરની ચમચી નાખીને સાગરને મીઠો કરવાના પ્રયત્નો જેવા નીવડી શકે એ જાણવા છતાં, ખારા સાગરને મીઠો કરવાની હું કોશિષ કરવાની છું. શૌનક, હું પચાસ વરસ પહેલાં આપણું કુટુંબ જયાંથી આવ્યું ત્યા આપણા ગોમતીપુર ગામમા જઇને બેસવાની છું.

ભાગીરથી : હું તારી હારે આવીશ કિશોરી !

ઉકો : ને હુ તો ખરો જ !

કિશોરી : તમે તો ખરા જ, ઉકાદાદા ! તમે ન કહ્યું હોત તો પણ તમારી ને મમ્મીની ગણતરી તો મેં કરી જ હતી. આ શૌનકને પણ હું સમજાવીશ. અહીંની ગંદકી જોઇને પરદેશ નાસી જવા કરતાં, એ ગંદકી જોઇને વચ્ચે રહીને એનો ઇલાજ કરવા......

શૌનક : મને શ્રધ્ધા નથી, મને મારી જાતમાં જ શ્રધ્ધા નથી, કિશોરી, અત્યારે તો નથી જ ! પણ પશ્ચિમથી થાકીશ અને ભારતમા આવવાનું મન કરીશ, તો પહેલી દિશા આપણા ગોમતીપુરની પકડીશ.

મંગળદાસ : કેમ ! આજે ગોમતીપુર સાંભરી આવ્યું

છે, એકાએક ?

શૌનક :
કિશોરી : } પપ્પા !

ઉકો : મંગલદાસ

ભાગીરથી : આવી ગયા !

મંગળદાસ : થાકીને લોથ થઇ ગયો ! ચાર ચાર ભાષણો ઉપરાઉપર ! લોકો પણ હિલોળે ચડે છે, મારું નામ સાંભળીને ! આમ જુઓ, આ હારતોરાથી ગુંગળાવી નાખ્યો છે ! લે આ હાર. ઉકા, મોટા ભાઇની છબીને પહેરાવી દે ! બધો પ્રતાપ એમનો જ છે ! હવે કહો જોઇએ ગોમતીપુર કેમ સાંભર્યું, તમને, અત્યારે ?

શૌનક : હું ઇન્ટરમાં હતો, પપ્પા, ત્યારે જુલિયસ સીઝર નામનું એક નાટક શેકસપિયરે લખેલું અમને ભણાવવામાં આવતું હતું.

કિશોરી : હું પણ ભણી છું. અમને બી. એ. માં ચાલતું.

મંગળદાસ : હું ભૂલતો ન હોઉં તો એ નાટકનો એક ભાગ અમારી 'રેપિડ રીડર'માં હતો, હું મેટ્રિકના વર્ગમાં હતો ત્યારે ! Friend Countrymen Roman ! Lend me your ears...કેટલીક લીટીઓ તો આજે પણ મને યાદ છે ! અને તેમાં પણ એન્ટનિનું ભાષણ—એ તો એક નમૂનો જ છે. ભોળા લોકોને શબ્દોની જાળમાં જકડીને તેમની પાસે ગમે તેવાં ગોઝારાં કામ કરાવવાનો !

શૌનક : એ નાટકમાં એક પ્રોફેટ, એક ભવિષ્યવાણી ભાખનાર આવે છે, જે સીઝરને ચેતવે છે, પપ્પા, Beware of the Ides of March ! માર્ચની પંદરમીથી ચેતજે ! પણ દુર્ભાગ્યનો ભમાવ્યો સીઝર એનું ખૂન થાય છે.

મંગળદાસ : હં...પણ આ પ્રસંગને અને આપણી વાતને શો સંબંધ છે ?

શૌનક : માર્ચને બદલે ઑગસ્ટ શબ્દ મૂકી દો, એ સંબંધ આપોઆપ સમજાઇ જશે, પપ્પા ! આજે જે સ્થિતિ, જે દુર્દશા આપણી આસપાસ પ્રવર્તે છે, તે જોઇને કોઇ પ્રોફેટને ઑગસ્ટની પંદરમીથી ચેતતા રહેજો Beware of the Ides of August એવી ચેતવણી ઉચ્ચારવાનું મન થાય એમ નથી લાગતું.

મંગળદાસ : તું શું કહેવા માગે છે શૌનક ?

શૌનક : ઑગસ્ટ પંદરમી, એક એવી સૃષ્ટિનું સપનું હતી પપ્પા, ઊગનાર એક નવા દિવસની એ ઉષા હતી, ખીલનાર એક નવ પુષ્પની એ કળી હતી, આવનારે એક નવા સુવર્ણ-યુગની એ ઝાલરી હતી ! આ હું નથી કહેતો, પપ્પા મધરાતનું જવાહરલાલજીનું સમગ્ર રાષ્ટ્રને અને વિશ્વને સંબોધીને કરવામાં આવેલું વ્યાખ્યાન કહે છે. એ સપનું વિલાઇ ગયું, પપ્પા, એ કળી કરમાઇ ગઇ, એ ઉષા દિવસને જન્મ આપ્યા વગર આગળ ગઇ, અને એ ઝાલર સુવર્ણ યુગને બદલે કોઇ જુદા જ યુગની નાન્દી જેવી બની ગઇ ! અને આપણે ઑગસ્ટની પંદરમીઓ અને જાન્યુઆરીઓની છવ્વીસમીઓ ઊજવતા રહ્યા ! શા માટે આવું બધું બન્યું ? પૂછી જુઓ છેલ્લા સો વરસના ઇતિહાસને ! પૂછી જુઓ વિશ્વવંદ્ય આપણા એ રાષ્ટ્રપિતાને અને એમના આસપાસ આગળપાછળ ઊભેલ નાનામોટા અનેક જ્યોતિ પૂંજોને ! ત્યાગ અને તપશ્ચર્યા અને બલિદાનની શોણિત સરિતાઓ એમણે વહાવી એવી શ્રધ્ધાથી કે એક દિવસ એ શોણિતમાંથી એક સહસ્રદલ કમલ પ્રફુલ્લશે જેનું બીજું નામ...રામરાજ્ય હશે ! જ્યાં શ્રીમંત રંક, ઉચ્ચ નીચના ભેદો નહિ હોય ! જ્યાં ભાષા, અને સીમાડાના ક્ષુદ્ર સંઘર્ષો નહિ હોય, જ્યાં અદકામાં અદકો નાગરિક પણ એના વસ્ત્ર, આશ્રય, શિક્ષણ અને સ્વમાનની બાબતમાં સંપૂર્ણ સુરક્ષિત હશે. ઑગસ્ટ પંદરમીનું એ સ્વપ્ન

ભ્રાતૃભાવ, સમાનતા અને સર્વોદયનું એ સ્વપ્ન એકતા અખંડિતના અને અભિન્નતાનું એ સ્વપ્ન આજે વિષમતા, વિસંવાદ બેકારી, દુકાળ આન્તરકલહ અને નૈતિક શિથિલતારૂપી ભયાનક ભુતાવળમાં પલટાઇ ગયું છે. પતનની આ પરંપરા ક્યા જઇને અટકશે એની કલ્પના કરતાં પણ આત્મા ધ્રૂજી ઊઠે છે !

મંગળદાસ : પણ આ બધું તો અમે રોજ કહીએ છીએ. આજનાં મારાં ભાષણોમા પણ...

શૌનક : તમે એ કહ્યું હશે જ. પપ્પા, કહ્યા વગર છૂટકો જ નથી, ગમે તેવા આશાવાદીને પણ–પણ તમારા શબ્દો અને તમારી આ રહેણીકરણી તરશે...માફ કરજો...જરાય મેળ નથી...

મંગળદાસ : શૌનક !

શૌનક : હું જાણતો જ હતો કે 'સત્ય' વાત સાંભળતા વેંત તમે ઉશ્કેરાઇ જશો. પણ કોઇકે તો એ સત્ય સંભળાવવું જ પડશે, કોકવાર– તો પછી આજના જેવો રળિયામણો બીજો દિવસ નથી. આજે ઘરના આંગણા જેવું નવજીવનની શરૂઆત કરવાનું બીજું કોઇ સ્થળ નથી. કિશોરીએ અને મેં એક નિશ્ચય કર્યો છે. પપ્પા, વાણી અને વર્તન વચ્ચે મેળ સાધવાનો ! મેં મારી રીતે, ને કિશોરીએ કિશોરીની રીતે !, મેં આ દેશનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે, પપ્પા અને તમારી આ સંપતિનો પણ !

કિશોરી : અને હું ગોમતીપુર જઇને ત્યાં ગાધીજીનું કાર્ય એકડેએકથી શરૂ કરવા માગુ છું...

મંગળદાસ : અને આ ભાગીરથી...

કિશોરી : મમ્મી મારી સાથે જ આવશે.

મંગળદાસ : અને આ ઉકલો ?

ઉકો : હું તો આમેય જવાનો હતો.

મંગળદાસ : તો જાઓ ! જાઓ બધાં ! તમે ગાંડાં થયાં છો ! તમારાં ભેજાં ચસકી ગયાં છે. કદાચ માનતા હશો, નમે કે આવી રીતે સામટો હલ્લો કરવાથી મારો રાંક હું બદલીશ. સંપત્તિ નથી જોઇતી ? અભાગીઓ છો, આ સંપત્તિથી ? ખરી વાત તો એ છે તમને મારી સફળતાની અદેખાઇ આવે છે આદર્શોની દુહાઇ દઇને તમે તમે મારે હાથે પગે બેડીઓ જકડવા માગો છો–મારી ગગનયાત્રાને રૂંધવા માગો છો. પણ આ મંગલદાસ કોઇ જુદી જ માટીથી ઘડાયેલો છે ! તમે જઇ શકો છો. જાઓ ! અત્યારે જાઓ ! હવે ઊભા છો શા માટે ? મારી આ સંપત્તિના ઓછાયામા શા માટે હવે હવે એક પળ પણ ખોટી થાઓ છો ! જોઇએ છે કૈં ?

કિશોરી : હા જોઇએ છે, પિતાજી ! તમારી આ લખલૂટ સંપત્તિમાથી એક આ ચીજ... આ મોટાકાકાનું તૈલચિત્ર અમે લઇ જવા માગીએ છીએ ? ગોમતીપુરાના આશ્રમમા એ વધારે શોભશે ?

મંગળદાસ : લઇ જાઓ, એ વેદિયાને પણ !

ઉકો : ચાલો મોટાભાઇ......
તારી જો હાક સુણીને
કોઇના આવે રે
તો તુ એકલો જાને રે !

(આકાશવાણીના સૌજન્યથી)

●●●

# 'રાઇનો પર્વત'માં લગ્નભાવના:

પ્રા. વિ. ર. ત્રિવેદી તથા પ્રા. વિ. ક. વૈદ્યના હાથે તાલીમ પામી ૧૯૫૪ માં એમ. એ. થયા. અને એ જ વર્ષથી અધ્યાપનનો આરંભ કરી, સૂરત, પેટલાદ, ભુજ અને ભાવનગરની કૉલેજોમાં વ્યાખ્યાતા તરીકે કામગીરી બજાવી. હાલ સુરેન્દ્રનગરની કૉલેજમાં પ્રાધ્યાપક તરીકે કામ કરતા લેખક સંશોધન તથા વિવેચન વિષયક લેખો અવારનવાર લખતા રહે છે. એમના સ્વતંત્ર તથા અન્યની સાથે દસેક જેટલા અધ્યયન ગ્રંથો પણ પ્રગટ થયા છે.

રમેશ મ. શુકલ

જે માણસ એક પણ વિધવાનાં આંસુ લૂછે છે, જે એક પણ બાળાને લગ્નના નામે ઓળખાતા પશુ-યજ્ઞમાંથી બચાવી લે છે, જે અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુધ્ધ સેવા કરે છે ને સંભવ છે કે મહાધુરંધર રાજ્ય-પ્રકરણી યોધ્ધાની લડત ભુલાઇ જશે ત્યારે આવી ખૂણેખોચરે થતી સેવા ફળ આપ્યાં જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી, પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઇની હતી. — ગાંધીજી

સ્વ. સર રમણભાઇ ગુજરાતના 'પ્રથમ શિષ્ટ બુધ્ધિલક્ષી' હાસ્યકાર હોવા ઉપરાંત ગુજરાતી નાટ્યસાહિત્યમાં થયેલા નવા પ્રયાણના દ્યોતક પણ હતા. અને તેમની સમાજભાવના તેમના 'રાઇનોપર્વત'માં સાંગોપાંગ વ્યક્ત થઇ છે. જેમ ગોવર્ધનરામ અને ન્હાનાલાલની કૃતિઓમાં સ્ફુટ થતી લગ્નભાવના વિશે વિચારણા થઇ છે તેમ 'રાઇનોપર્વત'માં રમણભાઇની લગ્નભાવના વિશે પણ તલસ્પર્શી વિચાર થવો ઘટે.

રમણભાઇના લગ્ન અને પુનર્લગ્ન વિશેના વિચારો જાણવા માટે ભૂમિકા તરીકે તેમણે જે સમાજનું ચિત્ર આપ્યું છે તે જોવું આવશ્યક છે. એમણે વૃધ્ધ પર્વતરાયને લીલાવતી જેવી યુવતીના પતિ તરીકે આલેખી તેમના સમયમાં પ્રવર્તતાં વૃધ્ધલગ્નો અને કજોડાંનો ખ્યાલ આપ્યો ઘરડેઘડપણ લગ્ન કરનાર પર્વતરાય યુવાન વધૂને પરણનાર વૃદ્ધ પતિના લગ્ન પછી જુવાન થવા ચમત્કારિક કાયાકલ્પના ફાંફાંની રજૂઆત કરી લેખકે સચોટ કટાક્ષ કર્યો છે. પરંતુ એ કટાક્ષનું ખરૂં રહસ્ય તો ત્યારે જ સ્ફુટ થાય છે, જયારે વૃદ્ધવયે યુવાન કન્યાને પરણનાર પર્વતરાય બાળવયમાં વિધવા થનાર, પોતાની નવવધુની જ વયની પુત્રી વીણાવતીને એકાંતવાસમાં, પુરુષના સંસર્ગથી તો શું, પુરુષ શબ્દના શ્રવણ માત્રથી યે વંચિત રાખે છે અને એને મૃત જાહેર કરે છે; ઉપરાંત અજ્ઞાન—અણસમજુ એવી કન્યાનું ભાવિ યજમાન તરફથી ગોરને બારોબાર જ્યાંથી દક્ષિણા વધારે મળે ત્યાં કરતો દર્શાવી, જ્ઞાતિની રુઢિને લીધે આવા વેવિશાળ અતૂટ હોય, કોઇ તોડે તો જ્ઞાતિબહાર થાય; એ કન્યાને કોઇ સ્વીકારે નહિ, વગેરે કેટલીક સ્પષ્ટ હકીકતોનું આલેખન કરી હિન્દુસમાજમાં

લગ્નને નામે નવર્તતા અનિષ્ટનુ સચોટદર્શન લેખકે કરાવ્યુ છે એ જ રીતે વ જુલનો હાથે પાત્ર, પણ કેટલાક પ્રસ ગોએ ધ્યેયલક્ષી વાર્તાલાપ, વીણાવતી અને લેખાનો સવાદ–જેવા સ્થળોએ થોડી અતિશયોક્તિ બાદ કરીએ તો, લેખકે સમાજની બદીઓનો ખ્યાલ આપી એમા રહેલા સુધારાના અવકાશ પ્રત્યે નિર્દેશ કર્યો છે નરસિં હરાવે 'જયાજયત અને 'રાઇનો પર્વત'ની સરખામણી કરતા અવલોકયુ છે "'જયાજયતમાની દિવ્યઅલિપ્ય લગ્નભાવના એમાના અમાનુષ ઉડ્ડયનો ઇત્યાદિથી અતિ તૃપ્ત થઇને માનવજીવનમા ભમવાની માનવજીવનના કઠ્ઠ સત્યોનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય તો અક્ષમ્ય નહિ ગણાય–અને એ અનુભવો 'રાઇનો પર્વત કરાવી શકે છે

રમણભાઇએ કલ્યાણકામ અને સાવિત્રી દુર્ગેશ અને કમળા તથા જગદીપ અને વીણાવતી એ ત્રણ પાત્રયુગ્મો દ્વારા શુચિ દામ્પત્ય સ્નેહલગ્ન અને પુનર્લગ્ન અ ગે પોતાના વિચારો પ્રદર્શિત કર્યા છે

લગ્નનો ઉચ્ચ આદર્શ રજૂ કરતુ રમણભાઇનુ માનસ કલ્યાણકામ અને સાવિત્રીના યુગલ દ્વારા વ્યકત થાય છે એમણે વારવાર આ દ પતીના યુક્તિપૂર્વકના વર્તાલાપ દ્વા । એકમેકને પૂરક એવો સફળ દામ્પત્યજીવનની ચારુરૂપ આદર્શ રજૂ કર્યા છે બીજા અ કમા સાવિત્રી કહે છે કે લગ્ન પહેલા અન દારનો એને બહુ ઉલ્લાસ હતો અને જો લગ્ન પછી બન્નેના અનુરાગમા ન્યૂનતા હોત તો આજે પણ અલ કારથી સ તાષ મેળવતે ત્યારે કલ્યાણકામ તેની મન સ્થિતિ સમજવા પૂછે છે 'એમ નહી તો આગ નયનોના અનુ રજન ખાતર તમે થોડા રત્ને ન પહેરો ? ત્યારે સાવિત્રી કહે છે 'તમારા નયનોનુ અનુરજન થતુ હોય તો હુ થોડા નહિ પણ ઘણા રત્ન પહેરુ પણ તમારા હૃદયનુ અનુરજન શાથી થાય છે તે હુ જાણુ છુ અને તમારા હ દયથી જુદે પ્રકારે પ્રસન્નતા મેળવવાની તમારા નયનોને ઉત્સુકતા હોય એમ હુ માનતી નથી' અહી સાવિત્રીની પતિમાની શ્રદ્ધા જ બોલી રહી છે આ અને આવા વાર્તાલાપો દ્વારા લેખકે એક સયમી અને ઉચ્ચ ઘી દ પતીનુ દર્શન કરાવ્યુ છે પરતુ એ અતિસયમી દ પતીમા પ્રેમનો અભાવ છે એમ પણ કેમ કહેવાય ?

ઉપરના જ પ્રસગે આગળ વાર્તાલાપમા સાવિત્રી કહે છે લગ્નના દિવસે આપણા સ્નેહની જે ગાઢતા હતી તેમા તલભાર ફેર નથી લાગતો ઊંડાતો ધાધ નીચ પડીને આજે સરોવર ભરાયુ છે પણ જળ તો તેનુ તે જ છે કલ્યાણકામ પ્રત્યુત્તર આપે છે 'હૃદયદેવી ! પતિ પત્ની થતા આપણે પ્રેમી મટી ગયા નથી

એક બીજા પ્રસગે પણ પ્રેમસભર દાંપત્યનુ સુન્દર દર્શન લેખકે કરાવ્યુ છે ત્રીજા અ કમા કમળા દુર્ગેશને કહે કે 'પહેલા મને એમ લાગતુ કે શ્રીમતી અને ભગ વન્તની ગભીરતા તથા પ્રૌઢતામા પ્રેમનો અવકાશ નહિ હોય કે એમનો પ્રેમ અગાધ છે અને એમની આસકિતમા રાગ માતા નથી એટલો ભરપૂર છે, માત્ર એક વાત આશ્ચર્ય જેવી લાગી પ્રિયા, 'પ્રાણનથ અને એવા પ્રેમના સબોધનોના ઉચ્ચાર કરતા મે તેમને કદી સાભળ્યા નથી. આમાં લેખક આજના યુવક યુવતીઓના પ્રેમની આછકનાઇ અને વેવલાઇ પ્રત્યે નિર્દેશ નથી કરતા ? બીજા એક પ્રસગે પતિ અને પત્ની એકબીજાન પૂરક છે એવો વિચાર દર્શાવ્યો છે આમ લગ્નજીવનમા પ્રેમની ઉત્કટતા અને ગભીરતા પ્રૌઢતા અને સયમ કેળવવા જોઇએ એમ દર્શાવવાનો લેખકનો આશય સ્પષ્ટ થાય છે શ્રી અનતરાય રાવળે અવલોકયુ છે સાવિત્રી અને કલ્યાણકામને પ્રણયપુનિત પ્રસન્ન દામ્પત્યયોગનુ ઉત્કૃષ્ટ ઉદાહરણ આપવા માટે લેખકે નાટકમા ઉમેર્યા છે સ્વ રામનારાયણ પાઠકે પણ નોધ્યુ છે નાટકના પ્રય જનની અ તિમ સિદ્ધિ આ દ પતી સાધે છે માનવજીવનને લભ્ય સર્વ ઇષ્ટ અ શો કવિએ આ દ પતીમા મૂકયા છે

આ યુગલ બીજા યુગલોની પડખે રહી વિવિધતાથી વસ્તુનુ વધારે સ્પષ્ટ દર્શન કરાવે છે દુર્ગેશ અને કમલા પુષ્ટ પ્રેમવાળા દ પતી છે, રાઇ અને વીણાવતી સાત્વિક ભોળા, અણસમજુ મુગ્ધ છે ત્યારે આ દ પતી પ્રેમના સરોવર જેવા ગભીર પ્રસન્ન જ્ઞાનસપન્ન છે

આ સાથે 'જયાજયત ને સરખાવતા નરસિંહરાવે અવલોકયુ છે કેટલીકવાર કલ્યાણકામનો અતિસયમી (over moderate) પ્રેમ આપણને નિરાશ કરે છે તે વખતે ક્ષણભર અશકય ભાસતા ઉદ્દામ ઉભ ઓ જોવાની ઉત્કઠા થાય છે તથપિ 'જયાજયત ના કર્તે અ તે અલૌકિક અ તમલગ્નની ભાવનાએ જો ઇયના પણ દેહલગ્નની દૃષ્ટિએ પૃથક્ રહેલા એ અપૂર્વ જોસેન જેવા સૂક્ષ્મ પ્રવાહમાં સ્વતત્ર હોડમામા તરતા એ નાટકના નાયકનાયિ ાને જોઇએ છીએ, તે વખતે એ વિચારનુ

તેજમાં આપણે તો ગૂંગળાઇ જઇએ છીએ...' આ સાથે એટલું ઉમેરવું જોઇએ કે 'રાઇનો પર્વત'માં કલ્યાણકામ–સાવિત્રીના અતિસંયમી પ્રેમની સાથે સાથે દુર્ગેશ અને કમલા તથા જગદીપ અને વીણાવતી ઉત્કટ અને ઉદ્દામ પ્રેમ દાખવી જાય છે. 'જયાજયંત'ની અપેક્ષાએ 'રાઇનો પર્વત'માં તો આપણે અલૌકિક આદર્શમાં ન વિહરતાં ઇહલોકના માનવીઓની સૃષ્ટિમાં આકાર પામતા સમાજનું વાસ્તવિક દર્શન કરીએ છીએ.

રમણભાઇની લગ્નભાવનાનું બીજું પાસું છે સ્નેહ-લગ્ન. ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર અને કુમુદના પ્રસ્તાવિક લગ્ન પહેલાં બન્નેમાં પ્રેમનાં અંકુરો ફૂટતાં દર્શાવ્યાં છે, એ લગ્ન અસંભવિત બનતાં કુસુમને સરસ્વતીચંદ્ર પ્રત્યે સૂક્ષ્મ પ્રેમ હતો એવું દર્શાવવાનું તેમણે જરૂરી માન્યું છે એ ઉપરથી તેમનું વલણ સ્નેહલગ્ન તરફ હતું એ સ્પષ્ટ થાય છે. ન્હાનાલાલ તો સ્નેહલગ્નના જાણે સાંપ્રદાયિક હતા. તેમ આ નાટકમાં રમણભાઇ સ્નેહલગ્નના સમર્થક તરીકે પ્રગટ થાય છે. સ્નેહલગ્નનો વિચાર દુર્ગેશ અને કમલાનાં પાત્રો દ્વારા પ્રગટ થાય છે. તે બન્ને પ્રથમ દર્શને પ્રેમ અનુભવે છે. પુષ્પસેન સમાજમાં આવે વખતે બને છે તેમ તેમનાં લગ્નની વિરુધ્ધ છે. અને આવી પરિસ્થિતિમાં કલ્યાણકામ આ બાબતનો તોડ લાવે છે ત્રીજા અંકમાં દુર્ગેશ અને કમલાના પ્રેમાલાપમાં લેખક સ્નેહલગ્નનું સાચું રહસ્ય રજૂ કરે છે. દુર્ગેશ કમલાને પૂછે છેઃ 'તને મારા પ્રેમની નિશ્ચલતા પર શ્રદ્ધા નથી?' ત્યારે કમલા થોડી કાવ્યપંક્તિઓ પછી સાવિત્રીએ કહેલા વચનનું પુનરુચ્ચારણ કરતાં કહે છેઃ 'ગયેલું યૌવન પાછું મેળવવાનો ઉપચાર મહારાજ પર્વતરાયને જડયો છે. પણ ગએલો પ્રેમ પાછો મેળવવાનો ઉપચાર કોઇને જડયો નથી. માટે પ્રેમમાં નિરંતર દૃઢ રહેવાનું મનોબળ તમારા બન્નેમાં છે એમ તમને લાગતું હોય તો જ લગ્ન કરજો, ફીણના ઊભરાથી પાણીની ઊંડાઇનું માપ થતું નથી. માટે ઊભરો શમી જાય ત્યારે પાણી કેટલું રહેશે એનો ખ્યાલ પ્રથમથી કરી મૂકજો.

વધુમાં નાટકનો છઠ્ઠો અંક પણ સ્નેહલગ્નની ભાવનાનું સમર્થન કરે છે. આ આખો અંક વસ્તુવિધાન અને કલાવિધાનની દૃષ્ટિએ પૂર્વભાગથી અળગો પડી જતો હોય એમ લાગે છે. પ્રા. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ નોંધ્યું છે તેમ છેલ્લા બે અંકમાં નૂતન નાટકના તત્ત્વો દેખાય છે. આ બે અંકો નાટકનો પૂર્વભાગ જોડે થીંગડાનો નહિ છતાં આછો જ સંબંધ છે. બીજી બાજુ, કવિની દૃષ્ટિએ પ્રેમલગ્ન રાજ્યપ્રાપ્તિ કરતાં પણ, માનવજીવનની અપૂર્ણતા પૂરી કરવાને, વધારે આવશ્યક છે. તો નીતિની ભારેમાં ભારે કસોટીમાંથી પસાર થયેલો રાઇ, છેવટે અવિવાહિત શા માટે રહે, એવો પ્રશ્ન કરી સ્વ. રામનારાયણ પાઠકે આ અંકોની આવશ્યકતા વિશે સમાધાન શોધ્યું છે.

છઠ્ઠા અંકમાં સ્નેહલગ્નની મીમાંસાને વધુ સ્પષ્ટ રીતે ચરિતાર્થ કરવા લેખકે વીણાવતીનું પાત્ર ઉમેર્યું છે. દુર્ગેશ અને કમલાની જેમ જગદીપ પ્રથમ દૃષ્ટિએ જ વીણાવતીના પ્રેમમા પડે છે. અને વીણાવતી પણ એ જ રીતે, કંઇક મનને ગમતી એવી–કોટની અંદરની ભાષામાં કહીએ તો–મૂંઝવણ–અને બહારની ભાષામાં કહીએ તો 'પ્રેમ' અનુભવે છે. એ પ્રેમનો વિકાસ થતાં, લેખાને ખબર પડતાં તે વીણાવતીને તેના સંજોગો સમજાવતાં કહે છે કે તે વિધવા છે અને તેનું લગ્ન જે તેનાં માતાપિતાએ કર્યું હતું એ જ ખરું લગ્ન કહેવાય ત્યારે વીણાવતી કહે છેઃ 'ખરું લગ્ન તો પ્રેમનું હોય!' આગળ ચાલતાં લેખા કહે છે કે વિધવા લગ્ન કરે તો પ્રેમની ભાવના ખંડિત થાય. ત્યારે વીણાવતી સૂચક પ્રશ્ન કરે છે : 'જેના પર મારો પ્રેમ છે તેની સાથે લગ્ન કરું તો પ્રેમની ભાવના પુષ્ટ થાય કે ખંડિત થાય? જ્યારે લેખા કહે છે કે પ્રેમનો પ્રતિબંધ ન થઇ શકે તો પણ લગ્નનો પ્રતિબંધ થઇ શકે છે. ત્યારે વીણાવતી પોતાના હૃદયનો અને લેખકનો ઉદ્વેગ વ્યક્ત કરતાં લેખકની સ્નેહલગ્નની ભાવનાને વાચા આપતાં કહે છે : 'પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ છે? અને લગ્ન તે લગ્ન કરનારની ઇચ્છાનો વિષય નથી?' વીણાવતીના આ વિધાનની છણાવટ કરતાં: પ્રેમમય પરમાનંદના સાધન તરીકે લગ્નમાં દેહસમર્પણ સાથે આત્મસમર્પણની આવશ્યકતા ઉપર યોગ્ય ભાર મૂકી સ્વ. નરહરિ પરીખે એક ચર્ચાસ્પદ મુદ્દો ઉપસ્થિત કર્યો છે. તેઓ પ્રશ્ન કરે છે : 'ઘણાંયે લગ્નોમાં શુદ્ધ પ્રેમ એ પ્રવર્તક કારણ નથી હોતો. આવા દાખલાઓમાં પુરુષ અથવા સ્ત્રીને આત્મસમર્પણનું બીજું કોઇ સ્થાન મળી જાય તો શું એમ કહી શકાશે કે પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ નથી? માટે પ્રથમ લગ્ન તોડી નાખી જેના પ્રત્યે આકર્ષણ

થાય તેની સાથે બીજું લગ્ન કરવું ? 'શ્રી પરીખનો આ પ્રશ્ન મહત્ત્વનો છતાં આ સ્થળે અપ્રસ્તુત જણાય છે. સ્વ નરહરિભાઈએ આગ્રહ રાખ્યો હતો તેવો લોકસંગ્રહ અને સમાજસુધારક રમણભાઈને પણ હતો, એથી જ તેમણે કમલાના મુખમાં સાવિત્રીના શબ્દો મૂકી લાલબત્તી ધરેલી જ છે કે પ્રેમમાં નિરંતર રહેવાનું દૃઢ મનોબળ હોય તો જ લગ્ન કરવાં. સ્વ. નરહરિભાઈની શંકા એ છે કે જેમનાં લગ્ન લગ્નસ્નેહ કે સ્નેહલગ્નની કક્ષાનાં ન હોય, કેવળ–લગ્ન, દેહલગ્ન જ હોય તેઓને પ્રેમનું બીજું સ્થાન મળી જાય તો શું ? પરંતુ લેખકની કૃતિમાનાં કોઈ પણ વક્તવ્યનો તેના સંદર્ભમાં જ વિચાર કરવો જોઈએ. અહીં વીણાવતી માતાપિતાની લગ્નનો લ્હાવો લેવાની ક્ષુલ્લક ઇચ્છાનો ભોગ બનેલી 'કુમારી વિધવા' છે, પરણેલી સ્ત્રી નહિ. અને આમ સમાજમાં આવાં લગ્નને નામે પ્રવર્તતા વૃદ્ધલગ્ન, બાળલગ્ન અને કજોડાંના અનિષ્ટને ટાળવા રમણભાઈ જો એમ કહે કે લગ્ન એ લગ્ન કરનારની ઇચ્છાનો વિષય છે અને એક વાર ઉત્પન્ન થયેલો પ્રેમ દૃઢ થયા પછી એ પ્રેમીઓ લગ્ન કરે, તો એમના એ વક્તવ્યમાં અયુક્ત શું હોઈ શકે ? લોકસંગ્રહ અને સમાજસ્વાસ્થ્ય માટે જરૂરી બંધન તેમણે ઉપર કહ્યું તેમ મૂક્યું જ છે કે પ્રેમ આવેશ કે વાસના ન હોય પણ ગાઢ નિરંતર પ્રેમ હોય. જેઓને પરણ્યે વર્ષો વીત્યાં હોય–પુત્રાદિની પ્રાપ્તિ થઈ હોય એવાં દંપતી તો નિભાવી જ લે છે–પોતાને માટે નહિ, તો પુત્રાદિના યોગક્ષેમ માટે. પરંતુ વર્તમાન અને ભાવિ પ્રજા માટે લગ્ન એ લગ્ન કરવાની ઇચ્છા સેવનાર ગાઢ પ્રેમીઓનો વિષય નહિ પરંતુ લોકસંગ્રહ અને સમાજશુદ્ધિના ઠેકેદાર ગણાતા રૂઢિચુસ્ત વર્ગનો છે એમ તો સ્વ. પરીખ ન જ માનતા હોય. રમણભાઈ તો પ્રત્યેક લગ્ન પહેલાં સ્નેહ આવશ્યક શરત છે એમ માનતા હતા.

લેખકની લગ્નભાવનાનું ત્રીજું પાસું છે પુનર્લગ્ન. એ વિષયમાં રમણભાઈનો મત સ્પષ્ટ છે અને તે રાઈના મુખે વ્યક્ત થયો છે : 'હા, મારો મત એવો છે કે વિધવાઓ માટે પુનર્લગ્નનો માર્ગ ખુલ્લો હોવો જોઈએ કે જેની ઇચ્છા હોય તે ફરી વિવાહિત જીવનમાં પ્રવેશ કરી શકે અને ફરી સૌભાગ્ય મેળવી શકે. પુનર્લગ્ન એ લગ્નના જેવો જ સ્વાતંત્ર્યનો વિષય છે. અને સ્ત્રીનું સ્વાતંત્ર્ય શા માટે લઈ લેવું જોઈએ ? ' આમ આ વિધાનથી લેખકના ઉદાર મંતવ્યનો પરિચય મળી જાય છે. પરંતુ જો લેખકને કેવળ આ જ વિચાર રજૂ કરવો હોત તો વીણાવતીનું પાત્ર અને છઠ્ઠો અંક ઉમેરવાની જરૂર ન પડત. જો આ વિધાનથી તેમના પુનર્લગ્નનો વિચાર દર્શાવાઈ ગયો તો નિરર્થક આખો અંક ઉમેરી, કલાવિધાનમાં ક્ષતિ હોવાનો આક્ષેપ વહોરવા જેવું જોખમી સાહસ તેમણે શા માટે કર્યું હશે ?

લેખક પોતાના વિચારને નાટકમાં 'ચરિતાર્થ' કરી બતાવવા ઇચ્છતા હતા. ઉપરાંત અવિવાહિત રાઈ ગાદીએ બેસવાથી નાટકની આકાક્ષા કાંઈક અધૂરી રહી જતી હોય એવું લાગ્યું હતું. પરંતુ જો કેવળ આટલો જ હેતુ હોત, એક કાંકરે બે પક્ષી મારવા હોત તોય જગદીપનાં લગ્ન વિધવા લીલાવતી સાથે કરાવી પોતાનું ધ્યેય પાર ન પાડી શક્યા હોત ? સમાજના વૃદ્ધલગ્નના અનિષ્ટનો ભોગ બનેલી એક અબળાનો ઉદ્ધાર કરી તેને આ રીતે સૌભાગ્ય પ્રાપ્ત કરાવી શક્યા હોત ! અહીં એ પણ નોંધવુ જોઈએ કે વીણાવતી અને–તેની ન[illegible] મા–લીલાવતીની વયમાં ખાસ તફાવત નથી લેખકના[illegible] કની શરૂઆતમાં જ જાલકા દ્વારા કહે છે કે રાણી રૂપવતી[illegible] સ્વર્ગવાસ પછી પર્વતરાયે ફરી લગ્ન કર્યું છે અને ન[illegible] રાણી લીલાવતી હજી યુવાવસ્થામાં પ્રવેશ જ કરે છે. આ[illegible] આ તરફ વીણાવતી પણ પ્રેમમાં પડવા જેટલી–મૂંઝવ[illegible] અનુભવવા જેટલી–યુવાવસ્થામાં પ્રવેશ કરી ચૂકેલી જ [illegible] આમ બન્નેના વયમા ઝાઝો તફાવત નથી. સ્વ. રામન[illegible] રાયણ પાઠકે આને શરતચૂક કહી છે. પર[illegible] લેખકની યોજનામાંજ આ વયસામ્ય જરૂરી હતું એ[illegible] જણાય છે. એમ કરીને તેમણે જગદીપ સાથે [illegible] નવયૌવના લીલાવતીના પુનર્લગ્નની સંભાવના ઊભી કર[illegible] છે. એક તરફ આ જ્ઞાતયૌવના લીલાવતી અને બી[illegible] તરફ અજ્ઞાતયૌવના વીણાવતી બન્ને સાથે પુનર્લગ્ન[illegible] સંભવ દર્શાવી વીણાવતી સાથે છેવટે લગ્ન યોજી લેખ[illegible] પોતાની નીતિભાવના અને સમાજસ્વાસ્થ્ય માટે પુનર્લ[illegible] ગ્નમાં સ્વીકારવા જેવી એક મર્યાદાનું સૂચન કર્યું હોવાનુ[illegible] અનુમાન થઈ શકે.

પરંતુ આ રીતે લીલાવતી સાથે પુનર્લગ્ન કરાવવાન[illegible] રાઈની નીતિભાવનામાં મોટી ખામી આવે છે. નાટકનુ[illegible] મુખ્ય પાત્ર નબળું પડે છે અને લેખકનો નીતિભાવન[illegible]

આલેખવાનો આશય માર્યો જાય છે. તો બીજી તરફ નીતિમાન રાઇ જાલકાની રાજ્ય મેળવવાની જુગારબાજીનું સોગઠું બની વંચનાથી, છળકપટથી પ્રથમવાર જ્યારે રાજય લેવાના પ્રલોભનને વશ થાય છે ત્યારે પણ આપણે તેને અનીતિમાન જ ગણવા તૈયાર થઇએ છીએ ને ! પરંતુ તેની ઉદાત્તના વિજયી નીવડે છે અને પોતાની માતાનો કે બીજી કોઇ પણ પરિસ્થિતિનો વિચાર કર્યા વિના, રાજય જતું કરવાને પણ તૈયાર થઇ, લીલાવતીને આખા કાવતરાની જાણ કરી દે છે અને એ રીતે એક મોટી કસોટીમાથી, અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ કાંચનવર્ણ સાથે બહાર આવે છે. રાઇ ખોટા રાજા થવાના પરિણામે એક સ્ત્રીના ખોટા પતિ થવું પડશે એ જુએ છે ત્યારે જ એની નીતિભાવના આઘાત પામે છે અને એ જ વિચારથી આખા કાવતરાનો ભાંડો ફોડી દે છે. જો એને લીલાવતીના પતિ થવાનું હોત અને દંભથી કેવળ ખોટા રાજા જ બનવાનું હોત તો શું એની નીતિભાવનાને આઘાત ન લાગત ? તેની પેલી પ્રસિધ્ધ એકોક્તિમાં છલનાથી રાજા થવા માટે તો તે લગભગ તૈયાર થયો હતો, પરંતુ લીલાવતીના (ખોટા) પતિ થવું પડશે એ ખ્યાલે તે વ્યગ્ર બની જાય છે. પોતાને આ વહેલું કેમ ન સૂઝ્યું એ માટે પહેલા પોતાના ભોંદપણા પર તિરસ્કાર છૂટે છે, પછી અલબત્ત તેને પોતાના ચારિત્ર્યની ઊજળી બાજુ ગણે છે. જો લીલાવતીના પતિ થવાનું ન હોત તોયે લેખક એવી ઉત્કટ નીતિભાવનાવાળા છે કે જો કેવળ એવી જ પરિસ્થિતિ હોત તો પણ રાઇને આવી કસોટીમાંથી પાર કરાવીને, એને સાચો રાજા બનાવીને જ તેમને સંતોષ થાત. રાઇ પુનર્લગ્નમાં માને છે. પુનર્લગ્ન એ લગ્નના જેવો સ્વાતંત્ર્યનો વિષય છે, એવો તેનો અભિપ્રાય છે. શીતલસિંહ એને લીલાવતી સાથે પુનર્લગ્ન કરવાનું કહે છે ત્યારે રાઇ તેને સ્પષ્ટ કહે છે; 'સમજીને સ્વેચ્છાથી કરવાના પુનર્લગ્નનો હું પક્ષ કરું છું. કપટથી કરવાના પુનર્લગ્નનો હું પક્ષ કરતો નથી. હું પર્વતરાય છું એમ જાણી લીલાવતી મારી સાથે લગ્નની ક્રિયા કરે એ પુનર્લગ્ન કહેવાય નહિ.' અહીં રાઇની નીતિમત્તા વ્યકત થાય છે પરંતુ અહીં એ સ્પષ્ટ છે કે રાઇને કપટથી—પર્વતરાય તરીકે—પુનર્લગ્ન કરવા સામે વાંધો છે. તો જેમ કપટથી રાજ્ય મેળવવાના વાંધાનું લેખકે આમાં કાવતરાની ચોખવટ કરી નિરસન કર્યું, તેમ આ અંગે પણ સઘળી પરિસ્થિતિની સ્પષ્ટતા કરી, નાયકને સંપૂર્ણ રીતે કસોટીએ ચઢાવી, પરાકાષ્ઠા લાવ્યા પછી, એની નીતિમત્તાને એ રીતે વિજયી નીવડતી દર્શાવી, પુનર્લગ્નનો પ્રસ્તાવ રાઇ, લીલાવતી કે વધુ યોગ્ય રીતે કલ્યાણકામ દ્વારા રજૂ થયો હોત તો રાઇની નીતિમત્તામાં કોઇ પ્રકારની ખામી આવે એમ માનવાને કારણ નથી. પરંતુ રમણભાઇએ આમ કર્યું નથી, એનું વિશેષ કારણ હોવું જોઇએ.

અહીં રમણભાઇએ તેમના જમાનામાં પુનર્લગ્ન અંગે જે ત્રણ મતો પ્રવર્તતા હતા તેમાંથી સમાધાનકારી મત સ્વીકાર્યો છે. આ ત્રણ મતમાં એક રૂઢિચુસ્ત સનાતનીઓનો હતો, જે માનતો હતો કે કોઇ પણ વિધવા કોઇ પણ સંજોગોમાં ફરીથી લગ્ન ન કરી શકે. અને એ માટે શાસ્ત્રનું પ્રમાણ ટાંકવામાં આવતું : एक एव पतिर्नार्या यावज्जीवं परायणम् । मृते जिवति वा तस्मिन्नापरं प्राप्नुयात् पतिम् ॥ બીજો મત ઉદ્દામવાદી સુધારકોનો હતો જે બધી જ વિધવાના પુનર્લગ્નના અધિકારને સ્વીકારતો અને સનાતનીઓ સામે તેમના જ શસ્ત્રોનો આધાર આપતો : नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतिते पतौ । पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ જયારે ત્રીજો પક્ષ ઉપરના બન્ને પક્ષો વચ્ચે સમાધાનકારી વલણ ધરાવનારા ઉદાર- મતવાદીઓનો હતો, અને અમુક સંજોગોમા વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપવાની હિમાયત કરતો, અને એ માટે તે પણ શાસ્ત્રનો આધાર ખોળતો : प्राणिग्राहे मृते बाला केवलं मन्त्रसंस्कृता । सा चेदक्षतयोनिःस्यात् पुनःसंस्कारमर्हति ॥

બીજા પક્ષને મતે તો લીલાવતી પણ પુનર્લગ્નની અધિકારિણી બને છે. જયારે વીણાવતી ત્રીજા પક્ષને મતે પુનર્લગ્નની અધિકારિણી છે, કારણ તે કેવળ મંત્રસંસ્કૃતા અને અક્ષતકન્યા વિધવા છે જેણે લગ્નજીવનનું લેશ માત્ર સુખ જાણ્યું નથી, જે લગ્ન શું તે જ સમજી શકી નથી. લગ્ન એ લગ્ન કરનારનો વિષય છે, પુનર્લગ્ન પણ લગ્નના જેવો જ સ્વાતંત્ર્યનો વિષય છે એમ સ્પષ્ટ રીતે કહી, ઉદ્દામવાદી સુધારકોનો મત સ્વીકારવા છતાં, સંસારને થોડો પણ ભોગવનાર, પોતાની અતૃપ્ત લગ્નજીવનની ઇચ્છાને સંતોષવા વૃદ્ધ પતિના પુનર્યૌવન પ્રાપ્ત કરવાના પ્રયોગમાં ઉત્તેજન આપનાર, અકાળે પ્રૌઢતા દાખવનાર લીલાવતી જેવી વિધવાના પુનર્લગ્ન પ્રત્યે યોજનાપૂર્વક ઉદાસીન રહ્યા છે. અને

સમાધાનકારી વલણ દાખવી પતિસુખને ન જાણનારી, મુગ્ધ વીણાવતીના લગ્નને ઉત્તેજન આપ્યું છે એ સૂચક છે.

પ્રા શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે : જગદીપ અને વીણાવતીના સંબંધમાં પુનર્લગ્નની રજા ઘણા આપશે સરસ્વતીચંદ્ર અને કુમુદના સંબંધમાં પુનર્લગ્નની રજા ઘણાં નહિ આપે પ્રા. ત્રિવેદીના જ શબ્દો વાપરીને કહીએ તો જગદીપ અને લીલાવતીનાં લગ્ન કરતાં જગદીપ અને વીણાવતીના લગ્ન માટે ઘણાંની સંમતિ મળે, કારણ લીલાવતી અને વીણાવતી બન્નેના વિષયમાં Conventional widowhood Social terrorism તો છે, છતા તે વીણાવતીના વિષયમાં અત્યાચારના પ્રકારનો બની જાય છે એથી લીલાવતી જેવી વિધવાના પુનર્લગ્ન કરે ન કરે તોય ચાલે, પરંતુ વીણાવતી જેવી વિધવાના લગ્ન તો અનિવાર્ય છે એ મુદ્દો લેખક ભારપૂર્વક કહેવા માગે છે. આ પ્રમાણે નિરુપણ કરવા માટે ત્રણ કારણો હશે. એક તો, લેખકની નીતિભાવના લીલાવતી સાથે રાઇના લગ્નની સંમતિ ન આપતી હોય. બીજું સંસારને થોડો ઘણો માણનાર વિધવાઓના પુનર્લગ્નનો અધિકાર માન્ય હોવા છતા, તેઓ લગ્ન ન કરે અને શકય હોય તો સંયમભર્યું વૈધવ્ય પાળે એવી મર્યાદા અને પતિસુખ બિલકુલ ન મેળવી શકનાર વિધવાઓ લગ્ન કરે એ ઉત્તેજનપાત્ર છે એ સૂચવવું પણ હોય અને છેલ્લે સૌથી મહત્ત્વનુ કારણ એ હશે કે 'ભદ્રંભદ્ર'માં સનાતનીઓની ઠેકડી ઉડાડી સમાજસુધારાના હેતુ સાધવા ઇચ્છનાર રમણભાઇ અહીં સૌમ્ય સમાધાનકારી માર્ગ સ્વીકારી, લીલાવતી કરતાં પણ વધુ સામાજિક અત્યાચારનો ભોગ બનેલી વીણાવતીનું પાત્ર ઉમેરી મોટાભાગના—જેમા સનાતનીઓનો પણ સમાવેશ થાય—સહૃદય ભાવકોની અનુકંપા વિધવાવિવાહના પ્રશ્ન પરત્વે કેળવી, તે માટે સમાજમાં જાગૃતિ લાવી સમાજસુધારાને જ વધુ મહત્ત્વ આપ્યું છે. અને એ માટે છટ્ઠો અંક ઉમેરી કલાક્ષતિનો આક્ષેપ વહોરી લીધો છે.

●●●

## પથ્ય

મનુષ્ય ભાવનાની એક ખાસિયત એવી છે કે એ સહેલી વસ્તુ ગોતે છે. કારણ કે મુશ્કેલ વસ્તુ ટાળવાની વૃત્તિ રાખે છે. વિલાસ સહેલી વસ્તુ છે, વિકાસ સાધવામાં પ્રયત્નો કરવા પડે છે, નવા સંસ્કારો નિર્માણ કરવા પડે છે, સયમ, ત્યાગ, ધૈર્ય, દૃઢતા એવા સદ્‌ગુણો જીવનમા આણવા પડે છે. વિચાર વાણી અને વર્તનમાં પ્રયત્નો કરવાથી જ સામ્ય આણી શકાય છે. માત્ર વિદ્વતા કે પંડિતાઇ ક્ષા કામ આવતી નથી. વૈદકનાં પુસ્તકો વાચવાથી તંદુરસ્તી મેળવી શકાતી નથી. કસરતનાં પુસ્તકો વાંચવાથી મલ્લ બની શકાતુ નથી. તંદુરસ્તી મેળવવા માટે પથ્ય પાળવું પડે છે. સંયમશીલ બનવુ પડે છે. પથ્ય એટલે જ અમુક ચીજો ખવાય અને અમુક ન ખવાય. શારીરિક તન્દુરસ્તી માટે જેમ ખોરાકમાં પથ્યનું પાલન કરવું પડે છે તેવી જ રીતે માનસિક, હૃદયની તન્દુરસ્તી મેળવવા માટે પણ બીજા પ્રકારોનું પથ્ય પાલન કરવું જોઇએ. દરેક ધર્મમાં, દરેક સંપ્રદાયમાં અમુક વસ્તુઓ કરાય, અમુક ન કરાય એવાં સૂચનો હોય છે જ.

—કેદારનાથજી

# એક સાંજ

વિજ્ઞાનના પદવીધારી, વ્યવસાયે મિલ માલિક, છતાં સાહિત્યના જીવ. ૧૯૬૨થી લેખનની શરૂઆત કરી, પરંતુ કલમના સંયમી, એટલે સંખ્યાની દૃષ્ટિએ ઓછી છતાં સરસ વાર્તાઓના આ સર્જકની કેટલીક વાર્તાઓ હિંદીમાં અનુવાદ પામી ચૂકી છે. પ્રથમ વાર્તા–સંગ્રહ ૧૯૬૯માં બહાર પડવાની ધારણા છે.

સુધીર દલાલ

હૉટલના ઓરડાઓ સળંગ હારમાં આવ્યા છે. દરેક ઓરડાનું આગલું બારણું કૉમન વરંડા જેવા કૉરિડૉરમાં પડે છે. બારણાની બન્ને બાજુએ એક એક આરામ-ખુરશી દ્વારપાળોની જેમ મૂકેલી છે. વરંડો પશ્ચિમ તરફ પડે છે અને બપોર પછી આકાશ ધૂંધળું ન હોય તો તડકાની ધાર વરંડાના છેડાથી રૂમોની દીવાલ તરફ આગળ વધે છે. વાદળવાળું આકાશ હોય છે ત્યારે મુસાફરો બારણાના છેડા આગળ આરામખુરશીમાં બેસે છે અને આકાશ ચોખ્ખું હોય ત્યારે હૂંફાળો તડકો મેળવવા ખુરશીઓ વરંડાની ધાર સુધી ખેંચાય છે. વરંડાની ધારે પતરાના ડબ્બા લાલ રંગે રંગી એની અંદર નાનાં નાનાં ફુલવાળા છોડો ઉગાડવામાં આવ્યા છે. આવા ડબ્બા કદાચ આપણાં ઘરોમાં ન પણ શોભે પણ અહીં બધું જ સારું લાગે છે.

વરંડાની આગળ ત્રણ પગથિયાં ઊતરી નાનકડી ખુલ્લી જમીન છે. છોકરાંઓ રમી શકે અને પડી ન જાય એ માટે તારની જાળીની ઊંચી વાડ ચોગાનની ચારેબાજુએ ઊભી કરેલી છે. મા બાપો તેથી નિશ્ચિંત મને છોકરાઓને રમતા મૂકી આરામખુરશીમાં છાપું ચોપડી વાંચી શકે છે.

વરંડામાં બેઠાં બેઠાં દોઢસો બસો ફુટ નીચાણ પર થોડે દૂર તળાવના લીલાં પાણી અને ફરતી હોડીઓ જોઇ શકાય છે. તળાવનું એ સળંગ દૃશ્ય વૃક્ષોની થોડીક ઘટા ક્યાંક ક્યાંક ભાંગે છે. એમાં દેવદાર છે, ચીડ છે, અને લીલ ચઢેલા થડવાળા પીળા નાના ફૂલોવાળાં પણ થોડાંક વૃક્ષો છે. એ વૃક્ષોની પાસે એક તીવ્ર ગંદી વાસ મારે છે. પણ આરામખુરશીઓમાં બેઠેલા સહેલાણીઓને એનો ખાસ ખ્યાલ આવેલો લાગતો નથી.

અત્યારે બપોરના ચારેક વાગ્યા છે. દરેક રૂમમાં બપોરની ચા, બિસ્કીટ આવી ગયાં છે. કેટલીક રૂમવાળા રૂમમાં પીએ છે, કેટલાક બહાર વરંડામાં ખુરશીઓ માંડી છે. વરંડામાં એક છેડેથી બીજા છેડે આ વખતે જઇએ તો દરેક રૂમમાંથી પ્યાલા રકાબીના ખખડાટ, થોડીક આડેપડખે થઇ ઊઠ્યા પછીની પ્રફુલ્લિત વાતો, અને સાંજનો કાર્યક્રમ ઘડતી ચર્ચાઓ સંભળાય.

થોડી જ વારમાં ઓરડાઓને તાળાં લગાવી લગાવી સહેલાણીઓ લેઇક પર ફરવા ચાલી જશે. પછી સાંજના નમતા સૂર્યના ઠંડા પડતા જતા પ્રકાશમાં મોટાભાગના

ખુરશીઓ ખાલી દેખાશે થોડીક જ ખુરશીઓમાં કેટલાક બુઢ્ઢાઓ થોડાંક માંદાઓ અને બાકીના જૂજ આળસુઓ દિવસને ગુજરતો જોતાં બેસશે. ત્યારે ખાસ વાતચીત નહીં થતી હોય; કાં તો ચોપડીઓ વંચાતી હશે, કાં છાપાં અને કાં તો શૂન્ય નજરો પહાડો તરફ—ખાસ કપાય નહીં—તાકયા કરશે

પહાડોમાં સાંજ આવે છે વહેલી અને ટકે છે મોડે સુધી. આ એક એવી સાંજ છે. મોટાભાગના ઓરડાઓએ તાળાં લગાવાઇ ગયાં છે. પડદા નિશ્ચેતન લટકી રહ્યા છે. વરંડામાં થોડાક જ લોકો બેઠેલા છે.

એક પચાસ-પંચાવનનું યુગલ, ત્રણચાર રૂમો મૂકીને એક નવપરિણિત યુગલ, વરંડાને છેડે ત્રણ કોન્વેન્ટિયન છોકરાઓ (ટ્રાન્ઝિસ્ટર પર ફિલ્મી ગીતો સાંભળતા).

એક આયા પગથિયા પર બેઠી છે. નીચે ચોગાનમાં એક બેબી રમી રહી છે. એને એ કયારેક કયારેક ટોકે છે અને પછી પાછી શૂન્યચિંતે બેસી રહે છે.

'ઠંડક થઇ છે. શાલ લાવું ?' ડોસીએ પૂછ્યું,

'હં, તુંય ગરમ કબજો પહેરી લે.' ડોસાએ ચોપડીનાં પાના વચ્ચે આંગળી મૂકતા કહ્યું.

'તમારે માટે બંડી લાવું ?'

'ના, શાલ બહુ છે.'

'આજે ઠંડક વધારે છે નહીં ? હજુ તો સૂરજ આથમ્યો ય નથી ત્યાં તો હાથ ઠરવા માંડયા.'

'ગઇ કાલે વરસાદ પડયો ને, એટલે ઠંડક થઇ ગઇ. અંદર જવું છે ?'

'ના રે, હજુ તો પાંચ વાગ્યા છે. થાય છે, જરાક અંધારું થાય એટલે અંદર જ જવાનું છે ને ! મૂઓ ફેમે ય કયોં દહાડો જતો નથી. તમે 'તો' તમારું થોથુ લઇને ય બેસો !'

'તે તું ય બેસ ને !'

'આખો દહાડો વંચાય છે ?'

'કંટાળી ગઇ કે ? થાકી ગઇ હોય તો પાછા જઇએ.'

'પાછા જઇને ય...'

બેબીએ એક ખૂણામાં સ્ટેનલેસ સ્ટીલનાં નાનાં નાનાં વાસણો ગોઠવી કાઢયાં હતાં. લાકડાના નાના પલંગ ખુરશીઓ અને ટેબલથી એક ખંડ બન્યો હતો

'બાઇ, મને ફુલ તોડી આપોને !'

'ફૂલ ન તોડાય, માળી મારે.'

'તો, હું તોડીશ.'

'સાહેબ ઘેર આવશે ને, ત્યારે હું કહી દઇશ. મેં ના પાડી તોય બેન ફૂલ તોડતાં'તા.'

'કહી દેજો હું મમ્મીને નહીં કહું ?'

'તમે બહેન કંઇ જ માનતાં નથી એક જ ફુલ મળશે.' બાઇ ઊઠી. ફૂલ લઇ બેબી પાછી રમવા બેસી ગઇ.'

'એના માબાપ ફરવા ગયાં છે ?'

'હ અ'

'આને નથી લઈ જતાં ?'

'ના રે. આ બેન તો એમને ફરવા દે ? રડીને કાપર કરી મેલે.'

'કયાંથી આવો છો ?'

'મુંબઈથી. તમે માજી ?'

'અમદાવાદથી.'

'રહેવાના છો ?'

મહિનો દહાડોક. તમારા સાહેબ રહેવાના છે ?

'આપણને ખબર નથી માજી.'

બેબીએ નાના પ્યાલા રકાબી અને નાની થાળી બાઈ આગળ મૂકયા અને હથેળીના પાછલા ભાગથી આંખ ઉપર આવેલા વાળ ઊંચા ચઢાવ્યા.

'મને નહીં જોઇએ. આ માજીને પીવડાવ.'

'નહીં. પી જાઓ !'

'મારું પેટ ભરાઈ ગયું છે. હું માંદી પડી જઇશ. તમે આજે મને કેટલું બધું ખવડાવ્યું !'

બેબીએ પ્યાલો છેક બાઇના મોઢા આગળ ધર્યો. બાઇ ગટગટાવી ગઇ.

'ખાંડ તો નાખી નથી.'

'નાંખી છે, શું...! બીજી આપું ?'

'ના, ના. બસ '

બેબી પાછી બેસી ગઇ. ડોશીને ઉંઘાડવાની હતી. એણે એને પલંગ પર સુવાડી દીધી. ઉપર નાનો ઓઢેલો કકડો ઓઢાડી દીધો.

'બાઇ, અત્યારે રાત પડી ગઇ છે ને ?'

'હાસ્તો, ચલો અંદર. હવે લઇ લો બધું.'

'ના.'

'ટાઢ વાય છે, માંદા પડી જશો હોં.'

'ભલે,'

'શું ભલે ! ચલો, લાવો બધું હું ઊંચકી લઉં.

'ના.'

'માજી, હવે ટાઢ વાય છે ને !'

'હાસ્તો.'

બેબીએ ખભાં ચઢાવ્યાં. 'સ્વેટર પહેરાશો ને !'

'તમે કંઇ માનવાના જ નહીં ?' બાઇ સ્વેટર લેવા ઊઠી.'

સામેના પહાડ પર છૂટી છવાઇ બત્તીઓ થઇ હતી. તોય હજુ પ્રકાશ હતો. ડોસા હજુ વાંચતા હતા.

'મેલો ને ઊંચુ હવે.'

'મારી દવા લાવજો.'

માજી દવા લાવવા ઊઠ્યા. 'આ બેબી જુઓને, કેવી સરસ રમે છે ! મજાની છે નહીં ?'

'બેબી, આ બાપુજીને ચા પીવડાય.'

બેબીએ ઊંચું જોયું.

'હમણાં આ બેબીને દૂધ પીવડાવી લઉં ...! પછી લાવું.'

'હમણાં તો તારી બેબી ઊંઘી ગઇ હતી ?'

'સવાર પડી ને ! સવારે તો જાગે જ ને !'

'ઓહ, સવારે ય પડી ગઇ ?'

'તો...?'

માજી અંદરથી બાપુજી માટે દવા લઈ આવ્યાં.

'સાવ ગંધાતી દવા છે.'

'તમેય છોકરાં જેવા જ છો ને ! દવા પીતાં ય...'

'હજુ કેટલી રહી છે ?'

## યમુના તીર !

ગીતા પરીખ

રે મન, ચલ તું યમુના તીર !

બજી જયહીં બંસરી કૃષ્ણની
 ઝમ્યા પ્રેમથી સૂર,

આજ એક ના, અનેક કૃષ્ણે
 રાધા થઇ ચકચૂર;

રાસલીલાની ભોમ બની અવ
 નવ નવ નૃત્ય–અધીર !

રે મન...

હવે હોડમાં દ્રૌપદી મૂકી
 ધર્મરાજ પસ્તાય ?

કુરુક્ષેત્ર તો રોજ નિરંતર
 કોઠે પડ્યા જણાય;

અઢા દિનમાં યુધ્ધ પતે તો
 "હાશ" ભણે સહુ 'વીર' !

રે મન...

રાજ્યકળામાં નથી ચાતુરી
 સ્થળ સ્થળ લહી શકાય,

સારથી થઈ જો પ્રભુ પધારે
 ઓળખ — પત્ર મંગાય;

પ્રતિબિમ્બ શું ઝીલે હૃદયનું
 ડહોળાં યમુના — નીર ?

રે મન, જાઉં યમુના – તીર

'અડધો બાટલો છે. પણ હવે તમે કનુભાઇના જગતને કાગળ લખી દો હોં. પાર્સલ આવતાં આવતાં ય ખાસ્સા દસેક દિવસ નીકળી જશે.'

'એ પાછી કયાં લોથ ?'

'લોથ શું એમાં ? માંડ શરીર વળ્યું છે ત્યારે પીતાં શું થાય છે ?'

'તું કહે છે પણ ઓછી માથાકૂટ છે ? પાછા કનુને લખો, ને જગત મોકલાવે ને...'

'તમારા ભાઇને ના લખવું હોય તો હુ મારા ભાઇને લખું. એટલું નહીં મોકલાવે ? પોતીકા ન હોય તો પારકાના દીકરાને ય પોતીકા કરવા પડે. શું થાય !'

'મોકલાવે બધા જ રતો, પણ...'

'શું થાય ત્યારે ?'

બેબી પાછળ ઊભી રહી હતી. પ્યાલો ધરીને.

'કહેને કે, લો ચા, દાદાજી.'

'ઓહ, તું ચા લઇને આવી છું ? વાહ ભાઇ.'

'દાદાજીને આપો, ને માજીનેય આપો.'

'પણ બાઈ પ્યાલો તો એક છે.' બેબી મૂઝાઈ ગઇ.

'મને રકાબીમાં આપ બેટા.' માજીએ રકાબી લેવા હાથ ધર્યો.

'ઊભા રહો ! ગરમ છે !'

'ગરમ છે ? હું તો ભૂલી જ ગઇ.'

'વાહ ચા તો ફાઈન છે. બા, આ બેબી તો તમારા કરતાંય ફાંકડી ચા બનાવે છે હોં !'

'એમ ! વાહ ભઇ !'

'શું નામ છે બેબીનું ? બેબી તારું શું નામ છે ?'

'માજીને નામ કહે તારું.'

'અલ્પા.'

'અલ્પા...વાહ, સુંદર નામ છે તારું.'

'લાવો પ્યાલો. પાછી મારી બેબી છે ને, તે રડશે ! એને ચા પીવડાવવાની હોય ને !'

બેબી પ્યાલો રકાબી લઇ ચાલી ગઇ. બાઇ બોલી, 'ચાલો બહેન અંદર, હમણાં મચ્છી આવશે તો વઢશે.'

'બાઇ તમે આ બેબીને લઇ લો ને ! હું વાસણો લઇને આવું ને !'

બાઇએ બેબી–ડોલીને ઊંચકી.

'એમ નહીં'...એને વાગી જાય.'

'તો કેમ ? મને શીખવાડોને !'

'તમે વાસણો લઇ લો. હું મારી બેબીને લઇ લઉં છું.'

બેબીએ ડોલી ઊંચકી બાઇ બધાં વાસણો–સરંજામ ભેગા કરવા વાંકાં વળ્યાં.

ધીરે ધીરે અંધાર ફરી વળ્યું. પહાડ પર આકાશમાંથી તારાઓ ઊતરી આવી ટમટમ્યા વગર પ્રકાશવા માંડયા. પાણીમાં કિનારાની બત્તીઓના તેજલિસોટા ઊતર્યા, પાછી ફરતી હોડીઓની પાછળ થરથર્યા, હવે સ્થિર થતા ચાલ્યા.

'લો ત્યારે ઊઠશું ?' ડોસા બોલ્યા.

ડોસીએ નિસાસા નાખ્યો.

'કેમ નિસાસો મેલ્યો !' ડોસાએ પૂછયું.

'કંઇ નહીં, અમથું જ.'

'તો ય !'

'ગૌરાંગ યાદ આવી ગયો. જીવતો હોત તો અત્યારે એનેય કદાચ આવડી બેબી હોત.'

'આપણે એને લઇને અહીં આવ્યા હોત, કેમ !'

'હારતો, મૂઉં આ તો કંટાળો આવે છે. એકલા એકલા દહાડો ય નથી જતો ' એમની વાતો પાછા ફરી રહેલા મુસાફરોના શોરબકોરમાં ડૂબી ગઇ. પાછો હોટલમાં કલબલાટ વધી ગયો. તાળાં ખૂલી ગયાં. બત્તીઓ સળગી ઊઠી.

'હલો મિ. પરેશ, કયાં જઇ આવ્યા ?

"મૂવીમાં"

"મિ. ચોપ્રા, તમે કેમ દેખાયા નહીં ! તમને બહુ શોધ્યા."

"અમે તો પરોઠા–કરી ખાવા ગયા હતા અને કચૌડી ચાટ. Wonderful food you know."

"I will try one day."

"તમે ?"

"અમે બોટિંગ કર્યું."

"It is quite chilly today, don't you think ?"

"કાફી ઠંડી હય જી."

"Very healthy though".........

થોડી જ વારમાં બધા ઓરડાઓ, ડાઇનીંગરૂમ, લાઉન્જ–આખી હોટલમાં ચેતન શાહીચૂસમાં પાણીની માફક પ્રસરી જશે.

•••

# સુખનો કાંટો

સાહિત્યક્ષેત્રે પિતાની કલમનો વારસો જાળવી રાખતાં આ લેખિકાના લેખો, વાર્તાઓ, આપણા પ્રસિદ્ધ સામયિકોમાં અવારનવાર પ્રગટ થતાં રહે છે. એક નવલકથા પ્રગટ થઇ ચૂકી છે, બીજી થવામાં છે, અને લગભગ પચ્ચાસના આંકે પહોંચેલી એમની વાર્તાઓમાંથી એકાદ વાર્તા–સંગ્રહ પણ જલદી મળે એવી આશા રાખીએ.

રેવાએ એના બાળકને જોરથી છાતીએ ચાંપી દીધું. અને પછી થોડે દૂર સૂતેલા ભીખલા સામે નજર કરી. ભીખલો હેંડી ફૂટપાથ પર કોથળો પાથરી પડ્યો પડ્યો લહેરથી બીડી ફૂંકતો હતો. એ પણ ક્યારનો એકીટસે રેવા સામે જ જોયા કરતો હતો. બાળકને છાતીએ જ વળગાડેલું રાખી રેવા ભીખલાની નજીક સરી,

'ભીખલા, હજી તારો વચાર કાયમ સે ?'

'હાડી હાત વાર ઇ છોકરાને મેલી આવ ક્યાંક, તોજ તારી હારે સંસારે માંડુ.' ભીખલાએ આંખો મીંચી બીડીની લહેજત પૂરેપૂરી માણતાં કહ્યું.

બાળકને કપાળે ચૂમી ભરી એને એકીટસે તાકતા એ ધીમેથી બબડી :

'તારે હાવ હૈયું નોં મળે. બચારા ફૂલ જેવા છોકરાને ક્યાંક મેલી દેતાં માનું હૈયું કેમ હાલે ?'

બીડી ફેંકી, રસ્તા પર એનો ઘા કરતાં ભીખલો આવેશમાં બેઠો થઇ ગયો. 'અટાણે હું કામ, તે દી'જ વચાર કરવો'તો ને !'

હતાશાથી રેવા બોલી 'વચાર કરવાનું મારા હાથમાં હોત તો આવું બનત શીદને ! તુંયે તે દહાડો મહાલખમી મંદિરના મેળામાં ફેરી કરવા ગયો ને મોડે હુધી નો આવ્યો. હું આંય મારી કંતાનની મઢૂલીમાં જરા જંપી ગઇ'તી. તિયાં જ બા'ર અવાજ હંભળાણો. હું બાર નીકળી કે હામે જ ચોકીદાર. કીયે એ મહિનાનું ભાડું ચડી ગ્યું સે અટાણે જ અઢી રૂપિયા દઇ દે. જાણે ફૂટપાથ એના બાપની. મેં ઘણાં કાલાવાલાં કીધાં કે, ભીખલાને આજ હારી કમાણી થાશે. તો હવારના પહોરમાં તારા પૈસા રોકડા. પણ ઇ રાખસ તો આડું-અવળું જોઇ સીધો ખોલીમાં પેંઠો."

ગુસ્સામાં બે હાથ મસળતાં ભીખલો બરાડ્યો "બૂમ તો પાડવી'તી રેવલી હામે છેડે તો ઘણાંય સે, દોડી આવત."

મેલા સાડલાના ફાટેલા છેડાથી આંસુ લૂછતી રેવા બોલી "પણ ઇ મૂવો કેવો તગડો સે, એની આગળ મારું હું જોર હાલે ? મારા મોંએ જ ડૂચો મારી દીધો. હું ઘણુંય તરફડી સટવા હારુ બહુ મેનત કરી. પણ

વર્ષા અડાલજા

મારું કાંઇ નો હાલ્યું. "એટલું પુરું કરતાં તો રેવા રોઇ પડી થોડીવારે જેમતેમ સ્વસ્થ થતા એની "તે રાતે અસ્ત્રીના અવતાર હારુ મે ભગવાનને લાખ ફિટકાર દીધા."

બાળક જોર જોરથી રડવા માંડ્યું. અને સાડલાના છેડા નીચે છુપાવી રેવા મુંગી મુંગી એના કંચન જેવા વાળમાં હાથ ફેરવવા લાગી.

રેવાની વધુ નજીક આવતા ભીખલો બોલ્યો 'મારું કીધું માન–અને આ છોકરાને મેલી આવ. પછી તરત ઘર માંડીશું.'

દાનતાથી રેવા બોલી, 'પણ આને કયા મેલી આવું તું જ કહે ભીખલા, બચારા એનો શો વાંક કે ગનો? બચાડા આવડા અમથા જીવને કાગડા કૂતરા ફોલી ખાશે કે ભૂખથી રડીને મરી જશે.

'તો હું યે શું કરું! ઇ રાતદિ' મારી હામે કોકની નિશાની રે' ઇ કેમ સહન થાય?'

'તો હું ય હું કરું? તું જ કે લે' ઊંઘી ગયેલા બાળકને ભીખલાનો કોયળો નજીક ખેંચી તેની ઉપર સુવાડતા ધીમા કંઠે રેવા બોલી.

"છોડી દે મારું હું વળી? પસી એય ને આપણે સુખેથી રેશું, તું જાણુસ રેવલી મારુ મન હામાં સે? ઓલી નાકા પરની બીડીની દુકાનવાળા લોધાજી આગળ મારા હો રૂપિયા જમા કર્યા સે. આપણે એય મઝી પડીસું નીમુ જોઇને કામ કરવા. પૂના ભૈસા ને પચાસ થાશે તે દી લારીમા રમકડાની ફેરી કરસું. વળી પૈસા ભેગા થાસે તંય તો નાનકડી દુકાન જ ખોલવી સે. એય ને રાણીની જેમ રેવલી થડા પર બેહસે, આપ ફૂટપાથ પરથી ત્યારું વસ્તી પર ચાલ મે ત્યાં ખોલીમાં મારું માન રેવલી, મુકી આવ આને. પણ તા હુધી તારો હાથ ઝાલવાનો નથી હા' કહેતાક ને કોયળા પર સુવાડેલા નાનકડા ગંદા આકાર તરફ નજર કરી એ ઊઠી ગયો.

રેવા કશું બોલ્યા વિના ચૂપચાપ એને જોઇ રહી. રેવાની કતાનની ઝૂંપડીથી જરા દૂર ભીખો રહેતો હતો. બાપની તો ખબર જ નહોતી, મા સાથે રેવા માહીમની ખાડી આગળના એક ગંદા વાસમાં રહેતી હતી ૩ વર્ષ પહેલાં મા કોઇ ટેકસી ડ્રાઇવર જોડે ભાગી ગઇ હતી એના જ વાસમાં પશવો રહેતો, બહુ માથાભારે માણસ ત્રણ જુદી જુદી જગ્યાએ તો દારૂ ગાળવાની ભઠ્ઠીઓ હતી. રેવા એકલા પડતાં, એની નજર બગડી. એની નજર ચુકાવી રેવા માંડ ભાગી નીકળી હતી અને અહીં મહિમલાઇન્સ સ્ટેશનની પાછળી ફૂટપાથે આવીને વસી હતી પશવો ઠેઠ અહીં સુધી પીછો કરીને આવતા ફૂટપાથ પરના બધાએ મળી એને બચાવી હતી. ત્યારથી એને અહીં જ ગોઠી ગયું હતું. ભીખલા સાથેય જીવ મળી ગયો હતો. બન્ને સુખી સંસારનાં સ્વપ્નો રચતા, આ અસહ્ય ગરીબી, બેકારી અને સમાજનાં સાવ નીચા થરમાંથી ઊંચે ચડવાના મનોરથો સેવતા.

અને ત્યાં જ જીવનની એક અસાવધ ક્ષણમાં રેવા ફસાઇ ગઇ. તે રાતે ભીખો મોડેથી મેળામાંથી ભજિયા લઇને આવ્યો અને એને ઉઠાડી, ત્યારેય હજી એ આઘાતથી એવી સુનમુન બની ગઇ હતી કે એક બટકુંય ન ખાઇ શકી ભીખલાએ ઘણુંય પૂછ્યું પણ એણે વાત ટાળી. એ પછીય કેટલાયે દિવસ સુધી એ એવાકળી ફર્યા કરતી. ભીખલો કેટલુંયે પૂછતો પણ કેમે કરીને એ કહી શકી નહીં એના જીવનનું એક માત્ર સોનેરી સ્વપ્ન ધૂંધળું બની જતુ હતું. ભીખલો એને સ્વીકારવાની ના પાડી દે તો? અને એ વિચાર માત્રથી કંપી ઊઠતી

અને છતાં ય એક દિવસ એને બધું કહેવું પડ્યું એને બાળક આવવાનું હતું અને એ ભૂલવા માગતી હતી. એ જ ભૂતકાળની ક્ષણો જીવંત બની સદાકાળ એની નજર સામે જ રહેવાની હતી એણે બાળકનો નિકાલ કરવાનો યે પ્રયત્ન કરી જોયા હિમાલયની વનસ્પતિ એવું બોર્ડ રાખીને જાતજાતના કાળાધોળા મૂળીયાં અને દવાઓ વેચતા ફકીર પાસેથી રોકડા દોઢ રૂપિયાની કશાક ઝાડની છાલ ખરીદી હતી, ત્રણ દહાડા પાણીમાં ઉકાળીને પી ગઇ તો ય કશું ન થયું બોરીબંદર સ્ટેશન સામેનાં ઝાડની નીચે પોપટનુ પાંજરું લઇને બેસતા દાઢીવાળા જ્યોતિષી મહારાજને ય આઠ આના આપી દેખાડ્યું. પણ એમણેય કઇ આશા આપી નહીં.

અંતે રડતાં રડતા એક દિવસ ભીખલાને એણે કહી દીધું.

ભીખલો પહેલા તો બહુ ઉશ્કેરાયો, ચોકીદારનું ખૂન કરવા તૈયાર થઇ ગયો. રેવાએ માંડ સમજાવી એને

દંડો પાડ્યો. એ ફીફાની બદલી તો ક્યારનીયે થઇ ગઇ હતી, અને એની જગ્યાએ હવે કોઇ બીજો ચોકીદાર આવતો. એ સ્વભાવનો શાંત હતો અને એને ફૂટપાથ પરનાં ઘર દીઠ મહિનાના દોઢ બે રૂપિયા મળી જાય એ સિવાય ઝાઝી કચકચ કરતો નહીં. એટલે એ બાબતના રેવાને નિરાંત હતી. પણ એને બીજી ચિંતા થતી હતી. ભીખલો ખૂબ બદલાઇ ગયો હતો. જેમ જેમ દિવસો જતા હતા, એમ એમ એ રેવાથી દૂર ભાગતો. રેવાથી મજૂરીએ ખાસ જવાતું નહીં. ભીખલો રોજ રાતે પરબારો બહારથી જ રેવાની ખબર પૂછી જતો અને કંઇ ને કંઇ રેવાનાં હાથમાં મૂકી જતો. એ ખૂબ શાંત બની ગયો હતો. રેવા જોડે તો ઝાઝું બોલતો નહીં. પણ ફૂટપાથ પરના બીજા દોસ્તાર જોડે ય રાતે ગપ્પાં મારવા બેસતો નહીં. એક વાર સ્ટેશનના પૂલની નીચેના નાળિયેરવાળા રાજુસ્વામીએ મશ્કરીયે કરી. 'ક્યું ભીખા. બાપ બનનેવાલા હો, તો હમસે અકડ ગયે?' ત્યારે ભીખલાની આંખના ગતારા જોઇ એ ફફડી ગઇ હતી. પણ પછી કશો જવાબ આપ્યા વિના એ ઝૂંપડીમાં પેસી ગયો હતો.

એ રાતથી રેવાને અસુખ હતું. જીવ કપાતો હતો. ભીખો ક્યારનો રામુસ્વામીની માને બોલાવી, અકળામણમાં બહાર આંટા મારતો હતો. કેટલીયે વારે રામુસ્વામીની મા હરખાતી બહાર દોડી આવી 'લડકા હુઆ, લડકા.'

ભીખલો હસી પડતો ઝુંપડીમાં દોડી ગયો. અને થાકી ગયેલી રેવાની બાજુમાં સૂતેલા નાનકા બાળકને ઊંચકી લઇ ચૂમી લીધું. બાળક જોરથી રડવા માંડ્યું રામુસ્વામીની માએ ભીખલાના હાથમાંથી બાળક લઇ એને થાબડતાં કહ્યું 'ભીખા બરાબર તુમ્હારે જેસા લગતા હૈ લડકી થોડી હી હૈ, લડકા હૈ. બાપ પર તો જાયેગા'

અને ભીખો એકદમ ગંભીર બની સ્થિર નજરે બાળક સામે જોઇ રહ્યો. પછી ધીમે પગલે બહાર ચાલી ગયો. ત્યાર પછી કેટલાય દિવસ સુધી કોઇએ એને જોયો નહીં. રેવા હરરોજ ખાલી ઝૂંપડી સામે તાકી રહી પડતી.

એક રાત્રે એ અચાનક રેવા પાસે આવીને બોલ્યો. 'રેવલી તારા વિના નહીં રેવાય. તારી હાથે સંસાર માંડું પણ પે'લા આ છોકરાને મેલી દે.'

રેવા સ્તબ્ધ બની ગઇ. આવડા અમથા જીવને ક્યાં મેલું? પંડમાંથી ઘડાયેલા આ બાળકને છોડતાં જીવ કેમ હાલે?

જોરથી ધમધમાટ કરતી લોકલ ટ્રેઇન પસાર થઇ બાળક એકદમ રડી ઊઠ્યું. રેવાએ તરત એને થાબડવા માંડ્યું. માના સાડલાનો છેડો હાથમાં પકડી લઇ બાળક શાંતિથી ઊંઘી ગયું.

બાળકને છાતીસરસું ચાંપી હતાશાથી એ ઊભી થઇ સામે કાથીનાં ખાટલામાં સૂતેલા ભીખલા સામે નજર કરી. ભીખલો ધીમેથી બોલ્યો 'જા રેવા જા. આપણાં સુખમાં ઇ એક જ કાંટો સે' બોલતાં બોલતાં એનો અવાજ ભાંગી ગયો. રેવા ઝડપથી એની નજીક ગઇ, ભીખલો પડખું ફેરવી ગયો. ક્ષણભર એને તાકી રહી રેવાએ ધીમે પગલે ચાલવા માડ્યું.

સ્ટેશન પરનો પુલ વટાવી એણે અંધારાની ઓથે ફૂટપાથ પર ચાલવા માંડ્યું. કાલે જ ભીખાનું ઘર માંડી દઇશ. હજી પંદરવીસ દિવસ જવા દઇ, સારું કામ ગોતી લેવું. એકાદા મોટા ઘરમાં કપડાંવાસણનું આખા દિવસનું કામ મળી જાય તો તો વળી સૌથી સારું ખાવાનું બારોબાર અને પગાર સાધો જમા કરાવવાનો. છ મહિનામાં જ દુકાન, નાનકડું ઘર, પ્રેમાળ પતિ, સુખ અને સલામતીનાં હૂંફાળા આવરણમાં જીવન નિરાંતનો એક દમ ખેંચશે

બેભાનપણે ચાલી જતી રેવાના હાથમાં બાળક સળવળ્યું. રેવાના પગ થંભી ગયા.

ભીખલો કહેતો હતો કે આપણા સુખી જીવનમાં આ એક જ કાંટો છે. આટલું નાનું નિર્દોષ બાળક શું સાચે જ કાંટો છે? બંધ દુકાનમાં એક ઓટલા પર રેવા ફસડાઇ પડી. ઓટલો ઠંડોગાર હતો. ધ્રૂજતા હાથે રેવાએ પહેરેલો સાડલો ખેંચી કાઢ્યો, અડધો નીચે પાથર્યો. તેની ઉપર બાળકને સુવડાવ્યું અને બાકીનો અર્ધો તેને શરીરે લપેટી દીધો.

બાળક શાંતિથી ઊંઘતુ હતું. માનો પાલવ પકડી રાખ્યો હતો એ જ છેડો હજીયે એની મુઠીમાં સખત બિડાયેલો હતો. દુકાનના બારણાનો ટેકો લઇ જેમતેમ રેવા ઊભી થઇ. દૂર ચમકતા નિયોન સાઇનનો ઝાંખો પ્રકાશ અહીં સુધી રેલાતો હતો. રેવા એકીટસે જોઇ રહી.

શા માટે આ બાળકને છોડી દેતાં એને દુઃખ થવું

જોઇએ ? એને અને પોતાને શો સંબંધ ? અણગમતી એક ક્ષણનાં બે સહભાગી હતાં, એક ભાગી છૂટ્યો હતો તો બીજાએ બન્નેનો બોજ શા માટે ઉઠાવવો ? શા માટે ! બીખલો એની રાહ જોતો હશે, એણે હવે જલ્દી જવું જોઇએ. આવતી કાલે એનું નવું જીવન શરૂ થશે. વર્ષોથી જે સ્વપ્ન હૈયાના કોઇ અગોચર ખૂણામા ટૂંટિયું વાળીને સૂતેલું છે એ આજે અચાનક પ્રગટ થવાનું છે !!

એ ઘસડાતે પગલે આગળ વધી. મન બધિર થઇ ગયું હોય એમ એને હવે કશા જ વિચાર નહોતા આવતા પોતાની ગોદમાં કોઇ બાળક સૂતું હોય એમ વાંકા વળી એને બચી ભરી પોતાના બન્ને હાથ છાતીએ ચાંપી દઇ એ જતી હતી. થોડીવારે એને થાબડવા એ થોભી અને ફરી ઝડપથી ચાલવા માંડી.

અવશપણે ખેંચાતા એના પગે એક ઠોકર ખાધી એ લથડી ગઇ, એના બન્ને હાથ છાતીએથી છુટી ગયા. ભાનમા આવી હોય એમ ફાટી આંખે એ પોતાના ખાલી હાથ અને સુની ગોદને તાકી રહી, અને એકા એક એના કંઠમાથી ભયંકર ચીસ નીકળી ગઇ. મારું બાળક કયા ? ગાંડાની જેમ એ પાછી દોડી. સુના અંધારી રાતમા એનું રુદન હવામાં તરતું રહ્યું.

•••

હે તાત પાયું આટલું
જે ખુમારી પર સજાવી
આ ગુલાબી જિન્દગી
એ ખુમારીથી સદા જાગ્રત રહી,
કોઇના ચૂમુ નહીં
હું પાય પાયું આટનું

—મીનુ દેસાઈ.



# કવિ કાન્તની ગઝલો

તાજેતરમાં પ્રગટ થએલા આ લેખકના કાવ્યસંગ્રહ 'પ્રીત'માં પ્રીતના ગૌરવની રક્ષક બની રહે, એવી ઉન્નત ભાવનાની પ્રતિષ્ઠા તેમણે કરી છે. આવા કવિ 'કવિ કાન્ત'ને ગઝલના એક પ્રયોગવીર તરીકે મૂલવી, એમના એ નિષ્ઠાવાન પ્રયત્નોને અહીં દાદ આપે છે.

મીનુ દેસાઈ

ગુજરાતના સર્જકોમાં જેણે અત્યંત ગણતર કૃતિઓ દ્વારા વિશેષમાં વિશેષ લોકપ્રિયતા પ્રાપ્ત કરી હોય તો તેવા સર્જકોમાં કવિ કાન્તને અગ્રસ્થાને મૂકવા પડશે. કવિતા ક્ષેત્રે અત્યંત 'ઓછી મૂડીથી ઝાઝો વેપાર' કરી જનારા એ સર્જક, માત્ર પાંચ જ ખંડકાવ્યની રચના દ્વારા, ખંડકાવ્યના 'પાયોનિયર' તરીકે ગુજરાતમાં જાણીતા બન્યા. અલબત્ત, એ પાંચે રચના અણિશુદ્ધ ખંડકાવ્ય લેખે ગુજરાતી સાહિત્યમાં ગર્વભર્યું સ્થાન પામી. એ જ રીતે કવિતાના લગભગ બધા જ પ્રકારો ઉપર હાથ અજમાવનાર કાન્તે ગઝલો પણ લખી, અને તેની સંખ્યા પણ અત્યંત અલ્પ–માત્ર પંદરની જ છે. એમનાં ખંડકાવ્યો વાંચતાં મન પ્રસન્નતા અને પરિતૃપ્તિનો જે આસ્વાદ પામે છે તે ગઝલોમાંથી ઝાઝો મળતો નથી. એમની માત્ર પંદરેક ગઝલોમાં ગઝલરચનાની ઉચ્ચ કક્ષા કે એનું વૈવિધ્ય જોવા મળતાં નથી. 'કાન્ત'ની કોઇ કોઇ ગઝલોમાં થોડી મુગ્ધતા આમતેમ વેરાઇ પડી છે ખરી, છતાં એમાં ચિંતનનું ઊંડાણ યા જીવનની સાચી ગંભીરતાની અભિવ્યક્તિનો અભાવ જ જણાશે. ગઝલની કારીગરીની કચાશ પણ ખૂંચે છે, છતાં એમાં બધી રચના પ્રયોગયુગની છે, એટલું જ પ્રમાણિક રીતે વિચારીશું તો નખશિખ સુંદર ગઝલો કાન્ત કેમ ન આપી શકયા તે વિચારવું સરળ થઇ પડશે.

ગઝલના સ્વરૂપને સાચી કવિતાની છટા મળે છે કે નહિ તે જોવા કાન્ત પ્રયત્નશીલ રહેતા, કારણ કે એ માનતા કે કવિતા છે તો ગઝલ છે. ગઝલના ગુલાબી વાઘાવતી જ ગઝલને ચમકાવવી એ એમને માન્ય ન હતું. એટલે જ કાન્તે ગણતર ગઝલો જ રચી, પરંતુ એમની ગઝલે એકની એક કયારીમાંથી ઊર્મિનાં કુસુમો ચૂંટયાં નહિ. ગુલાબ અને બુલબુલ, જામ અને સાકી, શમા અને પરવાના–આ બધી ચીલાચાલુ બેલડી, કાન્તની ગઝલમાં ભળી શકી નહિ.

'પૂર્વાલાપ' [ત્રીજી આવૃત્તિ : સંપાદક–શ્રી રા. વિ. પાઠક] ને હવે અહીં હાથ ધરીશું. જે પંદરેક ગઝલ 'પૂર્વાલાપ'માં મૂકી છે તેમાં ગઝલનું નોંધપાત્ર ખેડાણ નહિવત્ છે. પંદરેક કૃતિઓ એવી છે, જે ફારસી પ્રકારના છંદોમાં રચાઇ છે. તે કૃતિઓમાં માત્ર ચાર રચના–આશા ગીત, અનામી નામ, પુરાણી પ્રીત તથા રજાની માગણી–માં કયાંક કયાંક ગઝલરંગની આછી ઝલક

વર્તાય છે. બાકીની બીજી કૃતિઓ ગઝલના 'સાચા અર્થ'માં ગઝલો નથી, પરંતુ નઝમો અને ગીતવિભાગમાં જ મૂકી શકાય તેમ છે.

'ચડે આસમાન તું, હું તો હજી પોચું પાખો
તને દેખાય ક્યાંથી રૂપ મારા જેવાનું'
(અનામી નામઃ પૃ. ૬૧)

'નિહાળું', હા, ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જાનો
સખીનો સૌમ્ય, હેતું તો સુએ ભવમાં તરે, આશા ?
(આશાગીત : પૃ. ૬૦)

'રજા આ હંસ માનસને, સખી ! હાવાં દેવી :
વ્યથાઓ સ્નેહની સૌને, સખી ! માંડી રહેવી
(રજાની માગણી : પૃ. ૬૩)

આ પંક્તિઓમાં ગઝલરંગની જે છાંટ છે તે પ્રાથમિક કક્ષાની છે. જ્યારે સૌ પ્રથમ ગઝલનો ઉદ્ભવ થયો ત્યારે ગઝલના અંતરંગમાં પ્રેમ અને રૂપ વિષેની ભાવનાઓ વ્યક્ત કરવાની માન્યતા વર્તાતી. ત્યાર પછી પ્રિયતમાએ સૂફીવાદના આશ્રયે પ્રભુનું સ્વરૂપ પકડયું. ધીમે ધીમે ગઝલે એટલો બધો વિકાસ કર્યો કે એમાં સમગ્ર જીવનનો નિચોડ રજૂ થવા લાગ્યો. ગુજરાતીમા ગઝલ આવી તે પહેલાં ઉર્દૂ, ફારસી વગેરેમાં ગઝલના આ વ્યાપક સ્વરૂપનું સંપૂર્ણપણે ખેડાણ થયું હતું. પરંતુ ગુજરાતમાં ગઝલસુંદરીને અપનાવનારાઓએ માત્ર પ્રાથમિક સ્વરૂપ જ નજરમાં રાખ્યુ. પરિણામે અપરિપક્વ તથા નિયમ વિનાની ગઝલોથી ગુજરાતમાં ગઝલયુગનાં મંડાણ થયાં એટલે ગુજરાતમાં ગઝલની શરૂઆત સાચી કેડીથી થઇ ન ગણાય.

ગઝલના બાહ્ય સ્વરૂપમાં મત્લા, શેર તથા મકતા—એમ ત્રણ વિભાગ છે. પ્રથમ શેરમાં બંને પંક્તિમાં કાફિયા તથા રદીફ હોય છે, એને મત્લા કહેવાય છે. એકથી વધુ મત્લા લખવા હોય તો લખી શકાય છે. ત્યાર પછી શેર આવે છે. શેરમાં પ્રથમ પંક્તિમાં રદીફકાફિયા હોતા નથી, પણ બીજી પંક્તિમાં કાફિયા રદીફ હોય છે, જે મત્લાના કાફિયા રદીફને અનુરૂપ હોવા જોઇએ. છેલ્લે મકતા આવે છે એની રચના શેર પ્રમાણેજ હોય છે. માત્ર એમાં ગઝલકારનું ઉપનામ છેલ્લે મૂકવાનું હોય છે.' ગઝલના શેરોની સંખ્યાની કોઈ મર્યાદા નથી. માત્ર એકસું વિચારસાતત્ય એમાં હોવું જોઇએ નહિ. એકસું વિચારસાતત્ય આવી જાય તો એ કૃતિ ગઝલ રહેતી નથી, પરંતુ કત્આ કે નઝમના વિભાગમાં મુકાઇ જાય છે.

કાન્તની 'મારી કિસ્તી' (પૃ. ૪) ગઝલ નથી, પણ બંધારણની રૂએ નઝમ પ્રકારમાં મૂકી શકાય. 'પ્રિયાને પ્રાર્થના' (પૃ. ૫૭), 'મુગ્ધાને સંબોધન' (પૃ. ૫૮) એ રચનાઓના અંતમાં નાનકડી રદીફ આવે છે. 'પશ્ચાત્તાપ' (પૃ. ૮૫) 'ચંદાને સંબોધન' (પૃ. ૮૬), 'પ્રભુની પાઠશાળા' (પૃ. ૯૨), 'મનોહર મૂર્તિ' (પૃ. ૯૯), 'આપણી રાત' (પૃ. ૧૦૧)—એ સઘળી રચના નઝમ પ્રકારની છે અને ફારસી છંદોમાં લખાયેલી છે. 'કાન્તની રમણદશા' (પૃ. ૧૫૦)એ ગઝલ નહિ પણ ગીત જ છે.

'કાન્ત કલાપીના અત્યંત નિકટના સ્નેહી હતા. કલાપીના સતત સંસર્ગને લઇને તેમણે ફારસી છંદમાં કવિતા રચવાની પ્રેરણા મેળવી હોય તેવું લાગે છે. નાટકના તખતા ઉપર યા તો કવ્વાલોના મુખે ગવાતી કૃતિઓની ઢબ અખત્યાર કરીને કાન્તે એમની આ પંદરમાંની કેટલીક કૃતિઓ લખી હોવી જોઇએ.

કાન્તની આવી ફારસી પ્રકારની કૃતિઓમાં મોટે ભાગે સંસ્કૃતની છાયાવાળી ભાષાનો જ વ્યાપક ઉપયોગ થયો છે. ફારસીની શુદ્ધ છાયાવાળી ભાષાનું પ્રમાણ અલ્પ છે. કાન્ત જ્યારે કવિતા રચતા ત્યારના એ યુગમાં બાલાશંકરની કેટલીક કૃતિઓને બાદ કરતાં મોટે ભાગે ફારસી શબ્દોથી પ્રચૂર ભાષામાં ગઝલો લખવાનો રિવાજ હતો, પરંતુ કાન્તે ગઝલનું પદ્ધતિસર ખેડાણ કરવાનો સભાન પ્રયાસ કર્યો જણાતો નથી.

ફારસી કવિતાના કાન્ત ચાહક હતા. એમને તો વિશ્વકવિતાના અમૃત પીવાં ગમતાં. કિટ્સ, શેલી, બ્રાઉનિંગ, બાયરન, ટેનિસન, વિલિયમ બ્લેક વગેરેની કવિતામા કાન્તનું જિગર પલળતું, એટલે ગઝલરચનાની કેટલીક વિશિષ્ટતા એમણે માની લીધેલી કવિતાની અત્યંત ઉચ્ચ વ્યાખ્યાને લઇને—એ સાચવી શકયા નહિ. સંસ્કૃત કવિઓ કાન્તના જિગર અને જીભ પર હતા, જે શુધ્ધ ગઝલરચનાની સઝની આડે આવ્યા. અંગ્રેજ કવિઓ એમને જેટલા પ્રિય, એટલો જ એમને પ્રિય હતો જર્મન કવિ ગથે. આમ કવિતારચના પ્રત્યેના કાન્તના સંસ્કાર જ એવા હતા કે તેમની રચનાના કાવ્યનું કોઇ પણ સ્વરૂપ સંસ્કારી જરૂર બને; એજ દષ્ટિએ ગઝલને એક વિશિષ્ટ પ્રકાર કરતાં સમગ્ર કાવ્યનું એક ગુંજન જ એ

## મે'રામ અગમ હો !

સુધાંશુ

(ભજન)

તરવાને ત્રાપો
  ઊતરવા ગમ નહીં,
હાથમાં હલેસું,
  હલાવવા ક્ષમ નહીં;
અસીમ ને અકળક–
  મે'રામ અગમ હો !
આખિર તો તુંબડાં:
  તરે ત્હોય પોલાં બડાં,
  જલના રે જાડા ઘડા,
ખરે ટાણે થાયે રે ખલાસ:
  મે'રા અગમ હો !
અભયનો જડે શમ,
  તુંબડામાં રમે દમ,
માયલો જે મોટો મમ
  થાય કેમ લાસરે !
  મે'રામ અગમ હો !
ત્રાપો જો હો તંગ હુવે,
  હલેસું જો હામ ખુવે
પછી સાધનને શું રે રૂવે ?
  ગમને ઉકાસ જો,
    મે'રામ અગમ હો !

## ધોખો વહું–

સુધાંશુ

(ભજન)

દિલ રે લગાડું ને
  ધોખો વહું,
આતમ ! કોને રે કહું ?
  ધોખો વહું !
દિલ ફૂલ શું લગાડયું,
  ફૂલડું ખયું,
દિલડું યે ડાળીથી પડયું,
પરાગે પરવાર્યો
  સાંસમાં શોષ હુવા,
હૈયું છતાં હરિ ! રે, હાર્યો;
  ધોખો વહું !
ભરતી માની ત્યાં
  દરિયો દૂર ગયો,
કિનારો કાંપમાં સર્યો;
આપણું જાણે કે–
  ચોગમ કોઇ નહિ,
ત્યાં તો કોઇ હાથે રે ધર્યો,
  ધોખો વહું !

---

ગણતા જણાતા.

ગુજરાતી ગઝલમાં કાન્તે ઉર્દૂ શબ્દોનો ઠીક ઉપયોગ કર્યો છે, પણ એમની સર્જેલી ગુજરાતી ગઝલની એકત્ર અસર ગુજરાતી જ રહેવા પામી. એમનામાં ગઝલ માટેનું મસ્ત દિલ અને રંગીન કલ્પના તો હતાં જ, પરંતુ એમની બધી જ રચના ઉપર સંસ્કૃત સાહિત્યની છાયા વિશેષ વર્તાતી જોવાતી.

કવિ કાન્ત આત્મનિરીક્ષણના કવિ હતા. સત્ય ભાવનાને અનુભવથી સમજવા એ મથતા અને પછી એ મંથન એમની કવિતામાં ઊતરતું, એટલે સ્વાનુભવના રસ સાથે ગઝલની જે ચોટ સચવાવી જોઇએ તેનો એમની ગઝલોમાં અભાવ જોવાતો.

કાન્ત નિરન્તર પ્રયોગશીલ કવિ હતા; અને પ્રત્યેક પ્રયોગે પ્રૌઢીનો એ આગ્રહ રાખતા. એમના સમયમાં ગઝલ અત્યંત પ્રારંભિક દશામાં હોવા છતાં ગઝલમાં નવા નવા માર્ગો એમણે વિચાર્યા તો હતા જ.

આજે જ્યારે ગુજરાતી ગઝલસાહિત્ય માતબર સ્વરૂપે વિકસતું જાય છે; આપણા અનેક પ્રતિભાશાળી ગઝલશિલ્પીઓ જેમ જેમ ઉત્તરોત્તર મેધાવંત ગઝલ-મૂર્તિઓ ઘડતા જતા જોવાય છે, તેમ તેમ આપણી ગઝલ, સચોટ, સૌષ્ઠવયુક્ત અને સુઘડ સ્વરૂપે પાસાદાર ઘાટ પામતી જાય છે. એ વિકાસના પ્રકાશમાં કવિ કાન્તની ગઝલો જોકે ફિક્કી લાગે, છતાં ગઝલના એક પ્રયોગવીર તરીકે જ એમના એ નિષ્ઠાવાન પ્રયત્નોને ધ્યાનમાં લેવાંના રહેશે.

●●●

# ધુમ્મસની દીવાલોમાં | યશવંત ત્રિવેદી

શો ફેર પડે છે મીણબત્તીને : જો જલી જાય તો ?
કે બરફનાં બરુ થઈ
દેવળના અરીસાના આદિજલે કંપ્યા કરે તો ?

કાંટાળા તારની વાડ પર લટકે છે મારી લાશ
કૉન્સન્ટ્રેશન કૅમ્પમાંથી હમણાં જ તતડી ઊઠ્યા'તા મશીનગનના બાર
પાણીછલ્યાં પાટોડાં પર હમણાં જ બેરેકની પછીતેથી મુઠ્ઠીઓ ભીંસી
દોડ્યો હતો હું
પાણી પર તરે છે હજીય મારાં પગલાં
ચીખી ઊઠ્યા'તા વરુ જેમ સાયરન–મેગાફોન
ફૂંફાડી ઊઠ્યો'તો સર્ચલાઇટનો અજગર
ત્યારે મેં જોયું હતું :
ઑલિવના વૃક્ષો પર વાદળાંનાં ફ્લેમિંગો માળા બાધવા માંડ્યાં છે
દૂર દૂર કંપતાં પાણીમાં
ઊંઘે છે ઑલિવ ને ફરના પડછાયા
જાણે પુરથી આછરેલી નદીના વે'ણમા ભેંસોની પીઠ પર ઝોલ્યે જાય છોરાં !
દોનને સામે કાંઠે સોનકેશી છોરી ફરુકાવે લાલ રુમાલ, ઊડે અત્તરના ફોરાં !
ફ્લડેડ લાઇટમા વહે છે સીનનદીનો પ્રવાહ
મારી નસોમાથી વહે છે ક્યાંક ખેંચાઇ જવાની આદિમ લિપ્સા
હથેળીના માઉન્ટ ઑવ વીનસ પર ઊપસી આવે છે જપાનનો ટાપુ
શ્વાસમાંથી સરે છે આંદાલુસ્યાની ઑલિવઘટા પર સીસકતો પવન
બેરેકના ખૂણામા હુંફવાઇ પડેલું થ્રશ્ટ પંખી ગાતુંગાતુ
પગના જરઠ આંખળામાં નમાવી લે છે ડોક
શિયાળવાંની લાળી કંપે છે મારે રોમ રોમ
મારી ચામડી પર થથરી ઊઠે છે નીગ્રોના સીસમનાં વંન.
થાય છે : મને નથી ઓળખતો
લાગે છે : કાંટાળી વાડ પર કો'કની લાશ લટકે છે.

સૂરજ ઊગશે ત્યારે
ઑલિવ પર પીગળીને પાણીમાં ભળી જશે
ફ્લેમિંગોની પાંખોની ધોળાશ
ધીરે ધીરે થડ પરથી સરકીને
ડૂબી જશે લીલ થઇ ઑલિવની લીલાશ
ભૂરા ખામણામાં ખરી જશે અંતે
વૃદ્ધ દિવસને વડલેથી પાકલ ટેટા–શો સૂર્ય.

પાણી પર તરતાં મારાં પગલાં પહેરી
ધરતીની ગંધ અને ઑલિવની લીલાશ ઓઢી
ઊતરી જઇશ આદિજળના મારા અસલી વતનમાં.
પછી પાણી પર કંપ્યા કરશે ઑલિવના પડછાયા
કે કુરકુરિયાની જેમ પડછાયા ય લપૂરાઇ જશે ધુમ્મસની બખોલમાં.

શો ફેર પડે છે ઑલિવને : કંપતા જલ પર પડછાયા કરે તો ?
કે' ધુમ્મસની દીવાલોમાં લટાઇ જાય તો ?

# પરમાણુ શક્તિનો માનવતા માટે ઉપયોગ

વિજ્ઞાનની શોધોના રોજિંદા જીવનમાં ઉપયોગને સરળ ભાષામાં સમજાવતા લેખો તથા પુસ્તકો માટે લેખક જાણીતા છે. એમના હાથે વિજ્ઞાનનું શિક્ષણ પામેલા કેટલાયે વિદ્યાર્થીઓ આજે વિજ્ઞાનનાં પ્રાધ્યાપકો છે.

નરસિંહ મૂ. શાહ

છેલ્લા મહાયુદ્ધની અનેક નાનીમોટી શોધોમાંથી મહાન પરમાણુ શક્તિની શોધ છે. તેનો સંહારાત્મક ઉપયોગ પરમાણુ બોંબની બનાવટ માટે થયો. જાપાનના હિરોશીમા અને નાગાસાકીનો સંહાર સર્જાયો.

('પરમાણુ શક્તિ' તરીકે ઓળખાતી, નવા પ્રકારના બળતણમાંથી ( યુરેનિયમ ) મળતી શક્તિનું નામ ખોટું પાડવામાં આવ્યું છે. તે પરમાણુના ન્યુકલીઅસમાંથી મળે છે એટલે તેને ખરી રીતે 'ન્યુકલીઅર શક્તિ' કહેવી જોઇએ. હીરોશીમા આગળ તેને અચાનક છોડવામાં આવી એટલે તેને છાપાંના રિપોર્ટરોએ 'પરમાણુ શક્તિ' તરીકે વર્ણવી. કારણ કે પરમાણુ શબ્દ રહસ્ય ભર્યો હતો. અને પરમાણુના ન્યુકલીઅસની માહિતી બહુ થોડાને હતી. એ શબ્દ ભાગ્યે કોઇએ સાંભળ્યો હતો. પણ નવું વિજ્ઞાન સામાન્ય ભાષામાં નવા શબ્દો દાખલ કરે છે. હવેના યુદ્ધોત્તર કાળમાં તેનો ઉપયોગ જનહિતાર્થે થાય એવા ચક્રો ચાલુ થઇ ગયાં છે. અને એ અર્થે ૧૯૫૫માં ઓગસ્ટ માસમાં એક પરિષદ જીનિવામાં મળી હતી. દુનિયાની શાંતિ અર્થે લેવાયેલાં અનેક પગલાંઓમાં આ પરિષદ મહત્તાપૂર્ણ છે.

પરિષદની બેઠક ૧૩ દિવસ ચાલી હતી અને લગભગ ૭૦ બેઠકો થઇ હતી. આ પરિષદનો એક મોટો દેખીતો ફાયદો એ થયો કે જુદાં જુદાં રાષ્ટ્રના વિજ્ઞાનીઓ એક બીજાના સમાગમમાં નહોતા આવી શકતા, તેઓએ ભેગા થઇને અરસપરસ સંપર્ક સાધ્યો અને વિચારવિનિમય કર્યો. પરિણામે પરમાણુશકિતના ક્ષેત્રમાં સંશોધન અને ખિલવણી અંગે જે એક પ્રકારનો અંધકાર પડદો ઊભો થયો હતો તે દૂર થયો અને બ્રિટન, અમેરિકા અને રશિયા જેવી મોટી 'પરમાણુસત્તાઓ'એ જે સંશોધન આ ક્ષેત્રમાં કર્યું છે તે એક બીજાની જાણમાં આવ્યું.

પરિષદ્‌માં રજૂ થયેલા સંશોધનલેખો સંખ્યાબંધ હતા. તેમના કાગળનું વજન લગભગ બસો ટન જેટલું થાય છે ! એક હજાર લેખોનો એક સેટ પાંચ ફૂટ જેટલો ઊંચો થયો હતો. આમાંથી માત્ર ૩૦૦ જેટલા જ વાંચી અને ચર્ચી શકાયા હતા. પરિષદમાં ભાગ લેવા ૭૨ રાષ્ટ્રોના વિજ્ઞાનીઓ આવ્યા હતા. રાષ્ટ્રસંઘના મહામંત્રી શ્રી. હેમરશિલ્ડે પરિષદના ઉદ્દ્‌ઘાટન વખતે પૂછ્યું તેમ 'માનવજાતના ઇતિહાસમાં દૂરદૂરના ભિન્ન ભિન્ન દેશોના આટલા બધા વિજ્ઞાનીઓ પોતાનું જ્ઞાન વધારવા અને એ દ્વારા

દુનિયામાં શાંતિ પ્રસારવા' ભેગા થાય એ શું આ પરિષદની વિશેષતા નથી ?'

આ પ્રશ્નના જવાબમાં ઘણા મુદ્દાઓ સમાયેલા છે. આજ સુધીની તવારીખમાં રાષ્ટ્રોએ શાન્તિની નવી ઉત્પત્તિની ગુપ્તતાઓ આ રીતે ભેગા મળીને ખુલ્લી કરી નથી. સત્તાની સ્પર્ધા જતી કરીને આમ ભેગા મળીને વિચારણા હાથ ધરી નથી. સંહારનાં શસ્ત્રો સર્જન માટે વપરાય એ શું એક શુભ પ્રસ્થાન નથી ? માનવજાતને માટે આ પરિષદ એક શુભ ચિહ્ન છે. પરિષદ અંગે પરમાણુ શકિતનાં એ પ્રદર્શનો ભરવામાં આવ્યાં હતાં. પરમાણુ શકિતના ઔદ્યોગિક ઉપયેગ બતાવવામાં આવ્યા હતા. પરિણામે ઘણા ઉદ્યોગપતિઓએ તેમાં ખૂબ રસ દાખવ્યો હતો. પરમાણુશકિતનો ઉપયેગ ક્યાં ચલાવવા માટે કરવા એન્જિનિયરો પણ આ પરિષદમાં ભાગ લેવા આવ્યા હતા. પરમાણુવિજ્ઞાન અને અર્થકારણ આમ સહકારમાં આવતા જાય છે. સૌ કોઇ પોતપોતાના ક્ષેત્ર પૂરતું આ વિષયનું જ્ઞાન અને તેમા થતું સંશોધન સમજવા મથી રહ્યા હતા.

આપણા દેશે પરમાણુશકિતનો શાંતિમય ઉપયેગ કરવા દુનિયામા સૌ પ્રથમ આંદોલન કર્યું હતું. આની કદર બૂઝવા પરિષદના પ્રમુખ તરીકે આપણા અગ્રગણ્ય વિજ્ઞાની ડૉ. હોમીભાભાને પરિષદના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. (તા. ૨૪-૧-૧૯૬૬ ના રોજ એર-ઇન્ડીઆના વિમાનને આલ્પસ પર્વતમાં અકસ્માત થયો તેમાં ડૉ. ભાભાનું દુઃખદ અવસાન થયું : ભારતે એક અગ્રગણ્ય વૈજ્ઞાનિક ગુમાવ્યો.) ડૉ ભાભા આપણા દેશના એટમિક એનર્જી કમિશનના પ્રમુખ હતા. પરિષદના ઉદ્‌ઘાટન પ્રવચનમા પ્રમુખ ડૉ ભાભાએ દુનિયાની શકિતની જરૂરિયાતો અંગે વિશદ સમીક્ષા કરી હતી, અને દુનિયાની જરૂરિયાત કરતાં શકિત ઓછી પ્રાપ્ત થાય છે એમ બતાવી તેની વિશેષ તંગી પેદા થવાનો સમય આવતો જાય છે એ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું હતું. પરમાણુ શકિતની શોધ, એટલે, આ શકિત-ઉત્પાદનના ઉપયેગી કાર્યમાં યોજાય તો શકિતનું સાધન વધે અને શકિતની ઓછપ દૂર થાય. કોલસો અને પેટ્રોલિયમ જેવા ખનિજ પદર્થોનો જથ્થો એકાદ સૈકામા ખૂટી જશે. એટલે શકિત-ઉત્પાદન માટે, પરમાણુ શકિતનો ઉપયેગ કરવો પડશે એ વિષે શંકા નથી. તેમણે એવો અડસટ્ટો રજૂ કર્યો હતો કે, દુનિયામાં પ્રાપ્ય યુરેનિયમ અને થોરિયમ જો પરમાણુભંજન માટે વપરાય તો તેઓમાં ૧૭૦૦ ક્યુ જેટલી શકિત રહેલી છે (એક ક્યુ=દશલાખ દશલાખ દશલાખ બ્રિટિશ થર્મલ યુનિટની (B. T. U) બરાબર થય છે. એ એક ગંજાવર એકમ (યુનિટ) છે ૩૩૦૦૦૦ લાખ ટન જેટલો કોલસો બાળીએ તો જેટલી શકિત ઉત્પન્ન થાય એની બરાબર એક ક્યુ થાય). ડૉ. ભાભાએ જણાવ્યું કે પરમાણુશકિતના બુનિયાદી વિચારો સાવ સાદા છે, પરંતુ તેને અંગેનુ યંત્રવિજ્ઞાન-ટેકનોલોજી અતિ અટપટું અને ગૂંચવણભરેલું છે. કોલસાની ભઠ્ઠીઓ વિગતોમા ભલે નિરનિરાળી હોય પરંતુ મુળભૂત રીતે તેની રચના એકસરખા સિદ્ધાંત પર થયેલી છે-કોલસો બાળીને મળતી ગરમીનો ઉપયેગ કરવો. એથી ઊલટું પરમાણુશકિત માટે ભઠ્ઠીઓ રિએક્ટરોની રચના બુનિયાદી રીતે ઓછામાં ઓછી ૯ પ્રકારની થઇ શકે તેનો આધાર બળતણ તરીકે વપરાતા મૂળ તત્ત્વોના ગુણધર્મો, નિયામક (moderator) (જો વપરાતો હોય તો) અને પરમાણુભંજન વડે છૂટતી ઉષ્ણતા ખેંચવાની રીત પર રહે છે. (એક પ્રતિનિધિએ જણાવ્યું હતું કે સૈધ્ધાંતિક રીતે ૯૦૦ જાતની જુદી જુદી અણુભઠ્ઠીઓ શકય છે)

પરમાણુશકિત પેદા કરવામાં પરમાણુ તોડયા પછી રહેલો કચરો અને તેનું મોટું પ્રમાણ અને વાતાવરણમાં જે રેડિયેશનો ફેલાય છે તેનાથી થતા નુકશાન અંગે ડૉ ભાભાએ સૌનું ધ્યાન ખેંચ્યું હતું. આ અંગે ખૂબ કાળજીપૂર્વક સાવચેતીની જરૂર છે, નહીંતર 'ઉલમાંથી ચૂલમાં' પડવા જેવું થાય-લાભ કરતાં નુકશાન વધી જાય. પરમાણુરેડિયેશનની પ્રાણીસૃષ્ટિ પર અસર સૌને વિદિત છે. પરંતુ એની આડકતરી અસર અંગે કાંઇ માહિતી પ્રાપ્ય નથી-ખાસ કરીને માનવવંશની વૃધ્ધિ અંગે. 'આ અંગે કોઇપણ જોખમ ખેડવા જેવું નથી. વૈજ્ઞાનિક તરીકે આપણી ફરજ આપણી રાષ્ટ્રભકિતથી ઉપર રહેવી જોઇએ' પરમાણુશકિતની સંહારાત્મક બાજુ આ પરિષદના કાર્યક્ષેત્રમાં નહોતી, છતાં ડૉ. ભાભાએ તેની ઉપેક્ષા કરી નહોતી. ડૉ. ભાભાએ કહ્યું કે 'પરમાણુ શકિતની ઔદ્યોગિક ખિલવણી થતાં ઘણાં રાષ્ટ્રોના હાથમાં સંહારાત્મક કાર્ય- માટે ઉપયોગી તૈયાર પદાર્થોનો મોટો જથ્થો ભેગો થશે, જેમાથી પરમાણુ-હથિયારો સહેલાઇથી બનાવી શકાય

એટલે પરમાણુશકિતનો ઉદ્યોગ સાર્વત્રિક થતાં એક આંતરરાષ્ટ્રીય સંસ્થાની જરૂર ઊભી થશે, જેના સભ્યોએ શાંતિ જાળવવા કટિબદ્ધ રહેવું પડશે.' તેમણે એવી આગાહી કરી કે આવતા બે દશકાઓમાં હાઇડ્રોજન બોમ્બની શકિત મેળવવા એકાદ રીત શોધી કાઢવામાં આવશે. જ્યારે આ સિદ્ધ થશે ત્યારે દુનિયાની શકિતનો પ્રશ્ન ઉકેલાઇ જશે, કારણ કે સમુદ્રોમાં ભારે પાણી (heavy water) જેટલો જ પુષ્કળ ભારે (heavy) હાઇડ્રોજન પ્રાપ્ત થશે.

પુષ્કળ સંશોધન લેખોમાંથી માત્ર થોડાકનો નિર્દેશ કરી જઇએ. બધાનું વિવરણ કરવું અશકય છે. પરિષદની કાર્યવાહીના અહેવાલના ૧૬ પુસ્તકો થશે. જિજ્ઞાસુઓ અને અભ્યાસીઓએ તે વાંચી જવા વિનંતિ છે.

શકિત માટે પ્રક્રિયકો (Power masters) પર ચર્ચા ચાર પૂરી બેઠકમા થઇ. બ્રિટન કોઇપણ અન્ય દેશ કરતાં પરમાણુશકિતનું મોટા પાયા પર ઉત્પાદન સિદ્ધ કરી શકયું છે એટલે બ્રિટિશ વૈજ્ઞાનિકોના આ વિષય પરત્વેના નિબંધોનું વાચન ખાસ ધ્યાનપૂર્વક બધાંએ સાંભળ્યું હતું. ઇ. સ. ૧૯૭૫ સુધીમાં બ્રિટનમાં પરમાણુશક્તિ ૪૦૦ લાખ ટન કોલસાનું કામ આપતી થઇ જશે. આમાથી ૪૦ ટકા વીજળીના ઉત્પાદન માટે વપરાશે.

બ્રિટનનું સૌ પ્રથમ રિએકટર ગ્રેફાઇટ વડે નિયમિત (graphite moderated) થશે, અને દશ હજાર ટન કોલસો જેટલું કામ આપે તેટલું યુરેનિયમમાંથી શકિત–ઉત્પાદન થશે. પાણીવડે નિયંત્રિત પ્રક્રિયકોનો અભ્યાસ બ્રિટનમાં પ્રગતિ કરી રહયો છે. અમેરિકા અને રશિયાના નિષ્ણાતોએ પોતાના દેશનાં રિએકટરો અંગે માહિતી આપી હતી.

અમેરિકાના ડૉ. ઝીન પરમાણુયુગપ્રવર્તક પ્રોફેસર ફર્મીના સહકાર્યકર છે. એટલે તેઓ દુનિયાના મોટામાં મોટા પરમાણુનિષ્ણાત છે. તેમણે અમેરિકાના બે મોટા રિએકટરોની કાર્યપદ્ધતિ સમજાવી હતી. રશિયાના પરમાણુશકિત સ્ટેશનનું મોડેલ પ્રદર્શનમાં મુકવામાં આવ્યું હતું. ૫૦૦૦૦ કિલોવૉટ શકિત આપતું આ રિએકટર રશિયાના ડૉ. ડી. આઇ. બ્લોખીન્ટ્સેવે સમજાવ્યું હતું. તેની બાંધણીમાં મોલીબ્ડેનમ–યુરેનિયમની મિશ્રધાતુ સારું કામ આપે છે એમ તેમણે જાહેર કર્યું હતું. રશિયાએ ઝીર્કોનિયમની મિશ્ર ધાતુઓપર આ બાબતમાં ખૂબ અભ્યાસપૂર્ણ સંશોધન કર્યું છે.

આ ઉપરાંત, પરમાણુશકિતના ઉત્પાદનને લીધે થતી નુકશાનકારક અસર પર પણ ચર્ચા થઇ હતી. વનસ્પતિપર રેડિયેશન પરની અસર અંગે નિવેદન થયું હતું. રેડિયો–આઇસોટોપનો વૈદકમાં ઉપયોગ હવે ખિલવણી પામતો જાય છે. વનસ્પતિ વિજ્ઞાનમાં કાર્બન ૧૪ નો ઉપયોગ કરી રશિયાએ મેળવેલાં આશ્ચર્યકારક પરિણામો જાહેર કર્યાં હતાં. વનસ્પતિનાં મૂળ પણ કાર્બન ડાયોક્સાઇડ ચૂસે છે એમ પ્રોફે. કુરસાનોવે જાહેર કર્યું હતું.

આમ પરમાણુશકિતનો શાન્તિના કાળમાં સર્જનાત્મક ઉપયોગ શોધવા પ્રયત્નો ચાલી રહયા છે, એ આનંદની વાત છે.



## સેવક ને નેતા

ઓછું બોલે ને વધારે કાર્ય કરે, તે સેવક;
અને વધારે બોલે ને ઓછું કાર્ય કરે, તે નેતા.
એનો અર્થ એ જ કે જેની જીભ નાની તેનું કામ
મોટું, અને જેની જીભ મોટી તેનું કામ નાનું.

–ચિત્રભાનુ

## પડછાયાના વાંસ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

દરરોજ સવારે
સૂરજ સાથે મારામાંથી ઊગે

લાં
બા
લાં
બા
લાં
બા કાળા પડછાયાના વાંસ !

દિનભર મારા પડછાયાની સંગે
સૂરજ સૂરજ સૂરજ

સૂરજ સોડ થકી ડોકાય,
સૂરજ સોડ મહીં સંતાય,
સૂરજ ટોચ ઉપર ટકરાય,
સૂરજ પવન બની ચકરાય,

દિનભર મારા પડછાયાથી ફૂટે
સૂરો સૂરો સૂરો

સૂરો હળવે દેતા વાય,
સૂરો પાંપણમાં પથરાય,
સૂરો સપનું થઈને છાય,
સૂરજ ચાલ્યો ચાલ્યો જાય.

દરરોજ સાંજરે
આઘે આઘેથી પાસે પાસે આસપાસ ચોપાસે
લાગે

અંધારાની આગ !
અંધારાની આગ
ઊભા ઊભા સળગે મારા પડછાયાના વાંસ !

## જોઈએ છે સુખશાન્તિ?

લક્ષ્મીનારાયણ મો. પંડ્યા

જોઈએ છે સુખશાન્તિ ?

કેમ ? કોને એ કહો ના જોઈએ !

ખોજ એની જિંદગીભર ચાલતી,

પણ હાથતાળી દે, બનાવી બુધ્ધુ એ ચાલી જતી.

માર્ગ લઈએ જ્યાં ઊંધો, ક્યાંથી મળે !

સંપદા અવિભાજ્ય સહિયારી જ એ

એકલાને આવગી તો ના મળે.

પણ પંડ કેરા સ્વાર્થને પાછળ મૂકી,

આપીએ પ્હેલાં કદી એ અન્યને

તો આપમેળે ને અનાયાસે મળે

સુખશાન્તિ સદા સૌને સાંપડે

પ્રાર્થના ને હો પ્રયત્નો આજ આ વર્ષે નવે.

# વિચિત્ર મુલાકાત

આજના અભ્યાસક્રમમાં એમનાં લખેલાં પાઠ્યપુસ્તકોની સંખ્યા વિપુલ છે આમ તો, સાહિત્યના જીવ, એટલે વાર્તાઓનું સર્જન પણ અવારનવાર કરતા રહે છે.

ભગવત્ રામચંદ્ર ભટ્ટ

ફૂકગાડીમાં મને એક સજ્જનની વિચિત્ર અને યાદગાર મુલાકાત થઇ ગઈ–આકસ્મિક અને અંતરિયાળ. પહેલા વર્ગના બર્થ ઉપર હોલ્ડર પાથર્યા વિના એ લાંબાપહોળા ફેલાઇ બેઠા હતા. કપાળે ચઢાવેલા ચશ્માંમાંથી એમનું વ્યકિતત્વ ડોકાતું હતું.

એમની વય કળવી મુશ્કેલ હતી. ગાલના ખાડા સૂચવતા હતા કે અધેડવયના... ? કપાળ પરનું તેજ કહેતું હતું ના...ના. આખે રસ્તે નાના બાળક સ્ટેશન પરનાં પાટિયા વાંચે એમ એ ફાઇલમાંનાં પતાકડાં વાંચતા હતા. લાલ લેખણીએ ખૂની કટાર જેમ ટિપ્પણ કરતા જતા હતા. તદનુસાર એમના મોઢા પર ભાવના રંગપલટા આવ્યે જતા હતા. એક પાન વંચાઇ રહે એટલે જોર કરી બંને હાથે ઊલટાવીને બીજા પાના પરનું ધ્યાન શરૂ કરતા હતા.

કોઇ પંતુજી... ? એમની ભમ્મરો તાણેલી હતી.

છૂપી પોલિસનો આદમી... ? એમની આંખો ચકળવકળ ફરતી હતી.

ના, ના તો કોઈ તત્ત્વજ્ઞાની... ? એમની મુખાકૃતિની તંગ રેખાઓ સોળિયા–પણાની ચાડી ખાતી હતી.

હશે. મેલોને છાલ. પહેલા વર્ગમાં મોટા ભાગના લોકો આવી રીતે જાણી જોઇ મોં ફુલાવી બેસે છે, જાણે ચણાનું મોટું ઝાડ કૂદી ગયા હોયને !

થોડીવારમાં જ, એમના શ્વાસની ધમણના અવાજે મારી વિચારસરણીમાં ભંગાણ પાડયું. વાંચનમાં વ્યસ્ત અને કાગળિયામાં સમસ્ત જાતને ખોઇ દેનાર આ ભારેખમ વ્યકિત પ્રત્યે મારાથી આપોઆપ બોલાઈ ગયું :

'ઓહ !...આ...આ...પ......... ?'

'અરે, પણ જુઓને ..........'

'કોને ?... . કેમ ?... ક્યારે ?'' મેં ચમકી, આસપાસ વિહ્વળતાથી નિહાળી ઊંચા શ્વાસે એકસામટા પ્રશ્નો પૂછી નાખ્યા.

માળું બધું જ બનાવટી. અપ્રતીતિકર, અશક્ય, અસંભવિત. શુધ્ધુ સમજે છે ?''

પાકેલું પીળું પાન પડવાથીય જખમી થઈ જાવ એવા છો, શું મારા ભાઈ ! બનાવટી વાત પર તે કોઇ........ .......?'

'તો શું તમારું 'મંતવ્ય છે કે આ ઘટના અને તેમાં રજૂ થયેલાં વિધાનો વાસ્તવિકતાથી વેગળાં નથી ?'

બાપ જાણે મારો શી ઘટના અને શાં વિધાનો ? મેં અધ્ધર જ કહ્યું : 'અંતરંગ, લાગણી આદિ સંવિતતંત્ર એ પણ એક વાસ્તવિક જ છે.'

'જાવ રે જાવ, સત્યનો આભાસ પહેરેલી પ્રતીતિકર રીતે રજૂ થયેલી દલીલો એ સાચી વાત નહિ, પણ વેશ, પહેરવેશ' એમણે જમણો હાથ ડાબા હાથની હથેલીમાં પછાડી પોતાનો મુદ્દો રજૂ કર્યો.

આ સજ્જન કોણ હશે ? અદ્ધર અદ્ધર શી વાત કરે છે ? લાવને પૂછી નાંખુ. એમાં જાય છે શું ?

તો પછી આપ...?

'મને વિવેકચંદ્રના નામે લોકો ઓળખે છે'.

ગંધેડી ગાડીના ખખડાટ–ભભડાટમા સ્પષ્ટ શબ્દ ઝિલાયા નહિ. માત્ર ક્યાસ બંધાયો.

'અહોહો ! આપ વિવેકમાં ચંદ્ર ! ત્યારે તો જાણીતી વ્યકિત ! આપનો ધંધો રોજગાર કહ્યો નહિ. કોઇ કોલેજમાં પ્રોફેસર...?'

મુંઝાયેલા દેખાતા એમણે વિચાર કરી કહ્યું.

'હા...આ ! પ્રોફેસર જેમ જ પરપોટા ફોડું છું'.

'એટલે તો ઘણી ખ્યાતિ...?'

'ખ્યાતિથી પેટ ઓછું ભરાય છે? પાઇની કમાણી નહિ અને ઘડીની ફુરસદ નહિ. આડો હાથ મારી કમાણી કરનારનો વર્ગ જ જુદો. એમની પાછળ ફર્યા કરવાનું. સાવ નમારમૂડાનો ધંધો.

'એમ ન કહો. તમે વિવેચક, એ એક મનોરંજક હકીકત...તમારી સાથે સહયાત્રાનો અચાનક મોકો મળી ગયો, એ સદ્દભાગ્ય જ કહોને મારુ'.

કૃતકૃત્ય વિનયભાવથી મેં ફેંકયે રાખ્યું. નમ્રતાની મૂર્તિ જેવા એ ત્યારે કશું બોલ્યા ચાલ્યા નહિ. ધીરગંભીર ભાવ ધારી રહ્યા તેરી બી ચૂપ, મેરી બી ચૂપ. હોઠ પર માત્ર કૃપાપૂર્વક હાસ્યની બંકિમા ફેલાવી અને ટાંગોને સંકોચી આંખો અને ભાવના સંકેતથી મને પાસે ખસવા જગ્યા બતાવી.

એટલે તો, પાસેના ઉતારુઓને ઊઠબેસ કરાવી મારી ટ્રંક ખોલી અંદરથી એક બંડલ ખેંચી કાઢ્યું, અને હેન્ડબીલ હાથમાં ધર્યું.

'આ એક તાજેતરમાં બહાર પડવાના પુસ્તકનાં ફર્મા છે. ઉપરછલ્લે જોઇ લેશો...? આ રહી એની જાહેરાત...

ગુજરાતી સાહિત્યમાં નવો યુગ...અપૂર્વ, અદ્ભુત અદષ્ટ અનહદ સુંદર છપાઇ...આકર્ષક જેકેટ...ઉત્તમ કાગળ.

મૂલ્ય માત્ર રૂપિયા પંદર.

જૂની આદત પ્રમાણે ભૂલથી છાતી પરના ગજવામાંથી ચશ્માંનું ઘરું શોધતાં સજ્જન બોલ્યા :

'તમે પુસ્તકો વેચો છો કે છાપો છો ?... પ્રકાશક છો ?'

'જાહેરાત વાંચશો એટલે બધું સ્પષ્ટ થશે.' મે વાતને મોઘમ રાખી.

કપાળે ચઢાવેલા ચશ્મા આંખ પર ઢાળી, જાહેરાત પર ખોડેલી નજર ઉઠાવી સજ્જન મારી સામે ટગરટગર જોઇ રહયા–વેધક અને મારકણી આંખે. એમના ચહેરા પરના ભાવો કહેતા હતા જાણે–'કળિયુગમાં આ કેવો હત્યાચાર કરવા બેઠા છો ?'

છેવટ એમના મુખમાંથી વેણ સર્યાં ખર્ગ-પરશુ મની ફરસી જેવાં.

'દરેક જાહેરાત પોતાનામાં જે નથી હોતુ તે જાહેર કરે છે એમાં સમય અને શકિતની બરબાદી અને નાણાનો ધુમાડો.'

'ના જી, અમને હરબહા પણ ન પહોંચે. છાપવામાં તો અમને ફાયદો જ રહે છે. મારાં કેટલાંય પુસ્તકો વિવેચકોને મન કુસ, ફિસ્સાં, દમ વગરનાં પણ ધૂમ ખપી ગયાં છે, ખપી રહયાં છે.'

'પણ એથી વાંચકોને ફાયદો...?'

'ફાયદામાં મનોરંજન, ગલગલિયાં અને ચિત્તમ તાણ. ખરું પુછો તો વાંચક આ જાતનું જ સાહિત્ય માંગે છે. અમે તે હોંશે હોંશે પીરસીએ છીએ. એમની ગુપ્ત વૃત્તિઓને પોષીએ છીએ. એમની મલિન કામનાઓને

પંપાળીએ છીએ. એમની રસિકતાને ઢંઢોળી ગજવા કાતરવાની આ સુધરેલી, સફાઈદાર તરકીબ છે.'

આ વેળા એમના મુખ ઉપર ભદ્ર લોકના દબાણથી બનેલું મૌનનું સંચારણ થયું.

મેં કહ્યું : 'કેમ કંઈ બોલતા નથી. કહે રાખો મ તમારે જે લાગે તે તમે ખુશી ધર્મે બ્રાહ્મણ લાગો છો. અમે રહ્યા ધંધે પાકા વૈશ્ય.'

'પણ ક્યારેક આયુધ ખેંચું છું, ને ત્યારે ક્ષત્રિય પણ છું, હા!

આ વેળા ખટ્‌ખટ્‌ કરતી ગાડી બીજા પાટા પર ચઢી જાય એમ વાતને આડે રસ્તે વાળતાં એમણે આગળ ચલાવ્યું :

'પુસ્તકનું 'પરિવ્રાજક' નામ સરસ છે. વાર્તાનો નાયક અને નાયિકાઓ વચ્ચે પરિવ્રાજકપણું ચાલતું હશે, ખરું ને?'

મેં કહ્યું : 'પરિવ્રાજક એટલે પ્રયાણ કરનાર. એક વાર પુસ્તક દુકાનેથી ઊપડ્યું તે પાછું ન આવવું જોઈએ. જૂનાં પુસ્તકની દુકાને છો પાછું આવતું. પુસ્તક આટલુંય પરિવ્રાજકપણું દાખવે તોય બસ છે.'

હા–હા–હા! ...હા–હા–હા!! સજ્જન પહેલી વાર હસી પડ્યા.

'તમારી વાત સાચી છે. આજની નાયલોન પહેરેલી સિન્ડ્રેલા ભભકાદાર રાજકુમારીઓના ભપકાને આંખો પાડી દે છે.'

'એ શું વળી?'

'કેમ ન સમજ્યા? આજનાં ચીર્ણાં, ફીસાં પોતવાળાં પણ મૂલ્યવાન બનાવનાર વસ્તુ તે છે–કપડાંનો કાપ અને સિલાઈ...પણ એનો આધાર રુચિ પર રહે છે–અશ્લીલ અને ઘણી ખરી કુબ્જાઓ જ પોતાનું કુબડાપણું ઢાંકવા પ્રયત્ન કરતી હોય છે. ક્યાંય ભાતીગળ ગૂંથણી જોવા મળે છે, આજકાલ?'.

આ સજ્જન વાતને કહેવા દ્રાવિડી પ્રાણાયામ કરે છે. એમ એમની ગર્ભિત વાત પરથી લાગ્યું. મેં કંટાળો ઓછો કરવા કહ્યું :

'નજીકમાં સ્ટેશન આવે છે. ગાડી ત્યાં વધારે વાર થોભશે. અહીં મંગાવવા કરતાં નાસ્તો રેસ્ટોરાંમાં જઈ કરીશું? ઝટ પાર આવશે'.

ગરજ ગાંઠે અને વિદ્યા પાઠે કહી એમની પ્રિય ફાઈલના બચકાને બગલમાં મારી હું એમની વિચિત્રતા ઉપર આશ્ચર્ય પામી રહ્યો.

ગાડી અટકતાં હું તેમને સ્ટેશન પરના આરામગૃહમાં ઘસડી ગયો. એક પછી એક વાનગી મેજ ઉપર મુકાતી ગઈ.

'તમારી વાત પરથી લાગે છે કે તમારા ધંધાનું ધ્યાનપૂર્વક વિશ્લેષણ કરવા જેવું છે.' બટકાપૌંઆમાં બટાકાનું સંશોધન કરતાં સજ્જન બોલ્યા.

'વિશ્લેષણ? ...અમારા ધંધાની ચકાસણી કોઈથી થશે નહિ, થઈ નથી.' ઉતાવળે આરોગતાં ભરેલે મોંએ મેં કહ્યું.

'અહો! એટલો બધો ભેદભરમ છે, એમાં?' હાથમાંનાં છરીકાંટાને મસાલા ઢોસામાં ઘુસાડી સજ્જને પૂછ્યું : 'એ કેવી રીતે?'

'સાહેબ! હું ઉત્પાદક છું. ધૂળ ખાતાં લખાણોને હું પ્રકાશ દેખાડું છું. ઊંચા થરના લેખકો મારી દુકાનનાં પગથિયાં ઘસી નાખે છે પણ મેં નીચલા થરની વાતો છાપી છે. એમાં ધૂમ કમાણી છે.'

'કેવી રીતે?' એમણે આંખો ફાડી બાઘાની માફક પૂછ્યું.

'મેં લેખકોની રૉયલ્ટી ડુબાડી છે. ઊંચા કાગળના ફર્મામાં રદ્દી કાગળની થપ્પી જોડી દઈ પુસ્તકનું ખર્ચ ઘટાડ્યું છે. પાછલે બારણે ભરતિયા વિના વકરો કરીએ છીએ. કોઈ પૂછતું નથી.'

આ વેળા અમારી વાત અને ગરમ નાસ્તાની ક્રિયામાં આમને સામને સમાનતા ચાલી રહી હતી એ વાત હું સમજ્યો કે ફક્ત મારા જ સમજવામાં આવી હતી. સજ્જન પોતાની સમક્ષની ઉપસ્થિતિનું ધ્યાનપૂર્વક સ્વાગત કરવા જતા હતા. એમના શરીરની શિરાઓમાં તાજગી ડોકતી હતી અને જિહ્વા સ્નિગ્ધ થઈ હતી.

'ચાલો ગાડી છૂટશે. તમારો ક્યાં સુધીનો સંગાથ છે? પાનમાં ચૂનો વધારે પડતાં મોમાં ચાંદી ઊઠી આવે

એવી સતેજતાથી સિસકારી બોલાવતાં મેં પૂછ્યું.

'જરાય દૂર નહી જ માત્ર.' હાથમાની ફાઇલને સમાલતાં કહ્યું. અને સામો સવાલ પૂછયો 'તમારે કયાં સુધી જવું છે?'

'હું દેશમાં કુટુંબને તેડવા જાઉં છું'.

'અત્યાર સુધી કુટુંબથી વિખૂટા રહેતા હતા? શું ફ્લૅટ મળી ગયો!'.

'અરે મહેરબાન! હજી સુધી કેમ સમજતા નથી કે નીચલા થરનાં પુસ્તકો છાપી, ઉપલા થર સુધીનો મોટો આલીશાન બંગલો બંધાવ્યો છે તેનું વાસ્તુ છે, બધાને દેશમાંથી તેડી લાવવા જાઉં છું'.

બધાં આશ્ચર્યોનું આશ્ચર્ય પ્રકટ કરતા હોય એમ સજ્જને પૂછ્યું :

'શું કહો છો, ઉત્તમ! તમારી પાસેથી એકાદ બ્લૉક ભાડે મળશે, ત્યારે?'

'હા કેમ નહિ? પરસેવો, પળસી અને પાઘડીથી બધું મળે. મેં રજેલી રકમ ખરચી નાખી નથી કંઇ. પાઘડીમાંથી જ બંગલો ઊભો કર્યો છે.'

'પાઘડી..?'

'તમે વિવેચકો લેખક–પ્રકાશકોની પાઘડી ઉતરાવો છોને! એમ જ...'

'પણ મારી પાસે એટલી બધી બચત નથી'

'તમારી પાસે જે છે તે તમે જાણતા નથી'

'એ શું વળી?'

'તમારી કલમ, થોડા વખત પછી પાછા મળજોને. મારાં પુસ્તકોની, મારા ધંધાધાપાની પ્રશંસાત્મક ટીકા લખી ઉપયોગી થશો તો સસ્તામા મોદો પતી જશે. બસ, તમે રાજી...!'

'પણ હું કયા દહાડાનો વિવેચક છું?'.

'હેં? ત્યારે... ?' આશ્ચર્યથી ભડકી પૂછ્યુ.

હું તમારા ધંધાના ગામની ઇન્કમટેક્સ ઑફિસમા ખાસ પગાર વધારાથી આવેલો છું. લોકોની આવકનો સર્વેયર છું. સમાલોચક છું. તમે મને અત્યાર સુધી ઓળખ્યો. શેઠજી! મને તમારા ધંધા અને તેના ઇલ્મની બધી 'ઇન્સ એન્ડ આઉટ'ની ખબર થઇ છે બસ, હેન્ડઝ–અપ! તમે વાચકને શીશામાં ઉતારી, વગર બિલનો ફૂટકલિયો ધંધો કરી દેખાડી, લેખકને છેતરી, હલકો માલ વાપરી બંગલો બંધાવ્યો, પાઘડી ઉઘરાવી હવે તમારું કાળું નાણુ કકળાટ કરી રહ્યું છે. તેમાં તમે જરૂર હોમાઇ જવાના છો. હજી સુધી તમારુ નામ ઇન્કમટેક્ષને ચોપડે ચઢયું નથી, કેમ? એમ જ કહેવા માગો છો ને? વારુ ત્યારે, દેશમાથી વહેલા પાછા વળી હિસાબી ચોપડા લઇ ઑફિસે આવી જજો આવવાનું ઇજન તાબડતોબ પહોંચી જશે. આપણી અચાનક મુલાકાત ત્યાં તાજી થશે. લ્યો ત્યારે, બાય, બાય,'.

સિગ્નલ પડ્યો. ઘવાયેલું પ્રાણી બોડમાં પેસી ઘા ચાટવા લાગે એમ અણુધારી ઉપાધિને ઘા કરતો શિથિલ ગાત્રે હું ડબામાં દાખલ થયો. છઉઉઉ...છૂ કરી એંજિને પોકરાણ મૂકી અને કાળજાળ વ્હિસલ વાગી.

•••

સફરમા કોઇ રાહતની
અપેક્ષા વ્યર્થ છે, મિત્રો!
કે રસ્તામાં તો ફૂલો કોણ વેરે?
માત્ર ખાર આવે.

—નૂરી

# મારા દેવ

આપણા સાહિત્યમાં ઝવેરી બે છે. બન્ને મ. મો. ઝવેરી એટલે તેઓ 'મોટા' અને 'નાના' નામે વધુ ઓળખાય છે. આમ છતાં, મોટા કવિ અને વિવેચક તરીકે જાણીતા છે, અને નાના વાર્તા—નવલકથા—નાટક ક્ષેત્રે, જો કે હવે ગઝલકાર તરીકે પણ ઝળક્યા છે.

મનસુખલાલ મો. ઝવેરી

'આ આખી દુનિયા, એમાં મોટા ધરમ કેટલા?'

'ત્રણ. ઇસ્લામ ખ્રિસ્તી હિન્દુ'.

'તંયે બીજા... ?'

'ઈ પેટા થીયા! બાકી તો લોકવરણ ધેટાં જેવા. નવો મુસલમાન નવ વખત નમાજ પઢે...'

'તમે કેટલા વખત નમાજ પઢો છો, બાપુ?'

'આઠે પો'ર! મુંદરાને આ છેડેથી ઓલ્યે છેડે ભાટક્યાં કરું છું'.

'લ્યો, રાખો હવે...'

'હા...હા...ગીગી...મને આ ધરતી હાર્યે માયા બંધાઈ ગઇ છે. આ દુનિયાનાં તળ ઉપર બે જાતના લોકો. એક સ્થાવર. બીજા જંગમ. એક બેઠાં હોય ત્યાંથી ઊઠે નહિ. એક બેસે જ નહિ. ફુલે ભમરો. એને તમામ ઇન્દ્રિયોનાં સાદની સાંઢમારી. એને સ્વાદ પણ એટલો...'

'લ્યો ઊઠો બાપુ, આવો બાજઠ માથે.'

ઘોડાની લાદ અને ગોઝારી ભેખડની ગોરમટી, ઘઉંનું કુંવળ અને ખારીકુઇના નીરઃ આઠ દિવસ સડેલ ઓળીપો. કંકણવંતા ને કામણગારા હાથે થાપીથાપીને કરેલ ઓળિયા ઉપર વગર ભાણે રોટલો મેલો ત્હોય રજ ન લાગે. પડખે કાંસાના છાલિયાંમાં અડદની દાળ. ધુંવાડો નીકળી ગયા પછી ભઠ્ઠાંમાં શેકેલ રીંગણા કાળા, પણ એનો ઓળો વહરો નંઇ. કણીએ કણીએ ધોળી અને ત્હોય લીલું લીલું લાગતું ઘી. ગોળનાં દડબાં. ગરમરની ચીરો. સીસકારો આપોઆપ નીસરે એવા લીલાં મરચાં.

એક પ્રૌઢ આદમી માથાબોળ નાહી. લીલી લૂંગી ને લાલ કફની પહેરીને ભોજન લેતા લેતા આજ તો વાતોને રવાડે ચડયા.

'ગુજરાતમાં મુત્સદીગીરી ન મળે...' કોળીયાં ચાવતાં અટકીને એ બોલ્યો: 'એટલે જ ગુજરાતની ગાદી માથે બીજાં રાજ કરે છે ને?

'તમારે તો રાજી થવું જોવે...બાપુ...'

'કેમ, હું મુસલમાન છું... એટલે...'

ગીગીએ સંમતીસૂચક મસ્તક હલાવ્યું હકારમાં... એટલે બાપુ બોલ્યા.

"પણ મને ગુલામી કરાવતા, અને ગુલામી કરતા

એમાથી એક પણ જાતના લોકો પસંદ નથી."

'હવે જહાગીર મીંયા મરી પરવાર્યા, ઔરંગઝેબે દારાને મારી નાખ્યો...'

'ભોળાયો રાજા ! હું એને અંજાર મળવા ગયો' તો.. હો ગીગી.. નર્યો હિન્દુનો અવતાર નાસભાગમા એની દીકરી મરી ગઇ, એનુ દુઃખ મારી પાસે રોતો' તો ..મને કયે આ શું કયુ"...મારા દેવ... ત્યારે મેં કીધુ'...વિધાત્રી એક તમાચો એક ગાલે મારે છે.. તો તું બીજો ગાલ ધર. ઇસુ ખ્રિસ્તે એમજ કહ્યુ હતુ ને .."

'આ તે કાંઇ ખરખરો કરવાની રીત હતી ..બાપુ ?'

'એના પૂરવજલમના લેણુંદેણુ છે, ગીગી આપણે ઓલ્યે ભવ બૂરા કરમ કર્યા હોય, એનો આ ભવમા બદલો આપવોજ પડે ચાય સો થાય...પણ આ હિસાબમા મિનમેખ નથી. અને ઇસ્લામ એટલે તંબૂને તેગ; ખ્રિસ્તી એટલે બાઇબલ ને હોડી હિન્દુ એટલે શું'પડી ને ગાય : અક્રોધેન જીને ક્રોધમ્.

'તમને...બાપુ... કોઇ દિ ગુસ્સો નો આવે ?'

'લે ગીગી, હું ય માણસ છું ને...મને ઔરંગઝેબ માથે ગુસ્સો આવે છે ! એણે સગા બાપને કેદમા ગૂડયો : દખ્ખણ કબજે કરવા જતાં શિવાજી પેદા કર્યા... અને શિખો ઉત્પન્ન થયા. સંભાજીને એણે આકતરી લાલચ આપીને મુસલમાન બનાવવા નકામી કોશીશો કરી. વટલાવવું એ એનો આદર્શ છે · પણ આ ભૂમિ તો તપોભૂમિ છે. આ વન તપોવન છે. સત્તાનાં લાલચુ લોકો, વિલાસના શોખીન શયતાનો, બીચારા લોકો પાસેથી જે હોય તે આચકી લેવામા સમજે છે...યેન કેન પ્રકારેણ...'

'બાપુ...'

'હં...'

'આજ તો બાપુ વાતમાને વાતમાં ગૌગરાસ કાઢતાં ભૂલી ગયા...'

'લે કરી છેને કાંઇ...' પુરૂષની આગળી–અંગુઠે બટકુ અટકી ગયું.

ગીગી ખડખડ હસી પડી. ડોલરની ટોપલીને ઠેબું લાગે અને ફૂલો વેરાય તેમ એના દાત દેખાયા. ચસોચસ મીંડલા, કાનમાં રૂપાના કાંપ, હાથે બલોયાં, બાવડે કડું, ડોકે ઝરમર, હૈયે ઝુલણી, નાકે નથ, પગે કડલી, આગ 'ળીયે વેઢ, ..પણ કપાળ ચૈતર મહિનાના આકાશ જેવુ ...કોરુંધાકોર !

'મારૂં નીમ તોડાવ્યું ને તું ખડખડ દાંત કાઢ'છ !

'પણ.. ગૌગરાસ તો મેં દીધો ..ગાય આજ ખીલે બાધી છે.'

'કા ?'

'કા શુ .. મુન્દ્રામા બૂંગીયો દિપાય છે ને બાપુ ઉંઘે છે ગુજરાત લુંટાય છે. સુરતની સોનાની મૂરતને શિવાજીએ બે વાર લુંટી.. દખ્ખણ ગુજરાત લુંટાણા જ કરે છે.'

'માળા મરેઘવ લુંટારૂ કેમ થાયા ...? જેમ દક્ષ યજ્ઞમા શિવની સેનાએ બધું ય ધગશાયી કયું', એમ મરાઘવ કરવા માગે છે ? ન પરદેશ જવું, ન બહુ મહેનત કરવી પાનતંબૂળ ખાવા ને બાઇયું નચાવવી. શિવની સેના જેવા માપલા.. '

'પણ ..જણનારીમા જોર ન્હોય તો સુયાણીય શું કરે ? ગુજરાત જ પોલુ .. ત યે બધાય એને લુંટે છે ને ?' કહીને ગીગીએ ઉમેયું' 'આપણું' કાઠીયાવાડને કરછ એમ જોગવતું : ખરૂ ને બાપુ ?'

'હા ઇસુના સિદ્ધાંત વેગળા મૂકીને ખ્રિસ્તીઓ લડયાં ..અને તેથીજ સ્પેન દેશના અલ્હમ્બ્રા નગરના લાલમહલ આગળ ઇસ્લામ ધર્મ અટકયો, અને અહિં તાજમહલમા એની કમર થઇ. આ જગતના નિયતાને પરસ્પર વિરોધી વૈભવ પસંદ છે. 'કહીને બાપૂએ દાંતણ માગી, વિચારતાં...

તાજમહલ અને લાલ મહલ. દરિયો અને નદી રણ અને બગીચો. ઝૂંપડી અને મહેલ. સહાય અને ખીણ શ્રીમંત અને ગરીબ.

.. .. બધા કયારેય સરખા ન બની શકે– એ મનુષ્યજાતીના હોય તો...દેવ અને રાક્ષસ કદાચ સરખા હોય, પણ માનવી કયારેય નહિ...

તો ઉંચ અને નીચ એ તત્વ રહેવાનું જ ?...

પણ બાપુની વિચારધારા આગળ વધે તે પ્હેલા ગીગી બોલી·

ગુજરાતનાં ખજાના ખાલી છે અમદાવાદનો શાહી સૂબો મોઆઝીમ બેગ પચાસ હજાર~ માણસોના કસાયેલ

કર સાથે ભૂજ પર ચઢી આવ્યો છે ખંડણી લેવા રીસું ઊઘરાવવા...આય ઠીક છે બાપુ...મરાઠા ગુજ-રીને લૂંટે; ગુજરાતી કચ્છીને લૂંટે આપણે કોને ટશુ બાપુ...? વિક્રમની સવંત સોળસો સતરમાં બઉ ક્ષમ...બાપુ ..'

'ગીગીને ગળે હાથ, ખોટું કે'તા હોઉં તો...આ કચ્છ માથે આફત આવી. કચ્છને ખાલસા કરશે...? કબર, શાહજાદાં જહાંગીર ગયા... પણ હવે તો આ ર્મમાં અંધ રાજા આવ્યો છે. ઓ ગોડ! હવે કચ્છનું થશે? એ વટલી જશે? ઓ ગોડ!'

'ગોડ...ગોડ એટલે શું...બાપુ...?'

'હા ગીગી...ગોડ એટલે ભગવાન! મારી કયાંઇ રી ન ફાવે ત્યારે હું ગોડને યાદ કરું છું...આમ તો લ્લા અને ભગવાનથી કામ ચલાવી લઉં છું...'

'તો બાપુ...તમા i દેવ કોણ?'

'મારા દેવ...?'

ગોરસ પીને બાપુએ એક જૈન ધર્મી પેઠે થાળી ઇને એ જળ પી ગયા. ઓસરીની કોરે કુતરાઓને તુ તુ તુ કહીને બોલાવીને ચાનકીઓ ખવરાવી. ભિતર ગી જમી...અને ગીગી બહાર આવી ત્યાં બાપુએ ડી માથે જીન બાંધી વાળ્યું'તું...

ન હીરની સરક, કે કિનખાબી આગેવાળ...જેરબંધ ખાસ ઘોડીને શોભે. કાનસૂરીએ કાનોટી ન મળે. ગડા કટાઇ ગયાં છે. પણ...ગાડાના ઠાંઠીયા કરતાં ય હોળી પીઠ માથે ગોઠવાઇ ગયા બાપદીકરી...અને... માન જેવી ઘોડી ચાલી....

બંન્ને આવ્યાં ગુજરાતના સુબાની છાવણીમાં. ભૂજને હર.

સદ્દગત રા' તમાચીનો બેટો રા' રાયધણ ભૂજનાં લ્લાનાં દરવાજા બંધ કરાવીને બેઠો હતો. હમીરસર રવરમાં સશસ્ત્ર સૈનિકોની હોડી ફરી રહી છે. ભૂજીયા ગરોની ધારે તોપો ચડાવવા માટે કચ્છનાં સૈનિકો પ્રય-નો કરી રહયાં છે, તે દ્રશ્ય દુશ્મનોની છાવણીમાંથી પણ ખાય છે.

છાવણી જાગ્રત છે. અંગદવિષ્ટી ચાલુ છે. ચ્છ ગુજરાતને ખંડણી ભરતું નથી. કોરીઓ લાવો હિ તો તમને ધરાશાયી કરશું.

અને...

એ સમયે...મોઆઝીમ બેગને એના કારભારી શાંતિ-દાસ ઝવેરીએ કહ્યું :

'આપને એક સ્ત્રી મળવા આવી છે...'

'હું રણમેદાન પર સ્ત્રીઓને મળતો નથી.'

'પણ એણે પોતાની સંજ્ઞામાં રૂપાની ડબી મોકલી છે.'

'તેમાં તંબોલી નાગ હોઇ શકે શાંતિદાસ...'

'તો હું ડબી પાછી આપી દઉં ?'

'મોકલાવી દે...'

'પણ એણે કહ્યું છે કે એમાં ઇસ્લામનાં આદ્ય સ્થાપક હઝરત મહમદ પયગંબરનો એક બાલ છે.'

'હઝરતનો બાલ ?' બેગ આસન પરથી ઉભો થઇ ગયો:

'મને મળવા કોઇ મોટા માણસો આવ્યા લાગે છે.'

'જી હા... જે તમને મળવા આવ્યા છે...તે બે જણ બહાર ઉભા છે' કહીને શાંતિદાસ ઝવેરીએ રાવટિનો કપડાંનો દરવાજો ઉંચકીને એક બાજુ રાખતા બે મુફલિસો નજરે પડયા.

બેગ ખડખડાટ હસી પડયો.

મોટા માણસો.

ન હાથી, ન પાલખી, ન હથિયાર, ન ઘોડો, ન નિશાન, ન ધજા, ન છડી, ન આગમન !

મોટા માણસો !

'હસવા જેવી વાત નથી બેગ. એની કરડી નજર થશે, તો શાહી ફોજનાં બેડાં ગારદ બનશે...'

'...કોઇની કરડી નજર થાય અને ફોજનું નિકંદન નીકળે? તો...તો જ્યારે સોમનાથનું, લિંગ ભંગાયું, ત્યારે તમારા સાધુઓએ કેમ ચમતકાર ન કરી બતાવ્યો?'

હિન્દુ ધર્મમાં પણ દૂષણો આ વખતે ટોચ ઉપર હશે: અભિમાન અને મિથ્યાભિમાન તો અમારા દેવને પસંદ નથી...' શાંતિદાસ યુદ્ધભૂમિ પર પણ તત્વજ્ઞાનની ચર્ચામાં ઉતરી પડયાં.

'મારા દેવ...કયાં છે તમારા દેવ? ગુરૂ ગોવિંદને જીવતા ચણી લેવાયા, ત્યારે તમારાં દેવ કયાં ગયા હતા?'

'દેવ જાગી ચૂકયા છે: રામાનુજ, વલ્લભ, ચૈતન્ય,

તુલસી, કબીર, નાનક : ફૂલવાડીમાં આગઝૅાની હકુમત હોય, પણ અનેકનાં આશિયાં પણ હોય ..'શાતિદાસે બેગની નાડ હાથમાં લેવા વાતને શાયરીનો ઝોક આપ્યો.

'આફરીન્ . આ ઉપમા પર આફરીન...'

'બંદા પરવર આડી વાત પર ચડી ગયા...ઇજાઝત હો તો આગંતુકોએ આપેલી ડબી હું ખોલું'

'ખોલો.'

અને અંદર ખરેખર એક સફેદ બાલ જ હતો

બેગ કહે :

'અમે એ લોકોને મળશુ '

ગીગી અંદર આવી.

એ કહે :

'બાપુએ કહેવરાવ્યું છે કે લડાઇ ન થવી જોઇએ.'

'તો બાપુને અંદર આવતા શું ધા વાગે છે?'

'જબાન સંભાળીને બોલ...' ગીગી તપી ગઇ.

'મને તુંકારો કહે છે, છોકરી ! !'

'તને કોઇ તુંકારો કહેવાવાળું મળ્યુ પણ નહિ હોય તારા દિમાગમા પૈયગમ્બરી–સત્તા હાસીલ કરવાનો શૌખ ઉભરાયો...અને તેં મરાયઓનું નામ દીધું...આડશ લીધી.'

'તૌબાહ !'

'જવાબ આપ મને વખત નથી..અને તું જે આ અમારા શાહ બુખારી મુરાદે–પીર ઓલિયાની વાત કરે છે એની અસલ પયદાયશ તુર્કસ્તાન છે. એણે બધા ધર્મના સમન્વયની વાત કરી, અને કાબાની એના પર ખફા થઇ. રશિયાએ લાગવગ લગાડી એમને નસાડયા જેરૂસલેમ બગદાદ, ઇરાન, સિંધમાં રખડીને અને એ કચ્છનાં મુન્દ્રામાં સ્થિર થયા '

'નાસેકુ બાપની નામેકુ બેટી.. . તું દુનિયાનાં ઘણા દેશોનાં નામ જાણે છે !

ખડખડ હસી પડી ગીગી. પછી એ બોલી:

'એ તો ભૂગોળનો વિષય થયો. પ્રજાની વાત કર. એકસુરને મારવા એ તારો ધર્મ છે?'

'તારો ધર્મ કયો ? તારા દેવ કોણ ?'

'મારા દેવ ? ! મારા દેવ કોણ છે એ તને શાહ કહેશે હમણાં...'

'હા...હુ કહુ છુ એને...એના દેવ કોણ છે.' પુણ્યપ્રકોપ દર્શાવતો વૃદ્ધ રાવટિમા આવીને બોલ્યો !

'સત્તા...સોનું વૈભવ. જાતનું પ્રદર્શન અન્ય ધ[illegible] કરતાં નીચા છે...એ વાતનું એમને ઘડીયે વિસર્યા વિ[illegible] સ્મરણ કરાવતા રહેવું એ બધા તારા આરાધ્ય દે[illegible] છે...બરૂંને મોઆઝીમ બેગ... ?'

'રાજકારણમાં ફકીરોએ માથું મારવું ન જોઇએ.'

'ઇન્શાઅલ્લાહ ખરી વાત છે તારી...એટલી જ[illegible] ભગવાનનુ સ્મરણ ન થાય. '

'તમે કાફર લાગો છો.'

'કાફર તો તું છે ! રા' ભારમલનાં વખતથી કચ્છ[illegible] બંદરોએથી હજ કરવા જવાવાળા ઇસ્લામીઓને સગ[illegible] અપાય છે ; એ તને ખબર નથી ? મને આડી અવળી વાત પસંદ નથી બોલ...પડાવ ઉઠાવી લે છે કે નહિ !'

'હું તમારાથી ડરી જાઉં તેમ નથી. '

...અને મુરાદ-પીર-શાહ બુખારી રાવટિની બહા[illegible] આવ્યાં...પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ, બે . જયેષ્ટિકા નાખીને શાહ બુખારી મુરાદે પીરે . પઢવા શરૂ કર્યા લીલી લૂગી અને લાલ કફની . રહી

થોડીવારમા તો બાદશાહની ફોજની આગેવાની અનેક હોદ્દાદાર સિપેહસાલારો શાહને વિંટળાઇ વળ્યા

'કેમ અઝમતખાન ? સલામ આલેકુમ...રસૂલ[illegible] ...અરે નાઝીર-હુસેન...શિયા સુની વચ્ચેનો ભેદ [illegible] માટે તું મને મળવાનો હતોને? શું કહ્યું.. સ્વધર્મ હિત[illegible] પરધર્મ ભયકારક છે ? ધીરે દ્દષ્ટાંત ટાંક...બેવકૂ[illegible]... હાં...હું તમને સૌને કુરાને શરિફનો વારતો અ. પૂછું છું કે શું હઝરતે કોરીઓ માટે લડવાનું કહ્યું છે' શું બધા ધર્મો ઇશ્વર તરફ લઇ જતા નથી ? ' ભગવાન, અલ્લાહ, ગૉડ જુદા છે ? તો

જે ધર્મની ઉત્પત્તિનું પ્રથમ ચરણ માન. એકબીજા સાથે સમજુતીથી રહી શકે તે હોય, તો નામે આટલું લોહી રેડાય? આજે હું આ શબ્દો . રહ્યો છું, તેજ શબ્દો યુગે યુગે સૈકે સૈકે સં . રહેશે. હું અહિંસાનો પયગામ લાવ્યો છું બુદ્ધ મહાવી[illegible]

ને ..

'દેશ ગુલામ બનશે કોઇ પ્રજાનો...ભવિષ્યમાં..' ક અવાજ આવ્યો.

'દુનિયાનાં પટ પર એક તો એવો દેશ બતાવો જેણે જા દેશની ગુલામી ભોગવી નથી? એવી કઇ પ્રજા જેને પરતંત્રતાનો અનુભવ નથી થયો?'

'સાચી વાત છે!'

શાંતિદાસ ઝવેરીને પણ કહેવું જ પડયું. આ વેળા ાટિમાંથી અંગરક્ષકો સાથે બહાર આવીને મોઆઝીમ ા મામલો જોવા લાગ્યો.

'તો આ યુદ્ધો અને હત્યાઓ શા માટે? શું યુદ્ધ ના આપણે જીવીજ શકીએ નહિ? બોલો...તમે લડવા ૪ પણ તૈયાર છો? કારણ વિનાં લોહી રેડવા માગો છો?'

'ના...ના...ના...'શોર ઉઠયાં સૈન્યમાંથી: બાપુની ાંધારા ચાલુ હતી.

એ એકે એક ભાષામાં બોલતા હતા. તુર્કોની, ઇરા-ઓની, આરબોની, બલુચીઓની, અફઘાનોની, સિંધી-ાની કચ્છીઓની,...અંતે એ બોલ્યાં.

'ગુજરાત તો મારી મા છે!'

અને એણે મોઆઝીમ બેગ તરફ ફરીને કહ્યું:

'જોઇ લે. તારું આખુંપ સૈન્ય તારી સાથે લડવા તૈયાર નથી.

હા. બંધા જ અદબ બીડી ઉન્નત શરીરે પણ નત મસ્તકે ઊભા. શાંતિદાસ ઝવેરી અને બેગના અંગરક્ષકો પણ...

મોઆઝીમ બેગે હુકમ છોડયા; પણ એની કંઇ અસર ન થઇ.

આ બધાનું મૂળ કારણ કોણ? આ વૃધ્ધ ફકીર અને આ...ગીગી! પણ ગીગી...એ કયાં ગઇ..? બેગ જોવા લાગ્યો...પણ...પણ...બેગને ભયમાં બે શાહ દેખાણા. એણે કટાર ખેંચી. પણ હાથ ઉપડે તે પહેલાં એને ઝકડી લેવામાં આવ્યો. કટાર ફેંકી બેબાકળો બની એણે કરગરતા સ્વરે કહ્યું:

'હું પાછો જાઉં છું...હું યુધ્ધ નહિ કરું...મને બચાવો...મારા દેવ...' થોડીવારમાં જ મેદાન ખાલી થવા લાગ્યું! બધાં પોતાના દેવોને યાદ કરી જતા રહ્યા...પણ તમે હવે કહેશો તમારા દેવ કોણ છે?

●●●

---

## સંકલ્પ સાચો હશે તો

દુનિયામાં દરેક વસ્તુ નિયમને આધીન થઇ ચાલે છે. આપણે જીવનના નિયમો નથી જાણતા એટલે હેરાન થઇએ છીએ. શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ માટે પણ અમુક નિયમો છે. સાધુ સંતોના વચનો માત્ર શબ્દો નથી હોતા પણ મંત્રરૂપ હોય છે. એ વચનો કાયમ રટણ કરવાની જરૂર છે. આપણો શુદ્ધ થવાનો સંકલ્પ સાચો હશે તો એ શબ્દો આપણા માટે મંત્રરૂપ બનશે. આમાં આપણી ઇચ્છા જ મહત્ત્વની છે. ધનલોભી મનુષ્ય જેવી રીતે દરેક બાબતમાં ધન બચાવવાની વૃત્તિ રાખે છે તેમ આપણે સંભાળપૂર્વક વિચાર કરવો જોઇએ. આપણી જીવનશુદ્ધિ કરવાની સાચી ઇચ્છા હશે અને આપણે એ સંકલ્પ કરીશું તો કુદરતના નિયમ મુજબ આપણું જીવન અવશ્ય શુદ્ધ થશે.

—કેદારનાથજી

# એક અનાદિ સમણું

–રતિલાલ છાયા

: ગીત :

યૌવન એક અનાદિ સમણું,
વસન્તના મધુમય પથ પર એ ઇંધન અગ્નિવરણું.
—યૌવન એક અનાદિ સમણું !

( ૧ )

પ્રેમ શૌર્યને રટે નિરંતર 'સુન્દર'નું સાંભરણું;
ચેતનના નંદનું મૃદુ સ્પંદન, જીવનનું જાગરણું.
—યૌવન એક અનાદિ સમણું !

( ૨ )

કદિ ચરતું એ ગિરિશૃંગોએ, કદિ સાગરજલ ભમતું;
કદિ વિદ્યુત શી તેજચ્છટાથી વિચરે ચંચલ ચરણું;
—યૌવન એક અનાદિ સમણું !

( ૩ )

ઘડી ગાયે, ઘડી ચિંતવે, ખેલે કર્મયોગનું શરણું;
નિશદિન પુલકિત નયન રમાડે સ્મિત–સર્જનનું નમણું;
—યૌવન એક અનાદિ સમણું !

( ૪ )

શત શત શિશિરોની એ આશા, અમરોનું ચાંદરણું,
એકલ પંડ પ્રજળતા નભમાં ધૂમકેતુનું રટણું !
યૌવન એક અનાદિ સમણું !

( ૫ )

હારજિતમાં સદા સભર એ પૌરુષનું પથઝરણું
મધુરસુધામય, પ્રણય પ્રફુલ્લિત ચિર વસંતનું સ્મરણું.
—યૌવન એક અનાદિ સમણું !

# કાટમાળ નીચે દટાએલું

## ચંદ્રકાંતે આરસીને પ્યારથી લખેલા પત્રો માંથી ...

નવા વાર્તાકારોમાં ખૂબ જ આશા આપતા આ લેખક, એક વ્યક્તિએ બીજી વ્યક્તિને પ્યારથી લખેલા પત્રોમાંથી પણ વાર્તાનું કલેવર બાંધે છે.

શશિ શાહ

...તું હતી નહીં અને મારે ફિલ્મ જોવી હતી એટલે એકલો જ જોઇ આવ્યો. મઝા આવી. મારી બાજુની સીટપર ગામડાના બે ત્રણ માણસ બેઠા હતા. એ બિચારા તો ફિલ્મની શરૂઆત પછી તુરત બગાસાં ખાવા લાગ્યા હતા. પછી ઇન્ટરવલમાં હું કોકાકોલાને બદલે ચા પી આવ્યો હતો. અને ત્યાં તારી પેલી સખી વીણા અને તેનો પતિ, નામ તો યાદ નથી, મળી ગયાં એટલે ઊભાઊભા જ વાતો કરી. વીણાએ આછા બ્લ્યુ રંગની સાડી પહેરી હતી જે આપણા પાડોશી વાસંતીબેનને કેવી પસંદ છે ? વાસંતીબેન ગઈ કાલે નહાઇને આપણી બારી સામે પડતા વરંડામાં ઊભા રહીને વાળ છંટકારતા હતા. ત્યારે હું એ ભૂલી ગયો હતો કે સ્ટવપર ચા મૂકી છે અને ઉભરો આવવાને વાર નહીં હોય. પછી ચા ઉભરાઇ તેની વાસ આવી અને હું દોડયો તે વાસંતીબેન જોઇ ગયા. પછી હસ્યા હશે કે નહીં તેની ખબર નથી. હસ્યા હશે ? સ્ટવ બંધ કરીને મેં ફરી વરંડામાં જોયું તો વાસંતીબેન માથું નીચું નમાવી ટુવાલથી ગરદન લૂછી રહ્યાં હતા. મને કબૂતરની ઘુઘવતી ડોક યાદ આવી ગઇ હતી અને જો હું વિમલ જેવો ચિત્રકાર હોત તો જરૂર વાસંતીબેનનું એક ચિત્ર રાતના ઉજાગરા કરીને પણ બનાવત. સાલો વિમલ કેવો મસ્ત ચિત્રકાર છે ? એક દિવસ એ મને કાફેમાં અચાનક જ ભેગો થઈ ગયો હતો સફેદ ચહેરો, ભૂરી આંખો સરસ રીતે ઓળેલી દાઢી, ટેરોપેન્ટ અને ચેકસનો બુશર્ટ—જવાન ફ્રેન્ચ કલાકારનું એક ચિત્ર કોઇ સામાયિકમાં જોયેલું તે બરાબર તેવો જ વિમલ લાગતો હતો. અમે કોફી પીધી. તે સિગરેટને બદલે અસલ તમાકુ ભરેલી પાઇપ પીતો હતો. તેના મોઢામાંથી નીકળતા ધુમાડાની વાસને એક ડબીમાં પૂરી ને ઘેર લાવવાનું મન થઇ ગયું એટલી હદે ગમી હતી. મૂર્ખ છું ને હું ? ચાલ. હસી લઉં—હીં હીં હીં... વિમલે મને એક નવી ઓળખાણ કરાવી. એક ગોવાનીઝ છોકરી વિમલના હાથની રંગીન નંગવાળી વીંટીને રમાડી રહી હતી. એનું નામ વિમલે કહ્યું : લ્યુશી, લ્યુશી અને વિમલ સારા દોસ્ત છે એ સમજતાં મને એકાદ પળનો સમય લાગ્યો હશે. લ્યુશીના ભૂરા વાળ એટલા તો સરસ હતા કે જો તે સમયે મારી પાસે કાતર હોત અને તેણે હા કહી હોત તો થોડા વાળ કાપીને તને જરૂર મોકલત. પછી તને મારા ચારિત્ર વિશે થોડા દિવસ વિચારો

આવત. કોલેજ સમય દરમ્યાન પેની ભૂરા વાળ વાળી છોકરી શોભા સાથે મે કરેલો પ્યાર તને યાદ આવી જાત તને એવો વિચાર, શકા આવત કે તે શોભા તારી ગેરહાજરીમા મારી પાસે આવી હશે અને પુરાણા પ્યર ને ખૂબ ખૂબ યાદ કરીને એના લાગણીશીલ બની ગયા હોઇશું કે રડતા પહેલા અમે પરસ્પરને વિંટળાઇને પલંગના ગાદલામા ઘરઘરની રમત રમી લીધી હશે અને પછી ઊઘી ગયા હોઇશુ. સવાર હુ જાગ્યો હોઇશ ત્યારે એક હાથની આગળીઓ શોભાના વાળમા એવી તો અટવાઇ ગઇ હશે કે તેના થોડા વાળ કાપવા પડ્યા હશે અને તે ભૂરા વાળ મે તને મોકલ્યા હશે પણ, જો મેં વાળ મોકલ્યા હોત તો તે શોભાના નહી પણ લ્યુશીના હોત લ્યુશીની નજર કોફીની સામેની સડક પરના ઉત્તર દિશા તરફના એક ચણાઇ રહેલ નવા મકાન પર હતી આ નવા મકાનનો પ્લાન છેક લડનના એક આર્ટ સ્ટુડીઓમા તૈયાર થયો છે એવી વાત ગયા સોમવારે અચાનક જ બસમા ભેગો થઇ ગયેલો હિમત કરતો હતો હિમતે હમણા સારો ધધો જમાવ્યો છે એટલે મે કહેલુ કે રોજ રોજ આ બસની માથાકૂટ કરવા કરતા એકાદ સ્કુટર લઇ લે. પણ મેવાડ્ડ, મોઇનુ કહ્યુ એ ક્યા માને છે ? લગ્ન વખતે શ્લોકો ઉચ્ચારતા ગોર મહારાજનુ પણ કહ્યુ ન માનીને તેણે હસ્તમેળાપ વખતે પૂરી સાત મિનિટ તેની પત્નીનો હાથ છોડ્યો ન હતો. અને અંતે મિત્રો તેની સામે જોઇને ગુસપુસ કરવા લાગ્યા હતા નિશે તો બધા સાભળે તેમ મોટેથી કહ્યું પણ હતુ કે રાત સુધી તો ધીરજ રાખ ! દિનેશ વિશે તુ જાણે છે કે છૂટાછેડા લઇ તે દક્ષિણ તરફ ગયો છે અને થોડા દિવસ પહેલાના પત્રમા એક છોકરીની નજીક આવ્યો છે એવુ લખે છે છોકરીનુ નામ પણ લખ્યુ છે–મગલા. મગલા તો ઘણી હોઇ શકે. મે જે ફિલ્મ જોઇ તેમા પણ એક મગલા છે ઊચા તાડના ઝાડો નીચે ઊભા રહી સાજના દરિયા સામે નજર નાખીને તે લાબા અવાજથી જે ગીત ગાય છે તે ખરેખર અદ્ભુત છે પ્રિયતમના વિરહનુ દર્દ જાણે દરિયો બનીને હમણા તેને ખાઇ જશે એવુ એક એક પળે આપણને થાય છે. મારી બાજુની સીટ પર બેઠેલા ગામડીયા કહેતા હતા કે હીરોઇન દુલ્હ જેવુ ગીત ગાઈ રહી છે x x x મેં વિમાની પોલિસી સાચવીને મૂકી છે તો હવે તેની ચિતા ન કરતી વહેલો ઊઠવા પ્રયત્ન કરું છુ પણ જ્યારે ઊઠું છુ ત્યારે બારીના કાચ ગરમ થઇ ગયા હોય છે એક બારીનો કાચ ગીલીદડા રમતા બાળકોએ ફોડી નાખ્યો છે. અને હવે એ લોકોએ રમવાનું મેદાન બદલ્યુ છે. અત્યારે એ લોકો જ્યા રમે છે એ મેદાન એક મોસાળગીને વેચાઇ ગયુ છે ને સાત વર્ષમાં ત્યા આધુનિક મકાનોની હારમાળા વચ્ચે નવી વસ્તી દેખાવા મળશે. એ વસ્તીમા થોડા પજાબીઓ પણ હશે. મારે હમણા એક પજાબી દોસ્ત થયો છે એટલે હોટલમા પંજાબી ખાણુ ખાતા શીખી ગયો છુ પજાબી ખાણું વધુ ટેસ્ટફુલ લાગે છે જો હું એકાદ વર્ષ આવુ ખાણું ખાઉ તો કોઇ દિવસે સરહદે લડવા જવાની વાત કરતુ સતાન પેદા કરી શકીએ પણ મારી ઇચ્છા તો છે કે આપણુ સતાન અર્થશાસ્ત્રમા ડોકટરેટ કરે સુહાસ પી એચ ડી થઇ ગયો છે તેના પપ્પાએ બધાને પાર્ટી આપી હતી હુ ગયો ન હતો કારણ કે તે જ સમયે હુ જયપુરના એક ચિત્રકારનો વનમેન શો જોવામા મશગૂલ હતો આ શોનુ ઉદ્ઘાટન એક નાની બાળકીના હાથે થયુ હતું તે વાત તો છાપામા વાચી જ હશે જો વાચી હોત તો, આ સમાચારની નીચે એક ભાઇએ આપઘાત કર્યાના બીજા પણ એક સમાચાર હતા એ ભાઈ મારી ઑફિસના પટ્ટાવાળાના સ્નેહી થાય પટ્ટાવાળાનુ આપઘાતના સદર્ભમા એવુ કહેવુ હતુ કે પરણ્યા પછી નામર્દાઇનો બોજ તે ભાઇ સહન ન કરી શક્યા નામર્દાઇનો બીજો એક કિસ્સો પણ હુ હજી ભુલ્યો નથી એક ભાઇએ પૈસા કમાવવા માટે પત્નીના નગ્ન ફોટાઓ પાડીને એક કપનીને વેચ્યા હતા ગભરાતી નહી હુ તારા નગ્ન દેહને ફોટોગ્રાફમા મઢવાનો નથી પણ મારામા એગાળી નાખવા માટે હર એક રાતોએ લોહિયાળ પ્રયત્નો કરવાનો છુ તારા પક્ષે પણ આવા પ્રયત્નો હશેને ? x x x એક રાક્ષસની આખો ભૂરી પડેલી પરીને રાતના અધારામા જોઇ ગઇ ત્યારે તે બેચેન બની ગયો રાક્ષસ ગુપ્ત વિદ્યાથી મનોહર યુવકનુ રૂપ લઇને પરી પાસેથી પસાર થયો અજાણ્યા મુલકમા ભૂલી પડેલી પરી બહાવરી બનીને અહીતહી નજર નાખીને પોતાની સખીઓને શોધી રહી હતી તેની ફુલ જેવી આખોમા વિહ્વળતાની માછલીઓ આમતેમ દોડાદોડી કરતી હતી. નસકોરામા બીકનો પવન પુરાઇને તેને વધુ અસ્વસ્થ બનાવી રહ્યો હતો અચાનક

પરીની નજર પેલા મનોહર યુવક પર પડી. તે શરમાઈ કારણ કે તે નગ્ન હતી. બાજુના ઝરણામાં સખીઓ સાથે તે નહાવા પડી ત્યારે તેને ખબર ન હતી કે સખીઓ ઝટપટ ઝટપટ બહાર નીકળીને તેના કપડા લઈને ક્યાંક સંતાઈ જશે. યુવકથી પોતાની જાતને છુપાવવા તે મોટા વૃક્ષના થડ પાછળ સંતાઈ ગઈ પણ યુવક હસતો હસતો તે તરફ ગયો. પરી પાસે જઈ ઊભો રહ્યો ત્યારે ગભરાયેલી પરીએ પાંખો ફફડાવી અને હવામાં ઊડી. યુવક ઊંચો ચહેરો કરી ઊડતી પરીને જોઈ રહ્યો. આકાશમાં તેજનો એક લિસોટો પડતો હતો. યુવક ગમગીન બનીને થડ સાથે માથું મૂકીને વિચારવા લાગ્યો. તેનું અંતર પોકારી રહ્યું હતુ—પરી, પરી, પરી. મૂઢ બનીને યુવક ક્યાંય સુધી ઝાડને અઢેલીને ઊભો રહ્યો. એક દિવસ, બે દિવસ...યુવક ભૂલી ગયો કે પોતે રાક્ષસ છે અને ગમે તે રૂપ ધારણ કરીને પરીનો પીછો કરી શકે. એક દિવસ કોઈનો સુંવાળો હાથ તેના માથા પર ફર્યો. સમાધિ છોડતા ઋષિની જેમ તેણે મોઢું ઊંચુ કરીને જોયું—સામે પેલીજ પરી ઊભી હતી. પરી બોલી: તે દિવસે તો હું ડરીને નાસી ગઈ. પણ તમારા મનોહર રૂપે મને અસ્વસ્થ બનાવી દીધી છે. આજે એ અંજપાને તોડવા અહીં આવી છું, યુવકે આશ્ચર્યથી પૂછ્યું: સાચ્ચે જ ! પરી હસી અને યુવકે હાથ લંબાવ્યા. પરી તેના આશ્લેષમાં ભીંસાઈ ગઈ. પરીનો નાજુક દેહ યુવાનના બાહુમાં ક્યાંય સુધી પડી રહ્યો. એકાએક યુવકે પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું અને ધીરેધીરે તે યુવકમાંથી રાક્ષસમાં પલટાતો ગયો. પરી ચમકી, આ શું ? અને પૂરો રાક્ષસમાં પલટાઈ ગયા બાદ બોલ્યો નહીં પણ હસ્યો અને પહાડો ધ્રુજી ગયા, ઝરણાંઓ ખળભળી ઊઠ્યાં, વૃક્ષોનાં મૂળિયાં હચમચી ગયાં અને નિર્જીવ હવામાં આંદોલનની આગ ફેલાઈ ગઈ. પરીએ ચીસો પાડવી શરૂ કરી પણ કોણ સાંભળે ? વિરાટકાય રાક્ષસ પરીને મુઠ્ઠીમાં પકડીને આકાશમાં ઊડ્યો—આગળ વાર્તા નથી વાંચી. કદાચ કાલે વાંચીશ. નહીંતો પાંચેક દિવસ નીકળી જશે કારણ કે હું બોસની દીકરીના લગ્નની ધમાલમાં ગૂંચવાઈ જવાનો છું. એક વાત કહું ? બોસની દીકરી બિલકુલ પરી જેવી છે અને કોઈ વાર રાક્ષસ બની જવાના મને સપના–વિચાર આવી જાય છે ત્યારે અકારણ ગંભીર બનીને ખુલ્લા આકાશ સામે તાકયા કરું છું. x x x ખોડીદાસના ઘરને આગ લાગી હતી. બધું જ ભસ્મીભૂત બની ગયું છે. હવે માત્ર એક ઘોડિયું, કોણ જાણે કેમ સલામત રહી શક્યું છે. હવે રાતે તે તરફ જોતાં ડર લાગે એવી બિહામણી રીતે કાટમાળ વિખરાએલો પડ્યો છે. પરોઢ થતાં પહેલાં એક સગર્ભા સ્ત્રી ત્યાં સંડાસ જવા બેઠી હતી અને કાટમાળમાંથી કશોક અવાજ આવ્યો અને તેણીને ત્યાં જ પ્રસૂતિ થઈ ગઈ. તેનો પતિ દારૂડીયો છે અને કહે છે કે હૉસ્પીટલનો ખર્ચ બચ્યો ! આપણે ખર્ચ નથી બચાવવો. બહુ ખર્ચ થશે તો આવનાર બાળક સમજદાર થાય એટલે તેને કહીને વસૂલ કરી લઈશું. કેમ બરાબર ને ? પણ એમાં કાન ખોતરવા શું બેઠી ? બહુ કાન ખોતરતી નહીં. કદાચ મંગુ ડોશીની જેમ જ જુવાનીમાં બહેરાપણું આવી જશે. એક દિવસ મંગુ ડોશી મને કહેતાં હતાં કે તેમણે જુવાનીમાં તરવાની હરીફાઈમાં ભલ ભલા છોકરાને પાછા રાખીને પ્રથમ આવ્યાં હતાં. તને એ ખબર તો હશે જ કે તેમણે ચાર છોકરા સાથે પ્રેમ કરીને પાંચમા સાથે લગ્ન કર્યાં હતાં. કહેવાય છે કે મંગુ ડોશીએ જેની સાથે લગ્ન કર્યાં છે એ છોકરાએ સાત છોકરીનું શૈયાસુખ ભોગવ્યું હતું. મંગુ ડોશીનો નંબર આઠ આવે. મંગુ ડોશી અત્યારે જ્યાં રહે છે એ ઘરની સામેનો ચોક બહુ પ્રખ્યાત છે. કુલ અગિયાર પ્રસંગો તેની ખ્યાતી સાથે જોડાએલા છે. એક : લોકવાયકા પ્રમાણે અહીં એક દૂધનું તળાવ હતું કે જેમાં વર્ષમાં ત્રણ વાર અપ્સરાઓ નગ્નદેહ લઈને નાહવા આવતી. બે : એક ભિખારી યુગલ શિયાળાની એક સવારે સંભોગ અવસ્થામાંજ મરી ગયેલું જોવામાં આવ્યું હતું. ત્રણ : આઝાદીની ચળવળ વખતે અહીં એક માસુમ છોકરી અંગ્રેજ પોલિસના ગોળીબાર વખતે વિંધાઈ ગઈ હતી. (આ માસુમ છોકરીની મમ્મીને કહેવાય છે કે એક અંગ્રેજ અમલદાર સાથે આડો સંબંધ હતો). ચાર : એક રાજાને ૭ રાણીઓ હતી તેમાંથી ચોથા નંબરની રાણીના કુંવરે અહીં ઊભા ઊભા રાજાને ગાળો આપી હતી અને ભોળા પ્રજાજનો અવાક રહી ગયા હતા. પાંચ : એક ચોમાસામાં ફક્ત આ ચોકમાં જ વરસાદ પડ્યો હતો અને ગામમાં એક ટીપુ વરસ્યો ન હતો, આખું ચોમાસું. છ : એક ઋષિએ પોતાની સફેદ દાઢીના વાળ અહીં ફેંકયા હતા કે જેમાંથી રાતોરાત

મોટાં વૃક્ષો ફૂટી નીકળેલાં. સાત : એક ડોશીએ એક રાતે અહીં એવું દૃશ્ય જોયું કે પેલા ઋષિના દાઢીના વાળમાંથી ઊગેલા વૃક્ષોની વચ્ચે દૂધથી ભીના શરીરે થોડી અપ્સરાઓ સંભોગ અવસ્થામાં જ ગુજરી ગયેલ ભિખારી યુગલને જોઇ રહી હતી અને અપ્સરાઓની પાછળ શહીદ થયેલી માસુમ છોકરી સાથે પેલો કુંવર મઝાથી વાતો કરી રહ્યો હતો અને વરસાદ પડતો હતો આઠ, નવ, દશ અને અગિયાર–એટલે કે બાકીના પ્રસંગો યાદ નથી. યાદ આવશે તો લખીશ પણ મને તો લાગે છે કે આ ચોકને વિખ્યાત કરવાનો બારમો પ્રસંગ આપણામાંથી અજાણતા જ ઊગી નીકળ્યો હતો. સારું થયું કે તારા સ્તનને બ્લાઉઝ નીચે હાથ નાખી ઝાડની ઓથે રહીને મસળતાકોઇ જોઈ ન ગયું. નહીંતો ચોક +++ તપોધનનો પત્ર આવ્યો છે. લખે છે કે છવ્વીસમી તારીખે તેની એક વાર્તા રેડિયો પરથી બ્રોડકાસ્ટ થવાની છે. મને વાર્તામાર્તામાં રસ નથી એટલે હું નહીં સાંભળું અને કદાચ ત્યારે વાળંદની દુકાને વાળ કપાવતો હોઇશ. જો ત્યાં ભીડ હશે તો બાજુની રેસ્ટૂરામા એક કપ એસપ્રેસો કોફી પી નાખીને હમણાં જ મોડર્ન આર્ટથી શણગારેલ તેની દીવાલોમાથી આકારો શોધ્યા કરીશ. ઇચ્છા થશે તો આકારોની ગણતરીને કાગળ પર પણ ટપકાવીશ. વ્રજલાલ કહેતા હતા કે એક આકાર બિલકુલ તારા જેવો છે જો સાચે જ એવું હશે તો હું બીજો ઓર્ડર આપીને પણ ત્યા કયાંય સુધી બેસી રહી ને બસ તારા આકાર સામે તાકયા જ કરીશ. મારું ન ચાલે, નહીં તો હું એ રેસ્ટૂરાં બંધ કરાવીને ત્યાં આપણા શયનખંડની ગોઠવણ કરું. હમણાં આપણા શયનખંડમાં એક ઉદાસી જામી ગઇ છે. પલંગમાંથી તારા રૂપાળા દેહની વાસ વારંવાર એક વંટોળિયાની માફક આવે છે. પલંગ પર લટકતા તારા ફોટાને મેં કેટલાં ચૂંબન કર્યાં તેની ગણતરી જ કરવી ભૂલી ગયો. તારો એ ફોટો સુંદર એંગલથી લેવાયો છે. એ ફોટોગ્રાફ લેનાર યોસેફ એક દિવસ ઘેર આવ્યો હતો. બહુ દુબળો થઇ ગયો છે તે. અમે નાસ્તો કર્યો હતો ત્યારે તને યાદ કરી હતી. યોસેફ છેલ્લા સોમવારથી ડીવોર્સ પછીનું ખુલ્લું જીવન માણી રહ્યો છે. હિપ્પી જીવન માટેનો તેનો આગ્રહ ખૂબ દેખાતો હતો. કદાચ તે નેપાળ જાય પણ ખરો હું નાનો હતો ત્યાર નેપાળની પ્રખ્યાતિ શા કારણોથી એવું ભૂગોળના પેપરમાં પૂછવામાં આવતું. લગભગ મારા જવાબો ખોટા જ પડતા. આજેય, હું જો પેપરમાં હિપ્પી જીવનની પ્રખ્યાતિ વિશે લખું તો ખોટો જ પડું. મને ભૂગોળ આવડતી નથી એવો સ્પષ્ટ એકરાર હમણાં જ મારા જૂના એક શિક્ષક મળી ગયેલા ત્યારે પણ કરી લીધો હતો. તે શિક્ષકનું નામ હું ભૂલી ગયો હતો પણ બુધ્ધિ વાપરીને ઝભ્ભાના ઉપરના ખિસ્સામાં વાચ્યા વગર મૂકેલ પોસ્ટકાર્ડના અડધા ખુલ્લા ભાગમાં તેમનું સરનામું વાંચી લીધું હતું. તેમણે ગામડાનું ખેતર વેચી નાખ્યું છે અને બેંકમાં પૈસા જમા કરાવી ને વ્યાજ તથા પેન્શનની રકમમાંથી આરામથી ગુજારો કરે છે. સારું છે કે તેમને સંતાન નથી કે પરણાવવાની ચિંતા રહે. જુવાન છોકરીને પરણાવવાની ચિંતામાં બિચારા રમણલાલનું હાર્ટફેઇલ થઇ ગયું એ સમાચાર જેટલા કરુણ છે એટલી કરુણ વાત તેમની પત્નીના વ્યભિચારી જીવન વિશે સ્મશાનમા થતી વાતો છે. X X X તું સાડીઓ સુકે છે એ કમાટ પર આજે કબૂતરીએ ઇંડાં મૂકયાં છે. આપણા શયનખંડની બારીમા વારંવાર દેખાતા કબૂતર વિશે મને આટલી જાણકારી ન હતી. X X X અરીસો ફૂટી ગયો; છે એટલે સવારે ઊઠીને તુરત ચહેરો જોવાની આદત થોડી ઓછી થઇ છે. એક બીજી આદત પણ જન્મી છે, વરંડામાં ઊભા ઊભા બ્રશ કરવાની. કોઇ કોઇ વાર એક એક અજાણી સ્ત્રી વાસંતીબેનના ઘરમાં દેખાય છે. માનું છું કે એ વાસંતીબેનની બહેન હશે અથવા તો નણંદ જે હોય તે. પણ છે કદરૂપી. તું જાણે તો છે કે કદરૂપી સ્ત્રીઓ જોવી મને ગમે છે. મારાથી વિરૂધ્ધ રુચિ આ બાબતમાં અવિનાશ ધરાવે છે. તેનું કહેવું છે કે જો ઉપરા ઉપર ૭ સાત કદરૂપા ચહેરા જોવા મળી જાય તો ત્રણ દિવસ સુધી શાંતિથી ઊંઘી ન શકે અવિનાશને કદાચ તું નહીં ઓળખતી હોય. દિલ્હી જતાં અમે એક ટ્રેનમાં ભેગા થઇ ગયા હતા એ મુસાફરીમાંથી દોસ્તી જન્મી હતી. બહુ ઉદાર માણસ છે એ. પરણ્યા પછી પણ તેણે પોતાની પત્ની તેના જૂના પ્રેમીને અર્પણ કરી દીધી હતી. અને તે આજ સુધી પરણ્યો નથી. ન પરણેલા મિત્રો મારે ઘણા છે. એમની વાતોમાં સેકસ ખુલ્લો થઇ જતો લાગે છે કારણ ××× રાતની ઊંઘ બગડી. એક બિલાડીએ કબૂતરીનાં ઇંડાં તોડી નાખ્યાં છે અને કબૂતરી માંડમાંડ બચી છે. હજીયે કબૂતરીની પાંખોનો

ફફડાટ હું ભૂલ્યો નથી. × × × આજે તું કદાચ એમ. સી. માં હોઇશ. × × × પેલી પરી અને રાક્ષસની વાર્તા હજી પણ પૂરી વાંચી શક્યો નથી. જોકે હવે વાંચવાની જરૂર લાગતી નથી. આપણે જ અંત વિશે કલ્પના કરી શકીએ—પછી રાક્ષસે પરીને બંદીવાન બનાવી હશે એક ઓરડીમાં. થોડા દિવસો બાદના સમયે રાક્ષસ એક દિવસ તે ઓરડીમાં જશે. પરી ધ્રૂજી જશે રાક્ષસને જોતાં. અને રાક્ષસ પરી પાસે જઇ તેના નાજુક દેહને અડીને મીઠી મીઠી વાતો કરશે. પરીની આંખોમાંથી આસુનાં મોતી ખરશે...અને રાક્ષસની વિનવણી અને પરીના રાક્ષસને વશ થવાના ઇન્કારનું વર્ણન લગભગ સાતેક પાનાં હશે. છેલ્લે આવશે કે પછી રાક્ષસ રોજ રાત્રે પરીના ઓરડામાં જતો અને ઓરડો શયનખંડ બની જતો. પરીની ઇચ્છા અનિચ્છાનું કોઇ મહત્ત્વ ન રહેતું. કોઇ કોઇવાર બારીમાંથી ડોકાતા ચંદ્રનું તેજ પરીના ચહેરાને અજવાળી જતું ત્યારે રાક્ષસ બેહદ ખુશ થઇને રાતભર ત્યાં જ સૂઇ રહેતો. પછી પરી સગર્ભા બનશે નવ મહિને એક સંતાનનો જન્મ થશે અને રાક્ષસ એક મોટી મહેફિલમાં નવાં કપડાં પહેરીને એક સિંહાસન પર બિરાજશે. પણ, પણ સંતાન કેવું હશે—પરી જેવું કોમળ કે રાક્ષસ જેવું ક્રૂર ? સાલું હવે કલ્પના નથી ચાલતી. વાર્તા વાંચવી જ પડશે. હા, આપણું સંતાન તો મારા જેવું જ હશે ભલે તું કહેતી તારા જેવું, પગલી નહીં તો— × × × ગઇરાતે વાર્તા વાંચી લીધી અંત નહીં લખું. ●●●

---

# લીલા લલિત અને લતા

ભારતીય વિદ્યા ભવનનું વ્યવસ્થા કાર્ય સંભાળતા લેખક સાહિત્યના પણ એટલાજ વ્યાસંગી અને અભ્યાસી છે.

શાંતિલાલ તોલાટ

આજથી ચારેક દાયકા પૂર્વેની આ કથા છે, જ્યારે લગ્ન વિષયક વિચારો આજના જેવા મુક્ત નહોતા; સહશિક્ષણ પણ આજના જેવું વ્યાપક નહોતું.

લીલા પંદરેક વર્ષની એક કલ્પનાશીલ અને કોડભરી કન્યા હતી. શાળાની અંતિમ શ્રેણીમાં એ અભ્યાસ કરી રહી હતી અને વડિલો સાથે સૂરતમાં રહેતી.

આ વય એવી હોય છે કે જ્યારે કન્યાઓ યૌવન વિશાળ સાગરમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હોય છે અને પ્રવેશ કર્યા પૂર્વે એ વિશાળ અબ્ધિના કાંઠા પરના તરંગોમાં રમ્ય ક્રીડા કરતી હોય છે—અને આ રમ્ય ક્રીડા કરતાં કરતાં ભાવી જીવનના સ્વપ્નમય વિચારોમાં મશગૂલ હોય છે.

લીલા નવલકથાઓ વાંચવાની અત્યંત શોખીન હતી: કલાકોના કલાકો સુધી તે નવલકથાના રસમય પ્રવાહમાં લીન થઇને અનેરો આનંદ અનુભવતી, અને પોતાની જાતને પણ ભૂલી જતી. સ્વભાવે લાગણીપ્રધાન અને ઊર્મિલ હોઇને પોતાને એ રસિક નવલકથાની નાયિકા તરીકે અનેકવાર કલ્પતી.

બહુ નવલકથાઓ વાંચવાથી વ્યક્તિમાત્ર કલ્પના પ્રધાન બની જાય છે અને કલ્પનાના અંતરાય વિહોણા સામ્રાજ્યમાં વિહરતા શીખે છે. વાર્તાઓના રસિયણ લીલા આવી રીતે કલ્પનાની પાંખો પર ઊડ્ડયન કરી નિરંકુશ મનોવિહાર કરતા શીખી અને પરિણામે કલ્પના ઘેલી બની.

લીલાની મોટી બહેન લતા અઢારેક વર્ષની હતી સૂરતની સાર્વજનિક કોલેજમાં અભ્યાસ કરતી હતી. તેના વિવાહ મુંબઇમાં એમ. એ. નો અભ્યાસ કરતા લલિત નામક એક તેજસ્વી યુવક સાથે થયા હતા અને દોઢેક વર્ષ બાદ લતાએ બી. એ. ની પરીક્ષા આપ્યા બાદ લગ્ન થવાનાં હતાં. એ દરમ્યાન લલિત અવારનવાર નાની મોટી રજાઓમા સૂરત આવતો અને સાસરેજ રહેતો.

નાનકડી સાળી લીલાને પોતાના બનેવી સાથે ઘણું બનતું—લલિત એક આશાસ્પદ વાર્તાકાર હતો—અને બનેવી પણ આ વ્હાલસોયી સાળીનાં લાડકોડ પૂરા કરતો.

એક સમયની નિર્દોષ કન્યકા લીલા હવે યુવતી થવાની તૈયારીઓ કરી રહી હતી: એક સમયે પરિકથાઓમાં રાચતી એ બાળા હવે યુવક યુવતિનાં પ્રણયની રસિલી વાર્તાઓમાં તલ્લીન રહેતી.

પસાર થતો સમય લીલામાં અવનવું પરિવર્તન કરી રહ્યો હતો

જેમ જેમ તેની વાચનવૃત્તિનો વિકાસ થતો ગયો તેમ તેમ તેની સુપ્ત લાગણીઓ પણ જાગ્રત થવા માંડી તે લનિત અને પોતાને કોઇ રોમાંચક નવલકથાના નાયક-નાયિકા કલ્પતી અને આ કમનીય કલ્પનામાં કલાકોના કલાકો સુધી ખોવાઇ જતી લતા–તેની વિવાહિત મોટી બહેન–પોતાના ભાવિ પતિને અનિમિષ નયને નિરખી રહેતી અને શરમની મારી બહુ વાત પણ કરી શકતી નહિ જ્યારે નાની સાળીના જન્મ સિદ્ધ હકકથી લીના લનિત સાથે અનપઝપ ઘણીયે વાતો કરતી અને જાણ્યે અજાણ્યે પોતાને મન સામ્રાજ્યની નવલકથાના નાયિકાપદ સ્થાપતી

આમ તેનો જીવન નાટકનો નયક લનિત બની રહેતો લતા અથવા લલિત ઉભયમાંથી એકને પણ લીલાની પાંગરી રહેલી આ મનોવૃત્તિનો જરાય ખ્યાલ ન હતો લતા જે હૃદય ભાવો સ્ત્રીસહજ શરમાળતાથી વ્યકત ન કરી શકતી તે લીના નિસકોચ અને ખુશખુશાલ વ્યકત કરતી આથી ઊલ્ટું શરમાળ પ્રકૃતિથી લતા પોતાની નાની બહેનની પોતાના ભાવી પતિ સાથેના વાતોમાં પોતે જ લનિત સાથે પ્રણયગોષ્ઠિ કરી રહી હોય એટલો આનંદ અનુભતી

લીનાએ પ્રણયત્રિકોણની ઘણી વાર્તાઓ વાચી હતી આજે એ નિદાર ભાવે એવો અસામાન્ય પ્રણયત્રિકોણ સર્જી રહી હતી, જેને એક જ બાજુ હોય–અને ખૂણો તો કયાથી હોય ?

કોલેજમાં વેકેશન પડે ત્યારે લલિત સુરત આવતો અને પોતાના સસરાના બંગલામાં જ ઉતરતો વેકેશન પૂરી થતા એ મુંબઇ જવાની તૈયારીઓ કરતો ત્યારે લતા તેને મળી શકે તે પહેલાં જ તેની સાળી લીલા તેના ખંડમાં જઇ ઊભી રહેતી અને જરાય શરમાયા વિના પૂછતી

'લલિતકુમાર, હવે પાછા ક્યારે આવશો ? પત્ર તો લખશોને ?'

અને પોતેજ જાણે પ્રશ્ન પૂછ્યો હોય એટલો આનંદ લતાને લીલાના આ પ્રશ્નથી થતો તેને જરાય કલ્પના હાત કે પોતાની નાની બહેન લીના પોતાના પ્રણયીને ચાહે છે તો તે અવશ્ય દુખી બની હોત સ્ત્રી સ્વભાવ

પ્રેમના વિભાગ સહન કરી શકતો નથી • કલાપીની માફક તે કહી નથી શકતો કે 'વિભાગો કર્યાથી પ્રણય કદી ના ન્યૂન બનતો' લતાને સ્વપ્નેય વિચાર આવ્યો હોત કે લીના પોતાને લલિતની હૃદયરાણી માને છે તો તેનું સ્ત્રી સહજ સ્વમાન અવશ્ય ઘવાતે અને તેનો ઇર્ષ્યાગ્નિ સ્વાભાવિક ભભૂકી ઊઠતે

લનિત પણ પોતાની સાળીની આ ચેષ્ટાઓને નિર્દોષ ભાવે જ નિરખતો તેને લીના પ્રત્યે એક નાની બહેન જેવી લાગણી હતી તે લીલાની ચેષ્ટાઓને પ્રોત્સાહન આપતો પોતે તે એટલા કારણસર કે તે લીનાની નિર્દોષ ક્રીડાઓમાં પોતાની પ્રિયતમાની નાનીશી પ્રતિકૃતિ નિરખતો લીનાનું સૌમ્ય વદન, લીલાને મજુલ સ્વર લીનાનું લાવણ્ય એની મોટી બહેનના જેવાજ હતા લનિત જ્યારે લીલા સાથે વાર્તાલાપ કરતો ત્યારે તેની દૃષ્ટિ સમક્ષ લતાની નાની આવૃત્તિ રચી રહેતી લીલા આજે લતા વચ્ચેના બહુવિધ સામ્યને લીધે લલિત લીનાની હાજરીથી લતાનું સાંનિધ્ય અનુભવી રહેતો

આ પ્રમાણે લીના એક નવલકથાની કાલ્પનિક સૃષ્ટિ માંથી બહાર આવી જીવનરૂપી મહાન નવલકથાની વિશાળ અને વાસ્તવિક સૃષ્ટિમાં પ્રવેશ કરી રહી હતી આ જીવનનવલનો નાયક લલિત હતો અને નાયિકા લીના હતી !

લતાની બી એ ની પરીક્ષા પતી ગઇ તેણે સારુ કર્યું હતુ વડિલોએ હવે તેના લગ્નની તિથિ નકકી કરી નાખી

એ તિથિ પણ આવી—લગ્નની શુભ તિથિ આજે હતી

સૂર્યોદય પહેલાથી જ આજે ગંગલામાં ધમાલ ચાલી રહી હતી બહારગામથી સગાસ્નેહીઓ અને મિત્રો લગ્નસમારંભમાં ભાગ લેવા સુરત આવ્યા હતા આગળ રંગોળી પૂરાઇ હતી અને બારણે વિવિધરંગી તોરણો દીપી રહ્યા હતા શરણાઇઓ વાગી રહી હતી અને વનિતાવૃંદ મંગળ ગીતો ગાઇ રહ્યું હતુ ઠેરઠેર ઉત્સવ અને આનંદનું વાતાવરણ વ્યાપી રહ્યુ હતુ

પરંતુ લીલા આજે અત્યંત ઉદાસ લાગતી હતી મોટીબહેનનાં લગ્નપ્રસંગે એક નાની બહેનને જે આનંદ થવો જોઇએ તેનો સોમો ભાગ પણ લીલાને થતો નહોતો આજે તો તેણે સવારે ભોજનસમારંભમાં પણ ભાગ

લાધ્યો નહોતો. અને લગ્નની સાર્વત્રિક ધામધુમમાં ખુદ ઘરના માણસોને પણ ખ્યાલ ન આવ્યો કે લીલા આજે જમી નહોતી. લીલાની આંખો રડી રડીને સુઝી ગઇ હતી. પરંતુ લગ્નોત્સવની ધમાલમાં તેની ભીની પાંપણોય કોઇની નજરે ન ચઢી.

સંધ્યાકાળે યથા સમયે લગ્નવિધિ આનંદપૂર્વક પતી ગયો. લગ્નના માંડવામાં સપ્તપદી સમયે લીલા બ્હેન–બનેવીને નિરખી રહી હતી–આંસુભરી આંખે. રેતીમાં બાંધેલા પાનાના મહેલની માફક આજે તેની સર્વ કલ્પનાઓ ધરાશાયી થઇ હતી. લલિતે સાળીને જોઇને સ્મિત કર્યું પરંતુ તેના હૃદયની અકથ્ય વેદના તે ક્યાંથી સમજી શકે ? લલિતના વદન પર અનુકંપાની લાગણીને બદલે સ્નિગ્ધ સ્મિત ફરકતું જોઈ લીલાનું હૈયું ભાંગી ગયું. ત્યાંથી છટકી જઇ તે એક એકાંત ખૂણામાં આંસુ સારવા લાગી.

કન્યાને વિદાય કરવાનું મુહૂર્ત મોડું હતું એટલે દિવસભરનો થાક ઉતારવા વર કન્યા છુટાં પડ્યાં. લલિતે બંગલાના એક ખંડમાં જઇ આરામખુરશી પર લંબાવ્યું અને લતા પોતાની બ્હેનપણીઓ સાથે અન્ય ખંડમાં ગઇ. સગાંસ્નેહીઓ અને મિત્રમંડળ બંગલાના શોભન-મંડિત કમ્પાઉન્ડમાં ભોજન માટે ગયા. લલિતે એના મિત્રોને પણ આગ્રહ કરીને ભોજન લેવા માટે વિદાય કર્યા હતા અને ખંડમાં એ એકલો હતો: આજે તેનું હૈયું હર્ષથી ભર્યું ભર્યું હતું.

એકાએક એ ખંડનું બારણું ખુલ્યું. બારણામાં લીલા ઊભી હતી અને તેની આંખમાંથી ચોધાર અશ્રુધારા વહી રહી હતી.

લલિત આ પરિસ્થિતિ સમજી ન શક્યો. આજના શુભ દિવસે લીલાની આખમાં આંસુ શીદને ? મોટી-બ્હેનથી છુટા પડવાના શોકના આંસુ તો એ નો'તાંજ એ કળતાં એને વાર ન લાગી. તેણે લીલાને લાગણી-પૂર્વક કહ્યું : 'લીલા ! અંદર આવોને રડો શા માટે ?'

આ પ્રશ્નથી તો લીલાની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહી રહ્યો. થોડીક ક્ષણ બાદ તેણે હિંમત ભેગી કરી કહ્યું : 'લલિતકુમાર...આગળ તે ન બોલી શકી.

'લીલા, આ શું ? આજે તો તમારે લતાને અને મને અભિનંદન આપવાં જોઇએ. તેને બદલે તમે તો રડો છો. કહેશો કે એવું શું કારણ છે ?

'લીલા લલીતની ખુરસી પાસે અવનત વદને ઊભી રહી. લલિતે તેનાં આંસુ લુછ્યા અને રડવાના કારણ વિષે વારંવાર પૂછ્યું ત્યારે તેણે કહ્યું :

'લલિતકુમાર, મારી એક બ્હેનપણી અવસાન પામી હતી તેની કરુણ કહાણી મને આજે તમારો લગ્નોત્સવ જોઇ યાદ આવી !'

'તમારી એ બ્હેનપણી શાથી અવસાન પામી, વારૂ ?'

'લલિતકુમાર, એ કથા વ્યથાભરી છે અને લાંબી છે' આટલું બોલતાં બોલતામાં તે પુનઃ રડી પડી.

"મને એ જરૂર કહો, ભલે એ લાંબી હોય કે વ્યથાભરી હોય," લલિતે લીલાને આશ્વાસન આપતાં જવાબ વાળ્યો.

હવે લીલા શાંત થઇ અને લાંબે સમયે બનેવી સામે જોઇ મલકી. તેણે પોતાની સખીની વાત શરૂ કરી.

"મારી બ્હેનપણીને એક મોટી બ્હેન હતી અને એ મોટી બ્હેનના વિવાહિત પતિ સાથે એ પ્રેમમાં હતી ! પરંતુ પુરુષ તો એની બ્હેનને પરણી ગયો અને મારી બહેનપણીને સખ્ત આઘાત પહોંચાડતો ગયો ! મારી સખીનું હૈયું ભાંગી પડયું.

હવે લલિત સારીય પરિસ્થિતિ સમજી ગયો. આટલા સમયનો લીલાનો તેના પ્રત્યેનો વ્યવહાર, આજના શુભ દિવસે તેની ગ્લાનિ અને અંતિમ રુદન–આ સર્વનો અર્થ તે આ કથા દ્વારા યોગ્ય રીતે સમજી શક્યો. તેને સ્વપ્ને ખ્યાલ ન હતો કે લીલા તેને ખરેખર ચાહતી હશે. લીલાના લાગણીપ્રધાન સ્વભાવનો તેને બરાબર ખ્યાલ હતો. પરંતુ તેણે ભાગ્યે જ કલ્પ્યું હતું કે પોતાના નિર્દોષ વાર્તાલાપોનું આવું ગંભીર પરિણામ આવશે લીલાની મનઃસ્થિતિ સંપુર્ણાલય સમજી લેવા તેણે પુછ્યું : "હં, પછી શું થયું ?"

"પોતાના પ્રણયમાં નિષ્ફળતા પ્રાપ્ત કરવાથી તે બિચારીએ ઝેર ખાઇ આત્મહત્યા કરી !"

લીલા પોતાના શબ્દોની લલિત પર શી અસર થાય છે તે જોઇ રહી.

લલિતે પૂછ્યું : 'પણ બનેવીએ શું કર્યું'—સાળીની આત્મહત્યાના સમાચાર સાંભળીને ? '

'તમેજ કહોને!' લીલાએ સામો પ્રશ્ન કર્યો તમે તો વાર્તાકાર છો અને તમારા પાત્રોના મનોવ્યાપારની આંટી-ઘૂંટીઓ સારી રીતે ઉકેલી શકો છો.'

પોતાના જટિલ પ્રશ્નનો લલિત શો પ્રત્યુત્તર આપે છે તે સાંભળવા લીલા ઉત્સુક બની.

લલિત હસતાં હસતાં બોલ્યો : 'બહેન-બનેવીએ મોજ કીધી! કેમ, બરાબરને!'

આ સાંભળી લીલાનો ગુસ્સો પ્રકટી ઊઠ્યો તેણે આશા રાખી હતી કે લલિત પોતાના તરફ સહાનુભૂતિ દર્શાવશે, પરંતુ લલિતે તો ધાર્યા કરતાં તદ્દન જ જુદો પ્રત્યુત્તર આપ્યો. તે રોષમાં ને રોષમાં બોલી ઊઠી : 'લલિતકુમાર, તમે સાવ નિષ્ઠુર છો અન્યનાં દુઃખની તમને જરાય દરકાર નથી.'

લલિત હવે લીલાની મનોવેદના વધુ સમય સહન ન કરી શક્યો. તેણે લીલાને શાંત પાડી અને કહ્યું: 'તમારી ઇચ્છા હોય તો બનેવીને પણ ઝેર પીવડાવી મારી નાખું!'

આ સાંભળી લીલાનો રોષ ઊડી ગયો. તે હસીને બોલી: 'ના, ના, બનેવી બિચારાને ઝેર આપવાની જરૂર નથી. ભલે એ બહેન સાથે આનંદપ્રમોદ કરે.'

'પરંતુ લીલા,' લલિત બોલ્યો· 'તમે ફરી તે કહાણી અપૂર્ણ છે.' તેને લીલાનો નવલકથા વાંચનનો શોખ યાદ આવ્યો અને કહ્યું: 'જુઓ, તમારી એ બહેનપણીએ આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો તે દિવસે જ એમને ત્યાં એક મહાન સંન્યાસી પધાર્યા. તમારી સખીએ ઝેર ખાધું હતું તેને સંન્યાસીએ કંઇક ચમત્કારી દવા આપી અને એ બચી ગઇ. પછી તેના બનેવીએ શું કર્યું તે કહું?'

'કહોને! એમાં વળી પૂછવાનું શું?' લીલાનું નવલકથાપ્રેમી માનસ હવે આગળ શું થશે એ જાણવા સ્વાભાવિક ઉત્સુક બન્યુ. નાયક કે નાયિકા દુઃખમાં હોય તે વખતે અચાનક કોઇ ઘોડેસ્વાર ચઢી આવીને એમને બચાવે અથવા તો કોઇ મહાપ્રતાપી સંન્યાસી આવી તેમને મૃત્યુના મોઢામાંથી ખેંચી કાઢે એ પરિસ્થિતિથી તે અપરિચિત નહોતી અદ્ભુત–રસયુક્ત વાર્તાઓમાં હંમેશા આવા જ બનાવો બનતા એની લીલાને જાણ હતી. લલિતના પ્રશ્નથી તેની જિજ્ઞાસા ઉશ્કેરાઇ.

બનેવીએ સાળીનાં લગ્ન પોતાનાથીય પ્રતિભાવાન એવા એક સુંદર યુવક સાથે કરાવી આપ્યા અને પછી એ ઉભય પણ મોટાં બહેન-બનેવી માફક ખાઇ પીને આનંદ કરવા લાગ્યાં!'

'ખોટી વાત!' લીલા વચમાં બોલી ઊઠી : 'સાળીને મન તો બનેવી કરતાં અન્ય કોઇ જ યુવક વધુ પ્રતિભાવાન નહોતો!'

'લીલા. સાંભળો તો ખરાં. એ યુવક અન્ય કોઈ નહિ પણ સાળી સાથે નિશાળમાં અભ્યાસ કરનાર એક સહાધ્યાયી હતો. એ બન્ને જણા એકમેક પ્રત્યે ઘણી કુંણી લાગણીઓ રાખતા : તેઓ બપોરની રજામાં શાળાના પ્રાંગણમાં આવેલા એક બોરડીનાં ઝાડ નીચે બોર ખાતાં અને ભણવાની વાત કરવાને બદલે ભવિષ્યનાં સોનેરી સ્વપ્નાંઓ જોતાં. એ યુવક પણ વાર્તાનો રસીયો હતો. આશાઢી મેઘછાયા એક મીઠાં મધ્યાન્હે એમણે લગ્ન કરવાના કોલ પણ એકમેકને આપી દીધા હતા. હવે સમજ્યાને, લીલાબહેન?'

આ સાંભળી લીલાના સ્મૃતિપટ પર અનેક નવલ-કથાઓમા આવા પ્રસંગો વાચેલા તે તરી આવ્યા. ભવિષ્યમાં પોતાને પણ આવુ સરસ સુખ મળી શકશે એ આશાએ એ હર્ષાન્વિત બની અને બોલી ઊઠી : ત્યારે તો બનેવી મહાશય! નાની સાળીના એ પ્રિય પાત્રને શોધી આપવાની ફરજ બનેવીને માથે રહે છે.'

—લલિત ખડખડાટ હસ્યો અને લાડકી સાળીને પ્રત્યુત્તર આપી શકે તે પહેલાં ખંડની બહાર ઊભી ઊભી બધું જ સાંભળી રહેલી લતાએ ટહુકો કર્યો :

—"બ્હેન બા! અધીરા ન થશો. ધીરજનાં ફળ મીઠાં છે એવું તો તમારી વાર્તાઓમાં ઘણીય વાર વાંચ્યું હશે. તમારા પ્રિય પાત્રને શોધી આપવાની ફરજ બાપડા બનેવીને માથે કાં નાખો છો? તમારી બહેન પણ એમાં જરૂર સહાય કરશે."

પોતાની અંગત વાતો મોટી બહેન સાંભળી ગયાં છે એ જાણી લીલા શરમથી કશુંય ન બોલી શકી. તેના ગૌર વદન પર રક્તિમા રમી રહી. તે એકદમ ખંડની બહાર દોડી ગઇ અને રમતીયાળ સ્વરે બોલી :

"લલિતકુમાર! ત્યારે તો લતા બહેનને અને તમને મારાં હાર્દિક અભિનંદનો."

●●●

# મહાપ્રસ્થાન

લેખિકાનો સ્વપરિચય :

એમ. એ. નું ભણવાનું શરૂ કર્યું અને લકવાની શરૂઆત થઇ. એ વાતને પણ દસ વર્ષ થયાં. દસ વર્ષ દરમિયાન જે કાંઇ પીડાવાનું થયું, તે દુઃખને અંતે સુખમાં પલટવા સર્જનનો આશ્રય લીધો. આ સહુમાં મારા વૈદ્ય તેમજ સાહિત્યિક ક્ષેત્રે ખ્યાત એવા શ્રી લાભશંકર ઠાકરનો ઘણો ફાળો છે.

મનીષા શાહ

અધ્ધર શ્વાસે હું જોઇ રહી–જોઇ જ રહી. એ ઊંચે ને ઊંચે ચઢતો હતો. સ્હેજ હાંફતો–અટકતો–પણ એ ઊંચે ને ઊંચે ચઢતો હતો. મારાથી આ જીરવાતું નહોતું. મારે બૂમ પાડીને એને કહેવું હતું : હવે હાંઉં કર મારા બાપ, હાંઉં કર. બઉ અધ્ધર જવું ય નંઇ સારું.

પણ હું આમ કહું તો એનો જુદો અર્થ થવાનો હતો એની મને જાણ હતી. અને એટલે હું ચૂપ હતી–પણ, સાવ ચૂપ રહી શકતી નહોતી.

મેં ડાબી આંખને કહ્યું : 'તું યે હવે ટગર ટગર શું જુવે છે. ઘડી તો ફાટક વાસ, મારી બાઇ.'

અને ડાબી આંખની ફાટક ફટાક દેતી મેં જ બંધ કરી દીધી. પણ જમણી તો જમની જણી હતી. એનાથી તો મીંચાતું જ ન્હોતું. અને હવે થઇ મજા. જીવ જાય એવી જ તો. ડાબી ફાટક બંધને જમણી ખૂલ્લી. બરોબર અધવચ્ચે આવીને આ શું ઊભું રહી ગયું ? એણે તો ઘણી ય રીડારીડ કરી, પણ મેં ડાબી ફાટક ઉઘાડી જ નહીં.

પણ એટલામાં તો ભખ ભખ ભખ્ખ ને હું તો ગભરાઇ ગઇ. મને થયું કે આ તો ભારે અકસ્માત થશે. પણ, મને થયું એતો લેશે 'રિવર્સ' માં–મારે શું ?

પણ ભખ ભખ વધતું ગયું ને આતો રિવર્સ' માં જઇ શકે જ નહી.

મારું એટું કોક તો છે મારા જેવું–મને થયું. 'રિવર્સ' માં તો જવાય જ નહીં. શું કરું ? મારાથી તો આગળેય આપમેળે જવાતું નથી.–હું લકવાયલા અંગો લઇ પથારીમાં પડી રહી શકું છું. મારી પાસેથી પસાર થતી એક એક ક્ષણ મને હડસેલો દે છે–ક્યારેક તો હું પથારીમાંથી પડી જાઉં એવો મોટો હડસેલો દે છે. પણ, દરેક વાર હું બચી તો જાઉં જ છું. પણ, એમ ને એમ પહોંચી હું જ્યાં છું ત્યાં ને ત્યાં 'જૈસે થે' ની પોઝિશનમાં જ રહું છું–પડી રહું છું ઘણા માણસો દુઃખી થઇ ભૂતકાળમાં પહોંચી જતા હોય છે. યાદ કરી કરીને–તપેલીમા બળીને ચોંટેલા દાણાને ખાઉધરી ભિખારણ જોઇ જોઇને ઉખેડે ને મ્હોંમાં મૂકે એમ જ ભૂતકાળના ખૂણા ખાંચરાળા અંધારિયાં–ધુમ્મસિયાં–આછા

ઓછિયા સ્મરણોને ખોતરી કાઢે છે, અને એ ખોતરી આનંદ આનંદ પામે છે જે છે એનાથી—એ ક્ષણથી છટકે છે મને આવુ ગમતુ નથી અને એથી જ તો ડૉક્ટર મને ઘણુ કહે છે 'મોની તું જીવવાની ઇચ્છા કર—હુ તને જીવાડી શકીશ. પણ, તુ તીવ્ર રીતે જીવવાને ઇચ્છ.'

હુ ક્યારેય એમને જવાબ દેતી નથી, પણ આજે જ મે કહ્યુ 'જીવવાની ઇચ્છા છે કે હુ જીવવાનું ઇચ્છુ ? અને શુ એવુ હતુ કે.. '

ડૉક્ટરે તુર્ત કહ્યું. તરી પાસે તો રોમાંચક ભૂતકાળ છે—સુરભિ જ મને કહેતી હતી. એ સહુને યાદ કરી એનું ભવિષ્યમા પુનરાવર્તન કરવાની તમન્ના રાખ અને આ તમન્નાની તીવ્રતા 'ફીલ' કરી જીવવાની 'નેસેસીટી' અનુભવ. પ્લીઝ, કોઇ પણ રીતે તુ ભૂતકાળમા જા અને '

મને થયુ કે ડૉક્ટરને હુ કહુ મારામા ગાડીને રિવર્સમા લેવાની કાબેલિયત રહી નથી. એમ જ ગાડી આગળ હકારી શકુ તો ય બસ છે

પણ ગાડી તો મારી હમણા બગડી ગઇ છે. આપમેળે સ્ટાર્ટ થતી જ નથી ધક્કા મારવા પડે છે—ટેબ્લેટ્સ ઇન્જેક્શન્સ, ઇન્જેક્શન્સ, ટેબ્લેટ્સ. દવાના રગડાઓ—કબૂતરનું ઉષ્ણ લોહી. લોહિયાળ દવાઓ ને રગડાતા કબૂતરો. ને ગાડી લાગે છે કે સ્ટાર્ટ થઇ અને બંધ પડી જાય છે સાવ બધ પડી જાય તો તો કશી તકલીફ જ નહી, પણ આ તો ચાર ધક્કા મારો ને વળી પાછી જરાક ધ્રૂજી ઊઠે—ઘરર ઘરર ઘરર ઘરર અને એટલે ગાડી સાવ બગડી ગઇ છે એમ પણ કહેવાય નહી

શું થયુ છે મને ? હુ જીવવા ઇચ્છુ છું તો ક્ષણ ભર પણ એ ક્ષણનો હડમેનો એવો મોટો હોય છે કે હુ ઊથલી પડુ છુ—ગબડી પડુ છું. મને થય છે હુ કોના માટે જીવું ? કેમ કોના માટે ? બીજુ કશુ નહી તો આ રાકેશ માટે કેટલી મહેનત કરે છે ? કેવો થઈ ગયો છે તારી ચિંતામા પણ, હ સાજી થઇશ તોય શું ? સાવ સાજી તો હું થઇ જ નહી શકું પગ તો લચકાતો જ રહેશે લંગડી લંગડી હુ કેટનુ ચાલી શકીશ રાકેશ સાથે ?

અને રાકેશ તો આગળ વધતો જ જાય છે. અધ્ધર ને અદ્ધર. હુ તળેટીમા રહીને એને બૂમો પાડું છુ પણ, રાકેશ તો એમ એ. થાય છે, એલ એલ. એમ. થાય છે—વકીલ થાય છે—સફળ વકીલ થાય છે—મેજિસ્ટ્રેટ થાય છે—એડિશનલ સેશન્સ જજ થાય છે—હાવે એ હાઇકોર્ટ જજ થશે પછી સુપ્રિમ કોર્ટમાં જજ થશે—રિટાયર્ડ થઇ કોઇ પ્રધાન થશે અને હું એમની એમ પથારીમા રહીશ અથવા બહુ તો લંગડાતી લંગડાતી એની પાછળ ઘસડાતી જઇશ—ક્યારેક એને આગળ વધવામા બાધારૂપ બનીશ—ના, મારાથી આ સહન થતું નથી નથી જ સહન થતું.

રાકેશ એ પાડવ નથી. રાકેશ મને મૂકીને આગળ નહી વધે હિમાલયના મહા પ્રસ્થાનને પ્હેલે પગલે જ હુ ફસડાવાની છું—હા, હું દ્રૌપદી છુ. દ્રુપદ નરેશની દીકરી. મહાભારતના સમગ્ર યુદ્ધનુ કારણ હુ છુ. રાકેશના અઢાર વરસોથી ચાલતા યુદ્ધનું કારણ હું છું. રાકેશ હવે યુધ્ધ પૂરુ થવુ જોઇએ. તારે હિમાલય હાડ ગાળવા જવુ જોઇએ હું ય તારી સાથે આવીશ અને પહેલી હુ જ પડીશ પછી તુ આગળ વધજે—આગળને આગળ તારે જમણા હાથની ચારે આંગળીઓને કાપી નાખવી પડશે—છેડી દેવી પડશે—કારણ કે તે મને એ હાથથી ગ્રહી હતી પાપના પ્રાયશ્ચિત રૂપે એ ચારે આગળીઓ વાઢજે. ચારે આગળીઓ. પણ પાંચમો અંગૂઠો એ તો પેલો શ્વાન છે. તું ટચલી આગળીને બદલે અંગૂઠે વાઢ ના મૂકતો હો ને. હવે તુ આગળ વધ ઊંચે ને ઊંચે.

પણ, હવે મારાથી આ જોવાતુ નથી. મારાથી આ જીરવાતુ નથી. રાકેશ, બઉ થયું બાપલા. હવે હાઉ કર, બઉ અધ્ધર જવુ......

●●●

## સુરાલયના શાયરો

- બરકત વીરાણી 'બેફામ'
- નાઝિર દેખૈયા
- મુકબિલ કુરેશી
- સાકિન કેશવાણી
- મહેશ. ધ. વૈદ્ય
- બ્રિજેન મહેતાં 'શબનમ'
- વલી લાખાણી
- સાહિલ
- જટિલ
- 'મલિક' મોહંમદ
- 'રાહી' ઓધારિયા
- મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'

હો ગુર્જરીની આથ કે ઉર્દૂની આ 'મરીઝ'
ગઝલો ફક્ત લખાય છે દિલની ઝબાનમાં

લાગણી, દર્દ, મોહબ્બતને અધૂરી આશા,
એક જગ્યા પર જો જમા થાય હૃદય થઈ જાએ.

—મરીઝ



## ઉત્તરાનો ગઝલ-વિભાગ

## ગઝલ

એ ખરેખર દર્દ છે જેનું મહોબ્બત નામ છે
પણ તમે જો સાથ દો તો એ પછી આરામ છે.
લ્યો પ્રણયનો પંથ સાચા અર્થમાં નિષ્કામ છે,
ક્યાં હવે એની ખબર છે-ક્યાં એનું ધામ છે.
ઓ હૃદય, નિષ્ફળ પ્રણયના બે જ કેવળ નામ છે,
ચુપ રહે તો આબરૂ છે, બોલ તો બદનામ છે.
પ્રીત માટીમાં મળી ગઇ એ માટીનુ ફળ જુઓ,
મારે મારે આ રજેરજમા તમારૂં નામ છે
શાંતિપૂર્વક જીવવા દે કોણ એવા વિશ્વમાં ?
જયાં બધાની માન્યતા હો કે જીવન સંગ્રામ છે
હું તો જીવ્યે જાઉં છું જીવન કોઇ તૃષ્ણા વિના
કોને પરવા છે—ભરેલા છે કે ખાલી જામ છે.
ચાહુ તે અર્થો કરૂ, છે વાત મારા હાથની,
કોઇ કોરા પત્ર જેવો એમનો પયગામ છે
બસ અજાણ્યા હોઇએ એવી રીતે મળીએ છીએ
પ્રેમના આરંભ જેવો પ્રેમનો અંજામ છે.
એટલા જલદી બધા મારો જનાઝો લઇ ગયા,
જાણ પણ બેફામ ના થઇ કે આ કોનું કામ છે ?

બરકત વીરાણી 'બેફામ'

★

## દિવાનો થઇ નથી શકતો

(ગઝલ)

ફકત આ એક કારણ હું બધાનો થઇ નથી શકતો,
જમાનો ધારણા માફક જ્યા મારો થઇ નથી શકતો.
તમારા પ્રેમમાહે હુ દિવસને રાત માનું છુ,
હવે આથી વધારે હું દિવાનો થઇ નથી શકતો.
તમારી એક ઝલકથી તો પતિત પણ થાય છે પાવન,
પછી ઉપચાર કાં મારી વ્યથાનો થઇ નથી શકતો
જીવનના શ્વાસ હું પૂરા કરું છું મોતના મુખમાં,
કહે છે કોણ મંઝિલમા ઉતારો થઇ નથી શકતો ?
સદા એક રૂપ હોયે એ કદી બેકી નથી શકતા,
નહિંતર મેળાપ કાં મારો—તમારો થઇ નથી શકતો ?
તમારા પ્રેમ માહે તો ખુવારી છે આ જીવનની,
એ જાણે છે છતા 'નાઝિર' બીજાનો થઇ નથી શકતો

'નાઝીર' દેખૈયા.

## સુવાસ છે

કોઇ વિયોગી દિલના મિલનની સુવાસ છે,
કે ચાંદની આ ધરતી–ગગનની સુવાસ છે.
મન થાય શ્વાસ ભરવાનું થોડી પળો અહીં,
ભવરણમાં ભાવનાના સુમનની સુવાસ છે.
રણમાં વસેલા જીવને પણ તર કરી દીધા,
ઉપવન તરફથી વાતા પવનની સુવાસ છે.
દુનિયાને ભેટ આપે છે સ્વાતિમાં મોતીઓ,
હે આભ! એજ અશ્રુ–વહનની સુવાસ છે.
લીધું ન લીધું નામ ત્યાં થઇ જાય બેડો પાર,
દુનિયામાં એવી મારા સ્વજનની સુવાસ છે.
કુરબાન થૈ જવાને ભ્રમર આવતા રહે,
ચારે દિશામાં એવી સુમનની સુવાસ છે.
કો' ફૂલ જેમ બાગમાં ખુશ્બૂ મૂકે સદા,
એ રીતે આજ તારા ગમનની સુવાસ છે.
માદક બનાવે છે જુઓ વાતાવરણ સકળ,
એવી હવામાં ઉડતા ગવનની સુવાસ છે.
જાણે કે સુંઘવાને ફરીશતા ભૂલા પડ્યા,
કો'પ્રેમીજનના દિલના ચમનની સુવાસ છે.
'મુકબિલ'ની ગઝલો સાંભળી સૌ વાહવા કરે,
માનું છું હું તો એજ કવનની સુવાસ છે.

મુકબિલ કુરૈશી

## પ્રીત ડોકાશે તમ નયનમાં !

આ જ્યાં સુધી જિંદગાની શ્વાસોના સંકલનમાં પડી રહેશે,
બનીને ધડકન આ યાદ તારી ય અમ જીવનમાં પડી રહેશે.
સતત પ્રતીક્ષાનો અર્થ કેવળ ઉપેક્ષાનો તો નથી ઘટાવ્યો ?
તમારા દર્શન તણી તરસ ક્યાં સુધી નયનમાં પડી રહેશે ?
કદીક તો આ ઉષાની માફક તમે હકીકત બનીને આવો,
તમારી આ રમ્ય આકૃતિ ક્યાં સુધી સ્વપનમાં પડી રહેશે ?
છુપાવશો ઉરના આવરણમાં તો પ્રીત ડોકાશે તમ નયનમાં !
સુવાસ પ્રસર્યા વગર કદીયે નહીં સુમનમાં પડી રહેશે.
તમે જો હૈયું ન ખોલશો તો આ બોલશે તમ અબોલ આંખો !
પ્રણયની રૂંધાઇ જઇને વાતો કદી ન મનમાં પડી રહેશે.
નજરને રાખો છો નિત્ય ઢળતી, મથો છો સંકોરવાને પાલવ,
હવે આ લજ્જા કહો ભલા ક્યાં સુધી નયનમાં પડી રહેશે ?
રૂઠેલી વર્ષાને યાદ ચાતકની પણ નહીં શું કદીય આવે ?
કઠોર હૈયું કરી ઘટા ક્યાં સુધી ગગનમાં પડી રહેશે ?
ખુશી તણું જ્યારે વ્હાણું વાશે, ઊડી જશે ત્યારે આપમેળે,
વ્યથાઓ બાંધી સદાય માળો નહીં આ મનમા પડી રહેશે.
અમારી આ કલ્પના મુજબનું જગત અનોખું રચાશે ક્યારે ?
હૃદયની શું ભાવનાઓ 'સાકિન' ! ફક્ત કવનમાં પડી રહેશે ?

સાકિન કેશવાણી



## ધાર્યું થવા દે

મહાકાળ ! તારુ કલેવર નિહાળી
મને ટાકણું લઇ સમય કોરવા દે !
શરત એટલી કે મને જ્યા ગમે ત્યા
ઘડી એક મારુ જ ધાર્યું થવા દે

ઝુલે છે સપાટી ને જળ જોરમા છે
તો પરપોટા એના જુદા તોરમા છે,
વિંઝાતા પવનને કહો કે ભલો થઇ
ને મનગમતું એને જીવન જીવવા દે !

ઉદાસીન હતાશા, આ રંગીન તમાશા
અને કઇંક વેળાની આશા–નિરાશા,
બધુંયે મળ્યુ છે મને માગ્યે મારા
અજંપા ! હવે તો મને જંપવા દે !

મને જાણુ છે કે હજી તુજ સદનની
દિવાલોની વચ્ચે રહી જીવતી છે,
મનોકામનાની એ મૂકિતને અર્થે
મને દ્વાર દિલ કેરા ઢંઢોળવા દે

ધીમેથી બીડાજે કમળ પાદડી તું
બહુ ક્રૂર થઇ તો ભ્રમર ગુંગળાશે,
મુલાયમ ચરણુમા મળી છે જગા તો
પ્રણય શ્વાસ ધીમે ધીમે ઘૂંટવા દે

મહેશ ધ. વૈદ્ય



## કણકણમાં સિંદુર હતું

આકાશ તરફ મે દષ્ટિ કરી તો તેજ થકી ભરપૂર હતું,
પ્રતિબિંબ નિહાળી સાગરમાં નિજ રૂપ ઉપર મગરૂર હતું.
શું રંગ અનોખા કુદરત અહિંયા સરજી શકે છે રંગતથી
જ્યા જ્યા રણમા રેતી ચળકી ત્યા કણકણમા સિંદૂર હતુ.
હુ રોજ નિહાળું છું ઇશ્વરને વ્યાકુળ થઇ સચરાચરમા,
ત્યા ઘટપટને ભેદી શકતું નયનોનું અલૌકિક નૂર હતુ
આ કોણ અચાનક આવી મને પ્યાલી પાઇ ગયું,
જો કે દિલબરના હાથ વગર કયા મોત મને મંજૂર હતુ !
કોઇના ચરણ નીચે ચગદાયાં ફૂલ બિચારા જગ–પંથે,
પણ બાગ મહીં તો ફુલનું વર્તન કંટકથી પણ ક્રૂર હતું !
મેં હાલ બધાના જોઇ લીધા આ વિશ્વમા અલગારી થઇને,
કોઇના જીવનમા મોજ હતી કોઇનું જીવન મજબૂર હતું.
બે બહુ પ્રસારી કોઇ મને બોલાવી રહ્યું છે હે 'શબનમ'
જાઉં છુ આજ હવે કારણ કે જવાનું દૂર હતું.

દ્વિજેન મહેતા 'શબનમ'





પાંપણથી અશ્રુઓ સરીને વિસ્તરી ગયાં,
ધૂળમાં દડીને ભૂતકાળ ચિતરી ગયાં.

ખંડિત દિવાલે તરફડે ક્ષયયુક્ત શૂન્યતા,
ગુસ્સે થયેલ કબૂતરો શું શું કરી ગયાં.

પાછળ રહેતી મંઝિલોને સાથ આપવા,
આગળ વધી વધી...કદમ પાછા ફરી ગયાં.

મુજ સ્નિગ્ધ મૌનને વરી શબ્દોની વાસના,
પર્વત બરફના ઓગળી . પાછા ફરી ગયાં.

જોઇ વિહરતી અંધકારે સ્વલ્પ મૌન લય,
'સાદિલ' અવાજો વિશ્વનાં ભયથી મરી ગયાં.

**સાહિલ**



## બળવાન મારો આતમાં

હોય શાની આ જગતમાં મુજને કોઇની તમા;
જ્યાં છે શ્રદ્ધાશીલ અને બળવાન મારો આતમાં;
કહી ગયા આવીને મુજને આજ વાતે વાતમાં;
પ્રાણ પણ આપી દઇશું પ્રેમની સોગાતમાં.
આ પ્રથમ મેળાપને તે પણ પુનમની રાતમાં;
જાણે ખુદ જન્નત પધારી આજ મુજ મ્હેલાતમાં.
સોળ આ શણગારની એને જરૂરત હોય શું ?
રૂપ જેવું રૂપ જેને છે મળ્યું સોગતમાં.
દુઃખના દિવસ અને આ રાત એના વિરહની;
કેમ વીતે જિંદગાની આમ અશ્રુપાતમાં.
કેમ મારા પાપ ના ધોવાય જાએ એ થકી ?
જ્યાં નયનથી નીર વહેતાં હોય પ્રત્યાઘાતમાં.
ઇશ કેરી ભક્તિમાં એકરૂપ જીવન થઇ ગયું;
કોણ આવીને પડે આ વિશ્વની પંચાતમાં.
મિત્રની આ દુશ્મનાવટ, પ્રેમ કેરું આ પતન !
છે 'વલી' ના મૃત્યુનું કારણ ફક્ત આઘાતમાં.

**વલી લાખાણી**





## તરબતર નથી

હું કોણ છુ ગગન, તને એ પણ ખબર નથી,
મારાં વતનમાં મારી જરાપણ કદર નથી!

હું છુ છતા જીવે છે જમાનાનો અંધકાર,
સૂરજની હાજરીની નિશા પર અસર નથી.

ગમતી નથી આ જિંદગીથી રોજ મુલાકાત,
હું શું કરૂ એ જામને જે તરબતર નથી?

મેડી છે ઝરૂખો છે, આ બારી છે કિન્તુ હાય!
ક્યાંયે તમારી આંખડી ટગરટગર નથી?

તારી કૃપાનો આ કયો પ્રકાર છે, પ્રભુ?
કે લાખ લાખ ઘરમા અમારે જ ઘર નથી!

હે પ્રાર્થનાની લાશ! હવે ખ્યાલ રાખજે,
એવાય દેવ હોય છે, જેને જિગર નથી

આશા અમર હતી છતાયે ખાખ થઇ ગઇ
એ શી રીતે બન્યુ જો જુદાઇ ઝહર નથી?

આંખોથી નિરંતર વહે છે અશ્રુઓની ધાર
કોણે કહ્યું 'જટિન' કે અહીં કૈં અફર નથી?

—જટિલ



## શહેનશાહ નથી

એટલુ માન દુખી દિલ! એને પરવાહ નથી;
લાગણી છલકી ઉઠે એટલો ઉત્સાહ નથી.

તમને જન્નતની ખુશીઓ ન કદી આપી શકું;
માનવી છુ, એનુ સર્જન છુ, હું અલ્લાહ નથી.

ક્રૂર દૈત્યને તને સૂર્ય તપે જાત બાળી;
માનવી–માનવીમા કાં જરાએ ચાહ નથી?

કાં પરેશાન રહે રોજ એના ગમમા દિલ!
એ વગર જીવવાનો બીજો કોઇ રાહ નથી?

દર્દમા ડૂબી કદી પાર ન મંઝિલ તું કરે;
માનવું મારુ છે, એ જિંદગીમા વાહ નથી

ક્યા વફા છે? ને છે વિશ્વાસ જેવુ ય તે ક્યા?
અમને તો કોઇ તરફથી યે મળી ચાહ નથી.

કેટલુ સારું થયુ, બોલાવી ત્યાં આરી 'મલિક'!
કે, કઝાનો હું કદી ટોતો શહેનશાહ નથી.

'મલિક' મોહંમદ



## ઝંખના

(ગઝલ)

જાણી બુઝીને કોણ નિજ આંખોને તર કરે ?
એને પડી શું હોય કે મારી ફિકર કરે !

એ રીતે મને જોઇને મીંચી દીધાં નયન,
ભિક્ષુકને જોઇ જેમ કોઇ બંધ ઘર કરે !

શું દોષ દઉં પછી કે ઝખમ આપ્યા એમણે,
ઝખ્મોની ઝંખના જ જ્યાં મારું જિગર કરે.

એને ય મારી યાદ આવી ગઇ હશે જરૂર,
નહિતર ન મનને યાદ એની તરબતર કરે.

પગલાં મેં દૂરથી જ એનાં પારખી લીધાં,
અંધારે કોણ રોશની એના વગર કરે !

સાગર તો શું, ભવસાગરે પણ હું તરી લઉં,
એક જ એ દ્રષ્ટિપાત જો મારા ઉપર કરે

'રાહી'ના પ્રાણ અટક્યા છે દર્શનની આશામાં,
ઉપકાર થઇ જશે, કોઇ એને ખબર કરે.

'રાહી' ઓધારિયા



## ગઝલ

લાગણીનું વહન થવા દેજે,
બે હૃદયનું મિલન થવા દેજે.

થાય ભીનાં નયન-થવા દેજે,
આંસુનું તું વજન થવા દેજે.

આખરે તો ઢળી જશે પાંપણ,
દિલ વ્યથાનું શમન થવા દેજે.

ભાવી મંડાણ પર કદમ મારા,
જાઉં છું, તો શુકન થવા દેજે.

આંસુઓ થઇ જશે સિતારાઓ,
તારો પાલવ ગગન થવા દેજે.

મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'



# મુ....ક્ત....કો....

જે મળ્યુ એની મળી છે છાપ મારા હાથમા,
જ્યા ગુમાવ્યું ત્યા પડયા છે કાપ મારા હાથમા;
હા ભલે અટકી ગયેલી ભાગ્યની રેખા રૂપે,
પણ હજી યે, આજ પણ છો આપ મારા હાથમા.



સુખમા સથવાગ સમો બેફામ પેદા કર, ખુદા !
દુઃખમાં સધિયારા સમો બેફામ પેદા કર, ખુદા !
તારી માફક એકલો હુ તો જીવી શકતો નથી,
એક બીજો મારા સમો બેફામ પેદા કર ખુદા !



ટાળવી હો જાણે કે કોઈ અછત અલ્લાહને,
એમ જાગવવુ પડયું છે આ જગત અલ્લાહને;
એ હજી ઇન્સાન જન્માવી રહ્યો છે નિતનવા,
કે હજી મળતી નથી ઇન્સાનિયત અલ્લાહને.

બેફામ



### માગણી

યશ ગઇ છે આજ મુજથી છેડછાડ,
કઇ ને કઇ શિક્ષા મને આપો તમે
લાગણીનો પ્રશ્ન જો એને ગણો,
પ્રેમની દીક્ષા મને આપો તમે.



### 'તાજ'-દર્શન

નિહાળ્યો ખૂબસુરત 'તાજ' યમુનાના કિનારા પર,
અકળ સૃષ્ટિની સુંદરતાનો પારાવાર મે જોયો.
યુગોના પડ ચાયા તો યે પડયો ક્યારે ય ના ઝાંખો,
કે ચિર સૌંદર્ય સામે કાળને લાચાર મે જોયો !



### નોતરી બેશ

રૂપે ધૂણી ધખાવ્યા નોતરી બેશ નિખારાને
સહી શકતા નથી આજે હવે એના તપારાને;
મળી ના ક્યાંય શીતળતા ને અંગે લ્હાય લાગી તો,
કર્યો બદનામ દુનિયામા મુકદરના સિતારાને !



સાકિન કેશવાણી

# અવર દુનિયાનું નાટક

આંગળીના વેઢે ગણાય એટલા આપણા હાસ્યલેખકોમાંના એક જૂના જોગી. એમના 'રંગીલો રાજા' નાટકે નવી રંગભૂમિના ઇતિહાસમાં વિક્રમ સર્જ્યો. નાદુરસ્ત તબિયત છતાં અવિરતપણે લેખો, વાર્તાઓ અને નાટકોનું સર્જન કરતા જ રહે છે.

લેખક : જોહ્ન લૉયડ બામ્ડરસ્ટન
રૂપાંતર : ધનસુખલાલ મહેતા.

## દૃશ્ય–૧

ગાઢ ધુમ્મસમાંથી એક અવાજ કાંઇક કાકલુદિભર્યો સંભળાય છે :

અવાજ : આ નર્ક તો ન હોઇ શકે! મને અહીં બેસવાને આવી સરસ ખુરસી આપી છે. અને સાચું પુછાવો તો હું નર્કમાં માનતો જ નથી. (કાંઇક શંકાશીલ થઇને) પણ આવું ધુમ્મસ સ્વર્ગમાં...ખૂલી જાય તો સારું.! અને! કોઇ છે કે?

(ધુમ્મસ ઓગળી જાય છે, અને એક વ્યક્તિ તદ્દન શ્વેત વસ્ત્રોમાં આચ્છાદિત થયેલ, આ ખંડમાં પેલો બેઠો છે તે ખુરસી પાસે આવે છે. આત્મા પેલી ખુરસીમાં બેઠો છે. વયમાં જુવાન લાગે છે અને જુવાનને શોભે તેવાં અપ–ટુ–ડેટ વસ્ત્રો ધારણ કર્યાં છે.)

આત્મા : (સ્વાસ્થ્ય મેળવીને) આવો ઠીક થયું તમે અહીં છો તે. (ખુરસીમાંથી માનભરી રીતે ઊભો થાય છે) મને તો પ્રથમ શક પડ્યો કે મને ભૂલમાં ખોટે સરનામે મોકલી દીધો છે કે શું? તમે સ્વર્ગીય દૂત છો–આપ નામદાર?

વ્યક્તિ : ના રે સાહેબ, માત્ર આપનો નમ્ર સેવક. તમારી આજ્ઞાનું પાલન કરવા હું અહીં નિમાયેલ છું. (આત્મા ખુરસીમાં બેસે છે) આપની એક ઇચ્છા તો હું સમજી ગયો છું.

આત્મા : તે શું?

વ્યક્તિ : આપની યુવાની. તમારામાંથી મેં પૂરાં ત્રીસ વર્ષ લઇ લીધાં છે.

આત્મા : હું શું પાછો અઠ્ઠાવીસ વર્ષનો થઇ ગયો?

વ્યક્તિ : સદાને માટે.

આત્મા : સરસ.–બહુ સરસ. અને તમારે મારી પાસેથી કુકર્મ લેવાનાં છે?

વ્યક્તિ : માત્ર લેવાના નહિ, બજાવવાનાં પણ ખરાં.

આત્મા : હં અં, સમજ્યો. મારાં જ કર્મના ફળ રૂપે મને આ મળે છે! હું તમને–તમને રામજીભાઇ કહીને બોલાવું તો તમને વાંધો છે? મારા નોકરનું નામ એ હતું અને એથી મને જરા સગવડભર્યું લાગશે (વ્યક્તિ નમે છે) જરા વિચિત્ર જગ્યા લાગે છે. મને તો જરા

જુદી કલ્પના હતી પણ માથા પાછળ તેજનું કુંડાળું અને વીણાના સૂર વગેરે કેમ જણાતા નથી?

વ્યક્તિ પહેલા પહેલા બધા જ આવનાર આ બધું માગે છે પછી સમજણ પડતા માંડ એ બધું માગતા નથી (હાથ પહોળા કરે છે આત્માની પાછળ તેજનું કુંડાળું રચાઈ જાય છે, અને દૂર દૂર વીણાના સૂર ગૂંજે છે)

આત્મા હું સાફ કહી દઉં, ભાઈ, મને પોતાને વીણા વગાડતા આવડતી નથી મારે શીખવી પડશે

વ્યક્તિ ના રે ના આપને અહી કશું જ કરવાનું નથી માત્ર આપને મનમાં આવે તો જ અને તેટલું જ કરવાનું (વીણાના સૂર બંધ થાય છે)

આત્મા એ પણ સરસ આ આવાસ મારો છે? રામજી ભાઈ આ વાસમાં ફરનીચર જેવું તો જણાતું જ નથી

વ્યક્તિ આપ ચાહો તે ફરનીચર ગોઠવાઈ જશે ભીત પર ચાહો તેવા ચિત્રો પરદા વગેરે પણ ટીંગાઈ જશે

આત્મા હું કહું તેવું? (વ્યક્તિ હા ભણે છે) ખર્ચની દરકાર કર્યા સિવાય?

વ્યક્તિ હાજી આપ કહો અને આપ મનમાં મૂંઝાવ

આત્મા (ઉશ્કેરાઈને) ખરેખર? હું કહું તે બધું થશે?

વ્યક્તિ હા જી બધું જ, માત્ર આ સ્થાનમાં અમુક મર્યાદા છે તે સિવાય બધું જ

આત્મા તે મર્યાદા કઈ?

વ્યક્તિ અહીં કોઈને અણગમતું-અપ્રિય લાગે તેવું નહિ થાય દર્દ, દુઃખ, યાતના વગેરેને અહીં સ્થાન નહિ મળે

આત્મા છાપામાં જાહેરખબરમાં હોય છે તેમજ!

વ્યક્તિ પણ આપના ફરનિચર વિશે?

આત્મા એમ કરો-પહેલા તો ફ્રેન્ચ શૈલીનું રાખો પેનું લઈ લીજીએ કહેવાય છે ને તે સાથે થોડા પાશ્ચાત્ય ચિત્રો, ફાનસો, ગૂંથેના પરદા વગેરે વગેરે

વ્યક્તિ હજી આપણે જમવાના ખંડને પડીથી લઈશું આપ જમી લો પછી એ બધું થઈ જશે.

આત્મા વાહ વાહ જમવાનું ઠીક યાદ કર્યું મને ભૂખ લાગી છે

વ્યક્તિ ભૂખ તો લાગે ને આપની આ અત્યંત લાંબી મુસાફરી પછી આપ શું લેશો?

આત્મા • એ હું તમને જ મેપ છું પણ-પણ હું અહી સિગરેટ-સિગાર પી શકું?

વ્યક્તિ • અનમત્ત સિગરેટ, સિગાર પાઈપ હુક્કો, ચલમ ચાહો તે પી શકો.

આત્મા ચેકસ અ અહી દારૂબંધી હશે-ખરું ને?

વ્યક્તિ આપ ભુલ ખાઓ છો વ્હીસ્કી, બ્રેન્ડી જિન, રમ દરેક દરેક પ્રકારના વાઇન્સ બધું જ મળી શકશે

આત્મા (ખૂબ આનંદથી અને સંતોષથી) અરે તેરી ભલી હો જાય!

વ્યક્તિ આપ આવી ભાષા ન વાપરો તો સારું

આત્મા (શરમાઈને) સોરી મિસ્ટર કૉમરેડ, હવેથી હું સંભાળી રાખીશ

વ્યક્તિ જમવાનું પીરસાઈ ગયું છે (બંને જમવાના ખંડમાં જવા જાય છે આત્માની આસપાસ પેલું પ્રકાશનું વર્તુળ સાથે સાથે જાય છે, તે જોઈને)

આત્મા પ્લીઝ-આ વર્તુળ ખસેડી લો તો સારું

વ્યક્તિ જેવી આપની ઇચ્છા (વર્તુળ અદશ્ય થઈ જાય છે)

દૃશ્ય ૨

(પાછા એજ ખંડના બારણા આગળ આત્મા અને વ્યક્તિ જગા ઊભા રહે છે વાતચીતમાં ગોઠવણ થઈ છે તે પ્રમાણે રૂમમાં ફરનિચર ચિત્રો, પૂતળા વગેરે ગોઠવાઈ ગયા હોય છે)

આત્મા વાહ વાહ જમવાનું તો એ કે ભવ્ય જ! આમાં મેથીની ભાજીના મૂઠિયાં અને કદના ભજિયા તો ઓહો કહેના! શીખંડ પણ કેમ નહોતું (આમતેમ જુએ છે) આ તે જિંદગી કહેવાય!

વ્યક્તિ જિંદગી નહિ અનંતતા!

આત્મા એકેક ચિત્ર પણ અમૂલ્ય છે! કેટલીક કિંમત હશે એકેકની?

વ્યક્તિ અહીં પૈસાનું અસ્તિત્વ જ નથી એટલે કિંમતની વાત કરવી એ અર્થ વગરની છે

આત્મા (નિરાશ થઈને) ત્યારે તો આ વસ્તુઓની કિંમત પાંચ રૂપિયા પણ નહિ!

વ્યક્તિ : હાજી. આપને, જતાં, પૈસાજ જોઇતા હોય તો મંગાવી લઇએ. રૂપિયા રોકડા કે નોટો. —લાખ્ખોની—કરોડોની અહીં ઢગલો કરી દઉં.

આત્મા : એનો અર્થ શો? જો એ પૈસા કશું ખરીદી જ ન શકે તો.

વ્યક્તિ : જતાં, આરંભમાં, કેટલાક ગૃહસ્થોને પૈસા જોવા અને ગણવાનો શોખ થાય છે, જેમ સન્નારીઓને હીરામોતીની ઇચ્છા થાય છે તેમ.

આત્મા : દરેકે દરેક સ્ત્રી અહીં તેટલાં હીરામોતી લઇ શકે?

વ્યક્તિ : હાજી, પણ થોડીજ વારમાં તેઓ કંટાળી જાય છે.

આત્મા : કંટાળે જ ને! અહીં, રામજીભાઇ, નાટકો અને ફિલ્મો ખરાં કે?

વ્યક્તિ : આપ કહો ત્યારે અને તેવી ફિલ્મો અને નાટકો અહીં રજૂ થાય છે.

આત્મા : તો તો ઘણું સારું. પેલી જગ્યાએ તો સાંજે હું એટલો કંટાળી જતો હતો કે નાટક કે ફિલ્મ જોવા જવાની ઇચ્છા જ થતી નહોતી. હવે એનો ખંગ હું વાળી લઇશ.

વ્યક્તિ : આપને સમય પણ જોઇએ એટલો હાથ પર રહેશે ને. પણ હવે આપને પહેરવાનાં વસ્ત્રો? કાઠિયાવાડી રાજવંશી કે મુગલાઇ કે પછી પચાસ વર્ષ પહેલાનાં ઇગ્લેંડના કે ખાસ હમણાંનાં?

આત્મા : પણ મેં પહેર્યાં છે તે શા ખોટાં છે?

વ્યક્તિ : ખોટાં છે એમ હું નથી કહેતો. પણ આ તો ફરનિચર વગેરેની સાથે સરસ મેળ ખાઇ જાય તેવાં જોઇએ ને! કહો તો ફરનિચર બદલી નાખીએ. પાંચસો વર્ષ પહેલાંનું હિન્દુસ્તાનના જેવું ફરનિચર અને તે સમયનાં જ ચિત્ર અને શિલ્પકૃતિઓ

આત્મા : તમે પણ રામજીભાઇ, શું હાંકે રાખો છો? ફરનિચર અને ચિત્રો પ્રમાણે આપણે પોષાક પહેરવાનો?

વ્યક્તિ : જેવી આપની ઇચ્છા

આત્મા : હા, રામજીભાઇ—

વ્યક્તિ : હા જી?

આત્મા : મારા મિત્રોને અહીં બોલાવી શકાય ખરા?

વ્યક્તિ : જે અહીં હોય તેમને ખુશીથી બોલાવાય. બીજે હોય તો નહિ

આત્મા : (કાંઇક વડીલાઇથી) ગરીબ બિચારા! જરાક સારી રીતે વર્ત્યા હોત તો શું જવાનું હતું!

વ્યક્તિ : હાજી, એક વાત હું અહીં કહી દઉં. આ સિવાયની બીજી જગ્યા માટે અહીં ચર્ચા નહિ થઇ શકે.

આત્મા : તે તો બહુ સારો વિનય કહેવાય! હવેથી હું યાદ રાખીશ (થોડી વાર મૌન રાખીને) મારી પત્ની તો અહીંજ છે ને?

વ્યક્તિ : આપને એમની પાસે હું લઇ જાઉં?

આત્મા : (ઢીલો થઇ જઇ) હા, કદાચ મારે જવું તો જોઇએ!

વ્યક્તિ : જેવી આપની મરજી.

આત્મા : એમ નહિ, પણ મારે જે યોગ્ય રીતે કરવું જોઇએ તે તો કરવું જ રહ્યું ને!

વ્યક્તિ : હજી આપને દુનિયાની અમુક રીતરસમ, રિવાજ, ત્યાંની સહજ ઊર્મિઓ વગેરે પજવે છે. અહીં એવું કશું જ નહિ. નહિ ફરજ નહિ બંધન, અને તે ઉપરાંત એક વાત પણ છે જ ને. જો આપની પત્ની એમ જાણતી હશે કે આમ એને મળવા જરા પણ રાજી નથી તો એ આપને મળવાની ઇંતેજારી બતાવશે નહિ તે નહિ જ.

આત્મા : (અમુક આત્મીયતાથી) રામજીભાઇ, ત્યાં અમે—અમને બરાબર બંધ બેસતી રાશ ન હતી. અમને એકમેકને ફાવતું નહિ.

વ્યક્તિ : સમજી શકાય એવું છે.

આત્મા : અહીં તમે કહો છો કે બધું 'સારું' તેમ જ નરસું' એ બેથી પર છો, સાચી વાત? પણ અહીં તમે બહુ જ નીતિમાન તો હશો જ ને?

વ્યક્તિ : નીતિ એ આપની પૃથ્વીની વાત હતી. બીજે ક્યાંય પણ એનું અસ્તિત્વ જ નથી.

આત્મા : અહીં તમે પરણો નહિ, કોઇ તમને પરણાવે નહિ, એટલે—એટલે એક ઉપર બીજી બૈરી કરવાના ગુનાહ બદલ કાયદો પણ હશે જ નહિ.

વ્યક્તિ : એ વિશે આપે જરા પણ ભય રાખવાની જરૂર નથી.

આત્મા , નહિ નહિ રામજીભાઇ, મારે માટે એવુ ધારશો નહિ
વ્યક્તિ , જેવી આપની મરજી હવે આપ હમણા શુ શુ કરવા માગો છો ?
આત્મા . આ નમારુ શહેર કે જે કહેતા હો તે જોવુ છે
વ્યક્તિ , બીજા જેવુ આ શહેર છે. કાઇ ખાસ નવુ નથી હીરા મોતીથી જડેલ ફરનિચર સિંહાસનો, મોટી મોટી મહેલાતો, સોને મઢેલા માર્ગો અને હીરામોતીથી મઢેલ દરવાજા—
આત્મા હુ તો એમ ધારતો હતો કે એ બધુ તો માત્ર કાલ્પનિક હશે.
વ્યક્તિ ના રે નાજી બધુ સોએ સો ટકા સાચુ
આત્મા તમે મને બતાવશો તેથી હુ આશ્ચર્યચકિત થઇ જઇશ રામજીભાઇ ?
વ્યક્તિ , પહેલા થોડા દિવસ બધા જ એમ કહે છે. પછી કાઇ નહિ

દૃશ્ય ૩

(થોડો સમય વીત્યો હોય છે ફરનિચર વગેરે બદલાયેલ હોય છે. આત્મા કટાળેલો હાથમાથી એક મેગેઝીન ભોય પર નાખે છે.)

આત્મા : રામજીભાઇ !
વ્યક્તિ : હા જી.
આત્મા અનતતા તો બહુ લાબી લાબી મુદત નહિ ?
વ્યક્તિ : હાજી મને તો એ જણાઇ ચૂકયુ છે
આત્મ (થોડીવાર રહીને) આ બધી સ્ત્રીઓ–મહારાણીઓ–સામ્રાજ્ઞીઓ મને મળી તે બહુ હોશિયાર ! કામેન ખરી પણ જરા કટાળો ઉત્પન્ન કરાવે તેવી છે–તેમના નામ શા શા ?
વ્યક્તિ હેલન, કલીઓપેટ્રા, આમ્રપાલી ચૌલાદેવી, થીઓડોરા લેડી હેમીલ્ટન નૂરજહાન
આત્મા હવે આજે સજે તો તમે મને કોઇક સામાન્ય, સાધારણ સ્ત્રીઓ મેળવી આપો તો સારુ બધામા અપૂર્ણતા સાને છે–સૌન્દર્યમા પણ ખરુ ને રામજીભાઇ ?
વ્યક્તિ હાજી
આત્મા બધા નાટકો અને ફિલ્મોથી પણ હુ કટાળ્યો વસ્તુ તો બધામા એકનુ એક કાઇ નવતરુ બતાવોને
વ્યક્તિ : નહિજી તેમ તો નહિ બને પૃથ્વી પર જે પ્રયેગો અને ફિલ્મો થત તે જ અહી બતાવાય નવતરુ નહિ
આત્મા હુ તો એ બધાથી કટાળી ગયો છુ કાઇ કામ આપો ?
વ્યક્તિ પણ કેવુ ?
આત્મા હા તે પણ ખરુ
વ્યક્તિ આપને આનન્દ આપે તેવુ !
આત્મા નહિ નહિ, તો તો તે કામ શાનુ કહેવાય ? તમે કાઇ ઇચ્છા હો તે પ્રાપ્ત કરવા માટે કરવુ પડે તે કામ હુ ત્યા પૈસા માટે કામ કરતો હતો પણ પછી તે પૈસા હો કે સ્ત્રી હો કે પર્વતની ટોચ હો પણ તમને તેની ઇચ્છા હોય તો તે કામ કહેવાય અહી તો હુ ઇચ્છા કરુ છુ તે હાજર થાય છે તેને માટે હુ શ્રમ કેવી રીતે કરુ ? એટલે કામ વગર અનન્તતા સુધી મારે શન્યમનસ્ક ભટક્યા કરવાનુ
વ્યક્તિ : બરાબર કહ્યુ આપે પહેલા દસેક વર્ષ બધા આવી જ વાતો સાચા ફિલસૂફને છાજે તેવી કર્યા કરે છે
આત્મા : પણ તે પછી તેઓ શુ કરે છે ?
વ્યક્તિ બીજા કરે છે તે માત્ર અસ્તિત્વમા હોવુ તે !
આત્મા ત્યારે પેલી બીજી જગાએ–ત્યાં લોકો કટાળતા હશે ?
વ્યક્તિ : હુ બરાબર જાણતો નથી. આત્માઓ ત્યા આવવા માડયા એને પછી હુ ત્યાં ગયો જ નથી.
આત્મા અહ (આશ્ચર્ય પામીને) ત્યારે તમે ત્યા હતા ?
વ્યક્તિ ચાળીસ હજાર વર્ષ તો નહોતો–પણ પછી પણ હુ ત્યાથી અચાનક જ અહી ચાલ્યો આવ્યો
આત્મા એ બીજી જગ્યા વિશે હુ ઘણો વિચાર કર્યા કરુ છુ. તેમા પણ જ્યારથી હુ મારી પત્નીને અહી મળ્યો ત્યારથી તો ખાસ
વ્યક્તિ મુલાકાત સારી ગઇ ?
આત્મા , (સખેદ) રામજીભાઇ તમે તો જાણતા જ હશો સારી થવી જ જોઇએ ને. મુલાકાત પછી એણે મને કહ્યુ, અને મે એને કહ્યું કે હુ તમને જોઇને રાજી થઇ છુ–રાજી થયો છુ. એણે તો એમ પણ કહ્યુ કે 'મને તો હતુ કે તમે મને મળશો ત્યારે બ ખૂબ ગુસ્સે

થઇ જાઇશ અને દુઃખી દુઃખી પણ થઇ જાઇશ.

વ્યક્તિ : પંચાતી જ ત્યાં છે ને. અહીં એવી ઇન્દ્રિ-ઓને સ્થાન જ નથી.

આત્મા : હા મને પણ એમ જ જાણવા મળ્યું. મને ઘણું થાય છે કે અમુક કાર્ય કરવાથી મને દુઃખ થાય, હું ગુસ્સે થાઉં—પણ એમાંનું કશું જ થતું નથી!

વ્યક્તિ : એ તો અહીંની વિશિષ્ટતા છે. કોઇ કોઇ વાર તો આપણે ભૂલી જઇએ કે આપણે ક્યાં છીએ?

આત્મા : એમ તમે શા ઉપરથી કહો છો?

વ્યક્તિ : આપનું માનસ જોઇને. અહીંની વ્યવસ્થા આપને ગમતી નથી લાગતી. પરંતુ હું તો ધારું છું કે આપને પૃથ્વી પર કહેવામાં આવ્યું હતું તેના કરતાં તો અહીં વધારે સારું છે જ.

આત્મા : એ વાત તો સાચી.

વ્યક્તિ : અને આપ અહીં આવ્યા ત્યારે પહેલાં પહેલાં તો બહુ ગૂંચવણમાં પડી ગયેલા.

આત્મા : હા. પેલો ધુમ્મસ હતો કેની. એણે જરા મને અકળાવેલ ખરો.

વ્યક્તિ : આપ સાહિત્યથી કંટાળી ગયા, આટલી વારમાં? ત્યાં તમે 'કલાસિકસ'નો શોખ લગાડ્યો હોત તો ઠીક થાત.

આત્મા : કેમ વારુ?

વ્યક્તિ : અહીં એક સંસ્કૃતનો મોટો પંડિત આવ્યો હતો. તેણે જ્યારે જાણ્યું કે કાલિદાસનાં બધાં નાટકો—જે પૃથ્વી ઉપર ખોવાઇ ગયેલાં ધરાતાં હતાં—અહીં મૂળ પ્રતમાં છે, ત્યારે તો એ આનંદથી લગભગ ગાંડો બની ગયેલો! પછી તો બીજી સંસ્કૃત પ્રતો પણ એને મળી. લગભગ ચાળીસ–પિસ્તાળીસ વર્ષ તે એનાથી સંતોષ પામીને રહયો.

આત્મા : પણ તે પછી એણે શું કર્યું?

વ્યક્તિ : પછી તો શું કરે બીજું? જીવ્યા કર્યો!

આત્મા : મારે તો હવે માત્ર એક જ ચીજ જોવાની ઇચ્છા છે.

વ્યક્તિ ; અત્યારમાં માત્ર એક જ ઇચ્છા રહી? કઇ?

આત્મા : મારે મારી પૃથ્વી પાછી જોવી છે.

વ્યક્તિ ; તે તો નહિ બને. અહીંથી તમે જઇ તો ન જ શકો. પણ હા, હું એટલું કરી શકું—આપને એક દૂરબીન આપું—જેના વડે આપ બધું જોઇ શકો.

આત્મા ; શું શું?

વ્યક્તિ ; માણસને બીજાનું જીવન જોવાનું કૌતુક ભારે હોય છે. આનાથી, આપ પૃથ્વી પર કોઇ પણ ઘર, ત્યાંનો કોઇપણ ઓરડો, અને ઓરડાના માણસો—ગમે તે જોઇ શકશો. આ પ્રકારની જિજ્ઞાસા માણસોમાં એવી પ્રબળ હોય છે કે માણસો વર્ષોનાં વર્ષો આ દૂરબીનથી જોયા જ કરે છે.

આત્મા ; હા હા. એ દૂરબીન મને આપો. હું ત્યાં હતો ત્યારે એવા અનેક માનવીઓ હતા, જેમનાં ખાનગી જીવન વિશે જાણવાની મને પ્રબળ ઇચ્છા હતી.

(વ્યક્તિ આત્માને દૂરબીન આપે છે.)

દૃશ્ય : ૪

(વધારે સમય પસાર થઇ ગયો છે. આત્મા અધીરાઇથી આમતેમ આંટા મારી રહ્યો છે.)

આત્મા ; રામજીભાઇ! રામજીભાઇ! (વ્યક્તિ આવે છે.) અરે ભાઇ, હું તો કંટાળાથી ગળા સુધી આવી રહ્યો છું. લગભગ મરી જવાની અણી પર છું.

વ્યક્તિ : નહિજી, અહીં મૃત્યુ છે જ નહિ.

આત્મા : આ રીતના જીવનથી હું તો મૃતપ્રાય થઇ ગયો છું. મેં હંમેશાં મારે જે પણ વસ્તુ જોઇતી હતી, તે માટે કામ કર્યું છે. હું જે ઇચ્છું તે તરત હાજર કરવાથી તમે મને કામ કરતાં અટકાવો છો.

વ્યક્તિ : તે તો તમે ઘણીવાર કહ્યું. પણ તેનો ઉપાય નથી.

આત્મા : પણ મારે કરવું શું? હું બધાથી કંટાળી ગયો છું.

વ્યક્તિ : આટલા જલ્દી? પેલું દૂરબીન?

આત્મા : અરે, નાખો કૂવામાં તમારું દૂરબીન. ત્યાં માણસોનાં ટોળાં જોતા એ વાત જુદી હતી. અહીં પ્રત્યેક માનવીના ઘરમાં નજર નાખી ઝીણામાં ઝીણી વિગત જાણવી! અરરર! એના જેવું ગંદુ બીજું કોઇ કામ નથી. તમે મને આ બદલો આપો છો? છેવટ સુધી?

વ્યક્તિ : અહીં છેવટ–અંત–છેડો એ શબ્દો જ નકામા

છે. અહીં તો અનન્તતાથી અનન્તતા સુધી એ શબ્દો જ વપરાય

આત્મા : અરે ચૂલામાં નાખો એ 'અનન્તતા' ને મને કાંઇ કામ બતાવો

વ્યકિત : વાચનથી આપ કંટાળી ગયા !

આત્મા : ત્યાં જેને સત્ય સમજે છે, તેને વિશે અર્થ-વિહોણું વાચન શા કામનું ? મને ખરું સત્ય તો હવે સમજાય છે

વ્યકિત : આપ આપના મિત્રોને મળવાથી ખુશ થયા જણાતા હતા.

આત્મા : પણ હવે એમની સાથે વાત શી કરવી ? તેમણે જે કહ્યું એ બધું તો મે પૃથ્વી પર જ સાભળી લીધેલું. એ બધી જ વાતો પાછી ડઝન-દોઢ ડઝન વખત મે સાભળી પછી હવે શું ? ત્યાં તમે થીજી ગયેલ પૂતળા માફક ઊભા શું રહ્યા છો ? મને કશું સૂચવોને !

વ્યકિત મારી સાથે આપ ગુસ્સે ના થશો હું આજ્ઞાનું પાલન કરું છું આપને માટે બને તેટલું સારું કરવા હું યત્ન કરું છું હું પણ આપની સાથે જ આમા છું—આપણે એક જ બોટના મુસાફર છીએ

આત્મા હે ! ત્યારે શું તમે પણ મારી માફક ભય કર કંટાળેલા છો ?

વ્યકિત · એ વાત પર શેક હેન્ડ કરો (શેક હેન્ડ કરે છે) પણ–પણ તમે એ બતાવતા નથી

વ્યકિત . મેં એ પહેલા પહેલા બતાવેલ–થોડા હજાર વર્ષો સુધી મેં પણ કંટાળો બતાવેલ

આત્મા : ઓ પ્રભુ !

વ્યકિત : નહિ નહિ–એ નામ અહીં ઉચ્ચારાય નહિ

આત્મા : પણ–પણ મારે માટે હજી કાંઇક તો કામ કરી શકાય એવું બાકી હશે.

વ્યકિત ' આપ આપના આ ખંડને ફરીથી સજાવવાનું કેમ કહેતા નથી ?

આત્મા અત્યાર સુધીમાં મે સત્તર વખત આ રૂમનું ફરનિચર ફેરવ્યું. હવે રહ્યું છે શું ? ભૂતકાળ અને વર્તમાનકાળની તમામ ફેશન આપણે લઇ લીધી. હવે ?

વ્યકિત . ભવિષ્યનુ કરી જોઇએ.

આત્મા : કોઇવાર એ પણ કરશુ.

વ્યકિત · હમણાં કેમ નહિ ?

આત્મા · એ બધાથી હું કંટાળી ગયો છુ.

વ્યકિત ; તો પછી પોષાકમાં કાંઇ ફેરફાર કરીએ

આત્મા ; પોષાકમાં ? આ મેં પહેર્યો છે તે શો ખોટો છે ? તમે જાણો ? આ સૂટ મેં જે પહેર્યો છે તે હું પૃથ્વી પર મોટરકારની નીચે કચડાઇને મરણ પામ્યો તે વખતનો છે આ સૂટ મને અકસ્માતની યાદ આપે છે. ઉશ્કેરાટ અપાવે છે. ધાક ધ્રુજારા લાવે છે. કારથી મારી જાંઘ આખી ચિરાઇ ગઇ તે વખતે મને જે પાર વગરનું દુ:ખ થયેલું તે દુ:ખમા પણ આ અનન્ત દુ:ખ વગરની સ્થિતિના કરતા વધારે સુખ હતું એ દુ:ખ તે મારુ એ દુનિયા પરનું છેલ્લું અને છેવટનું દુ:ખ! ઓહો ! હું અત્યારે સભારું છું, અને મને કાંઇ કાંઇ થઇ જાય છે આ તે જીવન છે ? કોઇ પણ પ્રકારની ઊર્મિ નહિ, આશા નહિ, ગુસ્સો નહિ, આવેશ નહિ

વ્યકિત ; આપ શું કહેવા માગો છો તે મને સમજાતુ નથી આપ કશુંક માગો તે હું હાજર કરીશ.

આત્મા દુ:ખ ? મારે દુ:ખ સહન કરવું છે–તે મને આપો

વ્યકિત , અહીં નહિ બને અહીં એ નહિ બને

આત્મા , તે તો નહિ બને ' તો તો હું આ સ્વર્ગથી બેજાર થઇ ગયો છુ

વ્યકિત ' (ગુચવાઇ જઇને) આપે શું કહ્યું ? સ્વર્ગથી બેજાર ?

આત્મા , મને જે મળી શકતુ નથી, એ મારે જોઇએ છે

વ્યકિત એ તો વિચિત્ર વાત કહેવાય

આત્મા , આ અનન્ત સુખ મારાથી સહન થતુ નથી

વ્યકિત આપણે બધાએ એ સહન કરવાનું જ રહ્યું.

આત્મા હું અહીં જે યાતના સહન કરી રહ્યો છું તેવી યાતના તો નર્કના દૂતો પણ મને આપી શકવાના નથી હું નર્કમા જવા માગું છુ–નર્કમા !

વ્યકિત · (બે પગલા પાછા હઠે છે, અને આશ્ચર્યથી જોઇ રહે છે) ત્યારે આપ–આપ– આને શું ધારતા હતા ?

(આત્માને સત્ય સમજાય છે. વ્યકિત–નર્કનો દૂત સહેજ ખભા હલાવે છે–ધીમે ધીમે રંગમંચ પર અંધકાર પ્રસરી રહે છે)

●●●

# એક ઘડીના પંચોતેરમા ભાગનો ઉન્માદ

ગુજરાતી સાહિત્યમાં પ્રવેશતાં જ નિજની વિશિષ્ટ સર્ગશક્તિથી શુક્રતારકની પેઠે ચમકી જનાર આ યુવાન કવિ–વાર્તાકારનું તા. ૧૦-૮-૬૮ ના રોજ દુઃખદ અવસાન થયું. 'આશ્રુધર' અને 'ઝંઝા', તાઝગીભરી છટાદાર ગદ્ય શૈલીમાં લખાયેલી એમની આ નવલકથાઓએ કેટલાક એમને 'નવા પન્નાલાલ' તરીકે ગણાવ્યા. શ્રી ઉમાશંકરે એમને અંજલિ આપતાં કહ્યું છે : 'રાવજી શબ્દનો ઉપાસક હતો. એનામાં શબ્દ ઠર્યો હતો.'

રાવજી પટેલ

બધાજ અશક્તો મૃગલાની જેમ ટોળે વળી ગયા. વોર્ડનો નિયમ છે કે દર્દીને મોંએ રૂમાલ બાંધેલો જોઈએ. નં. ૩ને મોંએથી એકાએક રૂમાલ ખસી ગયો. ફાંસીના દોરડાની જેમ એની પોચી ગાદ ગળાની આસપાસ આવી ગઇ. વોર્ડરો દોડતાં દોડતાં ઊભેલા દર્દીઓને હડસેલા મારતા મૂંગા મૂંગા નં. ૩ પાસે જતા હતા. ત્યારે બધા જ નં. ૩ જેવી હાલત થવાવાળા ખુલ્લી આંખે બીતા હતા. બધાજ બીતા હતા. એનો સમય અર્ધાથીએ અર્ધી ઘડી લગી–એથીયે ઓછો હતો.

નં. ૩નો પડોશી આ બધું નથી જોતો. એ બધાની જેમ બીધો પણ નથી. કારણ કે બીવા જેવું એણે જોયું જ ક્યાં છે? નં. ૩નો પડોશી ઓચિંતો પરમ જ્ઞાની થઇ ગયો છે. આવું સદ્ભાગ્ય બહુ ઓછાને આ જીવતી આલમમાં પ્રાપ્ત થાય છે. વગર ભક્તિએ ઓચિંતું પરમ જ્ઞાન તુલસીદાસ જેવાને પણ પ્રાપ્ત થયું નહોતું. ભલેને ઘડીના પંચોતેરમા ભાગ માટે ઇશ્વરે એને આ વરદાન આપ્યું હોય પણ એવું વરદાન મેળવવા કંઇ મહાન કાર્ય કરવું પડે છે. નં. ૩ના પડોસીએ ભલેને રેંકડીવાળાનું ચપ્પુ ઉઠાવી લીધું. એ તો એને જરૂર હતી તે ઉપાડી લીધું એ કાંઇ ચોરી થોડી છે? પણ આવું સદ્ભાગ્ય નં. ૩ કરતાંયે વિશેષ મહત્ત્વવાળું, મરી તો મંકોડાય જાય છે. પણ જીવતે જીવ પરમ જ્ઞાનની મઝા જુદી છે. એ તો ધ્રુવ પણ ન જાણે. તુલસીદાસ પણ ન જાણે.

એ વખતે નં. ૩ના પગ ટાઢા પડી જાય છે. નં. ૩નો બીજો પડોશી આ જાણતો નથી. દોસ્તના પગ છેલ્લી વાર ટાઢા પડે ત્યારે પોતે બીજે જ ન જોઈ રહે. એનું ધ્યાન નં. ૩ના ખાટલા નીચે ગબડી ગયેલી મોસંબી પર છે, આજે દસ વાગે કોથળામાંથી પોતે પણ અડધી પસંદ કરી છે. એ જ મોસંબી અત્યારે માલિક વગરની થઇને નં. ૩ના ખાટલા વચ્ચેના ભાગ નીચે જ ગબડીને અટકી છે. નં. ૩નો બીજો પડોશી મોસંબીને બાથમાં ઝાલીને ગબડતી અટકાવીને બેસી રહ્યો છે એ હું સોગંદ ખાઇને કહી શકું એમ છું.

જોતજોતામાં તો પારકા મૃત્યુને પોતાનું અનુભવવા એકી અવાજે ના પાડતા બધા દર્દીઓ નં ૩ ની ગબડીને અટકી ગએલી પેલી મોસંબીપરના કુદરતી રંગ જેવા મૂંગા મૂંગા મશીનગનની ગાડી જેવા અવાજવાળો

ઓક્સિજનનો દસકાનો બાટલો જોઇ રહ્યા ન ૩ નો ત્રીજો પડોશી બિચારો સહૃદયી છે એણે સૌને આરામ ખમેડવા વિનતી કરી પોતાના ખાટલા આગળ કોટ થઇ ઊભેલા રોગીઓ બધા જ કંઇ સમજુ નથી હોતા મોએ રૂમાલ કોઈ કોઇએ નથી બાધ્યો, એ ઓછુ ફેડ પાડીને આવે કસમયે કહેવાય છે તમે ભાઇઓ કોરે ખમો, મારી આગળ આમ ઊભા ન રહેતા. નં ૩ મારો જિગરી હતો એણે 'શેતનને કાઠેની વાર્તા પહેલ પરથમ મને સભળાવેલી બધા આજીજી કરીને થાકી ગયા ત્યારે મે ન ૩ ને કહેતુ પેલો છેલ્લો દુહો થઇ જાય ગઢવી એ એક મહોબ્બતનો સવાલ હતો, એનું છેલ્લુ દુખ મારાથી જોવાતુ નથી પણ તમે મારી આગળ કોટ થઇને ખબરદાર ઊભા છો તો.

આ બધી ખબર મને પડી જાય છે. કેમ કે હુ મોસબી જેવો ડચૂરો છુ, કે સાની મને કઇ ખબર નથી કે ડચૂરી રૂમને બાકડે જ હજી બેઠો છુ કે અણસમજુ બોઘડની જેમ આ બધી ધમાલનો પહેલેથી સાક્ષી છુ ! જે ઘડી માની લો કે હુ જ ન ૩ છુ અને મને જ લોહી નીકળતુ હતુ. ન ૩ થવાની પણ વિજ્જત છે કોઇની ચીજ વસ્તુ પર દાવો તો નહી કરવો કે બધા જ સબંધો તડોતડ તોડીને લાબો થઇને પડ્યો હોઉ એવુ આ બધાને મારો જીવ કેવો મૂલ્ય વાન લાગતો હશે કે એ બચાવવા પડાપડી, ભાગા–ભાગી એક રાજ્ય પ્રાપ્ત કરવાની પણ આટલી ધમાલ નહી થતી હોય બધ મને જોતા હતા એ ઓછુ ગૌરવ નથી ! એક હું જ કેઇની પરવા નહોતો કરતો. મને મોસંબી તો સાની સાભરી નહી છેક બપોરે દાઢી કરાવી ત્યા લગી એ સાની ભૂનાઇ ગયેલી બીજુ તો કંઇ નહી પણ છેનવારમે એનો કુદરતી રંગ તો જોઇ લેત. બધા જ અવતારોમા થોડી મોસબી મગાવાની છે આપણા રામને ? અને ધાર કે મગી તો ન ૩ ને જે મગી હતી તે જ એ હશે એ મારો ભૂતભાઇ જાણે છે ? નં. ૩ જેવો શુકનિયાળ આકડો પણ જનમોજનમ મગાતો નથી આ તો સંજોગની વાત કહેવાય. પણ લોહી પડતું એ જ કદાચ મોસબીના રગવાળુ હોય તો ? બધા જ જોતા હતા, અમથા કંઇ ના ભેગા થાય ? અદ્ભુત કહેવાય આ મોસંબીના રંગનુ. આવડી મોટી દુનિયા ઇશ્વરે ઘડી મોસબી જેવા જ આકારની છે આ દુનિયા પણ એને રગ ન આપ્યો રગો આપ્યા. મોસબીને જ એવો કુદરતી રંગ એણે આપ્યો મારે જોવો હતો ને હું જલદી ઉકની ગયો ન ૩ નો પડોશી બધાને આઘા ખમેડી ન શક્યો મને એકદમ ખબર પડી ગઇ કે બધાને થોડું થોડુ ગમતુ હતુ. બધા જ જાણે અગાઉ પડેલી મોસબી જોતા હોય અને કિચિત હર્ષથી આ તાયફો જોતા હતા ન ૩ નો ચોથો પડોશી ખાટલામા બેઠો બેઠો પોતાની નાડી તપાસતો હતો મોસબીની ડાળીઓ વાયરામાથી હીચોળતી હીચોળતી હાથમા પ્રવેશી ગઇ હોય એમ તે જરી હસ્યો એને ગામનો ગવણીઓ સાભર્યો એને જઇને પોતે પગે પડશે પોતે મોટા માણસનુ અપમાન કરી નાખ્યુ એનો જ આ બદનો ભોગવી રહ્યો છે એમા મીનમેખ નહી

બરાબર એ જ વખતે મારા પોતાના નાકમાથી ગાડાનું પૈડુ ધરી ભાગીને નીસરી પડ્યુ મતાજીના સોગદ પરણેતર પામે પણ ખાધા નથી, પણ ખાઇને કહું છુ. એ વખતે નર્સ પણ પાસે હતી ભીત પર ફોટો ચોડવા ખીલી ઠોકતી હોય એમ એણે જમણા કે ડાબા હાથમા સોય ઘોચી ન ૩ નો ત્રીજો પડોશી આખ મીચી જય ઘડીનાર એટને સમજી ગયો કે આ ઇજેક્શન છે બહાદુર ઝફરની સામે રત્નજડિત થાળ રજૂ કર્યો હતો–બ્રિટિશ સલ્તનતની ભેટરૂપે શાહજાદાઓના મસ્તક એમા હતા. એટલી ભયકર હાલત મારી નથી એટલે સતોષ હતો. મોત એક બાદશાહને આવ્યું એના કરતા આ સારું છે મારે કોઇ સલ્તનત રાડનારી નથી એ એછુ સુખ ન કહેવાય બરાબર એ જ વખતે કાનના બે ફૂલ મને યાદ આવી ગયા ને એક ઝાટકે મારો જીવ મોસબીઓની જેમ ગબડતો અટકી ગયો ઝફરના શાહજાદાઓથી પણ મૂલ્યવાન કર્ણફૂલ છે મારા કાને, આવડી મોટી દુનિયામા એ જ મારી મૂડી છે મોસબી જેવી મોસબી ગબડી ગઇ પણ કાનના ફૂલ ન ગબડ્યા, એનુ શુ થશે ? મે નર્સનું મો જોયુ, એ ડોક્ટર સામે જોતી હતી આ ડોક્ટર સામે જોવાનો વખત છે હરામજાદી આ બધુ ન ૩૦ નજીકથી જોતો હતો એને અચાનક ભાન થયું કે પોતાને નાકે રૂમાલ જ નથી અને સાસરીની ચાજને મોએ લગાતો હોય એવી ત્વરાથી એણે રૂમાલ બાધી દીધો એને અપ્રકટ સગવડ મળી એનો આનદ થયો

બસ? આ મહોબ્બત નં. ૩૭? નં. ૩૭ બહેરો બની ગયો એ મને આંચકો આપનારી વાત થઇ. હું ન મરત પણ રૂમાલ બાંધીને એણે આ બધું કર્યું. મારે કોને કહેવું? બરાબર એ જ વખતે નં. ૩૭ની પીઠ પર હળવો પ્રહાર થયો.

૩૭ બુધ્ધુ ન. સમજ્યો પણ પ્રહારથી ખસેડનાર નં. ૩નો ખાટલાપાડોશી નં. ૨ હતો. વાત મરનાર જાણી શકે,. બીજા નહીં. નં. ૩૭ મારા પાંજરાને અડીને ઊભો હતો. અને એ પાંજરામાં મેં ઉર્ફે નં. ત્રણે દાઢી કરાવ્યા પછી સાડાત્રણ રૂા: અને ૨૫ ન. પૈ. કાચના વાટકામાં ખુલ્લમ ખુલ્લા મૂકયા હતા. એ નં. ૨ને ખબર હતી. ગૂંચવાડો ન થાય એટલે મારા ઉર્ફે નામનો ખુલાસો કરી લઇએ. નં. ૩ અને હું એક જ છીએ એમ તમારે માની લેવું જોઇએ કારણ તમને એટલું પણ દેખાતું નથી હું નં. ૩ છું.

મારા નાકમાથી એટલું બધું લોહી નીકળે ને નર્સ જેવી સ્ત્રી પાસે હોય એ વિષે વધારે ન કહીએ તો ન ચાલે? નહીં તો ભીંત પર ફોટો ચોડીને ગૃહિણીની જેમ એ સ્ત્રી ટગર ટગર તાકે શા માટે? મારે. જોકે વધારે જીવવાનું હતું નહીં. તોયે મારી એટલી પણ ઇચ્છા નહીં હોય કે ચાર પાંચ જણ ટોળે વળીને મારા જીવતા શબને પકડીને રાડો નાખે? ભલા માણસ કોઇ પણ મરનારને તમે પૂછી જોજો કે રડવાની કિંમત એને મન સલ્તનતના હીરામોતી જેટલી, અરે સલ્તનત જેટલી જ હોય છે. દરેક માણસે મરનાર સામે અને પાછળ રડવું જોઇએ. મારું આટલું તો સૌએ માનવું જ પડશે. તમે એટલું જ વિચારોને કે શાંતિમાં મરતી વખતે મારા પર કેટલું વીત્યું હશે. મને ખાટલા નીચે ગબડેલી મોસંબીથી માંડીને સેનેટોરિયમમાં દાખલ થયો ત્યારે કારકુને પાંચ રૂપિયા મંદિરની પાળે મૂકવા માગેલા ત્યાં લગીનું યાદ આવી ગએલું. બે ઘડી ખોટે ખોટું જીવ મનાવવા કહી દઇએ કે મરતી વખતે મને આ વાતની જરી સરખી ચૂંક હવે એટલીય ગંધ નથી. મારા નાકમાં ત્રાહિત પદાર્થ ખૂંપાયો ત્યારે મારી આદત મુજબ મેં મૂંગી છીંક ખાઇ લીધી હતી. એ મેં—જો— સાંભળી નહોતી પણ ચોમેર ઊભેલા બધા એક એક ફૂટ પાછા ખસી ગયા હતા. નર્સને મોએ નાકે રૂમાલ નહોતો છતાં ચાલીસ હજાર રૂમાલની ચોકડી એના નાકપર મુકાઇ ગઇ છે એવું એનું મોં મેં 'કામ પતી ગયા' પછી જોયું હતું. મારાથી જોકે પ્રાર્થના કરવી અશક્ય હતી પણ તે વખતે પ્રાર્થના તો કરી જ હતી. હે પ્રભુ નર્સના નાકનું રક્ષણ કરજે.........પેલો ૩૦ નંબર પોતાની જાતને તંદુરસ્ત થએલો માનીને કેટલું રખડતો હતો! એ શોચ જાદુ થયો કે ચાદર ઓઢીને શાંતિથી ફેફસાંને આરામ આપે છે. અને ચાદર પર બેઠેલા પ્રકાશના અજવાળે પોતાના રાતા હાથ જોઇને અંબાજીની બીજી બાધા રાખે છે. બાધા રાખતી વખતે એનાથી થોડુંક આનંદાઇ જવાય છે પણ એનો એને અફસોસ નથી કેમ કે ચાદર ઢાંકેલી છે ને ૩નો બીજો પડોશી ઢાંકેલી ચાદર જોઇને સાચો ખિન્ન થયો. અત્યારે તે બીજી વખત ખિન્ન થયેલો જણાય છે પણ પહેલાં કરતાં આ વખતે તેના મોં પર સાચી ખિન્નતા ચોંટી છે. એની પાસેનો નં. ૬ ગઇ મિનિટ લગી બીડી પીવાની ઇચ્છા રાખતો હતો. એ એણે ત્યજી દીધી પણ નં. ૩નું નકામું સડેલું થર્મોમિટર એ ત્યજવા તૈયાર નહોતો. હજી તો એ થર્મોમિટર નં. ૩ના પાંજરામાં પાતળાં પૂંઠાની ડબ્બીમાં લીલા દોરે બાંધેલું પડયું છે પણ એની જેમ રેલવે વોર્ડનો જીવણ મૂળજી જેને હજી સાત દિવસ જ થયા તે પણ થર્મોમિટરનો લીલો દોરો છોડી પીળો દોરો બાંધવાનું વિચારે છે. એની પાસે ડ્યૂમેકસનું થર્મોમિટર છે. છતાંય લાલચ જોવાની છે એ જીવણ મૂળજીની.

હવે આ બધી જ ખબર મને પડી જાય છે. હું સચરાચર બની ગયો છું એવું મને પ્રતીત થાય છે. હું નં. ૩ના શબ પર સૂઇ જાઉં છું. એને નં. ૩ કહેવો અને મને નં. ૩ કહેવો એ શિવનું નામ લેવા બરાબર છે. મને નં. ૩નું શબ વહાલું લાગ્યું હતું હું એને સ્વજનની જેમ આલિંગું છું પણ એ હાલતો નથી. અને હસવાની વાત તો એ થઇ કે હું આલિંગું છું પણ અડી શકતો નથી. મારે મારું લીલો દોરો બાંધેલું થર્મોમિટર કાઢીને છેલ્લી વારનું જોઇ લેવું છે, એની તો મા મૂઇ પણ. મારી થેલીમાં હનુમાન ચાલીસાની ચોપડી છે. એ ચોપડીમાં વનલીલાનો ફોટો છે. એ જોવો છે. બે ઘડી રોજ મધરાતે કાઢીને જોતો હતો એમ. હું મારા જમણા પડોશીને વારી શકતો નથી. એ લુચ્ચો મારી મોસંબી લઇને નળે ધોવા ગયો તોય એને અટકાવી શકતો નથી કે એને એક અડબોથ મારીને સમજાવી

શકતો નથી કે ઉલ્લુ મોસંબી તારા બાપની છે! ઊલટાનું હસવું આવે છે આવા વિચારોથી એમ કે પહેલાં આવડી અમથી મોસંબી સારું હું કોઇને ન કહેવાનું કહેતો હતો. એટલે કે મરી ગયા પહેલાં હું આઘાતકારી જીવ હતો. મર્યા પછી જરીક ફેર પડશે એમ મને લાગતું હતું. પણ હવે એ બધું સમજાતું નથી.

નં. ૩૭ ખૂબ બી ગયો છે. એણે મારી જ વાતો સૌને કરી. બે બાલદી લોહી જેના પેટમાંથી નીકળી પડ્યું એનો જીવ કેવો કષ્ટાતો હશે! કપાળ. એ તો મજા જેવું થયું. દુ:ખ કેવું ગાંડા એમાં? એના કરતાં તો ખાટલા નીચેથી મોસંબી લેવા વાંકા વળવામાં વધારે દુ:ખ પડે. એના કરતાં તો ચાદર ઓઢીને સ્વસ્થ હાથનો રંગ જોવાનું વધારે કષ્ટ અનુભવવું પડે છે. એના કરતા ગાંડા, થર્મોમીટરનો લીલો દોરો છોડીને પીળો દોરો બાંધતાં વધારે સહન કરવું પડે છે. પણ એ મૂર્ખો ન સમજી શકયો કે મારી વાત જ ન પામી શકયો. મરવાનું તો ગમે એવું સુખ છે. અને નં. ૩૭ની વધારે પડતી વાતો સાંભળીને નં. ૩૬નો નવોસવો ચહેરો વધારે પીળો પડી ગયો. જેને ક્ષય થાય એને અવશ્ય લોહી પડવાનું જ એવું જ એને તો થઇ ગયું ને બરાબર એજ વખતે નં. ૩નો બાપ, એની પત્ની, એના બે ભાઇઓ અને કાકો આટલા માણસો આવી પહોંચ્યાં. લો તાણો ખબર જ ન્હોતી આવું થવાની? આજે બપોરે–હમણાં આથી કલાક પહેલાં જ ભૂંડું થઇ ગયું. અમને તો. એમ કે તાર મળી ગયો હશે ને રડકકળ ચાલતી હશે ને આતો અહીં જ રોકકળ શરૂ થઇ ગઇ, હશે ઇશ્વરને ગમ્યું તે ખરું, રડે શું વળવાનું છે! નં. ૩ પોતે જ કેવો સૂતો છે! એના આત્માને શાંતિ મળે એવી શાંતિ રાખો. વોર્ડમાં શાંતિ રાખવી જોઇએ. વાર્તા રૂમ જવા માટે અત્યાર લગી હું જ નં. ૩ બની ગએલો પણ રાજા જેવી વનલીલા અને બાવળના રંગ જેવો નં. ૩નો મારો બાપ જોઇને મારા તો હાંજાં જ ગગડી ગયાં. મરેલાંનાં સગા આ તો મોટાં રાક્ષસો જેવાં!!

●●●

## ક્રમ ઘડી કાઢવો જોઇએ

આપણામા જાગૃતિ આવે તે માટે આપણે આપણી શકિત અનુસાર એક ક્રમ ઘડી કાઢવો જોઇએ. આપણી શકિત જાણનાર કોઇ અનુભવી માણસની આ બાબતમાં સલાહ લવી જોઇએ. માત્ર વ્યાકુળતાથી વિકાસ થતો નથી. આપણામાં શુભ અને અશુભ બન્ને પ્રકારની વૃત્તિઓ હોય છે. આપણો પહેલો પ્રયત્ન એ અશુભ વૃત્તિઓને દૂર કરવાનો હોવો જોઇએ. એ નહીં થાય ત્યાં સુધી કોઇ શુદ્ધ વૃત્તિ ટકી શકે નહીં. સુરદાસજીએ ગાયું છે કે 'સુરદાસ કહે કાલી કમલિયાં ચઢત ન દુજો રંગ' એટલે કે કાળો રંગ કાઢયા પછી જ કોઇ નવો રંગ કામળા ઉપર ચડાવી શકાય છે. આપણે આ રીતે આ ક્રમ જાણીને જીવનને શુદ્ધ બનાવવાનો સંકલ્પ કરીએ.

—કેદારનાથજી

# હું....મમ્મી ને પપ્પા

આજકાલ મુંબઈમાં એટમાં અને એમાં નાટકો ભજવાય છે કે એમના નામોમાંથી જ શોધનારને એક વાર્તા મળી રહે. લેખકે આને કટાક્ષિકા ગણાવી છે. હવે તે સમાજ ઉપર છે, નાટકો ઉપર છે કે નાટકોનાં નામો પાડનાર કૈબાઓ ઉપર છે તે નક્કી કરવાનું કામ વાંચકોનું રહે છે.

'અરે પપ્પા, આ વરસે તો હું હવે બી. કોમ. પાસ થઇ ગયો. હવે તો 'મને પરણાવો એક છોકરી.'

'પણ તારે આ અત્યંત નાની વયે સંસારનો 'ચકરાવો' શીદને શરૂ કરવો છે? પપ્પાએ પ્રશ્ન પૂછ્યો.

'અરે ડેડી, 'ઘડી–બે–ઘડી'ના સંસારની મોજ માણી લેવાય તેટલી આ હલ્દા–ઘીના જમાનામાં ઓછી જ ગણાય ને !'

પણ બાબા, તું આ 'લકકડે કા લડ્ડુ' લગ્ન કરીને પસ્તાઈ શકીશ ખરો ?' મમ્મીએ મર્મ–ભેદી મોહક ઘા કર્યો, અને પિતાશ્રી પણું તુરત જ બોલી ઊઠયા,

'હું પણ તને એમ જ કહું છું કે તારી 'જવાની, જવાની' કયાં છે ? ઠીક, પણ તારે કોને પરણવું છે ? એ તો જરા અમોને જાણ કર !'

મેં રોકેટની ઝડપે જવાબ આપ્યો, 'પેલી આપણી પાડોશણ 'મંજુ–મંજુ' ને સ્તો !'

'પણ તેની સાથે જ કેમ ?' પરમ પૂજ્ય પિતાશ્રી અને માનનીય માતુશ્રીએ સંગ સવાલ મારી સમક્ષ રજૂ કર્યો.

કારણ—...

કારણ કે મંજુના 'બાપનો પૈસો બોલે છે !'

હવે ખબર છે બધી એ તારી અનેરી વાતો, તું તારી 'સોગઠાંબાજી' અમારી પાસે રહેવા દે !' પપ્પાએ નવો એટમ–બોમ્બ છોડયો.

'પણ મને એક શંકા છે કે એમ બાબાનું સગપણ કરવા જતાં 'કોઇનું મિંઢળ, કોઇના હાથે' બંધાઇ જવા જેવું તો નહીં થાય ને ?' માતુશ્રીએ, પિતાશ્રી સમક્ષ એક ધારાસભ્યની અદાથી પ્રશ્ન પૂછ્યો. ત્યાં વચમાં જ જલ્દી હું બોલી ઉઠ્યો, 'પણ પેલી 'તરસી સરોવર કાંઠે' શું ?'

'ઠીક, ત્યારે, બિચારીના નિસાસા ન ખાવા પડે તેથી જ 'સમજણના સથવારે' તમોને કહું છું કે...

'શું ?'

'સગન કે વધન' જોયા વગર...'

'આપણે તેનું 'વેવિશાળ' કરી નાખીએ એમને !'

નંદકુમાર વ. સંપટ

'પણ ક્યા કરીશુ ?'

'માડવા નીચે' બાજે ક્યા ?

'પણ ત્યારે શુ શુ જોઇએ, એ પહેલા આપણા 'કિશનના કાકા' ને પૂછી તો જો જે કાગણુ કે આપણે ત્યા તો આ પહેલો શુભ-પ્રસગ છે !'

'અરે, તેમા મુઝાવ છો શુ ? હુ તમોને કહુ છુ કે પ્રથમ તો 'કકુ અને કન્યા' જોઇએ !

'હા હા એમા તો ના નહી કહેવાય.'

'હે પણ પપ્પા સાથે મારા મેક અપ માટે એક 'દર્પણ' જોઇએ તેનુ શુ ? પણ સાભળો તમે લોકો, હુ એમ કહુ છુ કે આ અભિષેક' માટે માગલિક દિવસ કયો પસદ કરીશુ ?'

'અજવાળી પણ રાત' હોય ત્યારે !

અને આખરે 'નવી ગીલ્લી, નવો દાવ' ની અજ માયશમા હુ સફળ નીવડયો !

સમયની સાથે' હુ 'સપ્તપદી' ના ફેરા પણ એક શુભ-દિને, શુભ ચોઘડીએ ફરી ચૂક્યો !

અને પેલી મારી મનગમતી રાણી મજીને પણ ફરમાવ્યુ 'પરણ્યા એટલે પ્યારા લાડી' 'ચાનો ઘર ઘર રમીએ !

પણ 'વહુરાણી' તો એવા શરમાય કે વાત ન પૂછો ! મે તેણીને આખરે કહ્યુ 'અરે મારી ઇ, તુ તારા 'આતમને ઓઝલમા રાખ મા'

'તો શુ મારે તેના પગ 'ચદરવો' ઢાળી દેવો ?' મને પ્રત્યુતર મળ્યો. પણ આખરે તેના માનસમા કઇ 'પરિવર્તન' આવતા અમારો 'અગનખેલ' ખેલાઇ ગયો

દરમ્યાન આ ઘરના ભાવિ 'ધણીની ધમાલ, બૈરીની કમાન' જોઇને મે મારી ઘરવાળીને કહ્યુ, અરે, જરા સાભળ તો ખરી અને ઊઠીને જો તો ખરી કે તારા 'સાસુજીની સવારી' આપણા શયનખડ તરફ આવતી જણાય છે !

. અને ખરેખર, મારી સગી શ્રીમતીજીના સાસુ આવીને દરવાજે ખટ-ખટાવીને બોલ્યા કે 'વહુરાણી', તમારો આ નવો-નવો સંસાર છે તેથી જ કહુ છુ કે ધણીને ધાકમા રાખો '

'અરે મમ્મી, તુ તેને કહ્યુ પણ કહીશ નહી તે બૈરી મારી પરમેશ્વર' જેવી છે ખરેખર કહેવુ પડશે હો !'

હા હા મને બરોબર ખબર છે કે 'ન સુધરે એ 'નારી અને બીજા 'જામી પડેલા જમાઇરાજ' મમ્મીએ મીઠો ઠપકો આપ્યો

અને આ બધી અમારી સસાર-લીલા જોઇને પપ્પાને બોલવુ પડયુ કે ખરેખર ? 'પ્રેમનો મારગ છે શૂરાનો !

•••

*

જખમમા પણ છે ભરેલી નિર્જતો
હોય જો દિનને જગ જેવી સમર.

— મીનુ દેસાઇ

*

# ત્યાગ

સાહિત્યના ઊંડા અભ્યાસી અને સર્જક પણ ખરા. ‘પ્રુફરીડીંગ’ના વ્યવસાય સાથે કેટલાયે અધ્યયન ગ્રંથો અને પુસ્તકો એમની ઝીણવટભરી નજર નીચેથી પસાર થયા પછી જ પ્રકાશન પામ્યા છે.

‘ભગવતી ?’

‘કહો વત્સે !’

‘પ્રેમ કરવો એ શું અપરાધ છે ?’

‘આવો પ્રશ્ન શા માટે ?—એય તે એક સાધ્વીના મુખેથી ?’

‘હા ભગવતી.. ઉત્તરની અપેક્ષા છે.’

‘પ્રેમ અપરાધ નહિ, પણ, પ્રેમી અપરાધી છે.’

‘સમજાયું નહિ.’

‘સમજાશે, વત્સ ! સમય આવ્યે બધું સમજાશે. અત્યારે તારું મુખમંડળ આવેશથી ઉદ્દીપ્ત છે–ઊગતા પ્રભાતની ઉપમા ધારણ કરી રહ્યું છે.’

‘તો પછી મારા સવાલનું શું ? એનો ઉત્તર મને મળશે ?’

અત્યારે તો સાન્ધ્ય-અભિષેક અને સાધનાનો સમય છે.’

★

‘ચારુદત્તો !’

‘સદાય હસતા મુખ પર આજે વિષાદની છાયા કેમ જણાય છે ? શી વાત છે, ચારુ ?

‘ખાસ કાંઇ નહિ, વસુ,—એમ જ.’

‘મને એ જાણવાનો અધિકાર ખરો ?’

‘અધિકાર ? અધિકાર તો ખરો જ, અને એ અધિકારને દાવે પૂછું છું કે, વસુ, પ્રેમ કરવો એ શું અપરાધ છે ?’

‘સમજાયુ નહિ.’

‘ભગવતીએ મને સમજાવ્યું કે પ્રેમ કરવોએ અપરાધ નથી, પ્રેમી અપરાધી છે.’

★

‘ભગવતી ! મને આશ્રમ છોડી જવાની અનુમતિ આપો.’

‘કેમ ?’

‘કેમ કે હું અપરાધિની છું’

જીવનલાલ જાની

'કઇ રીતે ?'

'વસુમિત્રને હું પ્રેમ કરું છું '

'વસુમિત્ર ? મંત્રીકુમાર વસુમિત્ર ?'

'હા ભગવતી'

'આ પ્રેમનો તારે ત્યાગ કરવો જોઇએ '

'કેમ ?'

'તુ અનન્ત પ્રેમની સાધિકા છો.'

'ભગવતી ! મારામા આ નાના અપરાધને સહન કરવાની ક્ષમતા નથી ત્યા અનંત અપરાધનો રાશિ હું કઈ રીતે સંભાળી શકું ?'

'ચારુદત્તે ! તું આવેશમા છો.'

'એમ હોઇ શકે દેવી !'

'હમણા જ જાઓ, મન્દિરમા ભગવાન પાસે શાંતિ માટે પ્રાર્થના કરો '

'ભગવતી ! ભગવાન મને શાંતિ મળે એ અર્થે કાઇ નહિ કરી શકે '

' . ..      ..... '

'   ...      .    '

★

' ..સ્વામિન્ !'

'બોલો વસુન્ધરે !'

'ચારુ આશ્રમનો ત્યાગ કરવા ઇચ્છે છે.'

'કેમ ?'

'વસુમિત્રને પ્રેમ કરે છે'

'તો ?'

'આશ્રમના નિયમોની એ અવહેલના છે.'

'વારુ. એના પર પછી વિચાર કરીશું.'

'સ્વામિન ! ચારુ ત્વરિત નિર્ણય માટે ઉત્સુક છે'

'...... '

' ..... . '

★

'સમીપ આવો, વસુ '

'સદાય માટે આપના ચરણોની સમીપ જ છુ.'

'આજ આ મધુર વેળાએ, જયારે ચંદ્રોદય પોતાના શીતળ કિરણોથી સમસ્ત ધરાને અભિષિકત કરી રહ્યો છે ત્યારે, મને એમ લાગે છે જાણે તારામાં પ્રભાતની ઉષાનો અનુપમ આવેશ ..આજ પ્રેમની અનંતતાનો અનુભવ કરી રહ્યો છું. સમીપ આવો હજી વધુ સમીપ આવો'

સ્વામિન્ !'

'ચરણોપર શીશ ન મૂકો, આ 'મુકત-વેણી મુદ્દંજ' તુ અહી, અનંત પ્રેમથી છલોછલ ભરેલ વક્ષપર સ્થાન છે'

'આશ્રમનો નિયમ ?'

'આ વિશ્વનો નિયમ છે. મારા બાહુ તારી પ્રતીક્ષામા છે. આજ મુકત આકાશને અમૃત-સ્પર્શ કિરણવલ્લરીથી અનાવૃત અવિષ્ટનની આકાક્ષા છે.'

અને મહારથવિર પ્રભંજને આશ્રમ-પાલિકા વસુધરાને પોતાના અંકમા મજબૂત રીતે જકડી લીધી એટલામા બહારથી અવાજ આવ્યો :

'ગુરુદેવ !'

'ચારુ ? અને વસુધરાને અંકથી અલગ કરતા પ્રભંજને કહ્યુ : 'અંદર આવ '

'અભિવાદન, ભગવાન ! વન્દે, ભગવતી !'

'અત્યારે-આ સમયે કેમ આવી, ચારુ '

'અત્યારે જ આવવુ પડયુ, ભગવાન પણ ભગવતી, આપનો શ્વાસ કેમ તીવ્ર ગતિએ ચાલી રહ્યો છે ? અહી આવવામા મે કાઇ અપરાધ તો નથી કર્યો ને ?'

'ના ભગવાનને હું તારો જ પ્રશ્ન પૂછવા આવી હતી.'

'શુ કહ્યું ભગવાને.'

'તુ જ પૂછી લે'

'કહો ભગવાન. હુ અત્યંત ઉદ્વિગ્ન છુ '

'વત્સે ! વસુમિત્ર શુ તારી સાથે પ્રણયસૂત્રથી બંધાવા ઉદ્યત છે ?'

'હા, ભગવાન. એનો પ્રેમ અક્ષુણ્ણ છે.'

'પુત્રી ! (એક લાંબો નિઃશ્વાસ લે છે) એક મહાન કટુ સત્ય તમારે બન્નેએ સાંભળવું પડશે છે તૈયારી ?'

'કહો' (કંપી ઊઠે છે)

'............'

'સ્વામિન્ ...........'

'શાંત રહો વસુન્ધરે. સત્યનું ઉદ્ઘાટન આજ કરવું જ પડશે. પુત્રી ચારુ, તું મારી અને વસુન્ધરાની અવૈધ સંતાન છો. સમાજના કલંકથી બચવા માટે મેં તને અનાથ બ્રાહ્મણ કન્યા તરીકે પાળી છે...અને બીજું કટુ સત્ય, વસુન્ધરા તમે પણ સાંભળી લ્યો. વસુમિત્ર સુમેરુમિત્રનો પુત્ર નહિ પણ મારો પુત્ર છે.'

'......સ્વામિન્ !'

'......ગુરુદેવ !'

'વસુન્ધરા અને ચારુદત્તે,......સ્થવિરવૃત્તિ ગ્રહણ કરવા પહેલા હું રાજસભાનો પ્રમુખ પંડિત હતો. મારી વિદ્વત્તા અને પ્રતિભાથી બધા પ્રભાવિત હતા. સુમેરુમિત્રે પણ મારી સાથે મિત્રતા બાંધી. એમની નવોઢા પત્ની મૃણાલિકા મારા તરફ આકૃષ્ટ થઇ. હું એને વીણાવાદન શીખવતો હતો. ભરતનાટ્યમ્ ના શાસ્ત્રીય આભરણાનું શિક્ષણ પણ હું એને આપતો હતો. મારી મીઠી વાતો ભ્રમગ્રન્થિમાં વસી ગઇ. અમારો સંબંધ ગાઢ બન્યો. હું પણ એની તરફ આકર્ષાયો...પરિણામત : વસુમિત્રનો જન્મ થયો. વસુમિત્રના જન્મ પછી મૃણાલિકાને ભારે અનુતાપ થયો. કઠિન હૃદયરોગથી તે અત્યંત પિડાવા લાગી...અને એક વર્ષમાં તો એણે આ લોકનો ત્યાગ કરી દીધો...મારા પર પણ એની ગહરી અસર પડી. મેં દીક્ષા લઇ લીધી. પાંડિત્ય, પ્રતિભા અને વ્યકિતત્વે મને સ્થવિર પદ પર બેસાડી દીધો...એ પછી મારા જીવનમાં વસુન્ધરા તું આવી. અસ્તુ. મારે હવે વધુ કાંઇ કહેવું નથી...'

અને એ કુટિરમાંથી બહાર નીકળી ગયા. અને એ દિવસથી આશ્રમથી પણ. લોકકથાઓ દ્વારા પછીથી માલૂમ પડ્યું કે મહાસ્થવિર પ્રભુંજને હિમાલયની કોઇ ગુફામાં પોતાની જાતને સમાવી દીધી. આશ્રમપાલિકા વસુન્ધરા પૃથ્વીના ગર્ભમાં વિલીન થઈ ગઇ. વસુમિત્ર તથા ચારુદત્તાએ ભાઇબહેન બની, ધાર્મિક શિક્ષણ ગ્રહણ કરી. ભિક્ષુકવૃત્તિનાં વસ્ત્ર ધારણ કર્યાં અને હાથમાં ત્રિપિટિક લઇ લંકાના સ્વર્ણ પ્રદેશમાં ચાલ્યા ગયા...

●●●

ગુરુદેવ ટાગોર વિરચિત...

# કર્ણ - કુંતી સંવાદ

| રૂપાંતર : શંકર પંડયા

નાનપણથી જ રાજકીય રંગે રંગાએલા આ પ્રગતિશીલ લેખક, પત્રકારત્વ અને વિજ્ઞાપનના અનુભવ પછી હવે 'સમાચાર-સંચય'નું સુકાન ધારી રહ્યા છે. આજે સાર્વત્રિક ક્ષેત્રે ફેલાએલી વિષમતા, વિસંવાદ અને સ્થાપિત હિતોની આડંબરશાહી સામે આ 'શંકર'નું ત્રીજું લોચન, આધુનિક ઇસપ કથાઓ જેવી પરિહાસ કથાઓ દ્વારા આગ વર્ષાવતું રહ્યું જ છે. આમ છતાં આ સર્જકના હૃદયમાં તો એક સાચો 'કવિ-જીવ'જ ધબકાર લઇ રહ્યો છે. ગુરુદેવની મૂળ કૃતિના ભાવને લેખક સુંદર સરળ રીતે જાળવી શકયા છે એ જ એની પ્રતિતી છે. મૂળ કૃતિ સાથે આપવામાં આવી છે.

## બંગાળી

કર્ણ । પુણ્ય જાન્હવીર તીરે સંધ્યા સબિતાર
વન્દનાય આછિ રત । કર્ણ નામ યાર,
અધિરથસૂત પુત્ર, રાધા ગર્ભજાત
સેઇ આમિ-કહો મોરે તુમિ કે ગો માત :।

કુન્તી । વત્સ, તોર જીવનેર પ્રથમ પ્રભાતે
પરિચય કરાયેછિ તોરે વિશ્વ-સાથે,
સેઇ આમિ આસિયાછિ છાડી સર્વ લાજ
તોરે દિતે આપનાર પરિચય આજ ।

કર્ણ । દેવી, તવ નતનેત્ર-કિરણ-સમ્પાતે
ચિત્ત વિગલિત મોર સૂર્યકરઘાતે
શૈલતુષારે ર મનો ! તવકણ્ઠસ્વર
યેન પૂર્વજન્મ હતે પશિ કર્ણ-પર
જાગાઇ છે અપૂર્વ બેદના । કહો મોરે,
જન્મ મોર બાંધા આછે કી રહસ્ય-ડોરે
તોમા-સાથે હે અપરિચિતા ।

કુન્તી । ધૈર્યધર
ઓરે વત્સ, ક્ષણકાલ । દેવ દિવાકર
આગે યાક અસ્તાચલે । સન્ધ્યાર તિમિર
આસુક નિબિડ હયે-કહિ તોરે વીર,
કુન્તી આમિ ।

કર્ણ । તુમિ કુન્તી । અર્જુનજનની ।

કુન્તી । અર્જુનજનની બેટ, તાઇ મને ગણિ
દ્વેષ કરિયો ના, વત્સ । આજો મને પડે.
અસ્ત્રપરીક્ષાર દિનહાસ્તિના નગરે ।
તુમિ ધીરે પ્રવેશિલે તરુણ કુમાર
રંગસ્થલે, નક્ષત્રખચિત પૂર્વાશાર

## ગુજરાતી

કર્ણ : સંધ્યા સમે સૂર્યની, જાહ્નવીને તીર,
વંદના કરી રહ્યો છે, કર્ણનામી શિર.
અધિરથ સૂતપુત્ર, રાધા ગર્ભજાત.
એ જ હું છું કર્ણ; કહું કરી પ્રણિપાત
કિંતુ તમે કોણ છો તે, કહો મને માત ?

કુંતી : વત્સ, તારા જીવનના, પ્રથમ પ્રભાતે
પરિચય કરાવ્યો છે, જેણે વિશ્વ સાથે
એ જ હું આવી છું અહીં, છોડી સર્વ લાજ
તને પૂરો પરિચય, આપવાને આજ

કર્ણ : દેવી ! તવ નતનેત્ર કિરણ સંપાતે
ચિત્ત મારું વિગલિત
ઓસ જયમ સૂર્ય કરઘાતે.
સુણી તવ કંઠ સ્વર
પૂર્વજન્મ ફેરી પુનઃ
વ્યથા જાગે અંતર.
જન્મ મારો તારી સાથે, કયા રહસ્ય દોરે
બાંધ્યો છે ? તે આજ મને ચીગતે કહો રે !

કુંતી : ઓરે ! વત્સ ક્ષણકાલ ધૈર્ય ધર
અસ્તાચલે જવા દે, દેવ દિવાકર.
નિબિડ થવા દે હજુ, સંધ્યાનું તિમિર.
મારું નામ કુંતી......
......સુણ કર્ણ ભડવીર.

કર્ણ : તમે કુંતી ?... ...અર્જુનજનની ?

કુંતી : અર્જુનજનની કહી, દ્વેષ ન કરીશ,
એક હું જાણું છું, ને બીજો મારો ઇશ.
અસ્ત્રપરીક્ષાનો દિન, હસ્તિનાનગરે,
હજુય હરિયાળો છે, મારા દગ્ધ અંતરે.
રંગ સ્થળે પ્રવેશ્યો તો કુમાર તરુણ

આન્તરેરી નબોદિલ અરુણેર મતો।
યવનિકા–અન્તરાલે નારી છિલ યત
તાર મધ્યે વાક્યહીના કે એ અભાગિની
અતૃપ્ત સ્નેહ–ક્ષુધાર સહસ્ર નાગિની
જાગાયે જર્જર બક્ષે; કાહાર નયન
તોમાર સર્વાંગ દિલ આશિસચુમ્બન?
અર્જુનજનની સે યે। યબે કૃપ આસિ
તોમારે પિતાર નામ શુધાલેન હાસિ,
કહિલેન, 'રાજકુલે જન્મ નહે યાર
અર્જુનેર સાથે યુદ્ધે નહિ અધિકાર'–
આરક્ત આનત મુખે ના રહિલ બાણી,
દાંડાયે રહિલે, સેઇ લજ્જા આભાખાનિ
દહિલ યાહાર બક્ષ અગ્નિસમ તેજે
કે સે અભાગિની? અર્જુનજનની સે યે।
પુત્ર દુર્યોધન ધન્ય, તખનિ તોમારે
અંગ રાજ્યે કૈલ અભિષેક। ધન્ય તારે।
મોર દુઇ નેત્ર હતે અશ્રુબારિરાશિ
ઉદ્દેશે તોમારિ શિરે ઉચ્છસિલ આસિ
અભિષેક-સાથે। હેનકાલે કરિ પથ
રંગ માઝે પશિલેન સૂત અધિરથ
આનન્દવિહ્વલ। તખનિ સે રાજ સાજે
ચારિ દિકે કુતૂહલી જનતાર માઝે
અભિષેકસિક્ત શિર લુટાયે ચરણે
સૂતવૃદ્ધે પ્રણમિલે પિતૃસમ્ભાષણે
ક્રૂર હાસ્યે પાણ્ડવેર બન્ધુગણ સબે
ધિક્કારિલ; સેઇક્ષણે પરમ ગરબે
વીર બલિ યે તોમારે ઓગો વીરમણિ,
આશિસિલ, આમિ સેઇ અર્જુનજનની।

કર્ણ। પ્રણમિ તોમારે આર્યે। રાજમાતા તુમિ,
કેન હેથા એકાકિની। એ યે રણભૂમિ,
આમિ કુરુસેનાપતિ।

કુન્તી। પુત્ર, ભિક્ષા આછે—
બિફલ ના ફિરી યેન।
કર્ણ। ભિક્ષા, મોર કાછે।

જાણે ઊગ્યો આભમાં કો' નવીન અરુણ.
યવનિકા અંતરાલે હતો નારીગણ.
વચ્ચે બેઠી હતી એક, વાક્યહીના પણ.
વણછીપી સ્નેહક્ષુધા તણી, શત નાગિણી
જેને ડંખ દેતી હતી, એવી એ અભાગિણી.
ત્યારે કહે કોણે કરી વિસ્ફારિત નયન.
તારા સર્વાંગે ચોડ્યાં, આશિષચુંબન?
કર્ણ કહું તને શું હું–વ્યથા મારા મનની!
એ જ એ જ અભાગી હું અર્જુનજનની.
કૃપે આવી પૂછ્યું તારા, પિતા કેરું નામ
પછી કહ્યું હસીને કે, તારું નથી કામ.
રાજકુલે જન્મ નથી–જેનો હે! કુમાર
અર્જુન જોડે યુદ્ધનો ન, તેને અધિકાર.
ત્યારે જેના નત મુખે, રહી નહીં વાણી
લજ્યાભરી કંપતી'તી થઈને નીમાણી
એ જ એ અભાગી હું......અર્જુનજનની
તને શું કહું કર્ણ, વ્યથા મારા મનની!
ધન્ય પુત્ર દુર્યોધન, વાપરી વિવેક
અંગ રાજ્યે કર્યો એણે તારો અભિષેક
મારાં બન્ને નયનોમાં હતાં તે દિ' પાણી
હૈયા મહીં હેત કરી, ફૂટી'તી સરવાણી.
એવે સમે આવિયા ત્યાં અધિરથસુત
આનંદવિહ્વળ બની, આશિષે સપૂત.
ચહુદિશ કુતૂહલ, રાજ દરબારે
ત્યારે તે ઊભા થઈ, સહુની મોઝારે
અભિષેકસિક્ત શિર, નમાવી ચરણે
પિતા કહી પ્રણમિયા, પૂરા અંતઃકરણે
પાંડવબંધુએ ત્યારે અટ્ટહાસ્ય કરી
ઠેકડી ઉડાવી, તે નથી હજુ વીસરી.
મેં તો તને તે દિવસ, કહી વીરમણિ
આશિષ આપ્યા'તા એ અર્જુનજનની.

કર્ણ : પ્રણમું તમોને આર્યે! રાજમાતા તમે
એકાકિની આવ્યાં શાને, અહીં આવા સમે?
આ રણભૂમિ છે, ને હું કુરુ–સેનાપતિ
પાંડવ માતાને પડી એવી તે શું આપત્તિ?

કુંતી : તારી પાસે આવી છું, હું ભિક્ષા માગવાને
પુત્ર પાછી કાઢશે શું મને ખાલી હાથે!

કર્ણ : મારી પાસે ભિક્ષા?

આપન પૌરુષ છાડા ધર્મ છાડા, આર
યાહ આજ્ઞા કર દિબ ચરણે તોમાર।

કુન્તી। એસેછિ તોમાર નિતે।
કર્ણ। કોથા લબે મોરે?
કુન્તી। તૃષિત બક્ષેર માઝે, લબ માતૃક્રોડે।
કર્ણ। પંચપુત્રે ધન્ય તુમિ ભાગ્યવતી–
આમિ કુલશીલહીન, ક્ષુદ્ર નરપતિ,
મોરે કોથા દિબે સ્થાન।
કુન્તી। સર્વ ઉચ્ચભાગે,
તોમારે બસાબ મોર સર્વપુત્ર–આગે–
જ્યેષ્ઠ પુત્ર તુમિ।
કર્ણ। કોન્ અધિકારમદે
પ્રવેશ કરિબ સેથા! સામ્રાજ્ય સમ્પદે
વંચિત હયે છે યારા, માતૃસ્નેહધને
તાહાદેર પૂર્ણ અંશ ખણ્ડિબ કેમને
કહો મોરે। દ્યૂતપણે ના હય વિક્રય
બાહુબલે નાહિ હરિ માતાર હૃદય–
સે યે વિધાતાર દાન।
કુન્તી। પુત્ર મોર ઓરે,
વિધાતાર અધિકાર લયે એઇ ક્રોડે
એસેછિલિ એકદિન–સેઈ અધિકારે
આય ફિરે સગૌરબે, આય નિર્વિચારે,
સકલ ભ્રાતાર માઝે માતૃ–અંકે મમ
લહો આપનાર સ્થાન।
કર્ણ। શુનિ સ્વપ્નસમ
હે દેવી, તોમાર વાણી। હેરો, અન્ધકાર
વ્યાપિયા છે દિગ્વિદિકે, લુપ્ત આરિ ધાર
શબ્દહીના ભાગીરથી। ગેછ મોરે લયે
કોન્ માયાચ્છન્ન લોકે, વિસ્મૃત આલયે,
ચેતનાપ્રત્યુષે! પુરાતન સત્ય–સમ
તબ વાણી સ્પર્શિતે છે, મુગ્ધચિત્ત મમ।
અસ્ફુટ શૈશવકાલ યેન રે આમાર,
યેન મોર જનનીર ગર્ભેર આંધાર

કુંતી, મારી કરો છો શું કઠિન પરીક્ષા?
એક મારો ધર્મ અને બીજું મારું પૌરુષ
સાચવીને, આજ્ઞા જે તે દેવા હું છું ખુશ.
કુંતી : હું તને આવી છું લેવા...
કર્ણ : ...ક્યાં લઈ જાશો?
કુંતી : તૃષિત માતાના તમે ઉરમાં સમાશો.
કર્ણ : પાંચ પુત્રે ધન્ય તમે, ધન્ય ભાગ્યવતી
હું તો કુલશીલહીન, ક્ષુદ્ર નરપતિ.
આપશો ક્યાં સ્થાન?
કુંતી : સ્થાન તારું સર્વશ્રેષ્ઠ.
બધા મારા પુત્રમાં તું જ છે જ્યેષ્ઠ!
કર્ણ : કયા અધિકારે...
પ્રવેશ કરીશ હું હૃદયે તમારે?
સામ્રાજ્ય સંપદાથી થયા છે વંચિત
એ પાંડવોનો માતૃસ્નેહ, રહો અખંડિત.
શા માટે હું કરું ઓછો, એનો રહેજે અંશ?
હું તો કુલશીલહીન, પાંડવ પુરુવંશ.
જુગટાથી થતું નથી, વાત્સલ્ય વિક્રય,
બાહુબલે જીતાતું ના, માતાનું હૃદય.
માતૃસ્નેહ એ તો ફક્ત, વિધાતાનું દાન
મને નવ ખપે હવે, સર્વશ્રેષ્ઠ સ્થાન.
કુંતી : હે! પુત્ર મારા!
વિધાતાનો અધિકાર, લઇ માતૃ અંક
આવ્યો એક દિન તેમ; આવ, તું નિઃશંક
સગૌરવ આપું પાછો. તારો અધિકાર.
બંધુગણ સાથે બેસ, આવ નિર્વિચાર
મમ માતૃઅંકે આપું તારું જે છે સ્થાન.
ગુમાવેલું પામે પાછું વિધાતાનું દાન.
કર્ણ : હે! દેવી, તમારી વાણી, સુણી સ્વપ્ન સમ
અંતરે ઊઠે છે કંઇ ઊર્મિ અનુપમ.
દેખો! ચહુદિશ વ્યાપ્યો, ઘેરો અંધકાર.
શબ્દહીના ભાગીરથી, દેખાયે ના પાર.
તેમ જુનાં અંતરમાં, આજે નવતન
ચેતનાનું, ફરી પાછું ઊગે શું પ્રભાત?
પુરાતન સત્યસમ
સ્પર્શે છે તમારી વાણી, મુગ્ધ ચિત્ત મમ.
જાણે મારી જનનીના ગર્ભનો અંધાર.

આમારે ગ્રેરિ છે આજિ ।
રાજમાત અયિ,
સત્ય હોક સ્વપ્ન હોક, એમો સ્નેહમયી,
તેમાર દક્ષિણહસ્ત લવાટે ચિબુકે
રાખો ક્ષણકાલ । શુનિયાછિ લોકમુખે,
જનની પરિરિત્યક્ત આમિ । કતબાર
હેરેછિ નિશીથસ્વપ્ને, જનની આમાર
એસેછેન ધીરે ધીરે દેખિતે આમાય
કાઁદિયા કહો છિ તાઁરે કાતર વ્યથાય,
'જનની ગુણ્ઠન ખોયો દિખિ તવ મુખ
અમતિ મિનાયા મૂર્તિ' દ્યાન' ઉત્સુક
સ્વપ્નેરે છિન્ન કરિ । સેઇ સ્વપ્ન આજિ
એસેછે કિ પાણ્ડવજનની –મુખે સાજિ
સન્ધ્યા કાને, રણક્ષેત્રે, ભાગીરથી તીરે ।
હેરો દેવી, પરપારે પાણ્ડમ શિબિરે
જ્વલિયા છે દીપાલોક, એપારે અદૂરે
કૌરબેર મન્દુરાય લક્ષ અશ્વખુરે
ખર શબ્દ ઉઠિ છે બાજિયા । કાલિ પ્રાતે
આરમ્ભ હઇબે મહારણ્ । આજ રાતે
અર્જુનજનની કણ્ઠે કેન શુનિલામ
આમાર માતાર સ્નેહસ્વર । મોર નામ
તોર મુખે કેન હેન મધુર સંગીતે
ઉઠિલ બાજિયા–ચિત્ત મોર આચમ્બિતે
પચ પાણ્ડબેર પાને ભાઇ બલે ધાય।

ખરેખર ઘેરી રહ્યો, મને ફરી વાર
જાણે પાછુ જાગિયુ છે અસ્ફુટ શૈશવ
માતૃસ્નેહ કેરો પાછો, સાંભળું છુ રવ
રાજમાતા અયિ !
સત્ય હો કે સ્વપ્ન હો તુ, આવો સ્નેહમયી
તમારો દક્ષિણ હસ્ત, ચિબુકે લલાટે
રાખો ક્ષણકાન, માના માત સ્નેહ સાટે.
સાભળ્યુ છે લોકમુખે–
અત્યત દારુણ દુખે–
જનનીનો હુ છુ એક પુત્ર પરિભક્ત
આજ સુધી રહ્યુ છે એ, રહસ્ય અવ્યક્ત.
નિશીથ સ્વપ્ન મહી, જોયો છે મે ઘણીવાર
અણજાણી જનનીનો, આછો અણસાર.
જનની આવે છે જોવા, મને ધીરે ધીરે,
અનિમેષ નેત્ર મારા, છલકાયે નીરે.
જનનીગુંઠન ખોલો, જોવા દોને મુખ,
એકવાર ઓળખી લઉ તમોને સન્મુખ
ત્યા તો મારા સ્વપ્નકેરી, મૂર્તિ ભાગી જાય
બાકી રહે અંતરમા, કાતર વ્યથાય... .
એ જ સ્વપ્ન આવ્યુ છે ફરી પાછુ આજ,
પાંડવજનની રૂપે, સજી નવો સાજ ?
સંધ્યાકાળે રણક્ષેત્રે, ભાગીરથી તીરે,
સ્વપ્ન બની સત્ય આવ્યું સચેત શરીરે ?
દેખો દેવી ! પેલે પાર, પાંડવ શિબિરે,
સળગ્યા છે દીવાઓ, ને આ પારે અદૂરે.
કૌરવોના લાખ લાખ અશ્વ હણહણે,
આયુધો સજીને ઊભા યોધ્ધા મહારણે
કાલે પ્રભાતે અહી, આરંભાશે યુધ્ધ,
આજ રાતે ખોઇ બેઠો કા હું શુધબુધ ?
અર્જુનજનની કંઠે, સુણી મારુ નામ,
જાણે માતૃ–સ્નેહ સ્તોત્ર વહે અવિરામ.
પાચ પાંડવોને જઇ કહેવાને ભાઇ
કોણ જાણે કેમ આજે, ચિત્ત મારું ધાઇ ?

કુન્તી । તબે ચલે આય વત્સ, તમે ચલે આય ।

કુંતી ત્યારે ચાલ્યો આવ વત્સ ! ત્યારે ચાલ્યો આવ
માતઅંકે લેવાનો તું પાછો આપ લ્હાવ.

કર્ણ । યાબ માત, ચલે આબ, કિછુ શુધાબ ના–
ના કરિ સંશય કિછુ, ના કરી ભાવના ।
દેવી, તુમિ મોર માતા । તોમાર આહ્વાને

કર્ણ : આવીશ, આવીશ હુ, કાઇ નહીં પૂછું
સંશય કરીશ નહી, આવુ જેવો હુ છું.
દેવી ! તમે મારી માતા તમારા આહ્વાને

અન્તરાત્મા જાગિયા છે। નહિ બાજે કાને
યુદ્ધભેરિ જયશંખ। મિથ્યા મને હય
રણહિંસા, વીરખ્યાતિ, જયપરાજય।
કોથા ચાલ, લયે ચલો।

કુન્તી। ઓઇ પરપારે
યેથા જ્વલિલે છે દીપ સ્તબ્ધ સ્કન્ધાવાર
પણ્ડુર બાલુકાતટે।

કર્ણ। હોથા માતૃહારા
મા પાઇબે ચિરદિન। હોથા ધ્રુવતારા
ચિરરાત્રિ રબે જાગે સુન્દર ઉદાર
તોમાર નયને। દેવી, કહો આરબાર
આમિ પુત્ર તવ।

કુન્તી। પુત્ર મોર।

કર્ણ। કેન તબે
આમારે ફેલિયા દિલે દૂરે અગૌરબે
કુલશીલમાનહીન માતૃનેત્રહીન
અન્ધ એ અજ્ઞાત વિશ્વે। કેન ચિરદિન
ભાસાઇયા દિલે મોરે અવજ્ઞાર સ્રોતે—
કેન દિલે નિર્વાસન ભ્રાતૃકુલ હતે!
રાખિલે વિચ્છિન્ન કરિ અર્જુને આમારે,
તાઇ શિશુકાલ હતે ટાનિછે દોહાંરે
નિગૂઢ અદૃશ્ય પાશ હિંસાર આકારે
દુર્નિવાર આકર્ષણે। માતઃ નિરુત્તર?
લજ્જા તવ ભેદ કરિ અન્ધકાર સ્તર
પરશ કરિછે મોરે સર્વાંગ નીરવે,
મુદિયા દિતેછે ચક્ષુ।—થાક્ થાક્ તબે।
કહિયો ના, કેન તુમિ ત્યજિલે આમારે।
વિધિર પ્રથમ દાન એ વિશ્વસંસારે
માતૃસ્નેહ, કેન સેઇ દેવતાર ધન
આપન સન્તાન હતે કરિલે હરણ,
સે કથાર દિયો ના ઉત્તર। કહો મોરે,
આજિ કેન ફિરાઇતે આસિયાછ ક્રોડે।

કુન્તી। હે વત્સ, ભર્ત્સના તોર શત વજ્રસમ
વિદીર્ણ કરિયા દિક્ એ હૃદય મમ
શતખણ્ડ કરિ। ત્યાગ કરેછિનુ તોરે,
સેઇ અભિશાપે પંચ પુત્ર વક્ષે ક'રે
તબુ મોર ચિત્ત પુત્રહીન; તબુ હાય
તોરિ લાગિ વિશ્વ-માઝે બાહુ મોર ધાય.

અંતરાત્મા જાગિયો છે, નહીં બાજે કાને
યુધ્ધભેરી, જયશંખ, નિરર્થક નિર્દય
રણહિંસા, વીરખ્યાતિ, જયપરાજય
કહો, કયાં લઇ જાશો મને?

કુંતી : તારા પાંચ પાંડવ ભાઇઓની કને.
પેલે પાર દીવાઓ ઝગી રહ્યા છે પ્રજ્વળી
જ્યોત સાથે જ્યોત જેમ, જાજો તું ભળી.

કર્ણ : ત્યાં માતૃહારા પુત્રને મળી જાશે મા?
વરસાવી વ્હાલ, કહેશે—ભાઇ! ઘણી ખમ્મા?
વર્ષોજૂનો મનમાંનો સંશય વિદારો
ફરીવાર કહી દો, હું પુત્ર છું તમારો.

કુંતી : તું જ પુત્ર મારો.

કર્ણ : તો પછી કાં ફેંકી દીધો, અગૌરવે દૂર?
કહો, કુંતી શાને બન્યાં તમે આવા ક્રૂર!
કુલશીલ માનહીન, માતૃનેત્રહીન,
અવરપાના સ્રોતમહીં, રાખ્યો ચિરદિન.
ભ્રાતૃકુલ થકી કેમ, દૂર ફેંકી દીધો?
અર્જુનથી અળગો, કેમ મને કીધો?
કેમ કંઇ બોલો નહીં? સાવ નિરુત્તર
દૂર કરી દીઓ આજ, અંધકાર સ્તર.
લજ્જા તવ સ્પર્શી રહી, મમ સર્વ અંગ.
મૌન રહી મર્યાદાનો, ચાહો નહીં ભંગ?
ભલે નહીં કહો તમે, ત્યજી દીધો કેમ?
જન્મકાળે ઝૂંટવ્યો કાં, મારો માતૃ-પ્રેમ?
એનો મને ભલે તમે, આપો ન જવાબ
પણ મને પાછો લેવા માટે દાબાદાબ
ભરી આવ્યાં આજ કેમ, વાત્સલ્યની છાબ?

કુંતી : કાળજું કોરે છે, વત્સ! તારો ઉપાલંભ
નિજ હાથે નોતર્યો મેં મારો સર્વનાશ.
ત્યાગ તારો કર્યો તેનો, એ જ અભિશાપ
આજીવન ભોગવું છું વેદના અમાપ
પાંચ પુત્ર છતાં મારું, ચિત્ત પુત્રહીન
દુઃખીઓમાં દુઃખી હું, દીનતમ દીન.

પૂંજિયા બેડાય તોરે । વંચિત યે છેલે
તારિ તરે ચિત મોર દીપ્ત દીપ જ્વેલે
આપનારે દગ્ધ કરિ કરિછે આરતિ
બિશ્વદેવતાર । આમિ આજે ભાગ્યવતી,
પેયેછિ તોમાર દેખા । એ મુખે તોર
એકટિ ફુટે નિ બાણી, તમન કઠોર
અપરાધ કરિયાછિ—વત્સ સેઇ મુખે
ક્ષમા કર કુમાતાય । એઇ ક્ષમા બૂકે
ભર્ત્સનાર ચેયે તેજ જ્વાલુક અનલ—
પાપ દગ્ધ ક'રે મોરે કરુક નિર્મલ ।

કર્ણ । માતઃ, દહો પદધૂલિ, દેહો પદધૂલિ,
લહો અશ્રુ મોર ।

કુન્તી । તોરે લખ બક્ષે તુલિ
એ સુખ—આશાય પુત્ર, આસિ નાઇ દ્વારે ।
ફિરાતે એસેછિ તોરે નિજ અધિકારે ।
સૂતપુત્ર નહ તુમિ રાજાર સન્તાન—
દૂર કરિ દિયા વત્સ, સર્વ અપમાન
એસો ચલિ યેથા આછે તવ પંચભ્રાતા ।

કર્ણ : માત : સૂતપુત્ર આમિ, રાધા મોર માતા,
તાર ચેયે નહિ મોર અધિક ગૌરવ ।
પાણ્ડવ પાણ્ડવ થાક્ કૌરવ કૌરવ—
ઈર્ષા નાહિ કરિ કરિ ।

કુન્તી : રાજ્ય આપનાર
બાહુબલે કરિ લહો હે વત્સ, ઉદ્ધાર ।
દુલાબેન ધવલ વ્યજન યુધિષ્ઠિર,
ભીમ ધરિબેન છત્ર, ધનંજય વીર
સારથિ હબેન રથે, ધૌમ્ય પુરોહિત
ગાહિબેન વેદમન્ત્ર । તુમિ શત્રુજિત
અખંડ પ્રતાપે રબે બાન્ધબેર સને
નિઃસપત્ન રાજ્ય—માઝે રત્નસિંહાસને

કર્ણ । સિંહાસન । યે ફિરાલો માતૃસ્નેહપાશ
તાહારે દિતેછ માતઃ, રાજ્યેર આશ્વાસ ।
એકદિન યે સમ્પદે કરેછ વંચિત
સે આર ફિરાયે દેઓયા તવ સાધ્યાતીત
માતા મોર, ભ્રાતા મોર, મોર રાજકુલ
એક મુહૂર્તેઇ માતઃ, કરેછ નિર્મૂલ

આજ હું છું ભાગ્યવતી, 'તને પાછો પામી
જનનીની ધા સૂણી, ધન્ય અંતર્યામી
જ્યારે ફૂટી ન્હોતી વાણી, શિશુમુખે હજી
અજ્ઞાત આ વિશ્વમાં, દીધો તને તજી.
વત્સ ! એ જ મુખેથી તું કુમાતાને ક્ષમા
કરી, બોલ ફરીવાર, 'તમે મારી મા......'
પશ્ચાત્તાપ કેરો ભલે પ્રકટે અનલ
પાપ દગ્ધ થાય અને મન થાય નિર્મલ

કર્ણ : માત, આજે આપો ખૂશી, દીઓ પદધૂલિ.

કુંતી : પુત્ર ! છાતીએ ચાંપીશ, એવી સુખ—આશા
લઇને હું નથી આવી, દેવાને દિલાસા.
લેવાને આવી છું હું નિજ અધિકારે
જનની બનીને તને, આજ તારે દ્વારે.
રાજકુલ સાથે સાચી, લોહીની સગાઇ
કુંતી તારી માતા છે ને, બીજા પાંચ ભાઇ.
દૂર કરી દઉં વત્સ સર્વ અપમાન,
સૂતપુત્ર નથી તમે, રાજાનું સંતાન

કર્ણ : સૂતપુત્ર હું છું પહેલો, રાધા મારી મા
બીજા બધા લાગે મને, વગડાના વા.
એથી નથી અદકેરું, કોઇ મારું ગૌરવ.
પાણ્ડવ પાંડવ ભલે, કૌરવ કૌરવ.

કુંતી : આ રાજ્ય પર પણ તારો, પૂરો અધિકાર
બાહુબલે વત્સ કરી લે ઉદ્ધાર.
ઢોળે તને વીંઝણો, ભાઇ યુધિષ્ઠિર
સારથિ થાશે રથે ધનંજય વીર.
વેદમંત્ર ઉચ્ચારશે ધૌમ્ય પુરોહિત
અખંડ પ્રતાપે રહો, બની શત્રુજિત
બાંધવોની સાથે તમે, રાજસિંહાસને
વિરાજો તે જોવાની છે, અભિલાષા મને

કર્ણ : જેણે પાછો વાળી દીધો માતૃસ્નેહ પાશ
તેને હવે આપો છો શું, રાજ્યનો આશ્વાસ ?
એક દિ' જે સંપદાથી, કર્યો છે વંચિત
એને પાછું વાળવાનું તુંથી સાધ્યાતીત.
માતા મારી ભ્રાતા મારા, મારું રાજકુલ
મારી જન્મક્ષણે, તમે કર્યાં છે નિર્મૂલ.

મોર જન્મક્ષણે।
સૂતજનનીરે છલિ
આજ યદિ રાજજનનીરે માતા બલિ
કુરુપતિ કાછે બધ્ધ આછિ યે બન્ધને
છિન્ન કરે ધાઇ યદિ રાજસિંહાસને–
તબે ધિક મોરે।

કુંતી। વીર તુમિ, પુત્ર મોર,
ધન્ય તુમિ। હાય ધર્મ, એકિ સુકઠોર
દણ્ડ તબ। સેઇદિન કે જાનિત, હાય,
ત્યજિલામ યે શિશુરે ક્ષુદ્ર અસહાય
સે કખન બલવીર્ય લભિ કોથા હતે
ફિરે આસે એકદિન અન્ધકાર પથે–
આપનાર જનનીર કોલેર સન્તાને
આપન નિર્મમ હસ્તે અસ્ત્ર આસિ હાને।
એકિ અભિશાપ।

કર્ણ : માત :, કોરયોના ભય।
કહિલામ, પાણ્ડબેર હઇબે બિજય।
આજિ એઇ રજનીર તિમિરફલકે
પ્રત્યક્ષ કરિનુ પાઠ નક્ષત્ર–આલોકે
ઘોર યુધ્ધફલ। એઇ શાન્ત સ્તબ્ધ ક્ષણે
અનંત આકાશ હતે પશિતે છે મને
જયહીન ચેષ્ટાર સંગીત, આશાહીન
કર્મેર ઉધમ–હેરિતે છિ શાન્તિમય
શૂન્ય પરિણામ। યે પક્ષેર પરાજય
એ પક્ષ ત્યજિતે મોરે કોરિના આહ્‌વાન।
જયી હોક, રાજા હોક પાણ્ડવસન્તાન—
આમિ રબ નિષ્ફલેર હતાશેર દલે।
જન્મરાત્રે ફેલે ગેછ મોરે ધરાતલે
નામહીન, ગૃહહીન। આજિઓ તેમનિ
આમારે નિર્મમચિત્તે તેયાગો જનનિ,
દીપ્તિહીન કીર્તિહીન પરાભવ–પરે।
શુધુ એઇ આશીર્વાદ દિયે યાઓ મોરે,
જયલોભે, યશલોભે રાજયલોભે અયિ,
વીરેર સદ્‌ગતિ હતે ભ્રષ્ટ નાહિ હઇ॥

●●●

…………શું હું સૂતજનનીને ત્યજું…?
ને રાજજનનીને આજ, માતા કહેવા નીકળું?
કુરુપતિ સાથે છું બંધાએલો બંધને,
છિન્ન કરી, ધાઉં યદિ રાજ્ય સિંહાસને
લાખ હોજો ફિટકાર, ધિક્કાર મુજને
કર્ણ કદી નહીં એવા પ્રલોભને.

કુંતી : ધન્ય ધન્ય પુત્ર મારા, ધન્ય તને વીર,
વિધાતાના ન્યાય કેરાં, લાગે તીક્ષ્ણ તીર.
જે દિને મેં ત્યજી દીધો, તને અસહાય,
તે દિને મેં જાણ્યું હોત, એટલું જો હાય–
એ જ શિશુ એક દિન બલવીર્ય પામી
સગા ભાઇ સામે, શસ્ત્ર ઊભશે ઉગામી?
કેવો ક્રૂર અભિશાપ દિલ મારું ફફડે,
મારાં જ સંતાનો થઇ સામસામાં લડે!

કર્ણ : મા, રાખશો ના ભય…………!
કહું છું કે પાંડવોનો, નક્કી છે વિજય.
આજે આ રજનીના તિમિર ફલકે
પ્રત્યક્ષ કર્યો છે પાઠ, નક્ષત્ર આલોકે
માલૂમ મને છે માતા. ઘોર યુદ્ધફળ
વિધ્વંશ વિસ્તીર્ણ હશે સારું ધરાતલ.
અનંત આકાશેથી, સુણું સ્તબ્ધ ચિત્ત
જયહીન ચેષ્ટા કેરું કરુણ સંગીત.
–આશાહીન કર્મનું છે, શૂન્ય પરિણામ
ધર્મ જાણી કરું શું હું, હૈયે રાખી હામ
જે પક્ષનો પરાભવ, દેખાયે નિશ્ચિત
એ પક્ષને કદી કર્ણ છોડે ન ખચિત
જયી થશે, રાજી થશે, પાંડવ સંતાન
કૌરવોને ત્યજવાનું કરો ના આહ્‌વાન.
હું તો રહું નિષ્ફળતા, હતાશાના દળે
જન્મરાત્રે ફેંકાયો તો જેમ ધરાતલે.
નામહીન, ગૃહહીન, તમે આજ તેમ
મને ફરીવાર તજો, એમાં મારું ક્ષેમ.
દીપ્તિહીન, કીર્તિહીન, પરાભવ પર
એકમાત્ર આપો મને, આશિષ સુંદર.
જયલોભે, યશલોભે, રાજ્યલોભે અયિ
વીર કેરી સદ્‌ગતિ હું ભ્રષ્ટ કરું નહીં.

●●●

# અનેકલક્ષી સંસ્કૃત કાવ્યો

અધ્યાપન તથા સંશોધનક્ષેત્રના આપણા બહુશ્રુત વિદ્વાન. અમદાવાદના ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવનના અધ્યક્ષ. એમના બહુમૂલ્ય અભ્યાસગ્રંથો બદલ એમને નર્મદ સુવર્ણચંદ્રક તથા રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયા છે.

હરિપ્રસાદ શાસ્ત્રી

સંસ્કૃત સાહિત્યમાં સર્ગબદ્ધ મહાકાવ્યનું સ્વરૂપ સુપ્રસિદ્ધ છે. કવિવર કાલિદાસ–કૃત કુમારસંભવ તથા રઘુવંશ, ભારવિ–કૃત કિરાતાર્જુનીય, માઘ–કૃત શિશુપાલવધ (માઘકાવ્ય) અને શ્રીહર્ષ–કૃત નૈષધચરિત એ એનાં જાણીતાં ઉદાહરણ છે.

આ કાવ્યોમાં ક્યારેક એક નવો ઉદ્દેશ હતો અનેકલક્ષી કાવ્યની રચનાનો.

વલભીના કવિ ભટ્ટિએ 'રાવણવધ' નામે એક એવું મહાકાવ્ય રચ્યું કે જેમાં રામ–ચરિતના નિરૂપણની સાથે સાથે શબ્દશાસ્ત્ર અર્થાત્ વ્યાકરણના અટપટા નિયમોનાં ઉદાહરણ આવે. શાસ્ત્રના ઉદાહરણ આપવાના આ અધિક હેતુને લક્ષમાં રાખી રચેલા કાવ્યને 'શાસ્ત્રકાવ્ય' કહે છે. ભટ્ટિ સૌરાષ્ટ્રમાં વલભીના મૈત્રકવંશના રાજા ધરસેનના રાજ્યમાં થયો. કથાનિરૂપણ અને શાસ્ત્ર–ઉદાહરણને તાણાવાણાની જેમ વણી લેવાના આ નવતર પ્રયોગનો પહેલો જ્ઞાત નમૂનો આ ભટ્ટિ કાવ્ય છે. આ પ્રકારનાં કાવ્ય રચવાની પરંપરા લાંબો સમય ચાલુ રહી. ભીમ, ભૂમ કે ભૌમક નામના કવિએ 'રાવણાર્જુનીય' નામે મહાકાવ્યમાં રાવણ અને કાર્તવીર્ય અર્જુનને લગતી કથાના નિરૂપણની સાથે સાથે પાણિનિસૂત્રોનાં ક્રમશઃ ઉદાહરણ પ્રયોજ્યાં. હલાયુધે 'કવિરહસ્ય'માં રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજાના ચરિતની સાથે સાથે સંસ્કૃત ધાતુઓનાં રૂપોના પ્રયોગો પૂરા પાડયા. વાસુદેવે 'વાસુદેવચરિત' માં શ્રી કૃષ્ણ વાસુદેવના ચરિતની તથા નારાયણે સાથે સાથે 'સુભદ્રાહરણ'માં તે પ્રસંગની સાથે સાથે પાણિનિસૂત્રોનાં ઉદાહરણ આપ્યાં. એ કૃતિ અપૂર્ણ રહેતાં કવિ નારાયણે તે પૂરી કરી, ને તેમાં ધાતુપ્રયોગોમાં ઉદાહરણ ઉમેર્યાં. મહામહોપાધ્યાય દિવાકરે 'લક્ષણાદર્શ'–' 'પાણ્ડવચરિત'માં પાંડવોના ચરિતની સાથે સાથે પાણિનિસૂત્રોનાં ઉદાહરણ પ્રયોજ્યાં. કવિ કાશીનાથે 'યદુવંશકાવ્ય'માં ભાગવતના કૃષ્ણચરિતની સાથે સાથે પાણિનિસૂત્રોદાહરણ પૂરાં પાડયાં. ભીમસેનના 'ધાતુ પાઠ'માં તથા માધવતી 'ધાતુવૃત્તિ'માં પણ ધાતુ પ્રયોગોનાં ઉદાહરણ આપેલાં છે. 'વાક્યાવલી' માં વ્યાકરણના નિયમો ઉપરાંત અલંકારો, છંદો અને કાવ્યયુક્તિઓ ઉદાહૃત કરી છે. 'શ્રી ચિહ્ન કાવ્ય'ના પહેલા આઠ સર્ગમાં કૃષ્ણલીલાશુકે વરરુચિ–કૃત 'પ્રાકૃત-પ્રકાશ'નાં અને પછીના ચાર સર્ગમાં દુર્ગાપ્રસાદરતિએ ત્રિવિક્રમ–કૃત પ્રાકૃત વ્યાકરણનાં ઉદાહરણ પ્રયોજ્યાં

છે આચાર્ય હેમચન્દ્રનુ 'દ્વયાશ્રય' મહાકાવ્ય એ 'ભટ્ટિકાવ્ય' જેવુ શાસ્ત્રકાવ્ય છે સંસ્કૃત દ્વયાશ્રયમા ચૌલુક્ય વંશના રાજાઓના ચરિતની સાથે સાથે સંસ્કૃત સિદ્ધહૈમ શબ્દાનુશાસનના નિયમોના ઉદાહરણ આપ્યાં છે; અને પ્રાકૃત દ્વયાશ્રયમા કુમારપાલના ચરિતની સાથે સાથે પ્રાકૃત અને અપભ્રંશ વ્યાકરણને લગતા ઉદાહરણ પ્રયોજાયા છે આ કાવ્યોમા 'ભટ્ટિકાવ્ય' અને 'દ્વયાશ્રય' એ કૃતિઓ ગુજરાતમા રચાઇ છે

સામાન્યતઃ મહાકાવ્યના દરેક સર્ગની રચના મુખ્યત્વે એક છંદમા કરવામા આવે છે ને સર્ગને અંતે થોડાક શ્લોકોમા જુદા છંદ પ્રયોજવામા આવે છે. છતા ક્યારેક કોઇ એક આખો સર્ગ અનેક જુદા જુદા છંદોમા રચવામા આવે છે. દા.ત. 'ભટ્ટિકાવ્ય'નો દસમો સર્ગ. આ સર્ગ એક બીજી રીતે પણ નોંધપાત્ર છે. એમા શબ્દાલંકારો અને અર્થાલંકારોનું એકેક ઉદાહરણ આપવામા આવ્યુ છે એમા યમકના વીસ પ્રકાર દર્શાવ્યા છે પછીના કોઇ કોઇ કવિઓએ તો યમક અલંકાર આખા કાવ્યમા આવે એવા લઘુકાવ્ય રચ્યા ઘટકર્પરનુ 'યમકકાવ્ય' ૨૨ શ્લોકોનુ છે એમા કોઇ વિરહિણી વર્ષાના આરંભમા પોતાના પ્રિયતમને સંદેશો મોકલે છે નીતિવર્માએ રચેલા 'કીચકવધ' કાવ્યમા પાંચમાંથી ચાર પૂરા યમકમય છે, જ્યારે એનો ત્રીજો સર્ગ શ્લેષથી ભરપૂર છે વાસુદેવનુ 'યુધિષ્ઠિર-વિજય' યમક-કાવ્યનો એક ઉત્તમ નમૂનો ગણાય છે, કેમ કે એમા એ અલંકાર બહુ સરસ રીતે પ્રયોજાયો છે. 'નલોદય' એ ચાર સર્ગનું કાવ્ય છે, જેના કર્તા પ્રાયઃ રવિદેવ છે. એમા કવિએ અટપટા છંદો અને વિવિધ કાવ્યબંધોના પ્રયોગ કરી બતાવ્યા છે; અને અંત્ય તથા મધ્યપ્રાસ પણ પ્રયોજ્યા છે 'રાક્ષસકાવ્ય' નામે કાવ્ય ૨૦ શ્લોકોનું છે, પરંતુ શબ્દ ચમત્કૃતિને લઇને ઘણુ લોકપ્રિય છે

શોભન-કૃત 'ચતુર્વિંશતિકા'મા દરેક શ્લોકનુ બીજું અને ચોથું ચરણ ભિન્ન અર્થ છતા સરખા અક્ષર ધરાવે છે. શ્રી વત્સાંકનુ 'યમકરત્નાકર' શ્રી કૃષ્ણ વિશેનું યમકમય કાવ્ય છે. ધર્મઘોષ કૃત 'યમકસ્તુતિ' જાણીતી છે. ચાર ચાર અર્થવાળા શ્લોક રચવામા એ કવિ કુશળ હતો. માનાંકે 'વૃંદાવન' અને 'મેઘાભ્યુદય' નામે યમક-કાવ્ય રચ્યા છે. વેંકટેશે 'રામયમકાર્ણવ' નામે યમકમય રામકાવ્ય અને પ્રાયઃ 'શ્લેષમાળા' રચેલ છે ગોપાલરાયે 'રામચન્દ્રોદય' નામે એવી કૃતિ રચી છે. યમક અને શ્લેષના પ્રયોગવાળા એવા બીજાં અનેક કાવ્ય છે. બન્ધ વક્રોક્તિ ભાષાશ્લેષ, ચ્યુત ઇત્યાદિ અનેકવિધ ચમત્કૃતિ ધરાવતા અનેક ચિત્રકાવ્ય પણ રચાયા છે

દ્વિસંધાન (દ્વિ-લક્ષી) કાવ્યનો બીજો રસપ્રદ પ્રકાર કવિ દંડીએ શરૂ કર્યો જણાય છે. દંડીએ 'દ્વિસંધાન' નામે કાવ્ય રચેલું એવો ઉલ્લેખ ભોજ-કૃત 'શૃંગારપ્રકાશ'મા આવે છે, પરંતુ એ કૃતિ હાલ ઉપલબ્ધ નથી ધનંજય-કૃત 'દ્વિસંધાન' કાવ્ય પરથી સૂચિત થાય છે તેમ એમા શ્લેષ દ્વારા એકી સાથે બે જુદી જુદી વ્યક્તિના ચરિત નિરૂપાયા હોવા જોઇએ.

સન્ધ્યાકર નન્દીનું 'રામચરિત' આ પ્રકારનું કાવ્ય છે. એ કવિ બંગાળાનો હતો એણે બંગાળના પાલવંશના રાજા રામપાલનુ ચરિત્ર એવી શ્લેષમય રીતે રચ્યું કે એમા એકી સાથે દાશરથિ રામનું તથા એ રામપાલનું ચરિત ઘટાવી શકાય. આ કાવ્ય ઐતિહાસિક કાવ્ય તરીકે પણ નોંધપાત્ર છે રાજા રામપાલ ૧૧મી સદીના અંતમા થયા ને કવિના પિતા એના રાજ્યમા ઉચ્ચ અધિકારી હતા. આ કાવ્ય રાજા રામપાલના પુત્ર મદનપાલના સમયમા પૂરુ થયુ આથી એમા ત્યા સુધીના ઇતિહાસની પુરવણી કરવામા આવી છે

ધનંજય-કૃત દ્વિસંધાન કાવ્યનુ બીજું નામ છે 'રાઘવપાણ્ડવીય.' કવિ દિગંબર જૈન હતા. કાવ્ય ૧૮ સર્ગનુ છે એમા શ્લેષ દ્વારા એકી સાથે રામાયણના રામનું તથા મહાભારતના પાંડવોનું ચરિત નિરૂપાયું છે. કવિરાજ માધવભટ્ટે રચેલું 'રાઘવપાણ્ડવીય' પણ આ પ્રકારનું છે વક્રોક્તિ માર્ગમા કવિ પોતાને સુબન્ધુ અને બાણભટ્ટની હરોળમા મૂકે છે. આ કવિ કદંબ વંશના રાજા કામદેવ (ઇ.સ. ૧૧૮૨-૯૭)ના સમયમા થયા

હરદત્તસૂરિએ "રાઘવ નૈષધીય'માં શ્લેષ દ્વારા એકી સાથે રામ તથા નલનું ચરિત આલેખ્યું. વિદ્યામાધવના 'પાર્વતીરુક્મિણીય'ના એવી રીતે પાર્વતી તથા રુક્મિણીના વિવાહનું વર્ણન કરેલું છે એ ચાલુક્ય રાજા સોમદેવ (સોમેશ્વર પછી)નો રાજકવિ હતો. સોમેશ્વર કૃત 'રાઘવયાદવીય'મા રામ અને કૃષ્ણનુ ચરિત નિરૂપાયુ છે. ચિદમ્બર નામે કવિએ તો શ્લેષમા આગળ વધી એકી સાથે રામ, પાંડવો અને શ્રી કૃષ્ણનુ ચરિત ઘટાવાય તેવુ 'રાઘવ-પાંડવ-યાદવીય' નામે ત્રિસંધાન કાવ્ય

રચ્યું. આ કવિ વિજયનગરના રાજા વ્યંકટ (ઈ. સ. ૧૫૮૬–૧૬૧૪)ના સભાપંડિત હતા. ચિદંબરે ‘પંચકલ્યાણ ચમ્પૂ’માં વળી રામ કૃષ્ણ, વિષ્ણુ, શિવ અને સુબ્રહ્મણ્ય એ પાંચ દેવોના વિવાહની કથા શ્લેષમાં વણી લીધી છે. અનન્તાચાર્યે ‘યાદવ–રાઘવ–પાણ્ડવીય’ની રચના કરી છે. ‘આમોધાકર’નાં ઘનશ્યામે કૃષ્ણ, નળ અને હરિશ્ચંદ્રની કથા શ્લેષમાં સંયોજી. આમ ત્રિસંધાન કાવ્યોની પણ પરંપરા પ્રવર્તી.

મેઘવિજયગણિ નામે જૈન કવિએ એથી આગળ વધી સપ્તસન્ધાન મહાકાવ્ય રચ્યું, જેમાં એકી સાથે ઋષભનાથ, શાન્તિનાથ, પાર્શ્વનાથ, નેમિનાથ, મહાવીર સ્વામી, કૃષ્ણ વાસુદેવ અને રામ બલદેવ–એ સાત વ્યક્તિઓનું ચરિત વણી લીધું છે. સોમ પ્રભાચાર્યે ‘શતાર્થકાવ્ય’માં એક એવો શ્લોક રચ્યો છે, જેના એ સો અર્થ કરી બતાવે છે !

શ્લેષ કાવ્યના જેવો એક બીજો પ્રકાર છે વિલોમ કાવ્યનો. એમાં શ્લોકોની રચના એવી રીતે કરવામાં આવે છે કે એ કાવ્યને વિલોમ (ઊલટી) રીતે વાંચતાં જુદું જ કથાનક નિરૂપાય. વેંકટાધ્વરીએ રચેલ ‘યાદવ રાઘવીય’ નામે લઘુકાવ્યમાં સૂલટા ક્રમે વાંચતાં રાઘવ (રામ)નું અને ઊલટા ક્રમે વાંચતાં યાદવ (કૃષ્ણ)નું ચરિત નિરૂપાયું છે. દૈવજ્ઞ સૂર્યે રચેલ ‘રામકૃષ્ણવિલોમકાવ્ય’માં દરેક શ્લોકની રચના એવી રીતે કરે છે કે એની પ્રથમ પંક્તિને ઊલટી રીતે વાંચતાં તે બીજી પંક્તિ જેવી જ લાગે ! પહેલી પંક્તિમાં રામનું અને બીજી પંક્તિમાં કૃષ્ણનું ચરિત વંચાય છે. ‘નલહરિશ્ચન્દ્રીય’ નામે કાવ્યમાં સૂલટા ક્રમે નલનું અને ઊલટા ક્રમે હરિશ્ચન્દ્રનું ચરિત નિરૂપાયું છે. એના કર્તાનું નામ અજ્ઞાત છે.

શ્લેષના પ્રયોગ દ્વારા એકી સાથે શૃંગાર અને વૈરાગ્ય એ બે પરસ્પરવિરોધી ભાવ વ્યક્ત કરે તેવાં પણ કેટલાંક કાવ્ય રચાયાં છે ! રામચન્દ્રનું ‘રસિકરંજન’ તથા સોમપ્રભાચાર્યની ‘શૃંગાર–વૈરાગ્ય–તરંગિણી’ એ આ પ્રકારનાં શ્લેષ કાવ્ય છે.

આમ સંસ્કૃત સાહિત્યમાં સીધાંસાદાં મહાકાવ્યો અને લઘુકાવ્યો ઉપરાંત આવાં કેટલાંક વિવિધ અનેકલક્ષી મહાકાવ્યો અને લઘુકાવ્યો પણ રચાયાં છે.

●●●

# ભારતભરમાં
# લોકપ્રિય
# પનામા

કેવું સરસ ધૂમ્રપાન!
ગોલ્ડન વર્જીનીઆ તમાકુના
ઉમદા સ્વાદ અને સોડમ વડે
સભર પનામા ભારતભરની
લોકપ્રિય સીગારેટ છે
આપ પણ તેને અપનાવો.



ગોલ્ડન ટોબેકો કુ. પ્રાઇવેટ લી.,
મુંબઈ ૫૬
હિંદનો આ પ્રકારનો મોટામાં મોટો
રાષ્ટ્રીય ઉદ્યોગ

( અનુસંધાન પાના ૩૨ થી ચાલુ )

અભિસારવૃત્તિ ' ની પણ વાત કરી. કવિની કવિતાના અંતરંગનો પરિચય કરાવ્યો છે. અને પછી, તેમની કવિતામાં યુગની મહાન ઘટનાઓનો સીધો ફાળો નહિવત્ છે તે દર્શાવી લખે છેઃ 'તે છતાં રાજેન્દ્ર જેવા પ્રતિભાશાળી કવિની કૃતિમાં વિરાટ યુગસ્પન્દનોના અંકોરા પણ વરતાય નહિ એ પણ મને ન ગમે.' રાજેન્દ્રના છંદપ્રયોગની વાત ઉદાહરણ સાથે નોંધે છે. એમનાં ગીતોમાં આવતા બંગાળી ઢાળની વાત કરી 'ટાગોરની ગીતસિદ્ધિની ક્યાંક નજીક પહોંચે એવાં તો અત્યંત જૂજ જોવા મળે છે' એમ નિખાલસપણે લખે છે. કવિની મર્યાદાઓ પણ નોંધી છે.

'સ્વપ્ન પ્રયાણની કવિતા'નો લેખ એક કવિ–વિવેચક જ લખી શકે અલબત્ત ઉમાશંકરને હરિશ્ચંદ્ર ભટ્ટની ભાવનાસૃષ્ટિનો પરિચય છે, હરિશ્ચંદ્ર પણ સૌંદર્યની ઉપાસના કરનારા કવિ છે. ઉમાશંકર લખે છેઃ 'સૌંદર્યની–નર્યા સૌંદર્યની–જ ખોજ કવિ આત્માને ઇષ્ટ ન હોય !' આરંભમાં જ હરિશ્ચંદ્રની 'કલામય લયસૂઝ'ની સોદાહરણ વાત કરે છે. અને પછી વિસ્તારથી હરિશ્ચંદ્રની સર્જનપ્રક્રિયા–કવિ કર્મનો આલેખ આપે છે. એકની એક કવિતાનાં પાઠાન્તર નોંધી કવિ કર્મ કેવી અવિશ્રાંત પ્રવૃત્તિ છે તે દર્શાવ્યું છે. હરિશ્ચંદ્રની બહુશ્રુતતાની વાત કરી લખે છે 'આપણું સંસ્કૃતિમધુ હરિશ્ચંદ્રની બાનીમાંથી સહજ રીતે ઝમે છે.' ધર્મઝંખના અને પ્રણયઝંખના આ બે હરિશ્ચંદ્રની કવિતાના મુખ્ય તાર છે' એમ કહી કવિની ધર્મભાવનામાં પરિવર્તન પામતી પ્રણય–ભાવનાનો ઉલ્લેખ કરે છે. અંતમાં લખે છેઃ હરિશ્ચંદ્રની રચનાઓમાં પ્રગટ થતાં છંદકૈફલયનું નાજુક કલામય સંયોજન, વાણીની સઘન વેધકતા, બહોળા માનવ–સંસ્કૃતિ વિસ્તારમાંથી યોજેલા સન્દર્ભો, ખ્યાલો, અને ઉપાડેલા વિષયો, અભિવ્યક્તિની સચ્ચાઇ સિદ્ધ કરવા માટેનો અથાક કલાશ્રમ, પ્રેમની આરત અને આત્મચિકિત્સક વૃત્તિપૂર્વકનું ધર્મશોધન 'સ્વપ્નપ્રયાણ'ની સામગ્રીને કલારસિકો કાવ્યસૌંદર્યશોધકો માટે કિંમતી બનાવી રહે છે'.

આ સૌંદર્યાભિનિવેશી ત્રણ કવિતાઓની કૃતિઓનાં મૂલ્યાંકન કરતી વેળાએ કવિતાના રણકારને તથા બદલાતી જતી કાવ્યધારાના પ્રવાહને પારખવાની વિવેચકની શક્તિ માન પ્રેરે છે. પ્રહ્લાદ પારેખ વિશે જ્યારે લખ્યું ત્યારે અને તે પછી પણ કવિ ઉમાશંકરનું કાવ્યસર્જન તો ચાલતું જ હતું. પ્રવાહમાં રહેનાર પોતે પ્રવાહના વળાંકને પારખી શકે એ મોટી વાત છે. ૧૯૪૦માં ગુજરાતી કવિતામાં પલટાતા જતા વલણને તેઓએ પારખ્યું છે. વળી રાજેન્દ્રની કવિતા પર ટાગોરની રહસ્યદર્શિતાની અસરની વાત એમણે વેળાસર કરી છે. ટાગોરની કવિતાની જ્યારે બોલબાલા હતી તે વીસી-ત્રીસીના જમાનાના કવિઓ ટાગોરની અસરથી પોતાને સ્વતંત્ર રણકો સંભળાવી શક્યા પણ હવે આ વખતે રાજેન્દ્રની કવિતામાં તે રહસ્યનો પ્રતિધ્વનિ પાછો સંભળાય તો એ સાંભળવા જેવું અવશ્ય. આ ત્રણ સૌન્દર્યલુબ્ધ કવિઓ વિષેના લેખો અનુક્રમે ૧૯૪૦, ૧૯૫૨ અને ૧૯૫૯માં રચાયા છે અને છતાં ત્રણે લેખો એક શૈલીની પ્રૌઢિને બાદ કરતાં જાણે સાથે સાથે લખાયા ન હોય ! આટલા વહેલાં આ કવિ–વિવેચકે કાવ્યવિષયક મન્તવ્યોને સ્થિરતા-પૂર્વક ધારણ કર્યાં હતાં, એટલું જ નહિ સતત એ પાયા પર એમનું ઘડતર થતું ગયું છે.

'વાયુના શિલ્પ' (પ્રિયકાન્તની કવિતા), 'નાજુક કવિતા ફોરમ' (જયન્ત પાઠકની કવિતા), 'સ્વપ્નનો સુરમો' (નિરંજન ભગતની કવિતા), 'આરતભર્યા મુલાયમ ભાવો' (શેખાદમની કવિતા), 'દદીંલી મધુરપ' (ગની દહીંવાળાની કવિતા) શીર્ષકો યોજીને વિવેચનને જાણે કવિતા સાથે જોડી દીધું છે. અને છતાં તે તે શીર્ષક તે તે કવિની કાવ્યસૃષ્ટિના અર્કરૂપે જ યોજાયું છે. ત્રીશીની સામાજિક ચેતના ત્યાર પછીના કવિઓની સૌન્દર્યલુબ્ધતા પછી ફરી પાછી અભિનવરૂપે પ્રિયકાન્ત જેવા કવિઓની કવિતામાં દેખાય છે તે નોંધ ખૂબ જ મહત્ત્વની છે.

વિવેચક ઉમાશંકરે માત્ર કવિઓ અને કૃતિઓનું અવલોકન કરીને જ સંતોષ માન્યો નથી. પરન્તુ તેમણે વિભિન્ન સમયનાં સાહિત્ય વલણોનું અવલોકન પણ કર્યું છે.

૧૯૩૪માં તરુણ કવિએ આપેલા 'અર્વાચીન ગુજરાતી કવિતા'ના વ્યાખ્યાન પછી વારેવારે સર્જાતી જતી કવિતાના પ્રવાહો વિષેના લેખો તેમની પાસેથી મળતા રહ્યા છે. 'ત્રીશી પછીની કવિતા' 'ભાવપ્રતીકોનો પ્રશ્ન' 'આવતી કાલની ગુજરાતી કવિતા', 'પશ્ચાદ્દર્શન–પુરોદર્શન', 'પાંચમું દશક', 'પચ્ચીશી (૩૧–૫૫) ની કવિતા' 'સમકાલીન કવિતાનું વિવેચન' આ બધા લેખોમાં જુદા જુદા સમયે આપણી કવિતાની પ્રવૃત્તિઓનું સરવૈયું કાઢવાનો પ્રયત્ન જોવા મળે છે.

કવિતા એ ઉમાશંકરને મન મોટી વસ્તુ છે. ઉત્તમ કવિતાઓ તો કેટલી ? એક સંગ્રહમાં બેચાર મળે તોયે બસ! '૩૪માં આ તરણુ કવિ વયને છાજે તે રીતના જુસ્સામાં બોલે છે : 'આજની ગુજરાતી કવિતામાં નથી રસ, નથી ઓજસ...આપણો પ્રણય તે રોતલ, દેશપ્રેમ તેય રોતલ, રૌદ્ર પણ રોતલ. અરે ! રુદન પણ રોતલ.' પછી યોગ્ય રીતે જ નોંધે છે: 'આજની ગુજરાતી કવિતાનું ઠાઠું ધણાયું આપણા પ્રયોગશીલ પ્રા. ઠાકોરને હાથે અને કવિતામાં પ્રાણસંચાર થયો. ગાંધીજીની સર્વતોમુખી પ્રવૃત્તિઓને પ્રતાપે.' તે વખતે પણ આ તરુણ વિવેચનના કર્તવ્ય વિષે કેવો સજાગ છે ! કહે છેઃ 'ગુજરાતી કવિતાનામાં છીછરાપણું, અધકચરાપણું, માંયકાંગલાપણું હોય તો તે આપણા કહેવાના વિવેચનને આભારી છે આપણા વિવેચકો ગુણદર્શન માટે ખડે પગ હોય છે એ જાણવા છતા મારાથી આમ કહેવાઇ જાય છે, કારણ કે જેની જરૂર છે તે ગુણદર્શન નહિ પણ યથાર્થદર્શન છે.' અને છતાંય તે લેખમાં કવિ આવતી કાલની કવિતા વિષે ભારે આશાવાદી સૂરે બોલે છે. (અને આજેય પણ તે એટલા જ આશાવાદી છે.)

૧૯૪૦માં ત્રીસ પછીની કવિતા વિષે બોલતાં એ દશકાની કાવ્યપ્રવૃત્તિને અર્વાચીન કવિતાના ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં જોઇ, ભાવપ્રતીકો-જે એ દશકાની મુખ્ય પ્રવૃતિ છે—ના પ્રશ્નની ચર્ચા કરે છે. આ કવિ–વિવેચક અહીં 'અદ્યતનતા'ના આગ્રહી નહિ પણ કવિતામાં સાર્વકાલિક આકર્ષણના તત્ત્વની અપેક્ષા રાખનારા છે. તેઓ આ દશકાની કવિતા પર મૂકવામાં આવેલા ત્રણ આરોપ અગેયતા, દુર્બોધતા અને બિનલોકપ્રિયતાની સ્પષ્ટ અને મૂલગામી ચર્ચા કરે છે. એમની શૈલીમાં રહેલી સ્પષ્ટતાનો ગુણ અહીં તરત જ વરતાઈ આવે છે. ઉમાશંકર જ્યારે અવતરણોનો આશ્રય લે છે ત્યારે તે અવતરણો પોતાની બહુશ્રુતતાનો પરિચય કરાવવા માટે નહિ પણ તેની અનિવાર્યતાની છાપ લઇને આવે છે.

'પચ્ચીશી (૩૧'–૫૫) ની કવિતા'માં આરંભમાં આપણી પ્રજા કવિતાવિમુખત.ની વાત કરે છે. ૧૯૩૦નું વર્ષ ગુજરાતી કવિતામાં સીમારેખાનું વર્ષ છે. એક નવો જુવાળ ગુજરાતી કવિતામાં તે વખતથી આવ્યો છે. તેની લેખક યોગ્ય રીતે વાત કરે છે. આ ગાળામાં 'કવિઓના સહાનુભૂતિના ફલકનો અપૂર્વ વિસ્તાર' અને એ 'વિસ્તારે જરૂરી બનાવેલા પદ્યપ્રયોગો' મુખ્ય લક્ષણો રૂપે દેખાય છે. ખૂબ પ્રમાણમાં સંસ્કૃત વૃત્તોમાં કવિતા લખાઇ છે તેની નોંધ લઇ પ્રશ્ન કરે છે : 'વૃત્તોને માટે એ તક છેલ્લી જ તો નહોતી ?' વળી બલવંતરાયની કાવ્યવિચારણાનો પ્રભાવ કંઇક વધારે પડતો પડ્યો છે તેની ઝીણી નોંધ લે છે અને તેનાથી ગુજરાતી કવિતાને થયેલ હાનિનો નિર્દેશ કર્યો છે. પછી લખે છેઃ 'માનવતાવાદ અને પ્રગતિવાદ એ આ પચ્ચીશીના કવિઓનાં પોતાના મંથનોની પેદાશ ગણાય' પછી છેલ્લી પચ્ચીશીની કાવ્યસિદ્ધિ કઇ ? તેના જવાબમાં કહે છે : 'કવિતાસિદ્ધિની શોધમાં થયેલ મથામણ અને વિવિધ પ્રયોગ'

'સમકાલીન કવિતાનું વિવેચન' લેખમાં 'સંસ્કૃતિ' ઓક્ટો.' ૫૭માં વિષ્ણુપ્રસાદના લેખ 'નવીન કવિતા' માંથી ઊભા થતા મુદ્દાઓની સ્પષ્ટ અને નિર્ભીક ચર્ચા છે. વિષ્ણુપ્રસાદના લેખથી ઘણા નવીનો અકળાઈ ઊઠેલા. પણ જવાબ મળે છે માત્ર ઉમાશંકર પાસેથી. આ લેખ તેમની જાગરુકતાનો પરિચાયક તો છે જ પણ સ્નેહસૌહાર્દને જાળવી સાહિત્યના હિતની વાત કરવામાં લેખકની સાહિત્યનિષ્ઠાનો પરિચય પણ આપે છે. લય અને છંદ–નવા લય અને નવા છંદ–ના પ્રયોગોની સૂક્ષ્મતાથી તપાસ આદરે છે અને અનેક ઉદાહરણોથી પોતાની વાત સ્થાપે છે વિષ્ણુપ્રસાદના લેખમાં થયેલી 'શ્રદ્ધાના અભાવ'ની ચર્ચાએ તે વખતે ઠીક ઠીક ઊહાપોહ જગાવેલો. તેનો જવાબ યોગ્ય રીતે જ ઉમાશંકર આપે છે. અને વિષ્ણુપ્રસાદના–'.. મનોગતમાં, શ્રધ્ધામાં ભેદ પડી ગયો છે. ઉમાશંકર આજના આંતરવિસંવાદના પ્રતિનિધિ છે,' એ વિધાનનો નમ્રતાપૂર્વક આત્મચિકિત્સક વૃત્તિથી જવાબ આપે છે. આવી પળોએ તે પોતાને ખૂબ સંભાળી શકે છે. કહે છેઃ 'સંવાદની સાધના કરવા માગનારાઓમાંનો એક છું.' 'આકારમુક્તિ અને આકારાત્મુક્તિ' તરફ કવિ ઢળ્યો છે તેવા વિધાનનો 'મને તો લાગે છે કે આકાર માટે તકેદારી વધી છે' એ વાક્યથી યોગ્ય રીતે જ જવાબ આપવામાં આવ્યો છે.

'આવતી કાલની ગુજરાતી કવિતા' માં લખાતી જતી કવિતાની પ્રવૃતિના આધાર પર હવે પછીની કવિતાની વાત કરે છે ૧૯૪૪ મા લેખ લખાયો છે. આજે વીસ વર્ષ પછી જોઇ શકાય કે કેટલાંક વિધાનોમાંનું એક, '...અને પ્રથમ પ્રયોગો આ મુક્ત ગદ્યની દિશામાં ન

થાય તો નવાઇ' સાચું પડતું જણાય છે. વળી ઘનાક્ષરી ઝૂલણ, લાવણી, હરિગીત, સવૈયા આદિ છંદોના નવાવતારની તકોની જે વાત કરી હતી તે પણ એટલી જ સિદ્ધ છે. અહીં લેખક 'પદ્યનાટય'ની વાત કરે છે. આ પદ્યનાટક કવિના ચિત્તપર 'ઓબ્સેશન' બની બેઠું છે. પદ્યનાટયના પદ્ય વિષે વાત કરતાં લખે છે : 'આ પદ્ય કેવું હોવું જોઇએ ? નાટકનું પદ્ય એવું હોય કે સામાન્ય રીતે બોલચાલની ભાષા સવાર થાય ત્યાં તે સ્વાભ ચાલે ચાલ્યું જતું હોય, પણ ભાવનો વેગ જે ક્ષણે વધી પડે તે જ ક્ષણે એનામાં પૂરપાટ દોડવાની જ નહિ પણ પવનઘોડીની પેઠે ઊડવાની–શકિત હોવી જોઇએ' આ પદ્યનાટય લેખકને મન એટલું તો મહત્ત્વનું છે કે 'મારી સૌથી પ્રિય સાહિત્યકૃતિ'માં લખે છે : 'નાટક અને બને તો પદ્યનાટક, સર્જી શકાય તો સર્જક તરીકે એક જાતની કૃતાર્થતા અનુભવાય એમ વરસોથી મને લાગ્યું છે.' અને પોતાના એ લેખમાં પોતાની પ્રિય કૃતિ વિષે વાત કરવાને બદલે વધારે તો નાટકમાં પ્રયોજી શકાય તેવા પદ્યની જ ચર્ચા કરી છે. અહીં આવા પ્રયોગો કરી તે સંબંધે પોતાના અનુભવોનો આલેખ આપનાર એલિયટ કદાચિત્ લેખકની નજરે અસંપ્રજ્ઞાતપણે હોય તો નવાઇ નહિ.

'અંગ્રેજી અમલનું કવિતાસાહિત્ય' લેખમાં છેલ્લાં સો વર્ષની કવિતાની ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં રૂપરેખા છે. લેખકે માત્ર અતિહાસિક જ નહિ પણ સામાજિક તથા પરંપરાગત પરિબળોને તપાસી પાશ્ચાત્ય સાહિત્યના પ્રભાવો દર્શાવી આપણે ત્યાં શરૂ થયેલી અર્વાચીન કાવ્યધારાની યુગબળોની મદદથી સમીક્ષા કરી છે. આ અંગ્રેજી અમલના સમય દરમ્યાન નર્મદ, ગો. મા. ત્રિ. અને ગાંધીજી આ ત્રણ વિભૂતિઓ પ્રેરણામૂર્તિરૂપે છે તેવું વિધાન કરે છે. દલપત–નર્મદની કવિતા વિષે લખે છે: 'સાત્ત્વિક દલપતરામે નવા યુગની વિગતો બરાબર પકડી છે, પણ યુગનું હાર્દ એ પામ્યા નથી. નવા યુગનાં બળોથી પોતામાં એમણે અમળાટ અનુભવ્યો નથી. જ્યારે રજોગુણી નર્મદને નવાં પરિવર્તનોની પ્રબળ ચોટ લાગી છે. નર્મદ વધુ પટુકરણ છે.' નર્મદના અવસાનને બીજે વરસે 'સરસ્વતીચન્દ્ર' મળે છે. ગોવર્ધનરામ ૧૯૦૭માં વિદાય લે છે. ત્યારે ગાંધીજી ૧૯૦૮માં 'હિન્દ સ્વરાજ્ય' લઇને આવે છે આ વિગતો દર્શાવ્યા પછી ત્રણેને વિષે લખે છે: 'નર્મદ વીર હતો, ધીર ન હતો. ગોવર્ધનરામ ધીર હતા, વીર ન હતા. ગાંધીજી વીર અને ધીર બંન્ને હતા.' અને આમ યુગબળો અને યુગમૂર્તિઓની ચર્ચા કર્યા પછી ગુજરાતી કવિતાના સ્વરૂપમાં કેવાં કેવાં પરિવર્તનો નોંધાયાં તેની વાત કરે છે. પછી લખે છે : 'સો વરસની સમગ્ર રસલક્ષી કવિતા જોઇએ છીએ તો તે ઊર્મિકવિતા રૂપે જ વિલસતી જોવા મળે છે.' અંગ્રેજી ફારસી અસરોનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. પણ વળી પાછા 'કોઈ મન હરે એવું પદ્યનાટક કે મહાકાવ્ય આપણને મળ્યું નથી.' એવો સાત્વિક અસંતોષ વ્યકત કરી હવે પછી આવનાર કવિતા માટે આ સો વર્ષની કવિતા પૃષ્ઠભૂમિક્ષમ બની છે તેટલી તેની ઉપલબ્ધિની વાત કરે છે.

'મહાભારતમાં માનવતા' એ મહાભારતકારને અભિનવરૂપે જોવાનો પ્રયાસ છે. આવા ગ્રંથો યુગે યુગે નવા સંદર્ભમાં તપાસાતા જાય એ જરૂરી છે. આપણે ત્યાં મહાભારત વિષે વાતો કરનાર ઘણા હશે, વાંચનાર કેટલા? અને વાંચીને યુગાનુરૂપ સંદર્ભમાં જોનાર કેટલા ? આ લેખ કોઇ મહત્ત્વાકાંક્ષી પ્રયોજનથી લખાયો નથી, પણ એક વિષય લઇ લેખક તેમાં સોંસરી એક લટાર મારી આવે છે. શ્રી ઉમાશંકરે પોતાના સાહિત્યાનુભવોના સીમાડા બહુ પહેલેથી કેટલા ખુલ્લા રાખ્યા છે તેની, પોતાના જીવનની ત્રીસી વટાવ્યા પહેલાં લખાયેલો, આ લેખ સાક્ષી પૂરે છે. 'મહાભારત' એમનાં જીવનવ્યાપી અધ્યયનનો વિષય છે એમ કહેવામાં હું અત્યુકિત નથી કરતો. (થોડા દિવસ પર લેખકને ઘેર જવાનો પ્રસંગ થતાં જોવા મળ્યું કે પોતાના પુસ્તકોથી ખીચોખીચ ભરાયેલા અધ્યયન ખંડના એક ખૂણાની બારી પાસે બેસી 'મહાભારત' વાંચવામાં તન્મય છે. વાતવાતમાં તેમણે કહ્યું કે આપણા સાહિત્યકારે મહાભારત, રામાયણ, યોગવશિષ્ઠ, થોડાંક ઉપનિષદો અને કાલિદાસ આટલું તો સંસ્કૃત સાહિત્ય નિદાન વાંચવું જ જોઇએ. પછી કહે 'આ આંખો બરાબર કામ આપતી રહે, ત્યાં સુધીમાં ફરી એકવાર આ ગ્રંથ વાંચી લઉં!) વ્યાસ મુખ્યત્વે તો કવિ છે એમ કહી પછી લખે છે : 'વ્યાસના પોતાના શબ્દો પાછળ તો માનવીનું હૃદય જ ધડકતું દેખાય છે...એ મહાકવિના હૃદયમાં સૌ કોઇને માટે જગ્યા છે. માની દુર્યોધન માટે પણ એ હૃદયમાં અવકાશ છે. કર્ણ આદિમાં–રહેલી ભાવનાનાં લેખક દર્શન

કરાવે છે

શ્રી ઉમાશંકર રવીન્દ્રનાથને વ્યાસના સગોત્ર માને છે. (જુઓ આપણો કાવ્યવારસો 'પરબ' વર્ષ ૨; અંક ૧૦) વ્યાસ, વાલ્મીકિ અને કાલિદાસની પરંપરામા રવીન્દ્રનાથ આવે શ્રી ઉમાશંકર રવીન્દ્રનાથ વિષે વારેવારે લખે છે ગુજરાતી સાહિત્ય પરિષદના સીમા અધિવેશન પ્રસંગે કલકત્તા મુકામે રવીન્દ્ર શતાબ્દી વર્ષના અંતિમ દિવસોમા શ્રી બુધ્ધદેવે ભારે વ્યથા સાથે કહેલુ કે 'આ વર્ષ દરમ્યાન રવીન્દ્રનાથના રાષ્ટ્રવાદ, આંતરરાષ્ટ્રીયવાદ વિશે જેટલી ચર્ચા થઇ છે તેટલી તેમના કવિત્વ વિષે થઇ નથી નાષ્ટ્રવીરની મૂર્તિ પાછળ કવિ ઢંકાઇ ગયો છે' આ વાત શ્રી ઉમાશંકરે છેક ૧૯૪૧મા ઉચ્ચારી હતી ત્યાર પછી, અને ખાસ તો રવીંદ્ર શતાબ્દી વર્ષમા, શ્રી ઉમાશંકરે રવીન્દ્રનાથને કવિ તરીકે મુલવવા પ્રયત્ન કર્યો છે ૧૯૪૧ના ઓગસ્ટમા એમણે લખ્યું પણ આપણી દૃષ્ટિ સામાન્ય રીતે એમની કવિતા તરફ વળતી નથી, એમની કવિતાએ કમાઇ આપેલી કીર્તિ તરફ વળે છે ૧૯૬૧મા ફરી ઉચ્ચારે છે પણ એમનો સાચો અને પૂરો પરિચય કરાવે એવો એક જ શબ્દ છે કવિ' રવીન્દ્રનાથ આનંદના ઉપાસક છે એમનો આનંદ ઔપનિષદિક આનંદની વિભાવના પ્રમાણેનો છે વળી તેઓ આ ધરતીના કવિ છે એમ શ્રી ઉમાશંકર અનેક ઉદાહરણો આપીને કહે છે

'નિર્ઝરેર સ્વપ્નભંગ'થી 'સમુખે શાતિ-પારાવાર' સુધીમા રવીન્દ્રનાથની કાવ્યયાત્રાનો સુરેખ નકશો આકી આપવામા આવ્યો છે. આ લેખમા રવીન્દ્રનાથની સર્જક શકિતના જુદ જુદા ઉન્મેષોને સમજવાનો ઉપક્રમ પણ જોવા મળે છે કહે છે 'એમના ચૈતન્યના અનેક કોષ છે વિવિધ કલાસ્વરૂપ વિવિધ કોષને ઉઘાડી આપે છે ' શ્રી ઉમાશંકરે રવીન્દ્રનાથને વ્યાસ વાલ્મીકિ અને કાલિદાસની પરંપરામા મૂક્યા છે કારણ કે આ કવિઓની રચનાઓમા તેમના યુગનું આકલન તથા આપણી સંસ્કૃતિના ઉત્તમોત્તમ તત્ત્વો જોવા મળે છે વિશ્વમાનવતાનો ભાવ રવીન્દ્રનાથમા ગ્યુઇથે જેવો છે, તો પ્રકૃતિપ્રેમમા તેઓ કાલિદાસ સાથે બેસી શકે તેમ છે રવીન્દ્રનાથે વિપુલ સંખ્યામા ગીતરચના કરી છે અને તેમ છતા તે ગીતો પોતાને રવીન્દ્રનાથના કાવ્યોની તુલનામા ઊતરતી કક્ષાના લાગે છે તેવો લેખક નિર્દેશ કરે છે રવીન્દ્રનાથના પાચેક જેટલા 'વિદાય અભિશાપ' 'કર્ણકુન્તી' 'ગાંધારીનુ આવેદન' 'સતી' અને 'નરકવાસ' સંવાદકાવ્યોનું અવલોકન કરતા એ પાચેમા 'હૃદયનુ ધર્મદર્શન' નિરૂપાયુ છે તેમ કહે છે 'વિશ્વમાનવનો ઉદ્ગાતા' લેખમા ફરીથી આ સંવાદકાવ્યો વિષે લખે છે • 'ગંજાવર બલિદાન દ્વારા અથવા મૃત્યુ દ્વારાય તે, નિત્યધર્મ સાથે મેળ બેસાડવા—અને તેની સાથે સંપૂર્ણ સંવાદ સ્થાપવા—મથતા માનવનુ કવિવરનું દર્શન આ કૃતિઓમા સાકાર થયુ છે

રવીન્દ્રનાથની નવલકથા 'જોગાજોગ' નુ એમણે કરાવેલું રસદર્શન જુઓ. જે રીતે 'પંખીપ્રતીક'ની મદદથી આ કૃતિના હાર્દને શ્રી ઉમાશંકરે સમજાવ્યું છે તે રીતે મને લાગે છે કે, રવીન્દ્રનાથના કથાસાહિત્યના અને પ્રબુદ્ધ વિવેચકોમાથી કોઇએ ભાગ્યે જ દર્શાવ્યું હશે વિવેચનની રૂઢ પરિભાષા અહી ક્યાયે દેખાતી નથી તેમ છતા કૃતિનો આસ્વાદ આપણે અપૂર્વ રીતે કરીએ છીએ વાર્તામા વારે વારે પંખીનો ઉલ્લેખ આવે છે વાર્તાની નાયિકા કુમુદિનીને એ 'પંખી પ્રતીક' દ્વારા સમજવાનો ઉપક્રમ કેટલો નવીન છે ! ઉમાશંકરના રવીન્દ્રનાથ વિષેના કેટલાક ઉત્તમ લેખો હજુ ગ્રંથસ્થ થવા બાકી છે

રવીન્દ્રનાથ જેવા બીજા વિશ્વકવિ ગ્યુઇથે વિશેનો લેખ તે સાહિત્યસ્વામીનો પરિચય કરાવે છે ગ્યુઇથેના જીવનપ્રવાહને પણ સક્ષેપમા દર્શાવ્યો છે તો વળી ગ્યુઇથેના પ્રણયજીવનને સમભાવપૂર્વક સમજવા મથે છે નાગરિક પ્રેમના કવિ ઉમાશંકર ગ્યુઇથેના—આઠ આઠ વાર પ્રણય કરનાર ગ્યુઇથેના—પ્રણયજીવનને તેના વ્યકિતત્વના સન્દર્ભમા મૂકીને તપાસે છે આ નિબંધના ઉત્તરાર્ધમા ગ્યુઇથેની મહાન કૃતિ 'ફાઉસ્ટ' નો પરિચય કરાવે છે, 'ફાઉસ્ટ' ના ઉત્તમ કાવ્યાંશોની મદદથી શ્રી ઉમાશંકરની વિવેચનપ્રવૃત્તિ પાઠકને આસ્વાદ કરાવવાની—પોતે જે માણ્યુ છે તેનો આસ્વાદ કરાવવાની વૃત્તિમાથી વિકસી છે એટલે છૂટે હાથે કવિતાના અવતરણો વેરતા રહે છે ગ્યુઇથેના પદ્યનાટ્ય 'ફાઉસ્ટ' નો પરિચય આપ્યા પછી લખે છે 'ગ્યુઇથેની પ્રતિભા મુખ્યત્વે, ટાગોરની પેઠે, ઊર્મિકવિની છે 'ફાઉસ્ટ'નુ સ્થાપત્યવિધાન મિલ્ટન કે દાંતેની કૃતિઓ આગળ શિથિલ લાગે ।'

ગુજરાતી સાહિત્યમા ગોવર્ધનરામ ઘણા ઊચા માનના અધિકારી છે ઉમાશંકર જ્યારે જ્યારે ગોવર્ધનરામનુ સ્મરણ કરે છે ત્યારે જાણે તેમની સામે એક સાચા

સારસ્વતની મૂર્તિ ન આવતી હોય! 'ગોવર્ધનરામ અને એમનું મનોરાજ્ય'માં . ગોવર્ધનરામના જીવનપ્રસંગોદ્વારા એમની મનોભાવનાને સમજવાનો પ્રયત્ન છે. ગોવર્ધનરામની સ્ક્રેપબુકનાં લખાણોનો પણ ઉપયોગ કર્યો છે અને નિષ્કર્ષ-રૂપે લખે છે: 'સ્નેહ જીવનનું અધ્યાત્મજીવનમાં ઊર્ધ્વી-કરણ એ ગોવર્ધનરામના જીવનનો પ્રિય પુરુષાર્થ રહેતો હોય એમ લાગે છે.'

ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર' પર વિસ્તારથી અવ-લોકન લખે છે. સરસ્વતીચંદ્રમાં ભારતીય પુનર્જીવન યુગનું કેવી રીતે દર્શન થાય તે બતાવ્યું છે. 'સરસ્વતીચંદ્ર'ની સંઘટના વિષે પણ વિચાર કર્યો છે, અને સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ તથા બહારવટિયાનો પ્રસંગ એ બે બનાવોથી નવલકથા ઘડાઇ છે તે બતાવ્યું છે. 'સરસ્વતીચંદ્ર'માં રજૂ થતી પ્રણયની, કુટુમ્બજીવનની અને સંન્યાસભાવનાની વાત કરી છે. અને 'સરસ્વતીચંદ્ર' માં યુગનો પ્રશ્ન હોવા છતાં તે 'યુગના આલેખમાં યુગની પારની ધ્રુનિ ઝીલવા મથે છે' એમ કહે છે.

શ્રી ઉમાશંકરે સાતેક જેટલી નવલકથાનું વિવેચન–અવલોકન લખ્યું છે. શ્રી દર્શકની 'દીપનિર્વાણ'નું વિસ્તારથી વિવેચન કર્યું છે. તે ઐતિહાસિક નવલકથા હોવાથી તે સંદર્ભમાં લેખક કહે છે: 'ઇતિહાસનું તથ્ય આ નવલકથામાં સારું સચવાયું છે. ઐતિહાસિક નવલકથાઓનો સામાન્ય દોષ એ હોય છે કે અર્વાચીન ભાવનાને નિરૂપવાના ઓઠા તરીકે જૂના સમયનો ઉપયોગ થતો હોય છે. સાચી ઐતિહાસિક નવલકથા તત્કાલીન ઇતિહાસના સત્યને સાંગોપાંગ જાળવવા મથે છે અને માનવભાવોની સનાતન લીલા તે સમય પર કેવી ખીલી શકે એનું આલેખન કરી ઇતિહાસના અને માનવતાના સત્યને એકરસ કરી મૂકે છે. 'દર્શક'ની આ બાબતની સિધ્ધિને લેખક વખાણી છે. દીપનિર્વાણ'નાં પાત્રોને લીધે કથા 'મનભર' બની છે એનું વિધાન કરી શ્રી ઉમાશંકર આ પાત્રોના વ્યક્તિત્વનાં દલ ખોલીને આપ-ણને બતાવે છે. શ્રી ઉમાશંકર 'દીપનિર્વાણ'ને 'સરસ્વ-તીચંદ્ર' પછીની એક અગ્રગણ્ય નવલકથા માને છે.

શ્રી પન્નાલાલ પટેલની 'માનવીની ભવાઇ' વિષે ઉમાશંકર લખે છે: હૈયાંની ભૂખની આ નવલકથા છે. અને પેટની ભૂખના મહાતાંડવ વચ્ચે એને રજૂ કરવામાં આવી છે. એ બંને ભૂખને લીધે તો આ માનવીની ભવાઇ છે. પણ એ બંને ભૂખોની ઉપરવટ રહી શકનારાં કાળુ અને રાજુ એ ભૂખની લીલા વચ્ચે ટકી શકે છે એવો કાંઇક સંયમભર્યા સ્નેહનો મહિમા દાખવતો—ધ્વનિ કથામાંથી ઊઠે છે એમ કહી શકાય. કોઇએ કહ્યું છે કે નવલકથા આધુનિક યુગનું મહાકાવ્ય છે. બધી નવલક-થાઓ માટે આ વિધાન ભલે ન યોજાય પણ શ્રી ઉમ-શંકર આ નવલકથાને 'મહાકાવ્યની કક્ષાની નજીક' મૂકે છે ત્યારે યથાર્થ લાગે છે.

આપણે ત્યાં સાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપો વિષે ઝાઝી ચર્ચા થઇ નથી. છૂટાછવાયા લેખો જ મળે છે. (આપણા વિશ્વવિદ્યાલયોના અનુસ્નાતક વર્ગોમાં સાહિત્યના એક ખાસ સ્વરૂપ વિષે એક પ્રશ્નપત્ર રાખવામાં આવે છે તેના આનુષંગિક પરિણામ રૂપે પણ થોડાક અપવાદ સિવાય કશું લાધ્યું નથી) શ્રી ઉમાશંકરે નિબંધ, એકાંકી, મુક્તક, વિષે પણ થોડી થોડી ચર્ચા કરી છે.

'નિબંધ લખવા, જેવી તેવી વાત નથી', એ નર્મ-દના વિધાનને સૂત્રરૂપે મૂકી લેખક નિબંધના સ્વરૂપની ચર્ચા કરે છે. અંગ્રેજ પ્રજાનું આખું વ્યક્તિત્વ એ વ્યક્તિત્વનો તારેતાર' નિબંધરૂપે પ્રગટ થાય છે એમ કહે છે. 'નિબંધ' એક કલાસ્વરૂપ છે. બોધપ્રધાન કે જ્ઞાનલાભના આશયથી લખાયેલા લેખો નિબંધ નથી એમ નથી, પણ તે કલાનું સ્વરૂપ પામતા નથી. આ ગોટાળાને દૂર કરવા શ્રી ઉમાશંકર સૂચવે છે: 'ભલેને બંને પ્રવૃત્તિ માટે એક જ શબ્દ વપરાય. માત્ર આપણા મનમાં એ બંને પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન છે એ સૂઝ રહે એટલે બસ.' જ્ઞાન, વ્યવહાર માટે લખાયેલા નિબંધોને તેઓ 'શિક્ષક પ્રવૃત્તિ' અને આનંદ માટે લખાયેલા નિબંધને 'સર્જક પ્રવૃત્તિ' કહે છે. સર્જક નિબંધમાં વિષય નહીં વિષયીનું મહત્ત્વ હોય છે. લખે છે: નિબંધ રચનામાં ઉદ્દીપન ગમે તે હોય, આલંબન હંમેશાં લેખક પોતે હોય છે. 'શ્રી ઉમાશંકર નિબંધને ઊર્મિકાવ્યની નિકટ મૂકી તેને 'ગદ્ય ઉર્મિકાવ્ય' કહે છે. સર્જકનિબંધની કસોટી એ નિબંધ 'ભાવમયતાની દૃષ્ટિએ આસ્વાદ્ય' બન્યો છે કે નહિ તે રીતે કરવી જોઇએ.

'એકાંકી' પરનો લેખ આરંભમાં 'એકાંકીકાર' ઉમાશંકરની વાત કહી જાય છે. સંસ્કૃતમાં 'એકાંકી' પ્રકારનાં નાટકો હોવા છતાં જે એકાંકી આપણે ત્યાં લખાયાં તેની પ્રેરણા તો પશ્ચિમમાંથી જ છે. એકાંકી

અને નાટક વચ્ચે રહેલા તફાવતનુ દૃષ્ટિબિંદુ ધ્યાધારી' રંગભૂમિ પર એકાંકી સાત્વક બાગડ-કોઇએ કહ્યુ છે તેમ 'ગેરકાનની બાળક-લેખાય એવી દશા હોવા છતા તેના તેઓ બે કારણો આપે છે 'લઘુ નાટક કલાપ્રકાર તરીકે ખેડાય એ સ્વાભાવિક હતુ 'તથા ઇબ્સનના' એક અંક એક દૃશ્ય' ના સફળ પ્રયોગોની પ્રણાલીને કારણે એકાંકીને વેગ મળ્યો છે

નાટ્ય સાહિત્ય' લેખમા વિશ્વના નાટ-સાહિત્યની ગણેશપરિક્રમા' કરી લીધી છે. સંસ્કૃત, ગ્રીક, ઇબ્સનના તથા શેકસપિયરના નાટકોની ચર્ચા કરી વર્તમાન નાટકોની ચર્ચા કરી છે

સૉનેટના વિકાસને તપાસતા લેખક બગાળી, મરાઠી હિન્દી કવિતામા થયેના તેના પ્રયોગોથી આપણને પરિચિત કરાવે છે સૉનેટના બહિરગ અને અતરગની વિદ્વતાપૂર્વક છણાવટ કરવામા આવી છે શ્રી ઉમાશંકર કલાત્મકતા પર હમેશા ભાર દેતા આવ્યા છે અને એક કલાત્મક સૉનેટ લખીને ઊંચા કવિઓના આસને બેસવાનો કવિ અધિકારી બને એવુ વિધાન કરે છે

સાહિત્યતત્ત્વચર્ચા વિવેચનનો એક ભાગ છે અલબત્ત, માત્ર સૈદ્ધાતિક વિવેચન લખવાથી વિવેચકનુ બિરુદ પ્રાપ્ત ન થઇ શકે. ખરી વાત તો એ છે કે વિવેચક સિધ્ધાતોનો પ્રત્યક્ષ વિવેચન વખતે કેવો વિનિયોગ કરી શકે છે તે પરથી તેની વિવેચનશકિતનો કયાસ કાઢવો જોઇએ પ્રત્યક્ષ વિવેચન કરતી વખતે શ્રી ઉમાશંકરે અનેક જગ્યાએ સૈધ્ધાન્તિક પ્રશ્નોને છેડયા છે પણ સિધ્ધાન્તોની એકાન્તિક ચર્ચા તેમના લખાણોમા બહુ જોવા મળતી નથી. વળી શ્રી ઉમાશંકર જ્યારે જ્યારે આવી તાત્ત્વિક ચર્ચા કરે છે ત્યારે પણ એક સર્જકની જ નજર ત્યા મુખ્યત્વે વરતાય છે શ્રી ઉમાશંકરે પૂર્વ અને પશ્ચિમની સાહિત્યમીમાસાનુ ઊંડુ અધ્યયન કર્યુ છે એટલુ જ નહિ પણ તે વિભિન્ન વિચારસરણીઓનો સમન્વય સાધી શકયા છે એરિસ્ટોટલની સાથે ભરતનુ આ મિલન કેટલુ સુભગ છે! 'શૈલી' પરનો નિબંધ તેનુ ઉત્તમ નિદર્શન છે ભારતીય કાવ્યશાસ્ત્રમા શૈલી માટે જે વિચારો થયા છે તે શ્રી ઉમાશંકરે સ્ફુટ કરી બતાવ્યા છે. 'કાવ્યના અતસ્તત્ત્વના આદેશ તળે પ્રવર્તતી રસલક્ષી વૃત્તિ 'જેને આપણે શૈલી કહીએ છીએ તે છે' એમ નિર્ણય પર આવે છે તો બીજી બાજુ પશ્ચિમના સાહિત્યાચાર્યોએ આ સબધી કેવો વિચાર કર્યો છે તે દર્શાવ્યુ છે શૈલી સબધી જૉન મિડલ્ટન મરીના વિચારો ટાંકે છે: 'શૈલી એ લખાણનો કોઇ છૂટો પાડી શકાય એવો ગુણ નથી, લખાણ પોતે જ એ છે' શૈલી અને શીલની ચર્ચા કરતા નોંધે છે 'શૈલી એ સમગ્ર પુરુષ નહિ પણ વાઙ્મય પુરુષ છે.' 'શીલ અને શૈલીના વાદને એ ઝાઝુ મહત્ત્વ આપતા નથી ઉલટે લખે છે 'શૈલી એ કલાકારનો રસવિષયક વ્યાપાર છે, પણ એ સભાન પ્રવૃત્તિ ન હોય, સમવધાનપૂર્વક અર્થાત્ સમાધિના પરિણામરૂપ સહજ પ્રવૃત્તિ હોય'

'કવિતાશિક્ષક બલવન્તરાય' શ્રી ઉમાશંકરની નિર્ભીક વિવેચનાનો નમૂનો છે બ ક ઠા જીવતા હતા ત્યારે આ લેખ લખાયેલો એવુ જાણ્યા પછી તો આ નિર્ભયતા અને તાટસ્થ્ય માટે ખરેખર ભારે માન ઊપજે છે અનેકોની ખબર લેનાર બ ક ઠાની કેવી સૌમ્ય વાણીમા અહી ખબર લેવાઇ છે! અર્થાનુસારી પ્રવાહી પદ્યમા કવિતાપ્રયોગો કરતા તથા એ રચનાપદ્ધતિને સર્વ શ્રેષ્ઠ કહેતા બ કા. ઠા કરતા, 'અન્ય કવિતા લેખકો વધુ પ્રતિષ્ઠાને પાત્ર નીવડ્યા હતા' અને તેથી જાણે કે તેમણે ચર્ચાનુ શસ્ત્ર લીધુ ન હોય એવુ શ્રી ઉમાશંકર વિધાન કરે છે અને લખે છે: 'જો એમનામા સર્જકતા જોર કરતી હોત તો 'ભણકાર'ના પ્રવેશકમા જે વાત એમના તરફથી લગભગ અતિમતાપૂર્વક કહેવાઇ ગઇ હતી તેથી સતોષ માનીને પોતાની મનમાની રીતે કાવ્યો જ આપે જાત, જેમ નાનાલાલે કર્યું પણ ચર્ચારસ વધારે હશે? શુ આ લોકો કરતાય મારામા ઊતરતી કવિતા એવો પોતામા અવિશ્વાસ અથવા બાધનમદ હશે? મારે મન જે સુરુચિ તે લોકમા પણ કેળવવાની જવાબદારી ઉપાડી જ લઉ, જતી શા માટે કરુ, એવો કવિશિક્ષકોના ધૈર્યભર્યો સદ્આગ્રહ હશે?' 'પ્રવાહી પદ્યી' એ ગુજરાતી કવિતાને બ ક ઠાની બક્ષિસ હોવા છતા તેમની સેવા અંગેની મર્યાદાઓ પણ બતાવી છે પ્રવાહિતા અને બ ક ઠા. ને હાથે ગુજરાતી કવિતાની અપસેવા પણ થઇ છે આ લેખ તટસ્થ દૃષ્ટિનો પરિચાયક બની રહે છે, જોકે લેખનો ટોન કયાક કયાક ઉન્નતભ્રૂ લાગ્યા સિવાય રહેતો નથી

'વિવેચનની સાધનાના દીપ' લેખમા શ્રી વિશ્વ

પ્રસાદના વિવેચનકાર્યને શ્રી ઉમાશંકર વિસ્તૃત પાયા પર ને વિશાળ પરિવેશમાં તપાસે છે. શ્રી વિષ્ણુપ્રસાદના પ્રત્યક્ષ વિવેચનનું અવલોકન કરી તેમણે કરેલી સાહિત્ય તત્ત્વવિચારની ચર્ચા તપાસે છે. ચિન્ત્ય લાગતા તેમના વિચારનું પરીક્ષણ કરી શ્રી ઉમાશંકર પોતાની વિચારણા રજૂ કરતાં અચકાયા નથી. તેમની શૈલી વિષે પણ સોદાહરણ નોંધ લીધી છે. અને અંતે શ્રી વિષ્ણુપ્રસાદની વિવેચક તરીકેની સાધનામાંથી આગળ તરી આવતી વસ્તુઓ તારવી બતાવી છે.

'કવિની સાધના'માં એક કાવ્યકૃતિ સર્જવા માટે કવિ કઇ સાધનામાંથી પસાર થાય છે તે દર્શાવ્યું છે. પ્લેટોના ઉદાહરણ દ્વારા, કવિઓની સાધના સમજવા તેમના (કવિઓના) વિરોધીઓના મતોને તપાસતા પણ અચકાયા નથી. પ્લેટોના વાંધાઓની સાથે સાથે આપણા સંસ્કૃત આચાર્ય રાજશેખરે પણ એ સંબંધી જે વિચાર્યું છે તે સમાનાન્તર નોંધી તેની ચિકિત્સા કરી રદિયો આપે છે. ઍરિસ્ટૉટલના અનુકરણના સિદ્ધાંતની ચર્ચા કરતાં 'કવિ માત્ર અનુકૃતિ નથી આપતો' એમ કહી કૅમેરાની આંખ અને કલાકારની આંખનું પાર્થક્ય દર્શાવી કહે છેઃ 'કળાકારનું યાથાતથ્ય માત્ર બાહ્ય જગતનું યાથાતથ્ય નથી, કળાનું સત્ય અંતે તો કળાકારના દર્શનનું સત્ય છે. શ્રી ઉમાશંકર માનસશાસ્ત્રીની રીતે પણ કવિની સાધનાપ્રક્રિયા સમજવાનો પ્રયાસ કરે છે. વળી આ નિબંધમાં માત્ર સર્જકપક્ષે જ નહિ, ભાવક પક્ષે પણ વિચારાયું છે. કહે છેઃ 'રસની કોટિએ પહોંચે તે કાવ્ય અને રસનું સ્થાન તે તો ભાવકનું હૃદય.'

આખા લેખમાં દેશવિદેશની કવિતાનાં છૂટે હાથે અવતરણો આપી કવિકર્મને કવિતાની મદદથી સમજાવવાનો પ્રયત્ન છે. પૂર્વ પશ્ચિમના અનેક આચાર્યો અહીં એકીસાથે મળે છે. પ્લેટો, ઍરિસ્ટૉટલ, યુંગ, રિલ્કે, ક્રોચે, ભરત, રાજશેખર, કુન્તક, કાલિદાસ આ બધા છે. શ્રી ઉમાશંકરની આ તુલનાત્મક પધ્ધતિ તેમના સાહિત્ય વિષયક દષ્ટિકોણને એકાક્ષ ન થવા દેતાં એક પ્રકારની સમગ્રતા અર્પી રહે છે.

શ્રી ઉમાશંકરની આ વિવેચનપ્રવૃત્તિનું અવલોકન કરતાં કરતાં એક વિવેચક તરીકે શી શી વિશેષતાઓ જોવા મળે છે તે જોઇએ.

આ ગ્રંથોનાં પૃષ્ઠો વચ્ચે થઇને નીકળનાર પહેલો અનુભવ તો એ કરશે કે તે દેશ–વિદેશની સાહિત્ય સૃષ્ટિમાં ભ્રમણ કરી રહ્યો છે. દેશ–વિદેશના પ્રશિષ્ટ ગ્રંથોના અનુશીલનથી આ વિવેચકની દષ્ટિ ઘડાયેલી છે. વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, રવીન્દ્રનાથ આદિ પૂર્વના સાહિત્ય સ્વામીઓના પરિચયની સાથે સાથે યુરોપ અને અમેરિકાના (માત્ર ઇંગ્લૅંડના નહિ, જેમ મોટે ભાગે થતું જોવામાં આવે છે) અનેક સાહિત્ય સ્વામીઓ–હોમર, દાંતે, ગ્યુઇથે, શેક્સપિયર, હેમિંગ્વે–નો પરિચય મળી રહે છે. સાથે સાથે એ વાત પણ મહત્ત્વની છે કે આ સાહિત્ય સ્વામીઓનો વ્યાસંગ સેવનાર પોતાના ઘર આંગણાના સાહિત્યધનની જરાયે ઉપેક્ષા સેવતા નથી, એટલું જ નહિ પણ તેને હીન ભાવેય જોતા નથી. તો 'ઘરદીવડા શા ખોટા' એમ કહી મિથ્યા સંતોષમાં પણ રાચતા નથી.

બીજી વસ્તુ એ છે કે તેમનો સાહિત્યને મૂલવવાનો માનદંડ પૂર્વ અને પશ્ચિમની સાહિત્યમીમાંસાના ધોરણે ઘડાયો છે. પ્લેટો, ઍરિસ્ટૉટલથી એલિયટ સુધીના અને ભરતથી આનંદશંકર ધ્રુવ સુધીના સાહિત્યમીમાંસકોની મીમાંસાના પરિશીલનથી તેમની વિવેચનામાં એક પ્રકારની સર્વદર્શીવતા અને સમગ્રતાનો પરિચય થાય છે.

ત્રીજી વસ્તુ જે લક્ષ્ય ખેંચે છે તે એ કે આ વિવેચનો એક સર્જકકવિના કવિહૃદયનો સાક્ષાત્કાર કરાવે છે. ઘણીવાર તો એમનું વિવેચન કવિતાની કોટિ સુધી પહોંચી જાય છે, ત્યાં શ્રી ઉમાશંકરનો ભાવકોત્તમ તરીકેનો એક અનોખો આવિર્ભાવ જોવા મળે છે.

ચોથી વસ્તુઃ શ્રી ઉમાશંકરનું વિવેચન ગુણદર્શી નહિ પણ યથાર્થદર્શી છે. અલબત્ત, તેમની નજર હંમેશાં ગુણપક્ષને પહેલી ગ્રહણ કરે છે તેમ છતાં જે તે સર્જકની મર્યાદાઓ બતાવતાં તેઓ અચકાયા નથી. હા, બ. ક. ઠા. ની જેમ તેમના જ શબ્દોમાં કહું તો વિવેચ્ય સર્જકના કાન આમળવાની રીત એમની પાસે નથી જ.

પાંચમી વસ્તુ : શ્રી ઉમાશંકર સાહિત્યને વિશાળ–સમાજ, ઇતિહાસ આદિના–સંદર્ભમાં તપાસે છે તેમ છતાં તેઓ કલાપક્ષ પર વધારે જોર દેતા જણાય છે. કોઇએ શું કહ્યું તેના વિચારોની સમીક્ષા કરવાને બદલે કેવી રીતે

કહેવાયુ છે તેમાં તેમને વધારે રસ છે. વળી, તેઓ વિવેચક તરીકેની ફરજ બજાવતાં બજાવતાં પરીક્ષકની જેમ ગુણાંક આપવા બેસી જતા નથી.

'સંસ્કૃતિ' ના ૨૦૦ માં અંકમાં શ્રી ઉમાશંકર વિવેચનને 'આસ્વાદ મૂલક અવબોધકથા' કહે છે. લખે છે: 'વિવેચનનું મુખ્ય કામ કલાકૃતિને કલાકૃતિ તરીકે પામવામાં—એનો આનંદ અનુભવવામાં—મદદરૂપ થવાનું છે... વિવેચકનું કર્તવ્ય આસ્વાદ કરાવે એવું કશુંક કાવ્યાભાસી લખવાનું નથી, પણ પોતે કલાકૃતિનો આસ્વાદ કર્યો છે તેના અનુસંધાનમાં અવબોધની વિગતો નિરૂપવાનું છે. વિવેચન આવી આસ્વાદમૂલક અવબોધ કથા હોય તો જ અન્ય ભાવકને એ કૃતિનો આસ્વાદ કરતી વખતે મદદરૂપ નીવડી શકે. વિવેચન એટલે 'આસ્વાદમૂલકઅવબોધ કથા.'

શ્રી ઉમાશંકરની વિવેચનનાને આસ્વાદમૂલક અવબોધકથા કેમ ન કહીએ ?

('ગ્રંથ'માંથી સાભાર)

●●●

# વિક્રમના ૨૦૨૪ના વર્ષના અંતે

વર્ષ દરમિયાન બનેલા નોંધપાત્ર બનાવોની ટૂંકી સમીક્ષા

## સર્વક્ષેત્રીય પુનઃ પ્રતિષ્ઠાનું વર્ષ

આ સમીક્ષામાં વિક્રમ સંવત ૨૦૨૨ના વર્ષને આર્થિક અવમૂલ્યનનું વર્ષ ગણવામાં આવ્યું હતું; ૨૦૨૩ને રાજકીય અવમૂલ્યનનું વર્ષ લેખ્યું હતું; અને વિતેલા સંવત ૨૦૨૪ના વર્ષ માટે એવી અપેક્ષા વ્યક્ત કરવામાં આવી હતી કે તે આર્થિક અને રાજકીય બંને ક્ષેત્રે સ્થિરતા અને સુધારણાનું વર્ષ બની રહેશે. એ અપેક્ષા યથાર્થ નીવડી છે પરંતુ ઊઘડતાં સંવત ૨૦૨૫ના વર્ષ માટે તે એમાંથી એકેય ક્ષેત્રે પીછેહઠનું વર્ષ નહિ બને એટલી નકારાત્મક ધારણાથી વિશેષ કાંઇ કહેવાની હિંમત ચાલે તેમ નથી.

કારણ સ્પષ્ટ છેઃ વિજ્ઞાન યુગમાં આશાસ્પદ રીતે આગળ વધી રહ્યા છીએ છતાં આપણી આર્થિક સ્થિરતા અને રાજકીય સ્વસ્થતાનો મુખ્ય આધાર હજુ ખેતી પર, અને તેથી સારા ચોમાસા પર રહ્યો છે. વીતેલા વર્ષનું ચોમાસું અસામાન્ય રીતે સારું રહેલું એટલે વર્ષ દરમ્યાન આપણા અર્થકારણની વિષમતાઓનો પરિહાર સારી રીતે કરી શક્યા છીએ, અને પરિણામે આપણા ક્ષુલ્લક રાજકારણમાં આપેક્ષિક સ્વસ્થતા જળવાઇ છે. આ વખતનું ચોમાસુ અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિના વિચિત્ર મિશ્રણ જેવું બન્યું છે, તેના પરિણામમાં આગલા વર્ષની સારી ખેતપેદાશ થોડી સહાય અવશ્ય પૂરશે, છતાં અકાળનો થોડોક અનુભવ આગામી વર્ષ દરમ્યાન આપણને થયા વિના રહેશે નહિ એમ લાગે છે. વીતેલા વર્ષના આરંભથી પહેલા નવ મહિના દરમ્યાન જીવનખર્ચના આંકમાં ૭ ટકા જેટલો ઘટાડો થયો હતો, પણ ગયા ઓગસ્ટ માસથી તે પાછો ઉપર ચડવા લાગ્યો છે, એ વરવી હકીકતની અવગણના આપણે કરી શકીએ નહિ.

તે દરમ્યાન સંવત ૨૦૨૪નું વર્ષ ભારત માટે સર્વક્ષેત્રીય પુનઃ પ્રતિષ્ઠાનું વર્ષ બન્યું હતું એ સહેલાઇથી જોઇ શકાય તેમ છે.

વિદેશનીતિને ક્ષેત્રે નવી દીલ્હીએ આપણી બિનજોડાણ નીતિનો વાવટો એકંદરે સારી રીતે ફરકતો રાખ્યો છે. વર્ષ દરમ્યાન વિદેશ મંત્રી શ્રી. ચાગલા પોતાના પદેથી છૂટા થયા ત્યારે હવે કોણ એવી થોડી વિમાસણ ઊપજી હતી, પણ કામચલાઉ ધોરણે વડા પ્રધાન શ્રીમતી ગાંધીએ એ દફતર હજી સુધી પોતાના જ હાથમાં રાખ્યું છે; અને તેમાં એવી ફાવટ ને દક્ષતાનો પરિચય તેમણે આપ્યો છે કે કોઇ વધુ લાયક વ્યક્તિ લક્ષમાં ન આવે ત્યાં સુધી એ દફતર તેઓ જ સંભાળતા રહે એ ઇચ્છનીય લાગે છે.


રાજકીય : રવિશંકર વિ. મહેતા
આર્થિક : સી. એલ. ધીવાળા
ચલચિત્ર : હરિન મહેતા

વર્ષ દરમ્યાન એક નાનકડી આવાનજનક ઘટના આપણા માટે બની. કચ્છના રણપરની માલિકીનો ઝઘડો જીનિવાની 'ટ્રાઇબ્યુનલ' ને સોંપવાનો નિર્ણય શ્રીમતી ગાંધીનો નહોતો, પરંતુ તેના વિપરીત પરિણામની માવજત તો તેમને જ કરવી પડી. ટ્રાઇબ્યુનલે રણનો દસ ટકા જેટલો ભાગ પાકિસ્તાનનો છે એવો ચુકાદો આપ્યો. તમામ ભારતીઓની માફક શ્રીમતી ગાંધી પણ તેના પ્રથમ આઘાતથી તો અકળાઇ જ ઊઠયાં, પણ પછીથી એ ચુકાદાના અસ્તીકારના તમામ દૂરગામી પરિણામનો ખ્યાલ તેમણે બાંધી લીધો; અને ચુકાદાને માથે ચઢાવ્યો. એ સ્વીકાર સામે વિરોધનો વંટોળ ઉગાવવાનો કેટલાક રાજકીય પક્ષોનો પ્રયાસ ટૂંક દ્રષ્ટિનો હતો. એટલે કેન્દ્ર સરકાર તે સામે અડગ રહી, અને વિરોધને પ્રજાએ સાથ ન આપતાં તે શમી ગયો એ સારું જ થયું.

આવું જ એક નાનું વાવાઝોડું ભારત અને લંકા વચ્ચે આવેલા વેંત જેવડા ઉજ્જડ ટાપુ કચ્ચ ટિવુ વિશે જાગ્યું હતું, પણ તે વિરમી ગયું

વર્ષ દરમ્યાન પ્રથમ અમેરિકાના અને પછીથી રશિયાના વિદેશખાતાઓના પ્રતિનિધિમંડળો ભારત સરકાર સાથે, સમાનહિત અને રસના પ્રશ્નો વિશે અનૌપચારિક વિચારવિનિમય કરવા નવી દિલ્હી આવી ગયા. એ મુલાકાતોની ફલશ્રુતિ તો ધૂંધળી જ રહી છે. પરંતુ વિશ્વની બે મહાસત્તાઓની ભારત પ્રત્યેની આવી અદબ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણી ગણનાની દ્યોતક અવશ્ય લેખાય

વિદેશમંત્રી તરીકે શ્રીમતી ગાંધીના સત્વની ખરી કસોટી તો ચેકોસ્લોવેકીઆ પરના રશિયા અને બીજા ચાર વોર્સો કરારના દેશોના આક્રમણ વખતે થઇ. એ આક્રમણ પરત્વે ભારતનો પ્રત્યાઘાત વ્યકત કરવામા તેમણે એટલે કે કેન્દ્ર સરકારે—જરાય વિલંબ ન થવા દીધો, અને જરાય મૂંજરાપણું પણ ન દાખવ્યું. અને એ પ્રત્યાઘાતનું સર્વથા પ્રશંસાપાત્ર લક્ષણ તો એ હતું કે તે ભારતના નૈતિક પોતરાનો દ્યોતક બનવાની સાથે ભારતનાં રાષ્ટ્રીય હિતોની સાથે પણ સર્વથા સુસંગત હતો. પોતાના એ ઉચ્ચારણમાં કે 'યુનો'ની સલામતી સમિતિના ઠરાવમાં રશિયાને સીધો ફીટકાર આપવાથી અળગા રહેવામા જે વિચક્ષણતાનો પરિચય શ્રીમતી ગાધીએ આપ્યો તેની એ અધડાના તમામ પક્ષકારો તરફથી કદર થઇ જ છે.

આમ વિદેશ–નીતિના ક્ષેત્રે ભારતની થોડી પુનઃ પ્રતિષ્ઠા થઇ છે એમ કહી શકાય.

આંતરિક રાજકારણના ક્ષેત્રે, ગયે વર્ષે જે દહેશતો નજરે ચઢતી હતી તે બધી જ વર્ષ દરમ્યાન આવી મળવાં છતાં તેમાંથી ઉભી થનારી અનવસ્થાને કેન્દ્ર સરકાર જે રીતે અળગી રાખી શકી છે તે આપણને સાત્વિક અરમાન ઉપજાવે તેવી રહી છે.

વર્ષ દરમ્યાન રાજકીય કક્ષાનું બંધારણીય રાજકારણ આઠ રાજ્યોમાં અને બે સંઘશાસિત પ્રદેશોમાં ઘાતક પ્રહસન જેવું બની ગયું હતું. પશ્ચિમ બંગાળ, બિહાર, ઉત્તર પ્રદેશ, પંજાબ, હરિયાણા, મધ્ય પ્રદેશ, મણિપુર અને પોંડીચેરી એ બધામા વિધાનસભાઓના પક્ષાંતરોને કારણે શાસનતંત્રોમાં બબ્બે ત્રણ ત્રણ વાર પલટા આવી ગયા. પ્રત્યેક પલટાને પરિણામે શાસનની સ્થિરતા ઘટતી ચાલી અને કાયદો અને વ્યવસ્થાની પરિસ્થિતિ વણસતી ચાલી. જે રીતે એ બધાં નાટકો ભજવાઈ રહ્યાં હતાં તેનું કડીબંધ નિરૂપણ આપણા બંધારણીય રાજકારણના ઇતિહાસનું એક રોમાંચક પ્રકરણ બની રહે તેમ છે.

પરંતુ ભાવિ પેઢીઓનેજે સ્થિતિ રમૂજ ઉપજાવનારી લાગશે તે, તેનો ભોગ બનેલી ચાલુ પેઢી માટે અત્યંત ઉગ ઉપજાવનારી હતી. એ ઉદ્વેગને શમાવવા અને દેશના વિશાળ ભાગોને સંભવિત અરાજકતામાંથી ઉગારી લેવા માટે કેન્દ્રની કોંગ્રેસી સરકારે જે દ્રઢતા અને દક્ષતાનો પરિચય આપ્યો તે દેશજનોને આશ્વાસન આદર અને અરમાન ઉપજાવે તેવો રહ્યો છે.

અરાજકતાના એ વાયરાઓ સામે વડા પ્રધાન શ્રીમતી ગાંધીએ એવો હુંકાર કર્યો હતો કે આ દેશના યોગક્ષેમ વિશે કોઇએ વિમાસણ અનુભવવાનું કારણ નથી. કેન્દ્રમા એક મજબૂત અને કર્તવ્યપરાયણ તંત્ર હસ્તી ધરાવે છે, અને તે કોઇપણ પરિસ્થિતિને કાબૂમાં રાખી શકે તેમ છે. મોરારજી દેસાઇના સાથવાળી કેન્દ્રની કોંગ્રેસી સરકાર વિશે જે વાત સાચી હતી તે કોંગ્રેસ સંસ્થા માટે સાહસ નહોતી જ. એ સંસ્થાએ બંગાળના ઝાંખેરી સંયુક્ત મોરચાના વિસર્જન કાળે ભોળપણું દાખવ્યું; અને બિહાર, બંગાળ, પંજાબ વગેરેમાં પક્ષાન્તરકારીઓની લઘુમતી ટોળકીઓને સત્તારૂઢ બનવામાં સહાયભૂત થઇને પોતાના કહાપણ, નૈતિક પ્રતિષ્ઠા અને તે તે રાજ્યની પ્રજાના હિતને ઘણી હાનિ પહોંચાડી.

પણ કેન્દ્રની કોંગ્રેસી સરકારે તો અવશ્ય રંગ રાખ્યો. એ પ્રત્યેક રાજ્યમાં આખરે તેણે રાષ્ટ્રપતિનું શાસન સ્થાપી દીધું. હરિયાણામાં મધ્યસત્ર ચૂંટણી કરાવી કોંગ્રેસનો વાવટો ફરકાવ્યો; એવું જ મણિપુરમા પણ કર્યું;

અને હવે બિહાર, બંગાળ, ઉત્તર પ્રદેશ અને પંજાબમાં મધ્યસત્ર ચૂંટણીઓ તોળાઇ રહી છે. એ ચૂંટણીઓનાં પરિણામો તે તે રાજ્ય માટે એકંદરે સુશાસન અને સ્થિરતાના સંયોગો ઊભા કરશે કે કેમ તે જોવું રહે છે. પરંતુ લાગે છે તો એવું કે જો એમાંના કોઇના રાજ્યોમાં કોંગ્રેસ પક્ષ બહુમતી મેળવી શકશે તો તે સ્થાનિક કોંગ્રેસીઓની લાયકાતને આભારી નહિ હોય પણ બિન કોંગ્રેસી પક્ષોની રાજકીય નપાવટતા અને મતદારોના સ્વભાવગત શાણપણને જ આભારી હશે.

રાજકીય પક્ષોની વિચારનિષ્ઠા અને આંતરિક શિસ્તની દૃષ્ટિએ તો જાણે કે આપણા તમામ પક્ષો વચ્ચે નપાવટતાની હરીફાઇ ચાલી રહી છે. કોંગ્રેસપક્ષના માનવીઓ શાસનની સપાટીએ જરા ઠીક દેખાવ કરી રહ્યા છે. પરંતુ એ સપાટીએ પણ તેમનામાં વ્યક્તિગત અને જૂથગત રીતે ખેંચતાણો તો ચાલી જ રહી છે, તે શાસનની સ્થિરતાને જોખમાવતી નથી એટલું જ. સંસ્થાકીય સપાટીએ તો જાણે તેમનામાં રાજકીય ભુચરમોરી જ ચાલી રહી દેખાય છે

વિરોધ પક્ષોમાં જનસંઘ પોતાનું સંગઠન પ્રમાણમાં ઠીક સાચવી રહ્યો છે, પણ વિચારના ક્ષેત્રે તેનું દારિદ્ર દયા ઉપજાવે એવું છે. સામ્યવાદી પક્ષમાં જમણા–ડાબાના બે ભાગ પડ્યા પછી ડાબામાં ફરી બે ભાગ પડ્યા છે; અને ચેકોસ્લોવેક પ્રકરણને નિમિત્તે જમણામાં બે ભાગ પડવાની ઘડીઓ જાય છે. ડૉ. લોહીઆના અવસાન પછીથી તેમની સર્જતરૂપી 'કોંગ્રેસ વિરોધવાદ' અને તેમના સંયુક્ત સમાજવાદી પક્ષની એકતા તેમ જ અસરકારક લડતનો અંત આવ્યો છે. અને સ્વતંત્ર પક્ષના મહામંત્રી પદેથી એના પ્રાણ જેવા શ્રી. મસાનીએ રાજીનામું આપ્યું છે એટલા પરથી જ તેની હાલતનો ખ્યાલ આવી શકે છે.

આમ કોંગ્રેસથી લોકોને સંતોષ નથી : અને તેના વિકલ્પની આશા તો પહેલાં કરી હતી તે હવે વધુ ઓસરી ગઇ છે. પરંતુ એ વાદળીના વળ તો આગળ સામાન્ય ચૂંટણી વખતે જ ઉખળવાના. તે દરમ્યાન હાલ તો પોતાની બંધારણીય સર્વોપરિતા અને દક્ષતા અને દક્ષતાનો પરિચય આપી રહેલ કેન્દ્રના કોંગ્રેસી મંત્રીઓ પ્રજા ક્ષેમ કુશળ છે, કલ્યાણ પંથે છે કે કેમ તે વિશે કોઇ નિશ્ચિત અભિપ્રાય અત્યારે ઉચ્ચારી શકાય તેમ નથી. ●●●

## આર્થિક પ્રવાહો :... ... સી. એલ. ઘીવાળા

આપણી આર્થિક પરિસ્થિતિ હજુ પણ વર્ષાઋતુ પર નિર્ભર છે. ખેતીવાડી દ્વારા વધુ ઉત્પાદન આપણી આર્થિક પરિસ્થિતિને વધુ મજબૂત બનાવે છે તે સર્વવિદિત છે. આપણા નાયબ વડા પ્રધાન નાણામંત્રી શ્રી મોરારજી દેસાઇએ બજેટ રજૂ કરતી વેળાએ ખેતીવાડી-કૃષિ ઉત્પાદન દ્વારા આવકમાં સધ્ધર વધારો કરવાની હાકલ કરી છે. આ ઉત્પાદનવધારો શક્ય બનશે તો નિકાસવૃધ્ધિ તથા ઊંચે જતા ભાવોમાં ઘટાડો કરવાનું શક્ય બનશે.

ગત વર્ષનાં ફળદાયી નીવડેલા ચોમાસાના પ્રતાપે દેશનાં અમુક ભાગોમાં ખેતીવાડીની વિવિધ પેદાશોના ઉત્પાદન વધારો ને તેમાંય અન્નક્ષેત્રે ઉત્પાદન ૯૫ કરોડથી એક અબજ સુધી જણાયું હતું

પરંતુ આ ચોમાસું આપણે કમનસીબે ફળદાયી નહિ પણ અમુક અંશે શ્રાપરૂપ નીવડ્યું છે. નદીઓના પૂરનાં પાણીએ દેશનાં અમુક ભાગોમાં દુષ્કાળની પરિસ્થિતિ સર્જાઇ છે. સાથે સાથે દેશના અમુક ભાગોમાં ચોમાસાની સતત રહેલી ખેંચને કારણે દુષ્કાળની પરિસ્થિતિ સર્જી છે આમ લીલા તથા સૂકા દુષ્કાળના પથરાયેલા ઓળા સામે આપણી આર્થિક તાકાતે કસોટીની એરણ પર ચડવાનું છે.

ચોમાસા દરમ્યાન વિફરેલી નદીઓનાં પૂરે વિનાશક સ્વરૂપ ધારણ કરી ગુજરાતના ભિન્ન ભિન્ન જિલ્લાઓમાં નુકસાન તથા તારાજીનો અંદાજ કાઢવો અશક્ય બને તેવી હાલત કરી છે. આને કારણે જાહેર તેમ ખાનગી સંપત્તિ, અને ઉદ્યોગોને હાનિ પહોંચી છે એટલું જ નહિ પણ અસંખ્ય માણસોને ઘરબાર વગરના રઝળતા કરી મૂક્યા છે. આ સાથે સાથે સંપત્તિ, ઉદ્યોગો તથા નિરાશ્રિત બનેલાં માણસોના પુનર્વસવાટનો પ્રશ્ન આર્થિક ક્ષેત્રે પ્રાણપ્રશ્ન બની રહ્યો છે.

આ અણધારેલી મુશ્કેલ પરિસ્થિતિનો મક્કમ હૃદયે સામનો કરવા માટે, ગુજરાત સરકાર, રાજ્ય તેમ જ મુંબઇના નાગરિકો દ્વારા રાહત માટેનાં જે પગલાંઓ લેવાયાં છે તે પ્રસશ્ય છે એટલું જ નહિ પણ ધાર્યા કરતાં પહેલાં ઉદ્યોગો, ધંધા–રોજગાર અને માનવીઓને પગભર કરવાના પ્રયત્નોથી આશાવાદ બંધાયો છે.

ગુજરાત રાજ્યના વિકાસ પામતા ઉદ્યોગો જેવા કે ઇજનેરી, વીજળીક યંત્રશાળ કામ, જરી, હીરા કાપવાનો ઉદ્યોગ, તથા હવે તો અમુક ગૃહઉદ્યોગોને નુકશાન પહોંચ્યું છે તે પ્રજાના ઊંચા નૈતિક ધોરણ તથા રાજ્ય સરકાર તથા રાજ્ય બહારના નાગરિકોના સહકારથી ઉપર ઠેલું તેમ વાળી લેવાશે તે નિ:શંક છે.

જ્યારે ગુજરાત પૂરને કારણે લીલા દુકાળને દ્વારે હતું ત્યારે અન્ય વિસ્તારો જેવા કે સૌરાષ્ટ્ર, બનાસકાંઠા, કચ્છ, સાબરકાંઠા તથા પંચમહાલ જિલ્લાઓને વરસાદની એકદમ ખેંચને કારણે સૂકો દુકાળ જોવો પડ્યો છે.

આ બેવડી પરસ્પરવિરોધી પરિસ્થિતિને કારણે રાજ્યની ખેતીવાડીની જરૂરિયાતોએ હવે પ્રમાણમાં અપૂરતી કહી શકાય તેવી વિદ્યુત શક્તિ ઉપર આધાર રાખવાનો રહે છે.

ઔદ્યોગીક ક્ષેત્રને ઝડપથી પુનર્જિવીત કરવાનું ચિત્ર અત્યારે તો ઝાખું લાગે છે. સારા પાકની સ્થિતિ તથા વિશાળ બનતી જતી ખેતીવાડી પૂરક ઉદ્યોગોની પ્રવૃત્તિનો તાત્કાલીક લાભ મળી શકે તેમ નથી. સાચું પૂછો તો આજની પરિસ્થિતિ જોતાં ઔદ્યોગિક નિર્માણ—ગત વર્ષના સવા ટકાથી ૭ ટકા આ વર્ષે વધી શકે છે કે નહીં? તાજેતરમા ફરી વળેલા મંદીના મોજાને કારણે ઘણા ખરા ઉદ્યોગો તેમની શકિત કરતાં નીચલી સપાટીએ કામ કરી રહ્યા છે, તે પુનઃ સ્થાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. આ ઉદ્યોગોમાં ઇજનેરીને લગતો લોખંડનાં કાસ્ટીંગ્સનો ઉદ્યોગ, લોખંડની ભઠ્ઠીનો ઉદ્યોગ, વિગેરેનો સમાવેશ થાય છે. ચોમાસાની ખેંચને કારણે મુંબઇ–પૂના ઔદ્યોગિક એકમના વિસ્તારમાં સ્થિર થયેલા ઉદ્યોગોને વીજળીની અછતને કારણે સહન કરવું પડશે જેની અસર ઉત્પાદન પર થવાની જ.

આજ સુધી ભાવસપાટીને જાળવી રાખવાનો કે નીચે લાવવાનો આશાવાદ સેવાતો હતો પરંતુ અન્ન ઉત્પાદનમા નોંધાયેલા ૨૧ ટકાના ચોખ્ખા વધારાના કારણે મોંઘવારી ભથ્થામાં સતત વધારો કરવો પડે છે. પરિણામે ઉદ્યોગને ઘટતી જતી માંગ તથા વધતા જતા ઉછાળા વચ્ચે રોંસાવું પડે છે.

પરંતુ આર્થિક પ્રવાહના અદળા આવેગ સામે આપણી સુધરતી જતી નિકાસપ્રવૃત્તિ ઊજળી આશા જન્માવે છે.

તાજેતરમાં ઇજનેરી ઉદ્યોગની બનાવટો, રેલ્વેનાં વેગનો, લોખંડ–પોલાદની બનાવટો તથા અમુક કેપિટલ માલ સામાનની વિદેશી બજારોમાં અથાક પ્રયત્ને ઊભી થયેલી માંગ આપણું ધ્યાન જરૂર ખેંચે છે. વિદેશી બજારોમાં આપણે સજ્જ મુકાબલો કરવો પડે છે. હવે સમય જરૂર પાકી ગયો છે. જો હરીફાઇમાં ઊભા રહેવું હશે ને નિકાસ વધારવી હશે તો માલની પડતર કિંમતમાં યેન કેન પ્રકારે ફેરફાર કરી નિકાસ માટે પોસાય તેમ પડતર કિંમત આપવી પડશે

વિદેશી હુંડિયામણની આપણી જરૂરિયાતો આજ સુધી તીવ્ર રહી છે. કમનસીબે વિદેશી હુંડિયામણની જે મદદનું વચન આજ સુધી પળાયું નથી. અમેરિકન સરકાર તથા ઇન્ટરનેશનલ ડેવલોપમેન્ટ એસોસિયેશન આ બે આપણી અંગેની જરૂરિયાતો મોટા ભાગે પૂરી પાડે છે પરંતુ આ સાલ તેમના તરફથી ચોકકસ ને ખપની માગ પૂરી પડાશે કે નહિં તે શંકા છે. વિશ્વ બેન્કને તાજેતરમાં સંબોધતા આપણા વિત્તમંત્રીએ આ બાબતમાં ઊંડી નિરાશા વ્યકત કરી છે ને વધુ સહાય માટે માંગણી કરી છે. જો વિદેશી સહાયમાં કોઇ આશાજનક સુધારો નહિં જણાય તો ન છૂટકે આપણે આપણી આયાતનીતિને વિદેશી હુંડિયામણ કરકસરથી વાપરવા વધુ કડક બનાવવી પડશે. એક ખરેખર ચિંતાજનક પરિસ્થિતિ વિદેશી હુંડિયામણની અછત સર્જશે તેમ લાગે છે. પ્રત્યેક ભારતીય નાગરિકે આ પરિસ્થિતિનો સમજી વિચારીને સામનો કરવા સરકારની સહાયમાં ઊભું રહેવું પડવું હવે અનિવાર્ય થઇ ગયું છે. હુંડિયામણની અકળાવતી આપણી પરિસ્થિતિને લીધે અગાઉની લોનની ચૂકવણી આપણા શિરે છે વળી આ લોનો ચૂકવવા વિદેશી હુંડિયામણની પાછી લોન લઇ કે મદદ લઇ દેવાની ચૂકવણી કરવી પડશે.

આની અસર આપણા રાષ્ટ્રીય આયોજન ઉપર રોજબરોજ જરૂર થાય છે. ચોથી પંચવર્ષીય યોજના દરમ્યાન લોનોની ચૂકવણી તથા અન્ય ભરણાંઓના પ્રશ્નથી આયોજનપંચ માહિતગાર તો છે જ. રાષ્ટ્રીય અર્થતંત્રની બચતમાં ૮ ટકાથી ૧૨ ટકાનો વધારો, પ્રતિ વર્ષે રાષ્ટ્રીય નિકાસમાં સાત ટકાનો વધારો, વિદેશી મૂડી સહાય મળે છે તે કરતાં અડધી મળશે તેવો અને જાહેર ક્ષેત્રમાં પ્રમાણમાં સારા જેવા નફાનો

આશાવાદ આ સહુ પ્રાપ્ય સાધનો હોવા છતાં ચોથી પંચવર્ષીય યોજનાનું ચિત્ર અમુક રીતે જરૂર નિરાશ કરે તેવું છે.

છતાંય અર્થતંત્રને વધુ સંગીન બનાવવા માટે વધારે ને વધારે પ્રાપ્ત સાધનોનો માર્ગ શોધવો પડશે. આયોજનપંચ તથા વિત્તાલય વચ્ચે ચોથી યોજનાના અંદાજ વિષે હજુ અમુક પ્રકારના મતભેદો જણાય છે. આ મતભેદો જાહેર ક્ષેત્રો દ્વારા આવકના પ્રાપ્ય સાધનો અંગે છે. ખેતીવાડીની આવક હાલ તરત તો કરવેરાના માળખાની બહાર છે.

આ તો થઇ મોટે ભાગે વિદેશી હૂંડિયામણની વાત. પરંતુ ઘર આંગણાનાં સાધનોની પ્રાપ્તિ નિરાશા ઉત્પન્ન કરે છે. અહીં પણ આયોજન પંચ અને વિત્તાલય વચ્ચે મતભેદનું દર્શન છે. વિત્તાલય માને છે યોજના કુલ રૂા. ૨૦,૩૦૦ કરોડની હોવી જોઇએ જ્યારે આયોજન પંચ તેની સીમા રૂા. ૨૬,૧૬૦ કરોડ પર અંદાજવા માગે છે.

આપણે ખરેખર મહાન અને મહત્ત્વના પ્રશ્નોનો મુકાબલો આપણા અર્થતંત્રની સંગીનતા માટે કરવો પડે છે. આપણી નીતિ વાસ્તવિક ને દૂરંદેશી નહિ હોય તો આર્થિક ક્ષેત્રે આપણે પાછા પગભર થઇ શકીશું નહીં. માત્ર વિચારો કે તરંગોમાં રચ્યા કરીને જે રીતે બધું કરતાં આવ્યા છીએ તે હવે તો નહીં ચાલે.

આજની મજૂર ચળવળ સાચા અર્થમાં દેશના ઉદ્યોગો, અર્થકારણ, રાજકીય અને જનજીવન માટે શું હિતમાં કાર્ય કરે છે? આ પ્રશ્ન આજકાલ સહુના મનમાં જાતજાતના વિચારો જન્માવે છે. ઉદ્યોગ ક્ષેત્રે ફૂંકાતો હડતાળો, ઘેરાઓ, સત્યાગ્રહ વિગેરેનો પવન આપણને નુકસાનકર્તા જ છે તે સબંધ ધરાવતા સર્વને હવે લાગ્યું છે. મધ્યસ્થ સરકારના કર્મચારીઓની તાજેતરની હડતાળ સરકારને ભાંગી પાડવાનાં આશયથી જ પાડવામાં આવેલી. આ હડતાળે સરકારને સ્વપ્નમાંથી જગાડી છે એટલું જ નહિ મોટો પડકાર ફેંક્યો છે.

રાષ્ટ્રીય ઉત્પાદન પ્રમાણમાં ધીમી ગતિએ ચાલી રહ્યું છે ત્યારે જરૂરિયાતો પ્રમાણે ભથ્થું માંગવું તે ચારક-વર્ગ માગે તે વ્યાજબી ન કહેવાય. આના પ્રતિઘોષ રૂપે એ રાજ્યે તો મધ્યસ્થ સરકાર સામે લડાઇનાં ધોરણે પડકાર ફેંક્યો છે, આપણાં સર્વોદય આગેવાન અને એક વખતના આગેવાન મજૂરનેતાએ સાચું જ કહ્યું છે કે વધુને વધુ ભથ્થામાં વધારા સામે ઓછામાં ઓછું કામ આજનો ક્રમ બનતો જાય છે. આપણે રાષ્ટ્રીય ભાવનાથી પોતપોતાની શક્તિ પ્રમાણે પ્રમાણિકપણે કામ કરવાની વૃત્તિ નહીં કેળવીએ તો દેશ અર્થાત્ આપણે સહુ જોત જોતામાં કેંકાઈ જશું. ●●●

## અડસઠની સાલનો સડીયલ ફાલ: હરિન મહેતા

ધરતીનું હીર જેમ જેમ ખૂટતું જાય છે તેમ તેમ ફાલ પણ ફીકો પડતો જાય છે.

વહી ગએલાં થોડાં વર્ષો દરમિયાન રૂપેરી ધરતીએ નિપજાવેલા ફાલ પર નજર ફેરવતાં પણ કહી શકાય કે રૂપેરી ધરતીનાં હીર ખૂટવા લાગ્યાં છે.

એક સમયે જ્યાં ન્યુ થીએટર્સ; પ્રભાત અને બોમ્બે ટોકીઝ સમી હરિયાળી વાડીઓ આંખ અને અંતર તૃપ્ત થાય તેવો ફાલ અર્પણ કરતી હતી ત્યાં આજે વૈભવના વાયરાએ વેરાન બનાવેલો વગડો નજરે પડે છે.

એક યુગ એવો હતો જ્યારે વર્ષને અંતે સાલનાં દસ શ્રેષ્ઠ ચિત્રો ચૂંટવામાં અત્યંત સાવધ રહેવાની ફરજ પડતી હતી. કારણ કે કોઇને પણ અન્યાય થઇ જવાનો સંભવ રહેતો હતો. જ્યારે છેલ્લાં કેટલાંક વર્ષોથી દસ તો શું પણ ટચલી આંગળીને ટેરવે ગણાય તેવાં ત્રણ સર્વાંગ સુંદર ચિત્રો પણ શોધ્યાં મળતાં નથી.

સરી ગએલી અડસઠની સાલના ફાલને લક્ષમાં લેતાં તો ઘણા ઊપજે છે. વહી ગએલા વર્ષમાં જેને ખરેખર કલાત્મક અથવા સર્વાંગસુંદર કહી શકાય એવું એક જ ચિત્ર રૂપેરી કેડી પર ભૂલું પડયું —'મજલી દીદી'

પરંતુ ટિકિટબારી પર આ ચિત્રનો જે અંજામ આવ્યો તે સહી લીધા બાદ તેના નિર્માતા હેમંતકુમારે મને એટલું જ જણાવ્યું હતું કે 'તમે વિવેચકો અવારન-વાર કહો છો અમને સારાં ચિત્રો આપો. પરંતુ હું કહું છું અમને સારો પ્રેક્ષકવર્ગ આપો.'

શરદબાબુની નવલ પર આધારિત 'મજલી દીદી' ને ભારતભરમાં જે નિષ્ફળતા મળી એનાથી જેટલું દુઃખ હેમંતકુમારને થયું હતું એથી વિશેષ કદાચ વિવેચકોને થયું હશે. કારણ કે 'મજલી દીદી' વિષયનિરૂપણની દ્દષ્ટિએ પણ ઉત્તમ હતું. આ ચિત્ર દ્વારા દિગ્દર્શક રીસીકેષ મુકરજીએ ફરી દર્શાવી આપ્યું કે દરેક કલાકૃતિ કંડારતી વેળાએ એ કલેવર કરતાં વધુ કાળજાની કાળજી રાખે છે.

ભારતભરમાં સર્વત્ર નિષ્ફળ નીવડેલા આ ચિત્રને જ્યારે ગુજરાતમાં પણ ઠંડો સત્કાર સાંપડયો ત્યારે નિર્માતા સ્વરકાર હેમંતકુમાર આ હકીકત સ્વીકારવા તૈયાર ન થયા...' ટાગોર અને શરદબાબુના ચાહક સંસ્કારી ગુજ-રાતમાં આવું ચિત્ર નિષ્ફળ નીવડે એ માનવા હું તૈયાર નથી. જરૂર આ ચિત્રની રજૂઆતમાં કે પ્રચારમાં કંઇક

ખામી રહી જવા પામી છે'

ગુજરાત પર આ પ્રકારનો મદાર બાંધનાર આ ખેલદિલ કલાકારે કહ્યું 'ચાલો આપણે અમદાવાદ જઇ જાત તપાસ કરીએ.'

અને અમદાવાદની ખેપ ખેડ્યા બાદ જ્યારે હેમંતદાને ખાત્રી થઇ કે અહીં પણ પ્રેક્ષકોનો અણસાર બદલાઇ રહ્યો છે ત્યારે અમે જેની મહેમાનગતી માણી હતી એને રાજી રાખવા થોડા ગીતો ગાઇ હેમંતદા એ મુંબઇ આવતું વિમાન પકડયું.

વાર્ષિક વિહંગવલોકનમાં આ પ્રકારની અસંગત વાત સાંકળી લેવા પાછળ એક જ ઉદ્દેશ છે. અગર હેમંતકુમારને સ્થાને બીજો કોઇ પણ નિર્માતા હોત તો તેણે 'મજલી દીદી' સમા નિષ્ફળ અખતરા બાદ તરત 'મહાન તારકો'ને રોકી 'મેમસાબ' જેવું શીર્ષક જાહેર કર્યું હોત. અને આ ચિત્રના પૂર્વપ્રચારમાં નટીનાં અંગોનું પ્રદર્શન કરી......અર્ધું ચિત્ર ઇગ્લન્ડમાં ઝડપાશે એ મુજબની ઘોષણા કરી હોત પરંતુ હેમંતકુમારે આંગળીઓ દાઝયા બાદ પણ આદર્શની આરતી ઉતારવાનો મનસુબો કર્યો છે. આજ આ નિર્માતા–સ્વરકાર બે કલાત્મક બંગાળી ચિત્રો 'પલાતક' અને 'દીપ જોલે જાય'ને હિંદીમાં સર્જી રહ્યા છે.

કમનસીબે આવા સજાગ નિર્માતાઓ અપવાદરૂપ હોવાને કારણે આજે આપણને સાલભરમાં એક જ સુંદર ચિત્ર મળે છે.

'મજલી દીદી' ઉપરાંત અડસઠની સાલમાં ઉલ્લેખનીય કહી શકાય એવાં બે ચિત્રો આવ્યાં......'બુંદ જો બન ગઇ મોતી' અને 'આદમી'.

'બુંદ જો બન ગઇ મોતી'માં નિર્માતા–દિગ્દર્શક શાંતારામ પોતાની પ્રણાલિ અનુસાર એક નોખો અને ઉપયોગી વિષય જરૂર લઇ આવ્યા. પરંતુ આ ચિત્ર નિહાળ્યા બાદ લાગ્યું કે એક સમયના આ સિદ્ધહસ્ત દિગ્દર્શક હવે કચકડાના માધ્યમ પરથી પકડ ગુમાવવા લાગ્યા છે. અલબત્ત આ બદલ જવાબદાર શાંતારામ ખુદ છે. કારણ કે પોતાના કીર્તિગઢમાંથી નીચે ઊતરી બહાર શું બની રહ્યું છે એ નિહાળવા તેઓ તૈયાર નથી પરિણામે એ સમયના વહેણથી છૂટા પડી ગયા છે. લગભગ પછાત રહી ગયા છે.

'આદમી'માં પણ આકર્ષક વિષયને જરૂર સ્થાન મળ્યું. પરંતુ આ વિષયની માવજત 'મદ્રાસી શૈલી' પ્રમાણે કરવામાં આવી હોવાને કારણે 'આદમી'નો અવતાર એળે ગયો. આમ છતાં માત્ર દિલીપકુમારના અભિજાત અભિનયને કારણે 'આદમી'ની નોંધ લેવી જરૂરી છે.

અડસઠની સાલમાં રજૂઆત પામેલાં લગભગ સિત્તેર ચિત્રોમાંથી સારાં કહી શકાય એવાં માત્ર ત્રણ ચિત્રો તારવવાનું પણ જ્યારે કઠીન બને ત્યારે બાકીનાં ચિત્રોનું ધોરણ કેવું હશે તે કલ્પી શકવું મુશ્કેલ નથી.

સાફ શબ્દોમા કહીએ તો અડસઠની સમીક્ષા માત્ર એક જ વાકયમાં થઇ શકે...'સહીઅલ રૂપેરી ફાલ ધરી સરી ગએલી અડસઠની સાલ'. ●●●

---

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ અન્વયે 'ઉત્તરા' વાર્ષિક અંગેની માહિતી.

ફૉર્મ નં. ૪.

(રૂલ નં. ૮ અનુસાર)

૧ પ્રકાશન સ્થળ : સાહિત્ય ભારતી
૮, નવયુગ સોસાયટી: એન. એસ. રોડ નં. ૪. વિલેપારલે, (પશ્ચિમ) મુંબઇ-૫૬-AS.

૨ પ્રકાશનની સામયિકતા : વાર્ષિક

૩ મુદ્રકનું નામ : પ્રમથેશ મહેતા
રાષ્ટ્રીયતા : હિન્દી.
સરનામું : નં. ૧ પ્રમાણે

૪ પ્રકાશકનું નામ : પ્રમથેશ મહેતા
રાષ્ટ્રીયતા : હિન્દી.
સરનામું : નં. ૧ પ્રમાણે.

૫ તંત્રીનું નામ : શિરીષ મહેતા
રાષ્ટ્રીયતા : હિન્દી
સરનામું નં. ૧ પ્રમાણે

૬ સામયિકના માલિકો અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ સરનામાં :–
સાહિત્ય ભારતી. ભાગીદારો :–
૧ શિરીષ મહેતા
૨ પ્રમથેશ મહેતા
૩ શ્વેતલતા મહેતા
સરનામું : નં. ૧ પ્રમાણે.

હું, પ્રમથેશ મહેતા આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

પ્રમથેશ મહેતા
પ્રકાશક

ઑક્ટોબર ૧૫, ૧૯૬૮

# ઉત્તરા

વાર્ષિક

•

વર્ષ પાંચમું

•

અંક પાંચમો

•


મુદ્રણસ્થાન :

સુજાતા પ્રિન્ટીંગ પ્રેસ

જ્યોતિ સ્ટુડિયો કમ્પાઉન્ડ,

કેનેડી બ્રિજ, મુંબઇ–૭.

•

મુદ્રક : પ્રકાશક

પ્રમથેશ મહેતા

•

મુખપૃષ્ઠ :

'ચંદુ'

•

સંપાદક :

શિરીષ મહેતા

•

સાહિત્ય ભારતી પ્રકાશન

૮. નવયુગ સોસાયટી, એન. એસ. રોડ નં. ૪,
વિલેપારલે (પશ્ચિમ), મુંબઈ–૫૬

કિંમત રૂપિયા ત્રણ

## આ અંકમાં... ... ... ... ...



●●●

# ઉત્તરા

વાર્ષિક

વર્ષ ૫ મું ૧૯૬૯ અંક ૫


## म हा त्मा

वे हजारों पीडितोंकी झोंपडियोंमें घूमे दरिद्रनारायणकी लंगोटी पहन कर । उन्होंने उनसे बातें की उन्हीं की जबानमे । सत्य मानों जड रहकर नहीं पर सजीव बनकर घूमा । हिन्दकी जनताका दिया हुआ महात्मा ही उनका सच्चा नाम है । हिन्दकी जनताको उनसे बढकर और किसने अपनाया था ? प्रेम भारतके द्वार पर आया और उसका सुंदर स्वागत हुआ । प्राचीन कालमें जैसे भगवान बुध्ध के बिरादरी और जीवदयाके उपदेशोंसे हुआ था वैसे ही गांधीजीके नादसे भारतका गारव फिरसे नवपल्लवित हुआ ।

— रवीन्द्रनाथ टागोर

# પાંચમું પગલું.......

## ૧૯૬૫ થી ૧૯૬૯

'ઉત્તરા'ની પાંચ વર્ષની આ મજલ કેટકેટલાં સુખદ સંસ્મરણો જગાડી જાય છે.

ચોક્કસ ધ્યેય અને પૂરી નિષ્ઠા સાથે પાંચ વર્ષ અગાઉ 'ઉત્તરા'ના પ્રકાશનમાં જ્યારે ઝંપલાવ્યુ ત્યારે આવી પ્રવૃત્તિઓથી દાઝેલાઓ અને અનુભવીઓએ લાલબત્તી દેખાડી હતી રોજિંદા વ્યવસાયની સાથે આવી પ્રવૃત્તિ 'આંગળી સુણીને થાભલો' ભલે ન થાય, પણ આગળી પણ જો સલામત રહી શકે તો એ ય આશ્વાસન મારા માટે પૂરતું હતું. અગાઉથી જ 'ઉત્તરા'એ જગાવેલ આશા અને પછી પ્રતિષ્ઠાએ ચારે ય અંકોમાં જાહેરાતો દ્વારા એની આવક-જાવકના બંને પાસાંઓ સરભર કરી બતાવ્યાં એને હું મારું એક સદ્ભાગ્ય સમજું છું.

'ઉત્તરા'ના આ વર્ષના ગાંધી જન્મશતાબ્દી વિશેષાંક વિષેની જાહેરાત જ્યારે ગયા અંકમા કરાઇ ત્યારે એના કદનો ચોક્કસ ખ્યાલ નહોતો. એ જ્યારે આવ્યો ત્યારે ઘડીભર થયું કે આવું સાહસ ન કરવું. પરંતુ 'ડગલું ભર્યું' ત્યાંથી પાછા નવ હટવું" એ ઉક્તિ અનુસાર 'દેખા જાયેગા' કરીને ફરી રેતીમાં વહાણુ નાંગર્યું".

આવા ધુંધળા વાતાવરણમાં 'ઉત્તરા'ની તૈયારીઓ શરૂ કરી. ગાંધી વિભાગના લેખકો તથા તેમને આપવાના વિષયો નક્કી કરવાથી માંડીને મારા નિમંત્રણ સાથે પોતાનો અંગત ભલામણપત્ર લખી મારા કામને ખૂબ જ સફળ અને રસ્તાસર બનાવી આપવા બદલ ભાઇશ્રી નલિનભાઇ મહેતાનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

પૂ. ગાંધીજીની સાથે આ વર્ષમાં જ જેમની જન્મશતાબ્દી આવે છે એવા આપણા સાક્ષરો શ્રી આનંદશંકર ધ્રુવ તથા શ્રી બળવંતરાય ઠાકોર તથા ઉર્દુના મહાન શાયર ગાલિબને અંજલિ રૂપે એમને વિષે પણ આ અંકમાં ખાસ વિભાગો સમાવિષ્ટ કરાયા છે. 'ઉત્તરા'માં આ વર્ષે જેમની વાર્તા મળવાની આશા હતી એ આપણા લોકપ્રિય વાર્તાકાર શ્રી ચુનીલાલ મડિયાના દુઃખદ અવસાનની નોંધ લેવાનો વખત આવશે અને એમને અંજલિ રૂપે એમનો વિભાગ આપવાનો આવશે એની તો કલ્પના યે ક્યાંથી હોય ? આ સર્વ વિભાગો માટે સહકાર આપનાર લેખક [illegible] નો હું ખૂબ જ આભારી છું. એમાંયે સર્વશ્રી મધુકર મહેતા, દીપક મહેતા અને પ્રમોદકુમાર પટેલ પાસે તો તેમના લેખો માટેનો મારો પહાણી તકાદો હતો આ સર્વ અત્યારે યાદ કરું છું ત્યારે ક્ષોભ અનુભવું છું. આ મિત્રોએ મારા આ અવિનયનો ફક્ત ગણત્રીના દિવસોમાં લેખો તૈયાર કરી આપી જે સૌજન્યપૂર્ણ બદલો વાળી આપ્યો તે બદલ હું તેમનો ઋણી છું. આ બધા પાછળ મારી નેમ અંક કેમ સરસ બને એ જ માત્ર રહી છે અને રહેશે

અંકનુ છાપકામ શરૂ થયું ત્યારે માત્ર જૂજ જાહેરાતો મળી હતી, એ વખતે પણ ડર લાગ્યો કે આ અંક 'ઉત્તરા' નો છેલ્લો અંક તો નહિ બની રહે ને ? પરંતુ ઇશ્વરની અસીમ કૃપા અને મિત્રોનો સ્નેહભાવ ફરી એક વાર વર્ષી રહેતાં મિત્રો, સગાઓ, સ્નેહીઓ, વિજ્ઞાપનસંસ્થાઓ અને વેપારી પેઢીઓએ તેમની જાહેરાતો દ્વારા ફરી આ જ્યોતને આગળ ધપાવી છે એની હું સાચા દિલથી કદર કરી આભાર વ્યક્ત કરું છું.

'ઉત્તરા'ને જેમણે પોતાનું જ ગણ્યુ છે એવા સુજાતા પ્રેસના સંચાલક શ્રી શશીકાન્તભાઇ શાહને પણ હું કેમ ભૂલી શકું ? તેમની વ્યવસ્થાશક્તિ અને કામની ઝડપ પાસે હું પણ ઘણી વાર પીછેહઠ કરી ગયો છું. એમની આ લાગણી બદલ પણ હું તેમનો આભાર માનું છું. આ ઉપરાંત શ્રી હરીવદનભાઇ તથા પ્રેસના કમ્પોઝીટર ભાઇઓ ભાઇશ્રી બાબુભાઇ તથા શ્રી નાર્વેકરનો સ્વચ્છ અને ત્વરિત મુદ્રણકામ બદલ આભાર માનું છું. આ અંકના પ્રુફો જોવાની મહત્ત્વની કામગીરી સંભાળી લઇ ભાઇશ્રી રજનીકાન્ત પાઠક તથા શ્રી રૂસીભાઇએ પણ મને એહસાનમંદ બનાવ્યો છે.

ફિલ્મની દુનિયામાં 'ચંદુ'ના નામથી જાણીતા ખ્યાતનામ ફોટોગ્રાફર શ્રી ચંદુભાઇ જોષીને કશા જ પુર્વ-પરિચય વિના હું મળ્યો ઉત્તરાનો અંક તેમને આપ્યો એમને એ ગમ્યો. આ અંકનું મુખપૃષ્ઠ તૈયાર કરી આપવાના મારા સુચનને એમણે તરત જ વધાવી લીધું. ફોટોગ્રાફીની એમની આગવી પ્રતિભાનું પ્રતીતિરૂપ આ અંકનું મુખપૃષ્ઠ જ બની રહે છે. તેમની આ લાગણી બદલ તેમનો પણ હું ઋણી છું.

અને આમ સર્વ મિત્રોના સહકાર સાથે આ વણઝાર ફરી આગળ વધે છે...અસ્તુ:

— શિરીષ મહેતા

# કોઇ કહો ગાંધીને જઇને !

– કરસનદાસ માણેક

કોઇ કહો ગાંધીને જઇને
તમે ગયા આઝાદી દઇને
ને કરુણા–ભરપૂર મસ્તકે
અલાબલા અમ સૌની લઇને
સત્ય – અહિંસા કેરી પ્રતિષ્ઠા
ખાતર કૈં કૈં કષ્ટ સહીને;

તમે ગયા ને ગયું અજવાળું
હું ભારતને ક્યાંય ન ભાળું !

સૌ નિજનિજના સ્વાર્થો જોતા:
મદમતિ મતલબને રોતા:
પોતાના ઢાંકીને સૌના
પરમાણુ શા દોષો જોતા;
વાતવાતમાં ઉકળી પડીને
રહ્યા સહ્યા સંયમને ખોતા,
જાણે આપ જગતમાં, બાપુ,
કોઇ દિ' પ્રગટ થયા યે નહોતા

ને હતું આભ સદાયે કાળું !
હું ભારતને ક્યાંય ન ભાળું !

સૌ હુંપદના જાપ જપે છે:
ઐશ્વર્ય – આલાપ લપે છે:
સર્વોદયની વાત કરે પણ
અન્તરમાં તો આપ જપે છે,

ભલે ભાષણે, ત્યાગ વખાણે
સૌને મૂડી હેમ ખપે છે:
સુપ્રત અન્યને કરે શહીદી,
પોતાને તો ક્ષેમ ખપે છે:

એવું છે જડતાનું જાળું !
હું ભારતને ક્યાંય ન ભાળું !

સૌની નજર સિંહાસન ઉપર:
સત્તાના કો' આસન ઉપર:
ગંધાતા પાણીની નાની
તળાવડીના શાસન ઉપર
શ્રીમંતોમાં ખપવા કાજે
રંકો કેરાં રાશન ઉપર:
ત્યાગ અને સેવાને નામે
ઇન્દ્રિય તણા ઉપાસન ઉપર !

દશે દિશે તૃષ્ણાનું જાળું:
હું ભારતને ક્યાંય ન ભાળું !

વિરાટને સૌ વામન વીંખે:
માનવહિતનાં પીંખડાં પીંખે:
સત્તા – શોષની ગદા સર્વદા
રંકોની કાયા પર ઝીંકે,
સત્ય અહિંસા સંયમ સૌને
ચડાવી દઇ સગવડને શીંકે,

ફુડ-કપટથી વગર રજેલી
કૃપા તણા ટુકડાને ભીખે

વિવેકને દઇ તોતિંગ તાળું!
હું ભારતને ક્યાંય ન ભાળું!

કોઇને નગર ખપે છે મોટું,
કોઇ કહે વૈભવમાં લોટું,
કોઇને દેશ વિદેશે જ્યાં ત્યાં
મફતમહી દેવી છે દોટું;
કોઈને દૌલત ખટવવો, કોઇને
દુશ્મનને દેવી છે ચોટું,
કોઇ ને શીશ ચઢી જઇ સૌને
બાંધવું છે મોટું પાગોટું!

નથી ક્યાંય તૃષ્ણાને તાળું!
હું ભારતને ક્યાંય ન ભાળું!

કોઇને ફુલ ખપે, કોઇ ડાળી:
(દરેકને લૂંટવી છે વાડી!)
કોઇ વળી એવા પણ છે જે
ચહે જવા લઇ વૃક્ષ ઉખાડી!
કોઇ અધીરા ઊગતાં પહેલાં
અંકુર લુંટી જાય અનાડી:
મા સમસમતી મૂગી બિચારી
ક્યાં જઇ કહે બળતરા કાળી!

જ્યાં નિરખો ત્યાં કાળું જ કાળું!
હું ભારતને ક્યાંય ન ભાળું!

ઉત્તરની સામે દખ્ખણ છે
ને વાડીની સામે રણ છે,
પૂર્વની સામે ઊભું પશ્ચિમ,
તરુવરની સામે જો તૃણ છે!
અવિવેકનો દારૂ ઢીંચી
નગ્ન બની નાચે જણ જણ છે:
કેવો કરુણ જમાનો ચાલે
છૂટાં આજ અહીં કણ કણ છે:

રાષ્ટ્ર – ભાવનું નયું દિવાળું!
હું ભારતને ક્યાંય ન ભાળું!

છે ઊભી અણગણ્ય અહીં નાતો
એકમેકને મારતી લાતો;
સૌ જુદી જુદી ભાષામાં
જુદી જુદી કરતી વાતો!
સૌ મગ્ન નિજની નાનમમાં
સૌના જુદા છે ઉધમાતો·
દંભમહીં દિવસો વીતે ને
પ્રપંચમાં વીતે છે રાતો!

અન્ધકારમય ભાવિ ભાળું!
હું ભારતને ક્યાંય ન ભાળું!

એને હતું મંગલ સ્વપ્ન એક:
પાપો તણાં સૃષ્ટિ–પુરાણ થાણાં
ઉખેડીને, આ પ્રભુની ધરામાં
પુણ્યો તણું નંદન નવ્ય રોપવું
•••

*

પ્રુત્રા સત્ય સાથી અહિંસા–સુદાવી,
નમો ધન્ય ગાંધીગિરા ગુજરાતી!

— ઉમાશંકર જોષી

# મહાત્મા



મહાન કાર્ય કરતાં કરતાં ગાંધીજી 'મહાત્મા' બન્યા.

રાષ્ટ્રને આઝાદ બનાવીને 'રાષ્ટ્રપિતા' બન્યા.

સર્વ લોકો ઉપર પ્રેમ કરીને 'બાપુ' બન્યા.

પ્રેમ. કર્મયોગ. સાધના.

ધર્મવીર. લોકનેતા. વાત્સલ્યમૂર્તિ.

એ પુણ્યસંગમ ભાગ્યે જ કોઇ વિરલ વિભૂતિમાં જોવા મળ્યો હોય.

એક લક્ષનાં ત્રણ સ્વરૂપ.

એક શ્રદ્ધાનાં ત્રણ ફળ.

ને ત્રણેનાં મૂળમાં એક બીજ ને એક ભાવના. ગાંધીજીનું સાચું જીવનરહસ્ય. એમનું પ્રેરકબળ ને એમનો શક્તિભંડાર : ભગવાન ઉપરનો એમનો અટલ વિશ્વાસ.

ગાંધીજીનું આખું જીવન શ્રદ્ધાનો ચમત્કાર હતું. ઇશ્વર ઉપર અખંડ શ્રદ્ધા હતી એટલે એમના દિલમાં (ને એમનાં જીવનમાં) ધર્મ ખીલ્યો, સત્યની ઉપાસના થઇ, સાધના ફળી, ઇશ્વર ઉપરની શ્રદ્ધા એ ઇશ્વરની જીવંત મુર્તિ જેવા માનવીની સેવા કરવા પ્રેરે છે એટલે એ સાધના પ્રેમ ને સેવાને રાહે વળી. અને સેવાનો પહેલો આગ્રહ આત્માની જાગૃતિ ને વ્યક્તિનું (ને દેશનું) સ્વમાન છે એટલે આઝાદીનો ધ્વજ ફરકયો. શ્રદ્ધા હતી એટલે એ શ્રધ્ધા લઇને ગાંધીજી જનતાની પાસે, સર–

ફાધર વાલેસ

કારની પાસે, નેતાઓની પાસે ગયા. એ શ્રદ્ધાનુ રૂપાંતર સેવામા, લડાઇમા, સત્યાગ્રહમા થયું. પણ એક જ શ્રદ્ધા હતી દઢ હતી ને તે ફળી ઊઠી.

ગાધીજીના એક અંતેવાસી લખે છે :

'ગાધીજીના જીવનનું ધ્યેય ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનું હતું એ માનવબધુઓની સેવા મારફતે જ બની શકે એવી એમની દઢ માન્યતા હતી. એટલે માનવસેવા એ જ એમની પ્રભુસેવા હતી આથી માનવપ્રેમ એમના જીવનના પાયામા હતો આથી ગાધીજીની વિચારણામા માનવ કેન્દ્રમા હતો. 'માણસ કરતા કશું શ્રેષ્ઠ નથી' એ વાક્ય એમના જીવનમા ચરિતાર્થ થયું, કોઇ માની લીધેલા સિદ્ધાત કરતા માનવની સેવાને જ એ પ્રાધાન્ય આપતા ઇશ્વરનો સાક્ષાત્કાર. માનવપ્રેમ લોકસેવા

શ્રદ્ધાનો પ્રતાપ

આસ્થાનો મહિમા.

એ શ્રદ્ધા ગાધીજીના સંસ્કારોમા હતી, ને પોતાના મંથન ને સાધનાથી તેઓ એને દઢ ને સમૃદ્ધ બનાવતા ગયા શરૂઆતના વર્ષોમા એમણે જીવન વીમો ઉતરાવ્યો હતો. પછી વિચાર આવ્યો, 'પાલન કરનાર તો ઇશ્વર જ છે. અને વીમો રદ કરાવ્યો. એક સભામા જતી વખતે બાતમી મળી કે ગોરાઓ ગાધીજી પર હુમલો કરવાના છે. એટલે એમના મિત્ર ને ભક્ત કેલનબેક રિવોલ્વર લઇને એમની સાથે ગયા ત્યારે ગાધીજીએ એમને કહ્યું, 'તમને ભગવાન પર ભરોસો છે કે રિવોલ્વર પર? ફેકી દો રિવોલ્વર.' અને વર્ષો પછી કપરા સજોગોમાં ગાંધીજીની સલામતી ખાતર અબદુલ ગફારખાને એમના અંગરક્ષકો નીમ્યા ત્યારે 'મારો અંગરક્ષક ખુદા છે' એમ કહીને ગાધીજીએ એમને પાછા મોકલ્યા

એ શ્રદ્ધા ફક્ત દેહના રક્ષણ પૂરતી જ નહોતી. એ પ્રેમાળ ભગવાન મનનુ ને દિલનું પણ રક્ષણ કરશે. જીવનની અભિલાષા પૂરી કરશે, ભક્તિનુ સાચુ વરદાન આપશે એની ખાતરી પણ હતી.

ગાધીજીના આ હૃદયસ્પર્શી શબ્દો છે .

'અર્ધા સૈકાથી યે વધારે સમયથી આ કસીને કામ લેનારા માલિકનો હું રાજીખુશીથી ગુનામ બન્યો છું. વરસો વીતતા ગયાં છે તેમ તેમ એનો અવાજ મને વધારે ને વધારે સંભળાતો ગયો છે. અધારામા અંધારી એવી ઘડીએ પણ તેણે મને તરછોડ્યો નથી. તેણે ઘણી યે વાર મને મારી જાત સામે યે ઉગારી લીધો છે જેટલો હું તેને શરણે વધારે ગયો છુ, તેટલો મારો આનદ વધતો ગયો છે.'

શ્રદ્ધા એ હૃદયની મૂડી છે. જીવનની ફળશ્રુતિ છે. પણ એ શ્રદ્ધાને પોષવી જોઇએ, કેળવવી જોઇએ માટે ગાધીજી રોજ પ્રાર્થના કરતા. અંતર્મુખ રહેતા. ભગવાનના સાનિધ્યમાં જ જીવતા. પ્રાર્થના, મૌન, સાધના દ્વારા ભગવાન સાથેનો સબધ ગાઢો બનાવતા, શ્રદ્ધાનો પાયો અડગ બનાવતા પ્રાર્થના નિયમિત કરે. ચૂકે તો પ્રાયશ્ચિત કરે. પ્રાર્થનામાંથી બળ મેળવે.

રોજ ભારે જવાબદારીના કામ કરવાના. માટે રોજ શ્રદ્ધા જોઇએ. માટે રોજ પ્રાર્થના જોઇએ. આમ ગાધીજીની તપશ્ચર્યા ચાલી, એમની અખંડ શ્રદ્ધા બધાતી રહી અને એની પાસે તેઓ અદ્ભુત કામ લેતા રહ્યા

ને ગાધીજીની એ શ્રદ્ધા ફળી.

પ્રજા જાગ્રત થઇ.

આઝાદી આવી.

નવયુગની ઉષા પ્રગટી.

હવે ?

ગાધીજીના મરણ પહેલા થોડાક દિવસે એમના એક સ્નેહીએ એમને પોતાના પ્રાતમાં આવવાનું આમંત્રણ આપ્યું ખરાબ દિવસો હતા. હવામા હિંસાનો રણકો હતો ગાધીજીના દિલમાં નજીક આવતા અંતનો અણસારો હતો. એટલે જરા ગભીર અને અતર્મુખ થઇને બોલ્યા : 'હવે નહી અવાય કદાચ હવે કદી પણ ફરી એ તરફ ન અવાય. જીવનનો ભરોસો નથી પણ વાધો નહીં. હું અહીથી જઇશ ત્યારે દેહ જ જશે ખરેખર તો મોત પછી હુ તમારા બધાની વધારે નજીક હોઇશ. દેહ જશે પણ ભાવના રહેશે.'

'દેહ જશે પણ ભાવના રહેશે.'

વરદાન છે.

આશીર્વાદ છે.

ભવિષ્યવાણી છે

એ ભાવના આજની નવી પેઢી ઝીલશે, ફેલાવશે, ટકાવશે...ને ગાંધીજીનો મગલ વારસો અમર રહેશે

•••

# પથપ્રદર્શક બાપુ

વી. વી. ગીરી

આપણા વહાલા બાપુની જન્મશતાબ્દી, માનવીનું ભાવિ ઇતિહાસને ત્રિભેટે આવી ઊભું હોય એવા કસોટીના સમયે આવી છે. ગાંધીજીએ નિર્બળ, હતાશ થઇ ગયેલા અને યુગોની ગુલામીના ભારથી ગૂંગળાયેલા રાષ્ટ્ર પર દર્પ–આનંદના અમીછંટકાવ કર્યા હતા. તેમણે ભારતને સદીઓની સુસ્તીમાંથી ઢંઢોળી ઊભું કર્યું હતું. પ્રજાના હૃદય–સોંસરા ઊતરીને તેઓ તેના એક અવિભાજ્ય અંગરૂપ બન્યા હતા. પ્રજાના સૌથી નીચલા વર્ગોની વિચારપ્રક્રિયા વિષેની તેમની સમજ, લોકસમૂહને કામે લગાડવાની તેમની શક્તિ, તેમનું એકધ્યું સમર્પણ અને કશાય સંતાપ વગરની તેમની મનની શાંતિ તેમજ સૌમ્યથી સૌ કોઇ પ્રભાવિત થઇ જતા.

સુસંસ્કૃત માનવજાતના ઇતિહાસમાં, ભૂતકાળના અતિ ગૂંચવણભર્યા વારસાના બોજ હેઠળ દબાયેલી વિરાટ વસતીની સ્વાતંત્ર્યપ્રાપ્તિની લંબાતી જતી લડતને દોરવામાં અને તેના ઘડતરમાં, કોઇ વ્યક્તિએ ક્યારે ય ગાંધીજીથી વિશેષ ફાળો આપ્યો નથી. ગાંધીજી ભારતનું વધુ અધિકારપૂર્ણ પ્રતિનિધિત્વ કરતા હતા અને તેના ભાવિ વિષેનું તેમનું દર્શન સુસ્પષ્ટ અને દૂરંદેશીય હતું. તેઓ ભારતના આત્મારૂપ હતા, કે જે વિશિષ્ટતા દેશના ઇતિહાસમાં ગણીગાંઠી વ્યક્તિઓએ સિદ્ધ કરી છે.

બાપુનો આપણા જીવન પર અર્ધી સદીથી ય વધુ સમય સુધી પ્રભાવ રહ્યો હતો. અને આપણા રાષ્ટ્રનું ભાવિ હજી પણ તેમનાથી દોરવાશે. ગાંધીજીએ ઘડેલા મૂળભૂત સિદ્ધાંતોને એક દિવસ દુનિયાભરની પ્રજા સ્વીકારશે–તેનો અમલ કરશે એવું માનવા જેટલો આશાવાદ હું આજે પણ સેવું છું.

ગાંધીજીના ઉપદેશોના અર્થને ફરી સમજવાની–અપનાવી લેવાની આજે આપણને જેટલી જરૂર છે એટલી જરૂર દેશના ઇતિહાસમાં કોઇ કાળે ન હતી. આપણી શૈક્ષણિક સંસ્થાઓમાં અને જીવનના અન્ય ક્ષેત્રે વિચરતા યુવાનો, ગાંધીજીના સંદેશના સૂચિતાર્થોનું હાર્દ સમજવા પ્રયત્ન કરે. તેમને એ માટે મદદરૂપ બનવાના પ્રયત્નો થાય તેમ જ યુવાનવર્ગ તેમના જીવનને અર્થપૂર્ણ–હેતુપૂર્ણ બનાવે એ માટેનો સમય ક્યારનોય પાકી ગયો છે, એમ હું પ્રમાણિકપણે માનું છું.

ગાંધીજીએ જીવનમાં જે કોઇ કાર્ય કર્યું, તે સર્વ આપમેળે દીપી ઊઠ્યું હતું. તેમની નજરમાં, સામાજિક જીવન એક સર્વગ્રાહી–સંપૂર્ણ જીવન હતું અને તેના

પ્રત્યેક પાસાં પર તેમના ગતિશીલ વ્યક્તિત્વની અસર પડી હતી. તેઓ મનુષ્ય જીવનને એક પૂર્ણ સ્વરૂપે જોતા હતા અને નહિ કે વિભિન્ન અંગ તરીકે.

ગાંધીજી એક રાજનીતિજ્ઞ, રાજકારણી, સામાજિક સુધારક, વકતા, લેખક, શિક્ષક, પરોપકારી, પંચરંગી, સત્યના શોધક સાધુ, સંત અને પયગંબર એ તમામના એક સંયોજનરૂપ હતા. તેમનામાં પોતાની માન્યતાઓને વળગી રહેવાની અદ્દભુત હિંમત હતી અને તેઓ માત્ર પોતાનો આત્મા કહે એ જ પ્રમાણે વર્તતા હતા. સત્યનો આ નિર્ભીક હિમાયતી ઘણીવાર સમસ્ત વિશ્વની સામે એકલો, અડગ અને નિર્ભય બનીને ઊભો રહેતો. દેશને માટે પ્રેરણાના સ્રોત રૂપ મહાત્માજી, પા સદીની અહિંસક લડત પછી દેશ માટે રાજકીય સ્વાતંત્ર્ય સિદ્ધ કરી શકયા હતા. તેમની સફળતાનું સઘળું રહસ્ય, પોતે આચરણમાં ન મૂકતા હોય કે મૂકી શકે એમ ન હોય એવા ઉપદેશો અને આદર્શો દેશની સમક્ષ ન મૂકવાની તેમની ચીવટમાં રહેલું છે.

બાપુમાં, માનવસમાજ સમક્ષના મહાન પ્રશ્નોને અગાઉથી જોઈ શકવાની અગાધ શક્તિ હતી તેમજ તેના ઉકેલ માટે માર્ગો અને સાધનો શોધી કાઢવાનું ગહન, સમજી ન શકાય તેવું શાણપણ હતું. અસાધારણ પ્રમાણમાંની સામાન્ય સૂઝ દ્વારા તેમણે દૂરની વાસ્તવિકતાઓ તેમ જ મૂળભૂત સિદ્ધાંતોને પણ રાજકીય રીતે સિધ્ધ કરવા બહાદુરીભર્યો પુરુષાર્થ કર્યો હતો. આ કઠોર વાસ્તવિકતાઓ તેમ જ સિધ્ધાંતો, દક્ષિણ આફ્રિકા-જ્યાં તેમણે સત્યાગ્રહના શ્રીગણેશ માંડયા હતા-માંના ગાંધીજીના કાર્યના અડગ પાયારૂપ હતા. દક્ષિણ આફ્રિકામાંની પ્રવૃત્તિઓ તેમને ભાવિમાં ભારતની નેતાગીરી માટે તથા પોતાના દેશને રાજકીય શૃંખલામાંથી મુકત કરવાની સિધ્ધિ હાંસલ કરવા તાલીમ પૂરી પાડી હતી.

છેક ૧૯૧૪માં ઇંગ્લેન્ડમાં થયેલી, રાષ્ટ્રપિતા સાથેની મારી પહેલી જ મુલાકાતથી, હું, તેમની પારદર્શક નિષ્ઠા, પરાજીત કરે એવી નિખાલસતા, વ્યાપક દષ્ટિ, સમાજસેવા માટેની ઉત્કટતા અને ઉત્સાહથી અંજાઈ ગયો હતો. અમે રેડક્રોસની પ્રવૃત્તિમાં એકબીજાની નજીક આવ્યા હતા. ગાંધીજીમાં મેં, શાંતિની ખોજ, શુભેચ્છા, અનુકંપા અને જેમને જરૂર હોય તેમને આશરો અને સહાય પૂરાં પાડવાની વણથંભી આતુરતાના, રેડક્રોસના આદર્શોનો સમન્વય નિહાળ્યો હતો.

બાપુએ જીવનની કોઈ એક પધ્ધતિસરની ફિલસૂફી ઘડી ન હતી. તેમનું જીવન સત્ય માટેના પ્રયોગોની એક શ્રેણીરૂપ હતું અને તેમણે પોતે એકવાર જાહેર કર્યું હતું તેમ, એમનું જીવન જ એમના સંદેશા રૂપ હતું. ગાંધીજીની સમસ્ત વિચારસરણીનાં મૂળ, સત્ય, અહિંસા અને લોકશાહીના મૂળભૂત સિધ્ધાંતોમાં રહેલાં હતાં, જેનો, માનવજીવનના તમામ ક્ષેત્રોમાં હરકોઈ અને સહુકોઈના લાભમાં અમલ થઈ શકે એમ છે.

ગાંધીજી માત્ર રાજકીય પ્રવૃત્તિના કસબી ન હતા. પરંતુ તેઓ એક વિચારક અને નિરીક્ષક હતા તેમજ સરળ, પ્રવાહી અને અર્થપૂર્ણ શૈલીના એક લેખક પણ હતા. ગાંધીજી તેમની કલમ દ્વારા, તેમનાં થોકબંધ લખાણો, પત્રો તેમ જ ભાષણોમાં તેમના વિચારો, પ્રવૃત્તિઓ અને સ્વપ્નોને નોંધતા ગયા છે.

બાપુ અત્યંત માનવીય હતા, તેમને માનવજાત પ્રત્યે પ્રેમ હતો. માત્ર વિચારો પરત્વે નહિ. વાસ્તવમાં તો, આ મૂળભૂત સિદ્ધાંતો વિચારતી વેળા તેમણે એની સાથોસાથ, પોતાના વિચારોની અજમાયશ માટે તેમ જ, તેની સાર્થકતા અને ઉપયોગીતા ચકાસવાનાં પગલાં પણ ધર્યાં હતાં. આ પ્રક્રિયા દરમ્યાન, ગાંધીજીએ પોતાની જાતને તેમ જ સાથીદારોને જાણે કે જીવંત પ્રયોગશાળામાં પલટાવી દીધા હતા ઉદાહરણ રૂપે જોઈએ તો, "નઈ તાલીમ" અથવા તો નૂતન શિક્ષણને તેઓ દેશમાં દાખલ કરવા માગતા હતા. તેના પાયામાં આત્મ નિર્ભરતાનો સિદ્ધાંત રહ્યો હતો, જેથી પ્રત્યેક વ્યકિતને માત્ર કળા – વિનયનના વિષયની જ નહિ પરંતુ કોઈક એક કે બીજા હસ્તકૌશલ્યની પણ સંપૂર્ણ તાલીમ આપી શકાય જેથી તે પોતાના પસીનાની રોજી કમાઈ શકે.

માનવપ્રવૃત્તિનું એવું એક પણ ક્ષેત્ર નથી-આર્થિક, સામાજિક, રાજકીય, શૈક્ષણિક, ધાર્મિક કે સાંસ્કૃતિક –જેમણે ગાંધીજીના ચુંબકીય વ્યકિતત્વથી લાભ ન મેળવ્યો હોય. આમ વ્યકિતની સામાજિક-આર્થિક મુકિત, તેનો નૈતિક વિકાસ અને આધ્યાત્મિક પુનર્ઘડતર, ગાંધીજીના જીવનધ્યેયના સાર રૂપ હતું. ધિક્કાર કરતાં પ્રેમ, યુદ્ધ કરતાં શાંતિ, સંઘર્ષથી સહકાર અને બળના ઉપયોગ કરતાં સમજાવટ, ચઢિયાતાં છે, એ મૂળભૂત નીતિશાસ્ત્રોની બાપુ આપણને યાદ આપે છે.

['ગાંધી પીસ ફાઉન્ડેશન, નવી દિલ્હી' દ્વારા પ્રકાશિત અને ડૉ. એસ. રાધાકૃષ્ણન દ્વારા સંપાદિત, 'મહાત્મા ગાંધીઃ ૧૦૦ વર્ષ' નામના પુસ્તકમાંના લેખમાંથી સંક્ષેપમાં, સાભાર. કૉપીરાઇટઃ 'ગાંધી પીસ ફાઉન્ડેશન' –ભારત સરકાર પત્રસૂચના કાર્યાલયના સૌજન્યથી]

●●●

# માનવજાતને સંદેશ

આર. આર. દીવાકર
અનુ. અતુલ સ્માર્ત

'મહાન આત્મા' ગાંધી એ ફક્ત અમુક વ્યક્તિઓ કે ભારતવર્ષના જ નહીં, પરંતુ આખી ય માનવજાતના મહાત્મા હતા. મહાત્માનું બીરૂદ સૌ પ્રથમ તેમને દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યા ત્યારે રાજકોટમાં, એક જાહેર સમારંભમાં આપવામાં આવ્યું. ત્યારબાદ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે તેમને મહાત્મા કહી સંબોધ્યા અને ત્યારથી મહાત્માનું બીરૂદ તેમના નામ સાથે જોડાઇ ગયું.

તેમને જ્યારે સંદેશો આપવા વિનંતી કરવામાં આવી ત્યારે એના જવાબમાં તેમણે કહ્યું કે 'મારૂં જીવન એ જ મારો સંદેશ છે.' આ વિધાનમાં કેટલું સત્ય સમાયેલું છે! શબ્દો દ્વારા અપાયેલો કોઇપણ સંદેશ એ ફક્ત શબ્દો જ રહે છે. એનું મહત્ત્વ, એમાંથી જુદા જુદા અર્થો તારવનાર તેની સાથે સંકળાયેલ વ્યક્તિ પર આધાર રાખે છે. પણ એ સંદેશ જ્યારે સરકી જતાં શબ્દોની સીમા વટાવી જાય, વિવિધ અને નક્કર કાર્યોમાં મૂર્તિમંત થાય છે ત્યારે જાણે આકાશમાં વિદ્યુતરેખાઓથી આલેખાયેલો હોય એવો લાગે છે. માનવીના મનના ઊંડાણમાં એ ઉતરી સતત પ્રેરણાનું કેન્દ્રસ્થાન બની રહે છે.

એક ક્ષણ માટે આપણે કલ્પના કરી લઇએ કે ઇસુખ્રિસ્ત સત્ય માટે વધસ્તંભ પર નહોતા ચઢયા. રોમના ન્યાયાધીશ પીલતેને ઇસુએ કહ્યું કે પોતે સત્ય બોલે છે ત્યારે પીલતેએ તેની મજાક કરતાં પૂછ્યું હતું કે 'સત્ય શું છે?' અને તેનો જવાબ સાંભળવાની પણ પરવાહ નહોતી કરી. પીલતેએ તો એની મજાક જ કરી હતી. પણ ઇસુ તો સત્યને વળગી રહ્યા, એક સાચા સત્યાગ્રહીની માફક, પોતાના જાનના જોખમે પણ દૃઢતાપૂર્વક તેને વળગી રહ્યા. અને આજે આપણે એનું પરિણામ નિહાળીએ છીએ. ક્રોસ એ આજે મુક્તિનું પ્રતીક બની ગયો છે. તે આધ્યાત્મિક અર્થથી ભરેલો છે. અને પેઢી દર પેઢી કરોડો લોકોને પ્રેરણા આપતો રહે છે. સમયના સતત વહેતા પ્રવાહમાં વહી જતાં કરોડો લોકો વચ્ચે પણ એના ઝળહળતા સંદેશની તેજસ્વીતા હજી ઝંખવાઇ નથી.

આ જ વાત ચોક્કસપણે જવાહરલાલને અભિપ્રેત હતી. ગાંધીજીની હત્યા બાદ ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮ ને દિવસે તેમણે કહ્યું કે આ 'જ્યોતિ' હજારો વર્ષ પછી પણ જલતી રહેશે કારણ કે એ જીવંત સત્યનું પ્રતિનિધિત્વ કરે છે. સત્ય એ કોઇ એવી વસ્તુ નથી જે શબ્દો

દ્વારા વર્ણવી શકાય, કે નથી એ કોઇ તત્વજ્ઞાની 'દ્વારા કરાયેલી અમૂર્ત વાસ્તવિકતાની દલીલ એ તો અસ્તિત્વના જીવનસમગ્રના તાણાવાણા છે. કાયદો બધી વસ્તુનુ નિયમન કરે છે જ્યારે પ્રેમ બધી વસ્તુને રેશમી ગાંઠની જેમ બાંધી રાખે છે આપણે તેને શ્વાસોચ્છ્વાસ દ્વારા લઇએ છીએ, સ્પર્શીએ છીએ અને જીવાતી દરેક ક્ષણનો અનુભવ કરતી વખતે પણ આપણે તેને અનુભવીએ છીએ આ વસ્તુનુ ભાન તથા જીવનના કાયદાની સમજ અને તેનુ પ્રેમપૂર્વક થતું આચરણ એ જ સાચા સત્યનુ બધારણ ઘડે છે ગાધીજીનો સંદેશ પ્રત્યેક માનવી સુધી પહોંચે છે કારણ કે તેઓ પોતે જ પોતાના ઘડવૈયા હતા એક એક ઇંટ દ્વારા ઝડપથા બધાતી ઇમારતની જેમ તેઓએ પોતાની જાતને કેવી રીતે આકાર આપ્યો તે આપણે જોઇ શકીએ છીએ. દરેકને એમ લાગે છે કે, પોતે પણ આ પ્રમાણે કરી શકે છે. જે દેશમા તેઓ જન્મ્યા એ દેશને તેમનો સદેશ તેમની મહાન સિદ્ધિઓમાંથી જ મળી શકે છે. એ મહાન સિદ્ધિઓ ભારતના હાલના ઇતિહાસનો ન ભૂલી શકાય એવો એક હિસ્સો બની ગઇ છે.

ગાધીજી જ્યારથી પોતાના કર્તવ્ય વિશે જાગૃત બન્યા ત્યારથી તેઓ એ વિશે પણ જાગૃત હતા કે તેમનું કર્તવ્ય અમુક જ માણસોના જૂથ કે સ્થળ પૂરતું જ મર્યાદિત નહિ પરંતુ સમસ્ત માનવજાત પ્રતિ છે. ૧૯૦૮ ની શરૂઆતમાં, ગાંધીજીના પ્રથમ જીવનચરિત્રકાર રેવરન્ડ ડોકે દક્ષિણ આફ્રિકામાં ગાધીજીને ભારત માટે સંદેશ આપવા જણાવ્યું ત્યારે તેમણે કહ્યું કે 'નિષ્ક્રિય વિરોધ (અહિંસક વિરોધ) એ કદાચ ધીમો ઉપાય હશે પણ હું એને સંપૂર્ણપણે અસરકારક ઇલાજ માનું છુ ફક્ત ટ્રાન્સવાલમાંના આપણા સકટો માટે જ નહિ, પરંતુ ભારતમાના આપણા બધુજનો જે સર્વ રાજકીય અને અન્ય યાતનાઓ ભોગવી રહ્યા છે તે માટે પણ.' શરૂઆતના આ તબક્કે તોલ્સતોયે ગાધીજીને લખ્યુ હતું કે ટ્રાન્સવાલમા તેઓ જે કંઇ કરી રહ્યા છે (અહિંસક વિરોધ) તેનુ વિશ્વમાં ખૂબજ મહત્વ છે.

ગાંધીજી દૂર દક્ષિણ આફ્રિકામા કે ચંપારણ્ય જિલ્લામાં દૂર આવેલા ભીતીહર્વા ગામમાં કાર્ય કરતા હોય, તેમની નજર સમક્ષ તો સમસ્ત માનવજાત જ રહેતી. વિજ્ઞાન અને ટેકનોલોજી પણ જે વખતે માનવજાતને આટલી નજીક નહોતી લાવી શકયા તે વખતે વિશ્વકુટુંબની ભાવના પ્રાચીન કાળથી ભારતમા પ્રચલિત હતી. હિંદુ, બૌદ્ધ, જૈન અને બીજા ભારતીય ધર્મોની એક વિશિષ્ટતા એ છે કે તેઓ પ્રાણીમાત્રને એક ગણે છે, પછી તે મનુષ્યના રૂપમા હોય કે નાના જતુના રૂપમાં.

રોજબરોજ શોધાતી વિજ્ઞાનની હકીકતો ગમે તે હોય પણ ગાધીજી તો સમસ્ત માનવજાતને એક અને અખંડીત માનતા અને માણસ માત્રના કાયદાને સનાતન માનતા. તેથી જ ૧૯૩૬ મા તેમણે કહ્યું કે હબસીઓ તેમના સદેશમા રહેલા સત્યને તપાસી જુએ. હબસીઓના નાગરિક હકકોની ચળવળ બાબતમાં અમેરિકામા આજે જે કંઇ બની રહ્યુ છે તે નિ શંક પુરવાર કરે છે કે સત્યાગ્રહનો સદેશ અમુક જ પાર્શ્વભૂમિકામાં ભારત પુરતો જ મર્યાદિત નથી કે અમુક નેતા દ્વારા જ તેનો અમલ થયો નથી. પણ વિશ્વના ખૂણે ખૂણે દરેક મનુષ્ય અને તેના પ્રશ્નોને લાગુ પડે છે. પઠાણોના સીમાપ્રાન્તમા, જ્યા માણસ બંધુક હાથમા લઇને જ જન્મે છે તથા કૌટુમ્બિક દુશ્મનાટ પેઢી દર પેઢી જ્યાં ઉતરી આવે છે અને અહિંસાની કોઇપણ જાતની જ્યાં પરંપરા નથી તે ઠેકાણે એક નેતા જન્મે છે અને તે ખાન અબ્દુલ ગફારખાન તેમણે લાલકફનીવાળાઓ—ખુદાઇ ખીદમતગારોનું ગાંધીએ ચીંધેલા માર્ગે નેતૃત્વ કર્યું. પણ આ તો ઘણાં વર્ષો પહેલાંની વાત થઇ આજે વિશ્વવિખ્યાત વ્યક્તિ જેને શાન્તિ માટેનું નોબલ પારિતોષિક મળ્યું તે ડૉ. માર્ટિન લ્યુથર કીંગ પોતાના લાખો કરોડો બંધુજનો સાથે ઝળહળતી લોકશાહીને માર્ગે વિજયકૂચ કરી રહ્યા હતા તેઓ મોહક વ્યકિતત્વ ધરાવનાર નેતા તથા મંત્રમુગ્ધ કરનાર વકતા હતા તેમની શકિત ફકત શબ્દોમા જ નહોતી પણ જે સત્યનુ તેઓ પ્રતિનિધિત્વ કરતા હતા તથા યાતના પોતાની જાત પર ભોગવી લેવાનો સિદ્ધાત છે તે દ્વારા એનું સમર્થન કરતા હતા. સેલ્માકૂચની સખ્યાએ એકત્રિત થયેલ કૂચ કરનાર મેદનીને સંબોધતાં તેમણે કહ્યું કે 'હું તમને કોઇ બાહેધરી આપતો નથી કે આ કૂચથી તમને મારપીટ નહીં થાય કે તમારા ઘર પર બોમ્બમારો નહી થાય પણ આપણે તો જે સત્ય છે તેને માટે લડવાનું છે.' ગાધીજીને જે શ્રધ્ધાએ પ્રેરણા આપી હતી બરાબર એજ શ્રદ્ધામાં એની 'શકિત પણ સમાયેલી છે. ડૉ કીગના સમર્થકોમાંના એક રબ્બી હેસગ્રેલ

ડૅસનરે જાહેર કર્યું કે 'ઇશ્વરની દુનિયામાં એક ઉચ્ચ કાયદો છે અને તે છે ઇશ્વરી કાયદો. એક એવો સમય આવે છે જ્યારે માણસે પોતે ઘડેલો કાયદો અને ઇશ્વરી કાયદો એ બેમાંથી પસંદગી કરવાની રહે છે.

આવી સમાન પરિસ્થિતિમાં ગાંધીજીએ પણ બરાબર આજ શબ્દો ઉચ્ચાર્યા હોય તેમ ડૉ. કીંગે ખૂબ જ લાગણીવશ થઇ કહ્યું હતું કે 'મેં મારી પસંદગી કરી લીધી છે. મારે આગળ વધવું જ જોઇએ. આપણા માર્ગમાં આગળ શું છે તે હું જાણતો નથી. કદાચ મારપીટ હોય, જેલ હોય કે પછી અશ્રવાયુ, પણ હું મારા આત્માની હત્યા કરવા કરતાં તો અલબામા રાજ્યના ધોરી માર્ગ પર મરવાનું વધુ પસંદ કરીશ. સત્ય જાણવું અને તેનું પાલન ન કરવું એનાથી વધુ કરુણતા દુનિયામાં બીજી કોઇ નથી.' સેલ્માથી મૉન્ટ ગોમરી તરફ જતી ઐતિહાસિક કૂચ વખતે હાજર રહેલા રેવરન્ડ રાલ્ફ એબરનથી એ ડૉ. કીંગની વિનંતીને માન આપીને પ્રાર્થના કરી. તેમણે કહ્યું કે 'અમે અમારા શરીર જીવંત અર્પણ તરીકે ભેટ ધરવા આવ્યા છીએ. અમારી પાસે અમારા શરીર સિવાય બીજું કંઇપણ આપવા જેવું નથી. એને આજે અમે વેદી પર ચઢાવીએ છીએ.'

સમસ્ત માનવજાત એક છે અને માનવ હૃદય તથા મન, સમાન પરિસ્થિતિમાં એકસરખી ઉત્તેજના અનુભવે છે તથા માનવચેતનાએ અન્યાય અને દૂષણ સામે લડવાની શક્તિ એકત્રિત કરી છે એ પુરવાર કરવા આથી બીજા કયા ઉદાહરણોની જરૂર છે ! ગાંધીજી પહેલાં પણ ઘણાંએ આ પુરવાર કરી બતાવ્યું છે પણ બીજાઓ કરતાં ગાંધીજીએ કંઇક વધારે પુરવાર કર્યું છે અને તે એ કે આ શક્તિને જાગૃત કરી શકાય છે, વધારી શકાય છે અને આર્થિક, સામાજીક તથા રાજકીય એવા માનવ-પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં સામુહિક અને અસરકારક રીતે તેનો ઉપયોગ કરી શકાય છે.

માનવતા અને તેના વ્યવસ્થિત વિકાસ વિશે ગાંધીજીના વિચાર સરળ હતા. માનવ પ્રગતિને ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી તેમણે જોઇ હતી. તેમણે કહ્યું કે હિંસા નહીં, અહિંસાજ માનવ યુગધર્મનો કાયદો છે. યુધ્ધો, ધિક્કારની ભાવના, હત્યાઓ વગેરેનું અસ્તિત્વ પૂર્વે પણ હતું પણ એ તો એક પ્રકારના રોગ જેવું હતું. સામાન્ય રીતે માનવ શાંતિપ્રિય, પ્રેમાળ અને પ્રગતિશીલ છે. તેમણે કહ્યું કે પ્રાચીનકાળથી હિંસાને સંગઠીત કરવામાં આવી હતી. અને એને કારણે જ તે એક ધમકીરૂપ બની ગઇ હતી હવે સમય આવી ગયો છે જ્યારે આપણને એનું ભાન થવું જોઇએ કે અહિંસક પ્રેમ એ સર્જનાત્મક અને ચેતન અર્પનાર બળ છે. તેને સંગઠીત કરવો જોઇએ. જેથી મનુષ્ય સતત પ્રગતિના સાચા પંથે ચાલી શકે. તેમણે પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતાં કહ્યું કે જેમ મૃત્યુના અસ્તિત્વની સાથે જ જીવનનું અસ્તિત્વ પણ છે તેમ ધિક્કારની સાથે સાથે પ્રેમ પણ પોતાનું અસ્તિત્વ ધરાવે છે. એ જ રીતે અંધકારના અસ્તિત્વ સાથે પ્રકાશનું અસ્તિત્વ પણ છે. આજે મનુષ્યને આત્મહત્યા તરફ દોરી જનારો સત્તા, વર્ચસ્વ અને અણુબોંબ માટેનો પ્રેમ ફક્ત આજ શ્રદ્ધાના બળે તેને ઉગારી શકે તેમ છે.

જેમ હિંસા એ જંગલનો કાયદો છે તેમ પ્રેમ એ મનુષ્યમાત્ર માટેનો કાયદો છે એમ દૃઢપણે તેઓ માનતા. માથા સાટે માથું એ વૃત્તિ શરૂઆતમાં મનુષ્યમાં હતી પણ જ્યારે તેણે જાણ્યું કે આ તો પરસ્પર વેરવૃત્તિની રાહે દોરી જશે ત્યારે એણે 'હત્યા છોડો' પર ભાર મૂક્યો. હત્યા એ ધિક્કાર અને ભયનું જ પરિણામ છે, એટલે પાછળથી સૂત્ર ઉચ્ચારાયું કે 'ધિક્કારો નહીં' પણ આ તો નિષેધાત્મક વલણ થયું. માનવહૃદય શૂન્યાવકાશનો ભાર સહન કરી શકતું નથી. એટલે 'એકબીજાને પ્રેમ કરો' એવા હકારાત્મક સંદેશનો જન્મ થયો પણ પ્રેમ પોતે તો એક લાગણી છે. પ્રેમના મૂર્તસ્વરૂપ કોઇ પ્રકારની સેવાના ઉદ્ભવ વિના એ અર્થહીન છે. સેવાનું અંતિમ સ્વરૂપ સમર્પણ છે. આમ માનવ વિકાસની કેડીનાં સોપાનની શરૂઆત હિંસાથી થઇ અને પ્રેમ તથા સક્રિય માનવસેવા તથા સ્વાર્પણમાં તેની પૂર્ણાહુતિ થઇ. ગાંધીજી હંમેશા રચનાત્મક પ્રવૃત્તિઓ પર ભાર મૂકતા. તેમણે સ્પષ્ટપણે જોયું કે કુદરતમાં સર્જનાત્મક અને વિનાશાત્મક પરિબળો વચ્ચે શાશ્વત ઘર્ષણ ચાલ્યા કરે છે. અને તે સારાનરસાં વચ્ચે ચાલતા ઘર્ષણ જેવું જ છે. જ્યાં સુધી રચનાત્મક બળોને પુષ્ટ કરવામાં ન આવે ત્યાં સુધી વિનાશકારી બળોના પ્રતિકારનો કશો અર્થ નથી. જીવનનું અંતિમ ધ્યેય વિનાશકારી અને ધ્વંસ કરનાર બળોનો પરાજય અને સર્જનાત્મક તથા જીવન અર્પનાર બળોને ઉન્નત કરવાનું છે. ગાંધીજીએ અહિંસાને સામાજીક નિયમ તરીકે ગણાવી તેના ઉપર ભાર

મૂકયો અને ધર્મના બંધનમાંથી મુક્તિ આપી. આમ મનુષ્યને કોઇ એક ચોક્કસ ધર્મ પાળનાર કે કોઇ એક શ્રદ્ધાનું પ્રતિપાદન કરનાર નહીં પણ મનુષ્યને મનુષ્ય તરીકે રજૂ કર્યો.

ગાંધીજીની અહિંસાનો જન્મ, બધાના જીવન સાથેની તેમની આધ્યાત્મિક એકતામાંથી થયો. તેમની માનવતા પણ આધ્યાત્મિક હતી. પશુજીવનના સ્તર પરથી ઉર્ધ્વગતિ કરી, શોષણથી પર તથા ગૌરવભર્યું અને સન્માન્ય મનુષ્ય જેવું જીવન જીવવાનો તેમણે માનવજાતને અનુરોધ કર્યો. આધ્યાત્મિકતાની સાથે સાથે તેમણે માનવ ઉત્ક્રાન્તિનું પણ ઉચ્ચ મુલ્ય આંક્યું. ઇન્દ્રિયોની ગુલામી તથા તેની સાથે સંકળાયેલી વસ્તુઓને તેમણે ધિક્કારી. ભૌતિક વિચારણા પર આધારિત કોઇપણ સંસ્કૃતિ લાંબુ જીવી શકે નહિ અને માનવીને પશુતામાંથી ઊંચે લઇ જઇ શકે નહિ. એમ તેઓ માનતા. પીટીરીમ સરોકીન નામના મહાન આધુનિક સમાજશાસ્ત્રીએ પણ આજ વિચારને ચર્ચ્યો છે. તેમણે નિર્દેશ કર્યો કે આપણી આજની સંસ્કૃતિ એ ઇન્દ્રિયગમ્ય સંસ્કૃતિ છે અને જ્યાં સુધી આપણે એને પાર ન કરી જઇએ, ત્યાં સુધી આપણે પ્રગતિ કરી શકીશું નહિ. ફકત અગમ્યવાદી તત્ત્વજ્ઞાનીઓ અને સાધુસંતો જ આ ઇન્દ્રિયાતિત સ્તર સુધી પહોંચી શકે છે. અને માનવજાતને ઉચ્ચ ધ્યેય તરફ દોરી જઇ શકે છે. પીટીરીમ સરોકીન કહે છે કે બુદ્ધ, ઇસુ તથા અન્યોએ માનવજાતને નરી પશુતાના સ્તર પરથી બહાર લાવવા પ્રયત્નો કર્યા છે. ગાંધી પણ આધુનિક યુગના માનવજાતના આવા જ શિક્ષક કહી શકાય, જેમણે મનુષ્ય કેટલી ઊંચાઇ સુધી પહોંચી શકે છે તે ઉદાહરણથી સાબિત કરી આપ્યું છે.

●●●



# રાષ્ટ્રીય વિકાસનો એક ઉદ્દાત વિકલ્પ

ઉછરંગરાય ઢેબર

આખા વિશ્વમાં વસતી ભારતીય પ્રજા આ વર્ષે ગાંધીશતાબ્દી ઊજવશે.

માનવીનું મન બહુ ઝડપથી વિચારો કરી શકે છે, પરંતુ માનવીનું જીવન ધીમી ગતિએ વિચારોને પચાવી શકે છે અને એનું આચરણ તો એથીયે ધીમું હોય છે. પોતાના વિચારોનું નખશિખ તાત્કાલિક આચરણ કરવાનું બહુ જ ઓછાના ભાગ્યમાં લખાયું હોય છે. ગાંધીજી આ બહુ ઓછાઓમાંના એક હતા. એમના નિર્ણયો પર પહોંચવાના સામર્થ્ય અને એનો તરત અમલ કરવાની એમની ઇચ્છાશક્તિ ઉપરથી એની પ્રતીતિ મળી રહે છે. આ અર્થમાં તેઓ મહાવીર, બુદ્ધ, ઇશુખ્રિસ્ત અને શંકરાચાર્યની હરોળમાં બેસી શકે. આ બધાઓને માતા પ્રકૃતિએ તેમના ઉપદેશનું આચરણ કરવાની શક્તિની ભેટ આપી હતી. તેમની દ્વિતીય પ્રકૃતિનો એ એક અંશ હતો, આ આચારકર્મનો પ્રભાવ એટલો ફેલાઇ ગયો હતો કે જેનું આચરણ તેમનાથી નહિ થઇ શકે એવી વાત જ તેઓ નહિ કરે એવી સ્વાભાવિક માન્યતા જગતની થઇ ગઇ હતી.

ઇશ્વર વિષે માણસમાં શ્રદ્ધા કેટલી છે, ઇશ્વર પ્રત્યે વફાદારી કે ભક્તિ કેટલી છે તેમ જ એ શ્રદ્ધા અને ભક્તિને આધારે પોતાની નિષ્ઠાઓને વળગી રહેવા ધીરજ અને વ્યક્તિગત ગતિશીલતા કેટલી ધરાવે છે. આ બધાં માટે આખરે એકલા ઝઝૂમવા માણસ ક્યાં સુધી તૈયાર છે તે બધાંની કસોટી તેના ઉપર થાય છે. આ બધાં માટે કેટલો ભોગ આપવાની પોતાની તૈયારી છે તે આ કસોટી માટેનો એક માપદંડ છે.

ગાંધીજી ભગવાનના માણસ હતા. એવો પણ સમય હતો જ્યારે તેઓ ઇશ્વરના સગુણ સ્વરૂપમાં માનતા હતા. પણ આ તો એમના જીવનની ઘણી વહેલી પૂર્વાવસ્થામાં હતું. જેમ જેમ ઇશ્વર, જગત અને જીવના સંબંધો વિશે વિચારતા ગયા તેમ તેમ તેમને ખ્યાલ આવ્યો કે માણસ પોતાની ઇચ્છા પ્રમાણે ઇશ્વરની વ્યાખ્યા સરળ પણ બનાવી શકે છે અને ગૂંચવણભરી પણ બનાવી શકે છે. ઇશ્વર વિષે તેમની નિષ્ઠા કાયમ રહી પણ જ્યારે તેમને વ્યાખ્યા કરવાનું આવતું ત્યારે તેમાં ઉત્તરો ઉત્તર સરળતા આવવા લાગી. છેવટે એટલે સુધી કે તેમણે ઇશ્વરને સત્ય સાથે સાંકળી દીધો. હરિત ધરાવવાતી પ્રત્યેક વસ્તુમાં તેમણે ઇશ્વરનો અનુભવ કરવા માંડ્યો અને દરેક

વસ્તુને ઇશ્વરના વૈવિધ્યભર્યા વ્યક્તિત્વનાં એક ભાગ રૂપ ગણવા માંડી. સત્યરૂપી આરાધ્ય દેવની ભકિતના સાધન તરીકે તેમણે દરિદ્રનારાયણોને પ્રાધાન્ય આપ્યું. આને કારણે એમનો ઇશ્વર, જગત અને જીવ સાથેનો સંબંધ ખૂબ જ સરળ બની ગયો. ઇશ્વર એટલે સત્ય એવી વ્યાખ્યા તેમણે બાંધી અને આ સત્યમય ઇશ્વર વિનાની કોઇ પણ પ્રવૃત્તિ તરફ તેમણે ધ્યાન ન આપ્યું. એટલું જ નહિ પીડાતી માનવતાના કલ્યાણને ઇશ્વરભકિતનું સાચુ સ્વરૂપ ગણવાનો આગ્રહ રાખ્યો.

કોઇક ભદ્ર વ્યકિતને એવો સવાલ થાય ખરો કે જો સત્ય એ ઇશ્વર હોય તો આ દુનિયા પર હસ્તી ધરાવતા દુર્ગુણો પણ એ તત્ત્વનો જ એક ભાગ ગણાય. ગાંધીજીએ પોતાની અનોખી રીતે આનો ઉત્તર આપ્યો હોત : 'અવગુણ એ માનવીના અજ્ઞાનની પેદાશ છે. અજ્ઞાનતાને ખસેડી લો અને અવગુણ આપમેળે અદૃશ્ય થઇ જશે.'

એમની કાયમી ધ્રુવપંકિત એ હતી કે જેઓ ઇશ્વરમાં માનતા હોય તેમણે અનિષ્ટ અને અનિષ્ટ કરનાર વચ્ચે એક રેખા દોરવી જોઇએ અને અનિષ્ટ–આચરણ ઇશ્વર વિરોધી હોવાથી એનો સામનો કરવો જ જોઇએ. પણ અનિષ્ટ કરનાર તરફ સહાનુભુતિ દાખવવી જોઇએ. અનિષ્ટનું આચરણ કરનાર એમ માનીને ચાલે છે કે પોતે જે કંઇ કરે છે તે પોતાના અને પોતાના સાથીઓના હિતાર્થે છે. આ એક મોટો ભ્રમ છે. ભ્રમનો ભોગ બનેલ અનિષ્ટ આચરનાર દયાને પાત્ર છે. આમાંથી એમનો બીજો સિદ્ધાંત જન્મ્યો અને તે અહિંસા.

ભારતીય તત્ત્વજ્ઞાને અહિંસાની ચર્ચા વ્યકિતગત ઉદ્ધારની દૃષ્ટિએ ઘણી કરી છે. તેણે સદીઓથી ગોખાવ્યું છે કે શરીર સ્થૂળ છે, મન સૂક્ષ્મ છે સાચુ તત્વ તો અહંતારહિત આકારવિહીન છતાં સર્વવ્યાપક આત્મા છે. પરંતુ કોઇ ભારતીય સંતે કે તત્વજ્ઞાનીએ આ તત્વજ્ઞાનનો ઉપયોગ લૌકિક, વ્યવહારિક સાધ્યને સિદ્ધ કરવા કર્યો હોય એવું બન્યું નહોતું.

આજે પણ ભારતવર્ષે ગાંધીજીના ઉપદેશને પોતાના જીવનમાર્ગના એક ભાગ રૂપે સ્વીકાર્યો છે એમ વિચારવું એ વધારે પડતું લાગે. ગાંધીજી જીવતા હતા એ દરમિયાન તેમના ઉપદેશનું ભારતે આચરણ કર્યું હતું, એમ કહેવું એ પણ વધારે પડતું છે. ભારતીય સમાજે તેના નવા જીવનના, પાયા રૂપે, સત્ય અને અહિંસાના સિદ્ધાંતો અનિવાર્ય છે એવો સ્વીકાર કદાપિ કર્યો નથી.

ગાંધીજીના સત્ય–અહિંસાના પ્રયોગને લીધે ભારતને આઝાદી મળી છે એમ કહેવું એ પણ એવું જ વધારે પડતું છે. ગાંધીજી પોતે પણ આવા કોઇ ભ્રમમાં નહોતા. ભારતની સ્વતંત્રતા મુખ્યત્વે બે કારણોને આભારી છે. એક એ કે બે વિશ્વયુધ્ધો બાદ બ્રિટિશ સલ્તનતને થાક લાગ્યો હતો અને બીજું કારણ હતું લશ્કર સહિત જીવનની બધી જ બાબતોમાં ભારતનો ઉકળાટ. આ પાર્શ્વાદભૂમિકામાં બ્રિટનને અહીં રહેવું સલામતીભર્યું નહોતું લાગ્યું. મામુલી બ્રિટિશરને પણ ભાન થઇ ગયું હતું કે તેઓ જ્વાળામુખીના શિખર પર બેઠા છે. તેઓ ઊકળતા લાવામાં તણાઇ જવા નહોતા માગતા.

જેમ આ સાચું હતું તેમ ગાંધીજીએ સત્ય અને અહિંસાના શસ્ત્ર વડે જે ભાગ ભજવ્યો તે પણ છાનો કે અસ્પષ્ટ નહોતો. સૌથી પહેલાં તો ગાંધીજીએ સત્ય અને અહિંસાની તિતિક્ષામાંથી પસાર થઇ શકિતસંચય કર્યો અને એક પાવર હાઉસ બન્યા. સાથે સાથે આ શકિતસંચયથી ઊભા કરેલ વિશ્વાસ અને ઉત્સાહ દ્વારા ત્રીસથીયે વધુ વર્ષ પાંગળા અને હતઉત્સાહ બનેલ ભારતીય જનસમાજનાં ફેફસાંઓમાં અને નાડીઓમાં નવી શકિત ભરી બે સદીની ગુલામીને કારણે પેદા થયેલ લઘુતાગ્રંથિને ખંખેરી નાખવાની અને રાષ્ટ્રનુ ગૌરવ ફરી સ્થાપન કરવાની ચેતના આપી અને આઝાદીના સર્વસ્વીકૃત ધ્યેયને હાંસલ કરવા જરૂરી તમામ બલિદાન આપવાની સામાન્ય સ્ત્રી–પુરુષમાં ભાવના પેદા કરી. જેઓ ધનસંપત્તિ અને મોજમજામાં મગ્ન હતા તેમને નવાં મૂલ્યોનો આદર કરવાની પ્રેરણા આપી. તેમણે એક સામાન્ય ધ્યેય પ્રસ્થાપિત કર્યું કે જેમાં ભાગ લેવાથી એકત્વની ભાવના પ્રગટે. આ બધું ઉપરાંત સતત જાગૃત અને શુધ્ધ એક શિસ્તબદ્ધ નેતૃત્વ ઊભું કર્યું. અને ત્યાર પછી વીસ વર્ષ સુધી દેશને સ્થિર વિકાસના માર્ગે દોરવણી આપવા માટે એક શકિતશાળી અને નવલોહીયું નેતૃત્વ ન હોત તો આપણે ક્યાં હોત તેનો કંઇક ખ્યાલ હમણાં હમણાં આવતો રહે છે.

આપણે ફરીથી દ્વિધાની દશામાં આવીને ઊભા છીએ. સત્ય અને અહિંસા આપણા વિચાર પ્રવાહના સ્વભાવિક

ભાગ બન્યાં નથી; રાષ્ટ્રીય જીવનના ભાગ રૂપ તો એથી યે ઓછાં બન્યાં છે. વિશ્વના પ્રવાહો આપણને જુદી દિશામાં દોરી જતા દેખાય છે. ભૌતિકવાદી દુનિયામાં ભાગીદાર બનવાનું આપણું ધ્યેય છે. સાદાઈ પોષક જીવનની જગ્યાએ આરામપ્રદ જીવન આપણું લક્ષ બન્યું છે. આપણી પાસે બુધ્ધિશકિત અને ચૈતન્યશકિત છે તેની પ્રતીતિ કરાવવાના પ્રયત્નમાં આપણે પડયા છીએ. આમાં સમાયેલાં જોખમોને સ્વીકારી લેવા આપણે તલપાપડ છીએ

ગાંધીજી આજે જીવતા હોત તો આપણા ઇચ્છિત રસ્તે જતાં આપણને રોકવાનો તો તેઓ સ્વપ્ને પણ વિચાર ન કરત. આપણને જો એમના પંથમાં શ્રધ્ધા ન હોય તો આપણે એ પંથે ચાલીએ એવી તેમણે કદાપિ ઇચ્છા ન કરી હોત.

મારા મનમાં એક વિચાર આવે છે: શતાબ્દી ઊજવીને ગાંધીયુગ પર આપણે એક સુંદર પડદો પાડી દેવા તો નથી ઇચ્છતા ને? ગાંધીજી ઘણા જ નમ્ર હતા. જો આપણે ગાંધીયુગ પર પડદો નાખવા માગતા હોત તો પણ તેમણે આપણને અટકાવ્યા ન હોત.

*

પણ હું આમ માનતો નથી. ગાંધીજીનો ધીમો છતાં રણકતો અવાજ કદાચ આપણી વચ્ચે ન હોય ત્યારે ય એવો જ ધીમો છતાં રણકતો આપણા આત્માનો અવાજ આપણા રાષ્ટ્રીય જીવનની આધુનિક નિષ્ફળતાઓ તરફ આંગળી ચીંધવાનો. આપણે ત્રીસ વર્ષ પૂર્વે ગાંધીજી જ્યારે રાષ્ટ્રને દોરતા હતા તે વખતના અનુભવ તરફ પ્રસંગોપાત દૃષ્ટિપાત કરવાનું અને એ અનુભવોમાંથી આપણે કશીક સહાય મેળવી શકીએ છીએ કે નહિ તે જોવાનું આપણને મન પણ થવાનું.

કેટલાંક વિઘ્ન ઊભું કરનારાં તત્ત્વો ધૂરકિયાં કરી રહ્યાં છે છતાં રાજકીય કક્ષાએ આપણે જે કંઇ કર્યું છે તે નગણ્ય નથી. અમેરિકા કે રશિયાની આખી વસ્તી જેટલા ઠીક ઠીક મુકત મતદારો દ્વારા પુખ્ત મતાધિકારના સિદ્ધાંત પર આધારિત ચાર સામાન્ય ચૂંટણીઓ શાંતિમય રીતે પાર કરવી એ કંઇ નાનીસૂની સિધ્ધિ નથી. વીસ વરસ સુધી વિના વિઘ્ને લોકોના પ્રતિનિધિઓને જવાબદાર એવી સરકાર કેન્દ્રમાં અને રાજ્યોમાં ભારત પૂરી પાડી શકયું છે મુકત ચૂંટણીઓ, મુકત ઓડિટ, મુકત ન્યાય તંત્ર અને મુકત સંસદીય પધ્ધતિ પ્રત્યે જનતામાં ઠીક ઠીક સન્માનની ભાવના કેળવાઇ છે. આપણી લોકશાહી ભલે પુખ્ત નહિ હોય પણ એ ગણમાન્ય તો બની જ છે.

આ જ રીતે આપણા વહીવટી માળખાંનું ગામડાથી ચણતર કરવાની શરૂઆત કરી શકયા છીએ. ગ્રામીણ જગતના ઇતિહાસની શરૂઆતથી ગામડાને માટે અલગ કશું સેવાતંત્ર નહોતું. આ તંત્રમાં યે ભારે સુધારાઓની જરૂર છે એમાં શંકા નથી. અર્થતંત્રની આપણે એવી પધ્ધતિ વિકસાવી છે જેણે ઔદ્યોગિક ક્ષેત્રે કંઇક પરિણામો નિપજાવ્યાં છે. શિક્ષણની તકો પણ આપણે પુષ્કળ વિસ્તારી શકયા છીએ. કદાચ ઇંગ્લેંડની વસ્તી જેટલી સંખ્યા આજે આપણે ત્યાં શાળાઓમાં જાય છે. આ સિધ્ધિઓની અવગણના ન કરી શકાય.

આમ છતાં રહી છે તે ઊણપો પણ નાની નથી. આ ઊણપો જોખમી પણ છે એમાં શંકા નથી.

૧૯૪૮ પહેલાં ભારત પાસે એક સ્પષ્ટ ધ્યેય હતું.: સ્વતંત્રતા. ઓગસ્ટ ૧૯૪૭ સુધી 'વંદે માતરમ' એ રાષ્ટ્ર માટે સૌને સાંકળનારો યુદ્ધ–પોકાર હતો. રાષ્ટ્રીય કક્ષાએ આપણી સામે ફરીથી એક એવું ધ્યેય હોવું જોઇએ જે લોકોને એક સાંકળે સાંકળી શકે.

બીજી વસ્તુ જે તરી આવે છે તે એ કે સ્વતંત્રતા પછી લગભગ દોઢ સદી સુધી રાષ્ટ્રનાં તમામ સૂત્રો સંપૂર્ણપણે જેમના હાથમાં હતાં એવા રાષ્ટ્રનાયક પંડિત જવાહરલાલ નેહરુની આગેવાની છતાં ગરીબી અને અસમાનતાના મૂળભૂત પ્રશ્નોનો કોઇ પણ પ્રકારનો મૂળભૂત ઉકેલ આવ્યો નથી. સહેજે દેશ શંકા સેવી શકે કે નેહરુ પછીનું નેતૃત્વ એનો ઉકેલ લાવી શકશે કે કેમ?

ત્રીજું, સામાજિક અને આર્થિક પ્રગતિની સપ્રમાણતા સચવાય અને તે દૃષ્ટિએ વિકાસ સાધી શકાય એવું સામાજિક માળખું નથી યોજાયું–નથી તો તેને અંગે સ્પષ્ટ ચિત્ર સામે આવ્યું. પરિણામે માણસ માણસના સંબંધ વચ્ચેની ભાવાત્મક અસમાનતાવાળું ભારતનું અસ્તિત્વ ધરાવતું સામાજિક આર્થિક માળખું ભારતીય સમાજને પાયામાંથી હચમચાવી રહ્યું છે. કોઇ પણ માણસ સમજી શકશે કે જવાહરલાલ નેહરુ જેવા પ્રખર વ્યકિત-

ત્વની દોરવણી નીચે જે શાસનતંત્ર સમાજના મૂળભૂત માળખામાં જરૂરી સામાજિક-આર્થિક સુધારા લાવવાનું માધ્યમ બનવામાં નાકાર-નાકામિયાબ સાબિત થયું તે એમની પછી કોઇના હાથમાં પણ શાસનતંત્ર આવે અને એ વિશેષ ઉપયોગી બને એવી આશા મિથ્યા છે.

વિકલ્પો બે છે: કયાં તો આપણે તેમના સ્વરૂપને બદલીને તેને એકચક્રી બનાવીએ: પછી તે જમણેરી હોય કે ડાબેરી અથવા તો પોતાની જરૂરિયાત પૂરી કરવાની જવાબદારી સ્પષ્ટતાથી સમાજને શિરે મુકીએ. શાસન તેમાં બને એટલી મદદ જરૂર કરી શકે.

પા સદી સુધી ગાંધીજીના નેતૃત્વને પ્રાપ્ત કરવાનું સદ્દભાગ્ય ભારતને ન સાંપડયું હોત તો કદાચ ભારતે અનિવાર્ય એવી રશિયન અથવા ચાઇનીઝ રાજકીય પધ્ધતિ અપનાવી આ પ્રશ્નનો નીવેડો આણ્યો હોત ગાંધીજીને કારણે આપણને બીજો વિકલ્પ પ્રાપ્ત થયો છે જે રાષ્ટ્રને સામ્યવાદના માર્ગે જતુ અટકાવી સામાજિક શકિતનો ઉપયોગ કરી ભારતને સામાજિક આરોગ્ય અને આર્થિક સ્વાધીનતાના માર્ગે લઇ જઇ શકે આજનો કાળ આપણી પાસે આ વિકલ્પો વિશે સ્પષ્ટતા માંગે છે કાં તો કોમ્યુનિસ્ટ કાં તો સ્વૈચ્છિક પુરુષાર્થને આધારે સમાજ પરિવર્તન

સૌથી પહેલાં આપણે રાષ્ટ્રીય લઘુતમ ધોરણ શોધવાનું છે આ એક જ મુદ્દો એવો છે કે જે આપણને એટલે કે આ પેઢી અને આવતી પેઢીને સૌને સંગઠિત પુરુષાર્થને રસ્તે લઇ જઇ શકે. જે માણસ જન્મે છે તેને માણસ તરીકે જીવવાના અધિકારને તો સમાજે માન્યતા આપવી જોઇએ. જ્યારે હું જીવવાના અધિકારની વાત કરું છું ત્યારે મારા મનમાં ગરીબીની અને ભૂખમરાની સીમાએ જીવતા ૧૬ કરોડ હિંદુસ્તાનીઓનો ખ્યાલ આવે છે.

આ લોકોનો મોટો ભાગ ગામડાઓમા રહે છે. એવું સમાજપરિવર્તન આપણે ગામડાના જીવનમાળખામા કરી શકીએ ખરા કે જેથી આપણે ગ્રામીણ સમાજની શક્તિનો ઉપયોગ ગ્રામીણ સમાજના નવનિર્માણ માટે કરવા શક્તિવાન બનીએ અને આપણા એ બેનસીબ ભાઇઓને માણસ તરીકે જીવવાના અધિકારને માન્યતા આપવાની જવાબદારી અદા કરી શકીએ?

વિનોબાજીનો ગ્રામદાનનો પ્રયોગ આ દિશામાં કંઇ આશા આપે છે. એમની ગ્રામદાનની વ્યાખ્યામાં બે વસ્તુઓ રહેલી છે: (૧) ગામડાનો સમાજ એના સભ્યોના ગુજરાન માટે જવાબદાર હશે (૨) ગામડાના પ્રશ્નોની પતાવટ સંપથી ગ્રામસભા કરશે. લોકશાહીના સંદર્ભમાં વિચારીએ તો આ પ્રયોગ લોકશાહીની દષ્ટિએ સામાજિક એકતા અને આર્થિક ન્યાય માટે અનુકૂળ પ્રયોગ છે બિહારના લગભગ ૫૮૭ બ્લોકો પૈકી ૩૯૦ બ્લોકની જનતા ઉપર આ વિચારની અસર પાડવામાં તેઓ અને તેમનું રચનાત્મક કાર્યકરોનું સત્ત્વ શક્તિવાન બન્યા છે. આ નાનીસૂની સિદ્ધિ નથી. આ બ્લોકોમાંના મોટા ભાગના લોકોએ આ પ્રયોગને અમલમાં મુકવાની સંમતિ આપી છે અને એના પ્રતીકરૂપે પોતપોતાના જમીનમાંથી ૫% જમીનનું દાન ગામડાના હિતાર્થે કરવા અને પોતપોતાની વાર્ષિક આમદાનીના ૨½ % જેટલા આવક ગામડાના હિતાર્થે ગ્રામ ભંડોળ ઊભું કરવા માટે આપવા સંમત થયા છે. એકલા બિહારમાં જ ભૂમિહીન મજુરો વચ્ચે ૩ ૧/૨ લાખ એકર જમીનની વહેંચણી કરવામાં આવી છે એ ખરેખર એક મહાન સિધ્ધિ છે જમીન સુધારણાના કાયદાના અમલ દ્વારા મેળવાયેલી રાષ્ટ્રીય સિધ્ધિ જેવી જ આ સિધ્ધિ છે, બલ્કે તેથીયે વધારે છે. કાયદાને જોરે જે ન થઇ શકયુ તે એક વ્યકિતના આત્મશ્રધ્ધાને આધારે થઇ શકે છે તેનો આ પુરાવો છે

ગ્રામદાનનું આંદોલન સરકારનાં સાધનોનો જરૂર પડયે જ ઉપયોગ કરવા ઇચ્છે છે. સરકારી તંત્રનું કામ ફકત આ સમાજપરિવર્તનના પ્રયોગને કાનૂની અને તાત્રિક સહાયતા આપવા પૂરતું જ રહેશે આરંભમાં આ પ્રયોગ માટે ઉત્સાહ તો સમાજમાંથી જ પ્રગટવો જોઇએ. પણ એકવાર આ પ્રયોગ સફળ થયો તો ગુણપ્રમાણની દષ્ટિએ કાનૂનથી થતા ફેરફાર કરતાં આની ઉપરની અસરની ભાત જ જુદી હશે. શાસન ઉપર પોતાનો બધો ભાર નાખી દેવનુ વલણ ધીમે ધીમે ઓસરતું જશે. સત્તાવાળાઓ ઉપર પણ આની અસર થશે. તેઓને ભાન થશે કે લોકશાહીમા લોકોને સાથે લેવાની જ નહિ પણ લોકોની સાથે જવાની યે જરૂર હોય છે.

ગ્રામદાન આંદોલનમાં ગર્ભિત બીજી વસ્તુ તો એ છે કે ગ્રામીણ સમાજનું વ્યકિતત્વ બંધારી અને શહેરીપણાની બોલબાલાની વચમાં યુરોપ અમેરિકા કે રશિયા

ચીન તરફ ઢળવાને બદલે દેશના સાચા હિતની આધાર શિલા ગામડું બનશે. આ મૂળભૂત પરિવર્તન આણવા માટે ગ્રામદાનના આંદોલન ઉપરાંત પણ ઘણું કરવાનું છે. ગામડું પોતે જ જાગૃત સંગઠિત બની સ્વમાનપૂર્વક ગામડા સાથેનો વહેવાર નિભાવે તે માટે કાચા માલ માટે, નવાં સુધરેલ ઓજાર અને ઉત્પાદન માટે તેમજ બળદની સગાડ ડોઇ માટેની માગ ગામડાની જનતા તરફથી મોટા પાયાનું સંગઠન કરી ઊભી કરવી પડશે.

સમાજ આ સમાજધર્મ પરત્વે જાગ્રત છે? સામ્યવાદને ખાળવાનો આ એક જ માર્ગ છે. આપણે આ સંબંધમાં સમાજનું અત્યાર સુધીનું વલણ તપાસશું તો નિરાશા સિવાય બીજું જણાશે નહિ. આપણા ગ્રામવાસીને સૌથી વિશેષ આતુરતા પાણી માટેની છે. સમાજે આ જરૂર પૂરી પાડવા કેટલો ફાળો આપ્યો છે?

| યોજના | સિંચાઈ ખાતે રોકાણ | આખી યોજનાનો ખર્ચનો અંદાજ |
|---|---|---|
| ૧ લી યોજના | રૂ. ૩૧૪ કરોડ | રૂ. ૩૩૬૦ કરોડ |
| ૨ જી યોજના | રૂ. ૪૩૦ કરોડ | રૂ. ૬૭૫૦ કરોડ |
| ૩ જી યોજના | રૂ. ૬૫૦ કરોડ | રૂ. ૧૦,૪૦૦ કરોડ |
| ૪ થી યોજના | રૂ. ૯૬૦ કરોડ | રૂ. ૨૨,૨૫૨ કરોડ |

બીજી જરૂરિયાત બિયારણ અને ખાતર માટે તગાવી મેળવવાની છે. આ બાબતમાં સમાજે કેટલો ફાળો આપ્યો છે?

| યોજના | જાહેર ક્ષેત્ર | ખાનગી ક્ષેત્ર | કુલ રોકાણ • | ખાતરમાં રોકાણ • |
|---|---|---|---|---|
| ૧ લી યોજના | | | રૂ. ૩૬૦ કરોડ | રૂ. ૩૪ કરોડ |
| ૨ જી યોજના | રૂ. ૨૧૦ કરોડ | રૂ. ૬૨૫ કરોડ | રૂ. ૮૩૫ કરોડ | રૂ. ૫૨ કરોડ |
| ૩ જી યોજના | રૂ. ૬૬૦ કરોડ | રૂ. ૮૦૦ કરોડ | રૂ. ૧૪૬૦ કરોડ | રૂ. ૨૨૫ કરોડ |
| ૪ થી યોજના | રૂ. ૧૬૬૭ કરોડ | રૂ. ૧૮૦૦ કરોડ | રૂ. ૩૬૪૭ કરોડ | રૂ. ૪૮૪ કરોડ |

તેની ત્રીજી જરૂર સઘન ખેતી માટે બળદ-શક્તિની છે. ટ્રેક્ટરાઇઝેશન ભલે આવે પણ ત્યાં સુધી તે વાટ નહિ જોઇ શકે. એ તો બળદ-શકિતની જ ઇચ્છા કરે છે. આ બાજુ તરફ સેવાયલી બેદરકારી અક્ષમ્ય છે. પશુપાલન અને વિકાસમાં રાષ્ટ્રનો ફાળો શું છે?

| યોજના | પશુપાલન-ઉછેર અને ડેરીઓમાં રોકાણ | આખી યોજના |
|---|---|---|
| ૧ લી યોજના | રૂ. ૨૨ કરોડ | રૂ. ૩૩૬૦ કરોડ |
| ૨ જી યોજના | રૂ. ૩૩ કરોડ | રૂ. ૬૭૫૦ કરોડ |
| ૩ જી યોજના | રૂ. ૭૭ કરોડ | રૂ. ૧૦.૪૦૦ કરોડ |
| ૪ થી યોજના | રૂ. ૧૩૬ કરોડ | રૂ. ૨૨,૨૫૨ કરોડ |

એની ભાવિ જરૂર ટેકનિકલ જાણકારી અંગેની છે. એને મળતું શિક્ષણ એને ઊજળો અને અક્કડ બનતા શીખવે છે. તે એને નથી બુધ્ધિશાળી ખેડુત બનાવતું કે નથી બુધ્ધિશાળી મજૂર બનાવતું.

ભેદવૃત્તિ, વિષમતા અને અન્યાય ઉપર રચાયેલ આજની નીતિવિષયક અપૂર્ણતાઓને ગ્રામદાન આંદોલન યોગ્ય માર્ગે લાવવાનો પ્રયત્ન કરે છે.

ગ્રામદાન આંદોલનમાં આટલી વસ્તુઓ સમાયેલી છે. આમાં એવું કશું જ નથી જેમાં લોકશાહીનો ચાહક અપવાદ ઊભો કરી શકે. આ આદર્શવાદી અભિગમ છે. એ વાત ચોકકસ પણ એને સિધ્ધ કરી શકાય એમ છે. લોકોના વલણમાં માનસિક પરિવર્તન આવે એ એનું લક્ષ્ય છે—અને આવાં નવાં વલણો ઇચ્છનીય પણ છે. આ અભિગમ પરંપરાગત છે એવો વ્યકત કરવામાં આવેલો ભય એ કેવળ પુર્વગ્રહનું પરિણામ છે. આને કારણે ગ્રામસમાજને પોતાના પ્રશ્નોના પતાવટ પોતાની રીતે કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા રહે છે.

ભારતીય ગ્રામસમાજ પોતાનું ભલું શામાં સમાયેલું

• અલગ આંકડા મળતા નથી

• જંતુનાશક દવાનો સમાવેશ થાય છે.

છે એ જાણુવા જેટલો વ્યવહારુ છે. રાજકારણની ભયંકર સમસ્યાઓ વચ્ચે જે સમાજ ટકયો છે, એટલી જ ભયંકર શોષણુ અને કારમી ગરીબીની ભીંસ વચ્ચે જે સમાજ ટકી શકયો છે તે સમાજ યોગ્ય વાતાવરણુ ઊભું કરી આપવામાં આવે તો નવી તકોનો પૂરેપૂરો ઉપયોગ નહિ કરી શકે એવો અવિશ્વાસ રાખવાને કારણુ નથી.

વ્યકિતગતના આધારે પુરુષાર્થ સેવતો ખેડૂત, પુરુષાર્થી કારીગર અને વેપારી આ બધા ચિરંજીવી લોકશાહી માળખાના પાયાના પથ્થરો છે—જો સંગઠિત ગ્રામ સમુદાયના સભ્ય તરીકે તેમને વિકાસ કરવાની તક આપવામા આવે તો

જો આપણે શાંતિ અને પ્રગતિ ઇચ્છતા હોઇએ તો આપણા વર્તમાન પ્રયાસોની પૂર્તિ કરવા માટેની તક અહીં રહી છે. આપણી જાતિઓ રોજ જેને જન્મ આપે છે એવા સામાજિક મતભેદોના ખડકલા તરફ દૃષ્ટિપાત કર્યા વિના જો આપણે શાંતિ માટે અગ્રુમતા દઇશું તો આપણે જે જરાયે ઇચ્છતા નથી એવી મંજિલની દિશામાં આપણે દોરવાઇ રહ્યા છીએ એમ જ માનવું રહ્યું.

આથી જ શાંતિભરી લોકશાહી પ્રગતિના ચાહકોએ ભારતના એક પનોતા પુત્રે આરંભેલા આ એક ઉમદા પ્રયત્ન તરફ પૂરું ધ્યાન આપવુ જોઇએ.

●●●



# ગાંધીજી - ધર્મદૂત

દેશભકતો ગાંધીજીને 'રાષ્ટ્રપિતા' અને ઇતિહાસકારો 'ભારતના મુક્તિદાતા' કહે છે. પરંતુ એ સાથે એ ભુલાવું ન જોઇએ કે ગાંધીજી એક મહાન ધર્મદૂત હતા. જેઓ જંગાલિયતની સામે અને નીતિ અને આધ્યાત્મિક ઉન્નતિને માટે લડયા હતા અને તેને માટે ઘણું સહન કર્યું હતું.

વ્યવહારની બદલાતી કિંમતો તેમને માન્ય ન હતી. તેમને શ્રદ્ધા હતી નૈતિક ધોરણની એવી ઉચ્ચતામાં કે જેનો સંતોએ ઉપદેશ આપ્યો છે. અને કવિઓએ જેના ઉપર કાવ્યો રચ્યાં છે. તેમણે માણસોની નીતિના તાંતણા અદ્‌ભુત રીતે સમાર્યા. ગાંધીજીનું જીવન અને કર્મ આજના એક એવા સમયમાં થયું છે કે જેમાં ઇશ્વર અને નીતિની નિંદા થઇ રહી છે—એથી જ એમની સફળતા વધુ ઝળહળે છે, ગયા સૈકા દરમિયાન વિકસેલી કહેવાની વૈજ્ઞાનિક પધ્ધતિની ઊપયોગિતા માત્ર ભૌતિક દુનિયાને માટે છે. માણસની આંતરિક અને આધ્યાત્મિક ભાવનાઓ માટે નથી. આ પધ્ધતિએ નૈતિક ધોરણમાં અને પોતાની જાતમાં માણસની શ્રદ્ધા ડગાવી નાખી છે.

દ્રષ્ટાંત તરીકે જો ઉપયોગિતાનો સિદ્ધાંત (Utilitarian Theory) લઇએ તો એ સિદ્ધાંતની કસોટી છે. વધુમાં વધુ માણસોનું વધુમાં વધુ ભલું. આ સિદ્ધાંતની રચના એ માન્યતા ઉપર થઇ છે કે દરેક માણસ માટે તાર્કિક સમજણ અચૂક માર્ગદર્શક છે. અર્થાત્ આ સિધ્ધાંતે સામૂહિક સ્વાર્થને પરમપૂજ્ય ગણ્યો છે. આથી તો સત્તાલોલૂપ જૂથોના અહંકારને પરોપકારને માર્ગે વાળ્યા વિના જનતાની બહુમતી મેળવવા માટે એક સાધન મળ્યું છે. તે જ રીતે જીવનની ઉત્ક્રાંતિના સિધ્ધાંતના પિતા ડાર્વિને જીવશાસ્ત્રના સિધ્ધાંતને નીતિ બાબતમાં લાગુ કરવાનો પ્રયત્ન કર્યો. તેમનો સિધ્ધાંત છે યોગ્યતમની ચિરંજીવિતા ( Survival of the fittest ) આ પ્રયત્નથી ડાર્વિને માણસની અભિલાષાને જંગલના કાયદાથી દોરવાની નવી પધ્ધતિ આપી.

આધુનિક સરમુખત્યારશાહીના પિતા હેગેલના તાર્કિક સિધ્ધાંત મુજબ રાજ્યની જરૂરિયાતોની સરખામણીમાં વ્યકિતગત નીતિને ગૌણ ગણવામાં આવી છે. સિધ્ધાંતોમાં 'સોવિયેત નીતિ'નું મૂળ રહેલ છે. એ મુજબ સત્ય સનાતન કે સંપૂર્ણ નથી. લેનિનના કહેવા મુજબ 'વર્ગ' વિગ્રહ (class struggle)ના હિતથી આપણી નીતિ

કનૈયાલાલ મા. મુનશી

ગૌણ છે' સામ્યવાદના લક્ષ્યને કયે રસ્તે જલ્દી પહોંચી શકાય એ જ સોવિયેત નીતિની કસોટી છે. તેમજ એ રસ્તો કયો છે તે નક્કી કરનાર સત્તા—એટલે સામ્યવાદી પક્ષ અર્થાત્ એ પક્ષના નેતા.

આજની અનીતિ કાલે નીતિ થઇ શકે છે કે પછી આજની નીતિ કાલે અનીતિ થઇ શકે છે ગાધીજીના નીતિધોરણમા ન હતી કોઇ બાંધછોડ કે ન હતી કોઇ છૂટછાટ એમનું પ્રથમ કામ હતું નીતિને પોતાના અંગત જીવનમા ઉતારવાનુ અને ત્યાર પછી અહિંસા અને સત્યની ઉપરાત અસ્તેય, અપરિગ્રહ અને અ–દુર્વ્યયને પણ તેમણે અપનાવ્યા. પતંજલિ તેના યોગસૂત્રમા જણાવે છે કે જે પોતાની જાતને યોગ માટે તૈયાર કરે છે તેણે સમય કે સ્થળની પરવા કર્યા વિના, પાચ મહાવ્રતોનુ પાલન કરવુ જોઇએ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ

નૈતિક ધોરણનો આ કાયદો—ગાધીજીએ એને કાયદો કહ્યો—આ સનાતન ધોરણ સર્વસામાન્ય છે. એનાથી કોઇ છટકી શકતું નથી આ કાયદા મુજબ જો સત્યને પાળો તો અખૂટ સિધ્ધિઓ મળે, અહિંસા પાળો તો પ્રેમ મળે, જો બ્રહ્મચર્ય ટકાવો તો શક્તિ મળે, અપરિગ્રહી બનો તો આત્મજ્ઞાન થાય—બીજી કોઇ રીતે નહિ. આ કારણે મનોબળથી જો પાળવામા આવે તો માણસની જિંદગીની પરિસ્થિતિ અને સંજોગો તેમ જ તેનું ભવિષ્ય એવી રીતે બદલાય કે જેથી 'સર્વોદય' થઇ શકે સઘળાનું સૌથી વધુ હિત—નૈતિક ધોરણના આ સિધ્ધાતો દર્શાવતા આ સૂત્રો તેમની પ્રાર્થનાસભામા રોજ ગવાતા આ ભજનો સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, શરીરશ્રમ, સ્વદેશી, સ્પર્શભાવના, સમભાવ અને અભય ઉપર ખાસ ભાર મુકતા.

ગાધીજીએ એમ બતાવ્યું કે માણસ ભૌતિક દબાણોને વશ પૂતળુ પણ નથી કે દબાણોનો શિકાર પણ નથી કેટલાક આધુનિક ફિલસૂફોના કહેવા મુજબ ગાધીજી સંજોગોનુ રમકડું ન હતા ગાધીજી પૂર્વજોના વારસા અને સંજોગોના જ નહિ, નૈતિક અને આધ્યાત્મિક પરિબળોથી ઘડાયેલી સેકડો જિંદગીના ફળરૂપ હતા

પતંજલિના આ સૂત્રો નિરંતર પ્રયત્નથી જ્યારે માણસ પોતાની જિંદગીમાં ઉતારે અને પચાવે ત્યારે માણસમા નૈતિક શક્તિ જન્મે છે. આ જ રીતે આ સનાતન ધોરણ માનવઆચરણની બારાખડીમા લખી શકાય આ નૈતિક શક્તિથી માણસ દેવ બની શકે છે, અને એ શક્તિ વિના માણસ જાનવર જ રહે છે. માણસ આ રચનાત્મક કાર્યશક્તિથી એની પોતાની જિંદગી અને ભાવિ જિંદગીઓને જ નહિ, પરંતુ તેના સામાજિક અને ભૌતિક સંજોગો પણ બદલી શકે છે.

ગાધીજીની આત્મકથા 'સત્યના પ્રયોગો' એક અદ્વિતીય માનવ દસ્તાવેજ છે. સામાન્ય માણસ કઇ રીતે સત્યનો ફિરસ્તો બન્યો તેની એ નોંધ છે. ઘણી નાની ઉંમરથી જ ગાધીજીએ આત્મસંયમ કેળવવાની શરૂઆત કરી હતી. તેમણે ધૂમ્રપાન અને માંસાહાર છોડ્યા, વૈભવ અને દાર છોડ્યા, અંગત ધનદોલત ત્યજી દીધા સાડત્રીસ વર્ષની વયે તેમણે ગૃહસ્થજીવનનો ત્યાગ કર્યો વખત જતા તેમણે ક્રોધ, ધિક્કાર, અહમ, વેરવૃત્તિ, કુષ્ઠરોગ પ્રત્યે સુગ, મરકી (Plagve) ની બીક વિગેરે ભાવનાઓ ઉપર તેમ જ સ્વાર્થ અને અભિમાન ઉપર વિજય મેળવ્યો એમનો નૈતિક અને આધ્યાત્મિક વિકાસ એમના શરીર અને એની જરૂરિયાતોને સંન્યાસીની જેમ કાબૂમાં લેતા લેતા વધતો ગયો સત્ય એ જ તેમને મન ઇશ્વર હતુ અને એની ખોજમાં તેઓએ આ બધુ કર્યુ

એમની આખી જિંદગી, અંગત જીવનમા 'કર્મણા વાચસા, મનસા'નું એકત્વ સાધીને આ શક્તિ પામવાનો એક પ્રયોગ હતી. 'મનસ્યેકમ્ વાચસ્યેકમ્, કર્મણ્યેકમ્ મહાત્મનામ' એ એમને માટે શોભાનુ સૂત્ર નહોતું અદમ્ય ખંતથી તેઓ એ સૂત્ર આચરતા એમની સફળતાઓ ભલે ગમે તેટલી મહાન હતી, પરંતુ એ તો એમની મહેનતનો એક નાનો શો ભાગ હતી

ગાધીજીએ કઇ રીતે સત્યની નૈતિક શક્તિનો આવિર્ભાવ કર્યો તે જાણવા જેવી વાત છે. તેમના બાળપણમાં તેમણે 'શ્રવણની પિતૃભક્તિ'નું નાટક વાચ્યુ તેની એમના મન ઉપર ઘણી ઊંડી છાપ પડી તેમણે શ્રવણના દૃષ્ટાંત મુજબ ચાલવાનું મનોમન નક્કી કર્યું તેમણે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનુ નાટક પણ જોયું તેમના મનમા હરિશ્ચંદ્રના વિચારો હમેશા ઘોળાતા અને તેમને થતું 'બધા હરિશ્ચંદ્રની જેમ સત્યવક્તા કેમ નહિ હોય?' આ બનાવોએ તેમને સત્યશોધક બનાવ્યા.

તેમની યુવાની જોઇએ તો એમ જ જણાય છે કે તેમનામાં પણ બીજા કોઇ માણસ જેટલી જ—બલ્કે વધુ—નબળાઇઓ હતી તેઓ ધૂમ્રપાન કરવા માટે પૈસાની

ચોરી, માંસાહાર વિગેરે કરતા. તેઓ કૂટણખાનામાં પણ ગયા હતા, પરંતુ શરમથી નાસી આવ્યા હતા. જ્યારે એમના પિતા મૃત્યુશૈયા પર હતા ત્યારે તેઓ પત્ની સાથે વિલાસ કરતા હતા. એમને એમની આ ભૂલોથી એટલો પશ્ચાત્તાપ થયો કે એમણે આ બધું કબૂલ કરતો એક પત્ર લખ્યો અને તેમના પિતાજીને આપીને યોગ્ય શિક્ષાની માગણી કરી

તેમના પિતા માંદગીને બિછાને હતા. તેમણે આ વાંચ્યું. આંસુથી ઉભરાતી આંખો સાથે તેમણે પત્ર ફાડી નાખ્યો. ગાંધીજી લખે છે: 'હું પણ રડયો...આ પ્રેમના મોતીઓએ મારું હૃદય અને મારા પાપ ધોઇ નાખ્યા. જેણે આવો પ્રેમ અનુભવ્યો છે તે માત્ર જાણી શકે કે એ શું છે...આ મારા માટે અહિંસાનો પ્રત્યક્ષ પાઠ હતો. જ્યારે આવી અહિંસા સમસ્તમાં વ્યાપી જાય છે ત્યારે પારસમણીની જેમ તે જેના સમાગમમાં આવે તેને બદલી નાખે છે. એની શક્તિની કોઇ સીમા નથી.'

વ્યવસ્થિત, ધાર્મિક કે શૈક્ષણિક પ્રવૃત્તિઓએ એમના મન પર છાપ પાડી ન હતી. ભગવદ્‌ગીતા બોલવાથી, તુલસીદાસના મહાકાવ્ય રામાયણની ચોપાઇઓ વાંચવાથી અને ભક્તકવિ નરસિંહ મહેતાના 'વૈષ્ણવજન' ભજનને હંમેશા ગાવાથી તેમને ખાત્રી થઈ કે નીતિ બધાનો પાયો છે, અને સત્ય નીતિનો મુળ પાયો છે. 'સત્ય મારું એકમાત્ર ધ્યેય બની ગયું.' ગાંધીજીએ કહ્યું.

એમની આત્મકથામાં બ્રહ્મચર્ય વિષે તેઓ લંબાણપૂર્વક ચર્ચા કરે છે: 'બ્રહ્મચારીને માટે દુનિયા આખી એક મોટું કુટુંબ છે. અને એ એની સઘળી શક્તિ માનવજાતને દુઃખમાંથી ઉગારવામાં વાપરે છે...'

શ્રી અરવિંદ ગાંધીજીની જેમ કડક સંત જીવનમાં માનતા ન હતા. તેમના 'આંતરિક યોગ' માટે દેહદમન કે કડક વૃત્તિવિનાશની જરૂર નથી. શ્રી અરવિંદ સાત્વિક ખોરાક અને સાધારણ ઉપવાસમાં માનતા. વિષય બાબતમાં તેઓ એમ કહે છે કે જેઓ આ જન્મમાં ઇશ્વર અથવા 'જીવન અને દૈવી પ્રેમ' ઇચ્છે છે, તેઓએ બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

ઋષિઓ કહી ગયા છે કે વિષયવાસનાને જો કાબૂમાં રાખી શકાય તો નૈતિક અને આધ્યાત્મિક શક્તિનો ઉદ્‌ભવ થાય છે. આ વાતના સત્યનો તાગ મેળવવા માટે પોતાની જિંદગીના અંત સુધી ગાંધીજી પોતાના અંગત જીવનમાં પ્રયોગો કરતા રહ્યા. આ પ્રયોગો કરવા માટે તેમણે સ્ત્રીઓના સહવાસનો ત્યાગ ન કર્યો. તેમજ સ્ત્રી-દાક્ષિણ્યમાં પાછી પાની પણ ન કરી. બધી ઉંમરની સ્ત્રીઓને મળવાનું, તેમની જોડે આવવા–જવાનું, તેમજ તેમની મુશ્કેલીઓને ચર્ચીને સમજવાનું તેમના રોજના કાર્યક્રમમાં રહેતું.

મોટી ઉંમરે પણ તેઓ યુવાન તેમજ વૃધ્ધ સ્ત્રીઓનાં મનમાં લક્ષણા આસક્તિ જગાવતા. તેમના કેટલાક યુવાન પુજકોને તેઓ ચરણસ્પર્શ કરવા દેતા કે પછી પ્રેમથી ભેટવા પણ દેતા. કેટલીકવાર તેમના આ પ્રયોગથી ગેર-સમજૂતી પણ ઊભી થતી, પરંતુ તેઓ તો માત્ર વિષય-વાસનાને કાબૂમાં રાખવાથી ઉત્પન્ન થતી શક્તિનો અભ્યાસ કરતા હતા.

તેમના આશ્રમમાં નાનાં અને મોટાં, પુરુષો અને સ્ત્રીઓ સ્વતંત્રતા અને સભ્યતાથી ફરતાં. પરંતુ કેટલીક-વાર માનવમન જીતતું અને આશ્રમના યુવાન સભ્યોના લૈંગિક સંબંધોના કોયડા ઊભા થતા. આવા પ્રસંગોએ ગાંધીજી આ કોયડાઓનો ઉકેલ માનવસ્વભાવના ઊંડા જ્ઞાન સાથે લાવતા.

એક ભાઇ તેમના ચૂસ્ત તેમજ ખંતીલા અનુયાયી હતા. આશ્રમના એક અગત્યના વિભાગનું એ ભાઈ સંચાલન કરતા. તેમના વિના આશ્રમને નહિ ચાલે એમ મનાતું અને લોકોને તેમને માટે ઘણો અહોભાવ હતો. આશ્રમની એક અપરિણીત બહેનને તેઓ ભણાવતા. તેમાંથી એ બંનેનો સંબંધ ઘણો ગાઢ અને નિકટનો થઈ ગયો. ગાંધીજીને આ પ્રણય સંબંધી જાણ થતાં એ ભાઇને બોલાવીને પુછપરછ કરી, પરંતુ એ ભાઇએ એ વાતમાં તથ્ય નથી એમ જણાવ્યું.

વધુ માહિતી મેળવતાં ગાંધીજીને જણાયું કે એ વાત ખરી જ હતી. તેમણે આ વાતને જાહેર કરી.આખરે એ ભાઇએ સત્યનો એકરાર કર્યો. એમના સહકાર્યકરોએ આઘાત અનુભવ્યો. તેમને તેમના કામમાંથી દૂર કરી સેવાગ્રામમાં અંગત મદદનીશ તરીકે લાવવામાં આવ્યા.

આ બનાવનું વર્ણન કરતાં બાપુએ મને કહ્યું, 'એ ભાઇને ઉગારવા માટે એ માત્ર એક જ ઉપાય હતો.

મે એ યુવતી જે મા બનનાર હતી—ને અહીથી દૂર બીજી જગાએ મોકલી આપી કે જ્યા તેની પુરતી દરકાર કર વામા આવે છે ' અને પછી હસીને ઉમેર્યુ 'એ તો પ્રેમની ગાઠ હતી હુ તનવારથી એના બે ટુકડા ન કરી શકુ ' આ બનાવ સાભળીને ધસુખ્રીસ્ત મેરી મેડેલીન સાથે કઇ રીતે વર્ત્યા હતા તે મને યાદ આવ્યુ

અસ્તેય અને અપરિગ્રહને પણ ગાધીજીએ પોતાના અગત જીવનમા પચાવ્યા હતા આશ્રમને મળતા નાણાંનો હિસામ રાખવામા ગાધીજી ઘણા જ ચોક્કસ હતા. પૈસાના ગોટાળા તેઓ કદી સાખી લેતા નહિ ભનેને ગમે તેવો મોટો માણુસ હોય કે ગમે તેવી નાની રકમ હોય

તેમનામા પોતાની 'હિમાલય જેવડી મોગ ભૂલો' કબૂન કરવાની હિમત હતી ઇશ્વરમા શ્રદ્ધા રાખવાથી અને ઇશ્વરની ઇચ્છા મુજબ ચાલવાથી તેમણે એક મ'ાન શકિત મેળવી હતી તે હતી 'અભય' માત્ર દૈહિક હિમત નહિ, પરતુ માનસમાથી પણુ ડરને કાઢી મુકવો તે

જુદી જુદી રીતે તેમણે ઇશ્વરની સેવા કરી હતી તેમણે કહ્યુ હતુ મારા ઇશ્વરનાં હજારો રૂપ છે કોઇ વાર ધાર્મિક એકતામા તો કોઇ વખત છુતાછુતને દુર કરવામાં એ ઇશ્વર મને દેખાય છે હુ મારા આત્માના કહેવા મુજબ કામ કરવાથી જ મારા ઇશ્વર જોડે સબધ રાખી શકુ છુ તેમના દરેક કાર્ય પાછળ તેની આધ્યા ત્મિક ઉપયોગિતા હતી તેમનુ દરેક કામ પવિત્ર હતુ થોડા સમય સુધી લેખનકાર્ય બાદ તેમને એમ લાગેલુ કે એ તેમની ભૌતિક તેમજ આધ્યાત્મિક જરૂરિયાત હતી.

સત્યનો અર્થ માત્ર સાચુ બોલવુ એટલો જ નથી સત્યવાક કે સત્ય-પ્રતિજ્ઞાનો અર્થ માત્ર સાચુ બોલવુ કે સત્યતા માટે સોગદ ખાવા એ પણુ નથી સત્ય એક વાર બોલાયા પછી કે વચન અપાયા પછી જાનને જોખમે પણુ તેને સિધ્ધ કરવુ જ જોઇએ

સત્યનો આ સિધ્ધાત બે વસ્તુઓ સૂચવે છે એક, અગત જીવનમા સત્યની શોધ માત્ર સનાતન રચનાત્મક કાર્ય કરતા રહેવાની આવી છે

બીજુ, જે સત્યને સિધ્ધ કરવા માગે તેણે એ જાનને જોખમે પણુ કરવુ જોઇએ

ગાધીજી આ સત્યના ફિરસ્તા હતા

સત્યને આ દષ્ટિકોણુથી જોઇએ તો માનવજાતની શોભાનુ એ પ્રતીક છે સામાજિક, રાજકીય કે ધર્મિક રૂઢિઓની ગુલામીની સામે અને કેટલાક દેશોમાં ચાલતા એકહથ્થુ સરકારી વહીવટ સામે સત્ય એક ક્રાતિ છે

આ સાથે ગાધીજીને લાગ્યુ કે પોતાના મત મુજબ સત્યને વળગી રહેવાના સિધ્ધાતને જો અહિસા જોડે સાકળવામાં ન આવે તો એ અનૈતિક થઇ જાય સત્ય અને અહિસાના આ જોડાણુથી ઉત્પન્ન થયુ સત્યાગ્રહનુ નવુ શસ્ત્ર અસત્ય કે દુષ્ટ બળોનો સામનો કરવા માટેના સત્યાગ્રહના ઉપયોગ પાછળ ઘણા સૂચીતાર્થો રહ્યા છે આ શસ્ત્રનો ઉપયોગ માત્ર અસત્ય કે દુષ્ટ બળોની સામે જ થઇ શકે—કોઇપણુ વ્યકિતની સામે નહિ સતત આત્મ શુધ્ધિ વિના એ કરવુ શકય નથી તેજ પ્રમાણે સત્યા ગ્રહીએ દુખ પોતે જ વહોરી લઇને સતોષ માનવો જોઇએ, અને સામા પક્ષ સામે હિસા વાપરવી ન જોઇએ સાચા કારણુ માટે દુખ પોતે જાતે વહોરી લેવાથી સત્યાગ્રહીનુ મન શુદ્ધ થાય છે અને સામા પક્ષના મનમાંથી કડવાશ દુર કરે છે સત્ય ગ્રહની સફળતાનો આધાર સત્યાગ્રહી કેટલી ચીવટતાપુર્વક દુષ્ટતાનો વિરોધ કરે છે એના ઉપર છે આવા વિરોધથી દુષ્ટશકિત નબળી પડે છે તેમજ સત્યાગ્રહીમા આનદપુર્વક દુખ સહન કરવાની શકિત સીઆય છે આમ શારીરિક શકિતથી હુમલો કરવાને બદલે આધ્યાત્મિક દબાણુ લાવવાની અગત્ય વધી જાય છે આ બધી જરૂરિયાતોને જો પહોંચી વળવામા આવે તો જ સત્યાગ્રહનુ શસ્ત્ર દુષ્ટતાનો વિરોધ કરવામાં કે આત્મજ્ઞાન મેળવવા માટે અમોઘ બની શકે પારણુામ ધીરેધીરે મળે એ ખરુ છે, પરતુ સત્યાગ્રહથી પરિણુમેલ કડવાશ માત્ર ક્ષણુજીવી બની રહે

એક સામાજિક શકિત તરીકે સત્યાગ્રહ સમાધાન વાદીઓ ( Pacijists ) નુ નકારાત્મક પ્રતીક નથી તેમજ સત્યાગ્રહ એ માત્ર પવિત્ર ઇચ્છા કે ઉમળકા વિનાનો વિશ્વાસ નથી નૈતિક ધોરણુની ઉચ્ચતાને પુરવાર કરવાની અસરકારક ઇચ્છામાથી જન્મેલ કર્મનુ એ ફળ છે ભયના સમયે સત્યાગ્રહ આત્મશિરત જેવુ ઉચ્ચત્તમ સાહસ માગી લે છે

નમ્રતાથી પરતુ અડગ નિશ્ચયથી અને જાનને જોખમે પણુ સત્યનો સાથ આપવામા જ સત્યાગ્રહની શક્તિ સમા યેલી છે, જ્યારે સત્યાગ્રહીને એવો અડગ વિશ્વાસ આવે

કે એ જે કારણસર લડી રહ્યો છે તે ઇશ્વરે ચીંધેલ છે ત્યારે જ તેનામાં આ શક્તિનો સંચાર થાય છે.

આ વિચાર જો ગાંધીજીના શબ્દોમાં કહીએ, તો 'સત્યાગ્રહ એ પ્રેમ છે. પ્રેમનો આ કાયદો–કે જેને ખેંચાણ કહો, સ્નેહ કહો કે આકર્ષણ કહો–દુનિયાને દોરે છે. મોતની હસ્તી હોવા છતાં જીવન ચાલ્યા કરે છે. નિરંતર નાશ થયા કરે છે, છતાં વિશ્વ સચવાઇ રહ્યું છે. અસત્ય ઉપર સત્યનો હંમેશાં વિજય થાય છે. પ્રેમથી ધિક્કાર જીતી શકાય છે. ઇશ્વરની શયતાન ઉપર હંમેશ જીત થાય છે. સત્યાગ્રહી પાસે એની પોતાની કંઇ જ શક્તિ નથી. એની પાસે જે કંઇ શક્તિ છે તે ઇશ્વરની આપેલ છે.'

ગાંધીજીએ કહ્યું હતું, 'સત્યાગ્રહીને ઇશ્વરમાં જીવંત શ્રદ્ધા હોવી જોઇએ. કારણ કે, ઇશ્વરમાં અખૂટ શ્રદ્ધા સિવાય તેની પાસે બીજી કોઇ શક્તિ નથી.'

'હું કોણ છું?' ગાંધીજીએ કહ્યું, 'ઇશ્વર આપે છે એ સિવાય મારામાં કોઇ બળ નથી. નૈતિક સત્તાને બાદ કરતાં મારામાં મારા દેશવાસીઓ ઉપર કોઈ સત્તા નથી. પૃથ્વી પર રાજ્ય કરતી ભયંકર હિંસાને દૂર કરીને અહિંસાનું સામ્રાજ્ય સ્થાપવા માટે જો ઇશ્વર મારો સાધન તરીકે ઉપયોગ કરવા માગે છે તો ઇશ્વર જ મને શક્તિ આપશે અને રસ્તો સુઝાડશે. શાંત પ્રાર્થના એ મારું અમોઘ શસ્ત્ર છે. શાંતિની ચાવી ઇશ્વરના કાબેલ હાથમાં છે. ઇશ્વરના સનાતન કાયદાઓમાં મૂર્તિમંત થતી ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ બીજું કશું જ થઇ ન શકે.'

ઇતિહાસમાં કેટલી યે વાર કેટલા ય લોકોએ કરેલ અહિંસક વિરોધનો ઉલ્લેખ છે. ડૉ. અશોક મઝુમદારના પુસ્તક 'એડવન્ટ ઓફ ઇન્ડીપેન્ડન્સ'માં અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં આપણા દેશવાસીઓએ કરેલ એવા કેટલા યે વિરોધોના ઉદાહરણો ટાંક્યા છે.

ગાંધીજીએ એ કળાને સંપૂર્ણ કરી છે. જેથી કડવાશ વિના આખરી પરિણામ લાવવા માટે જનતાનો વિરોધ સફળ થઇ શક્યો.

●●●



# ઊઠ, બાપુ ! માંડ તારી યાતરા

હેમલતા ત્રિવેદી

ગાંધીસ્મૃતિ મંદિરનાં હજુ દ્વાર ખુલે
ને બોર જેવાં અશ્રુઓ
દક્ષિણ પવન મૃદુ લૂછયા કરે
બાપુ તમે
ઓગણીસો પચ્ચીસે બોલ્યા હતા,
'નાટારબ ચાલે દેશમાં'
શું બોલશો આજે ?
આ બિહાર ને નોઆખલી
તમે આવ્યા મોઢી ત્યારે લગીર જંપ્યાં હતાં.
ફરી પાછાં અમારાં હૃદયે સળગી ઊઠયાં,
ભિક્ષાપાત્રને કરમાં ગ્રહી
(નહિ બાઇબલ કે નહિ બૌદ્ધની કરુણાય તે!)
દેશદેશાવર મહીં ભટકી રહ્યા
બળબળાંકડે
વડવાંગડાની આંખના ઉજાસમાં
રણુમણુ કરતાં અમે ચાલી રહ્યાં—
ક્યાં પહોંચશું બાપુ ?
સાબરમતી સળગી, તમારી 'હૃદયકુંજે'
આગ ભભકારા કરે—
ચોપાસ કોટિ ઝુંપડાં સળગ્યા કરે—
હજી શી વાર છે, બાપુ ?
ગુમાની લાકડીનો ટેક લઇ
પાર સાગર થઈ જશે આ કાફલો
નહિ આવો તમે, બાપુ ?
હું રાજઘાટે
આજ હે બાપુ તને
મારી–કવિની–અંગુલિ સ્પર્શી કહું છું:
ઊઠ બાપુ ! ઑરસોતો માંડ તારી યાતરા.

●●●

# ગાંધીજી અને સત્યાગ્રહ

દક્ષિણ આફ્રિકામાં આપણા ભારતીય લોકો ગાંધીજીને 'ભાઈ' કહેતા હતા. ત્યાંનું કામ પૂરું કરી જ્યારે તેઓ સ્વદેશ આવ્યા ત્યારે આપણે તેમને 'બાપુજી' કહેવા લાગ્યા. એમની રાષ્ટ્રહિતની ચિંતા અને એમનો વિશાળ ઉત્કટ પ્રેમ મેળવી આખા દેશે એમને 'રાષ્ટ્ર-પિતા'નું નામ આપ્યું. અને એ નામે જ આપણો જમાનો એમને ઓળખશે. એમના પહેલાં આ દેશમાં અનેક મહાન દેશભક્તો થયા. ભવિષ્યકાળમાં પણ થશે. પણ સાર્વભૌમ પ્રેમની ઉત્કટતા તો આપણે ગાંધીજીમાં જ અનુભવી અને તેથી 'રાષ્ટ્રપિતા' કહેતાની સાથે ગાંધીજીની પ્રેમળ મુર્તિ જ કૃતજ્ઞ રાષ્ટ્રની નજર આગળ ઊભી થવાની.

આ બધું ખરું પણ ભારતીય સંસ્કૃતિ અને માનવ જાતિનો ઇતિહાસ ગાંધીજીને 'સત્યાગ્રહના ઋષિ અને આચાર્ય' તરીકે જ હંમેશા ઓળખશે.

જમીન ખેડવાની કળા માણસના હાથમાં આવી અને 'માનવી સંસ્કૃતિ'નો પ્રારંભ થયો એમ મનાય છે. એ જ પ્રમાણે ભવિષ્યનો ઇતિહાસકાર કહેશે કે ગાંધીજીએ રાષ્ટ્રીય પૈમાને પર સત્યાગ્રહના બીજ વાવ્યાં–અને ત્યાંથી માનવ–ઇતિહાસમાં 'સાચી માણસાઇ'નો પ્રારંભ થયો.

ગાંધીજીની સેવા એટલી બધી વિવિધ પ્રકારની છે કે એક માણસે પોતાના જીવનકાળમાં આટલી બધી વિવિધ સેવા શી રીતે કરી હશે એમ જ ભવિષ્યની પેઢીને થશે. અને છતાં એ બધી સેવાના પ્રમાણમાં 'સત્યાગ્રહ જેવા અદ્ભુત સાધનનો આવિષ્કાર' એ જ ગાંધીજીની સેવા સર્વોપરી ગણાશે.

ગાંધીજીના ગયે માંડ વીસ વર્ષ થયાં હશે, એટલામાં કેટલાક ચર્મચક્ષુ, અંધબુદ્ધિ લોકો કહેવા લાગ્યા છે કે ગાંધીયુગનો અસ્ત થયો. ખરું જોતાં ગાંધીયુગનો ઉદય તો હવે પછી થવાનો છે. જે કાળમાં ગાંધીજી જીવ્યા તે કાળ તો 'યુદ્ધયુગ'ના, 'સંઘર્ષયુગ'ના ઉત્કર્ષનો હતો. એ યુદ્ધયુગમાંથી હજી આપણે બહાર નીકળ્યા જ નથી. આવા સંઘર્ષયુગમાં ગાંધીજીએ અહિંસક પ્રતિકાર રૂપી સત્યાગ્રહનું બીજારોપણ કર્યું, અને તે પણ કરોડોની સંખ્યાની ભારતની જનતાને હાથે. આવી રીતે વાવેલું બીજ ક્યારે ઊગશે અને ક્યાં ફેલાશે એ આપણે જાણતા નથી. એ બીજ શું હતું ? કેવું હતું ? અને એનો

કાકાસાહેબ કાલેલકર

ચમત્કાર શો? એ વિષે થોડું લખી રાખવાનો અધિકાર ઇશ્વરે આપણને આપ્યો છે. કેમકે એ બીજ આ દેશમાં વાવવામાં આપણા જમાનાનો હાથ વપરાયો હતો.

આ સત્યાગ્રહ વસ્તુ શી છે! સામાન્ય લોકો એટલું જ માને છે કે પ્રત્યક્ષ હિંસા ન કરવી, શસ્ત્ર ન વાપરવાં અને છતાં સામા માણસને હેરાન કરી નરમ બનાવવો એનું નામ તે સત્યાગ્રહ. આટલી સહેલી વસ્તુ તો દુનિયાના બધા જ નિર્માલ્ય લોકો અજમાવતા આવ્યા છે. કોઈ એને ત્રાગું કહે, કોઇ બીજું નામ આપે, પણ આવા ઉપાયો જૂના વખતથી વપરાતા આવ્યા છે. અને કોક કોક વાર એમાં સફળતા પણ મળે છે. પણ એ કંઇ ખરેખર સત્યાગ્રહ નથી. અને એમાં સફળતા મળે જ એની ખાત્રી નથી. સામો માણસ કોક વાર કેવળ કાયરતાથી પોતાની વાત છોડી દે, શરણ આવે અને ત્રાગું કરનારને વિજય મળે એટલા પરથી એ કંઇ સત્યાગ્રહ થતો નથી.

વિલાયતમાં કેટલીક બહેનોએ પુરુષોના જેટલા બધા રાજદ્વારી અધિકારો પોતાને મળે એટલા માટે આંદોલન ચલાવ્યું. એમણે કહ્યું કે અમે સ્ત્રીની જાત. શરીરબળ વાપરીને પુરુષોને મહાત ન કરી શકીએ. શસ્ત્ર ચલાવવાની આવડત કે સગવડ અમારી પાસે નથી. છતાં અમારે પુરુષોને હંફાવવા છે. એટલે સ્ત્રી જાતિની કળા વાપરી અમે પુરુષોને હેરાન કરીશું.

પુરુષોની પેઠે સ્ત્રીઓને 'મત આપવાનો અધિકાર' હોવો જોઇએ. એ વાત લઇને જેમણે આંદોલન ચલાવ્યું તે બહેનોને સફરેજેટ Suffragette કહે છે. એ બહેનોએ સમાજને અકળાવવા માટે શું શું કર્યું એનો એક જ દાખલો અહીં આપીએ તો બસ થશે લોકોને હેરાન કરી એમનું ધ્યાન ખેંચવા માટે કેટલીક બહેનોએ રસ્તા પરની ટપાલની પેટીઓનાં ખુલ્લા મોઢામાં એસીડ તેજાબ ) રેડ્યું. એટલે પેટીના અંદરના કાગળો બળી ગયાં. લોકો આવી હાડમારી ક્યાં સુધી સહન કરી શકે? આવી બહેનોનું કહેવું શું છે. એનો વિચાર કર્યા વગર ચાલે જ નહિ એમ સમાજને ખાતરી થઇ ગઇ.

બહેનોની આવી હિલચાલને એમણે નામ આપ્યું 'પેસિવ રેઝીસ્ટન્સ.' એનો ખરો અર્થ હતો. નિઃશસ્ત્ર પ્રતિકાર. એને નિષ્ક્રિય પ્રતિકાર તો કહેવાય જ નહિ. આપણે એને નામ આપ્યું 'બેઠો બળવો.'

ગાંધીજીએ જ્યારે દક્ષિણ આફ્રિકામાં ત્યાંની સરકારે કરેલા અન્યાય સામે બધા વૈધ ઉપાયો અજમાવ્યા અને એમાં ફાવ્યા નહિ, ત્યારે આખરી ઉપાય તરીકે એમણે સત્યાગ્રહ શરૂ કર્યો. લોકો એને પેસીવ રેઝીસ્ટન્સ કહેવા લાગ્યા.

આ ગેરસમજ દૂર કરવા થોડા જ દિવસોમાં ગાંધીજીને સફાઇ કરવી પડી એમણે જાહેર કર્યું કે 'ઉપર ઉપરથી જોતાં વિલાયતની સફરેજેટ બહેનોની હિલચાલ જેવી મારી હિલચાલ દેખાશે. પણ એ એવી નથી. બહેનોની હિલચાલ નબળાઇની અને લાચારીની છે. એમાં શસ્ત્ર વપરાતાં નથી એ ખરું પણ એમાં હિંસા તો છે જ. મારી હિલચાલ નૈતિક છે, આત્મશક્તિ વાપરવાની છે એમાં સામા માણસને ઇજા કરવાનો હેતુ જરાયે હોતો નથી. પણ પોતે ન્યાય મેળવવા ખાતર, અન્યાયનો વિરોધ કરવા ખાતર કેટલે સુધી સહન કરવા તૈયાર છે, ત્યાગ અને બલિદાન કરવા તૈયાર છે એ બતાવી સામા માણસની ધર્મબુદ્ધિ, ન્યાયબુધ્ધિ જાગૃત કરવાનો આ પ્રયત્ન છે. મારી આ હિલચાલમાં શસ્ત્રોનો ઉપયોગ તો નથી જ. પણ દ્વેષ, નિંદા કરવાની અથવા નુકસાન પહોંચાડવાની દાનત પણ એમાં નથી. જે નીતિ સ્પષ્ટપણે અનીતિ ભરેલી છે એની સાથે અમે સહકાર કરવાના નથી. તેમ કરતાં અમારે જે કષ્ટ વેઠવાં પડે તે સુખેથી વેઠીશું, પણ શરણ જવાના નથી. એ છે સત્યાગ્રહનું સ્વરૂપ. અમારી ભૂલ થતી હશે તો અમારે જ વેઠવું પડવાનું. કષ્ટ વેઠીને ડાહ્યા થઇશું. પણ સામા માણસને ઇજા પહોંચાડવાની અમારી નિયત છે જ નહિ. આ શસ્ત્ર નબળા લોકોનું નથી. પણ જેમનો આત્મા બળવાન છે, સત્ય ખાતર, ન્યાય ખાતર બધા કષ્ટ વેઠવા તૈયાર છે તેનું આ શસ્ત્ર છે.'

દક્ષિણ આફ્રિકા જેવા દૂરના દેશમાં, જ્યાં સરકાર આપણી નથી, તદ્દન વિદેશી છે અને જ્યાંની કરોડોની સંખ્યાવાળી જનતા પણ આપણી નથી એવા વિદેશમાં, પ્રતિકૂળ પરિસ્થિતિમાં હજાર દસ હજાર લોકોનું ઉપરાણું લઇને ગાંધીજી લડ્યા. એ યુધ્ધનો પ્રકાર સાવ નવો હતો. અનેક વાર ગાંધીજીને પોતાની વસ્તુ સ્પષ્ટ કરવી પડતી હતી. 'ગેરસમજના શિકાર થવું' એ તો એમના ભાગ્યમાં હતું જ. પણ અકળાયા વિના, ધીરજ ખોયા વિના તેઓ લડતા જ રહ્યા.

એક વાર ત્યાની સરકાર બીજા કોઇ કારણસર જુલુકોમાં

આવી. ત્યાંના રેલવેના ગોરા નોકરોએ હડતાલ પાડી. એમના નેતાઓએ ગાંધીજી પાસે આવીને કહ્યું કે 'તમારો સત્યાગ્રહ ચાલે છે. અમે હડતાલ શરૂ કરી છે. બંને મળીને સરકારને એવા તો હેરાન કરીશું કે લાચાર થઈને સરકાર શરણુ આવશે. લાગ મળ્યો છે. આપણે મળીને સરકારને પજવી પજવીને નરમ આણીશું.'

ગાંધીજીએ કહ્યું કે તમારી હિલચાલ હિંસાર્થી પ્રેરિત છે. તમારી સાથે હું ન ભળી શકું. આટલું કહીને ગાંધીજી થોભ્યા નહિ. ઊલટું એમણે જાહેર કર્યું કે 'રેલવેવાળાની હડતાલને કારણે સરકાર મુશ્કેલીમાં આવી છે, એ સ્થિતિનો હું ગેરલાભ લેવા નથી માંગતો. રેલવેવાળાની હડતાલ ચાલુ છે ત્યાં સુધી મારો સત્યાગ્રહ હું મોકૂફ રાખું છું.'

સરકારને આવા દાના દુશ્મનનો અનુભવ હતો નહિ. સરકાર ચકિત થઇ. વિચાર કરવા લાગી. પછી ગાંધીજીની મનોવૃત્તિ સહેજસાજ સમજવા લાગી. આનો લાભ ગાંધીજીને તરત ન મળ્યો. પણ સરકારને ખાત્રી થઇ કે ગાંધીજી પોતાના દુશ્મન તો નથી જ.

સત્યાગ્રહની નીતિ તરીકે ગાંધીજીએ જે રસ્તો બતાવ્યો છે તે આપણે ટુંકામાં સમજી લઇએ.

કોઇ પણ અન્યાય સામે થતાં પહેલાં સામા માણસને પોતાની બાજુ સમજાવવા પૂરો પ્રયત્ન કરવો. સામો પક્ષ ભલમનસાઇ બતાવે તો આપણે પણ એને તોલે આવે એટલી ભલમનસાઇ બતાવી દુશ્મનીને ટાળવાનો પ્રયત્ન કરવો. મતભેદ હોય ત્યાં પોતાની માગણી ઓછામાં ઓછી કરી દેવી. અને માંડવાળ થતી હોય તો એને માટે પૂરતો પ્રયત્ન કરવો. આટલાથી ન પતે ત્યારે જ સત્યાગ્રહ શરૂ કરવો.

આમ કરવાથી આસપાસના તટસ્થ લોકો સમજી જ જાય છે કે આપણી લડત ન્યાયની છે. આપણે જિદ્દી નથી. ઊલટુ ઝઘડો ટાળવા માટે જેટલું જતું કરાય તેટલું કરવા તૈયાર છીએ. આ રીતે તટસ્થ લોકો આપણે માટે હૃદયથી અનુકૂળ થાય છે. આપણો પક્ષ બળવાન થાય છે. અને પછી જ્યારે ન્યાય નથી જ મળતો એવી ખાત્રી થાય ત્યારે મરણિયા થઇને બધા કષ્ટ વેઠી લઇએ અને એ રીતે અન્યાયનો સામનો કરીએ.

જે ક્ષણે આપણે જોઇ શકીએ કે સામો માણસ આપણું જોર સમજી ગયો છે. અને વિષ્ટિ કરવા તૈયાર છે ત્યારે આપણો પક્ષ ગમે તેટલો બળવાન હોય તો યે ફુલાઇ ન જતાં, સામા પક્ષનું અપમાન થાય એવું કશું ન કરતાં આબરૂભેર શાંતિ માટે તૈયાર થઇ જવું. સામા માણસમાં અન્યાયની વૃત્તિ હોય ત્યાં સુધી જ એમનો વિરોધ કરાય. એનામાં ન્યાયવૃત્તિનો ઉદય થતાંવેંત એની આગળ દોસ્તીનો હાથ લંબાવવામાં પહેલ કરવી એ જ સત્યાગ્રહનું વ્રત હોય છે.

કોકવાર આપણી ઉદારતાનો લાભ લઇ સામો પક્ષ દગો દેવા તૈયાર થઇ જાય છે. પણ એટલા ખાતર પ્રથમથી જ એના ઉપર અવિશ્વાસ કરવો એ આપણું કામ નથી. એના પર વિશ્વાસ રાખી શાંતિ માટે આપણે તૈયાર થયા તો આપણું શું બગડવાનું હતું ? સામા માણસે દગો દીધો તો આપણું સત્યાગ્રહનું શસ્ત્ર આપણી પાસે છે જ. એ ફરીવાર અજમાવીશું. બીજી વારના સત્યાગ્રહમાં આપણો પક્ષ વધારે બળવાન બને છે. દગો કરનારનું મન એને અંદરથી ડંખે છે. આસપાસની દુનિયા એને ઓળખે છે. મનમાં વખોડે છે. અને જ્યારે આવા બીજા સત્યાગ્રહમાં આપણે ફાવીએ છીએ ત્યારે ખરેખર એ નૈતિક વિજયથી આપણો પક્ષ ઊંચો થાય છે. સામા પક્ષની જો આત્મશુદ્ધિ થઇ હોય તો તો મોટું કામ થઇ ગયું. આપણો નહિ પણ ન્યાયનો, સત્યનો વિજય થયો અને દુશ્મન હતો તે દોસ્ત થયો. સત્યાગ્રહી પાસે અખૂટ ધીરજ હોય છે.

અન્યાય સામે દુઃખી થયેલી જનતાનું ઉપરાણું લઇને આપણે જ્યારે પ્રથમ વિષ્ટિ ચલાવીએ છીએ, અને એમાં સફળતા ન મળતાં સત્યાગ્રહ ચલાવીએ છીએ ત્યારે આપણા લોકોને કિંમતીમાં કિંમતી કેળવણી મળે છે. બધા જ લોકો, બધા અનુયાયીઓ અહિંસાવાદી હોય એ ન બની શકે. એમની પાસેથી એટલી અપેક્ષા પણ ન રખાય. પણ 'સત્યાગ્રહ દરમિયાન અહિંસાનું પાલન કરીશુ.' એ જાતનું વચન પોતાના લોકો પાસેથી મેળવવા સત્યાગ્રહી નેતા ચૂકે નહિ. નેતા સત્યાગ્રહનું ચૂકે નહિ. નેતા સત્યાગ્રહનું વ્યાકરણ જાણતો હોય અને એની પાછળ ચાલનાર જનતા એણે ચિંધેલા રસ્તે જવા તૈયાર હોય તો બસ. સત્યાગ્રહ ચાલતો જાય અને લોકો કેળવાતા જાય.

આમાં નેતાના મનમાં પોતાના લોકોને વિષે પ્રેમ, આસ્થા અને વિશ્વાસ હોવા જોઇએ. આ જ ખરી

આસ્તિકતા કહેવાય. ગાંધીજીમાં આવી આસ્તિકતા હતી તેથી જ એક આખા રાષ્ટ્રને સત્યાગ્રહને તૈયાર કરવાની હામ તેઓ ભીડી શકયા.

સત્યાગ્રહ પાછળ બે વસ્તુ હોવી જોઇએ. (૧) સો ટકા સજ્જનતા અને (૨) એટલી જ તેજસ્વિતા. આ જ છે સત્યાગ્રહનું વ્યાકરણ. આ જ છે એની કળા. મનમાં કોઇના વિષે દ્વેષ ન હોય, કોઇનું ભૂંડું આપણે ન પ્રચ્છીએ અને કાયર થઇને અન્યાયને, અત્યાચારને વશ ન થઇએ. બસ આટલી જ તૈયારી હોવી જોઇએ. આપણી લડતના પાયામાં કાંઈ ભૂલ હોય તો એને માટે આપણે વેઠવાના. એ પણ એળે જતુ નથી કેમકે એ એ રીતે આત્મશુદ્ધિ થાય છે.

આવો સત્યાગ્રહ દરેક ઘરના પ્રેમી લોકો વચ્ચે ઓછે વત્તે ચાલે જ છે, પણ તે બુદ્ધિ પુરસ્સર અને વિવેકથી ચાલતો નથી. ગાધીજીએ પોતાની પ્રતિભાથી આને ધાર્મિક અને વૈજ્ઞાનિક રૂપ આપ્યું. વ્યાપક રૂપમાં મોટા પાયા ઉપર સત્યાગ્રહ કેમ ચલાવાય એના નિયમો ઘડી કાઢ્યા અને આ યુગ માટે એક નવી યુધ્ધનીતિ ઉપજાવી કાઢી.

આપણા તરફથી આપણે કોઇની હત્યા કરીએ નહિ. કોઇને ઘ્રજા પહોંચાડીએ નહિ અને છતાં સાત્વિક ક્ષાત્રતેજથી લડી લઇએ. આ છે આ યુધ્ધનું સ્વરૂપ. આમાં યુધ્ધના નેતાઓ સત્યાગ્રહના શાસ્ત્ર અને કળામાં પ્રવીણ હોવા જોઇએ. સૈનિકો સામાન્ય માણસો જ હોય. તેમનું કામ એટલું જ કે 'ગમે તેટલી ઉશ્કેરણી થાય તો યે હિંસાને રસ્તે ન જવું. સહન કરવાની, દુઃખ વેઠવાની પરાકાષ્ટા કરવી, પણ શરણ ન જવું. અને વિરોધીઓ જ્યારે નરમ થઇને વિષ્ટિ કરવા તૈયાર થાય ત્યારે એમને કહેવાનુ કે 'અમે કશું ન જાણીએ. અમારા નેતા સાથે વાતો કરો તેઓ જ્યારે કહે લડાઇ મોકૂફ, ત્યારે જ અમે થોભી શકવાના.'

આટલી તાલીમ સૈનિકોને હોય એટલે બસ. આ યુદ્ધમાં કૂડકપટને અવકાશ નથી. કશું સંતાડવાનું નથી ચાલબાજી આપણા તરફથી થાય નહિ. સામો પક્ષ આડે રસ્તે જાય તો એ ફજેત થાય. આપણી મૂડી એટલી જ કે આપણો સતપક્ષ છે. ન્યાય ખાતર લડીએ છીએ અને દુઃખ વેઠવા તૈયાર છીએ. આવી સાત્વિક મૂડી આગળ ભલભલા સામ્રાજ્યો પણ હારી જવાના. આટલું ગાંધીજીએ ભારતની જનતાને જોરે દુનિયાને સિદ્ધ કરી આપ્યુ.'

અને ખુબી એ કે યુધ્ધને અંતે વિરોધીઓ આપણી દાનાઇની કદર કરી આપણી સાથે દોસ્તી કરવા ઇંતેજાર થાય છે.

ગાંધીજીએ બ્રિટિશ સામ્રાજ્ય સામે સત્યાગ્રહ કર્યો. અને અંતે સ્વરાજ્ય મેળવ્યું—અંગ્રેજોએ આપણી સ્વતંત્રતા સો ટકા સ્વીકારી. પોતાને હાથે, પોતાનો ઝંડો ઉતારી ભારતનો ત્રિરંગી ઝંડો એમણે જ ઊંચો ચઢાવ્યો અને પોતાની ફોજ લઇ અહીંથી વિદાય થયા. પછી આપણે આપણા દેશ માટેનું બંધારણ પોતાની મેળે તૈયાર કર્યું.

આટલું થયા પછી અંગ્રેજોએ એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આપણી સાથે વિષ્ટિ ચલાવી, અને કહ્યું કે બ્રિટિશ કોમનવેલ્થ તરીકે અમારો એક રાષ્ટ્રસંઘ છે. અત્યાર સુધી તમે એ સંઘના આશ્રિત હતા અમે ભારતને અમારી ડિપેન્ડસી Dependency કહેતા હતા. હવે એ જ રાષ્ટ્રસંઘમાં તમને સમાનતાની ભૂમિકા ઉપર સદસ્ય થવા આમંત્રિએ છીએ. સ્વેચ્છાએ અમારા રાષ્ટ્રકુટુંબમાં તમે દાખલ થાઓ તો અમે રાજી થઇશું.

ગાધીજીએ સ્વતંત્ર ભારતને સલાહ આપી કે એ આમંત્રણ સ્વીકારવું જોઇએ. અત્યાર સુધી બ્રિટિશ કોમનવેલ્થ ફક્ત ગોરા લોકોનું કુટુંબ હતું. બ્રિટન, આયર્લેન્ડ, કેનેડા. ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, પુર્વ આફ્રિકા, ન્યુઝીલેન્ડ બધે ચાલતા ગોરાઓના રાજ્યનો એ સમુહ હતો. હવે તેઓ ભિન્ન વંશના અને ભિન્ન ધર્મના એશિયાઇ રાષ્ટ્રોને એ કુટુંબમાં દાખલ થવા આમંત્રે છે દુનિયામાં આ એક મોટો બહુવંશી multi racial પ્રયોગ થશે એમા આપણે જરૂર સહયોગ આપીશું. બૌધ્ધ ધર્મ પાળનારા સંકાના અને બ્રહ્મદેશના લોકો, ઇસ્લામમાં માનનારા પાકિસ્તાનના લોકો અને તમામ ધર્મોનું એક વિશ્વકુટુંબ બનાવી બેઠેલા ભારતના લોકો ગોરાઓ સાથે ભળીને એક વિશાળ રાષ્ટ્રકુટુંબ બને તો દુનિયા માટે એક મોટો અનુકરણીય નમૂનો થશે.

પંડિત જવાહરલાલ નેહરૂએ ગાંધીજીની સલાહ સ્વીકારી અને બ્રિટન સામે વિષ્ટિ ચલાવી. અને કહ્યું કે, અમે તમારા કુટુમ્બમાં દાખલ થવા તૈયાર છીએ પણ બે શરતે. બ્રિટનના રાજાને અમે અમારો રાજા ન ગણીએ. અને અમારા દાખલ થયા પછી આ કોમનવેલ્થ 'બ્રિટિશ' એવી અટક ધારણ ન કરી શકે. 'બ્રિટિશ' એ વિશેષણ

ગર અને બ્રિટનના તાજને માન્યતા આપ્યા વગર અમે ખલ થઈશું. અંગ્રેજોએ બંને શરતો માન્ય રાખી. અને આપણે માનભેર બ્રિટન સાથે દોસ્તી બાંધી. સત્યાગ્રહનો આવો વિજય જોઈ આખી દુનિયા ચકિત થઈ. અને વિચાર કરવા લાગી કે ગાંધીજીએ માણસનું રક્ત ડ્યા વગર આવડું મોટું યુદ્ધ જીતી લીધું ત્યારે દુનિયાએ એમાંથી બોધ લેવા જેવો છે. આફ્રિકાના તેમ જ અમેરિકાના કાળા લોકોએ ગાંધીજીને રસ્તે જવાના એક રે પ્રયોગો કરી જોયા. એમાં તેઓ ઠીક ઠીક અંશે ાવ્યા છતાં દુનિયાને હિંમત નથી થતી કે શસ્ત્રયુદ્ધ વગર મ ચાલશે?

આજે યુધ્ધની દૃષ્ટિએ અત્યંત બલાઢ્ય રાષ્ટ્રો બે છે રશિયા અને અમેરિકા. આખી દુનિયાનો ત્રણ વાર નાશ કરી શકાય એટલા અણુબોમ્બ એમની પાસે છે. અને છતાં બંને રાષ્ટ્રો ધ્રૂજે છે કે શસ્ત્રબળ દ્વારા વિશ્વનો નાશ કરી શકાય, પણ વિજય તો ન જ મળી શકે. યુદ્ધો વૈજ્ઞાનને જોરે ભયંકર વિશ્વવિનાશક થઈ શકયા છે. પણ યુધ્ધો મારફતે કોઈ પણ સવાલનો ઉકેલ આણી શકતો નથી. યુધ્ધો રાષ્ટ્રો માટે જીવલેણ છે. પણ શાંતિ અને સુરક્ષા મેળવી શકવાના નથી. એટલે કે સમર્થ યુધ્ધો નિર્વીર્ય નીવડ્યાં છે.

આવી સ્થિતિમાં દુનિયાના મનીષીઓ અને માનવહિત-ચિંતકો આશાની નજરે ભારત તરફ જોવા લાગ્યા હતા. ગુલામી હાલતમાં હોવા છતાં જે ભારત બ્રિટિશ સામ્રાજ્ય સામે વિજય મેળવી સ્વતંત્ર થઈ શક્યું તે જ ભારત સ્વતંત્ર થયા પછી દુનિયાને સત્યાગ્રહને રસ્તે બધા ઝઘડાનો ઉકેલ આણવાનો માર્ગ બતાવશે. એ આશાએ દુનિયા ભારત તરફ જોતી હતી. વીસ વર્ષ થયાં આપણે ઔદ્યોગિક પ્રગતિ પાછળ પડયા એ તો ઠીક જ થયું, કેમકે આપણે દારિદ્રય, દુકાળ અને ભુખમરાને વર્યા નથી. પણ સજ્જનોને રસ્તે માંડવાળ, વિષ્ટિ પછી જરૂર તો સત્યાગ્રહને રસ્તે આપણા મતભેદો દુર કરી સમર્થ રાષ્ટ્ર બનવાને બદલે આપણે ઘરની અંદર કજિયો-કંકાસ વધારી દીધો છે. અને ભાવનાત્મક એકતા નબળી પાડી છે. દુનિયાના આપણાં સ્નેહી રાષ્ટ્રો આથી ઘણાં દુઃખી થયાં છે. વિરોધીઓ મનમાં મલકે છે. ભારતે સ્વતંત્ર થતી વેળા ભારતના બે કકડા થવા દીધા. હવે આ દેશના વધારે કકડા થશે કે કેમ એ બીક ઉત્પન્ન થઈ છે. આવે વખતે આખો દેશ જો ગાંધીજીનો પોલો જયજયકાર કરવાને બદલે સમન્વયનો રસ્તો લેશે અને જરૂર પડયે સત્યાગ્રહની મદદ લેશે તો દુનિયામાં આપણી હસ્તી અને આપણી આબરૂ ટકી રહેશે.

સ્વરાજ્ય થયું, ગાંધીજીને આપણે ખોયા ત્યાર પછી દેશના નેતાઓએ સત્યાગ્રહનું નામ જ ન લીધું. સત્યાગ્રહનું માનસ તૈયાર કરવાની જવાબદારી કોઈએ સ્વીકારી જ નહિ. પરિણામે 'સત્યાગ્રહ'ને ઠેકાણે 'સત્યાગ્રહ' ડોકિયું કરવા લાગ્યો છે. સરકારને હાથે ન્યાય મળવાની આશા નથી, એવી શંકા મનમાં ઊઠતાવેંત કેટલાક લોકો હત્યાગ્રહ અજમાવવા લાગ્યા છે–આ રીતે તો સ્વરાજ્યને ઠેકાણે ગુંડા રાજ્યને આમંત્રણ આપ્યા જેવું થશે.

અને તેથી જ 'ગાંધીજી એટલે સત્યાગ્રહ' 'સત્યાગ્રહ એટલે ગાંધીજી' એ સૂત્ર યાદ રાખી આપણે ગાંધીજયંતી ઊજવવી રહી.

● ● ●



# શું કહું !

હસિત બૂચ

યુગ જાય કૈં ત્યારે જ જન્મે જગતના ઇતિહાસમાં
કો માનવી, જે ફેરવે અંધારને ય ઉજાસમાં
ગાંધી અહીં આ ભારતે એવા થયા.
રે, એ ગયા?
જેને સહજ લાધ્યો હતો આ મહન જીવનમર્મ,
ને સાધ્યો હતો જેણે ગહન આ પરમ જીવનધર્મ,
એ ગાંધી હવે ના આપણી વચમાં રહ્યા,
પણ તો જ, સૌ પાછા હતા તેવા થયા ને આપણે?
જીવી સ્વયં જે જીવતાં શીખવી ગયા,
એના જ વારસ આપણે
આ મુક્ત ભારત આંગણે
કેવા થયા ઉપદેશમાં ને વેશમાં વરણાગિયા?
જાતે ઘસાવું જાત કાજે—સૂત્રના વહેવારિયા!
હાથે ગૂંથ્યા'તા હાથ, તે પાછા હવે છે નાંખિયા
જયઘોષના પણ માંડવા
ઊંચે બધે છે રાળિયા!
હરવખત નવા વંટોળ છે ઘુમરાવિયા!
ભીતર રહેલા રામને ઠુકરાવિયા!
ને આપણે ક્યાં વીસર્યાં ગાંધી હજી?—
પહેલાં હતી તેવી આધક શું ના છળી લાગી ગઈ?
બે-ચાર અવસર કાજ પણ ખાદી ન પહેરાતી થઈ?
એ નામ સાંભળતાં જ તાળી લાખ વરસાવી નહીં?
એ નામ સંભારી થયું જ્યાં કામ,
ત્યાં તસ્વીર ખેંચાવી નહીં?
ગાંધી રહ્યા ના આપણી વચમાં હવે;
રે, તો જ સૌ પાછા હતા તેવા થયા ને આપણે?
હું શું કહું સૌને ય એનો ખ્યાલ છે!
અફસોસ પણ, એ ખ્યાલમાં સૌ ન્યાલ છે!

•••

# ગાંધી જીવન દર્શન

હરભાઇ ત્રિવેદી

દર્શકો તો આપણા દેશમાં અને અન્ય દેશમાં અનેક થઇ ગયા છે. તેમણે પ્રબોધેલા શાસ્ત્રોને સમજવા દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરવો પડે, પરંતુ કોઇ પણ દાર્શનિકના દર્શનનો અભ્યાસ કરવા માટે એ દાર્શનિકના ખુદ જીવનનો અભ્યાસ જરૂરી બને એવું તો કેવળ મહાત્મા ગાંધીના સંબંધમાં બન્યું છે.

મહાત્મા ગાંધીના જીવન દર્શનને સમજવું હોય તો તો ખુદ એમના જીવનનું દર્શન કરવું પડશે. કારણ એ છે કે, એમનું જીવન દર્શન એમના પોતાના જીવનના અનુભવો અને વ્યવહારોમાંથી ઊભું થયેલું છે. એમના દાર્શનિક સિદ્ધાંતો 'પોથીમાંના રીંગણાં નથી. પરંતુ તે તો જીવનમાંથી પેદા થયેલા, જીવનમાં પચી ગયેલા, અને રોજિંદા જીવનમાં અભિવ્યક્ત થતાં હોય છે.

મહાત્મા ગાંધીજીને જોવા, સમજવા માટે આપણે ત્રણ બાબતો ઉપર વિશેષ પ્રકારે લક્ષ આપવું પડે તેમ છે. એક બાબત એ છે કે ગાંધીજી પ્રધાનપણે આધ્યાત્મિક વ્યક્તિ હતા, એમનાં જીવનનાં તમામ વ્યવહારોના કેન્દ્રમાં આધ્યાત્મ તત્વ પડેલું છે. આત્મસાક્ષાત્કારના પ્રયત્નો જેના કેન્દ્રમાં પડ્યા ન હોય તે પ્રકારની એમની કોઇ પણ પ્રવૃત્તિ હતી જ નહી. પોતાના વ્યવહારોના કેન્દ્રમાં આ પ્રકારનો જીવનધર્મ રાખનારી વ્યક્તિ અનેક પ્રકારની મથામણો અનુભવ્યા કરતી હોય છે. એવી મથામણોને તપાસીએ તો માલુમ પડે કે જીવનવિકાસ ક્રમિક થતો હોય છે, પરિણામે ગાંધીજીનું આજનું આચરણ ગઇ કાલના આચરણથી ભિન્ન પ્રકારનું દેખાય તો તેમાં ગભરાવાનું કારણ નહીં. એ પોતે કહી ગયા છે કે મારાં જીવનનું મૂલ્યાંકન કરવા માટે મારા જીવનનાં છેલ્લામાં છેલ્લા ચિત્ર તરફ દષ્ટિ રાખવી પડે. એ વ્યવહારો ગઇ કાલના વ્યવહારો સાથે અસંગત હોય તો ગઇ કાલના વ્યવહારને ખોટો ગણવો અને આજના વ્યવહારને સાચો ગણવો. આનો અર્થ એ થાય છે કે એમનું આધ્યાત્મિક વિજ્ઞાન દિનપ્રતિદિન નવાં નવાં શિખરો સર કરતું જાય છે. એમની દરેકે દરેક પ્રવૃત્તિ એમની આ યાત્રાના એક પછી એક સોપાન સર કરનારી હોય છે. એવી પ્રવૃત્તિ રાજકીય હોય કે સામાજિક હોય કે આર્થિક હોય પણ એ પ્રવૃત્તિ વિકાસક્રમના પગથિયાં ઉપર ને ઉપર ચડી જવામાં મદદરૂપ થઇ પડે, એ પ્રકારની હોય. પોતાની પ્રગતિકૂચમાં એવી કોઇ

પણ પ્રવૃત્તિ આડખીલીરૂપ બની જાય તો, તે એને સ્વીકાર્ય ન રહે.

ગાધીજીના જીવન દર્શનનો અભ્યાસ કરનાર માણસ આ હકીકત સ્પષ્ટપણે જોઇ શકે છે એમણે ખાદી પ્રવૃત્તિ આદરી હોય ત્યારે ખાદીમા આ દેશનો ઉદ્ધાર જુએ અને સુરતને તાતણે સ્વરાજનુ દર્શન કરે

ગાધીજી ધર્મની વાત કરે ત્યારે આજનો પ્રચલિત ધર્મ વ્યાપક માનવધર્મ સાથે સુસંગત ન હોય તો તે તેમને ખપે નહી. ભગવાનમા અટલ શ્રધ્ધા ધરાવનાર મહાત્માજી નિરંજન, નિરાકાર એવા ભગવાનના સાકાર સ્વરૂપના દર્શન માટે પણ કોઇને બાકાત રખાય તો તેવો ધર્મ તેમને ખપે નહી. અસ્પૃસ્યતા નિવારણની હિલચાલ આ બાબતનુ જીવતુ જાગતુ દષ્ટાંત ગણાય પોતે કદી પણ ધર્મ મદિરમા ગયા નહીં અને છતાંય ધર્મ મદિમાથી હરિજનોને દૂર રાખવામાં આવે તો તે તરફ તેમની પુણ્યપ્રકોપ પ્રગટે.

આપણે સૌ જાણીએ છીએ કે, અસ્પૃશ્યતા નિવારણના આ પ્રશ્ન પરત્વે એમણે અનેક વખત પોતાની જિંદગી હોડમા મૂકેલી હતી. દુનિયાનો કોઇ પણ ધર્મ સંકુચિત સ્વરૂપ પકડે અને માનવધર્મથી વેગળો બને, એ ધર્મ તેમના માટે ધર્મ રહેતો જ નહિ ગરીબોની ઝૂપડીઓમા જાય ત્યારે રોટલામા ઇશ્વરને દેખે સકટ ગ્રસ્ત માનવીના સંકટ નિવારણમા એમને ભગવાનનુ કામ દેખાય. આ રીતે એમની તમામ પ્રવૃત્તિઓ આત્માની મુક્તિ અર્થે ચાલ્યા કરી છે એમણે એમની મુક્તિની ઝખના પોતે જીવ્યા ત્યાં સુધી કર્યા કરી. મારી દૃષ્ટિએ તો તેઓ પોતાની હયાતીમાં જીવનમુક્ત દશાને પામ્યા હતા માટે જ કહુ છું કે, આવા મહાત્માનુ જીવનનુ દર્શન એમના જીવનમાંથી પ્રતિબિંબિત થતુ હોય છે તે માટે એમના શબ્દો અને લખાણોને વાચવાની જરૂર નથી, પરતુ સાચી રીતે સમજવાની અને તે પ્રમાણે જીવવાની જરૂર હોય છે

રાજકીય ક્ષેત્રે નજર કરતાં માલૂમ પડે છે કે ગાધીજીના નામનું રટણ કરનાર રાજકારણી પુરુષ ગાધીજીએ પ્રબોધેલ મૂળભૂત સિદ્ધાતોથી ઘણો દૂર જઇ રહ્યો છે પરિણામે ગાધીજીનુ રોજ નામ લેનારા રાજકીય પુરુષો ગાધીચીધ્યો માર્ગ બદલી કોઇ અન્ય માર્ગે ચાલી રહ્યા છે અને ગાધીજીના જીવનનું સાચું દર્શન લાધેનુ નથી

ઉદાહરણ તરીકે આપણા રાષ્ટ્રના ખર્ચના અંદાજપત્રમાં સરક્ષણ માટે જે રકમ મુકાય છે તે દિનપ્રતિદિન વધતી જાય છે શસ્ત્રાસ્ત્રના કારખાનાઓ વધતા જાય છે. અન્ય દેશોમાંથી પણ લડાઇની સામગ્રી મ ગાવવામા આવે છે આ બધુ એમ સાબિત કરે છે કે રાષ્ટ્રના કોઇ પણ પ્રકારના વિજય માટે અહિંસા નહી પણ હિસ જ કારગત નીવડી શકે છે આમ બને તેની સામે આપણો કોઇ વાધો હોઇ શકે નહી, પરંતુ આપણે એટલુ તો સ્વીકારવુ જ પડે કે એ ગાંધીચીધ્યો માર્ગ નથી એમણે તો અહિંસક માર્ગ બતાવ્યો, અન્ય માર્ગ બતાવ્યો જ નહિ અહિસક માર્ગનો પ્રયોગ કરીને તે સફળ પણ બનાવ્યો આજે હવે એ વાત વિસરાઇ ગઇ છે અને આપણી પ્રવૃત્તિ દિસાભરી બનવા લાગી છે આપણુ રાષ્ટ્ર એ પ્રવૃત્તિઓને પોષી રહ્યુ છે, આપણે સમજી શકીએ છીએ કે આપણને ગાંધીજીના જીવનનુ દર્શન લાધ્યુ નથી

આર્થિક ક્ષેત્રે નજર કરીએ ત્યા પણ ગાધીજીના અર્થકારણનુ એક પણ ચિહ્ન દેખાતુ નથી ગાધીજીનુ અર્થકારણ તો સ્વાવલબનના પાયા પર રચાયેલુ છે વિશ્વનુ અર્થકારણ પરાવલંબન ઉપર રચાયેલુ છે વિશ્વના પ્રવાહમાં ખેચાઇ જઇને આપણું રાષ્ટ્ર ઔદ્યોગિકરણના પથે વળ્યુ, પરિણામે યત્રો આપણા માલિક બની ગયા, બેકારી ટાળવા માટે યંત્રોનો આશ્રય લેવાનુ આપણા માટે અનિવાર્ય બની ગયું ગાધીજીનો રેંટિયો ગાંધીજીની સાળ, રાષ્ટ્રીય અર્થકારણ વિકસાવી શકશે, તે વાત આપણે સમજી શકયા નહી પરિણામે આજે સાળ, રેંટિયો વિસરાવા લાગ્યા છે. ગાધીજીએ પ્રાથમિક શાળાના શિક્ષકોને સ્વાવલબી કેળવણી માટે તૈયાર કરવાનુ કહ્યું કે જેથી આવતી કાલની પેઢી પરાવલંબી ન રહી શકે એ સિધ્ધાત આચરવા માટે આપણે શિક્ષકો માટે તાલીમના કેન્દ્રો ઊભાં કર્યાં. આવા કેન્દ્રોમા કોઇ ને કોઇ ઉદ્યોગો અગ્રસ્થાને રાખ્યા. વસ્ત્રવિદ્યા આપણા માટે અનિવાર્ય ગણાય, એ પણ સ્વીકાર્યું પૂણીમાથી નીકળતો સુતરનો ધાગો દુનિયાને નવુ અર્થકારણ શીખવશે અને ગળાકાપ હરીફાઇમાથી પ્રજાઓને ઉગારી લેશે, એ સિધ્ધાત આપણે સ્વીકાર્યો.

આજના શિક્ષકને સ્વાવલબનના સિધ્ધાતની પાકી સમજ નહીં હોવાથી એ પણ ઉદ્યોગિકરણ તરફ

આકર્ષાઈને યંત્રોનો ગુલામ બનવા લાગ્યો છે.

આ બધું મેં એટલાં માટે કહ્યું કે ગાંધીજીએ બતાવેલ આર્થિક સમસ્યાના ઉકેલનો માર્ગ આપણે છોડી દીધો છે, આપણે ઔદ્યોગિક હરીફાઈમાં પડ્યા છીએ. આપણે દુનિયાના અર્થકારણમાં સપડાયા છીએ. એનું પરિણામ એ આવ્યું છે કે બેકારી વધતી ચાલી છે. જીવનનિર્વાહની વસ્તુઓની કિંમત આસમાને ચડવા લાગી છે. આવશ્યક ચીજવસ્તુના વ્યવહારમાં ભ્રષ્ટાચાર પેસી ગયો છે. ગાંધીજીના જીવનનું સાચી રીતે દર્શન કરનાર આ હકીકત જોઈને દુખી થયા કરે છે. એટલે જ તો અર્થકારણના કેન્દ્રમાં પણ ગાંધીજીએ તો ધાર્મિક અને આધ્યાત્મિક દૃષ્ટિ જ રાખી. એ દૃષ્ટિ જ માણસને સ્વાશ્રયી અને સ્વાવલંબી બનાવી શકે. આ શોષણ કરનારી ક્રિયાને ખતમ કરી શકે.

ગાંધીજીનું જીવનદર્શન સમજવા માટે બીજી અગત્યની ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે ગાંધીજી પોતે એક મોટા પ્રયોગકાર હતા, જીવનના તમામ ક્ષેત્રોમાં એમણે અવનવા પ્રયોગો કર્યા જ કર્યા છે. પ્રયોગો કરનાર માનવી શાસ્ત્રીય દૃષ્ટિ ન રાખે તો ચાલે જ નહિ. એટલા માટે ગાંધીજીને આપણે એક વૈજ્ઞાનિક તરીકે તપાસવા જોઈશે. વિજ્ઞાનનો મર્યાદિત અર્થ અહીં સમજવો નહિ. ભૌતિક વિજ્ઞાનનું જેટલું મહત્વ છે તેટલું જ મહત્વ અંતર વિજ્ઞાનનું છે. એ દૃષ્ટિએ ગાંધીજી મોટા આધ્યાત્મિક વૈજ્ઞાનિક હતા. પોતાના આધ્યાત્મના પ્રયોગો સાથે સાથે ભૌતિક જીવન ઉપર અસર કરનાર પરિબળોને પણ એ પ્રયોગોની કસોટી ઉપર ચડાવ્યા વિના રહેતા નહિ.

ગાંધીજી ખોરાકશાસ્ત્રી હતા. પોતાના આધ્યાત્મિક જીવનને પોષણ આપે તેવી ભૌતિક બાબતોમાં અન્નને પોતે હંમેશાં મહત્વનું સ્થાન આપતા. આપણે ત્યાં એવી કહેવત છે કે 'અન્ન તેવો ઓડકાર' એનો અર્થ એ થાય કે માણસ જે પ્રકારનું અન્ન લે છે તે પ્રકારના અન્નની અસર એના ચિત્ત ઉપર પડ્યા વગર રહેતી નથી. એટલા માટે શુદ્ધ અને સાત્વિક ખોરાકની હિમાયત કરનાર તરીકે, શામાં શુદ્ધિ છે, અને શામાં સાત્વિકતા છે. તે જાણવા સારુ વિવિધ પ્રકારના ખોરાકના પ્રયોગો કરતા. ઘણી વખત તો જોનારને આશ્ચર્ય થાય, અને ગાંધીજીના પ્રયોગોને સમજવાનું મુશ્કેલ બને તેવું પણ આચરણ તેઓ કરતા, ઉદાહરણ તરીકે ગાંધીજીએ એક વખત સોયાબીન ખાવાનો પ્રયોગ કરેલો, વળી એક વખત લસણ ખાવાનો પ્રયોગ પણ કરેલો. આ બધા પ્રયોગોના તારતમ્યરૂપે પોતાના ખોરાકમાં કેવા ફેરફાર કરવા આવશ્યક છે, તેનો નિર્ણય પોતે કરી લેતા. એક વાત સાચી છે કે જે ખોરાક લેવાય તે ખોરાક માનવીના નૈતિક બંધારણને અને આધ્યાત્મિક બંધારણને અડચણ કરતા નહી હોવો જોઈએ. થોડી જ ચીજો ખાવી. તે પણ એવી હોય કે જેમાં શરીરને સાત્વિક પોષણ મળી રહે, તેવા તત્વો સમાયેલા હોય તે તરફ હંમેશાં તેમનો આગ્રહ રહેતો. ખોરાકનાં કયાં તત્વોમાં પ્રોટીન, કયાં વિટામીન વગેરે રહેલાં છે, તેની પ્રયોગો દ્વારા શોધ કરતા. રાષ્ટ્રના ઉત્તમ ગણાતા ડોકટરો એમને આવા પ્રયોગોમાં સલાહ સૂચના આપતા. આવશ્યક પોષક તત્વો એક પદાર્થમાંથી મળી રહે, તો તેવાં તત્વો માટે બીજા પદાર્થો લેવાની જરૂર નહિ, તેવો આગ્રહ પોતે સેવતા. દા. ત. ઘઉં ખાનારને ચોખા ખાવાની જરૂર નહિ, એમ સ્થાપિત કરવાનું એમને માટે સરળ બનતું. એક ખોરાકશાસ્ત્રી તરીકે એમણે જે કિંમતી લખાણો કર્યા છે, તે વાંચી ભલભલા નિષ્ણાતો તેમાંથી માર્ગદર્શન લઈ શકે છે.

આર્થિક ક્ષેત્રે ગાંધીજીએ આવા જ પ્રયોગો કર્યા છે, રેંટિયા ઉપર કે વણાટકામ ઉપર એમણે વિવિધ પ્રકારના પ્રયોગો કરીને એમ સાબિત કર્યું કે આ દેશના અર્થકારણમાં કાંતણ અને વણાટનું કેટલું અને કેવું મહત્વ છે. ઘણા લોકો એમ માનવાની ભૂલ કરે છે કે ગાંધીજીને તો કાંતવા વણવાનું ઘેલું હતું. આ વાત એટલે અંશે સાચી છે કે જેટલે અંશે કોઈ પણ વૈજ્ઞાનિકને પોતાના વિજ્ઞાન પરત્વે ઘેલું લાગે. વસ્ત્રવિદ્યા દ્વારા આ દેશના અર્થકારણને સ્થિર કરવાના એમણે પ્રયત્નો કર્યા હતા, ઘણે અંશે એમને સફળતા પણ મળેલી. આજની યંત્રની ઔદ્યોગિકરણની દુનિયામાં બેકારી નિવારણ માટે યંત્રો, ઉદ્યોગો જે કરી શકતા નથી, તે હાથકાંતણ અને હાથ વણાટ કરે છે તેનો જીવતો જાગતો પુરાવો ખાદી ગ્રામોદ્યોગ કમિશનની કાર્યવાહી છે. યંત્રઉદ્યોગની પાછળ અબજો રૂપિયા ખર્ચનારા આપણે બેકારી ટાળવાની દિશામાં ઘણી વખત નિરાશ થઈ જઈએ છીએ. ખાદી ગ્રામોદ્યોગ પાછળ ભાગ્યે જ ૬૦–૭૦ કરોડ રૂપિયા રોકાયેલા હશે, આ રોકાણનું વળતર મળે જ છે, પરંતુ સાથે સાથે બેકારોની બેકારી ટાળવાનો એ એક અમોઘ ઉપાય બની રહેલો છે. વિજ્ઞાનની સફળતા ત્યાં છે કે જ્યાં જે ક્ષેત્રને

એ વિજ્ઞાન લાગુ કરી શકાતું હોય. તથા એ ક્ષેત્રને અને ક્ષેત્રમાં કામ કરનારને સમૃદ્ધ બનાવતું હોય. આ કસોટીથી નિહાળીએ તો ગાંધીજીનું અર્થવિજ્ઞાન દુનિયાના અનેક દેશોનાં વિજ્ઞાનની સરખામણીમાં ઉચ્ચ કોટિનું ગણાય, અને તે પણ લોકોના કલ્યાણ માટે.

ગાંધીજી પ્રયોગવીર તરીકે જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં ઘુમી વળ્યા હતા, માનવી કોઇ ને કોઇ પ્રકારની ધર્મ ભાવના સેવ્યા વિના રહી શકતો નથી. ધર્મ ક્ષેત્રે પણ ગાંધીજીએ અનોખા પ્રયોગો કર્યા છે. હજારો વર્ષોથી વિશ્વમાં પ્રવર્તતા અનેક ધર્મોએ માનવજાતને ઉન્નતિને પંથે મૂકવા માટે ઠીક મથામણો કરી છે. વિશ્વના ઘણા ધર્મો ઠીક અંશે સફળ થયા ગણી શકાય. પરંતુ આપણી કમનસીબી એ છે કે ધર્મની સાથે પંથો જન્મી પડે છે, અને તેમાંથી પંથાગ્રહો પેદા થાય છે. આવા પંથાગ્રહોએ ધર્મોને ઠીક પ્રમાણમાં કલુષિત કરેલા છે. આપણા દેશમાં જે ધર્મો પ્રવર્તમાન છે, અને તેમાંય ખાસ કરીને હિન્દુ ધર્મ તે ધર્મના શુદ્ધ તત્વોને મિથ્યા ક્રિયાકાંડો અને ભ્રામક માન્યતાઓએ ભારે કલુષિત કર્યા છે, અને એના મૂળ તત્વોને ઢાંકી દીધાં છે. આ ધર્મને શુધ્ધ સ્વરૂપે પ્રગટ કરવાનું કામ તો કોઇ આધ્યાત્મિક વૈજ્ઞાનિક જ કરી શકે. ગાધીજી એક આવા અધ્યાત્મિક વૈજ્ઞાનિક હતા. હિન્દુ ધર્મના અનેક જાળાંઓ તેમણે તોડી નાખ્યાં. ક્રિયાકાંડોની કૃત્રિમતાને એમણે ઉઘાડી કરી. ખોટા ક્રિયાકાંડો દ્વારા અજ્ઞાન પ્રજાની લૂંટ ચાલી રહી હતી, તે પણ તેમણે અટકાવી. પરમાત્માનો સાક્ષાત્કાર કરવો હોય તો ધર્મના પંથે વળવું જોઇએ, પરંતુ આવા ધર્મનો પંથ કેવો હોવો જોઇએ તે સંબધે એમણે વિશદ માર્ગદર્શન આપ્યું છે. કોઇ આધ્યાત્મિક ટોચે પહોંચેલ આધ્યાત્મવાદી વ્યક્તિ જે સ્પષ્ટ દર્શન કરે તેવું દર્શન એમણે કર્યું. એ દર્શનના આધારે ધર્મની બાબતમાં આપણા દેશમાં તો શું પરંતુ વિશ્વની અન્ય પ્રજાને પણ સમજાવ્યું કે ધર્મની આડે જે ખોટા ઢાંકણો આવી પડેલા છે, તે ઢાંકણો ખસી જાય તો જ શુદ્ધ ધર્મનું દર્શન થાય. ગાંધીચીંધ્યા માર્ગે ચાલીએ તો સામાન્ય વિગ્રહો શમેજ, પરંતુ ધર્મ વિગ્રહો પણ નાબૂદ થાય. આજે તો દુનિયામાં ધર્મવિગ્રહો એટલા વિકરાળ સ્વરૂપ પકડી રહ્યાં છે કે ભૌતિક વિજ્ઞાન સ્થૂળ વસ્તુઓનો નાશ કરી શકે, પરંતુ ધર્મઝનૂન તો માણસમાં રહેલી માણસાઈનો અને એના દૈવી તત્વોનો પણ નાશ કરશે તેવો ભય પેદા થવા લાગ્યો છે. અહીં પણ ગાંધીચીંધ્યો માર્ગ તરણોપાય દેખાશે.

ગાંધીજીને સાચી રીતે સમજવા માટે ત્રીજી બાબતની જરૂર રહે છે તે એમનું અખંડ દર્શન. કોઇ પણ બાબતને તેઓ એના ખંડ સ્વરૂપમાં જોતા ન હતા. શરીરનો એકેએક અવયવ એકબીજાની સાથે વૈજ્ઞાનિક ધોરણે અતુટ સંબંધોથી બંધાયેલો છે, તેવી જ રીતે સમગ્ર માનવજીવન એકબીજાની સાથે અતુટ સંબંધથી જોડાયેલું હોય છે. શરીરમાં રહેલા હાથ–પગ કે આંખને સમગ્ર દેહથી અલગ પાડીને આપણે જોઇ શકતા નથી. તે બધા અંગો તો સમગ્ર દેહના અવિભાજ્ય અંગો છે. જીવનને સમગ્રતયા જોવાની ગાંધીજીની આ દૃષ્ટિ સમગ્ર માનવજાત માટે ભારે આશીર્વાદરૂપ ગણાય. આટલા માટે તો ગાંધીજીની જીવનની ફિલસૂફીમાં માનવ માનવ વચ્ચેના કે ન્યાત જાત કે, ધર્મોના કે ગરીબ તવંગરના કશા ભેદ હતા નહિ. આ વિશ્વમાં જીવી રહેલ દરેક માનવી, વિશ્વની માનવજાતનું એક અવિભાજ્ય અંગ છે આ દૃષ્ટિએ જ ગાંધીજીને સહિષ્ણુ બનાવ્યા, પ્રેમાળ બનાવ્યા, અંગ્રેજોને હિન્દુસ્થાનમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરનાર ગાંધીજી અંગ્રેજ પ્રજાના અનુરાગી હતા. માનવજાતના દુષ્કર્મો કે માનવજાતની નિર્બળતાઓને દુર કરવા માટે પોતે હંમેશા આગ્રહ રાખતા પરંતુ જે દેહમાં કે જે જાતમાં એવી નિર્બળતાઓ પડેલી હોય તે દેહને કે જાતને પ્રેમથી ચાહતા, માટે જ તો ગાંધીજીને કોઇ શત્રુ હતો નહિ, માટે જ ગાધીજી દીનદુખિયાની સેવામાં પ્રભુસેવાનું દર્શન કરતા, જીવનની આવી અખંડ દૃષ્ટિ પગલે પગલે જોવા મળે છે. આ દૃષ્ટિ ગાંધીજીમાં ભારોભાર ભરેલી હતી. પોતે જુદી જુદી જાતિઓની વાત કરતા હોય, જુદા જુદા ધર્મની વાત કરતા હોય કે જુદી જુદી પ્રજાની વાત કરતા હોય, ત્યારે પણ એમની નજર સમક્ષ ઇશ્વરસર્જિત માનવ જ દેખાતો. આ દૃષ્ટિમાંથી પ્રેમ અને અહિંસા પેદા થાય. આ દૃષ્ટિએ જ સાધન–શુદ્ધિનો આગ્રહ રાખ્યો. એટલે જ તો ગાંધીજીના લખાણો કાયમ માટે સનાતન મૂલ્યોવાળાં રહેવાનાં તેમાં કોઇ શંકા નથી.

ગાંધીજીનું જીવનદર્શન સમજવા માટે આ ત્રણ મુખ્ય ચાવીઓ રજૂ કરી છે. આ ઉપરાંત એમના જીવનમાંથી ફલિત થતાં બીજા અનેક પાસાં ઉપર દૃષ્ટિપાત કરનારને વિરાટ વૈજ્ઞાનિકનું દર્શન થયા વિના રહેશે નહિ.

●●●

# 'ગાંધીજી: વ્યક્તિ અને વિભૂતિ'

ગાંધીજીની હત્યાને આજે એકવીસ વરસ થયાં. આ વર્ષે એમની શતાબ્દી ઉજવાય છે, એટલે એમનું પુણ્યસ્મરણ આપણે વિશેષ રૂપે કરીએ એ તદ્દન સ્વાભાવિક છે. બાપુની સાથેના લાંબા એકધારા પચીસ વરસના સ્નેહસંબંધના અજવાળાંમાં આજે એમને વિષે વિચાર કરું છું ત્યારે એવો ભાવ થાય છે કે મારો સંબંધ એમની સાથે એક વ્યક્તિ તરીકેનો માત્ર નહોતો. એમની આંતરવિભૂતિ સાથેના સમાગમનો પ્રસાદ એ જ મુખ્યત્વે મારી જીવનમૂડી છે. ગાંધીજીનો વ્યક્તિ તરીકેનો સંબંધ એક રીતે કહું તો અંગત કરતાં વધારે બિનઅંગત હતો. દેશની સ્વરાજ્યની લડતમાં એમણે દોરવણી આપીને આખી પ્રવૃત્તિમાં જે સામર્થ્ય, આપભોગ અને રાષ્ટ્રભક્તિની સ્થાપના કરી તે ભારતના ઇતિહાસમાં અજોડ અને અનન્ય છે. એટલે સ્વરાજ્યના અને સત્યાગ્રહના એક સેવક અને સૈનિક તરીકે એમનો જે સંપર્ક થયો તેને હું અંગત કહેવા કરતાં વધારે બિનઅંગત ભાવનો સંબંધ કહું. પરંતુ એમની વિભૂતિ સાથેનો મારો સંપર્ક અને સમાગમ કેવળ અંગત કહી શકાય એવા સ્વરૂપનો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

એમની વ્યક્તિ અને વિભૂતિ વચ્ચેનો ભેદ અમારા સ્નેહસંબંધના સમય દરમિયાન અનુભવાતો ખરો પણ સ્પષ્ટ થયો નહોતો. મારા પોતાનામાં એ ભેદ સમજવાની અને સાક્ષાત કરવાની કોઇ ક્ષમતા નહોતી, અને મારી પાસે કોઇ કસોટી નહોતી. આજે દસેક વરસના હિમાલયવાસ પછી, આંતરજીવનની સમજણ જેમ જેમ સ્પષ્ટ થતી ગઇ તેમ તેમ વ્યક્તિ અને વિભૂતિ વચ્ચેનો ભેદ પણ વિશદ થતો ગયો. વ્યક્તિ ગમે તેટલી મહાન હોય, સમર્થ હોય, જ્ઞાની હોય અને પ્રતિભાસંપન્ન હોય તો તેનાથી આપણા ઉપર એનો પ્રભાવ અચૂક પડવાનો. મહાન વ્યક્તિ આપણને પ્રભાવિત કરી શકે. પણ એનામાં વ્યક્તિત્વમાં પરિવર્તન કરવાની શક્તિ અને ક્ષમતા ભાગ્યે જ હોવાનાં. એવું વ્યક્તિત્વ માત્ર પ્રભાવ પાડીને જ અટકી જવાનું. આગળ એની કોઇ પ્રક્રિયા થવાની કે કોઇ વિધાયક પરિણામ નીપજવાનું નહીં, વિભૂતિનું કાર્ય એથી તદ્દન જુદું. વિભૂતિ પ્રભાવ પાડે પણ ખરી અને ન યે પાડે, પરંતુ પરિવર્તન જરૂર અને અચૂક નીપજાવે. વિભૂતિમાં પરિવર્તન કરવાની શક્તિ અને ક્ષમતા અંતર્હિત છે.

કિસનસિંહ ચાવડા

આ જ વાત હું મારા પોતાના અનુભવ વડે કહું તો એને અભિમાન ન માનતાં હકીકતના નિવેદન રૂપે અથવા ઘટનાના પ્રગટીકરણ રૂપે સ્વીકારશો. ગાંધીજીના જીવનદર્શનનો મૂળ પાયો સત્ય અને એ સત્યનું અહિંસા દ્વારા આચરણ. અહિંસાનો બીજો પર્યાય બાપુ પ્રેમ કહેતા. એટલે આ પ્રેમના સામર્થ્ય અને સંવાદિતા વડે એઓ એવી સમગ્રતાની ક્રિયા અને સમગ્રતાનું કર્મ કરતા કે એમાં સામા માણસનું પરિવર્તન કરવાની સંભાવના અને ક્ષમતા ઉપજતાં વાર ન લાગતી. હું ક્રાંતિકારીઓનાં મંડળમાં છુપી રીતે જોડાયો હતો, એ વાતની બાપુને જાણ નહોતી. એ જાણ બહુ વિલક્ષણ સંજોગોમાં થઇ. વરસ તો મને બરાબર યાદ નથી પણ ઓગણીસો ત્રીસ પહેલાંની વાત છે. ગાંધીજીએ ત્યારે 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'માં એક લેખ લખ્યો હતો. એમાં ક્રાંતિકારી પક્ષને એક વરસ સુધી કોઇ હિંસક કૃત્ય ન કરવાની વિનતિ કરવામાં આવી હતી. અને કહેવામાં આવ્યું હતું કે પોતાની અહિંસાની શક્તિ અજમાવીને એને અસરકારક બનવાની તક આપે. મુલકના વિનમ્ર સેવક તરીકે એમણે એટલી ભીખ માગી હતી. એમની યાચનામાં પણ આજ્ઞા ભાળીને બાપુને વચન આપવા સરદાર ભગતસિંહ લાહોરથી દિલ્હી થઇને ગુજરાતમાં આવ્યા હતા. એક સમીસાંજે આ પ્રેમની પ્રાર્થના પછી હું બાપુને એકલો હૃદયકુંજમાં મળ્યો. કાનમાં ભગતસિંહ આવ્યાની વાત કરી. બાપુએ સૌને રવાના કરીને એકાન્તની વ્યવસ્થા કરી. એ બંને જણાનું મિલન થયું. મારી પાસે એનું વર્ણન કરવાની શક્તિ નથી. ક્રાંતિકારીની નિખાલસ વિનમ્રતા અને આત્મવીરની અખૂટ વત્સલતાનો એ અનુપમ સુમેળ હતો. વાતચીત થઇ રહી. બાપુ વચન અપાઇ ગયું, અમે બહાર નીકળ્યા. બાપુએ મને ઇશારાથી પાછો બોલાવ્યો. એમના ચહેરા પર સખત ગમગીની હતી. વ્યથિત સ્વરે એમણે મને પૂછ્યું: 'તમે પણ એ પક્ષમાં છો?' મેં માથું હલાવીને હા પાડી. અસત્ય બોલવાની મારી મગદુર નહોતી. બાપુના મુખપરનો વિષાદ ઘેરો થઇ ગયો. આંખો ઊંડી ઉતરી ગઇ. હોઠ બિડાઇ ગયા: મને થયું કે જૂઠું બોલીને બાપુને સંતોષ્યા હોત તો સારું હતું. હું પગમાં પડ્યો. એમની ચરણરજ લીધી. પણ બાપુ મૂંગા હતા. એમની આશિષ ન મળી. મારું આખું અસ્તિત્વ ગમગીનીથી ઢંકું થઇ ગયું. ગુનેગારની જેમ પડેલે મોઢે હું ઊભો હતો. બાપુના બિડાયેલા હોઠ ખૂલ્યા; 'તમને હું મારા કરી શક્યો, પરંતુ મારી અહિંસાના ન કરી શક્યો. મારી એટલી નબળાઈ. મારી બહુ ઇચ્છા છે કે હું તમને મારી વાત ગળે ઉતારી શકું. તમારો રસ્તો ખોટો છે. પણ આ દેશમાં સ્વરાજ્ય લેવા માટે જે કોઇ ખોટો રસ્તો લે છે, તેમાં હું મારો જ દોષ જોઉં છું, એનું કારણ એ જ છે કે મારી સત્યની ઉપાસના હજી બરાબર નથી. મારી અહિંસામાં હજી કાંઇક ખામી છે. કોઇ ઠેકાણે મારી નબળાઇ બેઠી છે મારી અહિંસા હજી સો ટચનું સોનું નથી બની પણ હું કંઇ એમ હારું એવો નથી. ઇશ્વરને વળી વળીને કહીશ કે મારી અશુદ્ધિને બાળ, મારો માર્ગ સાચો હોય તો એમાં પ્રકાશ મૂક જાઓ. મારાં બારણાં તમારે માટે ખુલ્લાં છે, જ્યારે આવવું હોય ત્યારે સંકોચ વિના ચાલ્યા આવજો.' હું પાછો પગમાં પડ્યો. ઉલટ ઇચ્છા થઇ આવી કે ક્ષમા માગીને કહી દઉં કે બાપુ તમે સાચા છો. હું ગુનેગાર છું, હવે એવું નહીં કરું. પરંતુ મારી વાણીને કોઇએ ગૂંગળાવી દીધી. મૂંગો મૂંગો હું બહાર આવ્યો. પણ એ દિવસે જે ઘટના બની એણે મારી હિંસાના કિલ્લામાં પ્રેમની સુરંગ ચાંપી દીધી. પરિવર્તનનું બીજ રોપાઇ ગયું.

ત્યાર પછી અનેક પ્રસંગે બાપુને મળવાનું થયું. દરેક વખતે એમનો પ્રથમ પ્રશ્ન એ રહેતો કે મારા અંતઃકરણમાં હિંસા અને અહિંસા વચ્ચે હજી કેવોક સંઘર્ષ ચાલે છે. અને દરેક વખતે મને ખોટું બોલવાનું મન થતું પણ બોલાતું નહીં. પણ એક વાત સ્પષ્ટ સમજાતી હતી કે મારા સમગ્ર આધારમાં અહિંસા તરફની શ્રદ્ધા વિકાસ પામતી જતી હતી.

થોડાક વરસો પછી બાપુ મુંબઇ આવ્યા હતા. મણિભવનમાં એમનો ઉતારો હતો. બાપુ સૂતા સૂતા વાતો કરતા હતા. હું એમના માથા પરનું ઠંડા પાણીનું પોતું બદલતો હતો. એમણે વાતવાતમાં પૂછ્યું: 'કેમ હજી અહિંસા વિષે મન માનતું નથી?' મેં જમીન ખોતરવા માંડી. ઊંડો નિશ્વાસ મૂકયો. બાપુ સમજી ગયા. મને બચાવી લીધો. બોલ્યા: 'હું જાણું છું કે તમારું મન હજી અહિંસા કબૂલ કરતું નથી. તમે જન્મે અને સ્વભાવે ક્ષત્રિય છો. કૌરવની જેમ તમારે સમાધાન નથી જોઇતું. બ્રાહ્મણની જેમ તમારે નિરાકરણ જોઇએ છે. પણ એ ઉકેલ હું નહીં આપી શકું. એ સમસ્યા તમારી છે. તમારે જ એનો ઉકેલ શોધવો પડશે. હિંસામાં

તમારી શ્રદ્ધાએ હવે સમસ્યાનું રૂપ પકડયું છે એ શુભ-ચિન્હ છે. હવે હું તમને કંઇક મદદ પણ કરી શકું.' મારી મૂંઝવણનો પાર નહોતો. જરાક વાતનું વલણ બદલાવવાના હેતુથી મેં કહ્યું: 'બાપુ, મારા જેવા નાચીજ માણસની તમારે આટલી શી પંચાત? મરવા દો એને પોતાને રસ્તે.' બાપુની આંખો ચમકી ઊઠી. મારો હાથ પકડીને બોલ્યા 'તમે નાના માણસ છો એ વાત સાચી. પણ તમે જો સત્યના ઉપાસક અને અહિંસાના આચરનાર બનો તો મારું મોટું કામ થાય. અને એ મોટું કામ તમારે હાથે થાય તો તમારા આત્માની મહત્તા અને ઉજ્જવળતા કેટલી વધે? તમારો અંતરપલટો જો હું કરી શકું તો હું બહુ સુખી થાઉં, જે સુખ મને સંખ્યાબંધ ભાષણો પણ ન આપે. હું એ પણ સમજું છું કે તમે વચનથી બંધાવા નથી માગતા. હું બાંધવા પણ નથી માગતો. આ વસ્તુ અંતરની છે. પરાણે ન થાય, પ્રેમથી થાય, શ્રદ્ધાથી થાય.' બાપુને પગે લાગીને ચાલી નીકળ્યો. હિંસાની મારી શ્રદ્ધા ઢીલી થઇ ગઇ હતી એ વાત મારા કરતાં બાપુએ વહેલી જોઇ.

૧૯૪૦માં અમે વર્ધામાં મળ્યા ત્યારે બાપુ પ્રસન્નચિત્ત હતા ત્યારે અમારી વાતચીત દરમ્યાન મારાથી બોલાઇ ગયું હતું કે: 'બાપુ, કાયાકલ્પનો યતાં સાંભળ્યાં છે, પણ આંતરકલ્પ એ સાવ નવો અનુભવ છે.' મારા આ વાકય પરથી બાપુએ પારખી લીધું હતું કે મારું પરિવર્તન શરૂ થઇ ચૂકયું છે. એ પરિવર્તન સંપૂર્ણ થયું ૧૯૪૭માં અમે દિલ્હી મળ્યા ત્યારે. એમણે વેદનાભર્યા સ્વરે કહ્યું: 'હું દુષ્ટતાને પહોંચી શકું પણ દંભને મારાથી શી રીતે પહોંચી વળાય? આજે દેશમાં દંભનો પાર નથી. આવા દંભના વાતાવરણમાં મને તમારી સન્નિષ્ઠાનું આશ્વાસન મળે છે. આટલે વર્ષે પણ તમારું આંતર-પરિવર્તન થયું ને તમારી અહિંસામાં શ્રધ્ધા દૃઢ થઇ એ મારું મોટું કામ થયું. એ મારી અહિંસાની પણ કસોટી થઇ.

આમ બહારની દૃષ્ટિએ મોટા પરિણામ દેખાયાં કે ન દેખાયાં. પણ એમની વિભૂતિની પ્રેમશક્તિએ માનવ-જીવનને નવું પરિમાણ આપ્યું. એની ના આપણાથી કેમ પડાય? નીકળતી વખતે એમણે કહેલા શબ્દો મારા કાનમાં હજી ગૂંજે છે: 'હું એકલો તો એકલો પણ સત્યને માટે ઝૂંઝીશ. ઇશ્વરને મારી કસોટી કરવી હોય તો હું તૈયાર છું.' ઇશ્વરે એમની કસોટી કરી. મૃત્યુ વખતે પણ 'હે રામ' કહીને એમના અંતરાત્માએ અમરતાનું અમૃત પ્રગટ કર્યું. ગાંધીજી એટલે જ મ્યુઝિયમમાં પૂરી રાખવાના માણસ નથી. આપણે જીવીને, આપણામાં જીવાડવાની એ વિભૂતિ છે. નિષ્ઠાવંત સાચા માણસને માટે ગાંધીજી પડકાર છે. આ પડકાર આપણે ઝીલીને ગાંધીજીને જીવાડી શકીએ.

●●●

એવો યુગ આવશે અવનીમાં કે મહાત્માઓનાં
મહાજીવનને કેવળ કવિતા માનશે માનવી.

અધૂરા આત્માના વામનજીઓ માપશે પોતાની
ઊંચાઇએ મહાવીરોનાં વિરાટ શરીર.

આપણી દષ્ટિ છે એટલું જ કાંઇ આભ ઊંચું નથી.

—કવિ ન્હાનાલાલ

'જયા-જયંત'માં

# અહો ગાંધી !

સુન્દરમ્

અહો ગાંધી! સાધી સફર સહસા આમ આકળી,
રચી આંધી, શાંતિપ્રિયજન, ન છાજે જ તમને!
ગયા–ના રોકાયા વચન 'જઉં છું' એ ય વદવા,
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા!

તમારે ના વૈરી, પણ જગતનાં વૈર સહુ હા!
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વે અદ્રિ સમ વિરચવા શાંતિસદન;
ગયા એ સંગ્રામે કવચ ધરીને ગામ પ્રભુનું

હણ્યા એ સંગ્રામે! પ્રભુથકી જ આ ત્રાણ ઉતર્યું?
તમોને વીંધી મેં સનન, કરુણા એ શું પ્રભુની?
મનુષ્યે ઝંખેલા પ્રણય–સતનો સિદ્ધિ–પથ આ
અસત્–હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ?

હજી રોતી પૃથ્વી; પ્રગટ ધરતીના રુદન શા
હતા ગાંધી. એને ગત કરી, પ્રભો! તેં રુદનને
વધાર્યાં, ક્યારે યે રુદન સ્મિતમાં ના પલટશે?
કહે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે?

પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય–આનંદનો ઘટ
અશ્રુપૂર્ણ ધરતી તીરે પ્રગટાવ મહા–નદ!

●●●

# ગુજરાતી સાહિત્ય ઉપર ગાંધીજીની અસર

કોઇ પણ યુગમાં નવા વિચારો અને નવીન ભાવનાઓનો પ્રબળ વેગથી વહેતો ધસમસતો પ્રવાહ જ્યારે પ્રજાજીવનને ભીંજવે છે, ત્યારે તેને પરિણામે નવી સ્ફૂર્તિ, નવા ઉલ્લાસ અને ઉત્સાહ, નવું થનગનતું ચેતન અને જોમ ચારે બાજુ અનુભવાય છે. એવે વખતે માણસની ઊર્મિઓ અને તેના આવેગો સૌથી પહેલાં ચિત્તની સપાટીને સ્પર્શે છે, કારણ કે તે નવચેતનને ઊંડા સ્તરમાં જઇને અંતરાત્માની સાથે એક રૂપ થતાં વાર લાગે છે. એટલે તેને પરિણામે જે ઉદ્‌ગારો નીકળે અને છંદોબદ્ધ વાણીમાં વ્યકત થાય તેમાં એ યુગના વિચારો અને ભાવનાઓનો પડઘો પડતો હોય છે, ઊંડી આત્માનુભૂતિમાંથી કાવ્યસ્રોત નથી વહેતો હોતો. તે યુગમાં એવા વિચારો અને ભાવો જનહૃદયમાં બધાને સ્પર્શતા હોવાથી તેના ઉદ્‌ગારો લોકોને ચિત્તાકર્ષક લાગે છે. એવી રીતે ઊપજેલી છંદોબદ્ધ વાણી લોકપ્રિય બને છે અને કવિતાની પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરે છે. પરંતુ એ યુગપ્રવાહ વહી ગયા પછી તે વાણી કાવ્યરૂપ ન પામવાને લીધે શુદ્ધ કવિત્વની દૃષ્ટિએ મૂલવાય છે ત્યારે કવિત્વની ઊણપ સ્પષ્ટ દીસી આવે છે. નીતર્યાં જળની આવી રચનાઓમાં સાચું કાવ્યસૌંદર્ય ન હોય તેથી ત્યાર પછીના યુગના કાવ્યરસિકોને પહેલાંના યુગના પ્રતિષ્ઠિત વિવેચકોએ એને કવિતા કેમ ગણી હશે તે જ સમજાતું નથી.

આનાં ઉદાહરણો પ્રત્યેક નવા યુગની કવિતા વિશેના તત્કાલીન વિવેચનમાં મળી આવતાં જોવામાં આવશે. આવી સ્થિતિ દરેક દેશના સાહિત્યમાં જોવામાં આવે છે. આપણાં ગુજરાતી સાહિત્યની વાત કરીએ તો, જેમ નર્મદ યુગની કવિતા ત્યાર પછીના યુગને કવિત્વ–રહિત લાગી તેમ ગાંધી યુગની કવિતા અત્યારના કાવ્યરસિકોને અને વિવેચકોને પદ્યનિબંધો લાગે છે. પછી તો ગાંધી યુગની સમગ્ર કવિતાને માટે એવી ઉક્તિ બની ગઇ છે કે 'ત્રીશીની કવિતા એટલે પદ્યનિબંધો.' આવું લેબલ લગાડવાની મનોવૃત્તિ ઘડાઇ જવાને લીધે ઘણી વાર ગાંધી યુગીન શુદ્ધ કવિતાને પણ ઉવેખવામાં આવી છે. પણ એ જુદી વાત છે. અન્તે તો એ જ હકીકત રહે છે કે યુગપ્રભાવને લીધે શુદ્ધ કવિતાને બદલે તે યુગના વિચારો અને ભાવો ચિત્તાકર્ષક બની ગયા હોવાથી તેને કવિતાની પ્રતિષ્ઠા મળે છે.

આ દૃષ્ટિને લક્ષમાં રાખીને ગુજરાતી સાહિત્ય ઉપર

અમૃતલાલ યાજ્ઞિક

ગાંધીજીની થયેલી અસરનું પુનર્મૂલ્યાંકન થવું ઘટે છે ગાંધીજીની પ્રવૃત્તિને લીધે સામુદાયિક જાગૃતિ ઉત્પન્ન થઇ, સ્વાતંત્ર્યની ઝંખના પ્રબળ બની, સત્ય અને અહિંસાનો પ્રચાર થયો, દરિદ્રનારાયણ પ્રત્યે સહાનુભૂતિ ઉદ્ભવી અને આ બધાંનું પ્રતિબિંબ ગુજરાતી કવિતામાં સ્પષ્ટપણે નજરે પડે છે આમ, ગુજરાતી કવિતાનું નવપ્રસ્થાન શરૂ થયું. સમગ્ર સાહિત્યમાં આ નવા જીવનસ્રોત વહેવા લાગ્યા સુન્દરમ્, ઉમાશંકર, મેઘાણી, મનસુખલાલ ઝવેરી, સુંદરજી બેટાઇ, કરસનદાસ માણેક, સ્નેહરશ્મિ આદિ ગાંધી યુગના કવિઓની કવિતામાં આ નવપ્રસ્થાનના સૂરો સંભળાવા લાગ્યા ગુજરાતી કવિતામાં નવયુગ બેઠો કવિતાએ નવો માર્ગ લીધો

એ યુગની ભાવનાના પ્રથમ ઉદ્ગાતા સુંદરમે કહ્યું,

મહાપંથે થાવા બલિ તલસતું એકજ ચહું,

અને

બૃહદ્પંથે મારું લઘુક બલિદાને ય ધરજો

કારણ કે

રે, આ સાફલ્યટાણું યુગ યુગ પલટે
તો ય પાછું ન આવે.

સ્વાતંત્ર્યયુદ્ધ વખતે ગાંધીજીના પ્રતાપે લોકોમાં જે મનોભાવો વ્યાપક રમી રહ્યા હતા તેને કવિએ વાણીબદ્ધ કર્યા છે સ્વાતંત્ર્યની ઝંખના એ યુગની પ્રબળ અભિલાષા હતી, એટલે તેનું પ્રતિબિમ્બ સાહિત્યમાં વ્યક્ત થાય તે સ્વાભાવિક હતું. એટલે ઉમાશંકરે પણ કહ્યું,

મુખે સમરગાન હો ! પ્રિય સ્વતંત્રતા પ્રાણ હો !

અને

જવાલા ચૂમું સિંદૂર પાંખડીએ,
કાને ભરું ગાન સ્વતંત્રતાનું.
અખંડ માપું નભ આંખડીએ,
ભરું સુવાસે ઇતિહાસ–પાનું

માત્ર સ્વાતંત્ર્યઘોષણા જ એ યુગનો સૂર નહોતો, ગાંધીજીની સત્ય–અહિંસાની ભાવનાઓ પણ જનસમુદાયમાં ગુંજી રહી હતી. એટલે એવા આવેશનો પડઘો પાડતાં ઉમાશંકર ગાય છે

વીર, ઊઠી આજ લડી લો ત્યારે જુદ્ધની સામે જુદ્ધ,
ઓ રે ! જુદ્ધની સામે જુદ્ધ

ઘરે ઘરે વીર ગાંધી જગાવો, બારણે બારણે બુદ્ધ !

તે વખતે રાષ્ટ્રીય શાયરનું બિરુદ પામેલા ઝવેરચંદ મેઘાણીએ પણ ગાયું હતું :

આજુથી નવેલા મંતર માણવા હોજી
ખાગ ખાંડાં ને કણુ કણુ ખાણવા હોજી.

ગાંધીજીની પ્રેમભાવનાથી પ્રેરાઇને ઉમાશંકરે પ્રાર્થેલું.

પ્રભો ! મારે તાપી તપી અવરની શાંતિ સરજવી,
નિચોવી અંધારાં અજર રસજ્યોતિ જગવવી.

ગાંધીજીએ દેશની ગરીબી પ્રત્યે આપણું લક્ષ કેન્દ્રિત કર્યું, એટલું જ નહીં પણ દરિદ્રનારાયણ તરફ સમભાવ અને સહાનુકંપા ઉત્પન્ન કર્યાં તેથી જ સુન્દરમ્‌ની કવિતામાં 'ભંગડી', 'ત્રણ પાડોશી' 'રૂડકી' અને ઉમાશંકરની કવિતામાં 'જઠરાગ્નિ' આદિ પ્રકારનાં કાવ્યોએ નવી દિશા ઉઘાડી ગાંધી યુગના બીજા લગભગ બધા જ કવિઓની કવિતામાં આ પ્રકારનાં કાવ્યો લખાવા લાગ્યાં. રમણલાલ દેસાઇની 'ગ્રામ લક્ષ્મી' 'દિવ્યચક્ષુ' આદિ નવલકથાઓમાં પણ આ જ ભાવનાઓનો આવિર્ભાવ દેખાવા લાગ્યો.

આ બધી કૃતિઓમાં ગાંધી યુગની ભાવનાઓનો ઉદ્ઘોષ છે, પણ આત્માના અમીઝરણમાંથી વહેતો કાવ્યસ્રોત ભાગ્યે જ નજરે ચડે છે પણ વર્ષોના વહેણો વહી ગયા પછી ગાંધીજીએ દર્શાવેલા જીવનમૂલ્યો અને તેમની જીવનદૃષ્ટિ આત્મસાત્ થવા લાગ્યાં, અને ગાંધીજીએ પ્રસરાવેલી ભાવનાઓ આત્માનુભૂતિ બની ગઇ, ત્યારે તેમાંથી નિઝરેલી વાણીમાં કાવ્યના સૌંદર્ય અને આનંદ આપોઆપ આવી ગયા સુંદરમ્‌ની 'વસુધા' 'યાત્રા' કે ઉમાશંકરની 'પ્રાચીના', 'વસંત વર્ષા' આદિ કાવ્યસંગ્રહોમાંનાં કેટલાંક મળ્યો આનાં ઉદાહરણો છે 'કાવ્યમંગલા'માંનું 'બુદ્ધનાં ચક્ષુ' કાવ્ય પણ એનું ઉદાહરણ ગણી શકાય તેમાંની,

પ્રભો ! જન્મે જન્મે કર ધરી કંઇ શસ્ત્ર ઉતર્યા,
નખાગ્રે, દંતાગ્રે, દમન કરિયું શબ્દછળથી,

તમે આ જન્મે તો નયનરસ લેઇ અવતર્યા

અને

પ્રભો ! અહીં આપે નયન જગને અર્પણ કર્યાં,
ભમંતું અંધારે જગત નવ ચક્ષે જગવિયું

આદિ પંક્તિઓમાં વ્યક્ત થયેલું કાવ્યસૌંદર્ય સ્પષ્ટપણે દીસી આવે છે. પછી તો સુન્દરમ્‌ની કાવ્યદિશા અધ્યાત્મ માર્ગે વળી.

ગાંધી યુગમાં પ્રચલિત બનેલાં જીવનમૂલ્યો અને

ભાવનાઓ ઉમાશંકર આદિ કવિઓમાં અંતરતમ પ્રેરણારૂપ બની ગઇ. 'પ્રાચીના'માં તેનું સુભગ દર્શન થાય છે અને તેથી કાવ્યકૃતિ લેખે તેનું મૂલ્ય ઉચ્ચ પ્રકારનું માલુમ પડે છે. મહાભારતની પ્રાચીન કથામાંથી પસંદ કરેલા પ્રસંગોમાં નવીન દૃષ્ટિ વ્યક્ત કરતું અર્થઘટન યથાયોગ્ય રીતે એકરૂપ બની ગયું છે. ઉદાહરણ તરીકે, 'કર્ણ–કૃષ્ણ'માં કવિ કહે છે,

કે હીન જન્મે નવ હીન માનવ,
કે હીન કર્મે કરી હીન માનવ.

અને

અન્યાય ધોવા મથું છું સ્વરક્તથી.
મારેય હૈયે હિત છે સમષ્ટિનું.

તેમ '૧૯મા દિવસના પ્રભાત'માં,

અહો મહા ઉદ્યમ યુદ્ધનો આ,
અંતે જેને જીવવું માત્ર રોવા !
જીત્યા જેઓ, તે જ અંતે જિતાયા,
જીત્યા તેઓ, યુદ્ધમાં જે જિતાયા.
જીવ્યા જેઓ, તે જ ક્લેશે મરાયા,
જીવ્યા તે, જે ધર્મયુધ્ધે મરાયા.

આ પંક્તિઓમાં ગાંધીજીનાં જીવનમૂલ્યો અને ભાવનાઓનો સૂર સંભળાય છે. પરંતુ તે માત્ર પડઘા નથી, પણ કવિની એ અભિવ્યક્તિમાં કાવ્યાનુભૂતિનો પ્રકાશ છે. કથા પ્રસંગનિરૂપણમાં આ પંક્તિઓ આગન્તુક નથી, સહજ ફોરમની પેઠે તેમાં આપોઆપ વણાઇ ગયેલી છે.

'વસંત વર્ષા'ના કાવ્યમાં પણ

ભલે શૃંગો ઊંચાં, અવનિતલ વાસો મુજ રહો !

વ્યક્ત થયેલો માનવપ્રેમ પણ કાવ્યરૂપે જ વ્યક્ત થયો છે. આવી રીતે કરસનદાસ માણેકના 'મહર્ષિ વ્યાસ' કે 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે' આદિમાં ગાંધીજીની જીવનદૃષ્ટિ વ્યક્ત થાય છે. અન્ય સાહિત્યકૃતિઓમાં પણ ગાંધીભાવના આવી રીતે અંતર્ભૂત થયેલી જોવામાં આવશે. શરૂઆતમાં જે ઉદ્‌ઘોષ હતો તે નવા યુગની ભાવની વર્ષાનાં વહેતાં પ્રથમ જળનો હતો, પણ પછી અહીં દર્શાવ્યા મુજબ ગાંધી યુગની ભાવનાનાં નીતર્યાં કાવ્યજળ પ્રસન્નમનોહર બન્યાં છે.

પરંતુ ગાંધીજીની સાહિત્ય ઉપર પ્રત્યક્ષ અસર તો થઇ છે, તેમની ગદ્યરીતિની. ગુજરાતી ગદ્યનો ઇતિહાસ બહુ ટૂંકો છે. સાહિત્યિક ગદ્યનું પ્રથમ ખેડાણ નર્મદે કર્યું, તેથી તે ગુજરાતી ગદ્યનો પિતા ગણાયો. છતાં પ્રથમ ચીલો-પાડનારની અણઘડતા તેમાં સ્વાભાવિક રીતે આવી ગઇ છે. નવલરામ અને નંદશંકરે ગદ્યાવકાશમાં ઠીક પ્રગતિ કરી હતી. પશ્ચિમી સાહિત્ય અને સંસ્કૃતિના સંસ્પર્શે નવજાગૃતિ થઇ તેનું પ્રતિબિમ્બ તત્કાલીન ગદ્યમાં પડ્યું. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના અધ્યયને ગુજરાતને સમર્થ ગદ્યવિધાયકો આપ્યાઃ મણિલાલ, નરસિંહરાવ, બળવંતરાય ઠાકોર, ગોવર્ધનરામ, આનંદશંકર અને મુનશી.

મણિલાલના ગદ્યે ગુજરાતી ભાષાના પોતને શોભાવ્યું. વિદ્વત્તા, વિશદતા, પ્રવાહિતા તેમની ગદ્યશૈલીનાં મુખ્ય લક્ષણો હતાં. દીર્ઘસૂત્રી છતાં સુઘડ ગદ્યશૈલી એ નરસિંહરાવનું અર્પણ હતું. બળવંતરાય ઠાકોરે વીગતસભર, સઘન અને વિલક્ષણ સચોટતા સાધતી ગદ્યશૈલીથી નવી ભાત પાડી. આનંદશંકરના ગદ્યમાં સમતોલતા, વિશદતા અને પ્રૌઢિગૌરવ તરી આવતાં. મુનશીના ગદ્યમાં રંગ, છટા અને જોમ મુખ્ય હતાં. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' દ્વારા ગદ્યશૈલીની અપૂર્વ સમૃદ્ધિ દાખવી, પણ એની સંસ્કૃતમયતા નવો ચીલો પાડી શકે તેમ નહોતી. આવા સમર્થ ગદ્યસ્વામીઓમાં ગાંધીજીના ગદ્યે અનોખો વળાંક આપ્યો. ગાંધીજીનું ગદ્ય ગુજરાતીમાં નરપ્રસ્થાન કરનાર બની ગયું.

સરળતા, સચોટતા અને સરસ અર્થવાહકતાએ ગાંધીજીના ગદ્યનાં મુખ્ય લક્ષણો હતાં. ગાંધીજીના ગદ્યે એવી રુચી ઉત્પન્ન કરી કે ત્યાર પછી સાક્ષરી વિદ્વત્તાવાળા આડંબરી ગદ્યને કાયમી દેશવટો મળ્યો. ગાંધીજીએ પાડેલી ગદ્યકેડી ત્યાર પછીના વિચારકો અને સર્જકો માટે વિશાળ ધોરી માર્ગ બની ગયો એમ કહી શકાય. ગાંધીજીનાં ગદ્યલખાણોની લઢણોનો અભ્યાસ કરવા જેવો છે. ગાંધીજીની ગદ્યશૈલી પ્રસંગવર્ણન, વ્યક્તિચિત્રણ, ભાવસંવેદન કે ભાવનાદર્શન, મનોમંથન કે સંઘર્ષનું પૃથક્કરણ, વિચારનું નિરૂપણ કે તાત્વિક વિચારણાનું આવિષ્કરણ વગેરેના આલેખનમાં અભિવ્યક્તિની વૈવિધ્યસભર સમૃધ્ધિ દાખવે છે. કથનની સાદાઇ છતાં પણ અનાયાસ સાહિત્યિક સુંદરતા તેમાં અનેક વાર આવી જાય છે.

ગુજરાતી સાહિત્ય ઉપર ગાંધીજીની અસરનો અહીં ઉપરછલ્લો સ્પર્શ કર્યો છે. પણ આ દૃષ્ટિએ તેનો અભ્યાસ અને તેનાં વિવેચન થાય અને તેનું યથાર્થ મૂલ્યાંકન થાય તે માટેનો સમય પાકી ગયો ગણાય.



# ગાંધીનાં પંચાંગુલ

ઉશનસ્

સરાસરી જીવન સર્ગ માટે
પર્યાપ્ત, એથી જરી કૈં વધુ સઈ
પાંચે ય તત્વો, નિરચ્યું વિભુએ
આ પુષ્પ પૃથ્વી પર પંચભૂતનું;

આકાશ જેવું વિભુ ચિત્તમાં કંઇ,
હો યજ્ઞ જ્વાલા સમ તેજ લોચને;
અસ્તિત્વ હો યજ્ઞની વેદી અગ્નિમત્,
માટી રહી મ્હેંકી પ્રફુલ્લ પૃથ્વીની;

પૃથ્વી અહો કોઇ ઉદાર ઝાડનો
આકાર લેઈ ઊગી, ફૂટિ શું થઇ,
આજાનબાહુ સમ સ્કંધ બે ફૂટી
અર્ચી રહ્યા સ્વર્ગનું ભાલ ઉજ્જવલ;

આ ડાળીઓની ડૂંખ પે ફૂટયાં દલો
પાંચેક ચંપાફૂલ જેમ શોભતાં,
પાંચે ભૂતોનો પ્રકટયો પ્રકર્ષ
પંચાંગુલે કર્મનું ફૂલ પીમળ્યું;

પંચાંગુલો ઉત્કટ પાંખડી શાં
– આકાશમાં કુંકુમવર્ણાં – થાપા –
પંચાંગુલો પંચશિખાની આરતી,
આભા રહી દીપી મભાર આભને;

પછી હવા જે ચીતરાઈ અમ્બરે,
આકાશને આકૃતિ જે અપાઇ
આ કાળની કેમ ફિરી મઢાયું જે
તે આપની અંગુલિપંચની કૃતિ

• • •

# સુક્રતુ-સોક્રેટિસ અને મોહનદાસ

### મુખ્ય આધાર

| | |
|---|---|
| પ્લેટો – વો. ૧ : | ગ્રોટે |
| સોક્રેટિસ – | ઝેલર |
| હીસ્ટરી ઓફ ફિલો. : | ફુબર વેગસ |
| પ્લેટો : | ઝેલર |
| એક સત્યવીરની કથા : | ગાંધીજી |

ચન્દ્રવદન ચી. મહેતા

સ્ત્રી : આ નહીં સમજાયું.

પુરુષ : શું ?

સ્ત્રી : ગાંધીજીના જન્મને સો વર્ષ પૂરાં થતાં, એની ઉજવણીમાં દર મહિનાના છેલ્લે રવિવારે એમનાં જીવન સંબંધી કંઈક રૂપક કે ઐતિહાસિક ઘટના કે...

પુરુષ : મૂળ વાત એ છે કે તમને સુક્રતુ શબ્દમાં સમજણ ન પડી : સુક્રતુ એટલે સારા કામોના...

સ્ત્રી : હવે એટલી તો મને ખબર છે, પણ તમે એ શબ્દ વિશેષનામ તરીકે વાપરો છો.

પુરુષ : સુક્રતુ એટલે ગ્રીસ દેશનો સોક્રેટિસ. સત્યને ખાતર એણે...

સ્ત્રી : એ પણ જાણું છું, પણ...

પુરુષ : પણ તને એની ખબર નથી લાગતી કે ગાંધીજીએ આ સદીની શરૂઆતમાં–હજી તો દક્ષિણ આફ્રિકામાં પૂરા વસ્યા નથી તે અરસામાં 'એક સત્યવીરની કથા અથવા સોક્રેટિસનો બચાવ' એવી એક પુસ્તિકા લખી હતી.

સ્ત્રી : ગુજરાતીમાં ?

પુરુષ : ગુજરાતીમાં, અને આ એમાંનાં થોડાં વાક્યો જો, શૈલી ઉપરથી જ લાગશે કે એ ગાંધીજીનું લખાણ 'આ અતિ મહાપુરુષ, નીતિમાન વીર સોક્રેટિસ ઇસ્વી. પૂર્વે ૪૭૧ના સાલમાં થઇ ગયો. ગ્રીસની રાજધાની એથેન્સના લોકોમાં જે સડો દાખલ થયો હતો તે કાઢવા તે મથતો.

સ્ત્રી : હવે મને ખબર છે, એથી એને ફાંસી આપી મારી નાખવામાં આવ્યો હતો.

પુરુષ : ખોટું. આખું સાંભળ્યા વિના વચ્ચે ટકટક ન કર મો. ક. ગાંધીની સહીવાળું જો આ વાંચુ છું. 'એ વીર પુરુષ પોતે ઝેર પીને મરણ પામ્યો.'

સ્ત્રી : ઓ આઇ સી–

પુ. : આપણે દક્ષિણ આફ્રિકામાં, બલ્કે આખા હિન્દમાં હજી ઘણાં કામો કરવાનાં છે... આપણા ખરા દરદને તપાસી તેને ઉઘાડું નહીં કરીએ.

સ્ત્રી : હું વાંચી લઇશ. રહેવા દો.

પુ. : તું શું વાંચતી'તી. વાંચવાનું હોત તો તેં ક્યારનું ય વાંચ્યું હોત. અને...અમલમાં મૂકવાની વાત તો હું કરતો જ નથી. માટે જરા સ્વસ્થ બેસ, ધ્યાન આપ, અને આ

મંગલાચરણના પ્રસંગે, આખુ સાંભળી, એની સરખામણી કરવા પ્રત્યે સહેજ વિચાર કરતી થા.

સ્ત્રી : આવા બીજા કેટલા પ્રસંગો લેવાના છો ?

પુ. : ચૌદ–આ સાથે. મહિનાના છેલ્લા રવિવારે, આ સમયે, કંઈક વિભૂતિઓની ઉક્તિઓ, આચરણો, નાટ્યછટાના પ્રસંગો જાણવા સાંભળવા હોય તો.

ટોળું : સૉક્રેટિસને મારી નાખો, (૨)
એને દેશનિકાલ કરો. (૨)

પ્લેટો : આ શું !

ક્રેટો : મહાશય પ્લેટો ! આ જ દુઃખ છે ને. એથેન્સની શેરીએ શેરીએ જુવાનિયાઓ આવી બૂમો પાડતા ફરે છે, પ્રજાજનોને ઉશ્કેરે છે.

ઝાંથિપ : હાશ ! અહીં પત્તો મળ્યો. તમે બે જણા અહીં બેઠા કરો છો શું ? મહાશય પ્લેટો ! અને મહાશય ક્રેટો !

પ્લેટો : પણ ઝાંથિપ ભાભી ! તમે અહીં શા માટે આવ્યાં ?

ઝાંથિપ : માથું ફોડવા. પ્લેટો મહાશય, તમે કેવી વાતો કરો છો ? તમે બંને મારા પતિના મિત્ર કહેવડાવો છો, અને અત્યારે જ્યારે એથેન્સમાં મારા વરને દેશનિકાલ કરવાની, એને ફાંસીએ ચઢાવવાની, એની હત્યા કરવાની જુવાનિયાઓ છડેચોક જાહેરમાં ચૌટે-ચકલે, ચોતરે વાતો કરે છે ત્યારે તમે બે અહીં તમારી યા મારા વરની ફિલસૂફીની લમણાઝીક કરો છો.

ક્રેટો : એ વાત સાચી છે કે સોફિસ્ટોનું હમણાં હમણાં તોફાન બહુ વધી ગયું છે.

ઝાંથિપ : હું તો તમારા જેવી હોશિયાર નથી, પણ મારા પતિની વિચારમાળાના કંઈક મણકા પકડી શકું છું. એની વાત સાચી છે કે, હમણાંહમણાં સોફિસ્ટોની જમાતમા ધંધાદારી ભાષણો કરનારાઓનો રાફડો ફાટ્યો છે. ભાષણોમાં ભારોભાર સદ્વર્તનની, નીતિની મોટી મોટી વાતો કરે ! એમનાં પોતિકાં આચરણ જુઓ તો અનીતિથી, ગેરવર્તનથી ખદબદતાં લાગે. આવી દંભી જમાત તો મેં કદી જોઈ નહોતી.

ક્રેટો : વાત સાચી છે. સારા માણસોની પ્રજાને કદર છે જ નહીં. પ્રોટાગોરાસ આટલો વિદ્વાન—

ઝાંથિપ : હા, અને આખરે એને એથેન્સમાંથી દેશનિકાલ થવાનો વારો આવ્યો.

પ્લેટો : આગિયાનું પણ એમ જ–થ્રાસિમેકસ

ઝાંથિપ : એ થ્રાસિમેકસ બચ્ચાએ આ છટાદાર, ભભકદાર ભાષણો કરવાની કળા ન શોધી હોત તો આવા લવારા–મારતરો ન પાડ્યા હોત

પ્લેટો : નહીં, નહીં. એમ કહેવું બરાબર નથી. પ્રોટાગોરાસે નામ અને જાતિની શોધ કરી, હિપિયાસે આપણી ભાષામાં છંદોની રચના કરી.

ઝાંથિપ : અને પ્લેટો મહાશય ! એમાં બધા સોફિસ્ટો છંદમાંથી કુછંદમાં ચડી ગયા. દંભનો ભારોભાર આશરો લેવામાં પડ્યા, સત્યનું સંશોધન બાજુએ રહી ગયું. બળી તમારી એ ભાષણો કરવાની કળા.

પ્લેટો : પણ ઝાંથિપ ભાભી ! શું થાય ! આપણી પ્રથા પરંપરા એવી છે. જ્ઞાન અને આપણો મનુષ્ય, એ બે એટલે શું એ સંશોધવામાં થેલ્સ, પાયથેગોરસ, આયોનિયન પછી એટમિસ્ટ–અણુવાદીઓ આવ્યા, પછી ક્રેટો–

ઝાંથિપ : પ્લેટોજી !–એ બધાં નામો પર અત્યારે પૂળો મૂકો તો ! તમે બે બેઠા બેઠા આત્મા અને જીવ, જીવ અને અણુ, અણુ અને કણ, કણ અને કણતર એનાં છોતરાં ફાડ્યા કરો છો પહેલો પેલા દુષ્ટો–

પ્લેટો : દુષ્ટો ! કોણ ?

ઝાંથિપ : દુષ્ટો જને–પેલો મેલેટસ, બીજો અનિટસ અને ત્રીજો લાયકો, આ ત્રણ જણાઓ મારા વરના પગ આગળ બેસી, સિધ્ધાંતો શીખતા, પચાવી તો કંઈ ન શક્યા અને નીતિનો રસ્તો લઈ ન શક્યા, એટલે વચકાયા. અને આજે ભરે બજારે ચોકમાં ઊભા ઊભા ભાષણો ઝાડે છે. મને ભાષણોનો વાંધો નથી. ગ્રીક ભાષામાં જેટલા શબ્દો છે તે બધા એ વાપરે, પણ મારા વરને નિંદે, એમને ગાળો દે—

પ્લેટો : આપણે નિંદાથી પર હોવું જોઈએ.

ઝાંથિપ : એ તો તમે શું કહેતા હતા, પ્લેટો મહાશય, મારા પતિ કહે છે. ભલે બોલે. આખરે

સત્ય તો પ્રગટ થશે જ. સાચું તરશે જ. ગાળો દેનારા અને દંભ આચરનારા આખરે ઉઘાડા પડશે જ. તમે જો સૌંદર્ય અને સત્યની ચર્ચા કર્યા કરશો, પણ મારા વરને બચાવવા નહીં આવો તો એ કમોતે મરશે. હું–હું તો જીવતી મરવા પડીશ.

ઝેનો : ઝાંથિપ ભાભીની વાત સાચી છે. પેલો લાઇસો તો હવે હદ કરે છે. એના મોંમાં જીભ જ સખણી રહેતી નથી. સોક્રેટિસ મહાશયના નીતિના, સત્યના સિધ્ધાંતો એનાથી જીરવાતા નથી. સોફિસ્ટોનો દંભ–એમના ઠાઠઠઠેરો, બહારના ખોટા ભભકા ઉપર સોક્રેટિસ કડક ટીકા કરે તે એમનાથી કેમ ખમાય! તમે જ પ્લેટો મહાશય! તે દિવસે બાગમાં હતા—

પ્લેટો : હા રે હા. સોક્રેટિસના વિચારો તો બહુ ઉત્તમ, પણ દિદારનાં ઠેકાણાં નહીં. તે દિવસે બાગમાં આપણા મિત્રવર્યના વાળ અસ્તવ્યસ્ત, કપડાં જથરપથર, સામે આ જુવાન સોફિસ્ટ ટોળકીના ભભકદાર ઝભ્ભા, વર્તન કૃત્રિમ, ટાપટીપ ભારોભાર, સોફિસ્ટીકેશનની બેહદની માત્રા, ભારેખમ મોઢાં અને આપણા મિત્રવર્ય તો ધીમે ધીમે ક્રોધ વિના, હસીને, કશા દંભ વિના, સહાઇથી એમના સિધ્ધાંતોને તડ ને ફડ કરી ઉચ્છેદતા હતા, ત્યારથી હું તો એમનો આશક થઇ ગયો છું, વાતો સાંભળી છક થઇ ગયો છું.

ઝાંથિપ : અને પેલા લોકો એમનો જીવ કઇ રીતે લેવો એનાં કાવતરાં કરવામાં કામે લાગી ગયા છે. જાણે મારા વરનો જીવ લઇ, એને લસોટી એમાંથી સત્યનો અર્ક તારવવાનો હોય!

પ્લેટો : કંઇ જ થવાનું નથી એમનાથી.

ઝાંથિપ : એમ તમે માનો છો. બે દિવસથી એમણે નવી વાતો ચલાવી છે કે મારા પતિ ઇશ્વરમાં નથી માનતા.

ઝેનો : નોનસેન્સ!

પ્લેટો : એમ નથી. એ લોકોનું કહેવું એમ છે કે સોક્રેટિસ ઇશ્વરમાં તો માને છે, પણ સાથે નવા ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં પણ માને છે.

ઝાંથિપ : એવું કંઇ છે જ નહીં. મારા પતિ જેટલા શ્રદ્ધાવાન, ઇશ્વરમાં ભરોસો રાખનાર મેં તો બીજા કોઇ જોયા નથી.

પ્લેટો : આ માટે કોઇને બે મત છે જ નહીં.

ઝાંથિપ : મોટા મહાશય પ્લેટોજી! તમે તટસ્થ રીતે જોવાની વાતો કરો છો. મૂળ હકીકત હું જે સમજી છું તે આ પ્રમાણે લાગે છે. સત્ય બધાને શોધવું છે.

પ્લેટો : સોફિસ્ટોને પણ.

ઝાંથિપ : હા. પણ મારા પતિ કહે છે કે એ શોધતાં નીતિનો આશરો લેવો જ પડે. નીતિને અળગી રાખીને સત્ય કે જ્ઞાન નહીં સાંપડે.

ઝેનો : ઝાંથિપ ભાભી વાત બરાબર સમજ્યાં છે.

ઝાંથિપ : પણ આ સોફિસ્ટોને નીતિની વાત ગળે ઉતરતી નથી. એમને વહાલો સ્વાર્થ, એમને વહાલો દંભ, એટલે એ બનાવટી તરકટી જીવનના ઉપાસક–એટલે કે બહાર બોલવાનું કંઇ અને ખાનગીમાં યા અંતરથી અમલમાં મૂકવાનું જુદું.

ઝેનો : આ બાબતમાં પણ મારું માનવું એમ જ છે. સોફિસ્ટો હવે પાકા સુફિયાણા થઇ વાતોમાં જ શૂરા થઇ ગયા છે. વિચાર અને વર્તનમાં આભ ધરતી જેટલું અંતર છે.

ટોળું : સોક્રેટિસ પાપી છે, અધમ છે. એને દેશનિકાલ કરો. (૨)

ઝાંથિપ : જોયું. નવરા, નખ્ખોદિયા, આ રીતે પોતાનો સમય બરબાદ કરે છે, અને મારા વરની વિરુધ્ધ લોકમત કેળવ્યે જાય છે.

પ્લેટો : પણ લોકોને સત્ય તો સમજાશે જને–

ઝાંથિપ : ક્યારે? બધુ ખતમ થઇ ગયા પછી? તો શો ફાયદો? વેઠનારી હું ઝાંથિપ! અને લોકોના ટોળાને વળી સત્યનું ભાન એમ એટલી સહેલાઇથી થતું હોત તો પછી જોઇએ જ શું? તો તો ભાષણોની શી જરૂર–પ્લેટો મહાશય! હું તો આ ચાલી. તમે મારા પતિના મિત્ર કહેવડાવો છો–ખેરખાહ ગણાવો છો–તો હું આ કહેવા આવી. હશે. પછી મને કહેતા નહીં કે મેં તમને ચેતવ્યા નહોતા. હું તો જાઉં છુ: બાદશાહ આરકોનના દફતરમાં.

પ્લેટો : ત્યાં કેમ?

ઑથિપ : એ જવાના છે ત્યાં, કારણ મેલેટસે એમની ઉપર દાવો માંડ્યો છે—એનો જવાબ નોંધાવવા.

પ્લેટો : હોય નહીં.

ઑથિપ : તમે માનો નહીં અને ચર્ચા કર્યા કરો તે શું થાય! આવજો.

પ્લેટો : ઑથિપભાઈ! ઊભા રહો. અમે આવીએ છીએ.

ઑથિપ : તમે શબ્દોનાં ચીંથરા ફાડ્યા કરો. હું તો ચાલી—રાજદરબારમાં.

• • •

યુથિફ્રોન: અરે કોણ સોક્રેટિસ! અહીં અદાલતનાં પગથિયાં ઉપર—તમે!

સોક્રેટીસ: હા, હું સોક્રેટિસ. યુથિફ્રોન, પેલા મેલિટસે મારા ઉપર આરોપો મૂક્યા છે, અને મારે એના ખુલાસાઓ કરવાના છે. માનું છું કે મુકદ્દમો લાંબો ચાલશે.

યુથિફ્રોન: તમારા ઉપર—તમારા જેવી નીતિમાન સત્ય-વક્તા, પ્રમાણિક વ્યક્તિ ઉપર આરોપ.

સોક્રેટિસ: યુથિફ્રોન! આ સરજતમાં ગમે તે થઇ શકે. મેલિટસ જુવાન છે અને જુવાનિયાઓનો નેતા છે; એટલે મારા ઉપર બે આરોપ-ઘડ્યા છે. એક તો હું જુવાનોને આડે રસ્તે ચઢાવું છું તે, અને બીજો હું ગ્રીસના પ્રસ્થાપિત ભગવાનમાં માનતો નથી અને નવા ઇશ્વરમાં માનવા એ લોકોને ઉશ્કેરું છું.

યુથિફ્રોન: હીહીહી : મને તો હસવું આવે છે. ઝેરવાદવેડા જ કહેવાય. બાલિશ વાતો—ના, ના. એમ ન હોય.

સોક્રેટિસ: એ હકીકત છે. યુથિફ્રોન! બને. સંસાર સરજતમાં બધું બને; પણ તમે શા માટે ચિંતા કરો છો? સત્ય તરશે જ. પણ મને એ તો કહો કે આપનું શા માટે અહીં પધારવું થયું છે? મારું તો જોયુ જશે.

યુથિફ્રોન: હા, તમે કહો છો તેમ બની શકે. લોકો મને પણ હસે છે. હું નીતિની વાત કરું કે ભવિષ્યમાં બનવાની વાતો આગળથી જાહેર કરું તો લોકો અદેખાઇથી મને પણ ભાંડે છે. ભલે ભાંડે.

સોક્રેટિસ: આપ તો અળગા રહો છો, હું તો જે જુવાન મળે એને પોતાની મેળે—સ્વતંત્ર રીતે વિચાર કરવા આગ્રહ કરું છું. મારો મત માને યા ન માને, પણ એ સ્વતંત્રપણે વિચાર કરે એમ કરવા એમને ઉદ્બોધન કરું છું; એટલે કુદરતી રીતે મારા ઉપર કેટલાકને ચીઢ ચઢે છે; પણ આપને શું!

યુથિફ્રોન: હું તો મારા પિતાજી ઉપર દાવો માંડવા બાદશાહની આ અદાલતમાં અરજી નોંધાવવા આવ્યો છું.

સોક્રેટિસ: આપના પિતા ઉપર દાવો!

યુથિફ્રોન: બરાબર. મારા ખુદ પિતાજી ઉપર ફરિયાદ—કારણ એમણે ગુન્હો કર્યો છે.

સોક્રેટિસ: આપના પિતાજીએ ગુન્હો કર્યો છે? શો ગુન્હો!

યુથિફ્રોન: મહાશય સોક્રેટિસ! મારે ત્યાં બે નોકરો. એ બે યે નશો કર્યો, દારૂ પીધો—અને બંને લડ્યા. એમાં એક નોકરે બીજાને મારી નાખ્યો.

સોક્રેટિસ: દારૂનો નશો: ક્રોધને લઇ બેભાન, પછી—

યુથિફ્રોન: પછી મારા પિતાજીએ પેલા ખૂની નોકરને પકડી હાથે પગે બાંધી ગટરમાં ફેંકી દીધો, અને પોતે ન્યાય કરાવવા કોઇને ન્યાયાધીશની શોધમાં મોકલ્યા. દરમિયાન ઠંડીથી, ભૂખમરાથી, ગટરમાં પેલો ખૂની નોકર મરી ગયો.

સોક્રેટીસ: હા આ—

યુથિફ્રોન: એટલે મારા પિતાએ ખુન કરવાના આરોપસર એમની ઉપર દાવો નોંધાવવા હું અહીં આવ્યો. હું માનું છું કે આ હું પવિત્ર સેવાકાર્ય બજાવી રહ્યો છું. મારા સંબંધીઓ મને આમ કરવાની ના પાડે છે. કહો સોક્રેટિસ, તમારો શો મત છે?

સોક્રેટિસ: હું શો મત આપું?—આપ વિદ્વાન છો. ખોટા કામને વખોડવું જોઇએ. ખોટું કામ કોને કહેવાય તે નક્કી કરવું જોઇએ. પવિત્ર કામ કોને કહેવું તે પણ નક્કી કરવું જોઇએ.

યુથિફ્રોન: જુઓ સોક્રેટિસ, અસલની આખ્યાયિકાઓમાં છે કે ક્રોનસે પોતાના પિતા યુરેનસને ખોટા કામ માટે સજા કરી હતી. જ્યુસ તો ન્યાયનો પંથ જ આચરનારા દેવ. તો એણે પણ પોતાના પિતા ક્રોનસને સજા કરી હતી.

સોક્રેટિસ : હા આ. હવે આ અસલની આખ્યાયિકાઓ ખરી છે એ કેમ માનવું ? એનો તાગ કોણ કાઢે ? એમણે પોતાના પિતાઓને કયા, કેવા સંજોગોમાં સજા કરી તે પણ આપણે જાણતા નથી; એટલે આવી આખ્યાયિકાઓની વાતો પડતી મૂકી હું તો આપને ત્યાં બનેલા દાખલામાં કોણ ગુન્હેગાર—એક નોકર તો ગુન્હેગાર—બીજાની બાબતમાં તમારા પિતાજી ક્રોધે ભરાયા અને પેલાને બાંધ્યો. હવે એ મરી ગયો એ માટે તમારા પિતા જ એક જવાબદાર કે બીજાં કારણો પણ ખરાં તે પહેલાં તપાસવાં જોઇએ અને પછી જો ગુન્હેગાર જણાય તો જરૂર સજાને પાત્ર ગણવા જોઇએ.

યુથિફ્રોન : તમે આ આખ્યાયિકાઓને સ્વીકારતા નથી?

સોક્રેટિસ : બને. ખરી પણ હોય, ખોટી પણ હોય. હું એને માટે ચોક્કસ મત ન આપું.

યુથિફ્રોન : તમે સોક્રેટિસ, આવું ન બોલો. તમારા ઉપર આવું બોલવા માટે લોકો વધારે ક્રોધે ભરાશે.

સોક્રેટિસ : સત્યને ચારેકોરથી તપાસવાની જરૂરમાં મારે ચારેકોરથી વાત તપાસવી જ જોઇએ. એમાં લોકોની વૃત્તિઓને તાબે થઇ મારે મૂંગા રહેવું એ ન બને

ટોળું : સાંભળો, સાંભળો. આ સોક્રેટિસ શું કહે છે તે.

એક : તમે જૂની આખ્યાયિકાઓમાં માનો છો કે નથી માનતા ?

સોક્રેટિસ : બધી જ આખ્યાયિકાઓ ખરી એમ કેમ કહેવાય ? કહેનારે એમાં અતિશયોકિત પણ ભરી હોય. પોતાનું ઉમેયું પણ હોય સારાસારનો વિચાર કરી, તારવી—

ટોળું : તમે એ માન્ય રાખો છો કે નથી માનતા ?

સોક્રેટિસ : બધી જ અસલી વાતો સાચી ન પણ હોય. આપણે સારાસારનો વિચાર કરવો જોઇએ:

એક : નિક્ષસની આખ્યાયિકા ખરી છે કે ખોટી ?

સોક્રેટિસ : હું નથી જાણતો

એક : તમે એ વાત કબૂલ રાખો છો કે નહીં ?

સોક્રેટિસ : એવું સંશોધન કર્યા વિના તો નહીં જ.

એક : તમે સંશોધન કરવાવાળા કોણ ?

સોક્રેટિસ : માનવ. વ્યકિત, મારો અંતરાત્મા.

ટોળું : જાહેરજનતાને સોક્રેટિસ ભયરૂપ છે. એની તપાસ થવી જ જોઇએ.

એક : એને કેદ કરો. એને પકડો.

ટોળું : સોક્રેટિસને દેશનિકાલ કરો. એને બોલતો બંધ કરો.

[ સંગીત : હો હા હો હા. ]

જજ : શાંતિ. તમારું નામ શું ?

સોક્રેટિસ : સોક્રેટિસ.

જજ : પિતાનું ?

સોક્રેટિસ : સોફ્રોનિકસ.

જજ : તમે કંઇ ખાસ ભણ્યા છો ? કંઇ પુસ્તકો વાંચ્યાં છે ?

સોક્રેટિસ : ના જી.

જજ : અને છતાં તમે ચૌટે ચકલે લોકોને ઉપદેશ આપો છો!

સોક્રેટિસ : ઉપદેશ આપવાનો મારો ધર્મ નથી, પણ હું જે મળે તેને સવાલો પૂછું છું, ખરું શું તે જાણવા મથું છું.

જજ : અને એમ કરી તમે લોકોને આડે રસ્તે દોરવો છો.

સોક્રેટિસ : ના જી. બે બાજુનો વિચાર કરવા મથું છું.

જજ : તમે જુવાનોના મગજમાં સંશય પેદા કરો છો.

સોક્રેટિસ : ના જી. એમને બધી બાજુનો વિચાર કરી સાચું શું છે તેના નિર્ણય ઉપર આવવા સજ્જ કરું છું. એમની બુદ્ધિ જાગૃત કરું છું.

જજ : તમે સ્વપ્નોમાં માનો છો ? તમને સ્વપ્નો આવે છે ?

સોક્રેટિસ : ઘણાં જણને સ્વપ્નો આવે છે, આવી શકે છે.

જજ : તમે એ સાચાં છે એમ માનો છો ?

સોક્રેટિસ : કદીક સાચાં હોઇ શકે. જેટલી આપણી અંતરશુદ્ધિ અને આત્મશકિત.

જજ : એટલે શું ?

સોક્રેટિસ : આપણે આપણી જાતમાં ઊંડે ઊતરી વિચાર કરીએ, બુદ્ધિને કસોટીએ, એમાંથી સાર કાઢવા મથીએ તો સત્ય હાથ લાગે.

ટોળું : હીહીહીહી...

જજ : શાંતિ. સોક્રેટિસ, તમે નીતિમાં માનો છો ?

સોક્રેટિસ : જી. દરેક માણસને નીતિને તો અનુસરવું

. . જ જોઇએ.

જજ : કઇ નીતિ?

સૉક્રેટિસ : સાચું બોલવું, બીજાને ઇજા ન કરવી. કોઇની લાગણી નહીં દુભવવી, ઇશ્વરમાં શ્રદ્ધા રાખવી. ન્યાયને માન આપવું.

જજ : તમે ન્યાયને માન આપવામાં માનો છો?

સૉક્રેટિસ : જી, નામદાર! એથી તો હું અહીં આપની સમક્ષ હાજર થયો છું.

જજ : તમારા ઉપર મેલેટસે બે મોટાં તહોમતો મૂક્યા છે તે તમે જાણો છો. એક તો તમે જુવાનોને આડે રસ્તે દોરવો છો અને બીજું તમો જૂના પ્રસ્થાપિત દેવોને નકારી નવા દેવોની સ્થાપના કરો છો.

સૉક્રેટિસ : જી નામદાર! એ આરોપો મેં વારંવાર સાંભળ્યા છે.

જજ : મેલેટસ! હવે તમારે જે કંઇ પૂછવું હોય તે પૂછો

મેલેટસ : સૉક્રેટિસ! તમને આ તબક્કે અદાલતમાં મહાશય નહીં કહું તો ચાલશે ને?

સૉક્રેટિસ : ચાલશે. મહાશય કહો કે ન કહો. એથી મૂળ વ્યક્તિમાં કશો ફેરફાર થતો નથી.

મેલેટસ : એટલે?

સૉક્રેટિસ : બહુ સાદી વાત છે. વ્યક્તિ જે હોય તે જ રહે છે.

મેલેટસ : કોઇ એક વ્યક્તિને સારો ઝભ્ભો પહેરાવીએ એથી એ વધારે શોભાયમાન યા ભભકાદાર લાગે એમ તમે નથી માનતા?

સૉક્રેટિસ : ના જી. એના અંતરમાં જે પૂંજી હોય તો તેટલી જ રહે. બાકી શોભા કે ભભકાથી તો એ આડંબરી લાગે.

મેલેટસ : એથી તમે શહેરમાં જથરપથર કપડાંમાં ફરવાનું પસંદ કરો છો?

સૉક્રેટિસ . કપડાં સ્વચ્છ હોવાં જોઇએ; બાકી કપડાં એ મારે મન મહત્ત્વની વાત નથી.

મેલેટસ : તમે તમારી જાતને બહુ શાણા છો એમ માનો છો એ ખરું?

સૉક્રેટિસ : ના જી. હું શાણપણ ક્યાં છે તે શોધવા પ્રયત્ન કરું છું.

મેલેટસ : પણ તમને બીજા શાણા હોય તો તે શાણા નથી લાગતા?

સૉક્રેટિસ : ઘણીવાર ઘણા, શાણા યા વધારે શાણા હોવાનો દાવો કરે છે, પણ ચર્ચા શરૂ કરીએ છીએ ત્યારે એ લોકો શાણપણનો કેટલો દંભ કરે છે, તેની ખબર પડી જાય છે અને ઉઘાડા પડે છે, એમ બને છે.

મેલેટસ : જે કોઇ શહેરી ધનદોલત મેળવવા પ્રયત્ન કરે છે અને માન મરતબો વધારવા પ્રયત્ન કરે છે, એની તમે નિંદા કરો છો, એ વાત ખરી!

સૉક્રેટિસ : નિંદા નથી કરતો.

મેલેટસ : ઠપકો આપો છો?

સૉક્રેટિસ : જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો, સદાચાર આચરવા પ્રયત્ન કરવો, એ ધનદોલત કે કીર્તિની પાછળ ભમતા રહેવું એના કરતાં પહેલું વધારે સારું છે, એમ કહેવામાં ઠપકો ન ગણાય.

મેલેટસ : સલાહ આપો છો!

સૉક્રેટિસ : એમ તો જરૂર ગણી શકાય.

મેલેટસ : અને એમાં ઠપકાની ઓથ લ્યો છો!

સૉક્રેટિસ : ના, કોઇને સદ્વર્તનશીલ થવા કહેવું એ કંઇ ગુન્હો નહીં જ ગણાય. સામને ન ગમતું હોય અને એમાં એ ઠપકો માને તો એમાં કહેનાર દોષિત ન ગણાય.

મેલેટસ : તમે હવામાં અદ્ધર ચાલવાના અખતરા કરો છો એ સાચી વાત છે?

સૉક્રેટિસ : આપે મને એમ અધ્ધર ચાલતો જોયો છે?

મેલેટસ : અમે પૂછીએ એનો જવાબ આપો.

સૉક્રેટિસ : હું હવામાં ચાલતો હોત તો અત્યારે અહીં ઊભો રહ્યો ન હોત. ના જી, હું હવામાં નથી ચાલતો, કોઇ હવામાં અદ્ધર ચાલી શકે નહીં.

મેલેટસ : તમે ઇશ્વરમાં માનો છો? સીધો જવાબ આપજો.

સૉક્રેટિસ : ઇશ્વર નથી એમ હું કહેતો જ નથી. કહ્યું પણ નથી. કહીશ પણ નહીં. જ્યાં સુધી માનવજાત છે, ત્યાં સુધી માનવની હસ્તી જ નથી એમ કોઇ નહીં કહી શકે. એમ જ ઇશ્વર નથી એમ પણ કોઇ નહીં કહી શકે.

મેલેટસ : તમે ઇશ્વરમાં માનો છો?

સૉક્રેટિસ : હું મારા અંતરમાં માનું છું.

મેલેટસ : તમારુ અંતર એ ઇશ્વર છે?

સૉક્રેટિસ : હોઇ શકે. ન પણ હોઇ શકે. જેટલું અંતર શુદ્ધ એટલું એ ઇશ્વરની નજીક છે, એમ કહી શકાય.

જજ : સૉક્રેટિસ, તમારા જવાબો સ્પષ્ટ નથી.

સૉક્રેટિસ : જે મારા મનમાં અસ્પષ્ટ હોય એના જવાબો સ્પષ્ટ શી રીતે આપું?

મેલેટસ : તમે જુવાનોને છટાદાર વાણીમાં ભાષણો કરી ભોળવો છો.

સૉક્રેટિસ : મને છટાદાર ભાષણો કરતાં આવડતાં નથી.

મેલેટસ : તમે રૂઢિ અને પ્રથાના વિરોધી છો?

સૉક્રેટિસ : જે રૂઢિમાં મને દંભ દેખાતો હોય, તકલાદી જાૂઠી લાગતી હોય એનો તો હું જરૂર વિરોધ કરું જ.

મેલેટસ : તમે લોકોને કંઇક શિખવવાને બહાને એમની પાસેથી પૈસા પડાવો છો.

સૉક્રેટિસ : આ તદ્દન અસત્ય છે, જો હું પૈસા લેતો હોત તો આટલો ગરીબ ન હોત.

જજ : સૉક્રેટિસ! જાણો છો કે તમે છુટી ગયા તો તમે નસીબદાર, પણ જો સજા થઇ તો તે આકરી હશે. જાૂઠું બોલવા માટે મોતની પણ સજા થઇ શકે છે.

સૉક્રેટિસ : મને મોતનો ડર છે જ નહીં. એ તો સત્ય હકીકત છે.

જજ : શી?

સૉક્રેટિસ : કે દરેકને મૃત્યુ તો આવવાનું જ છે. એ સિદ્ધ થયેલું સત્ય છે. મને એનો જરા પણ ડર નથી.

મેલેટસ : તમે તમારી જાતને શિક્ષક કહેવડાવો છો?

સૉક્રેટિસ : લોકો કહેતા હોય તો હું જાણતો નથી. હું તો કેવળ એક સત્યનો શોધક છું.

મેલેટસ : સત્ય એટલે શું?

સૉક્રેટિસ : હું શોધી રહ્યો છું.

મેલેટસ : તમે દેવ, દેવતા એવા કશામાં માનતા નથી.

સૉક્રેટિસ : મેં કદી એવું નથી કહ્યું.

મેલેટસ : જુવાનિયાઓને સદ્દગુણી બનાવવા જરૂરી છે. ન્યાયાધીશો એ કામ સારી રીતે કરી શકે એવું તમે નથી માનતા?

સૉક્રેટિસ : ઇન્સાફ કરવાની ગાદીએ બેસનારા જુવાનિયાઓને સદ્દગુણી નહીં બનાવી શકે. ફક્ત જાતે નીતિને માર્ગે ચાલવાથી એ સદ્દગુણી થઇ શકે.

રાજુ : અમને આ લાંબી ચર્ચામાં રસ નથી. સૉક્રેટિસ સીધા જવાબો આપતા નથી.

જજ : શાંતિ. સૉક્રેટિસ! તમારે કંઇ તમારા બચાવમાં કહેવાનું છે?

સૉક્રેટિસ : મારે મારા બચાવમાં ખાસ કશું કહેવાનું નથી. મારા ઉપર, પહેલાં તો પોકળ આરોપો ઘડવામાં આવ્યા છે. તમે મને ભાન ભૂલેલો ગણ્યો છે. હું છટાદાર ભાષણખોર છું, એવું કહેવામાં આવ્યું છે. હું દરેક વાતની ઊંડો ઉતરી શોધ કરુ છું. અંતરમાં સંશોધન કરુ છું—એવું સારવવામાં આવ્યું છે. આ બધા ખોટા આરોપો છે. એથેન્સના શહેરીઓને નથી ગમતું તે મારી વાણી, જેઓ આડે રસ્તે પૈસાદાર થવા માગે છે, જેઓ હોદ્દા—કીર્તિ મેળવવા વલખાં મારે છે, એમની સામે હું ટકોર કરુ છું, કરીશ. જેઓ પોતાનો આત્મા વેચી નખરાં કરે છે એની હું ટકોર કરુ છું, કરીશ મારે મન નાના મોટા, જુવાન વૃદ્ધ સૌ સરખા છે, અને એમને એક જ વાત કરુ છું ઇશ્વરની આજ્ઞા મારે માન્ય છે. એમાં મને જણાય છે કે મનુષ્યે પોતાના આત્માને પવિત્ર રાખવા સતત પ્રયત્ન કરવા. તમે મને મોતની પણ સજા કરશો તો મને એની જરા ચિંતા નથી. જે મને અન્યાયથી મારશે એને જ ભારે નુકસાન થશે. મને રાજ્ય ખટપટમાં રસ નથી. મને ન્યાયના, નીતિના પંથે ચાલવામાં જ રસ છે. મેં કોઇને અન્યાય કર્યો નથી, કોઇનું માંગીને લીધું નથી, અસત્ય બોલ્યો નથી, મેં દંભ આચર્યો નથી, જ્ઞાનનો ડોળ ઘાલ્યો નથી. હું તમારી પાસે દયા પણ માગતો નથી. હું ઇન્સાફ માગુ છું. ન્યાયાધીશનું કામ મહેરબાની દેખાડવાનું નથી. પક્ષપાત કર્યા વિના ન્યાય તોળવાનું છે. મને ઇશ્વરમાં શ્રદ્ધા છે, અને હું એનામાં જ શ્રદ્ધા રાખી ની[illegible] તપણે

. . જ જોઇએ.

જજ : કઇ નીતિ ?

સોક્રેટિસ : સાચું બોલવું, બીજાને ઇજા ન કરવી. કોઇની લાગણી નહીં દુભવવી, ઇશ્વરમાં શ્રદ્ધા રાખવી. ન્યાયને માન આપવું.

જજ : તમે ન્યાયને માન આપવામાં માનો છો ?

સોક્રેટિસ : જી, નામદાર ! એથી તો હું અહીં આપની સમક્ષ હાજર થયો છું.

જજ : તમારા ઉપર મેલેટસે બે મોટાં તહોમતો મૂક્યાં છે તે તમે જાણો છો. એક તો તમે જુવાનોને આડે રસ્તે દોરવો છો અને બીજું તમો જૂના પ્રસ્થાપિત દેવોને નકારી નવા દેવોની સ્થાપના કરો છો.

સોક્રેટિસ : જી નામદાર ! એ આરોપો મેં વારંવાર સાંભળ્યા છે.

જજ : મેલેટસ ! હવે તમારે જે કંઇ પૂછવું હોય તે પૂછો

મેલેટસ : સોક્રેટિસ ! તમને આ તબક્કે અદાલતમાં મહાશય નહીં કહું તો ચાલશે ને !

સોક્રેટિસ : ચાલશે. મહાશય કહો કે ન કહો. એથી મૂળ વ્યક્તિમાં કશો ફેરફાર થતો નથી.

મેલેટસ : એટલે ?

સોક્રેટિસ : બહુ સાદી વાત છે. વ્યક્તિ જે હોય તે જ રહે છે.

મેલેટસ : કોઇ એક વ્યક્તિને સારો ઝભ્ભો પહેરાવીએ એથી એ વધારે શોભાયમાન યા ભભકાદાર લાગે એમ તમે નથી માનતા ?

સોક્રેટિસ : ના જી. એના અંતરમાં જે પૂંજી હોય તો તેટલી જ રહે. બાકી શોભા કે ભભકાથી તો એ આડંબરી લાગે.

મેલેટસ : એથી તમે શહેરમાં જ્યરપચર કપડાંમાં ફરવાનું પસંદ કરો છો ?

સોક્રેટિસ . કપડાં સ્વચ્છ હોવાં જોઇએ; બાકી કપડાં એ મારે મન મહત્ત્વની વાત નથી.

મેલેટસ : તમે તમારી જાતને બહુ શાણા છો એમ માનો છો એ ખરું ?

સોક્રેટિસ : ના જી. હું શાણપણ ક્યાં છે તે શોધવા પ્રયત્ન કરું છું.

મેલેટસ : પણ તમને બીજા શાણા હોય તો તે શાણા નથી લાગતા ?

સોક્રેટિસ : ઘણીવાર ઘણા, શાણા યા વધારે શાણા હોવાનો દાવો કરે છે, પણ ચર્ચા શરૂ કરીએ છીએ ત્યારે એ લોકો શાણપણનો કેટલો દંભ કરે છે, તેની ખબર પડી જાય છે અને ઉઘાડા પડે છે, એમ બને છે.

મેલેટસ : જે કોઇ શહેરી ધનદોલત મેળવવા પ્રયત્ન કરે છે અને માન મરતબો વધારવા પ્રયત્ન કરે છે, એની તમે નિંદા કરો છો, એ વાત ખરી !

સોક્રેટિસ : નિંદા નથી કરતો.

મેલેટસ : ઠપકો આપો છો ?

સોક્રેટિસ : જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો, સદાચાર આચરવા પ્રયત્ન કરવો, એ ધનદોલત કે કીર્તિની પાછળ ભમતા રહેવું એના કરતાં પહેલું વધારે સારું છે, એમ કહેવામાં ઠપકો ન ગણાય.

મેલેટસ : સલાહ આપો છો !

સોક્રેટિસ : એમ તો જરૂર ગણી શકાય.

મેલેટસ : અને એમાં ઠપકાની બોય ક્યો છો ?

સોક્રેટિસ : ના, કોઇને સદ્‌વર્તનશીલ થવા કહેવું એ કંઇ ગુન્હો નહીં જ ગણાય. સામને ન ગમતું હોય અને એમાં એ ઠપકો માને તો એમાં કહેનાર દોષિત ન ગણાય.

મેલેટસ : તમે હવામાં અદ્ધર ચાલવાના અખતરા કરો છો એ સાચી વાત છે ?

સોક્રેટિસ : આપે મને એમ અધ્ધર ચાલતો જોયો છે ?

મેલેટસ : અમે પૂછીએ એનો જવાબ આપો.

સોક્રેટિસ : હું હવામાં ચાલતો હોત તો અત્યારે અહીં ઊભો રહ્યો ન હોત. ના જી, હું હવામાં નથી ચાલતો, કોઇ હવામાં અદ્ધર ચાલી શકે નહીં.

મેલેટસ : તમે ઇશ્વરમાં માનો છો ? સીધો જવાબ આપજો.

સોક્રેટિસ : ઇશ્વર નથી એમ હું કહેતો જ નથી. કહ્યું પણ નથી. કદીય પણ નહીં. જ્યાં સુધી માનવજાત છે, ત્યાં સુધી માનવની હસ્તી જ નથી એમ કોઇ નહીં કહી શકે. એમ જ ઇશ્વર નથી એમ પણ કોઇ નહીં કહી શકે.

મેલેટસ : તમે ઇશ્વરમાં માનો છો ?

સોક્રેટિસ : હું મારા અંતરમાં માનું છું.

મેલેટસ : તમારુ અંતર એ ઇશ્વર છે ?

સોક્રેટિસ : હોઇ શકે. ન પણ હોઇ શકે. જેટલું અંતર શુદ્ધ એટલું એ ઇશ્વરની નજીક છે, એમ કહી શકાય.

જજ : સોક્રેટિસ, તમારા જવાબો સ્પષ્ટ નથી.

સોક્રેટિસ : જે મારા મનમાં અસ્પષ્ટ હોય એના જવાબો સ્પષ્ટ શી રીતે આપું ?

મેલેટસ : તમે જુવાનોને છટાદાર વાણીમાં ભાષણો કરી ભોળવો છો.

સોક્રેટિસ : મને છટાદાર ભાષણો કરતાં આવડતાં નથી.

મેલેટસ : તમે રૂઢિ અને પ્રથાના વિરોધી છો ?

સોક્રેટિસ : જે રૂઢિમાં મને દંભ દેખાતો હોય, તકલાદી જાૂઠી લાગતી હોય એનો તો હું જરૂર વિરોધ કરું જ.

મેલેટસ : તમે લોકોને કંઇક શિખવવાને બહાને એમની પાસેથી પૈસા પડાવો છો.

સોક્રેટિસ : આ તદ્દન અસત્ય છે, જો હું પૈસા લેતો હોત તો આટલો ગરીબ ન હોત.

જજ : સોક્રેટિસ ! જાણો છો કે તમે છુટી ગયા તો તમે નસીબદાર, પણ જો સજા થઇ તો તે આકરી હશે. જાૂઠું બોલવા માટે મોતની પણ સજા થઇ શકે છે.

સોક્રેટિસ : મને મોતનો ડર છે જ નહીં. એ તો સત્ય હકીકત છે.

જજ : શી ?

સોક્રેટિસ : કે દરેકને મૃત્યુ તો આવવાનું જ છે. એ સિદ્ધ થયેલું સત્ય છે. મને એનો જરા પણ ડર નથી.

મેલેટસ : તમે તમારી જાતને શિક્ષક કહેવડાવો છો ?

સોક્રેટિસ : લોકો કહેતા હોય તો હું જાણતો નથી. હું તો કેવળ એક સત્યનો શોધક છું.

મેલેટસ : સત્ય એટલે શું ?

સોક્રેટિસ : હું શોધી રહ્યો છું.

મેલેટસ : તમે દેવ, દેવતા એવા કશામાં માનતા નથી.

સોક્રેટિસ : મેં કદી એવું નથી કહ્યું.

મેલેટસ : જુવાનિયાઓને સદ્‌ગુણી બનાવવા જરૂરી છે. ન્યાયાધીશો એ કામ સારી રીતે કરી શકે એવું તમે નથી માનતા ?

સોક્રેટિસ : ઇન્સાફ કરવાની ગાદીએ બેસનારા જુવાનિયાઓને સદ્‌ગુણી નહીં બનાવી શકે. ફક્ત જાતે નીતિને માર્ગે ચાલવાથી એ સદ્‌ગુણી થઇ શકે.

ટોળું : અમને આ લાંબી ચર્ચામાં રસ નથી. સોક્રેટિસ સીધા જવાબો આપતા નથી.

જજ : શાંતિ. સોક્રેટિસ ! તમારે કંઇ તમારા બચાવમાં કહેવાનું છે ?

સોક્રેટિસ : મારે મારા બચાવમાં ખાસ કશું કહેવાનું નથી. મારા ઉપર, પહેલાં તો પોકળ આરોપો ઘડવામાં આવ્યા છે. તમે મને ભાન ભૂલેલો ગણાવ્યો છે. હું છટાદાર ભાષણખોર છું, એવું કહેવામાં આવ્યું છે. હું દરેક વાતની ઊંડો ઉતરી શોધ કરુ છું. અંતરમાં સંશોધન કરુ છું–એવું સારવવામાં આવ્યું છે. આ બધા ખોટા આરોપો છે. એથેન્સના શહેરીઓને નથી ગમતું તે મારી વાણી, જેઓ આડે રસ્તે પૈસાદાર થવા માગે છે, જેઓ હોદ્દા–કીર્તિ મેળવવા વલખાં મારે છે, એમની સામે હું ટકાર કરુ છું, કરીશ જેઓ પોતાનો આત્મા વેચી નખરાં કરે છે એની હું ટકોર કરુ છું, કરીશ મારે મન નાના મોટા, જુવાન વૃદ્ધ સૌ સરખા છે, અને એમને એક જ વાત કરુ છું ઇશ્વરની આજ્ઞા મારે માન્ય છે. એમાં મને જણાય છે કે મનુષ્યે પોતાના આત્માને પવિત્ર રાખવા સતત પ્રયત્ન કરવા. તમે મને મોતની પણ સજા કરશો તો મને એની જરા ચિંતા નથી. જે મને અન્યાયથી મારશે એને જ ભારે નુકસાન થશે. મને રાજ્ય ખટપટમાં રસ નથી. મને ન્યાયના, નીતિના પંથે ચાલવામાં જ રસ છે. મેં કોઇને અન્યાય કર્યો નથી, કોઇનું માંગીને લીધું નથી, અસત્ય બોલ્યો નથી, મેં દંભ આચર્યો નથી, જ્ઞાનનો ડોળ ઘાલ્યો નથી. હું તમારી પાસે દયા પણ માગતો નથી. હું ઇન્સાફ માગુ છું. ન્યાયાધીશનું કામ મહેરબાની દેખાડવાનું નથી. પક્ષપાત કર્યા વિના ન્યાય તોળવાનું છે. મને ઇશ્વરમાં શ્રદ્ધા છે, અને હું એનામાં જ શ્રદ્ધા રાખી નચિંતપણે

તમારી સજા સાંભળવા તત્પર છું.

જજ : તમે સૉક્રેટિસ સાથે થયેલો સંવાદ સાંભળ્યો છે. એથેન્સના વિદ્વાનોને હવે હું કહીશ કે સૉક્રેટિસ ગુન્હેગાર છે કે નિર્દોષ છે તે હવે જાહેર કરો.

બધા : ગુન્હેગાર, નિર્દોષ.

જજ : જેઓ ગુન્હેગાર ગણતા હોય તે આ બાજુ આવે અને નિર્દોષ ગણતા હોય તે આ બાજુ આવે.

જજ : બાર્યા ગણતાં ત્રણ મતે સૉક્રેટિસ ગુન્હેગાર ઠરે છે.એને અમે મોતની સજા ફરમાવીએ છીએ.

સૉક્રેટિસ : તમે મને ગુન્હેગાર ઠરાવ્યો એથી મને દુઃખ નથી થતું. તમારો નિર્ણય અણધાર્યો તો નથી જ. આગળથી ઘણી નજવીજ કરવામા આવી હતી. મારી સામે ફક્ત ત્રણ જ મત વધારે પડ્યા. હશે. મને એમની ઉપર ક્રોધ નથી. મને દંડ ન કર્યો તે સારું કર્યું, કારણ દંડ ભરવાને મારી પાસે પૈસા જ ક્યાં હતા? હા, હું મારી જાતને નિર્દોષ માનું છું. પણ એટલુ તો કહું કે તમે જરા ઉતાવળા ન થયા હોત તો હું હવે સિત્તેરની ઉંમરે પહોંચેલો, ટૂંક મુદતમાં મોતને શરણે તો જાત, પણ તમારા નસીબમાં અન્યાયનો પંથ લખાયેલો હશે એટલે તમે આવું પગલું ભર્યું. તમને તમારી કરણીની સજા ભોગવવી પડશે હું તો મોતની સજા સુખેથી ભોગવીશ મોત કંઇ દુઃખરૂપ નથી. નીતિને માર્ગે ચાલનારા માણસને દુઃખ જેવું કશું હોતું જ નથી. મારી તો માગણી છે કે જ્યારે મારા છોકરાઓ ઉંમરલાયક થાય અને નીતિનો માર્ગ છોડે, અથવા સદ્‌ગુણ કરતાં દોલતને વધારે વહાલી ગણે તો એમને પણ સજા કરજો.

જજ : અદાલત બરખાસ્ત થાય છે. ત્રીસ દિવસની કેદ બાદ એને ઝેરનો કટોરો આપવામા આવશે

સ્ત્રી : પછી ત્રીસ દિવસ રહી એણે ઝેર પીધુ ?

પુ. : હસતે મોઢે, માગીને. બધા એકઠા થયેલા એમને ઉદ્દેશીને એક ભાષણ કરીને, નીતિની વાત કરીને, ઇશ્વરમાં શ્રદ્ધા રાખીને પીધુ.

સ્ત્રી : બિચારો.

પુ. : અમર થઇ ગયો. આજે અઢી હજાર વર્ષ પણ એને લોક સંભારે છે. એનાં સૂત્રો જીવનમાં ઉતારવા લોકો માગે છે. જાણે છે કે ત્રીસ દિવસ જેલમાં રહ્યો ત્યારે ક્રિટોના જેવા એના મિત્રોએ, એને છોડાવવા, છાનામાના નાસી જવા, કેદખાનાના માણસોને લાંચ આપી એને ભગાડી જવાના પ્રયત્નો કર્યા હતા.

સ્ત્રી : પણ એ ન નાઠો.

પુ. : ઘણું મેં સમજાવ્યો છતાં સૉક્રેટિસ તો આગએના નિશ્ચયમાંથી ન ડગ્યો.

સ્ત્રી : હારતો, ત્યારે જ લોકો યાદ કરે ને.

પુ. : અને મહાત્મા ગાંધીજી જેવા એનો દાખલો અનુસરે

સ્ત્રી : તે કેવી રીતે ?

પુ. : એ આખી ફિલસૂફી સમજાવવાની આ તક નથી. બંને સત્યનો માર્ગ લેનારા કર્મવાદી હતા.

સ્ત્રી : હતા.

પુ. : મોતથી નિર્ભય હતા.

સ્ત્રી : હતા.

પુ. : જાણતા હતા કે મૃત્યુ તો મનુષ્યને લલાટે લખાયેલું જ છે. મૃત્યુની આગાહી પણ થઇ હતી, છતા હસતે મુખડે મોતને વધાવી લેનારા આવા અમર સત્યના સંશોધકો કેટલા ?

સ્ત્રી : અઢી હજાર વર્ષે ફરી પાકે એવા ? તમે દર મહિને આવી જ એમની કોઇની સામે સરખામણીની વાત કહેવાના છો.

પુ. : અઢી હજાર વર્ષોમાં એવી બીજી કોઇ વ્યક્તિ જન્મી હશે અને જીવનનું કોઇ સામ્ય જેવા મળશે તો સરખામણી કરીશું, નહીં તો આપણે એની કિશોરાવસ્થા કે એવું કંઇ તપાસીશું. સૉક્રેટિસ વિશે તો ઘણી માહિતી મળતી નથી. ઘણાં પુસ્તકો છે. પ્લેટોના સંવાદોમાં કંઇક ઝાંખી જાણવા મળે છે, પણ ગાંધીજી વિષે તો ઘણું જાણી શકાય એમ છે. તું આવા પ્રસંગો સાંભળે એના કરતાં એમને વિષે કંઇ વાંચવાનું જ રાખે તો ?

શ્રી : ટાહ્યલાં કરો નહીં. આટલો વખત થયા કહ્યા કરું છું કે આટલી ચોપડીઓ વસાવી લાવજો, પણ—

પુ. : પણ—

શ્રી : હા આ, હું ભગુભાઇને ત્યાંથી માગી લાવીશ, યા બુકસેલરને ત્યાંથી ઉછીની લઇ આવીશ. એમની આત્મકથા પણ તમે વસાવી નથી. એકવાર કહ્યું ત્યારે કહેતા હતાઃ પૈસા નથી. આઠમને દિવસે પાનાનો જુગાર રમવામાં— મને આડુ અવળુ સમજાવી એકલા એકલા સિનેમા જોઇ આવવામાં, દાણચોરીના માલમાંથી સસ્તું હોવાને બહાને ચીનાઇ જાપાનીઝ કપડું લઇ આવવામાં—

પુ. : ચીનાઇ નહીં—

શ્રી : જાપાનીઝ, ઇંગ્લિશ, ઇટાલીઅન, છોડોને વાત. જોજોને આવતી તારીખ ત્રીસમીએ અપવાસ કરાવવાની છું. ખાવાના શાકભાજીના બચતના પૈસામાંથી ચોપડીઓ લઇ આવવાની છું. નમસ્તે, જયહિન્દ.

●●●

# જોયા હતા ?

પ્રિયકાન્ત મણિયાર

એકદમ જ્યાં સાવ નાના ભાઇએ પૂછ્યું,
'તમે ગાંધીજીને જોયા હતા ?'
ત્યાં હું ઓચિંતો ને સહજ બોલી ગયો કે 'હા'
અને એ ઓશિયાળી આંખથી જોઇ રહ્યો મુજને
અને બબડી ગયો—
'ત્યારે અમે તો હીંચતા'તા ઘોડિયામાં
પેન-પાટી લૈ હજુ તો એકડાને ઘૂંટતા'તા રે અમે !'
હું હવે કોને કહું કે 'ના તમે,
એ તો અમે !'

●●●

# 'ઉત્ક્રાન્ત'ને—

રતિલાલ છાયા

જગ-અંજલિ ઊંડા હૃદયને
જલધિનાં ઊંડાણ દો;
ને જઇ ઉકરડે બેસતાં જનચિત્તને
ચંડુલ શો નવવ્યોમનો મૃદુ સાદ દો.

જો નિર્ઝરે છે હિમકણો
નિર્મળ કિરણના તાપથી
ઉત્તુંગ શિખરોથી ઢળી જગજાહ્નવીના પાત્રમાં,
—મેલાં જીવનનાં નીરને હિમાદ્રી શાં શુચિ સ્નાન દો.

દૃષ્ટિ બની કદી ધુંધળી,
કુરૂપતા જઇ હુંફતી,
ત્યાં રૂપની સૃષ્ટિ સમાં વૈકુંઠ પારિજાતનાં
પુષ્પો તણાં મુશકાન દો.

પુરુષાર્થ થાકયા લથડતા
નિર્બળ પદો માનવ તણા,
થંભી જતા ફંફોળતા નવ માર્ગને;
તેને અનર્ગળ ચેતનાનાં અજર હો' ગતિદાન દો.

ને બુદ્ધિના મિનાર પર
ગોરંભતાં ગીધો ઊડી
ઠોલી રહ્યાં મૂલ્યો સનાતન—
અગમ કો- અભિશાપ શાં
એ મુલ્યની મણિલાલનાં કણકણ સનાતન સારવી,
એની ચિરંતન ઝલકનાં
ફરી અવનિને અરમાન દો.

ક્ષુદ્ર નહીં આ વિશ્વલીલા—
કોઇ નાટારંભના મહ-તર પરિણય બની
દોરી જતી આ શૃંખલા ઇતિહાસની,
કવિકલ્પના થાકી ઉભે—
ને વાણી યે લથડી પડે;

એવા બૃહ-તર લક્ષ્યની
ટોચે ચઢીને ચેતના
પૂકારશે ઉન્નત સ્વરે 'અગ્રના પરિદેવના'
એકદિન—
ને સૌ અપંગો આત્મના
ઉલ્લંઘશે ગિરિઓ મહા
તોતિંગ જલધોધો અને કપરી કરાડોથી ભર્યા—
— એ શિખરનાં પરિયાણના અશ્વો ભર્યા
જગ પ્રાણમાં તલસાટ દો.

અંધારના ઉરગર્ભમાં
સુતેલ સ્વરગંગા પડી;
ત્યાં કુટશે ધીમે રહી તેજે કળી નવવિશ્વની ?
અંધાર પણ પેલો મુલાયમ

તેજનું કંકણ ધરી
શોભી રહેશે ત્યાહરે
શ્રી કૃષ્ણના સ્કંધે પડયા સ્નેહાર્દ્ર રાધિકા તણા
ગોરા વરદ બાહુ સમો !

—આશ્લેષ એવો પ્રેમમય
સુંદર, સુભંગ સાંપડો!
એવો મુલાયમ ઊર્ધ્વ બાહુ
જગતના અંધાર પર અહીં
છો ઘડી છાઈ રહો
ઉત્ક્રાન્તે હે !
ને તિમિરમય આ વિશ્વની
ભાવટ ભગી ભાંગી પડો.

●●●

# ઓ ગંગા, વહી જાઓ

યશવંત ત્રિવેદી

ઓ ગંગા, વહી જાઓ !
મારા હિમાલયો નીચે પીગળતા સૂરજનાં સોનેરી ઝરણાં લઈ જાઓ!
મારા જનમ જનમના હીરકી પેઢીના તરતા દીવાની તરણી વહી જાઓ!
ઓ ગંગા, લઈ જાઓ!
સાગસીસમના જંગલમાં અંધારી રાતે સિંહવાઘની ગાઢ થકી સરવરજલમાં
તરડાતો ભુખર કંપ
કે મધરાતે સાત સમંદર પાર કરીને ફૂલપરીના સપનાની
પોળી પોળી બિછાત ઉપર સો લાખ નીંદરી લીલો લીલો જંપ
ઓ ગંગા, મારા બાપૂડિયાની ઝુંપડીની ઓરાડ નદીના વેકુરિયા
આદિજળમાં રેશમ ભીંગેલાં તરબૂચોને વહી જાઓ !
ઓ ગંગા, લઈ જાઓ!
કમખાના ઝબ્બે પપીહરા, એ પપીહરાના કેસરને જ્યાં...
મધુરના ટૌકાની લીલી વાડ કૂદીને આંગળીઓને ઊગ્યા મયા ગુલમો'ર.
ઓબાના કેસરજલમાં રે રોજ થીરકતી નૈનમછલીઓ
કેસરિયા કાંઠાની રે ઓ પાર હવે...
ઓ ગંગા, મારા સોંતરમના રંગપતુથી કેસરિયો આ, વહી જાઓ !
ઓ ગંગા, લઈ જાઓ!
ગંગાપારે હુંજ તે મારા અસ્થિનો લઈ કુંભ ઊભો છું
ઓ ગંગા, લહર લહર થઈ આવો !
મારા જન્મજન્મની રાખ તણી બૂરાશ લઈ વહી જાઓ !
—મારા હિમાલયો નીચે પીગળતા સૂરજનાં સોનેરી ઝરણાં વહી જાઓ !
રે ગંગા, વહી જાઓ !

[ પ્રગટ થતા કાવ્યસંગ્રહ 'ક્ષિતિજને વાંસવન'માંથી ]

# વસંતના વધામણે

પ્રજારામ

વસન્તની ઓ,
(ગુંજરતી કૈં)
હેત-છલાછલ
આવતી હાકલ !
અંતર-કોકિલ
પૂગતો સીધો
આંબા ડાળે,
મેલી પાછળ
નિત સળગતા
આવળ-બાવળ:
-ભય-ભુતાવળ !
નહીં રે હવે,
નહીં રે હવે,
પૃથિવી કેરાં ઉપવને આ
ખખડે સદા
શિશિર સૂકી:
પાંપણના અમ-પલકારે એ,
ગેબમાંથી કો
લીલી કુંઅર
વસન્ત હસી !
વસન્ત હસી !

# વ્રતોની આવશ્યકતા

કેદારનાથજી

પોતાની ઉન્નતિની ઇચ્છા રાખનારને નિગ્રહશક્તિ-માનસિક દૃઢતાની જરૂર છે. મનને ઇન્દ્રિયોના વેગ પ્રમાણે વહેવાની ટેવ હોય છે. આ પ્રમાણે મનને અયોગ્ય માર્ગે જતાં રોકવાની શક્તિ એ સંયમશક્તિ. તે શક્તિ વધારવા માટે આપણે નિશ્ચયી બનવું જોઇએ. તેવા નિશ્ચય માટે આપણે કેટલાક નિયમો સ્વીકારવા જોઇએ. આવી જાતના નિયમોને જ વ્રતો કહે છે. હેતુરહિત અને જ્ઞાનરહિત આચરેલાં વ્રતો અને નિયમોની ઉન્નતિની દૃષ્ટિથી કશી કિંમત નથી તેથી તે કર્મકાંડ બને છે. નિયમોમાં બે પ્રકાર હોય છે. એકમાં નિષેધ હોય છે, એટલે ત્યાગનું મહત્ત્વ હોય છે, જ્યારે બીજામાં ચોક્કસ કર્મનો આગ્રહ હોય છે એટલે કે કર્તૃત્વ અને પુરુષાર્થ પર ભાર હોય છે. શ્રેયાર્થીએ બંને જાતના નિયમોથી પોતાનું માનસિક બળ વધારવાનું હોય છે.

સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અપરિગ્રહ અને અસ્તેય આ પાંચ મુખ્ય વ્રતો મનાયાં છે. આધ્યાત્મિક માર્ગમાં તેનું ઘણું મહત્ત્વ મનાય છે. વિશેષતઃ સંન્યાસમાર્ગી લોકો આ વ્રતો પાળવાનો પ્રયત્ન કરે છે, પરંતુ માનવ-સમાજની ઉન્નતિની દૃષ્ટિથી વિચાર કરતાં સમજાશે કે આ વ્રતોની આવશ્યકતા પ્રત્યેક માણસ માટે છે. આ વ્રતોના પાલન વગર કોઇ પણ સમાજ સાચો માનવ-સમાજ બની શકતો નથી અને ટકી શકતો નથી. માનવ-જાતિની ઉન્નતિ માટે જરૂરી સંયમ અને સદ્‌ગુણોનો આ વ્રતોમાં સમાવેશ થયો છે.

જેણે કર્મમાર્ગ ત્યજ્યો છે, એવા સંન્યાસીને સત્ય–અસત્યના પ્રસંગો બહુ જૂજ આવે છે, સત્યની ખરી જરૂર તો વ્યવહારમાં જ છે. સત્ય, સંયમ, પ્રેમ, દયા પરિમિત પરિગ્રહ, પ્રામાણિક રીતે આજીવિકા ચલાવવી– આ બધાની જરૂર વહેવારમાં જ પડે છે.

સત્યથી જ આપણા સૌનો વહેવાર નિર્દોષ, સરળ, સુસંગત અને કોઇની પણ હાનિ ન થાય એવી રીતે ચલાવવો શક્ય બને છે. મનુષ્ય – મનુષ્ય વચ્ચે પ્રેમ, વિશ્વાસ, ઐક્ય, સંગઠન, પ્રામાણિકતા વગેરે સદ્‌ગુણોની આવશ્યકતા છે. સત્યથી ચાલનારમાં ધૈર્ય જોઇએ, તેનામાં સાહસ જોઇએ. એટલે કે એક સદ્‌ગુણને પકડવાથી બીજા અનેક સદ્‌ગુણોને સાધવા પડશે. તેઓ એકબીજાના આશ્રયે ખીલે છે. સદ્‌ગુણોને આધારે માનવસમાજ ટકી શકે છે. સમાજમાંથી સત્ય ઘટતાં અંધાધૂંધી, અવ્યવસ્થા અને

# વિવેચકની જવાબદારી

સુરેશ દલાલ

'વિવેચકની જવાબદારી' એ વિષય પર આક્રમક રીતે સીધા જ ધસી જવાને બદલે આપણે વિવેચન એટલે શું, વિવેચક એટલે કોણ એ પણ જાણી લેવું જોઇએ. અને જવાબદારી શબ્દનો જ્યારે ઉપયોગ કરીએ છીએ ત્યારે એ શબ્દની ભીતરમાં અધિકારનો અર્થ પણ લપાયેલો હોય છે. અધિકાર અને જવાબદારી એ કોઇ પણ વ્યક્તિના ઉડ્ડયનને સમતોલ રાખે એવી બે પાંખ છે.

પ્રત્યેક માણસ જાણ્યે અજાણ્યે કશુંક વિવેચન તો કરતો હોય છે. કશુંક જોઇએ, ગમે અને રાજી થઇએ કે ન ગમે અને નારાજ થઇએ એ બીજું કશું નહીં પણ અભાનપણે થયેલું વિવેચન છે. પણ આવા રાજીપાને કે નારાજી વ્યક્ત કરનાર જીવને આપણે વિવેચક કહેતા નથી. માણસનો સ્વભાવ જ એવો છે કે એ ગમા–અણગમાના પડઘા પાડ્યા વિના રહે જ નહીં. પણ વિવેચકને ક્યારે ય, માત્ર પોતાની અંગત રુચિ અને આદતને વશ થઇને ગમા–અણગમાના પ્રમાણપત્ર આપવાનો ઇજારો લઇ લેવો પોષાય નહીં.

વિવેચક સૌ પ્રથમ તો સહૃદય ભાવક છે. કલાકૃતિ પાસે માણસે પોતાના અંગત રાગદ્વેષ ખંખેરીને જ જવું જોઇએ, કલાકાર નહીં પણ કલાકૃતિ એના કેન્દ્રમાં હોવી જોઇએ. મંદિરમાં જેમ જોડા ઉતારીને મૂર્તિ પાસે સભર હૈયે જઇએ છીએ, તેમ સહૃદય ભાવકે પોતાના મત અને મમતને, રાગ અને દ્વેષને, બહાર મૂકી તલ્લીનતા અને તાટસ્થ્યથી કલાકૃતિના હાર્દમાં પ્રવેશવાનું છે. આમ વિવેચકની સૌ પ્રથમ જવાબદારી સહૃદય વાચક થવાની, કલાકૃતિમાં ઓતપ્રોત થઇને સાક્ષી રૂપે વિહરવાની છે. સહૃદય ભાવકનો આ કરાર કોઇ બાહ્ય જગત સાથે નહીં પણ જાત સાથેનો હોય છે.

સાચી કલાકૃતિને સહૃદય જ્યારે પામતો હોય છે ત્યારે પોતે એક વિશિષ્ટ વિશ્વના પરિચયમાં મુકાઇ જતો હોય છે. એ વિશ્વની આબોહવા, તાજગી, એના છાયા-પ્રકાશ–એનો વિસ્તાર, ઊંચાઇ અને ગહરાઇ, સમગ્રપણે એનું વાતાવરણ–આ બધા સાથે એક અનુબંધ રચાઇ જાય છે. આવો અનુબંધ આ પહેલાં ક્યારે ય રચાયો'તો ખરો ? આ પ્રશ્ન પણ એટલો જ મહત્ત્વનો છે. વિવેચક કલાકૃતિને નિરપેક્ષપણે કલાકૃતિ તરીકે જુએ તો પણ એનો ઐતિહાસિક અને તુલનાત્મક સંદર્ભ એ

ક્યારેય ન ચૂકી જાય એ બહુ જ મહત્ત્વનું છે. કોઇ પણ કલાકૃતિ એ ક્યારેય કોઇ અદ્દર અવકાશમાંથી ટપકી પડતી ચમત્કારિક ચીજ નથી. દેશ, કાળ, પરિસ્થિતિ, સાહિત્યની પરંપરા અને પ્રયોગો આ બધામાંથી એનું ઘડતર થતું હોય છે. રાજેન્દ્ર શાહની એકાદ કવિતાને માણવી–અને રાજેન્દ્રની સમગ્ર કવિતાપ્રવૃત્તિને પિછાનવી એ અલગ વસ્તુ છે. કવિની કવિતાને ઘડનારા બળો કયાં, કવિ પર કોની વિશેષ અસર, કવિ આ પ્રકારની જ કવિતા લખવા તરફ કેમ પ્રેરાયા–આ બધા પ્રશ્નો વિવેચકને સ્ફુરવા અને સૂઝવા જોઇએ. જેમ જીવનમાં તેમ સાહિત્યમાં પણ–'We dont act, we Veact. કલાપીની પોચટ કવિતા તથા ન્હાનાલાલની શબ્દાળુતાના પ્રત્યાઘાત રૂપે ઠાકોરની કવિતા આવી. ઠાકોરની કાવ્ય–વિભાવનામાંથી ગાંધી યુગની કવિતા સરજાઇ, દીર્ઘ છંદોબદ્ધ રચનાના અતિરેકમાંથી આપણો કવિ ગીત તરફ વળ્યો–અને ગીતોની અતિવૃષ્ટિમાંથી બચવા માટે આપણે ગદ્યકાવ્યો તરફ અત્યારે વળ્યા છીએ. જવાબદાર વિવેચક કલાકૃતિના બધા જ અંશોને ઝીણવટપૂર્વક તપાસી એના સમકાલીન કે તત્કાલીન સંદર્ભને ખ્યાલમાં રાખતો હોય છે. અને આમ વિવેચનનું કાર્ય માત્ર revolution નું નહીં પણ Evaluation અને Revaluationનું પણ થતું હોય છે.

કલાકૃતિને અંશમાં નહીં પણ અખિલાઇપૂર્વક પામવી, એનું અર્થઘટન કરવું અને સામી વ્યક્તિને એનું અર્થઘટન પહોંચાડવું એ વિવેચકનું કદાચ સૌથી કપરું કાર્ય છે. કલાકૃતિના સાન્નિધ્યમાં પોતે જે ભીતરમાં અનુભવ્યું હોય એને શબ્દસ્થ કરવા જતાં ઘણી યે વાર અનુભવનો એ આનંદ અળપાઇ જતો હોય છે. પાણીમાં રમતી માછલીને જોવી અને એને બહાર કાઢીને બતાવવી –એમાં મૂળ દશ્યના સૌંદર્યને સહેજ તો ઇજા પહોંચે જ પહોંચે. રસાત્મકતાની અનુભૂતિના સૌંદર્યને ઇજા ન પહોંચે એમ કે નહિવત્ ઇજા પહોંચે એમ પોતાના આનંદની સંક્રાન્તિ વિવેચકે કરવાની હોય છે વિવેચકની આ જવાબદારી-Pound of flesh but not a drop of blood–જેવી કપરી છે પ્રત્યેક જવાબદાર વિવેચક કલાકૃતિના સાન્નિધ્યમાં જે આનંદ માણતો હોય છે એ આનંદનું કૈશિક પૃથક્કરણ કરીને પણ એને એમને એમ અખંડ રાખીને માત્ર ફળ રૂપે નહી–પણ ફળની ભીતરમાંના રસ રૂપે જ વહેતો મૂકે છે.

કલાકૃતિનું અર્થઘટન માત્ર કલાકૃતિ પર જ નહીં પણ વિવેચકની મૌલિક પ્રતિભા પર પણ આધાર રાખે છે. સમૃધ્ધ કલાકૃતિ તો અર્થના અક્ષયપાત્ર જેવી હોય છે. યુગેયુગે વાંચો નિત્યનૂતન અર્થ એમાંથી તારવતા જ હોય છે. રામાયણ, મહાભારત, શાકુન્તલ, શેક્સપિયરનાં નાટકો, કે ટાગોરની કવિતાઓ કલ્પવૃક્ષ જેવી જ રહી છે. એમાંથી વાચકે વાચકે અર્થઘટન થતું હોય છે. જ્યાં પ્રકૃતિ કાવ્ય તરીકે જે આસ્વાદ્ય હોય છે એમાંથી કોઇકને માનવપ્રકૃતિનો સંકેત મળી રહેતો હોય છે. 'Stopping by woods on a snowy evening રોબર્ટ' ફ્રોસ્ટના આ એક જ કાવ્યે કે કાન્તના 'સાગર અને શશી' એ કાવ્યે કેટકેટલા વિવેચકોની અર્થઘટનની શક્તિને પડકારી છે! પણ જવાબદાર વિવેચક કલાકૃતિના અર્થઘટન વખતે એટલું ધ્યાનમાં રાખે છે કે એ અર્થઘટન કલાકૃતિમાંથી સહજપણે ઊગતું આવતું હોય એવું પ્રતીતિજનક હોવું જોઇએ. અલ્પાંશને અધિકાંશ કરી દેવાની પોતાની શક્તિના આવેશમાં અર્થઘટન ચોંટાડનારા વિવેચકો હાસ્યાસ્પદ અને બિનજવાબદાર ઠરે છે. અર્થઘટન એ સૂક્ષ્મ વસ્તુ છે, બાહ્ય નથી, એ વિવેચકે ભૂલવું ન જોઇએ. ટાગોરે અન્ય સંદર્ભમાં કહેલી વાત અહીં કહેવા જેવી છે કે ફળની છાલ રંગવાથી ફળના રસના સ્વાદમાં કાંઇ ફેર પડતો નથી. કલાકૃતિમાં રહેલા સત્વથી એની છાલનો વર્ણ ઉઘડતો આવે છે અને વિવેચક એની પ્રતિભાના તડકા છાયામાં એના નિખરતા રૂપને, એની આકૃતિને ઓળખાવે છે.

સહૃદય ભાવક તરીકે કલાકૃતિનો નિરતિશય આનંદ માણવો, એના ઐતિહાસિક સંદર્ભને ઓળખવો, એને અખિલાઇપૂર્વક જોવી, તથા અર્થઘટન કરીને માત્ર અમુક વિચારના બુદબુદ રૂપે નહીં–પણ એક અનુભૂતિ રૂપે એને સામે પહોંચાડવી. આ વિવેચકની જવાબદારી છે, પણ વિવેચકનું કામ અહીં અટકતું નથી.

અહીંથી એક નવો વળાંક આવે છે. વિવેચકો માત્ર રસલક્ષી વિવેચન કરીને રહી જાય તો સૈધ્ધાંતિક વિવેચનનું શું ? સમર્થ વિવેચકો સમૃધ્ધ કૃતિઓને કેન્દ્રમાં રાખી વિવેચનના સિધ્ધાંતો તારવે છે. આ તારવેલા સિધ્ધાંતોને અજવાળે કલાકૃતિને રહી રહીને તપાસે છે. જો કે કેટલીક કૃતિઓ એટલી બધી માતબર હોય છે કે એ

ક્યારે ય સિધ્ધાંતોને ગાંઠતી નથી. આવી, સિધ્ધાંતોને અતિક્રમી જતી કૃતિઓ જ્યારે જ્યારે અવતરે છે ત્યારે વિવેચકોના ઓજારો ઓછાં પડે છે અને એ પોતે નવા ઓજારે આખી કૃતિને ઝાલવાનો પ્રયત્ન કરે છે. આવી કૃતિઓ આવે ત્યારે વિવેચનની આબોહવા પણ બદલાય છે. સાચો જવાબદાર વિવેચક પોતાની જ કોઇક Urage ને લીધે જ્યારે તારવેલા સિધ્ધાંતો ઓછા પડે ત્યારે એ કોઇક નવા જ માપદંડે કૃતિને મૂલવે છે અને કલાકૃતિ સિધ્ધાંતોને પણ કસે છે. પરસ્પરપૂરક એવી આ પ્રવૃત્તિમાંથી જો વિવેચક એકાદ વિના પણ ચલાવી લે તો એ લગભગ અપંગ થઇ જાય.

જવાબદાર વિવેચક કોઇ પણ વિધાન કરીને અટકી જતો નથી. પોતાના પ્રત્યેક વિધાનના સમર્થન રૂપે ઉદાહરણ આપતો હોય છે. સમર્થન વિનાના એ વિધાનો, આંખ વિનાના અવલોકન જેવાં છે. કવિતા કે વાર્તામાં આવતાં પ્રતીકો કે કલ્પનો સારાં છે એમ કહીને જ ન રહી જઇએ-પણ એનો ઉપયોગ કવિતાને કે વાર્તાને કઇ રીતે ઉપકારક નીવડે છે એ બતાવવું જોઇએ. ઉત્તમ કલાકૃતિમાં પ્રતીક કે કલ્પનની માત્ર Decorative Value ક્યારે ય હોતી નથી. એ શણગાર નહીં, પણ ત્વચા હોય છે. વિવેચક કલાકૃતિના પ્રત્યેક અવયવને અવયવ રૂપે જોઇને સમગ્રપણે આખી આકૃતિના સંદર્ભમાં પ્રત્યેક અંગની સાર્થકતા અને સપ્રમાણતાને લક્ષમાં લેતો હોય છે. ઊંચા આસને બેસી નિરાંતે ન્યાય તોળનારા અને ઉદાર હાથે પ્રમાણપત્રો આપનારા વિવેચકો એ માત્ર પોતાની જવાબદારી ભૂલીને આશિષપ્રસાદનું લીલામ કરવામાં જ રાચતા હોય છે. પ્રામાણિક વિવેચક એક એવા શાહજહાંના કિલ્લાની બારી જેવો બની બેસે છે કે જેમાંથી અન્યો એ કલાકૃતિનો આખો તાજમહાલ જોઈ શકે. જે વિવેચકો કલાકૃતિનિષ્ઠ વિવેચના નથી કરતા તેઓ મૂલ્યોનું ખોટું ધોરણ ઊભું કરે છે એક વિવેચકે સરલ દાખલો આપ્યો'તો તે યાદ આવે છે: ખોટું થર્મોમીટર જો વેચીએ તો તે Wild cheat ગણાય છે. અને ખોટા મૂલ્યો સાંસ્કૃતિક જીવનમાં ઊભા કરીએ એ ગુન્હાની કોઇ શિક્ષા નહીં? આવાં ખોટાં મૂલ્યો ઊભાં કરીને સાહિત્યની આબોહવા વણસાડનારા વિવેચકો-જ્યારે કોઇ પ્રતિભાશાળી કિરણ આવે છે ત્યારે ઝાકળના જુઠ્ઠા બુંદની જેમ ટપ દઇને ઊડી જતાં હોય છે. પણ આવા બુદ્દો બાઝતાં હોય છે એ એક વિવેચનની સૃષ્ટિની કરુણ હકીકત છે.

વિવેચકની જવાબદારી ભાષા પ્રત્યે પણ નાનીસૂની નથી. કવિતાનું વિવેચન કરતી વખતે એ પોતે એક નવું જ ગદ્યકાવ્ય જાણે કે રચવા બેસી ગયો હોય એવી એની ભાષા રોમેન્ટિક, રંગદર્શી ન હોવી જોઇએ, તો સાથે સાથે માત્ર વિવેચનની પરિભાષાના શબ્દોનો ખડકલો કરી દે-કે જ્યાંથી એકાદ કૂંણી કૂંપળ પણ ન ફૂટી શકે એવી ન હોવી જોઇએ. વિવેચકને માથે પણ વિવેચક હોય છે અને એટલા માટે જ પોતાની વાતને સ્વસ્થ, સ્પષ્ટ અને સ્વચ્છ રીતે મૂકવી જોઇએ.

વિવેચકની જવાબદારી સર્જનાત્મક સૃષ્ટિને ઉપકારક થવાની હોય છે, પણ એવા વિવેચકો કેટલા? સમર્થ વિવેચકો કલાકૃતિને નિમિત્ત બનાવીને સર્જકોની અને પ્રજાની રુચિને કેળવતા હોય છે. બળવંતરાય ઠાકોર કે ટી. એસ. એલિયટ જેવા સર્જકવિવેચકો સાહિત્યની સૃષ્ટિના માર્ગને ધારદાર વળાંક આપતા હોય છે. ગંઠાઇ ગયેલી રુચિની જડતાને ખંખેરવી અને નવી તથા સાચી દિશા બતાવવી, સીમાઓને ભૂંસી નાખી ક્ષિતિજનો વિસ્તાર કરવો એ જવાબદાર વિવેચકનો એના અસ્તિત્વની સાથે જ સંકળાયેલો અધિકાર છે. ફ્રિગિન્સનું સૂત્ર થોડાક શબ્દફેરે સાંભળવા જેવું છે. 'A responsible critic is one who helps the creative situation.'

કલાકૃતિ સ્વાયત્ત અને સ્વપ્રકાશિત છે, પણ વિવેચક એના પ્રકાશને અને એના રંગોની સૂક્ષ્મ ઝાંયને ઓળખાવતો હોય છે. વિવેચનના બધા જ સિદ્ધાંતો જાણ્યા હોય અને કલાકૃતિને માણવાની અશક્તિ હોય તો એ વિવેચક બહુ બહુ તો પરિભાષાના વનમાં લાલચુ શિયાળની જેમ અટવાતો ધંધાદારી વિવેચક થઇ શકે, જવાબદાર વિવેચક પ્રથમ તો સહૃદય ભાવક છે, એવો સહૃદય ભાવક કે જેની પાસે કલાકૃતિને અખિલાઇમાં પામવાની મૌલિક કોઠાસૂઝ છે.

●●●

# અંધારું પાથરતી મીણબત્તી

કુંદનિકા કાપડિયા

—તે વખતે નહોતો જાણતો...તે વખતે, જ્યારે બધું જ સૂર્યના પ્રથમ કિરણની આંગળીએ આલેખાયેલું હતું અને તાજા ઘાસ જેવી સુગંધથી મહોરતું હતું. એ સાંકડો, ભૂખરી ધૂળથી ભરેલો રસ્તો, ક્ષીણધારા નદી પરનો પુલ, તારની વાડથી ઘેરાયેલું મેદાન, એ મેદાનમાં કાળી પડી ગયેલી ઘંટીવાળું નિશાળનું એક માળનું મકાન અને ભૂખરો કોટ ને કાળી ટોપી પહેરતા અમારા હૃષ્ટપુષ્ટ હેડમાસ્તર સાહેબ. એ સારી પેઠે જાડા હતા અને અમે એમની ખૂબ મશ્કરી કરતા, પણ એક દિવસ અમે વર્ગમાં ગણિતના દાખલા કરતા હતા ત્યાં સમાચાર આવ્યા કે હેડમાસ્તર સાહેબ, તેમની ઓફિસમાં, ખુરસીમાં બેઠાં બેઠાં જ, અચાનક હૃદય બંધ પડવાથી અવસાન પામ્યા છે. અમે બધા સ્તબ્ધ થઈ ગયેલા. મારા મનમાં તે દિવસે પહેલીવાર અપરાધની લાગણી જન્મેલી, અને થયું—અમે કંઈક બહુ જ ખોટું કર્યું હતું અને ઈશ્વરે એ માટે અમને આ સજા કરી હતી.

બીજા એક હતા પટેલ સાહેબ. તે હંમેશાં બદામી રંગનો લાંબો કોટ ને કથ્થઈ ટોપી પહેરતા અને વર્ગમાં આવતાવેંત, જાણે બંદૂકની ગોળી છોડતા હોય તેમ પ્રશ્નો ફેંકતાઃ "બોલ મનસુખ, યુરોપના દેશો કેટલા? અને રતિલાલ, તું કહે રોમનું મુખ્ય શહેર કયું?" રતિલાલ બેબાકળો થઈ કોઈક નામ બોલી દેતો ને અમે બધાં હસી પડતાં, કારણ કે આગલા દિવસે જ પટેલ સાહેબે અમને શીખવેલું કે ઇટાલીનું મુખ્ય શહેર રોમ છે, પણ રતિલાલ ત્યારે ગેરહાજર હતો.

આ બધા મધુર દિવસો, આંબાની મંજરી પેઠે ખરીને ધૂળમાં મળી ગયા. જેને અમે આનંદનો અક્ષયકોશ માનતા હતા, તે ક્ષણે ક્ષણે કરીને ખાલી થઈ ગયો. એ રતિલાલ આજે એક બેન્કનો કારકુન છે. તેને પાંચ બાળકો છે, હાઈ બ્લડ પ્રેશરથી પીડાતી પત્ની છે ને જ્યારે મળે ત્યારે બહુ જ દયામણું હસે છે. મનસુખ એક મોટી વેપારી પેઢીનો મેનેજર છે. તેણે પોતાનું નામ બદલીને મનીષ કરી નાખ્યું છે. તે ડાયાબિટિસનો દરદી છે ને કાળી ચા પીએ છે. કોઈક વાર મળી જાય તો કહે છે—યાર, જીવનમાં કાંઈ મઝા નથી આવતી.

મારે અચાનક જ એ નિશાળ છોડવી પડેલી—મારા પિતાની બદલી થવાના કારણે. નિશાળનો છેલ્લો દિવસ મને બરોબર યાદ છે. પરીક્ષા પૂરી થઈ હતી, પરિણામો

આવી ગયાં હતાં અને મારા મિત્રોએ મને વિદાય આપવા એક નાનકડો સમારંભ ગોઠવેલો. પ્રમુખ તરીકે પટેલ સાહેબને બોલાવેલા. તેમણે એક હોશિયાર 'વિદ્યાર્થી' તરીકે મારાં વખાણ કર્યાં અને આગળ જતાં હું દુનિયામા નામ કાઢું તેવી શુભેચ્છા વ્યક્ત કરી; પછી અમે ઘેરથી ખાવાની વસ્તુઓ લઇ આવેલા તેની ઉજાણી કરી, તે પછી મારા મિત્રોએ મને ગાવાનો આગ્રહ કર્યો, અને મેં તે દિવસોમાં બહુ જાણીતું થયેલું ગીત ગાયું.

"દૂરના તીરનો આવ્યો અમને સાદ,
વ્હાલા બંધુ, કોઇ વસંતે કરજે અમને યાદ,"

પછી તો, એક પછી એક ગીત હું ગાતો ગયો અને વાતાવરણ એની લાગણીઓના ભારથી છલકાઇ ગયું. માળામાંથી પંખી ઊડે, એમ એક પછી એક ગીતો મારા કંઠમાંથી ઊડી રહ્યાં અને એક ધૂંધળી ઉદાસી ચારે તરફ ફેલાઇ ગઇ—નમતી સાંજે ધૂળિયા ગામના સૂના પાદરની ઉદાસી. મારે કોઇ નિકટના ખાસ મિત્રો નહોતા, તો યે વિદાય લેતાં દુ:ખ થવા લાગ્યું. એ વિદાય કેવળ મિત્રોની ને નિશાળની વિદાય નહોતી —ચંચલ આનંદની બે પાંખો પ્રસારી જે જીવનમુક્ત આકાશમાં ઊડતું હતું, તેની એ વિદાય હતી. પટેલ સાહેબ સુદ્ધાં જરા ભીના થઇ ગયા, અને સુહાસીની આંખમાં તો મેં આંસુ પણ જોયાં તે સાવ મારી સામે જ બેઠી હતી. હલકા પીળા રંગના ફ્રોકમાં તે સૂરજમુખીના ફૂલ જેવી સુંદર લાગતી હતી. અચાનક જ મારા હૃદયમાં વેદનાનો એક ધોધ ઊમટ્યો. સુહાસીને હવે હું ફરી કદી નહિ જોઇ શકું. એ સમયમાં, નિશાળમાં છોકરા-છોકરીઓ એકબીજા સાથે ખાસ બોલતાં નહિ. સુહાસીએ મારી સાથે કદી વાત કરી નહોતી માત્ર વર્ગમાં ક્યારેકક્યારેક નજર મળી જાય તેટલું જ. મને ભૂગોળ બહુ ગમતી, અને તેને પણ. પટેલ સાહેબ લીબિયાના રણવિસ્તારોનું કે એથેન્સના એક્રોપોલિસનું વર્ણન કરતા હોય અને એમાં વચ્ચે કોઇ કાવ્યાત્મક પંક્તિ આવે કે સહજ જ મારી નજર સુહાસી તરફ જતી... ને તે વખતે તેની નજર મારા પર મંડાયેલી હોય. અમે એકબીજા સામે કદી હસ્યાં નહોતાં, બોલવાની તો વાત જ નહોતી, તો પણ કોને ખબર કેમ, મને લાગતું કે મારા હૃદયમાં જે સૂર ગૂંજે છે તે જ સૂર તેના હૃદયમાં યે પડઘો પાડે છે: એમ લાગવા માટે કોઇ બહારનું પ્રમાણ નહોતું—મનમાં એવું બસ લાગ્યા કરતું.

પ્રેમ કરવા જેવડી એ ઉંમર નહોતી. અમે હજુ ઘણાં નાનાં હતાં અને અમારા તોફાનમસ્તીના મેદાનમાં દૂરના ખૂણે એક નાનું ફૂલ ખીલી રહ્યું હોય, તો તેથી અમે અજાણ હતા. માત્ર તેના માટે કશુંક ખેંચાણ રહ્યા કરતું, તેટલું જ.

નિશાળના છેલ્લા દિવસની એ ભીની ભીની સાંજ, વિદાયના શોકભરેલા સ્વર અને સુહાસીની આંખના છેડે, જરાક વાર માટે ચળકી ઊઠેલાં આંસુ—હું કદી ભૂલ્યો નથી.

ત્યાર પછી ભણવા માટે કેટલાં યે જુદાં જુદાં ગામ ફરવાનું થયું ને ભણી રહ્યા પછી કામ માટે પણ કેટલાં ય શહેરોમા રહ્યો. પણ સુહાસી મને હંમેશા યાદ આવ્યા કરતી; ને હું યુવાન થયો ત્યારે મને ખ્યાલ આવ્યો કે, પ્રેમ એટલે શું, તેની મને જ્યારે સહેજે ખબર નહોતી, ત્યારે જ હું સુહાસીને પ્રેમ કરી બેઠો હતો. ઊગતી ઉંમરની સોનેરી વેળાએ મારા હૃદયમાં એનું નામ હંમેશા માટે સોનેરી અક્ષરે કોતરી દીધું હતું.

પણ સુહાસી વિષે માહિતી મેળવવાના અનેક પ્રયત્નો છતાં, મને કદી તેના વિષે કશી ભાળ મળી નહિ. કોઇ વાર ક્યાંક નિશાળના જૂના ગોઠિયાઓ મળી જતા અને અમે જુનાં સ્મરણો યાદ કરતાં હું બીજા વિદ્યાર્થીઓના ખબર પૂછતો અને પછી સાવ સહજભાવે પૂછતો: "અને આપણા કલાસમાં એક પેલી સુહાસી હતી, તે ક્યાં ગઇ, ખબર છે?"

પણ કોઇને એની ખબર નહોતી. હા, એક વખત એક જણે કહેલું કે એના પિતા તો નવસારી રહેવા ગયા છે. ત્યારથી—કેટલી બધી વાર, જ્યારે જ્યારે ટ્રેનમાં પ્રવાસ કરતાં નવસારી સ્ટેશન આવે કે મારું હૃદય ધડકી ઊઠતું. હું ડોક લંબાવીને, ગાડી ઊભી રહે ત્યાં સુધી બારી બહાર જોતો. પ્લેટફોર્મ પર મારી નજર હરણાંની જેમ દોડી રહેતી. ક્યાંક જો સુહાસી હોય! આટલા બધા લોકો સ્ટેશને ચડે-ઉતરે છે, એમાં કદાચ શું તે ન હોય? એની ઉંમરની દરેક યુવતી ભણી હું નજર માંડી રહેતો પણ મેં તેને કદી જોઇ નહિ. એક વાર મેં તેને પત્ર પણ લખેલો. સરનામાની ખબર નહોતી પિતાના નામની ખબર હતી, ને ગામનું નામ—નવસારી. ડરતાં, સંકોચાતાં માત્ર એટલું જ લખેલું: "તને શું હું યાદ

છું?" પણ તેનો કશો ઉત્તર આવ્યો નહોતો. કદાચ લખવા ન ઇચ્છ્યું હોય. કદાચ તે મને, હું તેને જે ભાવથી ઓળખતો હતો એ રીતે ઓળખતી ન હોય. કદાચ, તેને પત્ર મળ્યો યે ન હોય. મને કશી જ ખબર પડી નહિ.

ત્યાર પછી વળી કોઇએ કહેલું કે તે ડૉક્ટર થઇ ગઇ છે. પણ મને એ ખબર ન મળી કે તે કયા શહેરમાં છે, તે કોઇ હોસ્પિટલમાં નોકરી કરે છે કે પ્રેક્ટિસ કરે છે, વિદેશ ચાલી ગઇ છે કે પછી પરણીને ડૉક્ટરી કાર્ય છોડી દીધું છે. કશી જ ખબર નહોતી અને તો પણ રસ્તે જતાં હું ડૉક્ટરોનાં પાટિયાં વાંચ્યા કરતો.

કોઇ કોઇ વાર મને તેનું સ્વપ્ન આવતું. જાણે હું તેને શોધું છું, કોઇકે મને તેના મકાનનો પત્તો આપ્યો છે...લીલાં ઘટાદાર વૃક્ષોવાળા રસ્તા પરથી જતાં છેક અંદર, સફેદ ઘુમ્મટ ને સફેદ દીવાલોવાળું રહસ્યમય મકાન. પણ તેમાં ડૉ. સુહાસી ન હોય. કાં તે બહાર ગઇ હોય, કાં બારણું બંધ હોય ને કોઇ ઉઘાડે નહિ.

ક્યારેક હસવું આવતું. ધૂળના મોટા ઢગલામાં ચમકતી નાનીશી સોનાકણી જેવો પરિચય. એકબીજાનાં નામ સિવાય બીજી કશી જાણ નથી. કદી મેં મલકાવ્યું નથી કે એ શબ્દની આપલે કરી નથી. મને કદાચ તે સાવ ભૂલી ગઇ હશે. કદાચ તેણે મને કદી ઓળખ્યો નહિ હોય. ભૂગોળના વર્ગમાં અમારી નજર જે મળી જતી તે કેવળ એક અકસ્માત જ હશે...આવા વિચારો આવતા. પણ હું તેને કદી ભૂલ્યો નહિ. ધરતી પર જેમ આકાશ છવાયેલું રહે તેમ તેની યાદ મારા પર છવાયેલી રહેતી. ધરતી પરના બધા વ્યવહારો નિત્યક્રમે ચાલ્યા કરતા. ને તે મારાથી ખૂબ દૂર, છતાં નિરંતર સાથે.

પછી મારાં લગ્ન થયાં. લગ્નની આગલી રાતે ફરી એક વાર મને તેનું સ્વપ્ન આવેલું. લગ્નનો મંડપ સજાવાયો હતો. બધું રંગીન, સુગંધભર્યું, તેજભર્યું હતું. અચાનક કોઇએ આવીને કહ્યું : "કન્યા તરીકે સુહાસીને બેસાડો ને! સુહાસી જ એને માટે સૌથી યોગ્ય કન્યા છે."...અને પછી મારી આંખ ઊઘડી ગઇ ત્યારે મેં મારા પર એક કરુણ સ્મિત કરેલું.

...મારી પત્ની બહુ જ સરસ સ્ત્રી છે—રમતિયાળ, સહૃદય અને સમજદાર. તેણે મને બહુ જ સુખ આપ્યું છે. તેની પાસે હું હોઉં ત્યારે મને જીવનની સાર્થકતાનો અનુભવ થયા કરે છે. તે મારી પરમ અંતરંગ સખી છે, પણ તેને મેં સુહાસીની વાત નથી કરી. કેમ નથી કરી—તેનું કારણ ચોક્કસપણે ન કહી શકું. તે ગેરસમજ કરે તેવી સ્ત્રી તો નથી જ. પણ કોને ખબર, કદાચ મને મારી આ ગુપ્ત મધુર પીડાને સાવ મારી એકલાની જ કરી રાખવાનું મન હશે.

જીવનના વૃક્ષ પરથી એક પછી એક પાંદડાં ખર્યે જતાં હતાં. કોઇક વાર મનમાં બહુ જ દુઃખ થઇ આવતું. આ બધાં જ પાંદડાં કોઇક દિવસ ખરી જશે અને આત્માનો હંસ ઊંચા આકાશે ઊડી જશે, તે દિવસે, જીવનમાં સંપૂર્ણ સુખ પામ્યો હોવા છતાં, હૃદયમાં એક અતૃપ્તિનો કાંટો વાગતો જ રહેશે.

સુહાસીનો હવે કદી પણ પત્તો મળે એવી સંભાવના નહોતી, અને છતાં સદાય આશા રહેતી કે કદાચ કોઇક દિવસ તેની ભાળ મળશે.—અને ખરેખર, એક દિવસ એક તદ્દન અપ્રત્યાશિત ઘટના બની. મારા એક મિત્રને મળવા હું શહેરના દૂરના વિસ્તારમાં ગયો હતો, ત્યાં અચાનક જ, એક નાના મકાનના પીળા રંગે રંગેલાં બારણાં પર મેં લટકતું પાટિયું જોયું. "ડૉ. સુહાસી, સ્ત્રીઓ અને બાળકોના રોગનાં નિષ્ણાત." મારા મોંમાંથી એક કંપભરી ચીસ નીકળી ગઇ. મારા પગ ધ્રૂજવા લાગ્યા. ઓહ, સુહાસી અહીં હતી. અહીં, મારી નજર સામે જે મકાન છે ત્યાં તે રોજેરોજ આવતી હતી. આ રસ્તા પર, જ્યાં હું ઊભો છું, ત્યાંથી તે રોજ ચાલતી હશે, અહીં રહેનારા સેંકડો લોકોએ રોજેરોજ તેને જોઇ હશે, તેની સાથે વાતો કરી હશે...અને હું? વીસ વીસ વરસથી મે તેને નગરની ભરી ભીડમાં ને સ્વપ્નોના એકાંતમાં શોધી છે. તેને હું કોઇ દિવસ, મરતાં સુધી, મળી નહિ શકું એ ખ્યાલે મારા સુખની ઊજળી ચાદરમાં એક બાકોરું પાડી દીધું છે...અને સુહાસી તો અહીં છે, આ પંદર ફૂટ પહોળા રસ્તાની સામી કિનારીએ, પીળા રંગે રંગેલા મકાનમાં.

મારી આંખે અંધારાં આવ્યાં. મેં વીજળીના થાંભલાનો ટેકો લીધો. મારા મિત્રે પૂછ્યું : "કેમ શું થયું ?" મેં કહ્યું : 'કાંઇ નહિ, જરા ચક્કર આવ્યાં. હમણાં ઠીક થઈ જશે." અને સુહાસીના પાટિયા સામે નજર માંડી હું ઊભો રહ્યો. આ એ જ સુહાસી હશે તે વિષે મને શંકા નહોતી. પાટિયા પર આલેખાયેલા અક્ષરો

પાછળથી એક નાની છોકરીની સજીવ છબિ ઊપસી આવી. સૂરજમુખીના ફૂલ જેવી સુંદર, કુમળી, શરમાળ છોકરીની છબિ.

મિત્રે કહ્યું : "બહુ ચક્કર આવે છે ? ડૉક્ટર પાસે જવું છે ?"

સાવ અવશપણે, પાટિયા સામે આંગળી ચીંધી હું બોલી પડ્યો : "આ ડૉક્ટર પાસે ?"

મિત્રે ડોકું ધુણાવ્યું : "ના, ના, એ તો છે પણ નહિ. જોતો નથી, બારણે તાળું છે !"

હું ખસિયાણો પડીને બોલ્યો : "ના, હા, મારું માત્ર પાટિયા તરફ જ ધ્યાન હતું ડૉ. સુહાસી. આગળ–પાછળ કાંઈ નહિ. અટક પણ નથી લખી. સારાં ડૉક્ટર છે ?"

મિત્રે કહ્યું : "કોને ખબર, અમે કોઈ દિવસ તેની દવા લીધી નથી. પણ અહીંયાં હું ઘણી વાર તેને જતાં જોઉં છું દુબળી પાતળી સ્ત્રી છે. ખભા તો સાવ વળી ગયા છે. મને એમ થાય છે કે એને પોતાને જ કોઈ રોગ હશે. મોં પર જરાય નૂર નથી. અને કપડાં ય સાવ એવાં પહેરે છે ! જોઈને કોઈ કહે જ નહિ કે એ ડૉક્ટર હશે. કદાચ દવાખાનું સારું નહિ ચાલતું હોય !"

મારા હૃદયમાં એક હાહાકાર ઊઠ્યો. જીવનના બળબળતા રણમાં સુહાસીને એકલી કોણે છોડી દીધી ? તે શું પરણી નથી ? તેને શાનો રોગ હશે ? મારું હૃદય તેને સ્નેહ ને સુખ આપવા તીવ્ર પીડાથી તલસી રહ્યું. મને એમ થયું, હું અહીં જ ઊભો રહું ...બપોર, સાંજ, આખી રાત, સવાર. કોઈક સમયે તો સુહાસી અહીં આવશે જ. તેને જોઈ શકવાની સંભાવનાથી મારું હૃદય ધડક ધડક થઈ ઊઠ્યું. મેં બે લમણે હાથ દીધા. એક પ્રશ્ન, શું હું સાચે જ સુહાસીને જોઈ શકીશ ? તેની આંખમાં નજર માંડી શકીશ ? હું શું તેને ભૂગોળનો વર્ગ યાદ કરાવી શકીશ ?

—તે દિવસે હું ઘેર ન ગયો મિત્ર પાસેથી છૂટો પડી, થોડા આમ તેમ આંટા મારી, ફરી એ મકાન સામે આવીને ઊભો રહ્યો. પાટિયા પર પાંચેયથી આઠનો સમય લખ્યો હતો. ત્યારે પોણાપાંચ વાગ્યા હતા. સુહાસી આવતી જ હશે. આ રસ્તા પર, જરા દૂર અત્યારે એ ચાલી રહી હશે, હમણાં તે અહીં આવશે. મારા પગ એકદમ શિથિલ થઈ જતા લાગ્યા. મન બધી કલ્પનાઓથી રહિત, શુન્ય બની ગયું. બધી ઇન્દ્રિયો આંખોમાં આવી ગઈ.

દૂરથી મેં એક સ્ત્રીને આવતી જોઈ. મારું શરીર ગરમ ગરમ થઈ ગયું. વીસ વર્ષ પછી એનું મોં કેવું દેખાતું હશે ! હું એને ઓળખી તો શકીશ ને ! મારા મનમાં તો વર્ષો પૂર્વેની એક કલ્પના–છબિ હતી. તેની કોમળ રેખાઓનો, આ જીવંત સ્ત્રીના કરચલીવાળા ચહેરા સાથે મેળ બેસાડી શકીશ !

સ્ત્રી નજીક આવી, વધુ નજીક આવી ને પસાર થઈ ગઈ. તે સુહાસી નહોતી. અચાનક જ મારું ધ્યાન ગયું. સામેના મકાનનું બારણું આ દરમિયાન ખૂલી ગયું હતું. ને ટેબલ પાસે વસ્ત્રનો થોડો ભાગ દેખાતો હતો. હું પેલી સ્ત્રીને જોતો હતો તે દરમિયાન કદાચ સુહાસી આવી ગઈ હશે. તેણે શું મને જોયો નહિ હોય ? અને જોયો તો ઓળખ્યો નહિ ? હું સહેજ નિરાશ થયો. અને પછી મેં રસ્તો ઓળંગવા માંડ્યો.

એ નાનકડી ક્ષણો દરમિયાન મારા મનમાં કલ્પનાઓની કેવી ભીંસણ આંધી ઊઠી હતી ! કેટકેટલા ભાવો, વિચારો, ભય અને આશા એ નાનકડી ક્ષણોમાં ધુધવી ઊઠ્યા હતા ! હું જઈને તેને શું કહું ? એને જઈને મારી ઓળખ આપું ? એમ કહું કે મેં તને જીવનના પ્રારંભકાળથી સદા યે શોધ્યા કરી છે ! તે મારા પર હસે, કદાચ નારાજ થાય, કદાચ પગથિયાં ઊતરી જવાનું કહે, કદાચ બહુ જ નિર્મમ ઉપેક્ષા કરે......

તો શું હું એક દરદી તરીકે જાઉં ! કેવળ તેને જોઈને પાછો આવતો રહું !

વંટોળમાં ઘસડાતા પાંદડાની પેઠે હું રસ્તા પરથી ચાલ્યો, ને બારણામાંથી પ્રવેશ કરી હું તેના ટેબલ સામેના બાંકડા પર બેઠો. તેણે મારી સામે જોયું. તે કાંઈક બોલવા જતી હતી ત્યાં તે અટકી ગઈ તેની આંખો પહોળી થઈ ગઈ. તે સહેજ ધ્રુજી ગઈ હોય એમ લાગ્યું. તેના મોંમાંથી શબ્દો નીકળ્યા..."સોમ ! તું ? તમે !"

અચાનક જ હું એકદમ સ્વસ્થ થઈ ગયો મેં શાંત અવાજે કહ્યું : "હા, હું સોમ. અહીંથી જતો હતો. તમારું પાટિયું જોયું એટલે મને થયું કે મળતો જાઉં. આપણે નિશાળમાં સાથે ભણતાં તે કદાચ તમને યાદ હશે..."

તે સહેજ હસી. પણ મેં જોયું, હજી તેં સહેજ ધ્રૂજતી હતી. કંઇક કહેવું ન કહેવું તેના વિચારમાં તે થોડી વાર ચુપ રહી. પછી ધીમા અવાજે કહ્યું: "કેટલું સારું થયું તમે અચાનક આવી ચડયા તે. હું ઘણી વાર તમને યાદ કરતી હતી..."

મેં સહેજ ગડમથલ અનુભવી. એક ભદ્ર સ્ત્રીને, એક ડૉકટરને, પહેલી મુલાકાતમાં શું એમ કહી શકાય કે મેં હૃદયના ઊંડાણમાં સદા તમારી ઝંખના કરી છે! પછી મનમાં થયું—જીવનમાં આ પળ ફરી કદી નહિ આવે. દીર્ઘ સમયથી જુદા જુદા માર્ગે વહેતા બે વહેણ એક ક્ષણ માટે આજે મળી ગયાં છે. થોડી વાર પછી હંમેશ માટે કદાચ છુટાં પડી જશે. તો હૃદયમાં સંચિત કરી રાખેલી ગોપનવાત આજે કહી જ દેવી સારી. પરિણામ ગમે તે આવે—પણ હૃદયમાંથી એક ડંખ તો નીકળી જશે!

આ લખતાં જેટલો વખત લાગે છે તેટલો, વિચાર કરતાં નહોતો લાગ્યો. મેં બોલી નાખ્યું: "હું પણ હંમેશાં તમને યાદ કરતો હતો. ઘણાં વર્ષોથી હું તમારી શોધ કરતો હતો."

તે મારી સામે જોઇ રહી. પછી તદ્દન ધીમેથી બોલી: "સોમ, તમને પટેલ સાહેબ યાદ છે? અને ભૂગોળનો કલાસ?"

મારી અંદર મેં કોઇક બંધ તૂટતો અનુભવ્યો. શકય તેટલા સંયમથી મેં કહ્યું: "મને ને તમને ભૂગોળ બહુ ગમતી, નહિ? કંઇક સરસ વાત આવે કે અકસ્માત જ આપણી નજર મળી જતી."

ટેબલ પર પડેલી પેન્સિલ હાથમાં ફેરવતાં બોલી: "અકસ્માત નહોતી મળી જતી, સોમ! મારી નજર તો તારા પર ઠરી જ ગઇ હતી.' તેણે મારા તરફથી નજર ફેરવી લીધી. જરા વાર અમે બંને ચુપ રહ્યાં. પછી તેણે ફરી મારી નજરમાં નજર પરોવી, એકદમ શાંત, અચલ કંઠે કહ્યું: "આવું કહીશ તો કદાચ તને હસવું આવશે, પણ સોમ, મેં આ બધાં વર્ષો એમ આશા રાખ્યા કરેલી કે કોઇક વાર કયાંક તું મળી જશે, કયારેક થતું—મરી જવાનો દિવસ આવે, ત્યાં સુધી કદી તને મળી જ નહિ શકું, એવું તો નહિ થાય ને!'"

મારું હૃદય ચિત્કારી ઊઠયું—સુહાસી, મેં પણ આ બધાં વર્ષો તને શોધી છે, ચાહી છે, ઝંખી છે...

તે આગળ બોલી: "હમણાં હમણાં તો એવું બહુ થતું. જુએ છે, સોમ! હું માંદી છું. હું કાંઇ બહુ જીવવાની નથી. ઓહ, કેટલું સારું થયું, છેવટ એકવાર આપણે મળી ગયાં!"

હવે મારું ધ્યાન ગયું કે તે સારી પેઠે માંદી દેખાતી હતી. તેનું મોં એકદમ જ ફિક્કું હતું ને આંખ નીચે ઊંડા કાળાં ધાબાં હતાં. પણ મારે મન તો એ, એ જ પેલી સૂરજમુખીના ફૂલ જેવી સુંદર છોકરી જ હતી. મેં તેને ખરેખર ચાહી હશે, નહિ તો તેનું આ રોગી રૂપ જોઇને મારા ભાવ બદલાઇ ગયા હોત. પણ મારી લાગણી તો ઉલટાની વધુ ઉત્કટ બની ગઇ. તેનો હાથ હાથમાં લઇ તેને સાંત્વન આપવા મારું મન અધીર થઇ ઊઠયું. પણ મારી જાતને સંયમમાં રાખી મેં કહ્યું: "કેટલાં બધાં વર્ષોથી મેં તારી શોધ કરી હતી, સુહાસી! આજે મને બહુ જ આનંદ થાય છે, તારા મનમાં મારું સ્થાન છે એ જોઇને. અને તું માંદગીની ચિંતા ન કર. બત્રીસ—તેત્રીસ વર્ષ તે કાંઇ મરવાની ઉંમર નથી. હું તને બધી મદદ કરીશ તું સાજી થઇશ."

"બધી મદદ કરીશ?"

'હા જરૂર, તને એમાં શંકા છે? જે માણસે વીસ વરસથી તને પ્રાણની પીડાથી શોધ્યા કરી હોય, તે શું તને મદદ ન કરે?" મેં કહ્યું. તેને માટે પાંચ શું પંદર હજાર રૂપિયા હું ખરચી શકું તેમ હતો.

તેના રોગી ચહેરા પર એક ઉજ્વલ હાસ્ય આવ્યું, તેનો ચહેરો એકાએક પૂર્વે હતો તેવો સુંદર બની ગયો. તે બોલી: "હાશ, મને બહુ જ નિરાંત થઇ. સાંભળ સોમ! મેં લગ્ન કર્યાં નથી. કોને ખબર, મનમાં એમ હતું કે કોઇક દિવસ તું મળશે. એટલે પછી લગ્ન કરવાનું મને મન ન થયું અને હવે તો એવો કોઇ સવાલ નથી. હું મૃત્યુની બહુ નજીક ઊભી છું, પણ મારે બીજી જાતની મદદ જોઇએ છે. મારી એક મૃત્યુ પામેલી સખીની નિરાધાર બાળકીને મેં મારી સાથે રાખી છે. મુશ્કેલી એ છે કે એ બાળકી અપંગ છે. મને તેની બહુ જ ફિકર થાય છે. હું મરી જઇશ પછી તેને કોણ સંભાળશે? તું મને એટલી મદદ કરીશ? તું એને તારી પાસે રાખીશ? સાંભળ સોમ, મારી આખી જિંદગી મેં તારી રાહ

પાછળથી એક નાની છોકરીની સજીવ છબિ ઊપસી આવી. સૂરજમુખીના ફૂલ જેવી સુંદર, કુમળી, શરમાળ છોકરીની છબિ.

મિત્રે કહ્યું : "બહુ ચક્કર આવે છે ? ડૉક્ટર પાસે જવું છે ?"

સાવ અવશપણે, પાટિયા સામે આંગળી ચીંધી હું બોલી પડયો : "આ ડૉક્ટર પાસે ?"

મિત્રે ડોકું ધુણાવ્યું : "ના, ના, એ તો છે પણ નહિ. જોતો નથી, બારણે તાળું છે !"

હું ખસિયાણો પડીને બોલ્યો : "ના, હા, મારું માત્ર પાટિયા તરફ જ ધ્યાન હતું ડૉ. સુહાસી. આગળ-પાછળ કાંઇ નહિ. અટક પણ નથી લખી. સારાં ડૉક્ટર છે ?"

મિત્રે કહ્યું : "કોને ખબર, અમે કોઇ દિવસ તેની દવા લીધી નથી. પણ અહીંયા હું ઘણી વાર તેને જતાં જોઉં છું. દુબળી પાતળી સ્ત્રી છે. ખભા તો સાવ વળી ગયા છે. મને એમ થાય છે કે એને પોતાને જ કોઇ રોગ હશે. મોં પર જરા ય નૂર નથી. અને કપડાં ય સાવ એવાં પહેરે છે ! જોઇને કોઇ કહે જ નહિ કે એ ડૉક્ટર હશે. કદાચ દવાખાનું સારું નહિ ચાલતું હોય !"

મારા હૃદયમાં એક હાહાકાર ઊઠયો. જીવનના બળ-બળતા રણમાં સુહાસીને એકલી કોણે છોડી દીધી ? તે શું પરણી નથી ? તેને શાનો રોગ હશે ! મારું હૃદય તેને સ્નેહ ને સુખ આપવા તીવ્ર પીડાથી તલસી રહ્યું. મને એમ થયું, હું અહીં જ ઊભો રહું...બપોર, સાંજ, આખી રાત, સવાર. કોઇક સમયે તો સુહાસી અહીં આવશે જ. તેને જોઇ શકવાની સંભાવનાથી મારું હૃદય ધડક ધડક થઇ ઊઠયું. મેં બે હાથ દીધા. ઓ પ્રભુ, શું હું સાચે જ સુહાસીને જોઇ શકીશ ? તેની આંખમાં નજર માંડી શકીશ ? હું શું તેને જૂગો-ળનો વર્ગ યાદ કરાવી શકીશ ?

— તે દિવસે હું ઘેર ન ગયો મિત્ર પાસેથી છૂટો પડી, થોડા આમ તેમ આંટા મારી, ફરી એ મકાન સામે આવીને ઊભો રહ્યો. પાટિયા પર પાંચથી આઠનો સમય લખ્યો હતો. ત્યારે પોણાપાંચ વાગ્યા હતા. સુહાસી આવતી જ હશે. આ રસ્તા પર, જરા દૂર અત્યારે એ ચાલી રહી હશે, હમણાં તે અહીં આવશે. મારા પગ એકદમ શિથિલ થઇ જતા લાગ્યા. મન બધી કલ્પનાઓથી રહિત, શૂન્ય બની ગયું. બધી ઇન્દ્રિયો આંખોમાં આવી ગઇ.

દૂરથી મેં એક સ્ત્રીને આવતી જોઇ. મારું શરીર ગરમ ગરમ થઇ ગયું. વીસ વર્ષ પછી એનું મોં કેવું દેખાતું હશે ! હું એને ઓળખી તો શકીશ ને ? મારા મનમાં તો વર્ષો પૂર્વેની એક કલ્પના-છબિ હતી. તેની કોમળ રેખાઓનો, આ જીવંત સ્ત્રીના કરચલીવાળા ચહેરા સાથે મેળ બેસાડી શકીશ ?

સ્ત્રી નજીક આવી, વધુ નજીક આવી ને પસાર થઇ ગઇ. તે સુહાસી નહોતી. અચાનક જ મારું ધ્યાન ગયું. સામેના મકાનનું બારણું આ દરમિયાન ખૂલી ગયું હતું. ને ટેબલ પાસે વસ્ત્રનો થોડો ભાગ દેખાતો હતો. હું પેલી સ્ત્રીને જોતો હતો તે દરમિયાન કદાચ સુહાસી આવી ગઇ હશે. તેણે શું મને જોયો નહિ હોય ? અને જોયો તો ઓળખ્યો નહિ ! હું સહેજ નિરાશ થયો. અને પછી મેં રસ્તો ઓળંગવા માંડયો.

એ નાનકડી ક્ષણો દરમિયાન મારા મનમાં કલ્પના-ઓની કેવી ભીંસ બાંધી ઊઠી હતી ! કેટકેટલા ભાવો, વિચારો, ભય અને આશા એ નાનકડી ક્ષણોમાં ઘુઘવી ઊઠયા હતા ! હું જઇને તેને શું કહું ? એને જઇને મારી ઓળખ આપું ? એમ કહું કે મેં તને જીવનના પ્રારંભકાળથી સદા યે શોધ્યા કરી છે ! તે મારા પર હસે, કદાચ નારાજ થાય, કદાચ પગથિયાં ઊતરી જવાનું કહે, કદાચ બહુ જ નિર્મમ ઉપેક્ષા કરે......

તો શું હું એક દરદી તરીકે જાઉં ? કેવળ તેને જોઇને પાછો આવતો રહું ?

વંટોળમાં ઘસડાતા પાંદડાની પેઠે હું રસ્તા પરથી ચાલ્યો, ને બારણામાંથી પ્રવેશ કરી હું તેના ટેબલ સામેના બાંકડા પર બેઠો. તેણે મારી સામે જોયું. તે કાંઇક બોલવા જતી હતી ત્યાં તે અટકી ગઇ તેની આંખો પહોળી થઇ ગઇ. તે સહેજ ધ્રુજી ગઇ હોય એમ લાગ્યું. તેના મોંમાંથી શબ્દો નીકળ્યા..."સોમ ? તું ? તમે ?"

અચાનક જ હું એકદમ સ્વસ્થ થઇ ગયો મેં શાંત અવાજે કહ્યું : "હા, હું સોમ. અહીંથી જતો હતો. તમારું પાટિયું જોયું એટલે મને થયું કે મળતો જાઉં. આપણે નિશાળમાં સાથે ભણતાં તે કદાચ તમને યાદ હશે..."

તે સહેજ હસી. પણ મેં જોયું; હજી તે સહેજ ધ્રૂજતી હતી. કંઇક કહેવું ન કહેવું તેવા વિચારમાં તે થોડી વાર ચુપ રહી. પછી ધીમા અવાજે કહ્યું: "કેટલું સારું થયું તમે અચાનક આવી ચડયા તે. હું ઘણી વાર તમને યાદ કરતી હતી..."

મેં સહેજ ગડમથલ અનુભવી. એક ભદ્ર સ્ત્રીને, એક ડૉક્ટરને, પહેલી મુલાકાતમાં શું એમ કહી શકાય કે મેં હૃદયના ઊંડાણમાં સદા તમારી ઝંખના કરી છે! પછી મનમાં થયું—જીવનમાં આ પળ ફરી કદી નહિ આવે. દીર્ઘ સમયથી જુદા જુદા માર્ગે વહેતા બે વહેણ એક ક્ષણ માટે આજે મળી ગયાં છે. થોડી વાર પછી હંમેશ માટે કદાચ છૂટાં પડી જશે. તો હૃદયમાં સંચિત કરી રાખેલી ગોપનવાત આજે કહી જ દેવી સારી. પરિણામ ગમે તે આવે—પણ હૃદયમાંથી એક ડંખ તો નીકળી જશે!

આ લખતાં જેટલો વખત લાગે છે તેટલો, વિચાર કરતાં નહોતો લાગ્યો. મેં બોલી નાખ્યું: "હું પણ હંમેશાં તમને યાદ કરતો હતો. ઘણાં વર્ષોથી હું તમારી શોધ કરતો હતો."

તે મારી સામે જોઇ રહી. પછી તદ્દન ધીમેથી બોલી: "સોમ, તમને પટેલ સાહેબ યાદ છે? અને ભૂગોળનો કલાસ!"

મારી અંદર મેં કોઇક બંધ તૂટતો અનુભવ્યો. શકય તેટલા સંયમથી મેં કહ્યું: "મને ને તમને ભૂગોળ બહુ ગમતી, નહિ? કંઇક સરસ વાત આવે કે અકસ્માત જ આપણી નજર મળી જતી."

ટેબલ પર પડેલી પેન્સિલ હાથમાં ફેરવતાં બોલી: "અકસ્માત નહોતી મળી જતી, સોમ! મારી નજર તો તારા પર ઠરી જ ગઇ હતી." તેણે મારા તરફથી નજર ફેરવી લીધી. જરા વાર અમે બંને ચુપ રહ્યાં. પછી તેણે ફરી મારી નજરમાં નજર પરોવી, એકદમ શાંત, અચલ કંઠે કહ્યું: "આવું કહીશ તો કદાચ તને હસવું આવશે, પણ સોમ, મેં આ બધાં વર્ષો એમ આશા રાખ્યા કરેલી કે કોઇક વાર કયાંક તું મળી જશે, કયારેક ચતું—મરી જવાનો દિવસ આવે, ત્યાં સુધી કદી તને મળી જ નહિ શકું, એવું તો નહિ થાય ને!"

મારું હૃદય ચિત્કારી ઊઠયું—સુહાસી, મેં પણ આ બધાં વર્ષો તને શોધી છે, ચાહી છે, ઝંખી છે...

તે આગળ બોલી: "હમણાં હમણાં તો એવું બહુ થતું. જુએ છે, સોમ! હું માંદી છું. હું કાંઇ બહુ જીવવાની નથી. ઓહ, કેટલું સારું થયું, છેવટ એક વાર આપણે મળી ગયાં!"

હવે મારું ધ્યાન ગયું કે તે સારી પેઠે માંદી દેખાતી હતી. તેનું મોં એકદમ જ ફિક્કું હતું ને આંખ નીચે ઊંડા કાળાં ધાબાં હતાં. પણ મારે મન તો એ, એ જ પેલી સૂરજમુખીના ફૂલ જેવી સુંદર છોકરી જ હતી. મેં તેને ખરેખર ચાહી હશે, નહિ તો તેનું આ રોગી રૂપ જોઇને મારા ભાવ બદલાઇ ગયા હોત. પણ મારી લાગણી તો ઉલટાની વધુ ઉત્કટ બની ગઇ. તેનો હાથ હાથમાં લઇ તેને સાંત્વન આપવા મારું મન અધીર થઇ ઊઠયું. પણ મારી જાતને સંયમમાં રાખી મેં કહ્યું: "કેટલાં બધાં વર્ષોથી મેં તારી શોધ કરી હતી, સુહાસી! આજે મને બહુ જ આનંદ થાય છે, તારા મનમાં મારું સ્થાન છે એ જોઇને. અને તું માંદગીની ચિંતા ન કર. બત્રીસ—તેત્રીસ વર્ષ તે કાંઇ મરવાની ઉંમર નથી. હું તને બધી મદદ કરીશ તું સાજી થઇશ."

"બધી મદદ કરીશ?"

"હા જરૂર, તને એમાં શંકા છે? જે માણસે વીસ વરસથી તને પ્રાણની પીડાથી શોધ્યા કરી હોય, તે શું તને મદદ ન કરે?" મેં કહ્યું. તેને માટે પાંચ શું પંદર હજાર રૂપિયા હું ખરચી શકું તેમ હતો.

તેના રોગી ચહેરા પર એક ઉજ્વલ હાસ્ય આવ્યું, તેનો ચહેરો એકાએક પૂર્વે હતો તેવો સુંદર બની ગયો. તે બોલી: "હાશ, મને બહુ જ નિરાંત થઇ. સાંભળ સોમ! મેં લગ્ન કર્યાં નથી. કોને ખબર, મનમાં એમ હતું કે કોઇક દિવસ તું મળશે. એટલે પછી લગ્ન કરવાનું મને મન ન થયું અને હવે તો એવો કોઇ સવાલ નથી. હું મૃત્યુની બહુ નજીક ઊભી છું, પણ મારે બીજી જાતની મદદ જોઇએ છે. મારી એક મૃત્યુ પામેલી સખીની નિરાધાર બાળકીને મેં મારી સાથે રાખી છે. મુશ્કેલી એ છે કે એ બાળકી અપંગ છે. મને તેની બહુ જ ફિકર થાય છે. હું મરી જાઇમ પછી તેને કોણ સંભાળશે? તું મને એટલી મદદ કરીશ? તું એને તારી પાસે રાખીશ? સાંભળ સોમ, મારી આખી જિંદગી મેં તારી રાહ

## નહીં રે દીવા....

સુધાંશુ

નહીં રે દીવા
નહીં બાત્તી
    સમદરને અંધારે આંખડી તાતી;
        નહીં રે દીવા...
આશાનો સમદર!
    મહેલ ખડો,
વિચિ શ્વેત કાળી કો'દિ રાતી;
ચડતીપડતી ફેરી લાગી માયા,
    ત્હારી અંતર બાંસુરી વાતી;
        નહીં રે દીવા...
ઝુંપડાં બાંધું કે
    મહેલ મેળું,
કે ઝુરલ તરણાંની ગાદી;
સૂરજ ચાંદાની આધી જ્યોતિ
સમદર! આંયલી ઝલક સંધાતી;
        નહીં રે દીવા...
નગરી જલની સૂમસામ
    ઘોર ડુંગર–ઝંઝાએ રેલાતી;
એક અંદરની મછલી સાથે
    અનમોતીની જ્યોતિ હો ચાતી;
        નહીં રે દીવા
        નહીં બાત્તી!

●●●

## સબૂરી નથી અધુરી

સુધાંશુ

સબૂરી નથી અધુરી રે,
    મારી જરણા તો—
        પ્રેમલ પૂરી;
    સબૂરી નથી અધુરી રે!
ઘોર ઝુંબ ખેલાણાં
    હવે શાતાનાં ભેરવતુરી;
કંટકે નિજ તીક્ષ્ણતા ત્યાગી
    ઊગ્યાં આંબા ને અંગુરી;
    સબૂરી નથી અધુરી રે!
નરબંકો આંખે કસૂંબલો
    એની રેખાઓ લાલ ઘેઘૂરી;
નિતરાં નવાણું એનાં નેણાં હુવાં,
    અમૃત અરૂણા ત્યાં રે અંકુરી;
    સબૂરી નથી અધુરી રે!
અનેક યોદ્ધા:
    રામશ્યામ તવાયા
ને બુધ્ધની કંથા શહુરી;
એહી તવાના તારણ તારી
    મારા ગાંધીની વેણી ઉજેરી;
    સબૂરી નથી અધુરી રે!

●●●

જોઇ છે. તારા મનના વહેણની કશી જાણ વિના તારી ચાહના કરી છે. આજે સાવ એકાએક તું મારી સામે આવીને ઉભો છે, ત્યારે હું તારી પાસે આટલી માગણી કરું છું. તું મને એટલી મદદ કરશે?"

*

બીજે દિવસે તેને મળવાનું કહીને હું ચાલી આવેલો, પછી હું તેને કદી મળ્યો નથી. મારી પત્ની, મારું ઘર, મારું કામ, મારી પ્રતિષ્ઠા–એ બધાની વચ્ચે એક નાની અપંગ અજાણી બાળકીને રાખવાની હિંમત હું કરી શક્યો નહિ. હાય, માણસનું મિથ્યાભિમાન! પ્રેમને ખાતર કાંઇ પણ કુરબાન કરી દેવાનો તેનો મિથ્યા આત્મવિશ્વાસ!

સુહાસી–મને માફ કરજે. મેં કદાચ તને ચાહી નહિ હોય. લોકો કહે છે–પ્રેમ એ જીવનમાં સૌથી મહાન વસ્તુ છે અને દુનિયાના મહાન પ્રેમીઓએ એને માટે હંમેશાં બલિદાન આપ્યું છે. હા, શેણી વિજાણંદ કે સુહિણી મેહાર જેવા લોકો માટે પ્રેમ એ દિવ્યતાનો પ્રકાશ હશે, પણ મારે માટે, મારા જેવા સેંકડો–હજારો લોકો માટે પ્રેમ એ મહાન પ્રકાશ નથી, એ તો મિથ્યાભિમાન અને સલામતીની દીવાલો વચ્ચે અંધારું પાથરતી મીણબત્તી છે. એ બળે છે ત્યાં સુધી દાહ કરે છે, અંધારાનાં ગૂંચળાં ફેલાવે છે અને ઠરી જાય છે ત્યારે ડાઘ બની રહી જાય છે હાય, આ વસ્તુની જો પહેલેથી મને જાણ હોત!

●●●

# પહેલી ટ્રીપ

સુધીર દલાલ

નાનો હતો ત્યારે એ એવી બસ્તીમાં રહેતો હતો જ્યાં ઘણા ટ્રક ડ્રાઇવરો અને ક્લીનરો રહેતા. હકીકતમાં તો એના બાપ પણ ટ્રક ડ્રાઇવર હતા અને એક સાચો માછીમાર જેમ દરિયાને ખોળે જ પોઢીને મૃત્યુને ભેટે એમ એના બાપ પણ ટ્રકના અકસ્માતમાં હાઇવે પર જ ખપ્યા હતા.

આ બધાને વર્ષો થઇ ગયાં હતાં. લગભગ ચૌદ વર્ષ. એના બાપ ગુજરી ગયા ત્યારે એ ત્રણું વર્ષનો હતો અને એ પ્રસંગની જો કોઇ યાદ હોય તો તે કાળા વસ્ત્રોમાં ઘુમટો તાણીને બેઠેલી માની. એને એના બાપનું મોઢું યાદ નથી. અને હોય તો તે BMT 6387 જોડે હુડ પર અઢેલીને ઊભેલી વ્યકિતએ પડાવેલા એક ઝાંખા ફોટા પર આધારિત એક આદમીની. એના ઉપરથી એ ચોકકસ ન કહી શકે કે એના બાપ ગોરા હશે કે કાળા, હસમુખા હશે કે સોગિયા, સારા હશે કે ખરાબ–કશું જ નહીં. એની માએ એના બાપ વિશે બહુ વાત પણ કરી નથી. કંઇપણ એણે કહ્યું હોય તો તે એટલું કે 'આ મૂઈ લારી જ એમને ભરખી ગઇ.' એની મા માને છે કે લોરી ડાકણ છે.

જો કે એને મન લારી કોઇ રાણી જેવી છે; કે પાળેલી કૂતરી જેવી. કયારેક મોડી રાતે ડ્રાઇવરો ટ્રક છેક બસ્તીમાં એમના ઘર સુધી લઇ આવતા અને સવારે જ્યારે એ ઊઠે ત્યારે કલીનરોને પાણીની ડોલ લઇ ટ્રક ધોતાં એ જોતો, જાણે ઘોડાને એનો માલિક બ્રશ–માલિશ ના કરતો હોય! એ થોડીક વાર ટ્રકને એના ઝુપડાંના બારણામાં ઊભો રહી જોતો. પછી ધીમેથી એની પાસે જઇ એની ચારે બાજુએ મોનપૂર્વક પ્રદક્ષિણા કરતો. પછી થોડો વખત કલીનરની પાછળ ઊભો રહી કલીનરને ટ્રક સાફ કરતો જોતો. ત્યાં સુધીમાં ટ્રકને અડવાની એનામાં હિંમત આવતી. ટ્રકને અડીને એકદમ એ હાથ પાછો ખેંચી લઇ કલીનર તરફ જોતો. ત્યારબાદ બીજું રાઉન્ડ અને આ વખતે જરાક ધીમેથી એ ટ્રકને પંપાળતો. પછી કલીનર સામેની બાજુ સાફ કરવા જતો એટલે એ કેબિનના ફૂટબોર્ડ પર ચઢી અંદરનો દાંડો, મિટરો, માતાજીની છબિ, ગાંધી, નેહરુ અને કેનેડીની ત્રિપુટીવાળી છબિ–બધું જોતો. ઉપર લાલ બતી હતી પણ આ બધું પરદેશી ભૂમિ કે મંદિરના ગભારાની જેમ પ્રવેશી ન શકાય એવું હતું, જો કે અહીં ઊભા રહી

અંદર જોઇ શકાયું, એ પ એના મન નાનોસૂનો, હક્ક નહોતો. ત્યા સુધીમાં તો એની આંખ કોઇ અનેરા આનંદથી ચમકી ઊઠતી અને એ સાતમા આસમાને ચઢી જતો એટલું બધું કે કલીનરનું, 'ચલ એય ગાભલા, ઉતર હેઠો' પણ અપમાનજનક લાગતું નહીં. એનું નામ હતું ગાભાજી. એને એ નામ ઉપર ભયંકર તિરસ્કાર છૂટતો. અંદરખાનેથી એ એનું નામ હુસેન કે મહમદ કે જોરાવર કે ગુરુબક્ષ હોય એવું ઇચ્છતો. ડ્રાઇવરોના, કલીનરોના એવા જ નામ રહેતાં. ખાનગીમાં તો એ એવા નિશ્ચય પર પણ આવી ગયો હતો કે મોટા થયે એ એનું નામ બદલી કાઢશે. એને ખાતરી હતી કે, કોઇ 'ગાભાજી' કદી કલીનર કે ડ્રાઇવર ના થઇ શકે.

એના બાપના એક દોસ્ત હતા–સામંતસિંહ. ક્યારેક ક્યારેક એ ઘેર માની ખબરઅંતર પૂછવા આવતા.

'ગાભલા, નાકેથી લેમન લઇ આવ' એની મા કહેતી.

'રહેવા દોને બૂન' સામંતસિંહ કહેતા.

'દોડ લ્યા છોકરા, ઇ તો કહે.' એને અટકેલો જોઇ મા કહેતી.

વાપરના સ્ટેન્ડમાં પીળાશ પડતા જાડા કાચના પહેલવાળા પ્યાલામાં બરફ તરાવતી લેમનના પરપોટા જોતા જોતા એ ઘેર આવી સામંતસિંહ આગળ પ્યાલો ધરતો. સામંતસિંહ કહેતો, 'એક ચાનો ખાલી પ્યાલો લાવ.' અને એમાં એને એ થોડી લેમન કાઢી આપતા, એટલે એને સામંતસિંહ બહુ ગમતા. અને એનું એક બીજું કારણ પણ હતું.

'આ છોરાને લારીનું ઘેલુ લાગ્યું છે'

'ઇ તો ભઇ બાપ તેવા બેટા' સામંતસિંહ કહેતા.

'મારે એને કંઇ લારી ડરેબર–બરેબર નથી બનાવવો'

'એક વાત કહું, ગાભાની મા. ઇમાં પૈસા છે હો. હા, રેખડપાટ જબરો.'

'ના રે ભઇ, ઇનો બાપ ગ્યો અવે દીકરો ખોવો નથી.' એની મા આ છેલ્લું વાક્ય આખરી નિર્ણય કે નવું સત્ય હોય તેમ બોલતી. એનાથી એ વાતનો અંત આવતો.

'હાચું, હાચું; લ્યો તાર ઊઠું ?' કહી સામંતસિંહ ઉઠતા. મહિને દહાડે એકેકવાર તો લેમન પીવા મળતી જ.

*

'સરદાર સો ગયા ક્યા ?' ડ્રાઇવરે એને ઢંઢોળ્યો ડ્રાઇવર સામે જોઇ એ હસ્યો.

'પહલી હી ટ્રીપમેં થક ગયે ?'

'નહીં રે.' એણે કહ્યું.

'આદત નહીં હૈ ઇસ લીએ.'

આ એની અઠ્ઠાવીસમી કે ત્રીસમી કે એવી જ કોઇ ટ્રીપ હોત તો કેટલું સારું !

'અબ ઘાટી શુરુ હોગી. ભૂખ લગી હય ?' એણે ડોકું હલાવ્યું.

'લડકી જૈસા હય. ખા લે રોટી'

'બાદમેં'

હિંદીમા બોલવાનું એને વિચિત્ર લાગ્યું. પણ 'બાદમેં' બહુ સ્વાભાવિકતાથી બહાર આવ્યું એટલે એને આનંદ થયો. ડ્રાઇવરો, કલીનરો, ચાહે કોઇ બી જાત હો, બધા જ હિંદીમાં બોલતા.

'બોતલ લગાયેગા ?' કહી ડ્રાઇવરે સીટ નીચેથી એક બદામી રંગના કાચની બાટલી કાઢી.

'ઉંહું'

'લડકી જૈસા હય. યે તો ટરાન્સ્પોરટકા ધંધા હય સરદાર, પીના હી પડેગા; અગર જો જીના હો તો. પાંવમેં તાકાત હોની ચાહીયે'

ડ્રાઇવરે મોઢું ઊંચું કરી 'બોતલ'નું પ્રવાહી ગળામાં રેડ્યુ ગળાનો હઇડો ઊંચો નીચો થતો એ જોઇ રહ્યો. ગડક, ગડક અવાજથી ડ્રાઇવરે બેચાર ઘુંટડા પીધા અને હથેળીના પાછલા ભાગથી મોઢું અધકચરું લૂંછ્યુ. વધેલી દાઢી ઉપર બોતલના પ્રવાહીનો રેલો હજુ ભીનો લાગતો હતો ડ્રાઇવરે બોટલ એના તરફ ધરી. એણે ફરી ડોકું ધુણાવ્યું.

'બચ્ચા હો ક્યા ?' ડ્રાઇવર મોટેથી હસ્યો.

ટ્રકનું હેડલાઇટ અંધારું ભેદતું આગળ વધતુ હતું. સાંજનાં ભળભાંખળાને આ પહાડી મુલકમાં ઘેરા કાજળકાળા અંધકારમાં પરિણમતાં વાર ન લાગી. હવે ખડકોના સમૂહો ભાગ્યે જ સ્પષ્ટ દેખાતા હતા ઝાંખરા, ઝાડી. પથરા, પહાડો, બધું એકમેકમાં અને અવકાશના અંધકારમાં એકમય થઇ જતું હતું.

ડ્રાઇવર થોડીવાર શાંત રહ્યો તમરાંનાં અવાજની એકધારી શાંતિમા ટ્રકનો અવાજ ભળી ગયો. ભાગ્યે જ સામેથી વાહન આવતું માણસનું તો નામનિશાન નહોતું. ડ્રાઇવરે ફરી 'બોતલ' કાઢી.

'હો જાય સરદાર !' એણે પૂછ્યું.

'પીના હી પડેગા, મર જાના હય કયા ?' ડ્રાઇવરે ફરી આગ્રહ કર્યો.

'ક્યોં ?'

'યે ટરાન્સ્પોરટકા ધંધા હય, બચ્ચાકા ખેલ નહીં. પીઓગે તબ હી જીઓગે, રાતભર યહ 'હેવી' ચલાના; ઔર યે 'ઉસ્તાદ' હય બી તો કાફિર !' ઉસ્તાદ આ ટ્રકનું નામ હતું એનો નંબર હતો GTA 1415. એની પાછળ લખ્યું હતું, HORN PLEES O. K. અને નીચે ઝીણા સ્વચ્છ અક્ષરોમાં,

'સૂરજ જો ઊગતા હય, ખૂલતા હય ફૂલ'

'ટાટા જો ચલતી હય, ઊડતી હય ધૂલ'

આગલા બંપર પર 'ઉસ્તાદ' લખ્યું હતું. ત્યાં જ એની માએ નાળિયેર વધેર્યું હતું.

ડ્રાઇવરે બોતલમાંથી ફરી બે ઘુંટડા ભર્યા.

'લેગી મેરી રાની !' એના હડપચી પકડી ડ્રાઇવરે બોટલ એની સામે ધરી અને એના ઉપર એ ઝૂકી પડયો. એના મોઢાની દુર્ગંધ એના શ્વાસને રૂંધી રહી. ગાડી જરાક આડીઅવળી ચાલવા માંડી. એણે એના બરડા પરથી પરસેવાનો એક નાનકડો રેલો ઉતરતો અનુભવ્યો.

ડ્રાઇવર ફરી ટટ્ટાર થયો.

'આદમી કબ બનોગે ?' એણે ઘેરા અવાજે સરદારને પૂછ્યું.

'બોતલ પીનેસે કયા કોઇ આદમી બનતા ?'

'નહીં તો ? પીકે તો દેખો યાર !' ડ્રાઇવરે એનો હાથ સરદારના ગળે વિંટાળ્યો ફરી દુર્ગંધનું એક મોજું એના નાકમાં ભરાઇ ગયું.

'લા તેરા હાથ, પકડ યે બોતલ, બીલકુલ લડકીકી કમરિયાં' ગળે વિંટેલા હાથમાંની બોટલ એણે સ્ટીયરીંગ પરના હાથમાં લઇ સ્ટીઅરીંગ છોડી દીધું.

સરદારની આંખો ફાટી ગઇ. ઝડપથી એણે સ્ટીઅરીંગ ઝાલી લીધું.

'છોડ દો, વો તો અકેલી બી ચલ સકતી હય' ડ્રાઇવર બોલ્યો.

સદ્દભાગ્યે રસ્તો સાવ સીધો હતો અને ઝડપ પણ ઘટી ગઈ હતી. સરદારની પકડ સ્ટીઅરીંગ પર વધુ મજબૂત થઈ.

ડ્રાઇવરે ફરી બોટલમાંથી ઘુંટડા લીધા અને પછી ખાલી બોટલ બારી બહાર ફંગોળી દીધી. એણે બન્ને હાથ સરદારને ગળે વીંટયો અને ત્યાંથી સરકાવતા સરકાવતા નીચે ઉતાર્યાં.

સરદારના કપાળે પ્રસ્વેદના ટીપાં બાઝી ગયાં. ગળું સાવ સૂકાઈ ગયું હતું સામેથી આવતી ટ્રકની લાઇટ જોઇ એ બેબાકળો બની ગયો.

'હુસેન, ટ્રક આતી હય' એ ચીસ પાડી ઊઠયો.

'આને દો, ઉસ્તાદ ! રસ્તા દે દો.'

સરદારનો હાથ ધ્રુજી ઉઠયો. હુસેને એના ગાલ પર દુર્ગંધભર્યા હોઠે બચ્ચી કરી. એ કંપી ઉઠયો. હુસેને એનો બીજો હાથ પોતાના હાથમાં લીધો. એનો પંજો ક્રોકડું વળી ગયો. એણે હાથ પાછો ખેંચી લીધો.

'શરમાતા હય કયા ?'

સરદારે એની બધી તાકાત એકઠી કરી હુસેનને તમાચો ચોડી દીધો.

હુસેને ગળા પરથી હાથ લઇ સ્ટીઅરીંગ ઝાલી લીધું.

'કમબખ્ત કહીંકા' એ બબડયો. જો કે દારૂના નશામાં એને તમાચાનું અપમાન પણ ખાસ અડયું હોય એવું લાગ્યું નહીં.

ખીસામાંથી કકડો કાઢી એણે કપાળ લૂછ્યું.

ઘાટી શરૂ થઇ. હાંફિયા કરતા કૂતરાની જેમ ટ્રકે ઘુરઘુરાટી કરવા માંડી.

'ઉસ્તાદ અભી બુઢ્ઢા હો ગયા હય' ડ્રાઇવર ઘડીભર પહેલાંનો તમાચો ભૂલી ગયો હોય એમ બોલ્યો. સરદારને હાશ થઇ.

'નહીં રે, અભી તો જવાન હય'

'દો સાલ તો હો ગઇ ઇસે, ઔર દો સાલમેં ઇસકી હડ્ડી નરમ હોઇ ગઇ.'

'કીતની મૈલ હૂઇ ?'

'કયા પતા !'

હુસેન સાથે ફરી દોસ્તાના ચાલુ થઇ ગઇ, એ વિચારે એને જરાક ટાઢક વળી. ટ્રક હજુ ઘુરઘુરાટી કરતી હતી.

'પાંચ–છે મઇલ તક ચઢાઇ આયેગી. ઔર ઉસકે બાદ માલૂમ હય કયા ?'

'નહીં તો ?'

'ઉસકે બાદ મૈનકાબાઇ !'

'મૈનકાબાઇ ?'

'હાં સરદાર. મૈનકાબાઇ, કયા ઔરત હય, અફલાતૂન સરદાર, અફલાતૂન ! આઓગે મેરે સાથ ?'

એને હજુ સમજ પડી નહોતી.

'તુમ તો યાર ન બોતલ પીતે, ન બીડી પીતે, ન...

ગયા હય કભી ઔરત કે વહાં ?'

સરદારે ડોકું ધુણાવ્યું. બારી તરફ એણે મોઢું ફેરવી લીધું. શરમ અને તિરસ્કારના મિશ્ર ભાવો એના મોઢા પર રમી રહ્યા હતા.

'ઔરત દેખી ભી હય ?'

એ બોલ્યો નહીં.

'હય ? અંહ ? હય ?'

એ હજુ ય બોલ્યો નહીં.

'તો ફીર ?'

તો ફીર શું ? એને થયું.

'બોતલ નહીં તો સહી, લેકીન મેનકાબાઇ, આજ હો જાય સરદાર, કયા બાત ?' હુસેનની આંખો વિલાસમાં ચમકી ઊઠતી હતી

એને ભયંકર નફરત અને નફરત કરતાં પણ સવિશેષ બીક, કંઇક અગમ્યની ભીતિ ભીંસી રહી

ટ્રક ઘાટી ચઢી રહી. સામે જાડપાન, ઝુંપડાં અને ગામડા વિનાનું વિશાળ મેદાન વિસ્તરતું હતું. માત્ર એક જ બાજુ થોડાંક ઝુંપડાઓમાં ઝાંખા દીવા બળતા દેખાતા હતા. તે સિવાય ચોમેર અંધકાર હતો. ઘાટીની ખૂંધની લગભગ ટોચે ટ્રક આવી ઊભી અને એનું ઊંચુ નાક હવે નીચું થતું જવા માંડ્યું

'દેખ એ આ ગઇ મેનકાબાઇકી ઝોંપડી.

એક બાજુ જરાક ચઢાણ ઉપર એક ઝુંપડીમાં પેટ્રોમેક્સ બળતી હતી. આ ઘેરા અંધારામાં એનો પ્રકાશ વધુ ઉજ્વળ લાગતો હતો. અને આ શાંતિ ભેદતો ટ્રાન્ઝીસ્ટરનો અવાજ વધુ તીવ્ર લાગતો હતો.

હુસેને ટ્રકનું એન્જિન બંધ કર્યું. બ્રેક લગાવી, ગાડી ગિયરમાં નાખી.

'ટાયર પીછે પથ્થર લગા દે'

એ ઊતર્યો બાજુમાંથી બે પથ્થર લાવી એણે ટાયર પાછળ ગોઠવ્યા હુસેન એની વાટ જોઇ ઊભો હતો.

ઝુંપડીનું બારણું ખૂલ્યું અને પાછળના પ્રકાશમાં સ્ત્રીની એક આકૃતિ છતી થતી સરદારે જોઇ.

'મેનકાબાઇ !' હુસેને ધારો પાડયો.

'કૌન હુસેન ?'

'તેરા યાર મેનકા !' હુસેન બોલ્યો.

'ઔર સાથમેં કૌન હય ? અરીફ ?'

'યે તો સરદાર હય, અભીઅભી પૈદા હુઆ બચ્ચા, આદમીકો ઔરતસે પહેચાનતા નહીં.' કહી હુસેન હસ્યો.

'લે આ ઉસકો, સીખા દે !' એકદમ મદિલા અવાજે મેનકાબાઇ બોલી.

'ચલ' કહી હુસેને સરદારનો હાથ ખેંચ્યો.

'છોડ દો મેરા હાથ હુસેન ભૈયા.'

'કયોં ?' હુસેન આશ્ચર્યચકિત આંખે તાકી રહ્યો.

'મૈં યહાં ટ્રકમેં હી બૈઠા હું'.

હુસેનને તમાચો યાદ આવી ગયો. છતાંય એણે પ્રયત્ન કરી જોયો, 'યાદ રહ જાયગા બેટા, ઔર યે ભી તો કોઇ ઔર નહીં મેનકાબાઇ હૈ, મેનકાબાઇ !'

સરદારે જવાબ આપ્યા વગર ટ્રકનું બારણું ખોલ્યું; અને અંદર ચઢી ગયો. હુસેને ખભા ચઢાવી ઝુંપડી તરફ ચાલવા માંડ્યું.

સરદારે સીટ પર લંબાવ્યું. હજી સીટ ગરમ હતી. નીચેથી ડીઝલની વાસ આવતી હતી. અને એમાં બોટલની ગંધ ભળતી હતી. પીઠ પર પરસેવાનો ભેજ લાગતો હતો. ટ્રાન્સીસ્ટરનો અવાજ બહારથી આવતો હતો. એણે આંગળા કાનમાં ખોસી એને અટકાવવાનો એક વ્યર્થ પ્રયત્ન કરી જોયો. અને એ અવાજ કરતાં ય વધુ તીવ્ર અવાજ મેનકા અને હુસેનના હસવાનો આવવા લાગ્યો. બહાર પવન પડી ગયો હતો. આગલા કાચમાંથી આકાશમાં ટમટમતા તારા તરફ એ તાકી રહ્યો. પણ આ બધાને ગળી જતું વિલાસી હાસ્યનું બીજું એક મોજું આવ્યું અને એના સમણે વાગ્યું ગાળ દેતો એ બેઠો થઇ ગયો હજુ ય એના હાથ હુસેનની હથેલીના સ્પર્શે અકળાતા હતા. એના ગળા પર હજી હુસેનના પરસેવાની ચિકાશ બાઝેલી લાગતી હતી. એ એક સપાટે બેઠો થઇ ગયો અને ટ્રકમાથી ઉતરી જોરથી એણે ટ્રકની કેબિનનું બારણું અફાળ્યું. ઝુંપડીમાથી હવે માત્ર રેડિયોનો અવાજ આવતો હતો. બાકી અકળાવી મૂકે એવી શાંતિ ફેલાઇ ગઇ હતી. એ ટ્રકની પાછળ ગયો. એના મગજમાં ઝડપથી ગુંચળાં વળતાં હતાં અને ઉકેલાતાં હતા. વાંકા વળી ટાયર પાછળના પથ્થર એણે હટાવી દીધા. પછી કેબીનમાં ચઢી જઇ. ગીઅરમાથી ગાડી કાઢી બ્રેક છોડી. અને પછી એ કૂદીને બહાર ઉતરી ગયો ધીમેથી ..... ધીમેથી ટ્રક પાછી સરકવા માંડી. એક છેલ્લી નજર ઝુંપડી તરફ નાખી અને પછી હવે ઝડપ પકડી રહેલી ટ્રક પર નાંખી. એણે થોડાક દીવા ટમટમાવતા ઝુંપડાઓ તરફ આડેધડ ચાલવા માંડ્યું.

●●●

આપણી ગઇ પેઢીના પંડિતયુગની પ્રતિભામૂર્તિઓમાંના એક આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવની આ વર્ષમાં ઉજવાયેલી જન્મશતાબ્દી નિમિત્તે એમના તત્ત્વજ્ઞાન, કાવ્યવિભાગના અને જીવનદર્શનને આલેખતા લેખોનો આ વિભાગ એ પ્રબુદ્ધ જ્ઞાનમૂર્તિ અને અભિજાત સંસ્કારમૂર્તિને 'ઉત્તરા'ની એક નમ્ર અક્ષરાંજલિ રૂપે અહીં આપવામાં આવે છે.

★

# આનંદશંકર વિભાગ

★

**આ વિભાગના લેખકો :**

| | | |
|---|---|---|
| આનંદશંકરનું તત્ત્વચિંતન | : | રસિકલાલ છો. પરીખ |
| આનંદશંકરની કાવ્યવિભાવના | : | મનસુખલાલ ઝવેરી |
| આનંદશંકરનું જીવનદર્શન | : | જ્યોતિન્દ્ર હ. દવે |

# ચિંતન અને રસિકતાનો સુમેળ

મહાત્મા ગાંધીજીની જન્મશતાબ્દીનું આ વર્ષ આચાર્ય આનંદશંકર ધ્રુવની જન્મશતાબ્દીનું પણ વર્ષ છે, એ સમયઘટના ધ્યાનમાં આવે છે. ગાંધીજી અને આનંદશંકર માત્ર સમયયરક નહોતા; બંનેને એકબીજા માટે આદર અને પ્રેમ હતાં. બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયના કથળેલા વહીવટની કટોકટી વખતે પંડિત માલવીયજીને ગાંધીજીએ આચાર્ય આનંદશંકરનું નામ સૂચવ્યું હતું, એ ઘટના સુવિદિત છે.

ગુજરાતને પોતાની યુનિવર્સિટી મળે એવું સ્વપ્ન સેવનારાઓમાં એક આચાર્ય આનંદશંકર હતા. એઓ માત્ર સ્વપ્ન સેવીને બેસી નહોતા રહ્યા, પણ એને માટે એમણે વણથંભ્યા પ્રયત્નો કર્યા હતા. પ્રાથમિક શિક્ષણથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધીના પ્રશ્નો એમણે વિચાર્યા હતા; તેની સાખ એમના એ વિષયના સંખ્યાબંધ લેખો પૂરે છે.

યુનિવર્સિટીની અવેજીમાં આનંદશંકરે 'વસંત' ચલાવ્યું. 'વસંત'ના સંપાદનકાર્યમાં સાક્ષરી પત્રકારત્વનો એક આદર્શ સિદ્ધ થએલો જોઈ શકાય છે એક યુનિવર્સિટીમાં થાય તેટલું કાર્ય એ નિમિત્તે કરવાની એમની તમન્ના હતી. જ્ઞાનની સીમાઓને વિસ્તારવી લોકશિક્ષણનું કાર્ય કરવું અને માતૃભાષાની ક્ષમતા વધારી એની સેવા કરવી.

વિનય, સ્વસ્થતા, જ્ઞાનગાંભીર્ય અને રસિકતાનો સુમેળ એમના જીવનમાં હતો. એમનાં લખાણોમાં એવી ગંભીરતાની સાથે સાથે પ્રસન્નતા છે. એમનું પોત ધાર્મિકતાનું હતું. ધર્મને કેન્દ્રમાં રાખીને એમણે ઘણાખરા જીવન પ્રશ્નો વિચાર્યા છે. પોતે સનાતની હોવાં છતાં, અનેક ધર્મોનું ઊંડું જ્ઞાન ધરાવતા હોવાને કારણે એમનો ધર્મવિચાર વ્યાપક બન્યો હતો. ઉદ્દગ્રીવ બુદ્ધિ અને છતાં શ્રદ્ધાવાન—આનંદશંકરના જીવનની આ વિશેષતા છે રવીન્દ્રનાથે એમને વિષે કહ્યું હતું: 'મૂળ સત્ય પર્યંત એમની દૃષ્ટિ પહોંચે છે.' આ શતાબ્દી વર્ષમાં એમનાં લેખરત્નોનું અધ્યયન થાય અને નવા બદલાતા કાળમાં એમના વિચારોનું મૂલ્યાંકન થાય એવી અપેક્ષા રાખીએ.

●●●

— અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ (જન્મભૂમિ)

# પ્રસન્ન સંવાદના પંડિતવર

આચાર્ય આનંદશંકર ધ્રુવ પંડિત યુગની પ્રતિભામૂર્તિઓમાંના એક અગ્રણી હતા. પંડિતયુગ સર્જનાત્મક સ્વરૂપે જેમ ગોવર્ધનરામમાં મૂર્તિમંત થાય છે તેમ ચિંતનાત્મક સ્વરૂપે આનંદશંકરમાં મૂર્તિમંત થાય છે. ચિંતનાત્મકતા, દાર્શનિકતા, ગંભીરતા, વ્યાપકતા, બહુશ્રુતતા, જીવનલક્ષિતા, તત્ત્વાન્વેષણદૃષ્ટિ, સંસ્કૃતિપરામર્શ, સમન્વયદૃષ્ટિ, સૂક્ષ્મ નૈતિકતા, ધાર્મિકતા અને આસ્તિકતા, પ્રખર બુદ્ધિમત્તા અને પ્રસન્ન સહૃદયતા, પ્રબળ ઉચ્ચગ્રાહો છતાં ઔદાર્ય, દૃઢાગ્રહીતા છતાં અનાઘાતકત્વ, સરળતા છતાં ગૌરવપૂર્ણતા અને સૌને એકરસ કરતું એવું સરકારી અભિનીત્વ—પંડિતયુગનાં આ બધાં લક્ષણો આચાર્ય શ્રી આનંદશંકરમાં ઉત્તમ રીતે પ્રતીત થાય છે

એમની બહુશ્રુતતા કેવળ માહિતીસંગ્રહ નથી બની રહી- બહુશ્રુતત્વ એકરસ થઇ, આત્મસાત થઇ, વિદ્યા-જ્ઞાનમાં પરિણમ્યું છે. તેથી એ ભાર નહિ પણ રિદ્ધિ બની રહે છે.

વિદ્યાથી દીપ્તિમંત છતાં પાંડિત્યના ભાર વગરની, ગંભીર છતાં પ્રસન્ન એમની વાણીમાં દાર્શનિકની ગહનતા અને કવિની મુદ્રાનો એક સાથે અનુભવ થાય છે શ્રીમદ્ અને ઉર્જિત, જીવનનો સંયમ અને ઉલ્લાસ વગેરે વિષયક એમના વિચારો, ઓથેલો કે સરસ્વતીચંદ્રની પૂર્ણાહુતિ વિષયક એમના અભિપ્રાયો કે ગાંધીજીના 'કોશિયો' સમજે તે કવિતા એવા અભિપ્રાયનો પ્રતિવાદ—બધાં એક જ મૂળ દૃષ્ટિબિન્દુનાં પ્રતિફલનો જણાય છે. નર્મદને 'કવિવર' ને બદલે 'કવિ–વીર' કહી એક સાથે ટીકા ને પ્રશંસા કરનાર આ ચતુર વિવેચક મુશાયરાના અગ્રસ્થાનેથી કવિતા બિરદાવે છે ત્યારે યસ્પષ્ટ મર્યાદા આંકીને જ. ઉચ્ચગ્રાહમાં બાંધછોડ કર્યા વગર એ ઉદાર થઇ શકે છે. એઓ મુખ્યત્વે દાર્શનિક અને ધર્મચિંતક છે, પણ તે સાથે એમનામાં રહેલો ઉત્તમ રસિકજન–ઉત્તમ ભાવક—એમની એ દાર્શનિકતામાંથી જ એક સૌંદર્યપ્રેમી નિપજાવે છે.

●●●

— વિનોદ અધ્વર્યુ (નિરીક્ષક)

# આનંદશંકરનું તત્ત્વચિંતન

રસિકલાલ છો. પરીખ

ગુજરાતના વિશિષ્ટ વિચારકોની ગણના કરીએ તો તેમાં આચાર્ય આનંદશંકરનું નામ આગલી પંક્તિમાં આવે.

તત્ત્વજ્ઞાનને ફિલસૂફીના પર્યાય તરીકે લઈએ તો પ્રશ્ન થાય કે આનંદશંકર ફિલસૂફ હતા? એમણે પોતે જ આનો ઉત્તર આપ્યો છે: 'મેં પોતે, જો કે કોઈ metaphysical cobweb મૂલ તત્ત્વોની જાળ ગૂંથી નથી. છતાં કબૂલ કરું છું કે જગતના મહાન કરોળિયાઓની જાળોના તંતુઓને સમજવામાં રસ લીધો છે, અને વધારે તો પેલા મહાનમાં મહાન 'ઊર્ણનાભ' (કરોળિયા) કે જેણે વિશ્વને પ્રસુન કર્યું છે તેમાં રસ લીધો છે.' 'અને તેથી આટલા ગૌણ અર્થમાં ફિલસૂફનું લેબલ હું નકારી શકતો નથી.'

હકીકતમાં જે વિશ્વજાળને પોતામાંથી કાઢીને ગૂંથનાર દેવમાં રસ લે છે એને ફિલસૂફ ન કહીએ તો કોને કહીએ? પરંતુ જો ફિલસૂફનો અર્થ પોતે કોઈ નવું તાત્ત્વિક તંત્ર રચનાર એવો કરીએ તો એ અર્થમાં પોતે ફિલસૂફ નથી એમ એમનું કહેવું બરાબર છે. પરંતુ ભારતીય અને પાશ્ચાત્ય ફિલસૂફીના ગંભીર અને મર્મજ્ઞ અભ્યાસીને ફિલસૂફ કહીએ તો આચાર્ય આનંદશંકર ખરા ફિલસૂફ હતા. વળી બીજા એક અર્થમાં પણ પોતે ફિલસૂફ હતા. કોઈ પણ પદાર્થ કે વિષયની ચર્ચામાં તે તેની પાછળ રહેલા કે તેમાં અન્તર્ગત તત્ત્વ કે રહસ્યને શોધનાર, સમજનાર અને વિશદ વાણીમાં ઉપપત્તિપૂર્વક નિરૂપણ કરનાર તે ફિલસૂફ, તો આ અર્થમાં તો આનંદશંકર ગુજરાતી વાંગ્મયના કદાચ અનન્ય ફિલસૂફ છે. ધર્મનો વિષય હોય કે, વિજ્ઞાનનો વિષય હોય, ઇતિહાસ કે રાજકારણ કે 'આપણો ધર્મ' પૃ. ૭૯૫, આ. ત્રીજી.

૨. આનંદશંકરે જે Spider (કરોળિયા)નો, ઊર્ણનાભ (કે તન્તુનાભ)નો ઉલ્લેખ કર્યો છે તેનો નિર્દેશ શ્વેતાશ્વતર ઉપનિષદમાં છે.

यस्तूर्ण नाम इव तंन्तुभिः प्रधानजै
स्द्मावतो देव मेकस्वामवृणोति

(૬–૧૦) એક (અદ્વિતીય) દેવ સ્વભાવમાંથી પ્રધાન (પ્રકૃતિ)ના જમેલા તન્તુઓ વડે કરોળિયાની જેમ પોતાને આચ્છાદે છે.

અર્થકારણ હોય, સાહિત્ય હોય કે કલા હોય કોઈ કાવ્ય કે પદ હોય, 'એક અજવાળી રાત્રિ', 'ચાંદલિયો'

જેવાં કાવ્યો હોય કે 'નજનાથ ઝુલાવું સારી રેન' કે 'સન્તો મેરે, પ્રેમઘટા ઝુક આઇ' જેવી પંક્તિઓ હોય કે 'કૃષ્ણ કૈસી હોરી મચાઇ' કે 'શામ કૈસી ખેલત હોરી' જેવી હોરીઓ હોય-જે કોઇ વિષય હોય તેનું નિરુપણ કરતાં આનંદશંકર અંતર્ગત રહસ્ય પ્રકટ કરી આપવાના એટલું જ નહિ પણ એ બધામાં આનન્દશંકરની 'તત્ત્વદૃષ્ટિ'નાં દર્શન થવાનાં. એટલે કે અર્વાચીન ગુજરાતમાં પાશ્ચાત્ય અર્થમા ફિલસૂફનું પદ ધારણ કરવા કોઇ યોગ્ય હોય તો તે આનંદશંકર છે.

તેમની તત્ત્મીમાંસા કેવા પ્રકારની હતી એને વિષે એમણે પોતે જ નિર્દેશ કર્યો છે. એક શંકરજયંતીના પ્રસંગે પ્રમુખ તરીકે ઉપસંહાર કરતા તેમણે કહ્યું કે 'હું કોઇ પણ સંપ્રદાયનો નથી. મારી જીવનચર્યા જ સંપ્રદાયથી વિરુદ્ધ છે. મેં જે જીવનવૃત્તિ સ્વીકારી છે તેમાં શાંકર-વેદાન્તનું જ નહિ, પણ વલ્લભાચાર્ય અને રામાનુજાચાર્યના વેદાન્તનું પણ મારે અધ્યયન્ અધ્યાપન કરવું પડે છે-એટલુ જ નહિ પણ જૈન અને અંગ્રેજી તત્ત્વજ્ઞાન પણ મારે શીખવું-શીખવવું પડે છે: અને આ જ અભ્યાસમા મારા વીસ-પચીસ વર્ષો ગયા છે. એટલે કોઇ પણ સંપ્રદાયને વળગી રહેવું-તેમ કરવું ઇષ્ટ હોય તથાપિ તેમ કરવું, પ્રકૃતિયાન્તિ ભૂતાની એ ન્યાયે મારામાં અશકય થઇ પડયું છે. આ અશકયતા માટે હું દિલગીર નથી' (આ. ધ. પૃ. ૬૪૯.)

એ જ વ્યાખ્યાનમાં પોતે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ વિષે કહે છે: 'જો આપણાં શાસ્ત્રનું રક્ષણ કરવું હોય તો પશ્ચિમની વિચારપદ્ધતિને માન આપ્યા વિના ચાલશે નહિ —અર્થાત આપણાં શાસ્ત્રને ઋષિ કે આચાર્યોના વચનો તરીકે જ પ્રમાણ કહ્યે ચાલે તેમ નથી. એનું Critical દૃષ્ટિ-બિન્દુ-'Critical' એટલે નિન્દાનું નહિ પણ પરીક્ષાનું. એવા દૃષ્ટિબિન્દુથી અવલોકન અને રક્ષણ કરવાની જરૂર છે.' (આ. ધ. પૃષ્ઠ ૬૪૫.)

આ ક્રિટિકલ પરીક્ષાનું દૃષ્ટિ-બિન્દુ એ એમનાં સર્વ પ્રકારનાં લખાણોમાં દેખાશે. હાલની પાશ્ચત્ય તત્ત્વ પદ્ધતિ પણ આ જ છે.

આ ઉપરાંત વિષય નિરૂપવાની બીજી એક દૃષ્ટિનો પણ આનંદશકર નિર્દેશ કરે છે: 'આપણા પૂર્વજો વિરુદ્ધ સિદ્ધાંતોનો કેટલીક વાર Logical રીતિએ સમન્વય કરી દેખાડતા, પણ તેઓ કરતાં એક વધારે સારી પદ્ધતિ આપણા હાથમાં આવી છે. અને તે Historical method યાને ઐતિહાસિક પદ્ધતિ છે.' (આ ધ. પૃ ૬૪૬).

અર્વાચીન તત્ત્વનિરૂપણનાં આ બે દૃષ્ટિબિંદુઓ 'પરીક્ષણ' અને ઐતિહાસિક ક્રમ' આચાર્ય આનંદશંકરના ચિંતનનાં અને નિરૂપણનાં લક્ષણો છે. આ રીતે પોતે અર્વાચીન પાશ્ચાત્ય પદ્ધતિના સમર્થ છે.

આનંદશંકરની તત્ત્વમીમાંસા વ્યાપક છે. રાજકારણ, અર્થકારણ, ઇતિહાસ, સાહિત્ય આદિ વિષયોમાં એમના નિરૂપણોને છોડી દઇએ તો પણ તત્ત્વજ્ઞાનના પારિભાષિક અર્થમા પણ એમની મીમાંસા વ્યાપક છે. 'આપણો ધર્મ' નામે પ્રસિદ્ધ થયેલ એમના લેખસંગ્રહની ત્રીજી આવૃત્તિની અનુક્રમણિકા જોશો તો આ બાબત ધ્યાનમાં આવશે એમાં 'આપણું તત્ત્વજ્ઞાન', 'શ્રદ્ધા અને શંકા', 'બ્રહ્મવિદ્યા', 'કર્મયોગ', માયાવાદ', 'પાદર્શન', 'પાદર્શનમાં વેદાંતનું સ્થાન', 'જડવાદ' અને ચૈતન્યવાદ', 'નવાં દર્શન', ઇત્યાદિ સિદ્ધાંત નિરૂપણ કરતા નિબંધો છે. શાસ્ત્રચર્ચામાં 'જીવાત્મા અને પરમાત્મા', 'જ્ઞાન અને નીતિ', 'પરિણામ અને વિવર્ત', 'શંકર-સિદ્ધાંત અને યોગ', 'શાસ્ત્રચિંતન', 'પાદર્શનની સંકલના', 'કપિલ નિરીશ્વરવાદી હતા કે કેમ' 'ગૌતમબુદ્ધ નિરીશ્વરવાદી કે સઈશ્વરવાદી' ઇત્યાદિ નિબંધોનો વિષયવ્યાપ વિશાળ છે. પ્રાસંગિક ચર્ચા અને નોંધમા પણ 'તત્ત્વજ્ઞાનનું પ્રયોજન' 'સાયન્સ અને તત્ત્વજ્ઞાન', 'અનાસક્તિયોગ' જેવા 'વિષયો ઉપર ટૂકું પણ માર્મિક વિવેચન છે.

એમના વ્યાખ્યાનોમાં -'શંકર-જયંતી', 'જૈન અને બ્રાહ્મણ' ઇત્યાદિ વિષયોમાં ગંભીર ચર્ચા છે. પરંતુ ભારતભરમા ફિલસૂફ તરીકે એમની કીર્તિ સુપ્રતિષ્ઠિત કરનાર એમનાં બે અંગ્રેજી વ્યાખ્યાનો છે: એક ૧૯૨૧માં બીજી ઇંડિયન ફિલોસોફિકલ કોંગ્રેસના ઇંડિયન ફિલોસોફિ વિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન અને બીજું મદ્રાસમાં ૧૯૨૮માં ભરાયેલી ચોથી ઇંડિયન ફિલોસોફિકલ કોંગ્રેસના સમસ્ત પ્રમુખ તરીકેનું. આ ભાષણોમાંના એકમાં ભારતીય તત્ત્વજ્ઞાનની સમીક્ષા અને બીજામાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સમીક્ષા છે. આ ભાષણોમાં આચાર્ય આનંદશંકરની તત્ત્વમીમાંસા એના પૂરા રૂપમાં ખીલેલી છે. પહેલાં ભાષણમાં ભારતીય તત્ત્વ-મીમાંસા એ કેવો જીવતો જાગતો પદાર્થ છે અને એના જ્ઞાન અને ચર્ચા વિના ફિલસૂફીનો

અભ્યાસ કેવો અધૂરો રહે છે એ બતાવ્યું છે. બીજામાં ફિલસૂફીનું તાત્પર્ય 'અધ્યાત્મ'માં છે એનું સમર્થ નિરૂપણ છે.

તત્વજ્ઞાનના પ્રયોજન વિષે પોતે સ્પષ્ટ છે. 'તત્ત્વજ્ઞાન તત્વજ્ઞાન ખાતર તો છે, પણ તે સાથે વ્યવહારમાં પણ ઉપકારક છે, અર્થાત એને રાજપદેથી ભ્રષ્ટ કરી સેવકને સ્થાને મૂક્યા વિના, બીજી રીતે કહીએ તો શુદ્ધ વાતાવરણમાંથી ઉતારી ધૂળમાં રગદોળ્યા વિના એના પ્રકાશ અને બળથી આપણા અનેક વ્યાવહારિક પ્રશ્નોનો આપણે ખુલાસો કરી શકીએ છીએ. બલ્કે એવા પ્રશ્નનો આખરનો અને કાયમનો નિવેડો તત્વજ્ઞાનની ઊંચી ભૂમિકા ઉપર જ શક્ય છે.' (આ ધ. પૃ. ૬૩૪.)

સાયન્સના યુગમાં તત્વજ્ઞાનનું સ્થાન ક્યાં એ બાબતમાં પણ તેઓ સ્પષ્ટ છે: 'સંસ્કૃતિને ટકવાની આવશ્યક પરિસ્થિતિ (Conditions) સાયન્સ અવલોકનથી નક્કી કરી શકે પણ એ જ પરિસ્થિતિની કિંમત (value) આંકવી. એટલે કે એના બલાબલની માપણી નહિ, પણ એની ઉચ્ચતાનું મૂલ્ય આંકવું એ પરિસ્થિતિનો અર્થ (meaning) કરવો અર્થાત એ જ પરિસ્થિતિ સંસ્કૃતિને ટકવામાં અનુકૂળ થાય છે અને એથી ઊલટી પરિસ્થિતિ નથી થતી એ સૂચવે છે? આ ચિન્તન તે સાયન્સની પારનો તત્ત્વજ્ઞાનનો વિષય'. (આ. ધ. પૃ. ૩૩૬.)

આનંદશંકર Religion અને Philosophy નાં પાશ્ચાત્યોએ કરેલાં અલગ સ્થાનોને સ્વીકારતા નથી. આ બાબતમાં પોતે ભારતીય દર્શન-પ્રણાલીના છે. જે તત્ત્વબુધ્ધિસંમત ઠરે એને જીવનના આચાર-વિચારમાં પ્રત્યક્ષ કરવું તે આ સમગ્ર ચિંતનનું ફલ છે.

રામનારાયણભાઇએ આનંદશંકરના ચિન્તનનાં ચાર લક્ષણો ગણાવ્યાં છે: 'વિશાલતા, સૂક્ષ્મતા, વિશદતા અને સમતા' (આ. ધ. પૃ. ૪૦) આનંદશંકરની તત્ત્વમીમાંસામાં આ ચારે ગુણો વ્યકત થાય છે.

આનંદશંકરે એમની તત્ત્વમીમાંસાની મથામણમાંથી જે નવનીત કાઢ્યું તે બે શબ્દોમાં આવી જાય છે: 'સત્ય અને પ્રેમ,' એમના સમૃદ્ધ પુસ્તકાલયના કોઇ ગ્રંથને ઉઘાડશો તો એના પહેલા પૃષ્ઠ ઉપર 'Truth and Love' ને લખેલા વાંચશો.*

*તા. ૧૯-૨-'૬૯ના રોજ કરેલું વ્યાખ્યાન,-ઓલઇંડિયા રેડિયો (અમદાવાદ) ના સૌજન્યથી. (સંસ્કૃતિમાંથી સાભાર ઉધૃત)



# આનંદશંકરની કાવ્યવિભાવના

મનસુખલાલ ઝવેરી

'ભાઇ મુનશીએ આપેલા સુંદર વ્યાખ્યાનમાં પ્રેમાનંદના ગુણદોષ એમણે દર્શાવ્યા છે. ગુણદર્શન સાથે હું સંમત છું, પરંતુ દોષદર્શન સાથે હું સંમત નથી. હિન્દુસ્તાનની Instinct – ભાવના – જૂનું સંઘરવાની જ હોય છે. સમયને અનુસરવાની પ્રવૃત્તિ હોય, ફેરફાર કરવામાં આવે, પણ જૂની ભાવના જળવાઇ રહેઃ એમાં જ આપણી સંસ્કૃતિની સફળતા......'

તા. ૩૧–૧૦–૨૬ના રોજ વડોદરા સાહિત્ય સભાએ પ્રેમાનંદ જયંતી ઊજવી હતી. એ વખતે મુખ્ય વક્તા શ્રી કનૈયાલાલ મુનશી 'ભટ્ટ પ્રેમાનંદ' એ વિષય પરના વ્યાખ્યાન પછી, પ્રમુખસ્થાનેથી આચાર્યશ્રી આનંદશંકર ભાઇએ પ્રાસંગિક વક્તવ્યના પ્રારંભમાં ઉપર્યુક્ત શબ્દો કહ્યા હતા.(૧)

એ શબ્દો, અને તેમાં પણ સવિશેષ તો 'ગુણદર્શન સાથે હું સંમત છુંઃ પરંતુ દોષદર્શન સાથે હું સંમત નથી' એ શબ્દો, ધ્યાનપાત્ર છે; કારણ કે એ શબ્દોમાં આચાર્યશ્રીની સમસ્ત વાઙ્મયતપશ્ચર્યાનો અર્ક સમાયો છે. ગુણોનો નિઃશેષ સ્વીકાર અને દોષોનો આત્યન્તિક પરિહાર એ આચાર્યશ્રીની સાહિત્યભાવનાનું વિશિષ્ટ લક્ષણ છે. અને એ લક્ષણથી જ એમનું આખું કલાદર્શન અંકિત થયું છે.

આચાર્યશ્રીની દૃષ્ટિએ કલાકાર–અને તેમાં પણ કવિ જ એમને સવિશેષ અભિપ્રેત છે–માત્ર 'An idle Singer of an empty day' જ નથી. (૨)પરંતુ 'ક્રાન્તદર્શી'. 'મનીષી.' 'પરિભૂ' અને 'સ્વયંભૂ' છે.(૩) એ 'ઉજળા અક્ષરનું' દર્શન કરે છે. અને 'નેત્રપુર વડે એનું પાન' કરે છે. વૈજ્ઞાનિક, ઇતિહાસવેત્તા અને તત્ત્વવેત્તા 'એ ઉજ્જવલ અક્ષર' નું દર્શન નથી કરતા એમ નથી. તેમને સહુને પોતપોતાનાં 'અક્ષરો' તો છે જ. પણ, આચાર્યશ્રીના શબ્દોમાં કહીએ તો 'સૌથી પરમ અક્ષર તો ક્રાન્તદર્શી' કવિનું છેઃ 'અક્ષર' એટલે 'બ્રહ્મ' અને 'બ્રહ્મ' એટલે નિત્ય શબ્દ, વિદ્યા, શ્રુતિ–જેના 'ઊંડા ભણકાર' આ 'ઊંડી રજની' માં નિત્ય

(૧) 'સાહિત્યકાર' ત્રૈમાસિક, પ્રેમાનંદ અંક. ફેબ્રુઆરી ૧૯૩૮, પૃ ૬૭.

(૨) 'કાવ્યતત્વ વિચાર' પૃ. ૧૧૩.

(૩) એજન, પૃ. ૧૧૩.

વાગ્યા કરે છે અને કર્ણ હોય તે સાંભળે છે એ જ પ્લેટોનુ 'World of Ideas, વૈષ્ણવો જેને 'અક્ષર ધામ' કહે છે' (૪)

કવિનુ એ 'અક્ષર' આ જગતની અંદર જ છે એમ નથી તેમ જ તેની પાર જ છે એમ પણ નથી 'Ideas યાને અક્ષર તે આ જગતમા, તેમ જ આ જગતની પાર છે.' (૫) પ્લેટોના ' World of Ideas 'ના સિદ્ધાન્તને સ્વીકારીને આચાર્યશ્રી માને છે કે, આ પરિદૃશ્યમાન જગત્ વાસ્તવિક બિમ્બ નથી પણ એમા 'અમુક અલૌકિક બિમ્બોના માત્ર પ્રતિબિમ્બો જ આપણને ભાસે છે '(૬) આ પ્રતિબિમ્બો 'વ્યક્તિ વ્યક્તિના ઉપાધિયુક્ત અનિત્ય અને સ્થૂલ છે એ ખરુ, પણ એમનાં મૂળ બિમ્બો 'સામાન્યરૂપ, નિત્ય અને અલૌકિક' છે કવિની સૃષ્ટિ એવા બિમ્બોની બનેલી છે, પ્રતિબિમ્બોની નહિ, એટલે 'કવિનુ કાલ્પનિક જગત્ મિથ્યા નથી, પણ સત્ય છે, કહેવાતા સત્ય જગત્ કરતા પણ એ વિશેષ સત્ય છે.' (૭) કવિનુ કાર્ય એ સત્ય જગતનું દર્શન કરાવવાનુ, એ પ્રતિબિમ્બોમાં પ્રત્યક્ષ થતાં બિમ્બોને સંગ્રહવાનું અને આલેખવાનું છે.

કાન્ટના તત્ત્વજ્ઞાનને અનુસરીને શિલરે બતાવ્યું છે તે પ્રમાણે, કવિએ તે કાર્ય 'જડ પ્રકૃતિના પ જામાં પડેલા 'ઇન્દ્રિયાદિસ ઘાતરૂપ' પરતંત્ર મનુષ્ય તરીકે નહિ, 'કાર્યાકાર્યરૂપ નીતિની આજ્ઞાને અધીન' 'નૈતિક બુદ્ધિધારી ચેતનરૂપે' પણ નહિ, પરંતુ એ બેથી અતિરિક્ત ત્રીજા સ્વરૂપે-લીલામય (Play) સ્વરૂપે કરવાનુ છે આચાર્યશ્રી કહે છે તે પ્રમાણે એ લીલામય સ્વરૂપમા 'મનુષ્ય સ્વતંત્ર છે એમા સત્ય અને નીતિની લોઢાની કે સોનાની સાંકળો એને બાધતી નથી '(૮) અને તેથી જ કલામા 'જ્ઞાન અને નીતિના જે જે બહાર અને અંતરના દબાણ-આંખની અંધારીઓ અને હૃદયના ઓથાર-આવે છે' તેને અવકાશ નથી.

પરંતુ, કલાને આમ જરૂરિયાત અને નીતિથી છુટી પાડવાનો અને એને મનુષ્યના લીલામય સ્વરૂપનો આવિષ્કાર માનવાનો અર્થ એ નથી કે કલા પર કશી જ જવાબદારી નથી. ઊલટું, કલા સાથે તો બહુ મોટી જવાબદારી જોડાયેલી છે. એટલે જ આચાર્યશ્રી શિલરની આ Play Theoryને મળતી આવતી અને છતાં તેનાથી ઊંચી કક્ષાની, કવિવર રવીન્દ્રનાથની 'ઉચ્છિષ્ટ' Thepryને સ્વીકારે છે કવિવર માને છે કે 'જીવનની જરૂરિયાત પૂરી પાડતા જે વધેલુ 'ઉચ્છિષ્ટ' એ કલા (૯) આચાર્યશ્રી અલબત્ત, 'ઉચ્છિષ્ટ'નો અર્થ જે કંઇ વધે તે બધણુ જ એવો નહિ, પણ 'उत् + शिष्ट ઊંચુ શિષ્ટ' એવો કરે છે અને એ રીતે કલાને 'યજ્ઞનું હુત શેષ' ગણે છે (૧૦)

કલા, આમ, 'યજ્ઞનુ હુતશેષ' હોવાથી આચાર્યશ્રી તેને બહુ જ ગંભીર પૂજ્યબુદ્ધિથી નિહાળે છે એ કવિતાને નથી કેવળ ચિત્તક્ષોભનુ કે માત્ર હૃદયોદ્ગારનું પરિણામ ગણતા કે નથી એને માત્ર रमणीयार्थ प्रतिपादक शब्द. તરીકે ઓળખતા. એમની વ્યાખ્યા પ્રમાણે 'કવિતા એટલે અલૌકિક જ્ઞાન અને આનન્દદાયી શબ્દાર્થરૂપે આત્માનો અવિર્ભાવ' (૧૧) છે विन्देम देवता वाचम मृतामात्मन. फ्लाम् એ, એમની દૃષ્ટિએ, 'કાવ્યરૂપે મનુષ્ય -આત્મામાથી વિકસતી વાણીનુ' સૌથી 'વધારે પવિત્રતા સૂચક અને યથાર્થ સ્વરૂપ દર્શાવતું વર્ણન' છે (૧૨) કવિતા 'આત્માની કલા' હોવાથી એમા આત્માના સર્વ ગુણો-ચૈતન્ય, વ્યક્તિગત અને સમષ્ટિગત વ્યાપન, અનેકતામા એકતા અને એકતામાં અનેકતા, આ બધા ગુણો હોવા જોઇએ. તેમ જ આત્માની માફક એ પણ 'મનુષ્યના બુદ્ધિ (Intellectual), હૃદય (Emotioral), કૃતિ (Moral) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા (Religious – Spiritual)ની જરૂરિયાતો સંતોષ એવી હાવી જોઇએ (૧૩) એ ધાર્મિકતા ઊઘાડી પ્રતીત થવી જોઇએ એવુ નથી 'કવિતાના સામાન્ય સ્વરૂપમાં જે ધાર્મિકતાની અપેક્ષા છે તે વિશ્વની પાર રહેલા તત્ત્વનું સૂચન, માત્ર કલા અને કવિતા દ્વારા આતુરીથી દર્શન કરાવવામા રહી છે.'(૧૪)

કવિતામા 'બુદ્ધિ હૃદય, કૃતિ અને પરતત્ત્વાનુસંધાન' ની અપેક્ષા છે એ ખરું, પણ એનો અર્થ એ નથી કે 'જે કાવ્યમા દરેકનો છાંટો છાંટો આવ્યો હોય એ એક અંશે ખામી ભરેલા કાવ્ય કરતા હંમેશા ચઢિયાતું જ

(૪) એજન, પૃ ૯૭-૯૮ (૫) એજન પૃ ૯૯
(૬) 'કાવ્યતત્ત્વવિચાર' પૃ ૧ (૭) એજન પૃ ૩૭
(૮) એજન, પૃ ૧૧૩

(૯) એજન, પૃ. ૧૧૨ (૧૦) એજન, પૃ. ૧૧૨-૧૧૩
(૧૧) એજન, પૃ ૨૮૩ (૧૨) એજન, પૃ ૧
(૧૩) 'કાવ્યતત્ત્વવિચાર પૃ ૫ (૧૪) એજન, પૃ ૮

ઘણી વાર એમ બને છે કે એકાદ અંશ એવો સારો હોય કે જેને લીધે અમુક કાવ્ય સર્વ અંશના સમાન લયવાળા કાવ્ય કરતાં સરસ થઇ જાય'(૧૫) અન્યત્ર પણ આચાર્યશ્રી આ જ હકીકત જુદા શબ્દોમાં કહે છે: 'જગતના પરમ કોટિના મહાકવિઓ સૌન્દર્ય સાથે આત્માની બીજી ભાવનાઓને પણ લક્ષ્યમાં રાખે છે. આ રીતે ભાવનાઓને સંતૃપ્ત કરતો કવિ તે ઉત્તમ કવિ...પણ સર્વભાવનાઓને થોડી થોડી તૃપ્ત કરતો કવિ, તે એક બે ભાવનાઓને પૂર્ણ રીતે સંતૃપ્ત કરતા કવિ, કરતાં ઊંચો ન લેખી શકાય'(૧૬)

સૌન્દર્ય અને આત્માની બીજી ભાવનાઓને પરિપૂર્ણ રીતે સંતૃપ્ત કરીને કવિ 'અક્ષર' નું દર્શન કરે છે અને કરાવે છે. 'તત્ત્વજ્ઞાનની યથાર્થતાની દૃષ્ટિએ ' એ Ideas યાને અક્ષર તે આ જગતમાં, તેમ જ આ જગતની પાર ' હોવાથી આચાર્યશ્રી માને છે કે, 'કવિ આ જગતને અવગણી માત્ર ભાવનાના પ્રદેશમાં જ રમ્યાં કરે, અથવા તો ભાવનાના જગત પ્રત્યે અંધ રહી આ જગતનાં જ યાંત્રિક ચિત્રો યાને ફોટોગ્રાફ લીધા કરે તો એ કવિ અધુરો . પ્રથમ પંક્તિના મહાન કવિઓ તો તે જ છે કે, જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષરનું દર્શન કરે છે અને કરાવે છે.' (૧૭) આમ, આચાર્યશ્રી કેવળ ભાવનાવાદનો અને કેવળ વાસ્તવવાદનો પ્રતિષેધ કરે છે.

પણ આ 'ક્ષર' એટલે શું ? આ પરિદૃશ્યમાન વાસ્તવિક મનાતું જગત ? કે કવિનું ઊપજાવેલું કાલ્પનિક જગત ?...મહાકવિએ આ પરિદૃશ્યમાન બાહ્ય અને અન્તરજગતના પદાર્થ છે તેવા ને તેવા-યથાવસ્થિત રાખવાનો કે કલ્પના દ્વારા કલ્પિત જગત ઊભું કરવાનો એને અધિકાર ખરો ?' (૧૮) બીજા શબ્દોમાં કહીએ તો, કવિએ આ વાસ્તવિક મનાતા જગતની દ્રષ્ટિએ યથાર્થ હોય એવું જ ચિત્રણ કરવાનું છે ? કે પોતાની કલ્પના દ્વારા જગતની લીલાનું સર્જન કરવાનું છે ? ઇટાલિયન તત્વવેત્તા ક્રોચેના મતનો સ્વીકાર કરીને આચાર્યશ્રી કહે છે કે એ ક્ષર બાહ્ય જગત નથી, પણ આન્તરભાવ છે. અને એ આન્તરભાવના પ્રાકટ્યમાં જ સૌન્દર્ય રહેલું છે. પણ, એ ભાવપ્રાકટ્યમાં જે અનુભવ સમાતો હોય તે યથાર્થ જ હોય એવું જે તાત્પર્ય ક્રોચેના મતમાંથી ફલિત થાય છે તેની સાથે એ સંમત થતા નથી. કલામાં યથાર્થતા હોવી જોઇએ ખરી, પણ એ યથાર્થતા સામાન્ય લોકદ્રષ્ટિની નહિ, પણ સૌન્દર્યની યથાર્થતા હોવી જોઇએ. કલાનો ધર્મ સત્યનું સંરક્ષણ કરવાનો છે એ ખરું પણ 'Logician વા Naturalist નું સત્ય તે જ-કલાકારનું સત્ય નથી'(૧૯) સર મનુભાઇના શબ્દોમાં આચાર્યશ્રી કહે છે કે, 'સત્ય સદા અપેક્ષ છે, દિવ્ય ચક્ષુથી જોતાં નિરાળી જ સૃષ્ટિ સત્ય લાગશે. માયાનાં ચશ્મા કાઢી નાખી જડ સૃષ્ટિની જવનિકા પાછળ સંતાયેલી દિવ્ય સૃષ્ટિની ઝાંખી કરો: ચર્મપટલથી આચ્છાદિત કાનની શ્રવણશક્તિને તીવ્ર કરી 'દિવ્ય સુન્દરીઓ'ના 'ગરબા'ના તાન સાંભળવાની શક્તિ ખીલવો. એ શક્તિ ખીલવીશું ત્યારે ઘણા અવાસ્તવિકતાના દોષો ...સુન્દરતાના સત્યમાં પલટી જશે.'(૨૦) આચાર્યશ્રી, આમ કલામાં Possibility-શક્યતાના તત્વનો નહિ, પણ Probability-સંભવિતતાના તત્ત્વનો સ્વીકાર કરે છે.

આન્તરભાવરૂપી 'ક્ષર'માંથી અક્ષરનું સંકલન કવિ પોતાની કઇ શક્તિને બળે કરે છે ? અક્ષરને કેવળ તર્કિક બુદ્ધિવ્યાપારને બળે તારવી શકાય તેમ નથી, કારણ કે બુદ્ધિવ્યાપારથી તો માત્ર સામાન્ય લક્ષણોનું જ સંકલન કરી શકાય. અને એવાં લક્ષણોથી ઘડાયેલી મૂર્તિ, પ્રો. સન્તયાનના શબ્દોમાં આચાર્યશ્રી કહે છે તે પ્રમાણે, 'average' અથવા બહુ બહુ, તો 'type' બને. કવિએ તારવેલું અક્ષર-અથવા સૌન્દર્ય-આવું 'average' કે 'type' અથવા વ્યક્તિ-Particulars-માંથી તારવેલો, એરિસ્ટોટલ કહે છે તેવો 'જાતિરૂપ'-Universal-પદાર્થ નથી. પરંતુ 'ક્ષરમાં વિશિષ્ટતા પ્રાપ્ત કરતો મૂર્તિમંત થતો પદાર્થ છે.' (૨૧) એ વિશિષ્ટ પદાર્થ તારવવા માટે કવિને પ્રથમ અને અનિવાર્ય જરૂર પ્રતિભાની છે. આચાર્યશ્રીના શબ્દોમાં કહીએ તો જેટલે અંશે અક્ષરક્ષરમાં રહેલું છે. તેટલે અંશે કવિને જગતના અનુભવની અને અવલોકનની જરૂર છે. પણ એ અક્ષર તે બુદ્ધિવ્યાપારથી તારવી કાઢેલો પદાર્થ નથી, તેથી અનુભવની નોંધપોથી કે અવલોકનનું સૂક્ષ્મદર્શક યંત્ર, પ્રતિભાને અભાવે, એને ખરો કવિ બનાવી શકતું નથી. કવિની ક્રાન્તદૃષ્ટિ તેમજ તત્વદૃષ્ટિ

(૧૫) એજન, પૃ. ૮ (૧૬) એજન, પૃ. ૫૬
(૧૭) એજન, પૃ. ૯૯ (૧૮) એજન, પૃ ૧૦૬

(૧૯) 'કાવ્યતત્વ વિચાર' પૃ. ૧૪૭

અનુભવથી પોષાય છે, અનુભવથી સમર્થ બને છે. પણ એના પોતામાં પ્રતિભાનું (આપણા નૈયાયિકો- આને 'જ્ઞાનલક્ષણ અલૌકિક ઇન્દ્રિયાર્થ સંનિકર્ષ' માને છે.) તેજ તો મૂળ હોવું જ જોઇએ.'(૨૨)

આમ, અક્ષર તે કવિની પ્રતિભાએ, અનુભવ અને અવલોકનની મદદથી, તારવી કાઢેલો વિશિષ્ટ પદાર્થ છે એ ખરું, પરંતુ વિશિષ્ટ એટલે 'નિ સામાન્ય સ્વલક્ષણ –વ્યક્તિવિશેષ'(૨૩) નહિ. આચાર્યશ્રી બતાવે છે તે પ્રમાણે 'પ્રોફેસર સન્તયાનના આ વૈશિષ્ટ્યવાદના સિદ્ધાન્તને નિઃસામાન્યના સિદ્ધાન્ત જેવો ગણીને તાણી જવાનો નથી. સામાન્ય તત્ત્વ જ કવિ અને સહૃદય વાચકના હૃદય વચ્ચે એકતા સાધનારુ તત્ત્વ છે અને કાવ્યના ઉપભોગમાંથી એને વારી શકાય એમ નથી. તેમ કાવ્યની ઉત્પત્તિમાં પણ સામાન્ય–વિરહિત પદાર્થ પ્રતિભાગોચર થાય એમ બનતું નથી, એટલે સામાન્યનું તત્ત્વ કવિની પ્રતિભામાં અને કૃતિમાં આવવાનું જ.' (૨૪) આ રીતે પ્રોફેસર સન્તયાનના વૈશિષ્ટ્યવાદના કેવળ ગુણાંશને જ ગ્રહીને, આચાર્યશ્રી આપણા સંસ્કૃત, કાવ્યમીમાંસકોએ પ્રતિપાદિત કરેલા 'સાધારણીકૃત ભાવ'ના તત્વને સ્વીકારે છે, કારણ કે એ તત્વને લીધે જ, આચાર્યશ્રીએ પ્રતિબોધેલાં ત્રણે પ્રકારનાં વ્યાપનો (૨૫) શકય બને છે.

આ રીતે આપણે જોઇ ગયા એ પ્રમાણે, કવિતા 'આત્માની કલા' અથવા 'વસ્તુનું હૃતશેષ' છે. એનું કાર્ય આન્તરભાવરૂપી ક્ષરમાં અને ક્ષરની પાર રહેલા અક્ષરનું દર્શન કરવાનું અને કરાવવાનું છે. એ કાર્ય કેવળ ભાવનાવાદમાં કે કેવળ વાસ્તવવાદમાં ઢળી જઇને થઇ શકે નહિ. કવિએ પોતાના સર્જનમાં જે મર્યાદા સ્વીકારવાની છે તે 'જગતની વાસ્તવિકતા'ની નહિ, પણ 'સૌન્દર્ય'ની વાસ્તવિકતા'ની છે. તેથી કવિતાએ પુરસ્કાર કરવાનો છે સંભવિકતાના તત્વનો, શકયતાના તત્વનો નહિ, (૨૬) કારણ કે 'કલા સુન્દરતા સિવાય બીજી યથાર્થતા સમજતી નથી.'(૨૭)

અને કલા એકમાત્ર સુન્દરતાની યથાર્થતાને સમજતી હોવાથી, 'કવિ હૃદયને બ્રહ્માંડના પદાર્થમાત્રનો ઉપયોગ છે. પણ સકલ બ્રહ્માંડની લક્ષ્મીનો એને જરા પણ ઉપયોગ નથી. કવિહૃદય હીરા–માણેકની ખાણોની લક્ષ્મીને ઓળખતું નથી. પ્રાતઃકાળનાં ખીલેલાં કમળ ઉપર એ લક્ષ્મીનો વાસ જુવે છે. સૌન્દર્ય ઉપભોગાર્થે (for joy) છે, ઉપયોગાર્થે (for utility) નથી, એ સિદ્ધાન્ત રસશાસ્ત્રીનો (Magna Charta યાને સ્વતંત્રતાની સનંદ છે.'(૨૮) તેથી જ આચાર્યશ્રી કહે છે કે, 'સાહિત્ય માત્ર આનંદલક્ષી છે. એક (classieal) 'સરકારી સંયમ' દ્વારા આનંદ શોધે છે; બીજું (Romantic)' 'જીવનના ઉલ્લાસ' દ્વારા શોધે છે'(૨૯) અને કાવ્યનો એ આનન્દ તો વૈચિત્ર્યથી ભરપૂર જીવનના સ્વરુપાવલોકનમાંથી જ આવે છે.' (૩૦) તેથી જ આચાર્યશ્રી સ્પષ્ટ રીતે કહે છે કે, 'કાવ્ય ઉપદેશપર્યવસાયી હોતું નથી એમ જો કે નહિ, પણ ઉપદેશ એ એનો પ્રધાન અને સાક્ષાત્ ઉદ્દિષ્ટ હેતુ હોતો નથી, હોવો ન જોઇએ. જેમાંથી જીવનના સ્વરૂપના પ્રયોજન સંબંધે કાંઇ જ ઉપદેશ પ્રાપ્ત ન થાય, અને માત્ર જીવનનું ચિત્ર જ આલેખાયેલું હોય એવું કાવ્ય જગતના મહાકાવ્યની શ્રેણિમાં આવી શકતું નથી–તથાપિ એ કાવ્ય ગણાવાને તો યોગ્ય રહે છે જ. એથી ઊલટુ, જે કાવ્ય સાક્ષાત્ વા પ્રધાનપણે ઉપદેશ જ કરે છે અને જીવનના સ્વરૂપનું આલેખન કરતું નથી તે કાવ્ય તો કાવ્યના નામને જ પાત્ર નથી'(૩૧)

જીવનના સ્વરૂપનું આલેખન કરવું અને એ દ્વારા સહૃદયોને આનન્દ આપવો તે, આમ, કાવ્યનો અનિવાર્ય ધર્મ ઠરે છે. પરંતુ તે આનન્દ કયો ? પ્લેટો માને છે કે કાવ્ય વિષયવાસનાને ઉત્તેજે છે. અને 'એરિસ્ટોટલ એનો એક નિર્બળ ઉત્તર એ આપે છે કે વસ્તુતઃ એ વિષયવાસનાને માનસિક અનુભવમાં સંતોષીને ખાલી કરે છે !'(૩૨) આમ, આ બન્ને તત્વજ્ઞો; જુદી જુદી રીતે પણ,

(૨૦) એજન, પૃ ૧૦૮–૧૦૯
(૨૧) એજન પૃ. ૧૦૧
(૨૨) એજન પૃ. ૧૦૩
(૨૩) એજન પૃ. ૧૦૪
(૨૪) 'કાવ્ય તત્વ વિચાર', પૃ ૧૦૪–૧૦૫
(૨૫) એજન, પૃ. ૯
(૨૬) આ જ હકીકતનું સ્પષ્ટીકરણ પૃ ૧૩૯–૧૪૦ પર પણ કરવામાં આવ્યું છે.

(૨૭) એજન, પૃ. ૧૦૮ (૨૮) એજન પૃ. ૧૧૦
(૨૯) એજન, પૃ. ૪૬
(૩૦) એજન, પૃ ૧૫૦
(૩૧) એજન, પૃ. ૧૪૯–૫૦
(૩૨) 'કાવ્ય તત્વ વિચાર' પૃ ૧૦૯

કાવ્યાનન્દને વિષયાનન્દથી અભિન્ન ગણે છે. આચાર્યશ્રી આ બન્નેથી જુદા પડીને કહે છે કે 'વિષયાનન્દથી કાવ્યાનંદ ભિન્ન છે અને તેથી પ્લેટોનો હેતુ સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસ છે. કાવ્ય વિષયવાસનાને ઉત્તેજે છે એ બાહ્ય કે આન્તર એકે રૂપમાં ખરું નથી. વસ્તુત: કવિની કૃતિ વિષયવાસનાને દેહાન્તર કરાવી સ્વર્લોકમાં લઇ જાય છે અને ત્યાં રસમન્દાકિનીના પવિત્ર જળમાં ન્હવરાવે છે.(૩૩) કાવ્યના આ આનન્દનું, ત્યારે, સ્વરૂપ શું? આચાર્યશ્રીના શબ્દોમાં કહીએ તો 'બ્રહ્માનન્દને કેટલાક નેતિ નેતિનો આનંદ માને છે તેમ કાવ્યાનન્દને કેટલાક વિષયથી મુક્તિનો આનન્દ કહી અટકે છે, તો કેટલાક એમાં કલાના સૌન્દર્યનો અપરોક્ષ અનુભવ કરે છે. વસ્તુત: એક જ અનુભવનાં એ બે પાસાં છે, ભાવ–અભાવાત્મક બે સ્વરૂપો છે. સોપનહાવર કહે છે કે કલા એટલે મુક્તિ: એમાં જગતને સમજવાની બુદ્ધિની માથાકૂટ હોતી નથી. વડ્ઝવર્થના શબ્દોમાં 'the weary weight of all this unintelligible world' આ જગતના કોહાડાનો ભાર એને દબાવતો નથી–તેમ નિત્ય બળતી અને બાળતી તૃષ્ણાની આળ પણ હોતી નથી. એ બંનેથી, બુદ્ધિથી અને તૃષ્ણાથી કલાનો પ્રદેશ મુક્ત છે એટલે કલામાં સત્યાસત્યનાં તર્કશાસ્ત્રને કે વિષયની લાલસાને અવકાશ રહેતો નથી'(૩૪)

એ આનન્દ અથવા રસ સૌન્દર્યમાંથી જન્મે છે. ક્રોચે 'સૌન્દર્ય' વસ્તુગત નથી, પણ ભાગવત છે' એમ માને છે(૩૫) પણ આચાર્યશ્રી ક્રોચેના આ સિદ્ધાન્તથી જુદા પડીને માને છે કે, રસ (subjective) વાચકના હૃદયમાં રહેલો છે તેમ એ વસ્તુગત (objective) પણ છે: અર્થાત્ એ સર્વથા કાલ્પનિક હોઇ વાચકના હૃદયની અપેક્ષા કરે છે એમ નથી; કિન્તુ વસ્તુગત હોઇને પણ એ સર્વને સર્વ કાળે અને સર્વ સ્થળે પ્રતીત થાય એમ હોતું નથી.'(૩૬) એટલા માટે જ આચાર્યશ્રી રસને સાપેક્ષ માને છે. જુદી જુદી મનઃસ્થિતિમાં, જુદે જુદે સમયે, સ્થળે અને પ્રસંગે આપણે જુદાં જુદાં કાવ્યોમાં રસ લઈ શકીએ છીએ તે હકીકતની સાથે આચાર્યશ્રીનો આ સિદ્ધાન્ત સંગત છે.

(૩૩) એજન, પૃ. ૧૦૯
(૩૪) એજન પૃ. ૧૧૯–૧૪
(૩૫) એજન પૃ. ૧૦૭
(૩૬) એજન પૃ. ૪૧

આ રસ અથવા સૌંદર્યજન્ય આનંદ કાવ્યનો પ્રાણ છે એ ખરું, કેવળ એ જ તત્વને લીધે કલાકૃતિ કાવ્ય નામને પાત્ર બને છે એ પણ ખરું, પરંતુ આચાર્યશ્રી માત્ર એને જ કાવ્યમાં પરમ અને ચરમ ઉદ્દિષ્ટ તત્વ ગણતા નથી.

આચાર્યશ્રીની દૃષ્ટિએ કલાનો પરમ ઉદ્દેશ તો ક્ષરમાં અને ક્ષરની પાર રહેલા અક્ષરનું દર્શન કરાવવાનો છે. એમના શબ્દોમાં કહીએ તો, 'જગતનાં મહાન કાવ્યો તો તે જ ગણાયાં છે કે જેણે મનુષ્યનો જીવનપંથ ઊજાળ્યો છે, એની સંસ્કૃતિને ઉન્નત ભાવનાથી પોષી છે, દીપાવી છે, એક પગલું એને આગળ ભરાવ્યું છે.'(૩૭) અને તેથી જ આચાર્યશ્રી કહે છે કે, 'અમે તો......મમ્મટના રૂપકમાં(૩૮) કહીશું કે એ ખરી કાન્તા જ નથી કે જેની વાણીમાં રસ અને ઉપદેશ એકરૂપ થઇને વહેતાં ન હોય...ધર્મ, નીતિ, સત્ય એ આત્માની ઉદાત્તતા સાધનારા તત્વ છે, અને રસને ક્ષુદ્ર આનંદ યાને રસાભાસ થઇ જતો અટકાવનારાં બળ છે.'(૩૯) કાવ્યમાં અલબત્ત, આનન્દ અને ઉપદેશ અખંડાકાર થઇ રહેવાં જોઇએ અને એ બેનું સાંધણ ન દેખાવું જોઇએ.'(૪૦)

કવિતાને–કલાને–આચાર્યશ્રી, આમ મહિમાલક્ષી અને ઉચ્ચ માને છે. 'કાવ્ય જેટલે અંશે જગતનું બલ્કે જગતની પાર રહેલા અક્ષરનું અનુકરણ કે સૂચન કરે અને આભાસ દ્વારા પણ એનું દર્શન કરાવે તેટલો એનો મહિમા અને ઐહિકતાના મલિન કુંડમાં કીડાઓની માફક ખદબદતી મનુષ્ય હૃદયની સ્થૂલ વૃત્તિઓને દેહાન્તર કરાવી રસલોકની સ્વર્ગંગામાં–રસમન્દાકિનીમાં–સ્નાન કરાવે એટલી એની ઉચ્ચતા'(૪૧)

કવિતાના આ મહિમાભર્યા અને ઉચ્ચ સ્થાનને લીધે જ આચાર્યશ્રી એને 'વાગ્દેવી'રૂપ માને છે.(૪૨) અને તેથી જ એ રાષ્ટ્રભાવનાની કે બીજી કોઇ પણ ભાવનાની દાસી થવાને બંધાએલી નથી એમ એ કહે છે (૪૩) એમના શબ્દોમાં કહીએ તો, સાહિત્યમાંથી ધર્મ, ગૃહ,

(૩૭) 'કાવ્ય તત્વવિચાર' પૃ. ૧૧૪
(૩૮) कान्ता संमिततयो पदेशयुजे।
(૩૯) 'કાવ્ય તત્વવિચાર' પૃ. ૪૪–૪૫
(૪૦) એજન, પૃ. ૫૨ (૪૧) એજન, પૃ. ૯૮
(૪૨) એજન પૃ. ૧૦ (૪૩) એજન પૃ. ૭૧–૭૪

રાજ્ય, સમાજ આદિ અનેક મનુષ્યસંસ્થાઓ પ્રકાશ પામી શકે, પણ સાહિત્ય તે પૂર્વોક્ત સંસ્થાઓ પર લખાયેલો નિબંધ નથી. વર્તમાન સમયના મહાપ્રશ્નો ચર્ચતાં નાટકો અને નવલકથાઓ પણ એ મહાપ્રશ્નો ઉપર પ્રકાશનાં કિરણો નાખી શકે. એ નાખવાં એ કાર્ય સાહિત્ય વાજબી રીતે કરી શકે, પણ એ કિરણો મુખ્યત્વે સનાતન તેજનાં હોવાં જોઇએ–જગતનું પ્રથમ પંક્તિનું સાહિત્ય એ સનાતન તેજ છે.'(૪૪)

આચાર્યશ્રીની માન્યતા પ્રમાણે, આમ વાગ્દેવી બીજી કોઇ પણ ભાવનાનું 'પરિવારપદ' સ્વીકારતી નથી, સ્વીકારી શકે નહિ. ઉપરાંત એ મહાપ્રશ્નો ઉપર પ્રકાશનાં જે કિરણો નાખે(૪૫) તે કિરણો પણ મુખ્યત્વે સનાતન તેજનાં હોવાં જોઇએ. 'મુખ્યત્વે' શબ્દ મહત્વનો છે, કારણ કે કવિ પણ અન્તે તો સામાજિક મનુષ્ય હોવાથી, સમકાલીન પરિસ્થિતિની અસર એના પર પડયા વિના રહે નહિ અને તેથી એની કલામાં 'સમકાલીન તેજના' કિરણો પણ સ્વાભાવિક રીતે જ હોય; પરંતુ 'સમકાલીન તેજમાં' જ અંજાઇ જઇને કવિએ સનાતન દ્યુતિ વીસરવી ન જોઇએ એમ આચાર્યશ્રી માને છે.

આચાર્યશ્રીનું આત્મકલારૂપ વાગ્દેવીનું આ દર્શન જેટલું મંગલ છે, તેટલું મનોહર છે, અને જેટલું મૌલિક છે તેટલું વિશિષ્ટ છે. એ દર્શનમાં પ્લેટો અને એરિસ્ટોટલ, કાન્ટ અને શિલર, ક્રોચે અને શોપનહાવર, પ્રો. એલેકઝાંડર, પ્રો સન્તયાન અને એડીથ સિટવેલ જેવા પ્રાચીન અને અર્વાચીન પાશ્ચાત્ય તત્વજ્ઞો અને કલામીમાંસકોથી શરૂ કરીને ભામહ અને મમ્મટ, ભગવદ્‌ગીતાકાર અને ભવભૂતિ, જગન્નાથ અને રવીન્દ્રનાથ ટાગોર, સર મનુભાઇ, મહાત્મા ગાંધી અને બાબુ રાજેન્દ્રપ્રસાદ સુધીના પ્રાચીન અને અર્વાચીન પૌરસ્ત્ય કલામીમાંસકો અને વ્યક્તિવિશેષોના મંથનો, ચર્ચાઓ, સિદ્ધાન્તો અને દર્શનોમાંથી ગુણોનો એમણે નિઃશેષ સ્વીકાર કર્યો છે અને દોષોનો અત્યંત પરિહાર કર્યો છે.

પ્લેટોના 'World of Ideas'ના સિદ્ધાન્તને આચાર્યશ્રી સ્વીકારે છે, પણ એની 'કલાનું તત્વ ભ્રાન્તિ છે' અને 'કાવ્યહૃદયની આવેશભરી વૃત્તિઓ (Passions)ને જ્ઞાન (Reason)થી નિયમવી જોઇએ તેને બદલે ઉતેજે છે, ઊછાળે છે.' એ માન્યતાઓને એ સ્વીકારતા નથી. એરિસ્ટોટલના અનુકરણવાદને, એ ભાવપ્રાકટ્યવાદ છે એટલા પૂરતો, એ સ્વીકારે છે, પણ એના સામાન્યવાદનો સ્વીકાર કરતા નથી. ક્રોચેના ભાવપ્રાકટ્યવાદનો, સૌન્દર્યનું ગ્રહણ કરવા માટે તાર્કિક બુધ્ધિનો વ્યાપાર આવશ્યક નથી એટલા અર્થમાં, એ સ્વીકાર કરે છે, પણ એ ભાવપ્રાકટ્યવાદમાંથી ફલિત થતા યથાર્થવાદને એ અંશતઃ સ્વીકારી લેતા નથી એટલું જ નહિ, ક્રોચેનું સૌન્દર્ય ભાવગત છે એ સિદ્ધાન્ત સાથે પણ એ સંમત થતા નથી. કલાનો ઉદ્‌ગમ મનુષ્યના લીલામય સ્વરૂપમાંથી થાય છે એટલા પૂરતી શિલરની Play Theory એમને માન્ય છે; પણ લીલામય સ્વરૂપમાંથી કલાનો આવિષ્કાર થતો હોવાથી, એના પર કશી જવાબદારી રહેતી નથી એવું તાત્પર્ય નીકળતા કલાની જે સ્વરૂપહાનિ થાય તે એમને રુચતી નથી, એટલે જ એ કવિવર રવીન્દ્રનાથના ઉચ્છિષ્ટના સિધ્ધાંતને સ્વીકારે છે, પણ એમાં પણ એ ઉચ્છિષ્ટ એટલે જે કંઇ શેષ રહે તે બધું જ એવો અર્થ ન કરતાં 'ઊચું' + 'શિષ્ટ' એવો અર્થ તારવે છે. શોપનહાવરનો 'કલા એટલે મુક્તિ'—વિગલિતવેદ્યાન્તર રસસમાધિ એ સિધ્ધાંત એમને મંજૂર છે; પણ કવિનું કર્તવ્ય સહૃદયને માત્ર રસસમાધિમાં લીન બનાવી દેવાનું જ નથી, તેને પરજગતનાં બિમ્બોનું–અક્ષરનું–દર્શન કરાવવાનું છે એમ આચાર્યશ્રી માનતા હોવાથી એ સાયણાચાર્યની कविः क्रान्तदर्शी એ વ્યાખ્યાને સ્વીકારે છે પ્રો સન્તયાનનો વૈશિષ્ટ્યવાદ એમને માન્ય છે; પણ એ વૈશિષ્ટ્ય એટલે નિઃસામાન્યત્વ નહિ જ એવું એમનું સ્પષ્ટ મંતવ્ય છે.

પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય, પ્રાચીન અને અર્વાચીન તત્વજ્ઞો, કલામીમાંસકો અને ચિન્તકોના આ મુખ્ય લક્ષણો આચાર્યશ્રીના કલાદર્શનમાં સંકલિત થયાં છે, એનો અર્થ એ નથી કે આચાર્યશ્રીના કલાદર્શનમાં એમનું પોતાનું સ્વતંત્ર એવું કંઇ જ નથી પરસ્પર–વિરોધી મંતવ્યો, સિધ્ધાંતો અને વાદોની જટિલ ભૂલભૂલામણીમાંથી માર્ગ કાઢીને આચાર્યશ્રીએ આ જાતનું સળંગ સૂત્ર અને સુશ્લિષ્ટ દર્શન રજૂ કર્યું છે, તેમજ કલાપ્રશ્નોને તત્વજ્ઞાન અને માનસશાસ્ત્રની કસોટીએ કસીને એમણે સત્વ તારવ્યું છે તે જ એમની મૌલિકતાનો

(૪૪) એજન, પૃ ૧૨૧

(૪૫) આચાર્યશ્રી માને છે કે કલાનું કામ મહાપ્રશ્નો પર માત્ર પ્રકાશનાં કિરણો જ નાખવાનું છે, એ પ્રશ્નોનું નિરાકરણ કરવાનું નહિ. જુઓ એજન, પૃ. ૧૫૦.

વિજય છે. એમના દર્શનમાં આ બધા ગુણાંશોનો સમાવેશ થાય છે એ ખરું, પણ એ દર્શન આ ગુણાંશોને જ આભારી છે એમ નથી. 'કાવ્ય તત્વ વિચારમાં' સંગ્રહીત થયેલો જૂનામાં જૂનો લેખ 'કવિતા' સને ૧૯૦૨ માં લખાયેલો છે; અને એમાં વાગ્દેવીના આ પરમ મહિમાનું દર્શન કરાવ્યું છે, ત્યારબાદ ઉત્તરોત્તર વાચન મનન નિદિધ્યાસન વધતાં જતાં આ દર્શનમાં જ ઝીણવટભરી રંગલહરીઓ ઉમેરાતી ગઇ છે, અને એ રીતે સમગ્ર દર્શન સુરેખ અને સ્પષ્ટતર થતું ચાલ્યું છે, એટલે આ બધા ગુણાંશોએ આચાર્યશ્રીના દર્શનને પુષ્ટિ આપી છે, અથવા આ બધા ગુણાંશોમાંથી આચાર્યશ્રીના દર્શને પુષ્ટિ મેળવી છે એમ કહીએ તો તે વધારે યોગ્ય ગણાશે.

ગુણોના આ નિઃશેષ સ્વીકારની વૃત્તિમાંથી જ, આચાર્યશ્રીના દર્શનમાં પળે પળે પ્રત્યક્ષ થતી ગુણસમન્વયની અને સમતા–અન્તનો પરિહાર અને મધ્યનું ગ્રહણ (૪૬) ની ભાવનાનો ખુલાસો મળી રહે છે. શબ્દ અને અર્થ, (૪૭) ભાવનાવાદ અને વાસ્તવવાદ, (૪૮) કલાસિકલ અને રોમેન્ટિક (૪૯) આ બધાં દ્વંદ્વોમાં આચાર્યશ્રી સમતાના સિદ્ધાન્તને જ સ્વીકારે છે. એનું ઉદાહરણ નીચેનું નાનું સરખું અવતરણ બહુ સારી રીતે પૂરું પાડે છે:

(કલાસિકલ અને રોમેન્ટિક) 'આ બે શૈલીમાં વધારે સારી કઇ ? ઉત્તર : જે સમતાના સિદ્ધાન્ત ઉપર Classical શૈલી રચાઇ છે એ જ સમતાના સિદ્ધાન્તને જરા ઊંચે લઇ જાઓ અને Classical અને Romantic શૈલીને પોતાને જ એ લગાડો. ત્યાં આ પ્રશ્નનો ઉત્તર મળશે. અર્થાત્ સંસ્કૃતનો સંયમ અને જીવનનો ઉલ્લાસ બંનેની જેમાં સમતા તે કાવ્ય ઉત્તમ' (૫૦)

સમતાના આ સિદ્ધાન્તની સ્થિર દ્યુતિથી સમુજ્જવલ એવું આચાર્યશ્રીનું કલાદર્શન, ગુજરાત અત્યારે જેમાં રંક બનતું જાય છે એવી એકનિષ્ઠ અભ્યાસરતિનું અને મનનપૂત વાંગમયતપશ્ચર્યાનું, દષ્ટિની વિશાળતાનું અને વિચારસરણીની સ્પષ્ટતાનું મૂલ્યવાન પ્રતીક છે અને આપણને મળેલો મહામૂલો વારસો છે.

(૪૬) 'કાવ્યતત્વ વિચાર' પૃ. ૨૨
(૪૭) એજન, પૃ. ૪૮–૪૯
(૪૮) એજન, પૃ. ૧૪૬–૧૪૮
(૪૯) એજન, પૃ. ૩૫–૪૬–૪૯
(૫૦) એજન, પૃ. ૪૯–૫૦

●●●

હું તો ગાવા ચાહું છું ગીત એવાં, જે પુરાણાં
જગત આખાનાં સળગાવી મૂકે સૌ પાપ–થાણાં;
જેના એકએક શબ્દે એટલી ઉત્તેજના હો,
કે આળસ મરડીને ઊઠે ને લડવા મંડે પાણા!
—કરસનદાસ માણેક

# આનંદશંકરનું જીવનદર્શન

જ્યોતીન્દ્ર હ. દવે

આનન્દશંકરે કવિતા, તત્ત્વચિંતન તથા ધર્મ આ ત્રણે વિષે સમગ્ર દર્શન આપ્યું છે. આપણી ભારતીય સંસ્કૃતિની પરંપરા સમન્વયવાદી છે. શાસ્ત્ર, વેદ, ઉપનિષદ આ સર્વ પરત્વે પૂર્વ પક્ષ અને ઉત્તર પક્ષ એવો વિરોધ કદાચ જણાશે, કિન્તુ વાસ્તવમાં એવો કોઇ વિરોધ નથી. જે દેખાય છે તે વિરોધનો આભાસ છે. આનંદશંકર પણ આપણી એ જ સમન્વયવાદી પરંપરાના વારસ હતા. એમણે સમન્વયવૃત્તિ કેવળ ચિંતનમાં જ નથી દાખવી. પોતાના સમગ્ર જીવનમાં, જીવનની પદ્ધતિમાં અને જીવનદષ્ટિ પરત્વે પણ દાખવી હતી. છેક નર્મદથી આપણે બે સંસ્કૃતિનો સંગમ અને સંઘર્ષ જોતા આવ્યા છીએ. એક પૌરસત્ય સંસ્કૃતિ અને બીજી પાશ્ચાત્ય સંસ્કૃતિ. પાશ્ચાત્ય સંસ્કૃતિનો પવન આપણા દેશ ઉપર વાવા માંડયો તેમાં પ્રથમ સ્વાભાવિક રીતે જ દરેક નવી બાબતમાં બને છે તેમ સંઘર્ષ થયો. ધીમે ધીમે એ સંઘર્ષ શમ્યો અને સમન્વયવાદી વૃત્તિના પરિણામે પૌરસત્ય તેમજ પાશ્ચાત્ય બંને સંસ્કૃતિનો આપણે સંગમ થવા દીધો. વિચારના પ્રદેશમાં નર્મદ બાળક જેવો હતો. એણે પ્રથમ જેનો વિરોધ કર્યો હતો તેના જીવનની ઉત્તરવયમાં એણે પુરસ્કાર કર્યો હતો.

ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ આ બધા આપણી પૌરસત્ય સંસ્કૃતિના ઉપાસક હતા. તેઓ બંને વકીલ પણ હતા. એમની નજર પૂર્વાભિમુખ હતી અને પશ્ચિમ તરફ પરાંગમુખ હતી.

પશ્ચિમનું છે માટે એ ખરાબ જ છે એમ આનન્દશંકરે કદી માન્યું ન હતું. તેઓ એવી જડતાથી મુક્ત હતા. તેનું એક કારણ પ્રત્યેક બાબતનો તેઓ બુદ્ધિથી ને તે પણ સ્વચ્છ, શુદ્ધ બુદ્ધિથી તોલ કરતા અને તેમાંનાં ગુણતત્ત્વોને અપનાવી દોષતત્ત્વોને છોડી દેતા. આપણું છે માટે તે ઉત્તમ છે એવું ખોટું મમત્વ પણ તેમણે કદી દાખવ્યું નહોતું. પણ આપણું છે તેમાં ઘણું બધું એવુ છે જે કાઢવા જેવું નથી.

આનંદશંકરને પ્રતીકો ઘણાં ગમતા. તેઓ પોતાની બુદ્ધથી પ્રતીકો શોધી કાઢતા. આનંદશંકરને મારે કેટલીક વાર મળવાનું થયું હતું. તેમનો પહેરવેશ જુઓ તો ધોતિયું, લાંબો કોટ અને પાઘડી તથા ખેસ વગેરે ખરું. પણ પગમાં મોજાં અને બૂટ ધારણ કરવામાં તેઓ સંકોચ નહોતા રાખતા અને તે સાથે કપાળમાં કંકુનો

મોટો ચાંદલો યે કરતા. ચાંદલો એ એમને મન ધર્મનું પ્રતીક હતું.

આનંદશંકરમાં Sense of humour–વિનોદવૃત્તિ સારા પ્રમાણમાં હતી. તેમનામાં નાગરનું ચાતુર્ય હતું.

આનંદશંકર સંસ્કૃતિપ્રિય અને સંસ્કૃતિનિષ્ઠ હતા પણ તેને મસ્તક પર ચડાવી ધન્ય ધન્ય કરીને નાચ્યા નથી. એમણે બહુ જ સૂક્ષ્મ દૃષ્ટિથી આપણા ધર્મનું સ્વરૂપ તપાસ્યું હતું. અલબત્ત એમણે એ પરત્વે નવી દૃષ્ટિ નથી આપી. વેદથી માંડીને તે શાંકરભાષ્ય સુધીનો એમનો અભ્યાસ અતિ ઊંડો અને ઉત્કટ હતો. એમણે ભલે નવી દૃષ્ટિ ન આપી પણ વેદ તથા ધર્મનું પૂર્વગ્રહ મુક્ત ઇન્ટરપ્રિટેશન જરૂર આપ્યું છે. શાંકરવેદાન્તનું કેવલાદ્વૈત સ્વરૂપ એમણે ઘણી સરસ રીતે સમજાવ્યું. તેઓ એમ કરી શકયા કારણ તેઓ એક અત્યંત સફળ અધ્યાપક હતા.

કૃષ્ણને તેમણે જગદ્‌ગુરુ માન્યા હતા.

આનન્દશંકર વિદ્વાન હતા, પંડિત હતા, ઘણું ઘણું હતા. પરન્તુ એ સર્વથી યે વિશેષ તેઓ આપણા એક ઉત્તમ ભાષ્યકાર હતા. ભાષ્યકાર તરીકે પણ તેઓ સમન્વયવાદી હતા. તેમની પ્રકૃતિમાં માધુર્યનો જે ગુણ હતો તે તેમની કલમમાંથી પણ ટપકતો હતો. તેઓ હંમેશાં વિવેચક તરીકે કૃતિનું માધુર્ય દર્શાવતા હતા. કૃતિનું દોષદર્શન કરાવવું હોય ત્યારે પણ તેઓ તે બહુ સૌમ્ય રીતે કરાવતા. તેમની એક માન્યતા હતી અને તે સાચી પણ છે. તે એ કે વસ્તુગત સૌન્દર્ય અને દૃષ્ટિગત સૌન્દર્ય બંનેનો યોગ થવો જોઇએ જોનારની દૃષ્ટિ પણ વિરૂપ હોઇ શકે છે.

આનંદશંકરે આપણી ભૂખ ઉઘડે એવું ઘણું આપ્યું પણ ભૂખ શમે એવું બહુ ઓછું આપ્યું. વિજ્ઞાન, અને જ્ઞાનતા બધા જ વિષયોનું જ્ઞાન મેળવવાની એમની વૃત્તિ હતી, જે લોભની કક્ષાએ પણ પહોંચતી અને તે પણ ગુજરાતની જ્ઞાનસંપત્તિમાં વધારો કરે એટલું એમણે જરૂર આપ્યું છે. તેમણે થોડું આપ્યું એ અલબત્ત હકીકત ખરી, પણ તેઓ ઘણું આપી શકત એ પણ એટલું જ સાચું છે.

●●●

# સંત માનવ

નંદકુમાર પાઠક

એક સંતમાનવથી ધરા આ ધન્ય થઈ,
વેરાયલી પદપંકિતઓ સહુ ચેતનાની સેર થઇ.

પાનખર મ્હોરી ઊઠી, ઝરણાં સુકયાં સિન્ધુ બની,
નાચતી લહરો ધરા નભ આંબતી ઝંઝા બની;
અકેક તણખામાં સમાઇ વીજળી ઝબકી ગઇ;
એક સંત માનવથી ધરા આ ધન્ય થઇ.

અંધાર ઝીલ્યો એક આંખે, સુરજ બાજી આંખમાં,
ઊડયો બધે એ, ગગનધરતી બેઉ રાખી પાંખમાં;
અકેક ક્ષણ એ જિન્દગીની કાળને બરખી ગઈ.

એક સંત માનવથી ધરા આ ધન્ય થઈ,
વેરાયલી પદપંકિતઓ સહુ ચેતનાની સેર થઇ.

●●●

# મંદાકિનીનો ભાઈ

ધીરુબેન પટેલ

હજી તો સવારે ઊઠીને અમે ચા પીતાં હતાં ત્યાં જ બાગમાંથી અવાજ આવ્યો. માળી મોટા ઘાંટા પાડીને કોઈને વઢતો હોય એવું લાગ્યું. શું થયું છે તે જોવા ઊઠીને હું બહાર જાઉં ત્યાં માળી જ સામો મળ્યો. એની સાથે એક નાનકડી છોકરી હતી. ઝીણા ઝીણા ભરત-કામવાળું રેશમી બ્લાઉઝ, ભૂરું સ્કર્ટ અને પગમાં ઊંચી જાતના સેન્ડલ, કોઈ સારા ઘરની છોકરી લાગતી હતી.

'કેમ, માળી, શું થયું ?' મેં પૂછ્યું.

'પૂછોને એને જ !' કહીને માળીએ પેલી છોકરીનો હાથ લાંબો કર્યો. એની દાબીને વાળેલી મુઠ્ઠી ખૂલી ગઈ. એમાંથી માણેકનો વરસાદ પડતો હોય એમ ઘેરા લાલ રંગની સુગંધી પાંદડીઓ સરી પડી.

સત્યાનાશ ! આ તો મેં પ્રદર્શનમાં મૂકવા ઉછેરેલા છોડનું ગુલાબ ! કોને ખબર આણે ડાળીઓ કેવી ય રીતે ફાંસી નાખી હશે...મને ખૂબ ક્રોધ ચડ્યો.

'કેમ રે, કોણ છે તું ? આવી ચોરી કરે છે ?'

એણે મારી સામે જોયું. ખૂબ સુંદર હતી એ. આંખોમાં પાણી ભરાઈ આવ્યાં હતાં...દસ અગિયાર વરસથી વધારે ઉંમર નહીં હોય. અજાણતાં મારો અવાજ ધીમો પડી ગયો.

'ક્યાં રહે છે ?'

એણે રસ્તાની પેલી બાજુ આંગળી કરી. ત્યાં બંધાયેલા નવા મકાનમાં થોડો વખત પહેલાં કોક રહેવા આવ્યું હતું ખરું.

'ચાલ, તારે ત્યાં આવીને તારાં માબાપને કહી દઉં કે તું આવી રીતે ચોરી કરે છે.'

મારા રોષનું પૂર ઓસરવા માંડ્યું હતું. મેં કંઈક કહેવા ખાતર, તો કંઈક નવા પડોશીની ઓળખાણ કરવા જ એવું કહેલું પણ છોકરી ખૂબ બી ગઈ એણે ડૂસકાં ભરી ભરીને રડવા માંડ્યું.

'સવારના પહોરમાં આ બધી શી ધમાલ માંડી છે?' અમારા એમનો અવાજ અંદરના ઓરડામાંથી આવ્યો. સવારના છાપું વાંચવાને સમયે જરાકે ઘોંઘાટ થાય તે એમને ગમતું નહીં. મને થયું, હમણાં જ એ બહાર આવશે. એમને જોઈને વળી આ વધારે રડશે. મેં માળીને કહી દીધું. 'ચાલ, છોડી દે એને.'

છોકરી ગઈ નહીં, ત્યાં ઊભાં ઊભાં એણે રડ્યા જ કર્યું. ભારે આશ્ચર્ય ! સોએ નવ્વાણું છોકરાં તો હાથ

છુટતાં જ દોડીને ઘર ભેગાં થઇ જાય, ત્યારે આ તો ખીલો ખોડયો હોય એમ ઊભી જ રહી છે, રડયા કરે છે.

એને ખભે હાથ મૂકીને મે કહ્યું: 'જા હો, ઘરે જતી રહે હવે ફરીવાર આવું ના કરતી.'

તો યે એ તો ઊભી જ રહી, નીચું જોઇને રડયા કરે. મારે હજી ચાનો બીજો કપ પીવાનો બાકી હતો. મેં માળીને કહ્યું: 'એને લઇ જા અહીંથી.'

માળીએ એનો હાથ પકડયો. એણે એ જોરથી પાછો ખેંચી લીધો ને ફરી પાછાં ડૂસકાં ભરવા માંડયા. મને લાગ્યું કે વાત જરા આગળ વધી ગઇ છે. માળીને રજા આપીને હું એને અંદર લઇ ગઇ. હાથમાં ધોવ-ડાવી એક કપ ચા આપીને મારી સામે બેસાડી.

'તારુ નામ શું?'

'મંદાકિની!' એણે જવાબ આપ્યો. તે વખતે વાત ચીતનો સૌથી આગળ તરી આવે એવો વિષય તો એક જ હતો અને તે એની આજ સવારની અમારા બાગની મુલાકાત મનેકમને મારે પાછો એનો જ ઉલ્લેખ કરવો પડયો.

'તું કેમ અમારા બાગમાં આવી હતી?'

'ફૂલ લેવા.' એણે જરા ય ડર્યા વગર મારી સામે જોઇને કહી દીધુ પછી એણે પૂછ્યું: 'ચા ગરમ છે. રકાબીમાં કાઢું?'

'હા.' કહી હુ વિચારે ચડી ગઇ. આ મામલો અણ-ધારી રીતે આગળ વધ્યે જતો હતો. એક નાનકડી છોકરી . ગુલાબ ચોરવા આવી...પકડાઇ ગઇ...બસ, હવે તેને ધમકાવીને જવા દેવી જોઇએ. તેને બદલે આમ ચા પીવા બેસાડી એ કાંઇ ઠીક નથી કર્યું. કોને ખબર એનાં માબાપને ગમે કે ન ગમે. છોકરીના પહેરવેશ પરથી એ લોકો ખૂબ પૈસાદાર હશે એવું લાગતું હતુ. એવા લોકો ચૂની હોય છે–એમના છોકરાને કોઇ બારોબાર ખવડાવે પીવડાવે, તે પસંદ ન આવે–વખતે મારી સાથે ઝઘડો કરવા આવે ...હું ગભરાઇ ગઇ.

'ચાલ, હવે તારા ઘરે તને મૂકી જાઉં?'

થયું. વળી પાછા શ્રાવણભાદરવો શરૂ થઇ ગયા. મને અકળામણ થઇ આવી

'રડ નહીં', રડ નહીં' મારી મા! તું કહે તેમ કરીએ, બસ?'

મંદાકિનીની ઇચ્છા ઘણી સ્પષ્ટ હતી. તે બીજા ટોસ્ટ સાથે ફરી આડયો કપ ચા પીવા માગતી હતી. પછી તેને અમારું ઘર જોવું હતું. અમારા બાગમાં સફેદ જાંબુનું ઝાડ છે કે નહીં તેની એને તપાસ કરવી હતી અને છેક છેલ્લે એને પેલું ગુલાબ જોઇતું હતું.

'પણ એ તો તેં તોડી નાખ્યું!'

'એ તો એક જ. એ છોડ પર બીજાં બે ફૂલ ખીલ્યાં છે.'

કેટલીક વખત આપણે બહુ મૂરખ જેવું વર્તન કરતાં હોઇએ છીએ. તે દિવસે મેં એ છોકરીનું કહેવું બધુ જ કર્યું, કેમ જાણે હું ગુનેગાર હોઉં ને એ મારી ન્યાયાધીશ ન હોય!

ફૂલ લઇને જતી વખતે એણે મારી સામે સ્મિત કર્યું. મેં કહ્યું ને, ખૂબ સુંદર હતી એ. એવા રૂપાળા નાના બાળકો આપણી સામે જોઇને હસે ત્યારે સવાર ઘણી ખુશનુમા બની જાય છે, નહીં? મને ગમ્યું. મેં પણ એને હસીને કહ્યું 'ફરીવાર આવજે, મંદાકિની!'

'ક્યારે?'

'ગમે ત્યારે.

'વ રુ' કહીને એ ચાલી ગઇ. મને એમ કે બે ચાર દિવસ પછી એ આવશે. કોને ખબર, કદાચ ન પણ આવે અમારા ઘરમા નાનાં છોકરા તો હતાં નહીં કે એને રમવા મળે.. ગુલાબનું ફૂલ લેવા કદાચ આવે તો આવે.

પણ એ તો બીજી સવારે જ આવી પહોંચી. આજે એના ચહેરા પર સહેજે ક્ષોભ નહોતો. ના, એને ફૂલ નહોતું જોઇતું. એ તો ચા પીવા જ આવી હતી ચા પી, વાતો કરીને એ ચાલી ગઇ.

ઓફિસે જતી વખતે એમણે મને પૂછ્યું, 'કોણ છે આ છોકરી?'

'ઓહ, એ તો મંદાકિની! અહીં સામે રહેવા આવી છે ને, એ!'

'પણ એ લોકોને તો આપણે ઓળખતા નથી.'

મને એમના પર બહુ ખીજ ચડી, વારુ, આપણે શું અંગ્રેજ છીએ કે એમ ઓળખાણ વગર એકબીજાની સાથે વાત ન કરી શકીએ? કેવી મજાની છોકરી હતી! એની સાથે વાતો કરતાં કરતાં સવાર કેવા ચેનથી પસાર થઇ જતી હતી!

મેં મોં ચઢાવીને કહ્યું, 'એક કપ ચામાં આપણે ભિખારી નથી થઇ જવાના !'

'તારી તો બધી વાત જ વિચિત્ર' કહી, નારાજ થઇને એ ઓફિસે જતા રહ્યા.

બપોરે ઊંઘી ઊઠ્યા પછી મેં વિચાર કર્યો, કાલે મંદાકિનીને કહી દઇશ કે 'તું સવારને બદલે સાંજે જ આવજે. સ્કૂલમાંથી છુટીને. હું તને લેસન પણ કરાવીશ'. સારું પડશે. અમે બે એકલાં જ હોઇશું...

ત્યારપછી મંદાકિનીએ દરરોજ બે વખત આવવા માંડ્યું. સવારે આવીને ગુલાબનું ફૂલ લઇ જતી, સાંજે ચા પીવા ને વાતો કરવા આવતી. એની સાંજની મુલાકાતોની વાત એમને ખબર નહોતી. એક દિવસ એ વહેલા આવ્યા ત્યારે હું મંદાકિની સાથે બાગમાં ફરતી હતી. એમણે જોયું ખરું પણ કંઇ બોલ્યા નહિ. રાતે સૂતી વખતે મારી સામે ખૂબ ધારી ધારીને જોઇ રહ્યા, કહેવા લાગ્યા...

'તને છોકરાં નથી તેનું બહુ દુઃખ છે, ખરું ?'

'નારે ! મજા છે–શી ઉપાધિ છે મારે ?'

'તને આ છોકરી બહુ ગમે છે?'

'હા ગમે છે, ગમે છે, કેમ કંઇ ગુનો છે ? મારે સાત છોકરાં હોત તો યે એમને આટલી જ ગમત. બોલો શું કહેવું છે ?'

'કંઇ નહીં,' કહીને એ સૂઇ ગયા. પણ થોડી વાર પછી બોલ્યા,

'જો મધુ, છોકરી સરસ છે. વાતોડિયણ-છે. તને ગમતી હશે પણ મારા પર મહેરબાની કરીને એકવાર એની માને મળી આવજે. ધાર કે એને ન ગમતું હોય... વગર મફતનો પાડોશીઓ સાથે ઝઘડો થઇ જાય ને !'

એમની વાત ખોટી તો નહોતી. મારે જઇ આવવું જોઇતું હતું. મેં કહ્યું, 'સારું, કાલે જ જઇશ.'

'ગુડ્ઝ ગૂ,' કહીને એ ઊંઘી ગયા.

પંદર દિવસ પહેલાં મેં એક સાડી ભરાવી હતી. હજી લગી પહેરવાનો મોકો નહોતો મળ્યો. આછા લીલા રંગ પર રેશમ અને જરીનું ભરત હતું, બહુ સરસ સાડી હતી. મંદાકિનીની માને એમ ન લાગવું જોઇએ કે અમે રેંજીપેંજી માણસો છીએ સાંજે તૈયાર થઇને હું મંદાકિનીની રાહ જોવા લાગી

એણે આવીને તરત પૂછ્યું, 'માસી, બહાર જાઓ છો?'

મેં કહ્યું, 'ના, આજે તું ઘેર જશે ત્યારે હું તને મૂકવા આવીશ.'

એનો ચહેરો વિલાઇ ગયો. વાતચીતમાં કંઇ મજા જામી નહીં. થોડી વાર પછી જોઉં છું તો એની આંખમાં ઝળઝળિયાં.

'શું થયું મંદુ, રડે છે કેમ ?'

'માસી ! તમે મારે ઘેર ના આવશો.'

'કેમ ?'

એ કંઇ બોલી નહીં, રડવા લાગી. મેં એને હેતથી કહ્યું, 'શું છે, બેટા ? તને શું એમ લાગે છે કે પેલા ફૂલની વાત હું કહી દઇશ ?'

જવાબમાં ડૂસકાં. પછી વધારે મોટાં ડૂસકાં. હું તો હેરાન થઇ ગઇ. કેટલી વારે એને શાંત પાડી શકી. તે દિવસે એને ઘેર જવાયું નહિ. નકામી નવી સાડીની ઇસ્ત્રી બગડી.

રાતે એમણે પૂછ્યું, 'કેમ, કેવાં છે એ લોકો ?'

'અંહં...'

'નથી સારાં ?'

'ના, આજે મારું માથું દુઃખતું હતું, મારાથી જવાયું નહિં.'

'ઠીક, કાલે જઇ આવજે.'

બીજે દિવસે વિચાર કર્યો, આજે તો મંદાકિનીને સમજાવવું જ પડશે. એનું આ રીતે રોજ રોજ આવવું સારૂં ન કહેવાય એની મા પણ કોઇ અજબ બાઇ હતી. મારો તો જીવ ન રહે. છોકરી ક્યાં જાય છે, એ ઘર કેવું છે, માણસો કેવા છે, જાણવાનું સહેજે કુતૂહલ નહીં ? હું તો હોઉં તો કોઇ ને કોઇ બહાને જઇ આવું.

સાંજે મંદાકિનીને ખૂબ ભાવતાં સાબુદાણાનાં વડાં કર્યા એણે ચા–નાસ્તો કરી લીધા પછી મેં કહ્યું, 'જો મંદુ, રડતી નહિ, પણ મારે તારી મમ્મીને મળવું છે. મને નહીં લઇ જાય ?'

મંદાકિની નિર્દોષ ભાવે મારી સામે જોઇ રહી. પછી બોલી, 'માસી, એક વાત કહું તો કોઇને નહીં કહો ?'

મેં કહ્યું, 'ના'

'મારી મમ્મીને તો નહીં જ હોં !'

'ના, ના, નહીં કહું, તારા સમ.'

'કહું, માસી ! મમ્મી છેને, તે કંઇ મારી ખરી મમ્મી નથી. મારો નાનો ભાઇ છે ને, એની ખરી મમ્મી છે.'

મારા દિલમાં જાણે ખંજર ભોંકાયું. આવી સરસ છોકરીને મા નહીં ! તેમાં જ બિચારી વાત્સલ્યની ભૂખી અહીં રોજ આમ આવ્યા કરે છે.

'મમ્મી કહે છે કે કોઇને કહેવાનું નહીં. મેં તમને કહી દીધું એટલે હવે મમ્મી મને મારશે.'

મંદાકિની મો ઢીલું થઇ ગયું. મને ડર લાગ્યો કે તે રડશે. ઝટપટ એને બીજી વાતે વાળવા મેં પૂછ્યું,

'અચ્છા, કેવો છે તારો ભાઇ ?'

'બહુ સરસ. મારો ભાઈ સારો છે. મને તેના પર બહુ વહાલ છે.' કોઇનો પઢાવેલો પાઠ બોલતી હોય એમ તે કડકડાટ બોલી ગઇ. પછી હળવેથી કહેવા લાગી, 'કોઇને કહેતા નહીં માસી, પણ એ મારાં બધાં રમકડાં લઇ લે છે. ને જો હું એનું એક રમકડું અમસ્તું જોવા લઉંને, તો એ રડે, ને પછી મમ્મી મને મારે.'

અરેરેરે ! આ છોકરીની મા આવુ શા વાસ્તે કરતી હશે ? તે દિવસે વાતોમાં બહુ મોડું થઇ ગયું. નાના નિર્દોષ ચહેરા પરના એ ભય અને પીડાના ભાવો જોઇ દિલને બહુ બેચેની થઈ આવી. આવી સ્ત્રીઓને પ્રભુ સંતાન આપે છે !

રાતે એ આવીને પોલીસની પેઠે પૂછવા માંડે તેની મને બહુ ચીડ ચડે છે.

'આજે દૌરિકા આવી હતી. મંદુની માને ત્યાં ન જવાયું.' મેં પહેલેથી જ કહી દીધું.

'તેમાં ચિડાય છે શું ! કાલે સવારે જઇ આવજે.'

'સવારે ઘરમાં કામ હોય કે નહીં ? જઇશ સાંજેબાંજે.'

ખરું પૂછો તો એ ધૃણાસ્પદ સ્ત્રીને મળવાની મને ઇચ્છા જ નહોતી થતી. આવી પરી જેવી છોકરીને આમ મારે ને સતાવ્યા કરે, તે શું સ્ત્રી કહેવાય ! છોકરી બિચારી આખો દિવસ અહીં બેસી રહેવાનું મન કેમ કરે છે તે હવે મને સમજાયું.

સાંજે મંદુ મને પોતાની મેળે જ કહેવા લાગી, 'માસી ! આજે મારે ઘેર આવશો ને ?'

'વારુ, આવીશ.' મને બહુ ઉત્સાહ નહોતો.

'ને પછી તો મારી મમ્મી મને અહિંયાં નહીં આવવા દે'

'કેમ ?'

'મેં તો એને એમ કહ્યું છે કે તમારે બે દીકરીઓ છે તેની સાથે રમવા હું અહીં આવું છું. આજે તો એ ખરી વાત જાણી જશે, એટલે પછી એ મને નહીં આવવા દે. હું મોટા માણસો સાથે વાતો કરું તે એને નથી ગમતું.'

શાનું ગમે. બાઇસાહેબની પોલ પકડાઇ જાય ને ! પણ એનો બાપે ય કેવો ? બૈરીને કંઇ કહેતો જ નહીં હોય ? આવા આવા વિચારો બાજુએ મૂકીને મેં મંદાકિનીને મારી ફરજ બજાવવા પૂરતું કહ્યું,

'પણ મંદા, આમ જૂઠું ન બોલાય હોં !'

'કેમ ?'

'ખરુ' પૂછો તો મારી પાસે કોઇ જવાબ નહોતો. આવા સંજોગોમાં છોકરી બિચારી જૂઠું ન બોલે તો કરે પણ શું ? એને પણ જીવવાનો અધિકાર હતો... અપરમા પાસેથી ન મળે તે પ્રેમ બહારથી મેળવી લેવા એ કંઇક આડુંતેડું બોલી જાય તો એ શું એટલો મોટો ગુનો થયો કહેવાય ? પણ મારે એને કહેવું પડ્યું, 'જૂઠું ન બોલાય, જૂઠું બોલીએ તો—'

'તો શું ?'

'તો ભગવાનને ન ગમે.'

'સારું, હવેથી નહીં બોલું. મમ્મીને કહી દઇશ કે માસીની બન્ને દીકરીઓ મરી ગઇ.'

'અરે એમ ન કહેવાય !'

'તો ?'

'કંઇ નહીં. તું મમ્મીને કંઇ કહેતી નહીં. એ તો હું જ એને સમજાવી દઇશ–'

'ચાલો, આવો છો મારે ઘેર ?'

'ના, આજે તો નથી આવતી મંદા, ફરી કયારેક આવીશ.'

મારે આ આખી વાતનો બરાબર વિચાર કરવો હતો. આ મંદાકિનીની મા ભારે દુષ્ટ બાઇ હોવી જોઇએ એના વર્તનનો આ છોકરીના દિલ પર કેવો પ્રભાવ પડે છે ને એ બિચારી કેવું કેવું કરવા પ્રેરાય છે, તે કોઇ પણ હિસાબે એના પિતાને સમજાવવું જ જોઇએ નહીંતર છોકરીની જિંદગી ખલાસ થઇ જશે ને પેલો પાંચ છ વર્ષનો ભાઇ ! રાહુની પેઠે એનું ગ્રહણ લાગ્યું છે આ મંદાકિનીને. દરેક વાતમાં એની સિરજોરી, એનાં તોફાન, એની મારફાડ, છોકરી બિચારી કેવી રીતે આ બધું સહેતી હશે ?

હું બહુ ઉદાસ રહેવા લાગી. એ કયારેક પૂછતા, 'કેમ, નવાં બહેનપણા કેમ ચાલે છે ?'

હું ચિડાઇ જતી. 'અરે, કેવી જટિલ સમસ્યા આવીને ઊભી રહી મારી સામે ! બહુ દુઃખ થતું. વિચારતી—નજર સામે એક કુમળી કળી રહેંસાઇ જાય છે—ને હું કશું જ નથી કરી શકતી...કશું જ નહીં ! બે કે ત્રણ દિવસ પછી શનિવાર હતો. રાતે એ મોડા આવ્યા. હું ઊંઘવાની તૈયારીમાં હતી. એમણે જગાડી દીધી. એટલું બધું હસતા હતા...મને શંકા ગઇ, બીજું કંઇ નહીં તો છેવટે ભાંગ પી લીધી હોય !

'પણ વાત શી છે ?'

'વાત ? અરે વાત આ તારી મંદાકિનીની ! એના બાપ સાથે આજે કલબમાં મુલાકાત થઇ ગઇ. ભારે અચ્છો માણસ છે હોં. આઇ. એ. એસ. થયેલો છે.'

'ધૂળ પડી એના આઇ. એ. એસ.માં, છોકરીને બિચારીને...'

'અરે સાંભળ તો ખરી ! એ તારી તબિયતના ખબર પૂછતો હતો. કહે કે તમારાં વાઇફ પોલિયોથી અપંગ થઇ ગયાં છે તે જાણીને બહુ દિલગીર છું. મારી વાઇફ મળવા આવવાની હતી પણ મંદુએ કહ્યું કે અજાણ્યાં માણસો, ખાસ કરીને સ્ત્રીઓને મળવાનું એમને પસંદ નથી, એથી એમની તબિયત બહુ બગડી જાય છે. એટલે એ ન આવી.'

'અરે !'

'ને મંદાકિનીએ કહ્યું કે અમારે ગર્લ ગાઇડમાં રોજ એક સારું કામ કરવાનું એટલે હું આન્ટીનાં કપડાંને ઇસ્ત્રી કરી આપવા જાઉં છું.'

'શું ?'

'અને તને ખબર છે ? એને ભાઇ છે જ નહિ. એની માની એ એકની એક છોકરી છે. એનો બાપ કહેતો હતો કે છોકરી ભારે કલ્પનાશીલ છે, કયાંની કયાં વાતો ગોઠવી કાઢે કંઇ સમજાય જ નહિ. કહે છે કે કોઇ માનસશાસ્ત્રીને મળવાનો એનો વિચાર છે.'

'બસ, બસ ! હવે મારે આગળ નથી સાંભળવું !'



# વળતી સફર

મકરન્દ દવે

ભાંગેલા ઘરની ભીંતો ચણો ને ભલા,
તૂટેલા પુલને સાંધો,
વળતી સફર ફેરા જાતરીની વેરાતી
ગઠડીને જોર દઈ બાંધો.

પોતાના દુઃખનું ભલકું કાઢીને દેખ,
આથમતા સૂરજની લાલી,
થોડાની ફેરા અહીં લાગે છે વારવાર
ઝાઝામાં છવતાં ખુશાલી,
એવા સૂરજમાં શ્વાસ લઇ કાળનો
કાને ચુકાવ્યો'તો કાંધો.—

સાચું, રે બંધવા, સાચું, ભસમ બને
સંધુયે કાળને તરંગે,
ભોળા શંભુ જોને નાચે સ્મશાનમાં
ચોળી ભસમ અંગ અંગે,
એકાદો તાલ એમાં આપો આનંદનો તો
વ્હાલા સાહેબ, શો વાંધો ? —



# ખવાઈ ગયેલો પડછાયો

એ ઘણા દિવસથી મનમાં ગુંગળાયા કરતો હતો. મનમાં કશુંક હાલતું અને પછી સ્થિર થઇ જતું. વાદળિયા વાતાવરણની સ્થિર હવા જેવું. ઘટ્ટ વાતાવરણમાં કોક વૃક્ષની એકાદ પાંખડી હવામાં સહેજ ફરકે તેમ એના મનમાં કશુંક હાલ્યું. એ ઊભો થયો અને બારણામાં ડોકિયું કરતો ઊભો રહ્યો. પત્ની આલમારી ફંફોસી રહી હતી અને દીકરાનું નાનું બચ્ચું બદનના લબડતા છેડાથી કશુંક લૂછી રહ્યું હતું. કદાચ તે પેલા છોકરા માટે રમવાની કોઇ વસ્તુ શોધી રહી હશે. આ ઘરમાં હવે આ રીતે જૂની વસ્તુઓને ઘણી વાર શોધવી પડે છે. એ હતો તેમ જ ઊભો રહ્યો. જાણે કાષ્ટપૂતળું પ્રવેશ માટે કોકની ઇજાજત માગતું હોય તેમ ! અત્યાર સુધી પત્નીની પીઠ એના તરફ હતી. હવે તેનો ચહેરો એના તરફ ફર્યો. ધૂળવાળા હાથ ખંખેરતી તે એના તરફ જોઇને હસવા લાગી. 'આ તો ઈલ્લુને લખોટી શોધી આપું છું. એને હવે લખોટી લઇને ટેક્ષી ખરીદવા જવું છે.' કહેતાં તેણે લૂગડાના છેડા વડે ચહેરા પર જામેલો પરસેવો લૂછતાં હસ્યા કર્યું.

એ પત્નીના કથનથી વધારે ગુંગળાયો. મનમાં બધું એકસાથે ધસી આવ્યું. નાના નાળચાવાળી બોટલને એકદમ ઊંધી પાડી દેતાં અંદરથી એક ટીપું બહાર ન આવે તેમ એના મનમાંથી કશું બહાર ન આવ્યું. એ પત્નીના કથન પર ન તો હસી શક્યો, ન તો કશી વાત કરી શક્યો. કાષ્ટ પૂતળાને પોતાની પત્ની હોત અને તેણે નજીક આવીને વાત કરી હોત તો તે ય કદાચ હસવા મંડી ગયું હોત.

'તારે ટેક્ષી લેવી છે ઇલ્લુ ?' એની પત્ની વાંકી વળીને બાળકને પૂછવા લાગી. એણે બાળકને માથું હલાવતું જોયું અને પત્નીને વાંકી વળીને હસતી જોઇ ત્યારે એનાથી આ સુખભર્યું વાતાવરણ જિરવાયું નહિ. એ પત્નીના સુખ ખાતર પરાણે હસ્યો અને ફરીથી પોતાના સ્થાને જઇને બેસી ગયો. એણે બહાર બેસીને પોતાની ઇમારતને જોયા કરી. એણે આંખ બંધ કરીને મનમાં ઇમારતનો આખો નકશો દોર્યો. મોટા ખંડો વચ્ચે એણે મનોમન દીવાલ ચણી લીધી. એણે આંખ ઉઘાડીને ઇમારતના દક્ષિણ છેડા તરફ ગરદન લંબાવી. મનમાં બધું નક્કી કરીને એ ઊઠ્યો. દીવાનખંડમાં પ્રવેશતાં એને થયું કે, આજ સુધી પત્નીને બધી ખાનગી વાતો

અભેસિંહ હ. પરમાર

કહેતો આવ્યો છું  આજ સુધી એના પેટમાથી કોઇ વાત બહાર ગઇ હોય એવું બન્યુ નથી તો પછી આ વાત એને કહી દેવામા વાંધો શુ છે? છે કોઇ વાંધો? એ પોતે પોતાને પૂછતો મોટા ખડમા ફરવા લાગ્યો પણ એનાથી આ બધુ જિરવાશે? એવુ ભીતર ખડ ખડાટ હસીને કહેવા લાગ્યુ તું એમ કેમ કહેતો નથી કે તારે આ વાત તારી પત્નીથી છાની રાખવી છે એણે ટેબલ પર પડેલા ચાના ડાઘ પર આગળી ફેરવ્યા કરી. ટેબલની સપાટી પરની ચિકાશ ઉખેડતા એણે વિચાર્યુ, જે વાત જાણવાથી તેને અનિષ્ટ થવાની છે તે વાત કહેવા માટે ઉતાવળ પણ શા માટે કરવી જોઇએ?

એણે બારણામાથી ડોકિયું કર્યુ ત્યારે તેની પત્ની ઇન્દુ સાથે બેસીને કશીક વાત કરતી હતી અને દીકરાની વહૂ પારણાં પર પગ ટેકવીને નાના બાળકને હીંચોળતી પેલા બનેની વાત સાંભળીને હસતી હતી આવુ સુખ છીનવી લેવાનો મને છે કોઇ અધિકાર? એણે કબાટ તરફ સરકતાં વિચાર્યું, ત્યા ફરીથી એનું ભીતર ખડખડાટ હસ્યુ વાત ન કહેવા પાછળ હજી તારે કેટલા બહાના ધરવાં છે?

એણે ગુગળાટ સાથે કબાટ ઉઘાડ્યુ અદરથી લાંબો કોટ ઊંચક્યો એને આવો લાબો કોટ પહેરવાની વર્ષો જૂની આદત છે જાણે એનો લાબો કોટ એટલે છબીલ દાસ અને છબીલદાસ એટલે લાબો કોટ. એનો વૈભવ હજી આ લાબા કોટમા ભરાઇને જીવી રહ્યો છે એણે લાબો કોટ ઊચકીને હવામા વીઝ્યો ઘડ઼ હવા મેડી ફફડી એ કોટને સામે ધરીને જોવા લાગ્યો જાણે એના માથી બહાર છટકીને લાબા કોટવાળો છબીલદાસ એની સામે ધુરકતો ઊભો રહ્યો.

ધોતિયા બદનવાળા છબીલદાસને હજી જાણે પેલા લાબા કોટમાં ભરાઇને જીવવાની ઇચ્છા હોય તેમ એણે કોટને પપાળ્યા કર્યો એ ધીમેકથી તેમા ભરાયો અને ઉપરથી નીચે સુધીનાં મોટાં બટન ભીડી દીધા ઓગળી જવા આવેલો આકાર ફરીથી ઊભો થઇ રહ્યો હોય તેમ તેણે લાબા કોટ નીચે દબાયેલી છાતી બહાર કાઢવા પ્રયત્ન કર્યો પછી એણે સફેદ ટોપી મૂકી માથા પર મૂકતી ટોપીના બને ખૂણા એણે ખેચવા કર્યા અણીદાર ટોપી પહેરવાની એની આદત ઘણી જૂની છે બધુ શરીર પર ગોઠવી દીધા પછી એને થયુ કે, આ ભારે ખમ વેશ નીચે જીવવાનુ એને માટે હવે કપરુ છે એ ફરીથી ગુગળાવા લાગ્યો એણે મનમા ઇમારતનો નકશો ફરીથી રચ્યો એણે મનોમન દીવાલ ચણી લીધી

એ હજી બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં બાણે કોકના પગરખા ખખડ્યાં એના ઓટલા પર આમ કોઇના પગરખા ખખડે ત એને હવે નથી ગમતુ એને પેના લાબો કોટ કાઢીને ફેંકી દેવાની ઇચ્છા થઇ એ બધાને અહી ખેચી લાવતો હતો કોક બાજુના ખડમા પ્રવેશ્યુ હોય એવુ એને લાગ્યુ એ ટોપીના એક ખૂણાને ખેચી રહ્યો હતો ત્યાં 'પ્રમોદભાઇ તમને મળવા આવ્યા છે કહતી તેની પત્ની અદર પ્રવેશી અને એમને લાબા કોટમા ઊભેલા જોઇને, 'તે તમને બપોરે ય આરામ કરવાનુ ગમતુ નથી કહેતી લાંબા કોટ પરની કરચલી પર હાથ ફેરવવા લાગી

તે તમારે મારુ કામ છે?' કહેતા એ બહાર જઇને ઊભા રહ્યા

આ તો એક મેળાવડો યોજવાનુ નક્કી કર્યુ છે મને થયુ કે શ્રીગણેશ આપના શુભહસ્તે જ કરાવુ' પ્રમોદભાઇ બેઠા હતા ત્યાથી સહેજ સરકયા અને છબીલ દાસ લાંબા કોટનાં લબડતા પાંખિયાંને ઉપર ચડવતા બેઠક લેવા આવ્યા. એની પત્નીને વાતમાં કશીક રસ પડ્યો હોય તેમ સામેની એક ખાલી ખુરશી પર ગોઠવાઇ

તે હવે તમે શ્રીગણેશ કોક બીજાને હાથે કરાવો તો. એવુ કહેવાની ઇચ્છા સાથે એણે ગળુ સાફ કર્યું, પણ બીજી જ ક્ષણે વિચાર બદનયો અને તમે મેળાવડામા કેટલોક ખર્ચ કરવા ધારો છો? કહેતાં કોટનુ ઉપરનુ બટન ગાજમાંથી કાઢવા લાગ્યા એમના કોટના આ બટનથી ગળુ દબાતુ હેય એવુ કેટલાક વખતથી એ અનુભવી રહ્યા હતા

'છબીલભાઇ, એ તો જેટનો મેળ નાખીએ એટનુ ગળ્યુ થાય' કહેતા પ્રમોદભાઇ હસ્યા અને 'લો, હવે શ્રીગણેશ કરો' કહેતા એક સફેદ કાગળ હાથમાં પકડાવી દીધો. છબીલદાસને પેલો લાબો કોટ ખૂચવા લાગ્યો એને થયુ કે એમાં હવે ઊધઇ પાકી છે અને તે ચારે બાજુથી એને ખાઇ રહી છે એમણે ઊંડો વિચાર કર્યા પછી એક આંકડો મૂકયો કે તરત અરે! અરે! આ તમે શુ કરો છો? તમે જ આમ નીચેથી જોતરશો તો

પછી ..'પ્રમોદભાઇ બોલતા બોલતા ઊભા થઇ ગયા. એમની પત્નીને આંકડો જાણવાની જિજ્ઞાસા થવાથી ઊભી થઇને નજીક આવી અને 'તે તમે ય શું આમ કરો છો? આટલો નાનો આંકડો તે મુકાતો હશે?' કહેતી પતિને ઠપકો આપતી હોય તેવી નજરે જોવા લાગી. એને સમજાયું નહિ કે, એના પતિએ આજે આટલો નાનો આંકડો મૂકયો કેમ? તે કશુંક શોધતી હોય તેમ પતિની આંખમાં જોવા લાગી અને પછી પતિની ભૂલ સુધારી લેવાને ઇરાદે કહ્યું, 'સાચી વાત તો એ પ્રમોદભાઇ કે મેળાવડા પાછળ લોકો પૈસા બગાડે એ એમને નથી ગમતું. કશુંક રચનાત્મક કામ હોય તો...'

છબીલદાસ એમની પત્નીની આ ચતુરવાણી સાંભળીને હસ્યા અને જાણે તેની વાતને અનુમોદન આપતા હોય તેમ માથું હલાવવા લાગ્યા. પણ જ્યારે પત્નીએ કહ્યું કે, પ્રમોદભાઇ જાતે જ આવ્યા છે તો સારો આંકડો મૂકી આપો, ત્યારે એમનું આખું શરીર પેલા લાંબા કોટના બંધનથી ચગદાઇને રોટલો થઇ રહ્યું હોય એવું એમને લાગ્યું. આંકડો મૂકતાં પહેલાં એમણે કોટનું બીજું બટન ગાજમાંથી કાઢી નાખ્યું. અને જ્યારે એમણે આંકડો મૂકયો ત્યારે, 'લો, તમને હું શું કહેતી'તી પ્રમોદભાઇ?' કહેતી પ્રફુલ્લ ચહેરે ખુરશી પર જઇને બેસી ગઇ.

પ્રમોદભાઇના ગયા પછી એની પત્ની એમની નજીક આવીને બેઠી અને 'આજે તમે ખરું કર્યું'. આવો નાનો આંકડો લોકો જુએ તો ખરાબ લાગે. તે તમે પ્રમોદભાઇ સાથે ગમ્મત કરતા હતા કે શું?' કહેતી છબીલદાસ તરફ ઢળી.

'હા, હા, ગમ્મત જ. ચોખ્ખી ગમ્મત. આપણાથી આટલો નાનો આંકડો મુકાતો હશે? અને મૂકે તો માને કોણ? જોયું ને? પ્રમોદ કેવો ઊભો થઇ ગયો. જાણે ઇલેકટ્રીક કરન્ટ લાગ્યો હોય તેમ! ખરી ગમ્મત થઇ આજે! મારે હવે આવી ગમ્મત જ કરતા રહેવું છે.' કહેતાં એ ઊભા થયા અને 'હું બહાર જઇને આવું છું' કહેતા બહાર નીકળ્યા. પગથિયાં ઉતર્યા પછી એમણે કોટનાં બટન બીડયાં, ટોપીના બંને ખૂણા ખેંચ્યા અને પોતાનો પડછાયો જોતા ચાલવા લાગ્યા. એને થયું કે, હવે બધું પડછાયા જેવું. લાંબો કોટ હવે કોટ રહ્યો નથી. માત્ર પડછાયો બનીને એને વીંટળાઇ રહ્યો છે. હવે ભૂતકાળનો પડછાયો ઓઢીને જીવવાનું. એ મજૂર જેવા માણસો 'જય, જય, શેઠ.' કહેતા એની બાજુમાંથી નીકળી ગયા એ મુખ્ય રસ્તા પર ચડયા ત્યારે સામેથી આવતી એક ઘોડાગાડી અટકી. એક જાડો આદમી 'શીદ નીકળ્યા?' કહેતો ઘોડાગાડીમાંથી ઉતર્યો અને ચશ્મા કાઢીને ધોતિયાના છેડા વડે લૂછવા લાગ્યો એ બંને કશી વાત કરતા હતા ત્યાં એક ટેક્ષી આવી અને અંદર બેઠેલો કોઇ ઘરડો માણસ છબીલદાસને સલામ ભરતો ગયો. છબીલદાસને પેલી ઘોડાગાડી જે દિશામાં જવાની હતી તે જ દિશામાં જવું હતું, તેમ છતાં એ કશુંક બહાનું બતાવીને ઘોડાગાડીમાં બેઠા નહિ. એ રસ્તા પર એકલા ચાલવા લાગ્યા અને પેલા પડછાયાને એની પાછળ ઘસડાતો એમણે જોયો. ઊધઇથી ખવાઇ ગયેલો, હાડપિંજર જેવો પડછાયો. એને થયું કે એણે હવે લાંબો કોટ અને અણીદાર ટોપી લઇ દેવાં જોઇએ. પણ તેમ કરે તો ય માને કોણ?

એ રસ્તા પર ચાલી રહ્યા હતા ત્યાં એમણે રસ્તાના બાજુમાં એક મરી ગયેલું કુક્કર જોયું. બીજું એક કુક્કર તેની ફરતે ફરતું હતું અને નીચે પડેલા શરીરને સૂંઘતું હતું. વાતાવરણમાં એને દુર્ગંધની અસર માલૂમ પડી અને એ ઉતાવળથી ચાલવા લાગ્યા. થોડે દૂર નીકળી ગયા પછી એને લાગ્યું કે, એમના પોતાનામાં જ કશુંક મરી ગયું હતું અને તેમાથી ઊઠતી દુર્ગંધ એમની સાથે સાથે આવી રહી હતી.

એ હરગોવિંદની પેઢી પર ગયા ત્યાં સુધીમાં ઢગલો થઇ ગયા. પેલો કોટ જાણે શરીર પરની ઢીલી પડી ગયેલી ચામડીની માફક લબડી રહ્યો હતો. એમણે હરગોવિંદ સાથે થોડીક ઔપચારિક વાતો કરી અને પછી સૂનમૂન બેસી રહ્યા. એમણે કોટનાં બટન કાઢયાં અને સીધા થઇને બેઠા. એક બે વખત હરગોવિંદ તરફ જોયું. એવા વિચાર સાથે કે, હરગોવિંદને વાત કહેવી કે નહિ? કહેશે તો એ માનશે કે નહિ? સીધેસીધી વાત કહી દેવાનું એને ઉચિત ન લાગ્યું. તે પોતે ય સમજતા ન હતા કે તેમ કરવામાં એને કોણ અટકાવી રહ્યું હતું. એમણે અણીદાર ટોપી ઉતારીને પોતાની જાંઘ પર મૂકી. માથાના સફેદ વાળ પર હાથ ફેરવતાં એમણે ધીમેકથી કહ્યું, 'તમારે હવે બીજી વખારની સગવડ કરવી જોઇએ. બધો માલ એક જ વખારમાં રાખીને જોખમ ખેડવા

જેવો આ સમય નથી'

'જો કયાક સારું મકાન જો મળી જાય ને તો...'

'ભાડે રાખવું છે કે વેચાતુ લઇ લેવું છે?'

'જેવી તક. કદાચ વેચાતુ પણ લઉ.'

'મારા મકાનનો એક ભાગ જો તમને ઉપયોગમાં આવતો હોય તો...'

છબીલદાસની વાત સાંભળીને હરગોવિંદ હસવા લાગ્યો 'તમેય શી ગમ્મત કરી છબીલદાસ. તમનેય ખરી મઝાક સૂઝી! લો, હવે ગમ્મત છોડીને પાન ખાવ.' કહેતા તેણે ડબ્બો ઉઘાડયો. પાન મોઢામાં મૂકયા પછી હરગોવિંદ વિચારવા લાગ્યો કે, છબીલદાસને આજે આ વિચાર સૂઝયો કયાથી? એનો આ ફાલતો વેપાર જોઇને એને ઇર્ષા તો નહીં થતી હોય? એની મજાક કરવા જ તો તે નહીં આવ્યો હોય? એણે ચૂપકે ચૂપકે બે ત્રણ વાર છબીલદાસના લાબા કોટ તરફ જોઈ લીધું. એણે અણીદાર ટોપીને નીચે પડેલી જોઇ

છબીલદાસ ઊભો થઇને કોટનાં બટન બીડવા લાગ્યો ત્યારે, 'તમે આજે ખરી ગમ્મત કરી!' કહેતા હરગોવિંદ ઊઠયો. બંને પેઢીની બહાર નીકળ્યા અને ગભીર વાતને લાંબા કોટ નીચે સંતાડીને છબીલદાસ ચાલી નીકળ્યો. છબીલદાસ દૂર નીકળી ગયો ત્યા સુધી હરગોવિંદ તેની પીઠને જોતો રહ્યો થોડેક ગયા પછી એ પાછો ફર્યો હરગોવિંદે તેને અમાઇદાસની પેઢી પર ચડતો જોયો. અમાઇદાસ હરગોવિંદનો હરીફ હતો. એને લાગ્યું કે, અમાઇદાસ અને છબીલદાસે એની ઊંડાઇ માપવા પણ કેમ પ્રયાસ કર્યો ન હોય? એણે છબીલદાસને અમાઇદાસની પેઢીમાથી તરત બહાર નીકળતો જોયો ત્યારે એને પોતાના વિચાર પર અફસોસ થયો છબીલદાસની વાતમાં માત્ર મજાક સિવાય બીજુ કશુ ન હતું એવા નિર્ણય પર આવીને તે બેઠો.

છબીલદાસનો લાબો કોટ બજારમા હરતાફરતા માણસોથી સાવ ભિન્ન તરી આવતો હતો. જોનારના મનમા પૂજ્યભાવ જાગે એવો એ આદમી હતો લાબો કોટ એના વ્યકિતત્વને વધારે ઉઠાવ આપતો હતો. જે કોઇ એની સામે મળતું તે એના વ્યક્તિત્વથી અંજાઇ જતુ અને ઇચ્છા હોય કે ન હોય છતા હાથ ઊચો થઈ જતો. એ બજારમાથી બહાર નીકળ્યા ત્યાર સુધીમા આઠ–દશ હાથ એની સામે ઊંચે થયા એમને ઊંચા થતા હાથે હવે ભારરૂપ લાગતા હતા એક હાથ ઊંચો થયો અને એક ચહેરો સામે આવ્યો. એમની ઇચ્છા ન હતી છતા એમણે ત્યાં થોભવું પડયું. 'એક ઘોડો લેવો છે, શેઠ; જો પાંચસો રૂપિયાની જોગવાઇ થાય તો...' પેલો ચહેરો પહોળો થયો.

પહેલા એમને ચોખ્ખી 'ના' કહેવાની ઇચ્છા થઇ, પણ એમના લાંબા કોટે તેમ કરતાં અટકાવ્યો. 'ભાઇ, મેં હવે વ્યાજે ધીરવાનું બંધ કર્યું છે.' કહેતાં ઉતાવળથી ચાલવાની એમણે શરૂઆત કરી ત્યાં, 'શેઠ, વધારે નહિ, ફકત એક અઠવાડિયા માટે.' કહેતો પેલો આદમી એની પાછળ ઘસડાવા લાગ્યો. પેલા કોટની સાથે આ બધુ એની પાછળ ઘસડાઇ આવતું હોય એવું એમને લાગ્યું. એમણે સાંભ ર્યુ ન સાભળ્યું કરીને ઘર તરફનો રસ્તો લીધો. એમની ઇમારત હવે અહીંથી ચોખ્ખી દેખાતી હતી એમને લાગ્યું કે, આ ઇમારત હવે જિંદગીની મજાક કરતી ઊભી છે. એ ઘરમાં પ્રવેશ્યા ત્યારે એમની પત્ની હીંચકા પર બેસીને કોક વૃદ્ધા સાથે વાત કરી રહી હતી એમને જોઇને પેલી વૃદ્ધાએ માથે છેડો નાખ્યો. એ નીચું જોતાં પોતાના ખંડમાં પ્રવેશ્યા એ કોટનાં બટન કાઢતા હતા ત્યાં, 'હવે શાના બોલો? તમે તો મોટા માણસ થઇ ગયા.' કહેતી પેલી વૃદ્ધા એમની પત્ની સાથે ખંડમા પ્રવેશી.

'લોકો માને છે કે હુ મોટો માણસ છુ. બાકી આપણે તો સૌથી નાના. સાચુ પૂછો તો મેં તમને ઓળખ્યાં જ નહિ.' એ કોટ ટોપી ઉતારીને નિનંતે બેઠા; નાના માણસ થઇને

એ બીજે દિવસે કોટ ચડાવ્યા વગર ફરવા નીકળતા હતા ત્યાં એમની પત્ની બહાર નીકળી 'અરે કોટ તો પહેરતા જાવ' અને 'મારે નથી પહેરવો'ની બંને વચ્ચે ખેચતાણ ચાલી છેવટે એમણે નમતું જોખીને કોટ પહેરવો પડયો ફરી પાછા હાથો ઊંચકાશે ઘોડાગાડી ઊભી રહેશે બધા એમને મોટા કરતા જશે. એ જે કંઇ કહેશે તે બધાને મજાક લાગશે

એ સાંજે આવ્યા ત્યારે પત્ની સૂનમૂન બેઠી હતી એકાદ કલાક સુધી તે એની સાથે બોલી નહિ, એણે બોલાવી પણ નહિ. હારી થાકીને તે જ એમની પાસે આવી 'તમે હરગોવિંદને કોઇ વાત કહેલી?'

'તે તને કોણે કીધું ?'

'હરગોવિંદની વહુએ. મને પૂછે કે, તમે ઘર વેચવાનાં એ વાત સાચી ? મેં તો કીધું કે, આવી વાત જો બીજા કોઈને કીધી છે ને તો...આ તો આબરૂનો સવાલ છે. મને સમજાતું નથી કે હરગોવિંદની વહુ પાસે આવી વાત ગઈ કયાંથી?'

'હોય, કદાચ મારાથી મજાકમાં કહેવાઈ ગયું હોય.'

'પણ આવી વાતો મજાકમાં ન થાય, સમજ્યા ! મજાકની અમુક હદ હોય.'

'ભલે, પણ કાલે મળસ્કે મને વહેલો જગાડજે.'

'કેમ ?'

'પણ, જોજે મારી બધી વાતને મજાક સમજતી. તારો મોટો દીકરો મુંબઈમાં ચાલીસ હજારની ખોટ માથે લઈને બેઠો છે.'

છબીલદાસ સામે એક ભવ્ય ઈમારત હાલી ગઈ.

[ મોગરાવાડી, વલસાડ ]

●●●

## આ પ્રકૃતિ ? !

ભીખુભાઈ ડી. ચાવડા

મારી છબી
લઈને કાતર મારે વેતરવી પડી.

જેમ ફાવ્યું
તેમ આડું વેતર્યું,
જેટલા ટુકડા થયા
એટલી દૃષ્ટિએ જોઈ હું રહ્યો :

છિન્ન એની આકૃતિ,
ભિન્ન એની આકૃતિ.

સૌ ખંડને ભેગા કરી,
પાછી છબી ઊભી કરી,
હું પછી જોતો રહ્યો,
જોઈ રહ્યો :

આ વિકૃતિ ?
કે પ્રકૃતિ !

●●●

# શલ્ય

લે. અરવિંદ ગોખલે
અનુ. મૃણાલિની દેસાઈ

કાફેના પગથિયા ચડી કણિંક કાઉંટર પાસે ગયો. સિગરેટ મોંમા મૂકી દીવાસળી કાઢતા એને ખ્યાલ આવ્યો કે રસ્તા પર ઊભાઊભા બેચાર છોકરાઓ એની સામે ટીકીટીકીને જોતા હતા.

સિગરેટ સળગી—એ સળગતી અણી જાણે મનને ડામતી હોય એવી લાગી. પાછળથી કોઈ આવે છે... પોતાને જોવા માટે લોકોની ઠઠ જામે છે—પ્રશંસાના ભાવો એ ઉત્સુક આંખોમાંથી ઊભરાય છે—ના. નાં, આ ના બની શકે! કોઈ દિવસ નહી! પોતાને કોણ ઓળખવાનું હતું? એ તો પેલાં છોકરાઓ બીજું જ કાંઈ જોતા હશે. પોતાને નકામું લાગ્યું.

કણિંક ફરી એ દિશામાં જોવાની હિંમત ના કરી શક્યો. પોતાની સામે કોઈ નથી જોતું એ ભલે સત્ય હોય પણ એનું પારખું કરવું આકરું હતું. હંમેશા એમ જ થતું. હવે તો ક્યાં એમાનું કશું જ રહ્યું હતું? તો પણ મન ધેલું થયું! લાગ્યું. ઘડીક માટે પણ લોકો સામે જુવે—કોક વળી સ્વાક્ષરી માંગવા આવે—'આ એ હીરો'...ધીમે સાદે એક બીજાને કહે...એ લ્હાવો જિંદગીમાં એક્વાર લેવાનો અભરખો થઈ આવ્યો!

એ પછી એમ જ કાઉંટર પાસે ઊભો ઊભો ધુમાડા કાઢ્યા કરતો હતો. પોતાને જોવા ઊભા રહેલાઓ સામે મોં ફેરવીને રતો! સામેના ડાઘાવાળા અરીસામાં પાછલો રસ્તો જોવા માટે આંખો તાણી તાણી જોયા કર્યું. પાછળ ઊભેલા છોકરાઓના હસતા મોં એમાં દેખાતા હતા. એક જણે આંગળી ચીંધી. બીજાએ સ્વાક્ષરીની ચોપડી પણ બ્હાર કાઢી. 'તને ચોક્કસ ખબર છે?...એ જ હશે? ત્રીજો સંશયાત્મા બોલ્યો. 'જોઈએ તો ખરા!' એમ કહી એ લોકો પગથિયા ચડી અંદર આવ્યા. કણિંક તો સાવ આભો બની ગયો. સળગતી સિગરેટ એણે આવેશથી બૂટ નીચે કચરી નાખી...પણ એ લોકો એની સામે પણ જોયા વગર અંદર ચાલ્યા ગયા!

પોતાની આમ ઉપેક્ષા કરી લોકો ચાલ્યા જાય...આજ સુધી હજારોવાર આમ જ બન્યું હતું! અને આવું બને ત્યારે એ હંમેશા ખસિયાણો પડી મોં છુપાવતો. આજે પણ અંદરના એક ખૂણામાં જઈને એ બેસી ગયો.

પેલાં છોકરાઓ અંદર જઈ ડોકિયા કરતા હતા તે તરત જ પાછા ફર્યા. 'છટ—એ નથી—છે તો પેલો જ પણ 'એ' નહિ'. જતા જતા એ બબડતા હતા. 'મેં તો તને

કર્યું હતું !' એક જણે રૂઆબ માર્યો. એ ત્યાંથી નીકળી ગયા. પેલો બારણાની બાજુનો અરીસો વધારે મેલો ને ચિકણો કરી ગયા—કર્ણિકને લાગ્યું.

આ બધું જોતાંજોતાં કર્ણિકને એકદમ ખ્યાલ આવ્યો—પોતાના મનગમતા 'હીરો'ને જોવા માટે ઉત્સાહથી આ પોરિયાઓ અંદર ગયા અને એને બદલે ત્યાં બીજો જ કોઇ બબૂચક જેવો હતો...તે જોઇ પાછાં ફર્યા ..આ આવું બને છે! માત્ર પોતાની બાબતમાં નહીં, પણ બીજા કોઈની બાબતમાં પણ બને છે! કોણ હશે એ અંદર બેઠેલો? ક્રિકેટિયર—સાહિત્યકાર—નેતા—અભિનેતા—? કે પછી એવા કોઇ જેવો લાગે છે—અથવા તો એક વખત એના જમાનામાં જીવી ગયેલો...અને હવે ભાંગેલા ભંગાર જેવો બની ચૂકેલો...કુતૂહલ લાગણી—સાથે સાથે કથાકનું વેર વાળી લેતો હોય એવો આસુરી આનંદ, કર્ણિકના મનમા આ બધાનો ઊભરો આવ્યો. એ ઊભો થઇ, છોકરાઓ ગયા હતા એ બાજુ ગયો. અંદર ડોકિયું કર્યું. અંદરના ખંડમાં ચાર પાચ ગોળ ટેબલો હતા. ખૂણામાં એક ખુરશી પર એ એકલો જ બેઠો બેઠો દહીં-મિસળ ખાતો હતો. એને જ જોવા પેલા આવ્યા હતા. ના એ ક્રિકેટિયર તો નહોતો જ. સાહિત્યકાર પણ નહીં... નેતા પણ નથી લાગતો—અભિનેતા? હા બરાબર. અમર બન્યું અમૃત એ નાટકમાં રાણા પ્રતાપનું કામ કરતો એ! એ જ હતો.

કર્ણિક અંદર ગયો. જાણે એ જ ટેબલની બીજી બાજુની ખુરશી પર બેઠો. પેલાની સામે આશ્ચર્યથી જોયા જ કર્યું. આમ તો નાટકો એને ખાસ ગમતા નહીં, પણ ગયા શનિવારે વહુ છૂટ ખાતી હતી તેથી એ પેલું 'અમર બન્યું અમૃત' જોવા ગયો હતો. રાણા પ્રતાપનું કામ એને ગમ્યું હતું. એવું સરસ કામ કરતો અભિનેતા અહીં—આ બેકાર કાફેના એક અંધારા ખૂણામાં અકલો બેઠો બેઠો આમ દહીંમિસળ ખાતો હતો! કર્ણિકથી બોલ્યા વગર ના રહેવાયું. 'આપ...આપ ચંદ્રકુમાર તો નહીં?' એણે પૂછ્યું. પેલાએ મિસળ ખાતા ખાતા જ ડોકું હલાવી 'હા' કહ્યુ. પોતાને માટે કોકાકોલા મંગાવી કર્ણિકે આગળ ચલાવ્યું ...'હમણાં જ જોયુ નાટક મેં...તમારું કામ ખરેખર બહુ સરસ થય છે. કોંગ્રેચ્યુલેશન્સ!'

'હં' પેલો મિસળ ખાતો ખાતો બોલ્યો, 'અને એ કામ જોઇ કોણ યાદ આવ્યું!' તિરસ્કારથી એણે પૂછ્યું.

કર્ણિક ચમકયો. આ માણસની આંખો આમ કેમ ચમકે છે? એ શું બોલતો હતો! આમ કેમ પૂછતો હશે! સહેજ હસી એણે કહ્યું, 'યાદ કોણ આવે? રાણા પ્રતાપના ચિત્રો કેટલીક વાર જોયા હોય તે...અને સાચું કહું ભણવામાં હું ઇતિહાસમાં નબળો...અને નાટકોમાં પણ મને ઝાઝો રસ નથી. હા, તમારું કામ મેં જોયું. મને ગમ્યું—એ સાચું!'

આ સાંભળી ચંદ્રકુમાર દિલખુલાસ હસ્યો અને વધારે 'રસ'થી દહીં મિસળ ખાવા લાગ્યો. કોકાકોલાની રાહ જોતો કર્ણિક એને સામે જોયા કરતો હતો. આ આવો મોટો અભિનેતા—આ કેમ આમ બેઠો હશે—પેલા છોકરાઓ આમ મોં મચકોડી કેમ ચાલી ગયા—આને વળી શું ઓછું છે! છેલ્લા પાંચ વર્ષથી આ એનું નાટક પડે છે—પૈસો, કીર્તિ, લોકપ્રિયતા બધું જ છે—છતા અહીં બેઠો આમ શું મિસળ ખાતો હશે! એ કાઇ ઓછો આ કર્ણિક જેવો—અધમૂવો, ભૂખ્યો, ઉપેક્ષિત—છે!

તાળીઓના ગગડાટ વચ્ચે, મંચ પર પ્રકાશકિરણોમાં રાણા પ્રતાપ થઇ બેઠેલા ચંદ્રકુમાર સામે કર્ણિકને પોતાની રંક પ્રતિમા સાવ કંગાળ જેવી લાગી. જો કે આમ જોવા જાવ તો એ પોતે ખાસ્સો રૂડો રૂપાળો હતો. રૂઆબદાર વ્યક્તિત્વ—ક્રીડા કૌશલ્ય—ભગવાને એ ક્યાં ઓછું આપ્યું હતું? ક્રિકેટીયર કર્ણિક—માથે હૅટ કેપ, હાથમાં પેલા મસમોટા ગ્લવઝ, પગ પર પેડ્ઝ, વિકેટ કીપર સાવઝ જેવો ટાંપીને બેઠો છે—અને બંદૂકની ગોળી જેવો વેગીલો એ લાલ દડો કોઇ નર્તકીને શરમાવે એવી ચપળતાથી એ કેવો આબાદ પકડી પાડે છે! હાથમાં બેટ આવે ત્યારે સિક્સર ઠોકે છે—ગરવી હાવભાવથી પ્રશંસા ઝીલતો એક એક મેદાન જીતીને જાય છે! કોકાકોલાની ઠંડી શીશી પર ગ્લવઝમાં બેલ્સ પકડી હોય તેમ કર્ણિકે પોતાની આગળીઓ મૂકી. સામેના અભિનેતાએ છીંક ખાધી ત્યારે એ સ્વપ્નામાંથી જાગ્યો હોય તેમ ચમકયો. મેદાનો, ગ્લવઝ, બેલ્સ બધું ક્ષણમાં અલોપ થઇ ગયું. કોલાની શીશી જાણે હાથને કરડવા લાગી. સામે બેઠેલો પેલો ચંદ્રકુમાર વિકેટકીપર કર્ણિકની હાંસી ઉડાવતો હોય એમ લાગ્યું—પણ પોતે ક્રિકેટિયર છે—હતો

–એ એ, ક્યાંથી જાણે? અને પેલા જુવાનિયાને પણ ક્યાં ભાન હતું? પાછાં એને એ છોકરાઓ યાદ આવ્યા અને અપરિચિત અભિનેતા માટે લાગણી થઇ. એની સાથે ખૂબ ખૂબ વાતો કરવાનું મન થયું. પણ કશું બોલ્યા વગર એ કોલા પીવા માંડયો.

ચંદ્રકુમારે પાણી પીને ખિસ્સામાંથી મેલો રૂમાલ કાઢી મોં લૂછતાં પૂછ્યું: 'ક્યાં કામ કરો છો?'

'આ અહીંની બેંકમાં છું.' કણિ'કે જવાબ આપી મોં બાંધી દીધું હોય એમ હોઠ ભીડી દીધા. નાનપણથી એનું શમણું હતું: એ પોતે ક્રિકેટિયર થશે. પ્રથમ–શ્રેણીનો ક્રિકેટિયર. દુનિયાભરમાં એને વિખ્યાત થવું હતું–ભારતના વિકેટકીપર તરીકે...એ રમ્યો. વિકેટકીપર થયો. એને કોઇ પૂછે 'ક્યાં કામ કરો છો?' તો એ શું કહે? એ પોતે જે હતો તે કોણ માને? આવડો મોટો ક્રિકેટિયર એ આજે એક બેંકમાં સાધારણ કારકુનની નોકરી કરે છે...માનવામાં ના આવે! એની નોકરી માનવામાં આવે પણ એની એ વિજયગાથા...એ કહેવામાં જ ક્યાં માલ હતો? એ માત્ર હકીકત કહી શકતો હતો. 'આ–અહીંની બેંકમાં છું!'

'નસીબદાર છો! મને પણ એવી કોઇ નોકરી મળી હોત...' ચંદ્રકુમાર પોતાની સિગરેટ સળગાવતાં બોલ્યો.

કણિ'કની નવાઇનો પાર ના રહ્યો. 'કેમ એમ કહો છો?' એણે પૂછ્યું: 'તમે તો સારા–મોટા–અભિનેતા છો. લોકોના લાડીલા છો. દર શનિ રવિએ તમારું નાટક હાઉસફુલ જાય છે! પૈસો મળે, કીર્તિ મળે, કળાકારને માણતા આવડે એવું એ...'

'ઝખ મારે એ બધું...' પેલો તિરસ્કારથી બોલ્યો. ધુમાડાનો એક મોટો ગોટો મોંમાંથી બહાર કાઢી શૂન્ય નજરે જોતો બેઠો. પોતાને મળેલી બધી સિદ્ધિઓ બદલ માત્ર કડવો ઝેર જેવો તિરસ્કાર મનમાં છલકાતો હશે તે શબ્દોમાં બહાર પડયો.

આ કળાકારને વળી એવું કયું દુઃખ કોરી ખાતું હશે? કણિ'ક સમજવા મથતો હતો. પોતે...એ પણ કળાકાર જ હતો:..પણ આ અભિનેતાને મળેલા યશનો સોમો ભાગ પણ કમભાગ્યે પામ્યો નહોતો. ચંદ્રકુમારને ભાગે નાટકની મુખ્ય ભૂમિકા હતી–ત્યારે એ...એ હંમેશા પાછળ જ પડયો હતો...

ચંદ્રકુમારે કાંઇક બોલી નાખવાનો વિચાર કર્યો હોય એમ ખોંખારો ખાધો.

'પેલા છોકરાઓ આવ્યા હતા એ જોયા તમે?' એણે પૂછ્યું.

'હા, જોયા. પણ કદાચ એ બીજા કોઇને જોવા આવ્યા હશે–' કણિ'ક જાણે ખરખરો કરતો હોય એમ બોલ્યો: 'કાં કોઈ અભિનેત્રીને...'

'ના. એ–એ જ–પણ એ નથી...એવું બબડતા ગયા. ખરું ને? દુનિયા આખી એમ જ કહે છે! આ ચંદ્રકુમાર રાણા પ્રતાપનું કામ કરે છે...પણ 'એ' નહીં... અને મોં ફેરવીને આમ જ બધાં જતા રહે છે..'

આ માણસને શું કહેવું હતું? કાંઈ સમજાય એવું બોલે તો...લોકોને શું જોઇએ? એ બિચારો સરસ કામ કરતો હતો. લોકોને શું મેકઅપ કરેલા રાણાને બદલે સાચો રાણો તો નથી મળવાનો ને! ઠોકા કોલા હાથમાં ગરમ થવા લાગ્યો—કણિ'ક પેલા સામે આભો બની જોયા જ કરતો હતો.

'અમર થયું અમૃત–૭ વર્ષ પહેલા રંગમંચ પર આવ્યું. રંગભૂમીએ ત્રીસ બત્રીસ વાર એ ભજવ્યું. એનો રૌપ્યમહોત્સવ ધામધૂમથી ઊજવાયો. ચંદ્રકો મળ્યા...'

'આપે એમાં...'

'ના. હું એમાં નહોતો! તે વખતે હું દેશમાં રામલીલામાં નાચતો હતો! છતાં પહેલી શ્રેણીનો અભિનેતા કો'ક દિ' થઇશ એવા સ્વપ્ન સેવતો હતો. મુંબઇ જવું–કોઇ મોટી કંપનીમાં ચાન્સ મળે તો...'

'એટલે પેલા બત્રીસ પ્રયોગોમાં...' કણિ'કની આંખો તે વખતે ઓળતી હતી, પોતાના નાનકડા ગામનું ક્રિકેટનું મેદાન. એ ટીમનો કેપ્ટન હતો. ટીમને શીલ્ડ મળેલું. ગામ આખું એને નવાજતું હતું. જાણકારો પીઠ થાબડી 'આ અમારો આવતી કાલનો હિંદળેકર–ભારતનો યષ્ટિરક્ષક' એમ પ્રશંસા કરતા થાકતા નહીં. કૉલેજમાં જવા તો ઠીક પણ કૉલેજની ક્રિકેટ ટીમમાં જવાની મહેચ્છા–એ જ એણે શહેરમાં પગ મૂકેલો.

'પહેલા બત્રીસ પ્રયોગોમાં રાણાનું કામ કર્યું હતું. એક ભણેલા–ગણેલા વકીલે!' ચંદ્રકુમાર પોતાની ધૂનમાં

બોલ્યે જતો હતો 'સારો એવો ફોજદારી વકીલ હતો એ પણ એનું દિલ નાટકમાં હતું—કોર્ટમાં નહીં ! નાટક એને માટે શોખની વસ્તુ હતી—એને ગમે એવી જ ભૂમિકા એ સ્વીકારતો. આ નાટકમાં એણે રાણાની ભૂમિકા લીધી—રાણાને જાણે એણે જીવતો કર્યો ! એના બોલવામાં ચાલવામાં રજપૂત યુગ એણે પ્રત્યક્ષ કર્યો. એ નાટક એણે અમર કર્યું !'

કણ્વિંકે વહુ જીવ ખાતી હતી એટલે એ નાટક જોયું હતું. એને ગમ્યું હતું. પણ એ નાટકના ઇતિહાસમાં એને બિલકુલ રસ નહોતો. પેલા પહેલાં રાણાનું નામ પણ કોઇ દિવસ સાંભળ્યું ન્હોતું. પણ એની પત્નીની વાત જુદી હતી ..એને યાદ આવ્યું...લગ્ન પહેલાં પણ—'પેલા' પ્રયોગોમાંનો એક એણે જોયો હતો. એટલે જ બીજીવાર એ ખુશ ના થઇ ! પણ...પણ પોતાની વહુએ 'આ એ નથી' એમ ના કહેવું જોઇએ ! એને લાગ્યું. આ બધું જાણ્યા પછી તો નહીં જ !

ચંદ્રકુમાર ખોવાઈ ગયો હોય એમ આંખો મીંચી સિગરેટ પીયા કરતો હતો. કણ્વિંક કોલાની બાટલી સાથે રમ્યા કરતો હતો. એની નજર સામે કોલેજના દિવસો દેખાતા હતા કૉલેજની ટીમમાં પ્રવેશ મેળવવો એ કાંઇ જેવી તેવી વાત નહોતી. કૉલેજમાં સ્પર્ધા હતી. રાજકારણ પણ ખરું ! કણ્વિંકે ખૂબ મહેનત લીધી હતી. જેમ તેમ પહેલા પંદરમાં એ ઘૂસ્યો આખરે ! આંતર વિદ્યાલયીન, વિશ્વવિદ્યાલયીન સ્પર્ધાઓમાં રમવાની તક મળશે...

'ગંગાધર સોનાળકરનો 'રાણા—પ્રતાપ' મેં જોયો હતો...' ચંદ્રકુમાર સમાધિમાં હોય એમ બોલ્યા કરતો હતો. 'એ ખરેખર કામ બહુ સરસ કરતો. જો કે હવે હું એમ કહું ત્યારે લોકોને એમ લાગે છે કે હું જુઠો છું. ઇર્ષાનો માર્યો કટાક્ષમાં કહું છું. અથવા તો મારી પોતાની ઊતરતી કક્ષાનો કબૂલીજવાબ આપું છું...'

'પણ તમે...તમે ક્યારે ઉતર્યા એ નાટકમાં ?' કણ્વિંકે અભિનેતાની એ સમાધિ ભાંગવા પૂછ્યું.

ચંદ્રકુમારે આંખો ખોલી એની સામે જોયું. ખલાસ થયેલી સિગરેટનું ઠુંઠું સામેની રકાબીમાં નાખ્યું.

'બત્રીસ પ્રયોગો કર્યા પછી એ ગ્રુપમાં ભંગાણ પડ્યું. એમાથી થોડાકે જુદી સંસ્થા કાઢી. મૂડી ભેગી કરી, નવા કપડાં ખરીદ્યા. નવા સેટીંગ્ઝ કર્યાં. જૂના કળાકારો ભેગા નવા પણ લીધા. સોનાળકર એમાં હતા. પણ એમને વાંધો પડ્યો. એ નીકળી ગયા. નવી કંપનીના જાણે પ્રાણ જ જતા રહ્યા. એના વગર 'અમર થયું અમૃત' થઇ કેમ શકે—વર વગરનો વરઘોડો જ લાગે ને ! '

'એટલે ત્યાં તમારો નંબર લાગ્યો !' ખુરશી પર આરામથી અઢેલીને બેસતાં કણ્વિંકે પૂછ્યું.

'બારસો દસબાર જણાને ટ્રાય કર્યાં પછી સારા સારા નામવંત કહેવાય એવા અભિનેતાઓ એ કામ કરવાની મહેચ્છા સેવતા હતા. ચકાસી ચકાસીને કસોટી કરી—અને પછી મને એ કામ મળ્યું. ગંગાધર સોનાળકર ના હોય તો પણ અમર થયું અમૃત ભજવી શકાય છે એ દુનિયાએ માન્યું...'

ચંદ્રકુમાર વાત કરતો હતો ત્યારે કણ્વિંક પોતાની દુનિયામાં ભમતો હતો. વિભાગીય સામનો હતો એમાં બાજો યષ્ટિરક્ષક એના કરતાં 'સહેજ' વધારે સારું રમે છે એમ કહેવાયું. એની પસંદગી થઇ. એ રમ્યો. કણ્વિંક 'રાખીવ' યષ્ટિરક્ષક થઇ પૅડ્ઝ બાંધી ગ્લવઝ ચડાવી પાંચ દિવસ તંબૂમાં બેસી રહ્યો ! તૈયારી બધી કરવાની, સમયસર હાજર થવાનું અને પછી—બેસી રહેવાનું...કશું કર્યા વગર બેસી રહેવાનું ! જીવ આખો રમતના મેદાનમાં રમતો હોય...હાથમાં ચળ આવતી હોય...પણ...કાંઇ નહી. ખાલી બેસી રહેવાનું ! સાંજે ટીમના સભ્યો થાક્યા પાક્યા પાછા ફરે એમની પાંછળ પોતે પણ...છાપામાં એનું નામ આવે—છેલ્લું ! ટીમના ફોટામાં એ હોય—પાછલી હરોળમાં—છેલ્લો ! ત્યારથી...'

'હાં ત્યારથી જ, ચંદ્રકુમાર કહેતો હતો.' છેલ્લાં પાંચ વર્ષથી હું રાણા પ્રતાપનો ભાગ ભજવું છું પુરા ત્રણસો અને એક પ્રયોગ થયા. એક પણ વાર હું ચૂક્યો નથી. કામમાં નાની સરખી પણ ભૂલ કરી નથી. મહારાષ્ટ્ર—કલકત્તા—કાનપુર—બરેલા—બધે મારે લીધે કંપની આગળ આવી. નાટક ગાજ્યું...મારી એ ભૂમિકાને લીધે...'

'મને તમારું કામ ખરેખર ગમ્યું હતું' કણ્વિંકે નિખાલસભાવે ફરી વાર કહ્યું. 'પેલો સોનાળકર કે કોણ...એનું કામ કાંઇ મેં જોયું નહોતું...'

ચંદ્રકુમારનું મોં પડી ગયું. 'હં ? એટલે જ !'

પોતાના હાથમાંથી દડો છટક્યો હોય એવો કણ્વિંક

ખસિયાણો પડયો. શું બોલવું–કાંઇ સૂઝ ના પડી. પેલો નારાજ થયો છે—દુભાયો છે...એ જાણતો હતો. કર્ણિક નીચું જોઇ ગયો. સામેના ચિકણા ટેબલ પર એના કોકા કોલાના બે ટપકાં પડયાં હતાં ત્યાં નજર ઠરી ગઇ... આ અભિનેતાને મંચ પર આવવાની તક મળી હતી. એનું નામ મોખરે રહ્યું. ગમતી ભૂમિકા ભજવવાની છૂટ રહી, પણ એ...પેલો માંદો પડે તો જ મેદાનમાં પગ મુકાય! અગ્યારની ટીમમા યષ્ટિ રક્ષક એક જ હોય... પણ એનાથી 'સહેજ' વધારે સારો કોઇ ને કોઇ હોય જ! સામાન્ય રમતમાં એ રમે, એનું નામ ગાજે, પણ ટેસ્ટમાં રમવાનું એનું ગજું જ નહીં! એ ટીમમાં રહ્યો. કાયમ પંદરમાંનો એક. મજાની વાત એ કે કપ્તાનો ઊડયા, બોલરો પડતા મુકાયા, બેટ્સમેનોની દાંડીઓ ઊડી—પણ એની જગ્યા એની એ. અડીખમ. પંદરમાંનો એક! એની આવડત, ચપળતા, કુશળતા બધાંને માન્ય હતાં છતાં...!

કર્ણિકને લાગ્યું, પોતાના બદકિસ્મતની વાત આ અભિનેતાને કરવી—દર શનિ રવિએ હજારો પ્રેક્ષકોની દાદ લેનારને કહેવું કે ભાઇ રમત રંગમાં આવી હોય—કટોકટી હોય—તે ક્ષણે—પેડઝ અને ગ્લવઝ સજી સૌની પાછળ હાથ બાંધીને બેસી રહેવું.. કાળજું ફાટી જાય! નાની રમતોમાં રમ્યા જ કરવું—પ્રેકટિસ રાખવી. શરીર સરખું રાખવું—પરીક્ષકો, પ્રેક્ષકો બધાં વખાણે પણ ખરા. આશા બંધાય...છતાં આખી જિંદગી સેકંડ બેસ્ટ! સ્ટેંડ બાય થઇને રહેવું! 'બેટર લક નેક્સ્ટ ટાઇમ' દર વખતે એક સાંત્વના! બધું ઓકી નાંખવાનું એને મન થયું.

પણ એ કશું ના બોલ્યો. એને બોલતાં આવડતું જ નહોતું. મૂંગા બેસી પોતાની વિફળતાને પંપાળવામાં એની જિંદગી પસાર થતી હતી! ત્રણ વાર એ ટેસ્ટમાં ગયો. એનો સહકારી મેદાનમાં રમતો અને એ તંબૂમાં એનું પાકીટ સંભાળતો! સહકારી—મિત્ર પણ હતો. ધીરજ રાખી કર્ણિકે પ્રેકટિસ ચાલુ રાખી હતી. એ મિત્ર ગુજરી ગયો. હવે એને તક મળશે! પણ બહુ જ મક્કમ વશીલો લઇ કોઇ નવો જ 'તારો' આવ્યો. ફરી એનું એ! પરદેશી ટીમ સામે પણ એનો નંબર તેરમો જ! બોર્ડવાળા પણ મુંઝાય એને લેવો તો પડે જ. ડાબા હાથ જેવો ..હોવો તો જોઇએ! પ્રેક્ષક જેવો એ રમતમાં રસ પણ ના લઇ શકે. એ બેહોશી પણ ખોવાઇ ગઇ! બોલવું—એ એનાથી બની શકે એમ ક્યાં હતું! એ પેલા કોલાના ટીપાંમાંથી સ્ટ્રો લઇ કાંઇક દોરવાનો પ્રયત્ન કર્યા કરતો હતો.

ચંદ્રકુમાર ઊઠયો. ચંપલ પહેરતાં પાછી એણે હૈયાવરાળ કાઢી 'બધાં—પ્રેક્ષક, નાટકકાર, દિગ્દર્શક નિર્માતા બધાં એમ જ કહે છે: ચંદ્રકુમાર રાણાનું પાત્ર સરસ રીતે ભજવે છે—પણ સોનાળકરને એ ના પહોંચે. એ તો એ એક જ! મારે શું કરવું? એ પહેલાં ઊતર્યો એટલે એ પહેલો, હું બીજો! પાંચ વર્ષ સુધી સતત કામ કર્યું—બધાંને ગમ્યું—તો પણ! પ્રેક્ષકો આટલા વર્ષોથી એ જોવા આવે છે—કદર કરે છે. કંપની મને પૂરા પૈસા ચૂકવે છે. પણ એ પાત્ર ઉપર મહોર મારી ગયો છે પેલો! રાણો એટલે એ...હું નહીં! એ પાત્ર એણે જીવતું કર્યું. એ ભૂમિકા ભજવી એણે રાણાને ન્યાય આપ્યો! ઠીક છે, જોએણે એ ભૂમિકા ભજવી ના હોત તો લોકો મારે માટે એમ જ બોલત. પણ એ એટલે જાણે આભમાં ચમકારો કરી અલોપ થયેલી બીજલી—અને હું? હું રોજ રાત્રે બટન દબાવી ચલાવાય એવી ટ્યૂબ લાઇટ! મારું કામ સારું—પણ એને હું ના પહોંચું. એટલે પેલા કહેતા ગયા ને–એ છે તો એ જ—પણ 'એ' નહી!'

'અમૃત અમર થયું'માં બીજા અંકને અંતે રાણો સ્વગત ભાષણ કરી જે તોરથી રંગભૂમિ પરથી જાય એ જ અદાથી ચંદ્રકુમાર મોં ફેરવી ચાલ્યો ગયો અને કર્ણિક, પેવેલિયનના ખૂણામાં વધારાનો ૧૩મો નંબર... નિષ્ક્રિય, ગમગીન, એ ખુરશી પર એકલો બેસી રહ્યો.

●●●

# રૂપાંદેની વાત

પ્રાણજીવન મહેતા

હું તો ક્યારેક
રૂઆ જેવા ફૂલેલા આકારો
રહુ ઊડતો
ને મારી છાયા તો સરવરજલમાં ડૂબે
તરંગ થઈને.
કદીક
ક્ષિતિજ કોરેથી ઢાળ ઊતરતા
સૂરજના હયની આંગળ ઝાલી
રહું ચાલતો આગળ આગળ
ને મારા પગની રેખાઓમાં પુરી રાખેલા પંખીઓ તો
પાંખો ફફડાવી ઊડતાં ફરે ધીમેરે.-
તરણુંથી યે અદકા હળવા એવા તડકાને
લઈ હાથમાં તોળું ક્યારેક;
ક્યારેક
ગિલોલ છૂટ્યા પથ્થરના સુસવાટે
ઊડી જતી સીમને
ચણ સમી સાંજના વેરી
બોલાવું પાસે.
એકાન્તે
રૂ સમ પોચા અંધાર ફુલની ગંધ ગુંજળાવે ત્યારે
આંગણમાં ભીની હવા પાથરી ઊભા
દાડમ—કરેણની ડાળીએ અધખુલેરી કળીઓ કને
ઊભો રહીને
રૂપાંદેની વાત સાંભળું...
...ક્યારેક --

●●●

'ધૂધવતાં પૂર'થી વાર્તાક્ષેત્રે ઊમટેલાં એમની કલમનાં પૂર સમય જતાં વિવેચન, કટાક્ષ લેખ, નવલકથા, એકાંકી અને કવિતા જેવા સાહિત્યના વિવિધ સીમાડાઓને આંબી જઇ, તરબતર કરતાં હજી હમણાં સુધી બેકાંઠા વહી રહ્યાં હતાં.... એકાએક આ વારિ અદશ્ય થઇ જતાં એની પડેલી ખોટ નાનીસૂની નથી.

સૌરાષ્ટ્રની ધીંગી ધરાની લોકબોલી, એની મીઠાશ અને મર્મ, એનાં વટ અને ખમીર, આ બધાના સાચા પરખંદા અને ધબકાર ઝીલનાર એક મેઘાણી પછી એક મડિયા જ હતા.

'ઉત્તરા'ના ઊગમથી જ તેઓ ઉત્તરાના શુભેચ્છક અને સાચા મિત્ર હતા. આવા એક મિત્રની વિપુલ સાહિત્ય પ્રવૃત્તિની ઝાંખી કરાવતા ત્રણ લેખો તથા એમની શ્રેષ્ઠ વાર્તાઓમાંની એક એમને અંજલિ રૂપે આ વિભાગમાં આપવામાં આવ્યાં છે.



# મડિયા વિભાગ

**આ વિભાગના લેખકો :**

| | |
|---|---|
| મડિયાની વાર્તાકલા | : રમેશ જાની |
| મડિયાની નવલકથાઓ —એક અછડતી નોંધ | : દીપક મહેતા |
| ચુનીલાલ મડિયાની વિવેચન પ્રવૃત્તિ એક ટૂંકી નોંધ | : પ્રમોદકુમાર પટેલ |
| વાની મારી કોયલ (વાર્તા) | : ચુનીલાલ મડિયા |

બ્લૉક : ગ્રંથના સૌજન્યથી

# મરણ

મને ન મરણું ગમે ખુટક ટુંક હફતા વડે,
મળે મરણ ગાય-ગોકળ સમું, ધીમું,-વાવરે
યથા કૃપણ સંપદા અસહ લોભથી-ના ગમે.
ઘણાંય જન જીવતાં મરણ-ભાર માથે વહી
ભલે હલચલે જણાય જીવતા, છતાં દીસતા
મરેલ, શબ શા અપંગ, જડ, પ્રેત દીદારમાં
અને મનસમાંય-ઓઢત ભલે ન કો ખાપણ,
મસાણ તરફ જતાં ડગમગત પંગુ સમા.
ગણું મરણ માહરું જનમસિધ્ધ શું માગણું,
અબાધિત લખેલ તામ્રપતરે જિવાઈ સમું.
ન કાં વસુલ એ કરું મનગમંત રીતે જ હું -
કરે કરજ લેણદાર ચુકતું તકાદા વડે- ?
ચહું જ ઉઘરાવવા મરણ એક હફતા વડે;
બિડાય ભવ-ચોપડો, કરજમાં ન કાંધાં ખપે.

— ચુનીલાલ મડિયા

# ઝિંદાદિલનું ઇચ્છામૃત્યુ

આમ તો આ મૃત્યુની કવિતા છે – પણ એક ઝિંદાદિલ માનવીએ કલ્પેલા મૃત્યુની કવિતા.

મૃત્યુ ગોકળગાયની ગતિએ આવે એ કવિને મંજૂર નથી. કંજુસના વપરાતા ધન જેવી ધીમી ગતિએ આવતું મૃત્યુ : કવિને એવા હપ્તાવાર મૃત્યુમાં પણ રસ નથી. માત્ર ખાપણ ઓઢવાનું જ બાકી રહે એવી શબવત્ જિન્દગી જીવનારાઓનો કયાં તોટો હોય છે ?

પોતાની હયાતીમાં જ પોતાના મૃત્યુના પડછાયાને જિન્દગી પર ઢળતો જોનારાની સ્થિતિ અસહ્ય હોય છે. હાલતાંચાલતાં રહે છતાં જીવ ન રહ્યો હોય એવી પંગુ સમી સ્થિતિ કવિને મંજૂર નથી.

મરણ એ તો માનવીનું જન્મસિધ્ધ માગણું છે; માણુસને તાંબાને પતરે લખી દીધેલ જો કોઇ એક જ અધિકાર ગણવાનો હોય, તો એ મૃત્યુનો અધિકાર છે અને આ માગણું વસૂલ કરવાની કવિની રીત અલગારી છે.

એ ઇશ્વરને કહે છે – મૃત્યુ એ તારું મને ચૂકવવાનું કરજ છે; મને આ કરજ હફતે હફતે ચૂકવાય એમાં રસ નથી. આયુષ્યના ચોપડામાં ઝાઝી મિતિઓ પાડવામાં હું માનતો નથી. હું તો એક જ હપ્તામાં મારું કરજ વસૂલ થાય એમ ઇચ્છું છું : કરજમાં કાંધા ન હોય !

આશાવાદી અભિગમોમાં જુદો તરી આવતો અભિગમ છે.

મૃત્યુ માટેનો આ ઝિંદાદિલ અભિગમ છે...એક જીવતા માણુસની ઝંખનાને - આ કવિતામાં વાચા મળી છે...એ માણુસને પૂર્ણ જિંદગી ખપે છે–અથવા પૂર્ણ મોત.

મૃત્યુ માટેના આધ્યાત્મિક વળાંકો તો આપણે બહુ જોયા છે, પણ મૃત્યુને તામ્રપત્ર પર લખી દીધેલા માનવીના માગણા તરીકે કલ્પવામાં કવિ જિંદગીના સાક્ષી બન્યા છે...

મડિયાએ આ મૃત્યુની કવિતા લખી, ત્યારે એવી કલ્પના ન હતી કે આ 'ઇચ્છામૃત્યુ' એમને બક્ષવું જ પડે એટલો પ્રબળ તકાદો એ કરી શકયા છે! એ જીવતા કલાકાર હતા : એમને માટે બે જ અંતિમો હતાં : જિંદગી અને મૃત્યુ. એની વચ્ચેની સ્થિતિ કયારે ય ન આવી...

એક પલક પહેલાં એમણે હસીને મિત્રની વિદાય લીધી–એ પછીની ક્ષણ...એ અભાનતાની હતી... આયુષ્યના ચોપડાને એક જ હપ્તામાં બીડી એમણે તો ઇચ્છામૃત્યુ મેળવ્યું, પણ......

— હરીન્દ્ર દવે

('જન્મભૂમિ – પ્રવાસી'માંથી સાભાર)

# મડિયાની વાર્તાકલા

રમેશ જાની

લગભગ સો-સવાસો જેટલી વાર્તાઓનું એક દાયકા સુધી સર્જન કરીને શ્રી ચુનીલાલ મડિયા એમનો આખો વાર્તાસંગ્રહ 'અંતઃસ્રોતા' છપાઈ રહ્યો હતો ત્યારે અધવચ્ચે જ, ૧૯૫૬ માં પાંચેક મહિનાની પરદેશયાત્રા ખેડી આવ્યા. ત્યાર પહેલાં ૧૯૫૫માં એમણે 'પ્રવૃત્તિ સંઘ'ને ઉપક્રમે મુંબઈમાં નવલિકાના સાહિત્યપ્રકાર વિષે એક સરસ વ્યાખ્યાન આપ્યું હતું. એમાં એમણે 'સાહિત્યના આ લોકશાહી સ્વરૂપ'ને—નવલિકાને—'માસીઝ' માટેનું નહીં પણ 'ક્લાસીઝ' માટેનું કહીને આનાતોલ ફ્રાન્સનો હવાલો આપી ભારે ઉત્સાહપૂર્વક બિરદાવેલું.

'અંતઃસ્રોતા'માં વ્યાખ્યાન ઉપરાંત એમણે 'થોડીક ગોષ્ઠિ' નામનો એક લેખ પણ પ્રકટ કર્યો છે. એમાં એઓ કહે છે: 'વિદેશોમાં' કરેલા આ 'પાંચ મહિનાના પરિભ્રમણ દરમિયાન કોઈક ન સમજાય એવી માનસિક પ્રક્રિયાને પરિણામે ટૂંકી વાર્તા માટેનો પેલો સઘળો ઉત્સાહ ઓસરી ગયો. સ્વદેશ પાછા ફર્યા પછી, ગુજરાતી વાર્તાસાહિત્ય પ્રત્યે, લાંબી ગેરહાજરીથી કેળવાયેલી થોડીક પરલક્ષિતાથી જોતાં કેટલીક એવી વસ્તુઓ જોવા-જાણવા -સાંભળવા મળી કે આ સાહિત્યપ્રકાર માટેનો રહ્યોસહ્યો ઉત્સાહ પણ ઓસરી ગયો, એટલું જ નહિ, ટૂંકી વાર્તા પ્રત્યે નફરતની હદે પહોંચતો નિર્વેદ જાગ્યો.'

નવલિકાક્ષેત્રે દાયકાભરની યશસ્વી કારકિર્દી અને એ સાહિત્યપ્રકારના 'બેહદ ઉત્સાહ'ભર્યા વ્યાસંગ પછી શ્રી મડિયાના આ 'ભૂલ્યા રે ભાઈ, ભૂલ્યા !...'જેવા ઉદ્‌ગારો મારા જેવા ઘણાને 'ચોંકાવનારા' અને 'આઘાત-જનક' લાગ્યા હશે. પણ એની પાછળ આપણને એમની જાગૃત કલાનિષ્ઠાનાં જ દર્શન થાય છે.

ઈ. સ. ૧૯૪૫માં શ્રી મડિયાનો પ્રથમ વાર્તાસંગ્રહ 'ઘુઘવતાંપૂર' પ્રકટ થયો ત્યારથી માંડીને તે આજ સુધી એમના નવલિકાસર્જનમાં ઝાઝી ઓટ નથી આવી. એ પ્રથમ સંગ્રહ સાથે એના લેખકે આપણા નવલિકા સાહિત્યમાં પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું હતું.

પાત્રો, પ્રસંગો અને વાતાવરણનું ચિત્રાત્મક જીવંત આલેખન, નાગરિક અને ગ્રામીણ સમાજ તથા જીવનના વિશિષ્ટ રીતરિવાજો અને એ દરેકને ઉચિત એવી ભિન્નભિન્ન વાગ્છટાઓનો યથાયોગ્ય ઉપયોગ—તેમાં યે સૌરાષ્ટ્રી લોકબોલીનું કૌવત અને એના સચોટ રૂઢિપ્રયોગો તો ખાસ !—એમની વાર્તાકલાનાં ઊઠીને આંખે વળગે એવાં

ખૂબ જાણીતાં લક્ષણો છે. એટલી જ જાણીતી છે એમની વાર્તાકથનની 'પ્રયોગશીલતા' અને વિષયની વિવિધતા. આવી મનહર સાધનસામગ્રીથી સમૃદ્ધ થયેલો કોઇ પણ વાર્તાકાર લોકપ્રિય થયા વિના રહી જ કેમ શકે ! પણ, એ ઉપરાંત, શ્રી મડિયામાં માનવહૈયાના ઊંડાણો તાગવાની દૃષ્ટિનો યે અભાવ નથી. પરિણામોની દૃષ્ટિગોચર સપાટી નીચે સતત વહેતા અદૃષ્ટ આંતર-પ્રવાહોને, ' Cross-Currentsને, જોવા-જાણવાની વેધકતા પણ એમનામાં ઓછી નથી. આવી વેધક દૃષ્ટિને જ ઉપલબ્ધ એવા રહસ્યદર્શનનો જ્યારે જ્યારે એઓ પોતાની વાર્તામાં ધ્વન્યાત્મક આવિષ્કાર સાધે છે ત્યારે એમની એ મનભર કલાનિર્મિતિ સહૃદય વિદ્દ્જનોનો પણ પરિતોષ પ્રાપ્ત કરે છે. શ્રી રસિકલાલ પરીખ વાર્તાને રસનિષ્પાદક કાવ્યપ્રકાર માનીને 'કમાઉ દીકરો' અને 'વાની મારી કોયલ'માં 'કવિત્વશક્તિનો વિજય જુએ છે. અને એનાં ઉદાહરણો 'ધુધવતાં પૂર'થી માંડીને તે 'ક્ષણાર્ધ' (૧૯૬૨) સુધીની એમની બસો જેટલી વાર્તાઓના સંઘાતમાથી ઠીક ઠીક પ્રમાણમાં મળી રહે છે.

વાર્તા-વસ્તુનું રચનાવૈવિધ્ય એ શ્રી મડિયાની કલાનું એક આકર્ષક અંગ ગણાય છે. લેખક દ્વારા તટસ્થ રીતે કહેવાતી અને આત્મકથનાત્મક શૈલીએ રજૂ થતી તો એમણે ઘણી વાર્તાઓ આપી છે. પણ એ સાથે એમણે 'ડાયરી' રૂપે, 'પત્ર કે પત્રવ્યવહાર' રૂપે, 'મિત્રો વચ્ચેના વાર્તાલાપ' રૂપે, 'લેખકના પોતાના વાર્તા રચવાના પ્રયાસ' રૂપે કથનરીતિની વિવિધતા સારી પેઠે જાળવી છે. અલબત્ત, આ રીતિઓ દ્વારા રચાયેલી વાર્તાઓથી આપણે સુપરિચિત હતા જ. પણ, એ ઉપરાંત પણ વાર્તા કહેતાં કાલ્પનિક સ્ત્રી-પુરુષ સભ્યોની બનેલી એમની 'યાત્રીગણ' જેવી 'સંસ્થા'થી પણ આપણે અજાણ નથી. સ્વ. 'દ્વિરેફ' પોતાની 'દ્વિરેફની વાતો' ભાગ બે અને ત્રણમાં 'મેહફિલે ફેસાનેગુયાન ઊર્ફે' 'વાર્તા વિનોદ મંડળ' દ્વારા આવી જ કેટલીક વાર્તાઓ આપે છે.

સ્વ. 'દ્વિરેફ' પછી આ પ્રયોગને શ્રી. મડિયાએ જ આપણે ત્યાં નોંધપાત્ર રીતે અજમાવ્યો છે. અલબત્ત, એમાં આવતાં વિનોદ, કટાક્ષ કે ચર્ચાઓનું ધોરણ હંમેશાં એમના એ સમર્થ પુરોગામી જેવું નથી રહ્યું.

શ્રી મડિયાએ 'હું મંજરીને પરણું તો'-તથા 'મીતા અને મંજરી' નામની બે રચનાઓ પણ 'ચંપો અને કેળ'માં પ્રકટ કરી છે. 'આકાશવાણી' માટે લખાયેલા આ 'વાર્તાલાપો'ને લેખકે પોતાના વાર્તાસંગ્રહમાં શા માટે આમેજ કર્યા હશે ? આવી રોચક શૈલીએ પાત્રાલેખનો અને વિવેચનો કરવાની પ્રથા આપણે ત્યાં છે, એટલે પોતાના કોઇ વિવેચનસંગ્રહમાં એ બન્નેને એઓ ખુશીથી સ્થાન આપી શકયા હોત !

ડાયરી રૂપે, પત્ર કે પત્ર-વ્યવહાર રૂપે તથા વાર્તા રચવાના પ્રયાસ રૂપે પણ એમણે આપણને કેટલીક કૃતિઓ આપી છે; પણ, એમાંથી આપણને એમની ઉત્તમ નવલિકાઓ પ્રાપ્ત થતી નથી.

એમની 'ધુધવતાં પૂર' વાંચીને સ્વ. 'દ્વિરેફ' કૃત 'જમનાનું પૂર' સહેજે યાદ આવી જાય ! જમનાના પૂરની જેમ અહીં પણ ઉમેણુ નદીનાં ઘુઘવાતાં પૂર જગતના પૂરને ધ્વનિત કરે છે. જમનાના પૂરમા એક આત્મરત અસાવધ નારી તણાઇ ગઈ છે. જ્યારે અહીં અસંખ્ય માનવો સાથે, લેખકે છેલ્લી બે કંડિકાઓમાં જેનો સવિશેષ ઉલ્લેખ કર્યો છે તે, લગ્નોન્મુખ એવું જુવાન-જુવતીનું એક યુગલ પણ તણાઇ ગયું છે.

પ્રથમ વાર્તા શ્રી ગગનવિહારી કહે છે તેમ, ખરેખર 'અહંકારના પતનની કથા' છે ? શ્રી રસિકલાલ પરીખને લેખકનો પોતાનો એવો ઉદ્દેશ હશે કે કેમ એ વિષે શંકા છે. એમણે તો 'દ્વિરેફની વાર્તા : ભાગ ૧' ના ઉપોદ્દ્ઘાતમાં એ વાર્તાનો અંત જ ભાવક સમક્ષ રજૂ કરીને એનો ધ્વનિ સૂચવી દીધો છે. વ્યક્તિની થોડીક અસાવધતા કે થોડીક આત્મરતિ પ્રત્યે જગત જમનાનું પૂર કેમ કશી યે અનુકંપા, કશો યે 'સદ્ભાવ' નહી બતાવતું હોય ! અને એ જ કાલિન્દીએ - એ જ જગતે માનવતાસભર કંઇ ઓછાં સત્કાર્યો કર્યાં નથી ! તે છતાં પે ..? એટલે જ તો લેખકથી પેલો સનાતન પ્રશ્ન પૂછી દેવાય છે : 'જગતનાં પુરનો હેતુ શો હશે ?' અથવા તો આવા ભોગની પાછળ સંસારનો કોઇ હેતુ હશે યે ખરો !... હોઇ શકે પણ ખરો !...

'ધુઘવતાં પૂર'માં શ્રી મડિયાએ એવો કોઇ પ્રશ્ન નથી કર્યો. પણ, એમને યે કદાચ એવું જ કહેવું હશે. વળી, અહીં તો પેલાં પરસ્પર પ્રેમમગ્ન જુવાન-જુવતી આ ઘુઘવતાં પૂરમાં 'ચાલતે ચગડોળે તણાઇ ગયાં હતાં !' આવી આકસ્મિક ઘટનાઓ પાછળ જગતના પૂરનો

હેતુ શો હશે ? કોઇ ઉગરી ન શકે એટલાં દૂર આવે ત્યાર પછી જ એ પૂરનો ઘુઘવાટ પણ માનવીને કાને પડતો હશે ?

'જમનાના પૂર' પછી 'ઘુઘવાતાં પૂર'ની એક બીજી, પણ લગભગ એક ને એક જ ધ્વનિ પ્રકટાવતી, રૂપકકથા આપણને મળે છે. હા, જમનાના પૂર કરતાં ઉબેણનાં પૂરનો ઘુઘવાટ અને વિસ્તાર વધારે છે એ તો સ્પષ્ટ જ છે!...

આમ, શ્રી મડિયાની વાર્તાકલામાં રચનાવૈવિધ્ય ઘણું છે; પણ એને આપણે 'પ્રયોગશીલતા' ન કહીએ. 'પ્રયોગ'માં 'મૌલિક રચનાવિશેષ' જેવી અર્થચ્છાયા પણ સમાવિષ્ટ થતી હોય છે, તેથી ! બાકી, એ ઉપરાંત, એમની વાર્તાઓમાં વસ્તુગત અને પાત્રગત વૈવિધ્યનો તો કોઇ પાર જ નથી. જોતજોતામાં એઓ નાગરિક કે ગ્રામીણ, અતિહાસિક કે આધુનિક વાતાવરણ સર્જી શકે છે. એમની વાર્તા એ રીતે ઘણા વિસ્તૃત ફલક પર–ભૂતકાળના આપણા ગણતંત્રીય જમાનાને નિરૂપતી 'નીલાંજસા' કે 'જય ગણરાજ્ય'થી માંડીને તે સ્વતંત્રતા મળ્યે દેશના ભાગલા થયા તે સમયની 'પંચસિંધુના પ્રદેશમાં' સુધીની કે ત્યાર પછીના સમયની આપણી લોકશાહીનું એક વરવું દર્શન કરાવતી 'આઇ જાનબાઇનું થાનકું' સુધીની વાર્તાઓમાં એકસરખી કુશળતાથી વિહરે છે. પોતાના પાત્રોને તો લેખક જાણે એમની રગેરગ પારખીને, એ દરેકના વાણી વર્તનની વિશેષતા સાથે, જીવંત કરી દે છે. એ બધાનાં ઉદાહરણો આપતાં તો પાર પણ ક્યાંથી આવે? પણ, 'મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ'ની પ્રસ્તાવનામાં શ્રી નગીનદાસ પારેખે જે કહ્યું છે તે અહીં પણ નોંધી લઇએ :

'ભાઇ મડિયામાં' આપણા પ્રાચીન સાહિત્યમીમાંસકો જેને લોકવ્યવહારાદિનું અન્વેક્ષણ કહેતા તે સારા પ્રમાણમાં જોવા મળે છે અને તેથી તેઓ કુંભાર કે બીડી વાળનાર, ગારુડી કે ટંડેલ, બાગબાન કે ગળિયારો, કે પછી છાણાં થાપનાર ડોસી સૌના વ્યવહારનું તાદશ ચિત્ર આપણી સમક્ષ ખડું કરી શકે છે. જે વખતે જેનું વર્ણન કરતા હોય કે વખતે જાણે પોતે એ ધંધો કરેલો હોય એવા આસાનીથી તેની વિગતો એઓ આપતા હોય છે.'

માનવમનનાં અને સ્વભાવનાં વિવિધ પાસાંઓ એઓ અનેકાનેક ભિન્ન ભિન્ન પ્રસંગોને આધારે દર્શાવતા હોય છે. એમની 'રઘડો નહોડ' નામની વાર્તાનું જ ઉદાહરણ લઇએ. માણસના ગર્વને પણ કોઈ સીમા નથી હોતી– પછી ગર્વનું ક્ષેત્ર ગમે તે હોય! ચોપાટનો અઠંગ ખેલાડી રઘડો પહેલી જ વાર હારી જતાં જીવનનું સારસર્વસ્વ ગુમાવી બેઠો હોય એમ પોતાના મગજની સ્થિરતા પણ ગુમાવી બેસે છે. આત્મશ્લાઘાના કોટકાંગરા ક્યારેક એકાદ ટકોરાથી જ તુટી પડે છે. એકાદો આઘાત થતાં જ મન પણ અસહાય બનીને ભાંગી પડે છે. લેખકે આવી પરિસ્થિતિમાંથી પ્રમાણમાં જેને સામાન્યતઃ ઓછા રોમાંચક ગણી શકાય એવા વસ્તુમાંથી જન્મતી પરિસ્થિતિમાંથી, કરુણનો કેવી કલાત્મક રીતે આલેખ કર્યો છે! અલબત્ત શ્રી મડિયાના વિપુલ વાર્તાસર્જનમાં બધે જ આવું વસ્તુનાવિન્ય રહ્યું નથી. 'ચંપો અને કેળ' નાં પાત્રો, પ્રસંગો અને વાતાવરણ તો 'સૌરાષ્ટ્રની રસધાર' નાં જ જોઇ લ્યો. હા, એમાં બકુ અને જયલાલના 'પાત્રો' દ્વારા ચુનીલાલ મડિયાની કલમનો સ્પર્શ અછતો નથી રહેતો એ ખરું ! 'આંબાના રોપ' જાણે 'ધુમકેતુ'ની જ વાર્તા! 'રાજી ભંગડી' વાંચતાં વાંચતાં 'દ્વિરેફ'ની અમર 'ખેમી' પણ ક્યાંક ક્યાંક યાદ આવી જાય છે–પ્રસંગો અને અંત જુદા હોવા છતાં રાજી પણ ખેમીની માટીમાંથી જ ઘડાઇ હોય એવું લાગે છે. 'અણુ મકરાણી'ની મધ્યયુગીન શહાદતની યાદ આપે એવી કથાથી કે 'વેળાવેળાની છાંયડી' અથવા તો 'બે ઓડકાર' જેવી વાર્તાઓના વસ્તુથી આપણે એક યા બીજી રીતે પરિચિત હોઇએ જ છીએ, પણ એથી વાર્તાના આસ્વાદમાં કંઇ મોટો ફરક નથી પડી જતો. લેખક વાર્તા કેવી રીતે કહે છે એ મહત્ત્વનું છે–અને શ્રી મડિયાને વાર્તા કહેતાં બહુ સરસ રીતે આવડે છે. એમની વાર્તાના પ્રસંગપુષ્ટ પ્રવાહમાં તથા ભાષા પાસે ધાર્યું કામ કઢાવી લેતી એમની શૈલીના જોમમાં આપણે તણાઇ જઇએ છીએ. ક્યારેક તો એમની સામાન્ય કક્ષાની વાર્તામાં પણ આપણે એક વાર તો વશ–અવશ ખેંચાઇ જઇએ છીએ. પછી પાછળથી ભલે આપણને યાદ આવે કે, અરે, આમાં તો લેખકે મૂળ વસ્તુને સાવ કોરાણે જ મૂકી દીધું છે. આનાથી અડધાઅડધ કે તેથી યે ઓછાં પાનાંથી પણ એઓ કામ ચલાવી શકયા હોત!

'કૌશિક અને મંદાકિની' તથા 'પેઇંગ ગેસ્ટ' જેવી દીર્ઘસૂત્રી વાર્તાઓ પણ શ્રી મડિયાએ રચી છે. નવલ-

કથાની સંકુલ અને સુદીર્ઘ રચનાની તથા વધુ મોકળા મેદાનની અપેક્ષા રાખતું 'કૌશિક અને મંદાકિની' નું વસ્તુ અહી તો એને 'લાંબી' ટૂંકી વાર્તા પણ થવા નથી દેતું. માત્ર પૃષ્ઠસંખ્યા પરથી જ આપણે કોઇ કૃતિને નવલિકા, 'નોવેલ' (Novvelle) કે નવલકથા નથી કહેતા એ તો જાણીતી વાત છે અનેક પૃષ્ઠોમાં વહેતી કૃતિ પણ નમુનેદાર નવલિકા હોઇ શકે! 'ધૂમકેતુ' એ નવલિકા વિષે ખૂબ સાદી પણ સચોટ ભાષામાં એક સ્થળે કહ્યું છે·

'ટૂંકી વાર્તા વિષે એક બીજી સ્પષ્ટતા જરૂરી છે: એ ટૂંકી જ હોવી જોઇએ એવો નિયમ ન કરવો એ સારૂં છે, એ ટૂંકી લાગવી જોઇએ'

પ્રસંગો ઉપરાંત એમાંથી પ્રકટતા પ્રતિભાવોને પણ એઓ યોગ્ય સ્થળે ઔચિત્યપૂર્વક આલેખી શકે છે પરિણામે આપણને એમની પાસેથી માનસશાસ્ત્રીય મનો-વિશ્લેષણના શુષ્ક ઉદાહરણ તરીકે આપવામા આવેલી નહીં, પણ મનોવિશ્લેષણાત્મક રીતે આલેખાયેલી 'આખનાં અંધારાં' 'પરિતોષ' 'કાકવધ્યા' 'જિયો છમિયા' 'બીડેલી સોગળ' 'ચાંદૂડિયાં' કે 'બાહ્યાંતર' જેવી કેટલીક ઉત્તમ નવલિકાઓ પ્રાપ્ત થાય છે. આમ, છેક 'ધ્રુવતા પૂર' થી માંડીને 'ક્ષણાર્ધ' સુધીના વાર્તાસંગ્રહોમાં આવી નવલિકાઓ ઠીક ઠીક પ્રમાણમા મળી રહે છે

કેટલીકવાર શ્રી મડિયા પોતે જ પોતાની ઉત્તમ નવલિકાઓનું અનુકરણ કરતા હોય એવું જણાય છે 'કમાઉ દીકરો'ની માફક 'ધણખૂંટ'મા પણ એક જ વસ્તુનુ આલેખન થયું છે રાણાની જેમ ડાબરો પણ અદમ્ય કામવેગના પ્રતીક સમો માતેલો સાંઢ છે પરંતુ, બન્ને વાર્તાઓમા પાછળથી લખયેલી ધણખૂંટ નિઃશંક દીર્ઘસૂત્રી બની ગઇ છે 'કમાઉ દીકરો' વાચીને ભાવકના ચિત્તમા જે 'સમગ્ર અસર' Total effect ઊભી થાય છે એવી 'ધણખૂંટ' થી નથી થતી એવુ જ 'અસલ એનેમલની કીટલી' તથા 'કંચન અને કામિની'મા યે બન્યું છે. જ્યારે 'વાની મારી કોયલ' અને 'અગન પેયણ' જેવી કંઇક સમાન વસ્તુવાળી નવલિકાઓમા નથી બન્યુ. બન્ને સ્વતંત્ર રીતે સરસ નવલિકાઓ તરીકે અસ્તિત્વ ધરાવી શકે એમ છે (અલબત્ત, 'વાની મારી કોયલ' લેખકની કેટલીક ઉત્તમોત્તમ નવલિકાઓમા સ્થાન લઇ શકે એવી છે!) 'વેળા વેળાની છાંયડી' તથા 'બે ભાઇ'ઓ વિષે પણ એમ જ કહી શકાય.

કટાક્ષ લેખકની શૈલીનું એક આગવું લક્ષણ છે, એમાંથી પ્રકટતા વિનોદ દ્વારા એઓ પોતાની વાર્તાને આકર્ષક અને આહ્લાદક પણ બનાવે છે. 'ઉપાન અને ઉર્મિકાવ્ય' 'દેગા છપ્પર ફાડકે' 'દિન-રાત' કે 'સહપાન્ય' જેવી આખીને આખી સળંગ કટાક્ષકથાઓ પણ એમણે આપણને આપી છે શ્રી મડિયાનો કટાક્ષ મોટે ભાગે માણસની સ્વાર્થવૃત્તિ અને દાંભિકતાના, સામાજિક કુ-રૂઢિઓ, વહેમો અને ધાર્મિક ઘેલછાના, હારમી ગરીબી અને અન્યાયના પ્રતિકારરૂપે જન્મે છે. એમા ઊંડે ઊંડે એમની મનોવેદના જ રહેલી છે સામાન્ય માનવીની પાસે કે સાહિત્યકારની પાસે પોતાની આ મનોવેદના ઠાલવવા માટે ઘણી યે વાર કટાક્ષ સિવાય બીજો રસ્તો પણ ક્યો હોય છે? 'જેરામ ગંજેરી' 'માજનિયાં કૂતરાં' 'આઇ જાનબાઇનુ થાનકડું' 'મારી નાખ્યાં રે' 'રાણી-બાગનાં જાનવર' 'એક્સચેન્જ બિલ્ડિંગના પથ્થરો' 'ચોયગાં-બેપગાં' વગેરે કેટલી યે વાર્તાઓમા એના દર્શન થાય છે.

શ્રી મડિયાની વાર્તાકલા માટે આવી નાનીમોટી નોંધ કદાચ હજુયે વધારે પ્રમાણમા અહી ટપકાવી શકાય, એવો વિપુલ અને વૈવિધ્ય-સભર વાર્તાવૈભવ એમણે આપણને આપ્યો છે એમની વાર્તાકલાની દૃષ્ટિ અને રીતિ, એની શક્તિ અને મર્યાદા, એની લાક્ષણિકતા, એની સિદ્ધિ, એનો વિકાસ વગેરેની ચર્ચાનો ભાર ખમી શકે એવું માતબર સર્જન એમણે આપ્યુ છે. એમની વાર્તાઓ વાચીને એકંદરે સંતોષની લાગણી તો જન્મે જ છે એવું કહેવામા અતિશયોક્તિ નથી, ચીલાચાલુ વિવેક કે માત્ર ઔપચારિકતા નથી બાકી, સંપુર્ણતાનો દાવો તો શ્રી મડિયાએ પોતાના પેલા લેખમા જેમનો સબહુ-માન ઉલ્લેખ કર્યો છે એવા ભલભલા હેમિંગ્વેથી માંડીને તે આપણા 'ધૂમકેતુ' કે દ્વિરેફ'ના ઉત્તમ સર્જનો માટે પણ ક્યા કરી શકાય એમ છે? તો પછી મડિયા માટે તો એવો કોઇ દાવો 'આક્ષેપ' જ બની જાય ને?

અને છતા યે એમણે પોતાની ઉત્તમ નવલિકાઓ દ્વારા આપણને રસાનંદની કેટલીક અવિસ્મરણીય ક્ષણો તો જરૂર આપી છે એમાં જરા યે શંકા નથી.

(લેખકના મૂળ લેખમાંથી ટૂંકાવીને)

●●●

# મડિયાની નવલકથાઓ

—એક અછડતી નોંધ

દીપક મહેતા

ચુનીલાલ મડિયાના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે મનમાં કોણ જાણે ક્યાંથી વર્ષો પહેલાં વાંચેલી એક પંક્તિ ઝબકી ગઇ:

'બજતાં બજતાં જ તાર આ
બટક્યો ને રણકાર એહના
હજી ય વિશ્વે ભમ્યા કરે.'

મુંબઇમાં મડિયાના મૃત્યુ પછી શોકસભા મળેલી તેમાં પણ જો કોઇની ગેરહાજરી સૌથી વધુ સાલી હોય તો તે મડિયાની. હજી આજે ય કોઇ સાહિત્યિક સમારંભમાં જતી વખતે આંખ મડિયાને શોધવાની મહેનત કરે છે. આત્મા અમર છે વગેરે આશ્વાસનો આવે વખતે સાવ ઠાલાં લાગે છે.

આપણા વિવેચકોમાંથી બહુમતીએ 'કાણાને કાણો નવ કહીએ, કડવાં લાગે વેણ' એ શિખામણ સર્જન-વિવેચનને પણ વ્યવહાર બલ્કે વેપાર માનીને સ્વીકારી લીધી છે કે શું એમ ક્યારેક તો લાગે. મડિયા આવા વિવેચનને 'થાબડભાણીક' વિવેચન કહેતા, અને તેનાથી ખૂબ અકળાતા. न ब्रूयात् सत्यंप्रियम् એ સૂત્ર ઘણીવાર તો વ્યવહારમાં પણ, અને વિવેચનમાં તો હમેશ નાકામિયાબ નીવડે છે. મડિયાની કૃતિઓ વિષે વિચારતી વખતે આવા 'થાબડભાણીકપણા'થી તો દૂર રહેવું જ જોઇએ.

જેમ વિવેચનમાં તેમ સર્જનની બાબતમાં પણ મડિયા યથાતથનો સ્વીકાર કરવામાં શરમ કે સંકોચ અનુભવવાની જરૂર જોતા નથી. આથી જ તેઓ કહે છે: 'અનુભૂતિ, પ્રેરણા કે સંવેદનની ગમે તેવી ઉત્કટતા હોય છતાં મુદ્રણકળાના આ યુગમાં સર્જકની સર્જનપ્રવૃત્તિ પાછળ વ-તેઓછે અંશે પણ સ્થૂળ પ્રયોજન તો રહેવાનું જ. 'હું શાને માટે લખું છું' એ પ્રશ્નનો સાચો ઉત્તર આપવો હોય તો લેખકે આવાં સ્થૂળ પ્રયોજનોનો સ્વીકાર કશી ય દિલચોરી વિના કરી નાખવો ઘટે.' ('કથાલોક' પૃ. ૭૬--૭૭)

મડિયાની ઘણી નવલકથાના લેખન પાછળ આવાં સ્થૂળ પ્રયોજનો ન હોય તો પણ એ નવલકથાઓ જે રીતે લખાઇ છે તે સ્થૂળ કારણસર બન્યું છે. 'સારી છે, છતાં વધુ સારી રીતે લખી શકાત'એવું ઘણી નવલકથાઓ માટે કહેવું પડે. એક તો સાપ્તાહિકોમાં ધારાવાહી રૂપે પ્રગટ કરવા માટે એ લખાતી હોય. તેમાં ય ઘણીવાર તો 'હપ્તો' મોકલવાના છેલા દિવસે બપોરે લખાણકામ ચાલતું હોય.

પછી સીધા દોડે પોસ્ટ ઑફિસે કે આંગડિયાને ત્યાં આથી કૃતિને સેવવાનું ભાગ્યે જ બની શકે. એટલે ક્યારેક કથાના પહેલા ભાગમાં એક હાથે ઠુંઠા બનેલા માણસને બીજા ભાગમાં પોલીસ બન્ને હાથને કડી બેડીઓ પહેરાવી દે! નવલકથા પછી પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય ત્યારે આવી ભૂલો તો સુધરી જાય પણ પ્રકરણોના અમુક ચોક્કસ કદ, અમુક અમુક વખતે આગલી કથાના સાર જેવું, ચોક્કસ વખતે કથામાં આવતા પલટા, કયારેક વધુ પડતો વિસ્તાર તો ક્યારેક અણધારી રીતે ટુંકો અંત—આ બધું તો એમનું એમ જ રહે. પરિણામે કૃતિનો દેહ કલાદષ્ટિએ સર્વાંગસુંદર કહી શકાય તેવો ન બને 'આલા, ધાધલનું ઝીંઝુવદર' પોણે સુધી મંથર ગતિએ ચાલે છે પણ પછી એકાએક ખેલ ખલાસ! મડિયાએ કહ્યું છે 'દૈનિક અખબારોમાં આ રીતે હફતે હફતે નવલકથા લખવી એ અખતરામાં તંગ દોરડા પર ચાલવા જેટલો ખતરો હોય છે.' ('કથાલોક' પૃ. ૭૮)

'લીલુડી ધરતી' કે 'સધરા જેસંગનો સાળો' કે 'ઇન્દ્રધનુનો આઠમો રંગ'ના શરૂઆતનાં થોડાં પાનાં વાંચીએ ત્યાં જ ખ્યાલ આવે કે આ લેખકની સૃષ્ટિમાં સતત ઘણું બધું બન્યા કરે છે. મડિયાની નવલકથાઓમાં પ્રસંગો પાર વિનાના હોય છે, કયારેક તો કોઇ કંજૂસની ભરેલી તિજોરીનો ખ્યાલ આવે તેટલા, ઢગલાબંધ ખડકયા હોય તેવા પણ જરા ઝીણી નજરે જોઇએ તો લાગે કે પ્રસંગ ખાતર પ્રસંગ તેમાં ઝાઝા નથી. વાચતી વખતે પહેલા કયારેક કેટલાક પ્રસંગો આગંતુક કે અનાવશ્યક લાગે ખરા, પણ થોડે આગળ જઇએ ત્યાં એ પ્રસંગ સમગ્ર ઘટના—પ્રવાહમાં બરાબર ભળી જતો લાગે. 'લીલુડી ધરતી'માં ઘણે સુધી રઘા મહારાજના ભૂતકાળની વાતો બિનજરૂરી લાગે પણ કૃતિ આગળ વધતાં રઘાનો શાદૂળભા સાથેનો સંબંધ સ્પષ્ટ થતાં એ ભૂતકાળની કથાનો ઘડ બેસી જાય. મડિયાની ઘણીખરી નવલકથાઓનુ કથાસંકલન પરવાળા ચક્ર જેવું નહીં પણ અંબર ચરખા જેવું હોય છે. એમાં એકસાથે ઘણી ત્રાકો ફરે છે, ઘણી પૂણીઓ કંતાય છે, ઘણા તાર નીકળતા જાય છે. કયારેક કોઇ તાર વચમાં તૂટી પણ જાય તો કોઇક તાર વધારે પડતો લંબાઇ જાય કે ટુંકાઇ જાય અને એ બધી ત્રાકોના ચાલકબળરૂપી ચક્ર પર લેખકનો કાબુ હોવાથી આટલી બધી ઘટનાઓ હોવા છતાં એ બધી વેરવિખેર થઇ જતી નથી.

મડિયાનાં પાત્રોને જોતાં લેખકે જાણે 'ભાતભાત કે લોગ' નો 'સેમ્પલ સર્વે' કરવા ધાર્યો હોય એમ લાગે. અનેક જુદા જુદા રંગઢંગનાં પાત્રો એમની નવલકથામાં મળે. એક 'ઇન્દ્રધનુનો આઠમો રંગ' જ જોઇએ તો અઘોરી જાનકીદાસ, ડિકી, કરમસી કાકા, વિજભૂષણ, પ્રાણજીવનદાસ, યશોદા, કુંદા, ગોદાવરી, નારંગી, રિહમ્મા, નરેન, વગેરે અનેક પાત્રો જોવા મળે. જાતજાતના દિલ ધડકાવનારા, દિલ - પીગળાવનારા કે દિલ થંભાવનારા પ્રસંગોમાથી એ પાત્રો પસાર થાય. જેટલું બોલે તેટલું જ ચાલે પણ ખરું અને લેખક વાચક આગળ કોઇકવાર એ પાત્રનું અંતરંગ સફળતાપૂર્વક ખોલે પણ ખરા. પણ ઘણી વાર વાચકને પાત્રનો નિકટનો પરિચય મેળવવાનું મન થાય તો નિરાશ થવા વારો આવે. આથી ઘણી વાર પાત્ર અને વાચકની વચ્ચે અંતર રહી જતું હોવાનો શક જાગે મેળાના જાદુગરો ઘણીવાર હાથ પગ કે ધડ ન દેખાય, પણ અદ્ધર માણસનું માત્ર માથું જ દેખાય એવો ખેલ કરે છે તે યાદ આવી જાય.

એક ઘોડાવાળા સાત રથો દોડતા હોય તો એકાદ ઘોડાને સૌથી આગળ નીકળી જવાની તક રહે, કોઇ ઘોડા પાછળ પણ પડી જાય, પણ સાતે ઘોડા એક જ રથને જોડે ત્યારે તો બધા યે સાથે જ દોડવું પડે, કોઇ આગળ નહીં, કોઇ પાછળ નહીં. મડિયાની નવલકથાનાં પાત્રો એક રથને જોડેલા સાત ઘોડા જેવાં હોય છે. ઉમાશંકરે 'વ્યાજનો વારસ' ને નાયક વિનાની નવલકથા કહી છે તે મડિયાની ઘણી નવલકથાઓને લાગુ પડે તેમ છે. 'લીલુડી ધરતી' જેવી કૃતિમા દેખીતી રીતે જ કોઇ નાયક નથી. પણ આ નાયકહીનતા સહેતુક છે. પણ ઘણીવાર બધાં પાત્રોને ન્યાય આપવાની લાયમાં લેખક કોઇ એકાદ પાત્રને પૂરેપૂરું વિકસાવી શકતા નથી. 'વેળાવેળાની છાંયડી'માં ઓતમચંદ અને નરોત્તમ બન્ને સમાંતર નાયકો જેવા લાગે છે. 'ઇન્દ્રધનુનો આઠમો રંગ'માં નરેન નાયક (બલ્કે પ્રતિ—નાયક) હોવા છતાં કથાનો ઘણો મોટો ભાગ બીજાં પાત્રોએ રોકી લીધો છે.

આનું કારણ કદાચ એ પણ હોય કે મડિયાની કેટલીક નવલકથાના ઉદ્ભવનું બીજ કોઇ એકાદ વિચારમાં રહ્યું હોય છે. 'લક્ષ્મીની ખરી માલિકી વ્યક્તિની નહીં',

સમષ્ટિની છે' એ વિચાર 'વ્યાજનો વારસ' પાછળ સતત ડોકાયા કરે છે. 'સમય બદલાય છતાં માણસે બદલાવું ન જોઇએ' એ સૂત્ર માત્ર શીર્ષકમાં જ નહીં પણ 'વેળા વેળાની છાંયડી'ની લખાવટમાં સાદ્યંત વણાયેલું છે. પતિથી જ ગર્ભ રહ્યો હોવા છતાં પ્રસૂતિ પહેલાં પતિ મૃત્યુ પામે અને પત્નીને માથે આળ આવે ત્યારે તેનું ચારિત્ર્ય નિષ્કલંક છે એમ કહેનાર કોણ ?–એવા પ્રશ્નમાંથી 'લીલુડી ધરતી' સર્જાઇ છે એમ લેખકે જ કહ્યું છે. ઉત્તમ કલાકૃતિમાંથી પણ ઘણીવાર કોઇ વિચાર વ્યક્ત થતો હોય છે પણ તે આપોઆપ, અનાયાસ. જ્યારે મડિયામાં પહેલાં વિચાર, પછી કૃતિનું સર્જન એમ ક્રમ ઉલટાયેલો લાગે. ક્યારેક આથી લેખકનું ધ્યાન વિચારનિરૂપણ પર જેટલું રહે તેટલું પાત્ર–નિરૂપણ પર ન રહે એમ પણ બનતું હોય.

વિચાર કે ભાવનાના નિરૂપણ માટે આપણા ઘણા લેખકો વર્તમાન કરતાં ભૂતકાળનું આલેખન કરવાનું પસંદ કરે છે. આવી ભૂતકાળ કથાઓને 'ઐતિહાસિક'ને નામે ખપાવવાનો ધંધો આજેય આપણે ત્યાં, એક વખત ચોકની ભૂકીને કવીનાઇનમાં ખપાવવાનો ધંધો જેટલા જોરશોરથી ચાલેલો, તેટલા જોરશોરથી ચાલે છે, આવી કહેવાતી ઐતિહાસિક નવલકથાના લેખકો છેતરતા હોય છે માત્ર વાચકોને જ નહીં, પોતાની જાતને પણ. એક બે અપવાદોને બાદ કરતાં મડિયા આ ઐતિહાસિક નવલકથાની ચલતી ગાડીમાં ચડી બેસા નહીં એય નોંધવું તો જોઇએ. સર્જક તરીકેનું પોતાનું આગવું વ્યક્તિત્વ જાળવવાની ધગશ એમાં જોઇ શકાય.

મડિયા વાતચીત કે ભાષણમાં ખૂબ હસતા અને હસાવતા. સાહિત્ય, શિક્ષણ, સંસ્કાર, સમાજ, રાજકારણ પ્રત્યે અંદરથી ઘણી અકળામણ. પણ એ અકળામણ વ્યક્ત થાય મોટે ભાગે હાસ્ય–કટાક્ષ દ્વારા અને એ હાસ્ય–કટાક્ષ હમેશાં નિર્દંશ અને નિર્દોષ હોય જ એવું ય નહીં. મજાકખોર મડિયાએ 'સધરા જેસંગનો સાળો,' 'સધરાના સાળાનો સાળો,' 'ગ્રહાષ્ટક વત્તા એક' જેવી હાસ્યપ્રધાન નવલકથાઓ લખી. ગુજરાતીમા હાસ્યલક્ષી નવલકથા લખવાના પ્રયત્નો પણ એક હાથની આંગળી જેટલા એ રીતે મડિયા સાહસિક કહેવાય. પણ આ કૃતિઓમાંનું હાસ્ય કાં વધારે પડતું પ્રાસંગિક બની જાય, કાં વધુ પડતું વ્યક્તિગત. હાસ્ય પેદા કરવાની અમુક હાથવગી તરકીબો વારંવાર વપરાયા કરે. આથી મડિયા બોલતા ત્યારે એમના હાસ્યમાં જે તાજગી વર્તાતી તે નવલકથાના હાસ્યમાં નથી. ઘણીવાર તો લેખક ગલગલિયાં કરીને વાચકને પરાણે હસાવવાની મહેનત કરતા લાગે. મડિયાની હાસ્યશક્તિ નવલકથામાં જકડાઇ ગઇ છે તેને નાટકમાં કળ વળતી જણાય છે. નાટકોમાં માત્ર લેખક જ નથી હસતા, આપણે પણ હસીએ છીએ, લેખકની સાથોસાથ

આપણા ઘણા નવલકથાકારોની ભાષા કાં પોલિયોના રોગથી પીડાતી હોય છે કે કાં હાથીપગાથી, કેટલાક લેખકોની ભાષા કૃત્રિમતાની ટેકણઘોડી વગર ચાલી શકતી નથી. જીવંત બોલાતી ભાષાનો ધબકાર એમાં હોતો નથી. તો કેટલાક લેખકોની ભાષા મેદથી ફૂલેલી હોય છે, નરવી નથી હોતી. જ્યારે મડિયાની ભાષામાં આગવી બળુકાઇ છે. તેઓ પોતાની ભાષાથી વર્ણન કે પાત્રાલેખન કે સંવાદમાં ધાર્યું નિશાન તાકી શકે છે. અર્જુનને વશ કરવા કર્ણે નાગપાશનો ઉપયોગ કર્યો ત્યારે શસ્ત્રે અર્જુનના માથાને બદલે મુગટને ઢાળી દીધો, એવી લક્ષ્યચૂક ભાષા પરત્વે મડિયાની નવલકથાઓમાં થતી નથી. તેમની ચિત્રો ઉઠાવવાની શક્તિ પણ ઊંચા પ્રકારની છે. ભાષા વડે લેખક વાચકના મનમાં 'ટેન્શન' ઊભું કરી શકે છે. ભાષાના રૂઢ પ્રયોગો ઉપર એમની લેખણીનો કાબુ અસાધારણ કહી શકાય તેવો છે. અને એ માત્ર ગ્રામબોલીની બાબતમાં જ સાચું નથી, શહેરી ભાષાની બાબતમાં પણ છે એની ખાતરી 'ઇન્દ્રધનુનો આઠમો રંગ' કરાવશે.

મડિયાએ નવલકથાઓ લખવી શરૂ કરી તે પહેલાં મેઘાણી અને પન્નાલાલ જેવા બે સર્જકો જાનપદી નવલકથાઓ લખી ચૂકેલા. બીજા અનુ–લેખકો પણ ઓછા નહોતા. પોતાનો અવાજ આ લોલમાં લોલ રૂપે ભળી ન જાય પણ અલગ, અલાયદો, આગવો વર્તાઇ આવે એ રીતે જાનપદી નવલકથાઓ લખવી એ કામ સહેલું તો નહોતું જ. મડિયાએ એ કરી બતાવ્યું. મડિયાના ગામડામાં માત્ર કાદવ નથી તેમ કેવળ કમળો પણ નથી. ગામડાની સૃષ્ટિને શક્ય તેટલી અખિલાઇમાં જોવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. તેઓ ગામડાને સ્વાભાવિક પરિદૃશ્યમાં જ જુએ છે, કશું અગ્રાહ્ય નહીં; કશાનો અભિનિવેશ પણ નહીં, ગામડાના જીવનનો પૂરો જાણતલ

માણસ ત્યાંના લોક કનારે, ક્યા, કેમ ખાને ચાને, હસે, રડે, હળેમળે, ઝઘડે, પ્રેમ કરે કે વેર બાધે એ જાણે એટલુ જ નહી સમજે પણ આથી મડિયા ગામડાનુ જે ચિત્ર દોરે તે કેલેન્ડરિયા લાગે નહી

મડિયાની નવલકથાઓ કોઇ ચોક્કસ વાદ, વિવાદ, વાડા, ઝઘડાથી મુક્ત રહી શકી છે એમા મ ગનતાની ઉપાસના નથી તો કેવળ ટેકનિકની નવીનતાની આરાધના પણ નથી આદર્શ કે ઉપદેશનુ નાડુ મડિયાએ ક્યારેય પકડ્યુ નથી કથાનુ આલેખન ઘણુખરુ બુધ્ધિપ્રધાન. લીનુડી ધરતીની સતુ નિષ્કનક હોવા છતા કકકડતા તેનની કડાઇમા હાથ બોળે તો દાઝે જ ન દાઝવાનો ચમત્કાર ન થાય અને છતા આવી આકરી પરીક્ષા આપવાવી હિ મત બતાવી એ જ નિષ્કલ કતાનો પુરાવો, એમ સૂચવીને પાત્રનેપ ણ ન્યાય કરે નવલકથામા આદર્શ કે ભાવના ન હોવા જોઇએ એમ નહી પણ દૂધ ઉકળી ઉકળીને મલાઇનુ પડ બાઝે તે જુદુ અને બફેલો બટરપેપર નાખી મલાઇનો આભાસ પેદા કરાય તે જુદો મડિયા બાફેલો બટર પેપર વાપરવાની બેવફાઇ ક્યારે ય નથી કરતા

જોયુ ? ફરી ભૂતકાળને બદને વર્તમાનકાળ વપરાઇ ગયો મડિયા સતત વર્તમાનમા જીવનાર જીવ હતા તેમની કેટલીક નવલકથાઓની જેમ જ ઉભડક બેઠકે લખેની આ નોધ લખતા લખતા ભુતકાળ બની ચૂકેના એ વર્તમાનને ફરી માણવાનુ બન્યુ મડિયાએ પોતાની લેખનપ્રવૃત્તિને આનંદાનુભવની ભાગબટાઇ' તરીકે ઓળખાવી છે પણ પ્રસાદ વહેચતી વખતે બધો જ પ્રસાદ વહેચાવો જોઇએ થાળમા જરા ય બાકી રહેવો ન જોઇએ એવો રિવાજ છે પણ પૂરેપૂરો પ્રસાદ વહેચ્યા પહેલા જ મડિયા ચાનતા થયા તેઓ 'આનંદાનુભવની ભાગબટાઇ કેવળ માણસોને કરતા હતા તેથી ભગવાનને શુ અદેખાઇ આવી હશે ? ભલા ભગવાન! તારુ ભનુ નહી થાય હો! ●●●

એક વખત અમે મુબઇમા મડિયા સાથે વાતો કરતા
મોટરમા મરીનડ્રાઇવ ઉપરથી ધીમી ગતિએ જઇ
રહ્યા હતા આજુબાજુથી કેટલી યે મોટરો અમારી
આગળ નીકળી ગઇ પરતુ થોડે આગળ ગયા
પછી આ બધી મોટરો ટ્રાફિક સિગ્નલ પાસે
ઊભી રહી ગયેની જોઇ આ જોઇ
મડિયાએ એક સરસ વાત કહી:
'થોડા વર્ષો અગાઉ સાહિત્યમાં
પણ આવી જ રીતે મારી
આગળ નીકળી જવાના
કેટકેટલાઓએ પ્રયત્નો
કર્યાં હતા. પરતુ
આજે એ બધા
આની જેમ જ
અહીં ના
અહીં
છે.'

—અનિરૂધ્ધ બ્રહ્મભટ્ટની જન્મભુમિની કડિકા ઉપરથી સાભાર

# ચુનીલાલ મડિયાની વિવેચન પ્રવૃત્તિ

— એક ટૂંકી નોંધ

સ્વ. મડિયાની સાહિત્યિક પ્રવૃત્તિઓનો સમગ્રતયા વિચાર કરતાં એમાં એક અત્યંત નોંધપાત્ર હકીકત એ જોવા મળે છે કે તેમની સર્જકશક્તિનો મુખ્ય આવિષ્કાર જો નવલિકા અને નવલકથા જેવા ગદ્યપ્રકારો દ્વારા થયો, તો તેમની વિવેચનપ્રવૃત્તિ પણ મુખ્યત્વે તો એ બે ગદ્યપ્રકારોને અનુલક્ષીને જ ચાલી છે. એ ખરું કે તેમણે એકાંકી, નિબંધ, કવિતા કે ચરિત્રસાહિત્ય જેવા અન્ય પ્રકારો પણ ખેડ્યા છે અને એવા વિભિન્ન પ્રકારના સાહિત્યનો ઓછોવત્તો પરિચય પણ કેળવ્યો છે, પણ તેમના સતત અભ્યાસ અને પરિશીલનનો વિષય તો કથાસાહિત્ય જ રહ્યું જણાય છે. તેમના 'વાર્તાવિમર્શ,' 'ગ્રંથગરિમા', 'શાહમૃગ–સુવર્ણમૃગ' કે 'કથાલોક' જેવા વિવેચનગ્રંથોનાં લખાણોમાંથી આ વાતની સ્પષ્ટ રૂપમાં આપણને પ્રતીતિ થાય છે. આ અંગે કદાચ રસપ્રદ મુદ્દો તો એ છે કે સર્જક મડિયા કરતાં વિવેચક મડિયા આપણી સમક્ષ એક ભિન્ન રૂપની વ્યક્તિતા ધારણ કરીને પ્રકટ થતા દેખાય છે. સર્જક મડિયાએ શહેરી જીવનની અનેક રોચક વાર્તાઓ રચી હોવા છતાં તેમની સર્જકતાનો વિશેષ તો સોરઠના તળપદા લોકજીવનના નિરૂપણમાં રહ્યો છે અને એ રીતે તેમની સર્જકશક્તિનો Rang પ્રમાણમાં સાંકડો છે જ્યારે વિવેચક મડિયાની સાહિત્યિકરુચિ અને સંસ્કાર વ્યાપક વિશ્વસમાજની અનંતવિધ પ્રશિષ્ટ કૃતિઓથી પરિપોષ પામ્યાં છે, ખાસ કરીને આધુનિક પાશ્ચાત્ય સાહિત્યસ્વામીઓના કથાસાહિત્યના અવબોધ–આસ્વાદથી તેમની રુચિ વધુ સૂક્ષ્મરૂપની બની જણાય છે. આ રીતે તેમની કથાસાહિત્યને લગતી આ વિવેચનાને પોતીકું મહત્ત્વ તો છે જ પણ આપણી વર્તમાન સાહિત્યિક પરિસ્થિતિના સંદર્ભમાં તેનું અન્યથા પણ મહત્ત્વ પ્રાપ્ત થાય છે. આપણે જાણીએ છીએ તેમ, આપણા બહુ ઓછા કથાસર્જકોએ આ પ્રકારે સાહિત્યિક અભિજ્ઞતા કેળવીને આપણા તેમ જ પરભાષાના કથાસાહિત્યની ચર્ચાવિચારણા રજૂ કરેલી છે. અલબત્ત, પત્રકારિત્વના વ્યવસાયે મડિયાને વિવેચનો લખવાની તક આપી છે–અને વ્યવસાયી પ્રવૃત્તિને કારણે તેમાં અમુક મર્યાદાઓ ય પ્રવેશી જણાશે–આમ છતાં, તેમનાં વિવેચનાત્મક લખાણો, જેવાં છે તેવાં, ધ્યાનપાત્ર તો છે જ.

મડિયાનાં આ પ્રકારનાં લખાણોમાં મુખ્ય ધારાઓ આ પ્રમાણે જોઈ શકાય. (અ) નવલિકા અને નવલકથાનો

પ્રમોદકુમાર પટેલ

સાહિત્યસ્વરૂપ લેખે વિચારવિમર્શ અથવા સર્જક વિવેચકનું હોય અને તેને લગતા પ્રશ્નોની ચર્ચાવિચારણા (બ) ગુજરાતી–અન્ય ભારતીય – વિદેશી કથાકૃતિઓનાં અવલોકનો અથવા એવી કોઇ કૃતિ નિમિત્તે તેના કર્તાના મનોવિશ્વનો પરિચય (ક) ગુજરાતી નવલિકા – નવલકથા સાહિત્યના પ્રવાહ પર દૃષ્ટિપાત અથવા તેના વિકાસ કે સ્થગિતતાને લગતો ઊહાપોહ (ડ) સાહિત્યકારોની મુલાકાતો, તેમના વ્યક્તિચિત્રો કે તેમના વિશિષ્ટ વ્યક્તિત્વનો પરિચય આમ અનેક તરેહના તેના લખાણોમા અનેકવિધ કૃતિઓનો ઓછોવત્તો સંદર્ભ જોડાતો રહ્યો છે અને એવા બહુશ્રુત જ્ઞાનથી સાહિત્યને સમજવાનો એક ઉદાર દૃષ્ટિકોણ તેઓ કેળવી શકયા છે

ઇ સ ૧૯૫૨મા પ્રગટ થયેલા તેમના વાર્તાસંગ્રહ 'તેજ અને તિમિર'ના આરંભમા મુકાયેલો લેખ 'ટુંકી વાર્તા: ઘાટ અને ઘડતર' તેમની એ વિશેની અભ્યાસનિષ્ઠ ચર્ચાવિચારણાને કારણે નોંધપાત્ર બની રહે છે એમા તેમણે ટુંકી વાર્તાને નવલકથા ટુચકો ઉર્મિકાવ્ય, એકાંકી, સિનેમા, ટેલિવિઝન આદિની જોડે સરખાવી તેના સામ્યવૈષમ્યને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે એ લેખના અંતના ખંડક 'નિયતિકૃત નિયમરહિતા'મા ટૂંકી વાર્તાની કલા વિશેની તેમની આગવી સમજણ પ્રગટ થાય છે ટૂંકી વાર્તાનુ સ્વરૂપ જ એવુ અનુનેય અને નાજુક મુલાયમ છે કે તેને કોઇ 'જડબેસલાક નિયમાવલિ'માં બાંધી શકાય જ નહિ–એવુ પ્રતિપાદન કરી તેઓ એમ કહે છે કે એ સ્વરૂપના આગવા ઘાટ કે ઘડતર તો તેના સર્જકની અંતસ્ફુરણાથી જ સંભવે છે આયોજન કે ટેકનિકની ઉપકારકતા વિશે સંશય વ્યક્ત કરી તેઓ એમ કહે છે 'મોટામા મોટી ટેકનિક તો કલાકારનુ પોતાનુ ઔચિત્યભાન અને હૈયાઉકલત સર્જકને સાંપડેલી અનુભૂતિ જો સાચી હશે તો એની વાર્તાનો શબ્દદેહ આપમેળે જ સુશ્લિષ્ટ બનવાનો એના સંવેદનમા સચ્ચાઇનો રણકો હશે તો વાર્તામા એ રણકો અવશ્ય સંભળાવાનો પણ અનુભૂતિની જ કચાશ હશે તો ટેકનિકના ગમે તેટલા વાઘા પહેરાવવા છતા આતરિક દારિદ્રય અછતુ નહિ રહી શકે' અને આમ તેઓ કૃતિની મૂળ સંવેદનભૂત વસ્તુનુ જ ગૌરવ કરે છે તેમનો આ દૃષ્ટિકોણ તેમની નવલકથા સ્વરૂપની સર્વ વિચારણાઓમા પણ જોવા મળે છે નવલકથામાં નિરૂપ્યમાણ માનવજીવન તેના આદિમ્ તત્ત્વો સાથે પ્રગટવુ જોઇએ એવો તેમનો આગ્રહ છે આ જ મુદ્દાનુ બીજી રીતે સમર્થન કરતા તેમણે એમ કહ્યુ છે કે, નવલકથાદિ સાહિત્યનો સાચો ઊગમ કંઇ લેખકના મગજમાથી નહિ પણ તેના હૃદયમાથી જ થાય છે–થવો જોઇએ એટલે કે માનવઅંતરના ગૂઢાતિગૂઢ ભાવસંચલનોના નિરૂપણ દ્વારા જ નવલકથા પ્રાણવાન બને છે ટેકનિક એ કોઇ રચના નિર્માણના ચુસ્ત કે જડ નિયમો માત્ર જ હોય એવા કોઇક ખ્યાનથી જ કદાચ તેઓ ટેકનિકના અતિ પ્રયોગ પરત્વે શંકા દાખવતા રહ્યા છે તેમણે એક બે પ્રસંગે ટેકનિકને અવગણી 'કથનરીતિ' કે 'આયોજનરીતિ'નો ખ્યાલ પુરસ્કારવાનુ વલણ દાખવ્યુ છે પણ ત્યા યે એ રીતિ'ઓનુ ઝાઝુ મૂલ્ય જણાતુ નથી તેઓ કહે છે વાર્તા–નવલકથાઓમાં કોઈ નિશ્ચિત આકૃતિનો અભાવ જ એનુ એક અપરંપાર શકયતાઓ ધરાવનારુ આમ્રણ બની રહે છે દરેક સર્જક પોતાની સર્જનાત્મક જરૂરિયાતોને અનુલક્ષીને પોતાની કથનરીતિ અને આયોજનરીતિ યોજતો હોય છે અથવા વધારે સાચુ કહીએ તો, એ સર્જકની પણ જાણ બહાર, આપોઆપ યોજાઇ જતી હોય છે' આમ તેઓ નવલકથના સ્વરૂપ—વિચારમા પણ અંતિમ મહત્ત્વ તો સર્જકની મૂળ અનુભૂતિનુ જ કરે છે અલબત્ત તેમની સાહિત્યિક રુચિ અને દૃષ્ટિ વિશાળ કથાસાહિત્યના પરિશીલનથી સંસ્કારાયેલી હોઇ તેઓ નિરૂપ્યમાણ જીવનને વધુ વ્યાપક અને અખિલ રૂપમાં જોવાને ઉદાર દૃષ્ટિકોણ ધરાવે છે નવલકથામા આલેખાતુ માનવજીવન તેના સદ્–અસદ્, સુરૂપ–કુરૂપ, ભદ્ર–કુત્સિત એમ સર્વ અંશો સાથે પ્રગટવુ જોઇએ એવો તેમનો આગ્રહ રહ્યો છે સમર્થ સર્જક તો જીવનના અભદ્ર કે કુત્સિત અંશોમાથી ય સુંદર કળાકૃતિનુ સર્જન કરી શકતો હોય છે એવી તેમની શ્રદ્ધા છે બલ્કે, આમ, નવલકથાની સૃષ્ટિમા માનવઅસ્તિત્વના ભીષણ કારમા આવેગોના નિરૂપણનુ મહત્ત્વ ક્યુ શ્રી દર્શકના 'વાગીશ્વરીના કર્ણફૂલો'ની સમીક્ષા કરતા તેમણે નોંધેલુ 'તેથી જ તો એમની કલાદૃષ્ટિને હજી વધારે નાણવા માટે આ પડકાર કરવાનુ મન થાય છે જેમ્સ જોઇસકૃત યુલિસિસ કે કે આન્દ્રે જિદ કૃત 'કાઉન્ટર ફિટ્સ' કે 'લેડી ચે' નહિ તોયે હેત્રી મિલર કૃત 'ટ્રોપિક ઓફ કેન્સર' (પ્રતિબંધ ઉવેખીને વાચી શકાય તો જ!) જેવી નવલકથાઓની દેખીતી અસુંદરતામાથી સુંદરતા સારવી આપો તો તમને

રંગ ભણીએ !' અને તેમના આ ઉદ્‌ગાર એ કોઇ અદ્યતનવાદીનો હાલો પડકાર માત્ર નથી, જીવનનાં વિષઅમૃતની ઓળખ કરી રહેલ એક પ્રૌઢ ચિંતકનો પડકાર છે. એટલે જ તો તેઓ આભાસી માંગલ્યનાં ગાણાંનો કે એવી કૃતક ભાવનાપરાયણતાનો સખ્ત વિરોધ કરે છે. જો કે, અદ્યતનવાદના અંચળા હેઠળ કુત્સિત કે અભદ્રની ચાહીને ઉપાસના થાય એનો ય તેમણે નિરોધ કર્યો છે. હકીકતમાં, માનવજીવનને તેની અતલ ગહરાઇઓ અને તેના અજ્ઞાત બળાબળો સાથે ઓળખવાની ઉદાર દૃષ્ટિ તેમણે કેળવી છે. કોઇ રૂઢ સાંપ્રદાયિકતા કે બંધિયાર જીવનપ્રણાલીમાં બદ્ધ થવું એ જ મૃત્યુ અને અંતરની સૂક્ષ્મતર ગહનતર વૃત્તિઓને ઓળખવા સચ્ચાઇથી આત્મશોધન કરવું એ જ તો જીવન છે. આવી કોઇક દષ્ટિથી જ તેઓ દોસ્તો એવ્સ્કી, કામુ, સાર્ત્ર, લૉરેન્સ, ટોલ્સ્ટોય, ચેખોવ આદિ સાહિત્યસર્જકોની સંતવૃત્તિને ખૂબ જ આદરભાવથી નિહાળી શક્યા હશે.

મડિયાએ નવલિકા—નવલકથાના સ્વરૂપ વિશે જે જે વિચારણાઓ કરી તેમાં તેમના બહુશ્રુત અને વ્યાપક અભ્યાસને કારણે વિશેષ બળ અને તેજ પ્રગટયાં છે. જો કે આ પ્રકારની સાહિત્ય—મીમાંસામાં તેમનો અભિગમ જેટલો પ્રસ્તુત વિષયની તાર્કિક અને શાસ્ત્રીય છણાવટનો નહિ તેટલો અનુભવકથનનો છે. નવલિકા કે નવલકથા વિશેની પોતાની સમજણ કે શ્રદ્ધાને જ તેઓ પ્રતિપાદિત કરવા પ્રવૃત્ત થયા જણાય છે. કોઇ રૂઢ પંડિતશાઇ વિચારશૈલી માટે તેમને એક રીતનો અણગમો જ રહ્યા કર્યો હોય એ કારણે જ કદાચ તેઓ પોતાની ચર્ચાને શકય તેટલી અરૂઢ ભાષામાં રજુ કરવાનો પ્રયત્ન કરે છે. જો કે આ કારણે પરિભાષાની શિથિલતા જન્મતાં તર્કસંગતિ પૂરેપૂરી ન જળવાઇ હોય એવું યે એમાં કેટલેક પ્રસંગે બન્યું જણાય છે.

નવલકથાનો સ્વરૂપવિચાર કે એ સ્વરૂપની વિશિષ્ટ કૃતિઓની ચર્ચાવિચારણા કરતાં મડિયાએ તેના સર્જક કે તેની આસપાસના જગતના પ્રશ્નો પર જ વધુ ધ્યાન કેન્દ્રિત કર્યું હોવાની છાપ પડે છે. 'શાહમૃગ—સુવર્ણમૃગ' લેખમાં તેઓ વર્તમાન માનવસમાજની વિષમતાઓનું ધ્યાન ખેંચી એ સંજોગોમાં લેખકની જવાબદારી કેવી રીતે વધી છે અને તેની વિશિષ્ટ કાર્યશકિતને નાથી લેવા બાહ્ય સત્તાજૂથો કેવી રીતે પ્રવૃત્ત થાય છે તેની વિસ્તૃત વિચારણા કરી છે. સાચો સર્જક તો અલબત્ત, પોતાની અખિલાઇ (Integrity) જાળવવા બધી બાજુની યાતના સહન કરશે, પોતાનો ક્રોસ પોતે જ ઉપાડીને ચાલવું પડશે, એવી તેમની માન્યતા છે. કામુ ('મધ્યાહ્નને સૂર્યાસ્ત'), સાર્ત્ર ('માત્ર લિખિત શબ્દ વડે,' 'પોતાનો જ તાજનો સાક્ષી' અને 'અનુમોદનની આલોચણી') લૉરેન્સ ('સંત કરતાં ય સવાયો'). ટોલ્સ્ટોય ('મહાત્મા, મનીષી અને કલાકાર'), ચેખોવ ('ગરુભૂમિનો એકલ યાત્રી') પાસ્તરનાક (નિઃશસ્ત્ર સત્યની એજેય શકિત') કે હેમિંગ્વે ('આત્મશોધકની આંતરયાત્રા') જેવા સર્જક—ચિંતકોને પોતપોતાના સંજોગોની વચ્ચે જે ભીષણકારમા સંગ્રામો ખેલવાના આવ્યા અને તેમણે જે રીતે આગવો કર્તવ્યમાર્ગ શોધવાના પ્રયત્નો કર્યા તેની કથામાં મડિયા હૃદયરસ રેલાવી રહે છે. આવી અસાધારણ માનવપ્રતિભાઓના જીવનને પણ તેઓ કોઇ અનુપમ કળાકૃતિની જેમ જ પ્રગાઢ રસપૂર્વક આસ્વાદી રહે છે.

મડિયાએ આપણી ભાષાને, આપણા દેશની અન્ય ભાષાઓને તેમ પાશ્ચાત્ય કથાઓને પણ એટલી જ ઉત્સુકતાથી અવલોકી છે. 'યામા' (એલેકઝાન્ડર કુપ્રીન), 'ધીરે વહે છે દોન' (શોલોખોવ), 'ધ મુન ઇઝ ડાઉન' (સ્ટાઇનબેક), 'નમતો સૂરજ' (ઓસામુ દાઝાઇ), 'ફોન્તામારા' (ઇગ્નાઝિયો સિલોની), 'ભૂંડી ભૂખ' (નટ હેમ્સન), 'આરોગ્યનિકેતન' (તારાશંકર બંદોપાધ્યાય), 'સાહેબ બીબી અને ગુલામ' (બિમલ મિત્ર) કે 'ઊજળાં પડછાયા, કાળી ભોંય' (જરાસંધ) આદિ નવલકથાઓની વિવેચના તેમણે ઠીક ઠીક વિસ્તારથી કરેલી છે. એમાં યે તેઓ લેખકનાં વિચારવલણ કે કૃતિને ઘાટ આપતાં સામાજિક આર્થિક બળોનો નિર્દેશ તો કરે જ છે. પણ કૃતિના નિરીક્ષણમાં તેઓ તેના માર્મિક અંશો તારવવા તરફ પણ એટલા જ જાગરૂક હોય છે. આ પ્રકારની ચર્ચા—વિચારણામાં તેમની રંગરાગી શૈલીને અવકાશ મળે છે અને પ્રસગે પ્રસંગે તેઓ પોતાની કથનશૈલીમાં આગવાં રોચક તત્ત્વો પ્રગટાવી દે છે. આ પ્રકારનાં કૃતિલક્ષી વિવેચનોમાં ઘણી વાર તો ઉચિત અર્થસભર શીર્ષક જ સ્વયં આકર્ષક અંશ બની રહે છે. ઉ૦ ત૦ એલેકઝાન્ડર કુપ્રીનની 'યામા' નો લેખ તેમણે 'નર્કાગારની નમણાઇ' એવા ખૂબ જ સૂચક શીર્ષકથી રજુ કર્યો છે.

અંધકારના સાગરમાં ગુંગળાઈને તરફડીને
શાંતિ ડુબી ગઈ.
એના શ્વાસોશ્વાસના પરપોટાઓ
ઊંચે ને ઊંચે ધુમાડાઓની જેમ ચડી ગયા
ને...
દૂ...ર દૂ...ર જઈ સ્તબ્ધ બનીને ક્યા...રના
તાકી રહ્યા છે.
તેજનો તંબુ ઠોકીને
શાંતિના મૃત શરીરને વળગીને
હું સૂતો છું.
ત્યારે દૂર દૂરની સીમમાં
ભર બપોરે તડકાની છત્રી લઈને નીકળેલો હું
ઝરણાના રૂપેરી શબ્દોને,
કાગળની થેલીમાં ભરીને
પતંગિયાંનાં રંગની સુગંધ છાંટી જીવતાં કરી
ગાતો કરું છું.
એના તાલે તાલે સમ પર આવી
ગામમાં રમવા મુકું છું
ત્યારે જ શાંતિમાં જીવ આવે છે
ને...
એના આશ્લેષમાં મારાં પોપચાંઓને
પાંખો આવે છે.
ને બન્ને સીપમાં એક એક મઘમઘતું મોતી
પાકવા માંડે છે.

—સુધીર દેસાઈ



## વિષાદઃ ઘેર્યું મન

ખંડ મિશ્રજાતિ | બિપિન ચીનાઈ

આ પુષ્પ ઊગ્યું
પ્રફુલ્લ તેવું
સુ-રંગને સૌરભથી ભરેલું
આહ્લાદ પામે નયનો નિહાળી
ને આભ એ સૌરભ લે ફરી ફરી
આ પુર્ણિમાનો
શશી પ્રફુલ્યો
ઉછાળતો સાગર વીચિ ઊંચે
એ શ્વેત જ્યોત્સના સહ ખેલ ખેલે
સૌંદર્યથી મુગ્ધ બની દગો જુએ
છતાં ન હૈયે
આનંદ લાગે!
વિષાદ ઘેર્યું મન તો નિહાળે
એ પુષ્પ સુકું કચરાયલું ને
અમાસની કાજળ શ્યામ રાતને

●●●

તો ઓસામુ દાઝાઇની કૃતિ 'નમતો સુરજ' નું અવલોકન તેઓ 'અસ્તિત્વની અનહદ વ્યથા' એવા શીર્ષકથી રજુ કરે છે. તેમની લાઘવયુક્ત, મર્માળી કથનશૈલીનો જ એ આવિષ્કાર છે.

નવલકથા અને નવલિકા એમ બંને ય સ્વરૂપની જે જે કૃતિઓની મર્યાદાએ વિવેચના કરી તેમાં તેમની શિષ્ટ ઉચ્ચગ્રાહી સાહિત્યરુચિની પ્રતીતિ થયા કરે છે. કૃતિનો પ્રતિભાવ જે સૌંદર્યની અનુભૂતિ કરાવે તેને તાઝગી અને બલ સાથે વ્યક્ત કરવા તેઓ સતત જાગૃત રહ્યા છે. પંડિતો અને વિદ્વાનોએ સાહિત્યમીમાંસામાં જે પરિભાષા રૂઢ કરી દીધી છે તેનાથી શક્ય તેટલા દૂર રહેવાનું તેમનું વલણ જણાય છે, તેઓ પ્રશિષ્ટ કૃતિઓના પક્ષપાતી રહ્યા છે છતાં નવીન વૃત્તિ વલણોવાળી રચનાઓને સમજવા એટલી જ ઉદારતા કે સમભાવ વૃત્તિ જાળવી શક્યા છે. સુરેશ જોષી કૃત 'બીજી થોડીક' કે ચન્દ્રકાન્ત બક્ષીની 'આકાર'ની વિવેચના એ દષ્ટિએ ખુબ ધ્યાનપાત્ર છે. તેમણે આપણા કેટલાક તરુણ પેઢીના લેખકોની કૃતિઓને આવકારવાની ઉદારતા ય દાખવી છે, તો તે સાથે તેમની સામે રહેલાં ભયસ્થાનો ય દર્શાવવાનું ચુક્યા નથી. અલબત્ત, એક વિવેચક લેખે તેમની વિવેચનદષ્ટિને કોઇ જ સીમા નથી એવું તો નથી. એમાં કૃતિના સૂક્ષ્મ સ્તરની સૌંદર્યમીમાંસાનું સ્થાન કેટલીકવાર સ્થુળ વિગતો લે છે, તો કેટલીકવાર કૃતિનાં અમુક માર્મિક અંશોનું અછડતું જ વર્ણન હોય એમ બન્યું છે પણ, એકંદરે તેમનો સાહિત્યિક પ્રતિભાવ એક પ્રકારની સચ્ચાઇ અને નિખાલસતા પ્રગટ કરી આપે છે. તેમની કથાસાહિત્યની વિવેચના ખરેખર આપણી સાહિત્યિક વિવેચનામાં આગવી ભાત પાડે છે, તેને પોતીકું મુલ્ય પણ છે.



# વાની મારી કોયલ

ચુનીલાલ મડિયા

ગયે વર્ષે રવા પટેલને બરાબર મેનજંમેતાં બિયારણનો જોગ ન થઇ શક્યો. એટલે હિંમત કરીને ચાર વીઘામાં શેરડીનાં બબ્બે આંખાળાં માંદળિયાં રોપી દીધેલાં. પરિણામે, સાચાં પેટાળની સરવાણીઓવાળી તરકોશીમાંથી પાણી ખેંચી ખેંચીને બે જોડ નાડાંનો સોય વળી ગયો પણ નોરતાં ઊતરતાં તો ચાર ચાર આંગળાનાં દળવાળા શેરડીના સાંઠા ક્યારામાં ન સમાતાં ત્રાંસા ઢળવા લાગ્યા અને દિવાળી ટાણે તો પડું પડું થતા એ લેલુંબ માંડવાઓને ફરતી વાંસવળીઓની આડ બાંધવી પડી.

વેપારીઓએ રવા પટેલને બહુ બહુ સમજાવ્યા કે મૂઠીમાં ન સમાય એવી જાડી કાતરીવાળી શેરડીને પીલવી રહેવા દીયો અને કાપીને પડા તેના શહેરની શાકમારકીટમાં વેચી આવો, પણ રવા પટેલે તો છેવટ લગી ચારેચાર વીઘાને પીલવાનો જ આગ્રહ રાખ્યો.

શહેરની બજારમાં મળનાર દેખીતો નફો જતો કરીને ઘરઆંગણે ચાર વીઘાના વાડને ચીચોડે પીલવાનો જગન આદરવા પાછળ રવા પટેલના જૈફ, અંધ દાદા નેણશી ભગતની એક અંતરતમ મુગ્ધ એષણા સંતોષવાની નેમ હતી. નેણશી ભગતને રવા પટેલ સિવાય બીજું કોઇ સંતાન નહોતું અને રવા પટેલની પણ અવસ્થા પાકટ થવા આવી અને ત્રણ ત્રણ ઘર કરી ચૂકયા તો પણ પહેલાં ઘરવાળાને પેટે અઘરણીની સંતી અવતરી, એ સંતીને જ સાત ખોટની દીકરી અને દીકરો બધું ગણીને સંતોષ માનવો પડયો હતો. નેણશી ભગતની બન્ને આંખોમાં ફૂલા પડયા અને શરીર આખામાં બુઢાપો પ્રવેશી ગયો તો પણ પોતાના એકના એક દીકરા રવાને ઘેરે સંતીના ઘોડિયા–લગન પછી મંગળ અવસર આવી જ નહોતો શકયો. જે ગામની ભોંય ચૂમીને પોતાની કાયા ઘડાણી છે અને પરસ્પર સહકારના પાયા ઉપર રચાયેલ સમાજરચનાના ડગલે ને પગલે વહોરવા પડતા અનેક ઋણનું જેના ઉપર ભારણ વધી ગયું હતું, તે સામાજિક ફરજોનો જાગરૂક આદમી, એ ઋણફેડનનો પોતાને ત્યાં અવસર નહિ સાંપડતાં પોતે એ ઋણ–ભારમાં ગુંગળાતો હતો. બરાબર ટાંકણે જ રવા પટેલે વાઢ વાળી દીધો અને નેણશી ભગતે વૈશાખે આવનાર સંતીના મોટા આણાનાં પ્રસંગને ચીચોડો ફરવાના પ્રસંગ સાથે જોડી દીધો અને પુત્રવિહોણા રવા પટેલને ઘેર પુત્રલગ્ન જેટલી ધામધૂમ મંડાણી.

ચાર વીઘામાં પથરાયેલ શેરડીનાં લીલાછમ પાંદડાંના પડથારમાં ઉત્તર–દક્ષ્ખણના વાયરા આવે ત્યારે એકમેકને આલિંગતા ઊભેલા સાંઠાઓના પોપટિયા રંગના સાગરમાં જાણે કે દરિયાઇ મોજાંની લહેરો ઉત્પન્ન થતી જોનારા આદમીઓની આંખો ઠરતી અને કહેતાં: 'ધરતીએ પણ પેટ કાઢ્યું છે ને કાંઇ! ધૂળમાંથી ધાન પકવે છો ભોમકાને કુંવારી અમથી નહિ કીધી હોય!'

રવા પટેલે મન મોકળું મૂકીને મહેમાનોને નોતર્યાં હતા. કુટુંબના સૌ ભાયાતોના સગાંસાઇ, વેવાઇવેલાઓને લોઠકા જોઇને બબ્બે બળદો સાથે લેતા આવવાનું કહેવરાવ્યું હતું. ચાર બળદ ભેગા જોડે ત્યારે તો માંડ ચસદીએ એવો તોતીંગ ચીચોડો માંડયો હતો. અને એમાંથી બે ધારે વરસતા મીઠામધ રસનો ગોળ રાંધવા માટે અડખેપડખેના પંથકમાં નામખ્યાત બની ચુકેલ જુવાન ગોવા ગળિયારાને ભારે મોટું દનિયું ઠરાવીને બોલાવ્યો હતો.

ગોવામાં માત્ર જુવાનીની રસિકતા અને રંગીલાઇ જ નહોતાં ભર્યાં, પણ સાવ તરુણ વયમાં જ સાધ્ય કરેલ ગોળરાંધણના અનોખા કસબની દીપ્તિ તેના સમગ્ર વ્યક્તિત્વમાં રંગ પૂરી જતી હતી. રસની કડાઇમા એ ઘા ભરીભરીને રેડતો હોય, કે કોઇ વખત ચુલમાં આંધણુ થઇ રહેતાં સુંડલો ફેફા ઓરતો હોય, કે ચાકીમાં ઢાળેલો ગોળ અજબ આસાનીથી પાવડી વડે ઉખેડતો હોય, પણ એના એકેકેએક હલનચલનમાં રહેલી એક અચ્છા પાકશાસ્ત્રીની કસબજન્ય છટા મુગ્ધ કરતી હતી.

બંને આંખે આધળા નેણશી ભગત શેઢા નજીકના ચાસટિયામાં ફાટયોતુટયો ખાટલો ઢાળીને ચોવીસે કલાક રામનામ લેતા પડી રહેતા. તેમને ગામનાં માણસો કહેતાઃ 'ભગત, વાઢ તો સોળ આની ઊગ્યો. પણ આવો ગળિયારો ન જડયો હોત તો ધાનને ધુળ કરીને ખાવું પડત'

'ગળિયારો હાવઠો જડયો છ, એમ કે?' ભગત વળના પૂછતા.

'હા. હાવકો તેર કેવો, કે ગોળ તમારે રવાદાર મેસુબને ય ભુલાવે એવો રંધાય છે.'

'સારું સારું ભાઇ, ખાઇને માણસ દુઆ દેશે. ખાવ, પીઓ ને આનંદ કરો. સીતારામજી! સીતારામજી!'

સંતી બાળપણથી જ ડોસાની સેવાશુશ્રૂષા કરવા ટેવાયેલી હતી. ભગતને પણ એ બાળકીની ચાકરીનું વૈરાગી અવસ્થામાં ય એવું તો વ્યસન થઇ ગયેલું કે હવે તો સંતીનું મોઢું આણું આવવાનું થયું અને સાસરે જવાની થઇ છતાં ભગતને એના વિના માળાનો બેરખો, પગનાં પગરખાં, હાથની લાકડી કે અફીણના અમલની વાડકી શોધવામાં મુશ્કેલી અનુભવવી પડતી.

સંતીને પણ રવા પટેલે દીકરી ન જાણતાં દીકરાની જેમ જ લાડઆગમાં ઉછેરી હોવાથી કોઇ કોઇ વાર એ વધારે પડતી છુટ લેતી, તો એમાં કોઇ વાંધો ન ઉઠાવતું. તેના બાળપણનાં લાલનપાલન જોઇને ગામલોકો કહેતાં કે સંતીને રવો પટેલ હથેળીમાં થુંકાવે છે ને પાયો ખોલ ઝીલે છે, પણ અસ્ત્રીની જાતને આવાં લાડચાળા કરીએ તો કોક દિ એને જ વસમાં પડે, સંતીને મળતું સ્વાતંત્ર્ય ઘણા માણસોની આંખમાં આવતું અને એમાંનું કોઇ વાલેશરી બનીને રવા પટેલને એ વિશે અણસારે કરે ત્યારે રવા પટેલ લાપરવાહીથી કહેતા: 'સંતી મારી દીકરી નથી, ઇ તો વાની મારી કોયલ છે, ને કોઇ પુરવભવની લેણાદેવી રહી ગઇ હશે તે મારે ઘેર ઊડી આવી છે. આ કમૂરતાં ઊતરશે ને આણું વાળવા આવશે એટલે મારી કોયલ ઊડી જાશે '

રવા પટેલ આકાશ તરફ તાકીને છેલ્લા શબ્દો બોલતા ત્યારે કોઇ કોઇવાર તેમની આંખમા ઝળઝળિયાં આવી જતાં, પણ બન્યું હતુ એવું કે ગામલોકો રવા પટેલના આ વાત્સલ્યની નાજુકાઇ સમજી ન શકયા અને કેટલાક વરણાગિયા જુવાનિયાઓ જેઓ પોતાની લાયકાત કે બિનલાયકાત જોયા કારવ્યા વગર લાંબા સમયથી સંતીનુ સંવનન કરી રહ્યા હતા, તેમણે રવા પટેલના ભોળે ભાવે બોલાયેલા 'વાની મારી કોયલ' શબ્દોમાંથી 'કોયલ' શબ્દ પકડી લીધો અને સંતીના નામ સાથે એ જોડી દીધો.

ગામના એ જુવાનો કવિતા નહોતા કરતા છતાં, તેમને ન્યાય કરવા ખાતર કહેવું જોઇએ કે તેમણે કરેલા સંતીના આ નામકરણમાં ભારોભાર કાવ્ય ભર્યું હતું. વહેલી પરોઢે બેનરે જવા નીકળી હોય કે બપોરા ટાણે ભાત લઇને જતી હોય, કે સાંજે માથા ઉપર ભારી મૂકીને પાછી ફરતી હોય, પણ સંતીના પગરવે સીમનું યૌવન જાગી ઊઠતું. અંગેઅંગમાંથી અણમોટયું લાવણ્ય નિતારતી એ સુકુમાર દેહલત્તા આખી સીમના વાતાવરણને

તાઝા–બ–તાઝા આહલાદ વડે ભારી મુકતી. એક ચૈતર મહિને જ્યારે ખેતરે જતા રસ્તા ઉપરના આંબાવાડિયાના આંબા લૂંબઝુંબ શાખો વડે લચી પડતા હતા અને કોયલોએ બાર બાર મહિનાનાં રખોપા કર્યાં છતાં મહોર મોર્યાં ટાણે જ દાઢ આવી હોવા બદલ કુ...ઉ...ઉ કુ...ઉ...ઉના દર્દભરપૂર ફરિયાદ ટહૌકા ગાવા માંડયા હતા ત્યારે નમતે પહોરે નેણશી ભગત માટે અમલનું અફીણ લેવા નીકળેલ સંતીથી આપમેળે જ ગવાઈ ગયું.

ચૈતર ચંપો મ્હોરિયો ને મ્હોર્યાં, દાખ દ્રાખ,

કોયલડી ટહૌકા કરે કાંઇ બેઠી આંબાડાળ.

અને એ આંબાડાળે અવિરત ટહૌકતી જતી કોયલડીને પજવવા સંતીએ જ્યારે કુ...ઉ...ઉ ટહૌકો કર્યો ત્યારે એને ખ્યાલ સરખો પણ નહોતો કે પાછળ લપાતો છુપાતો આવતો ગામનો ઊખડેલ ગણાતો આઝાદ છોકરો વારીઓ આ વાત ગામના ખસુડિયલ કૂતરા સુધી ફેલાવશે અને ગામની રસિકતાએ કરેલું કોયલડી નામકરણ સાચું ઠરાવશે.

*

ચીચોડો ચાલવા માંડયો ત્યારથી ખેતરનું વાતાવરણ દિવસ ને રાત ગહેકતું રહેવા માંડયું. ચાર એકઢાળિયાં તો ખેતરમાં હતાં જ, છતાં બીજાં નાના મોટાં પાંચેક માંડવા અને બે છાપરાં ઊભા કરવાં પડયાં. સારા સારા જાતવંતા બળદની દશેક જોડ ભેગી થઇ ગઇ હોવાથી ચીચોડો અવિરત ચાલ્યો જતો અને પરોઢિયેથી તે ગોરજ ટાણા સુધી પરવાહ લેવા આવનારાઓનો પ્રવાહ પણ ચીચોડાની જેમ જ ચાલુ રહેતો. નેણશી ભગત મૂળથી જ 'રોટલે પહોળા' તરીકે પંકાતા, તેમાં રવા પટેલના પહોળા હાથ અને મળતિયા સ્વભાવે કરતાં પંથકમાં તેમને 'દુલા રાજા'નું બિરુદ મેળવી આપ્યું હતું. આંખની ય ઓળખાણ વગરનો માણસ રવા પટેલની વાડીએ કોસ ચાલવા ટાણે અમથો ખંખેળિયા ખાવા આવે તો કોળી ઝીંઝરા કે હૂંડાનો પોંક કે બોબો ઓળા કે શેરડીનો સાંઠો ખાધા વિના ભાગ્યે જ પાછો ફરતો. પરિણામે, ચીચોડો ફરવા જેવો મહામૂલો અવસર આવ્યો ત્યારે રવા પટેલની વાડી અને ખેતર આલાસાઇના દરબારમાં જ જાણે કે પલટાઇ ગયાં.

માંડવો તો પરવાહ લેવા આવનારાઓથી ખીચોખીચ રહેવા લાગ્યો. રવા પટેલે મહેમાનો માટે બે તળાઇબંધા ઢોલિયા અને સંખ્યાબંધ ખાટલાઓ પથરાવી મૂકેલા, એટલું જ નહિ પણ સારી એવી સંખ્યામાં સૂડીઓ પણ ભેગી કરી રાખેલી, જેથી મહેમાનોને ભાગે તો શેરડીના લઠ્ઠ માદળિયાં ફોલી ફોલીને દાંત જ ચલાવવાનું રહે. ફોલી ન શકે એવાં માણસો માટે પીલાયેલા સાંઠાનો તાજો રસ પીવા સારું છાલિયાં અને તાંસળીઓ હાજર હતી, માથે ભભરાવવા સૂંઠનો ભૂકો તૈયાર હતો. માંડવામાં જ્યારે ચસચસ શેરડીનાં પતીકાં ચવાતાં હોય અને ગટાક ગટાક રસ–છાલિયાં ગટગટાવાતાં હોય ત્યારે જીવતા જીવોનો મેળો જોઇને રવા પટેલની આંખો ઠરતી. આંખે અંધ હોવા છતાં નેણશી ભગત આંખોના કૂવા વડે જાણે કે આખું દૃશ્ય પી અને અનુભવી શકતા અને સૌના વતી પોતે જ તૃપ્તિજન્ય ઉદ્ગારો કાઢતા: 'પીઓ મારા બાપ ! પીઓ ! ધરવ કરીને પીઓ ! ધરતીના પેટની આ બધી માયા છે. ધરતીનાં છોરુ એનો ધરવ નહિ કરે તો બીજું કોણ કરશે ? ધરતીને ધવાય એટલું ધાવી લ્યો ; કોને ખબર છે કાલની ?'

આમ કહી ભગત જમણા હાથની બે આંગળીઓ સૂંઘી જોતા અને સમસ્ત વાતાવરણની સ્વસ્થતા પારખી, એવી ખાતરી કરીને ફરી હાથમાંનો બેરખો ફેરવવા માંડતા.

કેટલાક ભાવિકો ભગતને સાચક માણસ ગણતા. તેઓ સંસારમાં હોવા છતાં સાધુ જેવા રહેતા હોવાથી ઘણા માણસોને તેમની સાચકતામાં શ્રધ્ધા બેઠેલી. આંખો ગઇ હોવા છતાં આંગળી સૂંઘીને માણસ પારખી કાઢવાની ભગતની આવડતે ઘણા નાસ્તિકોને પણ મુગ્ધ કરેલા.

ઓણ સાલ ઉનાળામાં જેવાં આકરાં દનિયાં તપ્યાં હતાં એવી જ અનરાધાર વરસાદની હેલીઓ પડી અને આ શિયાળામાં પણ માણસને થીજવીને ઠૂંઠવું કરી મૂકે એવાં સખત હિમ પડયાં, પણ રવા પટેલનાં ખેતરવાડી ધમધોકાર પ્રવૃત્તિની ગરમીથી એવાં તો હુંફાળાં રહેતાં કે મકરસંક્રાંતિનાં કાંધા ઠારવા સારું પડેલા હિમને પણ કોઇએ ગણકાર્યું નહિ.

સંતીનું આણું વાળવા માટે એના સાસરિયાઓ બારસા વીસ માણસોની ઠગ લઇને આવ્યા હતા, એટલે ખાસ કામ સિવાય સંતીનો ખેતરે આવરોજાવરો ઓછો થઇ ગયો હતો–સિવાય કે ભગતની વાડકીમાં અફીણ થઇ રહ્યું હોય અને એ આપવા આવવું પડે, અથવા તો

સાન્જે વાળુ મોડાં થયાં હોય અને સાથી વહેલો ચાલ્યો ગયો હોય. થોડા દિવસ પછી થનાર પિતૃગૃહના ત્યાગનો શોક અને શ્વસુરગૃહના મિલનના હર્ષની મિશ્રિત લાગણીઓના પ્રવાહમાં સંતી સેલારા લઇ રહી હતી.

આજે રવા પટેલે કથા બેસાડવાની હોવાથી રાતે ચીચોડો બંધ રાખવાનું નક્કી કર્યું હતું.

છેક સાંજે ભગતને ખબર પડી કે આજે અમલ મંગાવવાનું રહી ગયું છે. એટલે તેમણે એક દાડિયા સાથે કહેવરાવ્યું. સંધ્યા ટાણે સંતી ડોસાને અફીણ આપવા આવી ત્યારે ચીચોડો બંધ થવાની તૈયારીમા હતો પણ એક ક્યારાના અર્ધા ભાગના સાંઠા વઢાઇ ગયા હતા અને અર્ધા બાકી રહ્યા હતા, એટલે આમેય મોડું અને આમેય મોડું ગણીને એ ક્યારો પૂરો કરવાનું જ નક્કી થયું અને દાડિયાઓએ કામમાં ઝપટ કરવા માડી. એક તરફથી ક્યારામાંથી ફાફડ સાંઠા વઢાયે જતા હતા. બીજે ઠેકાણે વઢાઇ રહેલા ઢગલામાથી આગળા પૂછડા કપાતા જતાં, આ ત્રીજી જગ્યાએ તૈયાર થયેલા કાતળાઓને મોગરી વડે ટીપી ટીપીને પોચા પાતળા, ચીચોડામા સહેલાઇથી પેસી શકે એવા બનાવવામા આવતા હતા. સંતી પણ ઝટ દેતીકને ઘાઘરો સંકોરી, સાંઠા ટીપવા બેસી ગઇ.

સાથે કામ કરતી એક મજુરણ સાહિયરે સંતીને પૂછ્યુ:

'કાં સંતીબેન, આજે તો કાંઇ કોરો કડકડતો ઘાઘરો પહેર્યો છે!'

હરખપેલી સંતીએ ખુલાસારૂપે કંઇ બોલવાને બદલે આદત પ્રમાણે ગાવાનું જ ઉચિત ગણ્યું.

ફૂલ ફગરનો ઘાઘરો શીવડાવ્યો શુકરવાર,
પહેર્યો ને વળી પહેરીશું કાંઇ સાસરને દરબાર
કે આણા આવ્યા રે મોરા રે.

અજબ માર્દવભર્યા લહેકા સાથે ગવાયેલી આ લીટીઓએ પરબના માડવામાં ચૂલ ઉપરથી કડાઇ ઉતારીને ચોકીમાં ઠાલવતા ગોવા ગળિયારાના કાનને ચમકાવ્યા. ઊભડક થઇને એણે સંતી તરફ જોયું. તાઝગીભર્યા લાવ ચટાક મોં ઉપર, સામી પીંપળમાથી ચળાઇને આવતાં છેલ્લા સૂર્યકિરણો ચકચક થતાં હતા. ગોવા જેવા રસિયા જુવાન માટે એ દશ્ય અસહ્ય હતું. તેણે પણ એવી જ હલકથી ગાવા માંડ્યુ:

મારા વાડામાં ગલ-છોડવો કોયલડી રંગભીની!
ઇ તો ફાલ્યો લચકાલોળ કોયલડી રંગભીની!

સામી પાર સૂરજે ડૂબકી મારી ત્યારે કુલ્લ ઝપટ દાડિયા ચાલ્યા ગયા હતા. ગોવો હાથમાં પાવડી લઇને ગોળને ચોકીમાં પાથરતો હતો.

સંતીના દિમાગમાં 'કોયલડી રંગભીની' લીંટીઓ રમતી હતી. વાતાવરણમાં આથમતી સંધ્યાની માદક ઉત્તેજના હતી. એ માદકતાથી પ્રેરાઇને જ સંતી તરફોશી પડથાર ઉપર જઇ ઊભી અને હોઠે આવેલું ગીત ગાવા માંડ્યુ :

કૂવાને કાંઠે ઊગ્યો કેવડો, ગળિયારા!
કેવડો મહરકે મીઠો, ગળિયારા!
કેવડો લળી લળી જાય રે, ગળિયારા!

ગોવાના હાથમા પાવડી થંભી ગઇ દૂર દૂરનું ઘર, જુવાન પરણેતર બધું યાદ આવી ગયું અને બદલામાં, આ પારકુ ગામ, પારકા ખેતરવાડી, પારકાં આદમી એ બધું ઘડીભર ભૂલાઇ ગયુ. લાગણીઓને એણે બેલગામ છુટી મુકી:

રંગ ભીના રે! અમે પરદેશી પોપટા,
રંગ ભીના રે! તમે દળકંતા ઢેલડી,
રંગભીના રે! અમે કળાયેલ મોરલા,
રંગ ભીના રે! તમે છો સગવર-નીર,
રંગભીના રે! અમે પરદેશી પંખીડા,
રંગભીના રે! પંખીડાની ન્હોય પ્રીત,
રંગભીના રે! પંખીડા ઊડી ઊડી જાય,
રંગભીના રે! ઊડે એના ન્હોય ઓરતા!

દૂર શેડા નજીક ખાટલામાં પડેલા ભગતે સંતી માટે ઉપરાઉપરી બે-ત્રણ બૂમો મારી. કે જવાબ ન મળવાથી તેઓ અસ્વસ્થ થયા અને આદત પ્રમાણે આંગળીઓ સૂંઘવા માડી.

સંતી ડોસાનો અવાજ સાંભળી શકે એટલી નજીક નહોતી અને નજીક હોત તો પણ ગીતો ગાવા આડે કશું સાભળવાની એને ક્યા નવરાશ હતી!

ચાસટિયે ચડીને રે મે ટેર્યાં પંખીડાં,
ગ ઠેલ ગોફણિયે રે મે ટેર્યાં પંખીડાં.

ગાતા ગાતાં જ સંતી ગોવાના માડવા નજીક પહોચી ગઇ હતી.

ગોવો તો થોડીવાર પહેલાં છેલ્લાં સૂરજ—કિરણોએ ગુલાલ છાંટી મુકેલ ઘાટીલા ફૂલગુલાબી મોંની તંદ્રામાં ઊભો હતો.

પછવાડે બૂંગણનો છેડો ઊંચો કરીને સંતીએ ટહૌકો કર્યો: 'એકલા એકલા જ ગોળ રાંધો છો ને ! એકલપેટા !'

ગોવાએ પાછળ જોયું. એને ક્ષોભ થયો. શું બોલવું એ જ ન સમજાયું. અટાણે બધા જ મજૂર, દાડિયા, સાથી વગેરે વાળુ કરવા ચાલ્યા ગયા હતા. ઘડીવાર પહેલાં માણસોથી ખદબદતું ખેતર અટાણે ખાલીખમ્મ લાગતુ હતું. માત્ર શેઢા તરફથી ભગતની ઉધરસનો અવાજ આવતો હતો. ગોવાએ વિનય ખાતર, પણ મર્મ ભર્યો ઉત્તર આપ્યો:

'એકલ માણસ તો એકલપેટા જ હોય ને? એ બીજું પેટ ક્યાંથી કાઢે !'

સાંભળીને સંતી એવી તો શરમાઇ ગઇ કે આ, અજાણ્યા આદમી પાસેથી દોડીને દૂર ખાટલો ઢાળીને પડેલા દાદા પાસે પહોંચી જવાનું મન થઇ આવ્યું. તેની ગભરુ છાતીમાં ફડકફડક ફડકા થવા લાગ્યા. પવનપાંખે ઊડતું હરણબચ્ચું ઓચિંતું જ સામે શિકારીને જોતાં ફફડી ઊઠે એમ ગોવાની હાજરીમાં સંતી ફફડી ઊઠી. આ જગ્યાએથી ઝટપટ ચાલ્યા જવા માટે એ ઘાઘરો સંકોરીને ચુલા ઉપર ઉકળતી કડાઇ અને નજીક ઊભેલા ગોવાની વચ્ચેથી ક્ષોભ અને સંકોચસહ પસાર થવા ગઇ ત્યારે વાંભ એકનો લાંબો તવિયો લઇને ઉભેલા ગોવાનો હાથ સંતીની ખુલ્લી કેડ સાથે ભટકાયો અને સંતી ધ્રુજી ઊઠી એ ફફડાટ અને ધ્રુજારી ઓછી કરવા, સામી ચાકીમાં ઠરતા ગોળ તરફ જોઇને, જાણે કે બોલવા ખાતર જ બોલી: 'ગોળ તો રૂપાળો સોનાની વીંટી જેવો રાંધ્યો છે ને !'

ખેતરમાં સંધ્યા આથમ્યા પછી સામી દિશાએથી દોડી આવેલ ચંદ્રનો આછો ઉજાસ સંતીના ખુલ્લા હાથ—મોં ઉપર રમતો હતો.

ગોવાએ તેના કેફમાં જ કહ્યું: 'ખાનારાં ક્યાં ઓછાં રૂપાળાં છે, તી ગોળ રૂપાળો ન રંધાય?'

વીજળીનો આંચકો—ધક્કો લાગ્યો હોય એમ સંતી ચાર તસુ પાછળ હઠી ગઇ. એક ભયજન્ય, તીવ્ર, ધ્રુજ એના પેટ સોંસરવી પસાર થઇ ગઇ. ગોવાના શબ્દો સાંભળીને સ્વાભાવિક રીતે જ સંતીએ પોતાના હાથના કાંડાથી કોણી લગી છુંદેલાં છુંદણાં ઉપર એક કૌતુકભરી નજર ઠેરવી.

'છુંદણામાં શેનાં શેનાં ચિત્તર ચિતરાવ્યાં છે ! ગોવાએ એ હાથ ઉપર નજર ઠેરવીને પૂછ્યું.

આવો સ્વાભાવિક પ્રશ્ન સાંભળતાં સંતીના પેટનો ફફડાટ, ગભરામણ બધું શમી ગયું અને તેણે ભોળેભાવે જ જવાબ આપ્યો: 'ઇ તો હું નાની હતી તંયે ચાર જણાએ થઇને મને પરાણે પકડી રાખીને કુંજડીનું ચિત્તર ત્રોફાવ્યું'તું; ત્રોફવાવાળી વાઘરણ એના ભાલા જેવા અણિયાળા સોયા મળ્ઠમાં બોળીબોળીને એવા તો સળ સળ ખુંચાડતી'તી !' એટલું કહેતાં તો સંતીના મોંમાંથી આછી સિસકારી નીકળી ગઈ.

ગોવાએ થોડું સામીપ્ય અનુભવતાં કહ્યું: 'સોયની અણી ય ન ખમી શકે એવી પોચી પારેવડી ક્યાંથી થઇ ?'

સંતીએ ખુલ્લા દિલે કહ્યું: 'હા બાપુ, હું તો ઘરથી જ એવી પોચી પારેવડી જેવી રહી છું, ત્રોફવાવાળી સળોસળ સોઇ ભોંકયે જાતી'તી, પણ હું તો જોર કરીને મારી આંખ્યું બીડી ગઇ. પછી મારા હાથ—પગ છોડયા તંયે આંખ્યું ઉઘાડીને જોયું તો આખા હાથ ઉપર લોહીના ટશિયા ફૂટી આવ્યા'તા. હાથ ધંહીને લોહી લુઇ નાખ્યું તો અંદર મજાકની નાનકડી કૂંજડી બેઠી'તી!'

સંતી ગોવાની નજીક ગઇ, હાથ લંબાવીને છુંદણાનું ચિત્ર બતાવ્યું.

ગોવાએ કુતૂહલથી એ હાથ નજીક ખેંચીને ચાંદાના અજવાળિયે છુંદણાનું ચિત્ર જોયું.

મકરસંક્રાંતની ટાઢનો થીજવી નાખતો હાર વરસવો શરૂ થઇ ગયો હતો. હજી હમણાં જ ચાંદો ઊગ્યો હોવા છતાં, શિયાળુ રાતની લંબાઇને લીધે મધરાત જેવો સોપો પડી ગયો હોય, એવું વાતાવરણ હતું.

ગોવો પોતાના હાથના પોંચા ઉપર ત્રોફેલ ત્રાજવાં સંતીને બતાવતો હતો.

ભગતનો અમલ લેવાનો સમય વીતી ગયો હોવાથી એમની નસો તુટતી હતી, માથું ફરતું હતું. સંતીને ઉપરાઉપરી સાદ કરવા છતાં કોઇ સાંભળતું ન હતું.

શેઢના રખોલિયાઓ તો મોડે મોડે રાત ભાગ્યા પછી જ આવતા, પણ ખેતરમા કાયમી વાસો રહેનારા વસવાતી એ ય હજી વાળુપાણીથી પરવારીને આવ્યા ન હતા ભગતને સંતી વિશે ભય લાગ્યો અને તેમણે બન્ને આગળીઓ નાકે મુકી, આખા વાતાવરણનો તાગ લેવા માંડયો

રવા પટેલને ત્યા છેક સાંજે લાપશી ભરડવા માંડેલી એટલે એ રંધાતા, વાળુને બહુ વાર લાગી, તેમા વળી, આણાની ટગના જાડા જણ જમાડવાના હોવાથી, મહેમાનોને ચળુ કર્યા કેડે ઘરના માણસો અને એમના જમી ઊઠ્યા પછી વેવાઇની ગાડાખેડુઓ, સાથી, વસવાતી વગેરેને પીરસતા તો બહુ મોડુ થઈ ગયું

ગોરે કહ્યુ હતુ કે આણુ વળાવવા માટે પરોઢિયે જ એક ચોઘડિયુ સારુ છે, એટલે રવા પટેલ વેવાઇના ગાંડાગરાં અને ઢાઢાઓને સાબદા કરતા હતા, પરોઢે થનાર પુત્રીવિયોગની ગ્લાનિ તેમના મો ઉપર ફરી વળી હતી. ઢગવાળાઓ જમી કારવીને ફળિયામા તેમને માટે બબ્બે ધડકી નાખીને ઢાળેલ ખાટલાઓમા જરા આડે પડખે થયા હતા

ઘરમાં અટાણે સંતીના આણાંના કપડાં સંકેલાતા હતા. એક ખાસ, મોઘાપાડું ઓઢણુ હજી નહોતું સંકેલ્યુ, કારણ કે સતીની બહેનપણીઓએ સુચવ્યું હતુ કે પરોઢિયે ગાડે બેસાડતી વખતે એ પહેરાવવુ છે. ઓચિતી જ એક સહિયરે સતીની પૃચ્છા કરી અને ત્યારે જ ખેતરના વસવાતીએ કહ્યું કે સતીબેન તો ભગતને અમલ આપવા ખેતરે ગર્યા છે

સાંભળીને ઘરના માણસોને પહેલા તો અચંબો ઉપજ્યો, પણ રવા પટેલે એનો જરૂરી ઘટસ્ફોટ કર્યો; 'સંતીને ઘરમા સહુ માણસ કરતા આનાનો હેડો વધારે છે આજ બિચારી પેટ ભરીને ડોસાને મળી લ્યે. કાલ આવા ટાણે તો કોને ખબર છે, મારી કોયલ ઊડીને કોણ જાણે ક્યાં યે જઇ બેઠી હશે ઇ તો વાની મારી કોયલ છે '

આ સાભળીને સતીની જુવાન સાહિયરો સામસામું જોઇને છુપુ હસી પડી એક જણીએ તો રવા પટેલ સુદ્ધા સાંભળે એવી રીતે કહી પણ નાખ્યું. 'કાલે આવા ટાણે તો બેન બા . ને . મજાના...તમે તો કોઇ દિ'ય નહિ આવતા હો. ત્યાં '

રવા પટેલે વાતનો વિષય બદલીને ખેતરે વાસો રહેવા વાગાને ખેતરે મોકલ્યો અને ઝટઝટ સંતીને ઘેરે મોકલવાનું કહ્યું.

વસવાતી રોજના નિયમ મુજબ ગોવા માટે વાળુ લઇને ખેતરે જવા નીકળ્યો

નીતરતી ચાદનીમા અટાણે આખુ ખેતર પ્રશાન્ત લાગતુ સતી માટે બૂમો મારવા છતા કે જવાબ ન મળવાથી ભગત પણ મુંગા થઇ બન્ને આગળીઓ વારાફરતી નાકે મુકયે જતા હતા. સમી સાંજે કલબલાટ કરતા પખીઓ અટાણે ચૂપચાપ માળામાં પેસી ગયા હતા સાજે મગ્ચીને પાણી પાઇ રહ્યા પછી તરોફીના થાળા ઉપર નિગળવા મુકેલો કોસ પણ હવે નીતરી રહ્યો હતા અને વાવમા પડતા ટપાક ટપાક ટીપાનો અવાજેયે બધ થયો હતો રતાંધળા છીપા પણ તર ફોશીના બે માથોડા ઊડા બધાણના બાકોરાંઓમા એકમેક સાથે ગોડવાઇને બેસી ગયાં હતા માત્ર વાવમા જ નહિ પણ જાણે કે આખાં ખેતરવાડીમા જળ જંપી ગયાં હતા

ઊગમણે ખોડીબારે, કોઇએ ખોખારો ખાધો અને પછી પગરવ સભળાયો ત્યારે સતી સફાળી ઊભી થઇને ભગત પાસે જવા દોડી હવે જ તેને ઓસાણ આવ્યું કે પોતે જે વસ્તુ આપવા સારુ અહીં આવી હતી એ અફીણનો ગાગડો તો પોતાના કમખા વચ્ચે જ રહી ગયો છે ! ઝટપટ તેણે એ પડીકું બહાર કાઢીને, ભગતની અમલની વાડકીમાં મકયુ અને એ આપવા સારુ એ નજીક ગઇ.

અધ ભગતને આજે સતીમા કૈંક આકસ્મિક ફેરફાર થયો લાગ્યો નવપલ્લવિત બટમોગરાની કળી-શી તેની અણમોલી દેહલતામાથી કોરી ધરતી ઉપર વર્ષા છાટ થયા પછીનો આછો આછો ભીનો પમરાટ મહેકવાને બદલે ભગતને પહેલી જ વાર પરસેવાની ખાટી વાસ આવી

તેમણે ફરી આગળીઓ નાકે મુકી વસ્તુસ્થિતિનો તાગ લેવા કરી જોયું.

અપરાધીનો અપરાધ ખુલ્લો પડતાં એને જે જાતની ભોંઠામણ, પશ્ચાત્તાપ અને ગભરાટ થાય એવી જ ભોંઠામણ, પશ્ચાત્તાપ અને ગભરાટ અત્યારે સંતી અનુભવી રહી. યંત્રવત જ એ ડગલું પાછળ હટી ગઇ.

ભગતે અફીણ લેવા હાથ લંબાવ્યો પણ ત્યાં સંતી નહોતી. તેમણે ફરી આંગળીઓ નાકનાં ફોળણાં ઉપર મુકી.

સંતીનો ગભરાટ અનેકગણો વધી પડયો. તેનું પેટ ચુંથાવા લાગ્યું. ડોસાની હાજરીમાં એ નાસીપાસ થઇ ગઇ.

ભગતે જરા આગળ વધીને અફીણ માટે હાથ લંબાવ્યો. પણ સંતી વધારે પાછળ હટી, ભગતને આજે કૈં સમજ નહોતી પડતી. તેમણે આંગળીઓ સુંઘવા માંડી.

સંતીને માટે એ અસહ્ય હતું. તેણે ખાટલાના પાયા નજીક પડેલી ભંભતલીમાંથી વાટકીમાં થોડું પાણી કાઢયું અને અફીણનો ગાંગડો એમાં પલાળી દીધો.

થોડીવારે ભગતે પુછયું: 'સંતી, બેટા અમલ લાવી છો ને?'

સંતીની આંખોમાં એક ન સમજાય એવી ચમક આવી અને ચાલી ગઇ. એને જીવનનો રસ્તો સુઝી ગયો. તેણે હિંમતપુર્વક જવાબ આપ્યો: 'આતા, અફીણ લઇ આવવાનું તો હું સાવ ભૂલી જ ગઇ છું.

આટલું કહીને દૂર ઊસાંઊભાં જ, ઓગળેલા અફીણની વાડકી હેઠે મુકીને ગટગટાવી ગઇ, અને અક્ષરે ય બોલ્યા વિના ખાલી વાડકીનો ઘા કરી, ઝટપટ ઘર તરફ ગાલી ગઇ.

વળતે દિવસે ગામલોકોને એક નહિ, બે નહિ, પણ ત્રણ-ત્રણ આશ્ચર્યો અનુભવવાં પડયાં.

પરોઢને શુભ ચોઘડિયે રવા પટેલની સંતી આણાનું ઓઢણું ઓઢીને જૂલાળા બળદ જોડેલ માફાળા ગાડામાં બેસીને પાદરમાંથી નીકળશે એમ સૌએ ધાર્યું હતું. પણ તેને બદલે ચાર આદમીઓને ખંધોજે ઊંચકાઇને, આણાના ઓઢણામાં વીંટળાયેલો સંતીનો મૃતદેહ નનામી રૂપે નીકળ્યો અને પાદરથી ઓતરાદે શેઢે પ્રસ્થાન કરવાને બદલે આથમણી દિશામાં સ્મશાન ભણી વળ્યો.

રોંઢા ટાણે સીમમાંથી પાછી ફરતી ભથવારીઓએ આવીને વાતો કરી કે અંધ નેણશી ભગતના તો કોક અવળે ચોઘડિયે રથ ફરી ગયા છે. રાત આખી ઊંઘ્યા જ નથી ને ખોખલું કાઢીને ખિ ખિ ખિ કરે છે, ઇંદ્રલોકની ને અપ્સરાની ને દેવદેવીઓની વાતો કર્યા કરે છે. પડખેના ખેતરના વસવાતીઓ ભગતને મોંએ સંતીનો ખરખરો કરવા ગયા ત્યારે ભગતે પોતાના ફરી બેઠેલા રથનાં તોરમાં જ વાત કરી કે 'આ મૃત્યુલોકમાં ઇંદ્રરાજાની અપ્સરા જોગણીઓને ભેગી લઇને ક્રીડા કરવા ઊતરી. કંકુની પૂતળી જેવી અપ્સરાનું તેજતેજના અંબાર જેવું રૂપ જોઇને આ મનખા દેહવાળો કોઇ માનવી અંધો બનીને ભૂલથી એના છેડાને અડી ગયો, ને એના અડતાંવેંત જ ઇ કંકુની પૂતળી રાખની ઢગલી થઇને છુટી પડી! ખિઃ ખિઃ ખિઃ સાવ ધોળી રાખ. ભભૂત જ જોઇ લ્યો! મસાણમાં ચેહ બળી રહ્યા પછી મડાનાં ફુલવાળી રાખ વધે એવી ધોળી ફક્ક રાખ જ જોઇ લ્યો! હે! હે! હે! સાવ, રોગી રાખ જ!

જાણકાર માણસોએ ભગતની આ લવરી સાંભળીને ચુકાદો આપ્યો કે સંધ્યાના રથ ફરવા નીકળ્યા હશે એ વેળા ડોસાનો ઓશીકા ફેર થઇ ગયો લાગે છે.

આ બીજા કૌતુકમાંથી ગામ લોકો હજી પૂરો છુટકારો મેળવે એ પહેલાં તો ત્રીજા સમાચાર તૈયાર જ હતા કે ગોવા ગળિયારાનો ક્યાંય પત્તો નથી!

●●●

('ધુઘવતાં પૂર' માંથી.)

# હેડો શબદ નીસરે

સરોદ

કરણીની હોય કમાઈ
મેરે ભાઈ
હેડો શબદ નીસરે ધાઇ રે હો જી.

દરિયાઇ લહેરં કમ મત માનો,
મોતી હીંચોળાઇ રે હોજી—
રંભ ભરે અરૂ રંગ ધરે,
ધરે અલખની અરૂણાઈ
મેરે ભાઇ
હેડો શબદ નીસરે ધાઇ રે હોજી.

●

શ્રવણ હોય એ સહેજે સુણે,
ફુલે ચેત ચઢાઈ રે હોજી;
ભાવ ભભક એ તો ભીતર ફેરી,
ગુપત ગત રહે ગાઈ:
મેરે ભાઇ,
હેડો શબદ નીસરે ધાઈ રે હો જી.

જ્યોત જ્યોતમેં ભેદ બહુત હે
જેસી પંડ પુરાઈ રે હોજી;
પારે પ્રગટી ઝળહળ જ્યોતિ,
બ્રેમંડ વેધ વધાઇ:
મેરે ભાઈ
હેડો શબદ નીસરે ધાઈ રે હોજી.

●

એક શબદ સદ્‌ગુરૂએ દીનો,
કીની સાન સવાઇ રે હોજી;
કહે સરોદ યહી અકલિત જલમેં,
બુંદ અડુખ મૈં પાઇ
મેરે ભાઇ
હેડો શબદ નીસરે ધાઇ રે હોજી

●

[ 'પુરુષસ્ય વાગ્ રસઃ' આ શબ્દ દોડી દોડીને બહાર નીકળે છે. અધરાતે મધરાતે ઊઠાડી લખાવતો આ જ ધ્વનિ હશે।

દરિયામાં મોતીનું ઘડતર થાય છે. દરિયાનો સતત ઘોષ તેનો ધ્વનિ છે. દુનિયાના કોલાહલનું આવું જ કારણ હશે।

ચેતનની ચડાઇને લઇ ખીલતાં ફૂલ પણ ધ્વનિ કરે છે. તે ભીતરની ભાવ ભભકની ગુપ્ત ગતિનુ ગાન છે.

જ્યોતિ પણ શબ્દ ઉચ્ચારે છે જેવી પડની પૂરણી હોય છે, તેવો તે શબ્દ હોય છે જ્યારે પારે ઝળહળ જ્યોતિ ઝળહળે છે, ત્યારે બ્રહ્માંડના વેધની વધાઇ બાજી ઊઠે છે.

આ બધામાં સદ્‌ગુરૂના શબ્દની બલિહારી છે તે શબ્દ આપે છે કે સાન સવાઇ થઇ જાય છે તેનો પ્રતિ શબ્દ પામે કે આ ભવસાગરમાં કદીય ન ડૂબે—નાથા પાસે—તેવું બુંદ પ્રાપ્ત કર્યું છે

આ અર્થ ભજનમાથી નીકળે તો જ ખરૂં. પણ ખીચડિયા ભાષા છે, તેથી આટલું ડહાપણ ડોળી માયુ":]

●●●

જે દિવસે માનવીમાં શયતાનિયત નહિ રહે તે દિવસે કદાચ તે દેવતા બની જશે, પણ મનુષ્ય તો નહિ જ રહે...

# પ્રેતાત્મા અને દીપક

(એક સંવાદ)

એ રાતે, સ્મશાનભૂમિમાં, સાત પ્રેતાત્માઓ એક ચબૂતરા પર આવીને બેઠા અને વાતો કરતાં કરતાં મનુષ્યના સ્વભાવ વિશે, પોતપોતાના અનુભવની વાત કરવા લાગ્યા.

એકે કહ્યું: 'મારું એમ માનવું છે કે દરેક મનુષ્યની અંદર ભગવાનનો વાસ છે અને એ રીતે જોતાં પ્રત્યેક શરીર દેવમંદિર છે.'

બીજો પહેલાની વાત પર મોં મચકોડી બોલ્યો: 'આપણે કાંઇ એવું માનતા નથી. એ નર્યો દંભ છે. મારું તો ચોક્કસપણે માનવું છે કે દરેક મનુષ્ય, મનુષ્યનું મહોરું પહેરીને ફરતો એક પિશાચ છે.'

ત્રીજાએ સમજૂતીની ભાવનાથી કહ્યું: 'જુઓ ભાઇ, માનવીમાં દેવત્વ હોવું એ ઘણી લાંબેની વાત થઇ અને દાનવતા માનવીની ઘણી નીચી કક્ષાની સૂચક છે, એટલે મારું તો એમ માનવું છે કે મનુષ્યનું સ્થાન એ બેની વચ્ચે છે.'

ચોથો બોલ્યો: 'મારી સમજ પ્રમાણે તો સર્જનહારે મનુષ્યની કોઇ એવી અલગ અલગ અવસ્થા નથી બનાવી. દેવત્વ અને દાનવત્વ—એ બન્નેનાં મિશ્રણમાંથી માનવીનું સર્જન થયું છે, જેમાં કોઇ જ કશો ફેરફાર કરી શકાતો નથી. સૃષ્ટિના આ વિધાન આગળ જીવન અસહાય છે.'

પાંચમાએ માથું ધુણાવી કહ્યું: 'આ વાત તો મને પણ માનવા જેવી લાગે છે. મનુષ્યની અંદર બન્ને પ્રકારની વૃત્તિઓ કામ કરતી હોય છે, પણ અંદરના પિશાચ સામે હાર માનવી એ કાયરતા છે, એને તો ત્યાં જ ગળું દબાવીને મારી નાખવો જોઇએ.'

છઠ્ઠાએ ભારે શાણપણથી કહ્યું: 'પણ, એમ માની જ કેમ લેવું કે આદમીની અંદર બન્ને તત્ત્વો છે! આદમીની અંદર પહેલાં તો માત્ર માનવતા જ હતી, જેને તમે વધુ પડતું મહત્વ આપીને દેવત્વનું નામ આપ્યું. એક દિવસ મોકો જોઇને પિશાચ અંદર ઘુસી આવ્યો. આ પિશાચને બહાર કાઢી મૂકો, દરવાજો બંધ કરી દો, પછી જુઓ, અંદર કેટલી શાંતિ છે.'

અંતમાં સાતમાના મોંમાંથી ધીરે રહીને શબ્દ નીકળ્યો: 'મારો અનુભવ છે કે માનવીનું બાળક પણ અન્ય જીવધારીઓના બાળક જેવું જ છે. ઘર અને સમાજના સંસ્કાર એને જેવા ઢાંચામાં ઢાળે તેવું તે બને છે.'

જીવણલાલ જાની

એકાએક કોઈનું હાસ્ય સંભળાયું બધા ચમકીને ઊભા થઈ ગયા. આસપાસ જોયુ પણ કોઈ દેખાયું નહિ

'તમારી આ બધી માન્યતા જૂઠી છે.' સૌએ આંખો પટપટાવીને જોયું તો એક બાજુ ટમટમતો દીપક પોતાની જ્યોત ફફડાવીને કાંઈક કહી રહ્યો હતો.

'અહીં મારી પાસે આવો હું તમને જ સંબોધી રહ્યો છું. તમારી વાતો સાભળીને મારાથી હસી પડાયું, અને તમને બે શબ્દ કહેવાની ઇચ્છા થઇ. એક વાત બધા સમજી લો વાસનારૂપી પિશાચને દબાવી શકાતો નથી, તેમ માનવીના હૃદયમાથી તેને સંપુર્ણપણે ધકેલી પણ દઇ શકાતો નથી. એથી જ તો માત્ર વિશ્વાસને અને ભાવનાને નજર સમક્ષ રાખવાથી કામ ચાલશે નહિ, તેમ તેનો ત્યાગ કરવાનું પણ ઉચિત નથી બહેકતી વાસનાને પંપાળો નહિ, એને રોકો નહિ, એને બહાર આવવા દો —પણ શીલ અને મર્યાદાના બંધનમાં બાંધીને મનુષ્ય પોતાની વાસનાના આવેગને વળાંક આપી, બીજી દિશાએ વાળે, સચો રસ્તો બતાવે, એમાં જ એનું કલ્યાણ છે એ જ પરમ સત્ય છે. તે દિવસે મનુષ્યમા શયતાનીયત નહિ રહે તે દિવસે કદાચ એ દેવતા બની જશે, પણ મનુષ્ય તો નહિ જ રહે. યાદ રાખો, મનુષ્ય શયતાનને મારી નહિ શકે, પણ એનું નાક પકડી માનવીના હિતનું કામ તેની પાસે કરાવી શકશે'

આટલું બોલતાં તો દીપક થાકી ગયો એની જ્યોત છેલ્લી વેળાનો પ્રકાશ ફેંકી બુઝાઇ ગઇ. તેની પાસે ઊભેલા આત્માઓ જુદી જુદી દિશામા અલોપ થઇ ગયા.

પ્રાત કાળનો પ્રકાશ સર્વત્ર પ્રસરી ચૂકયો હતો

●●●

# ટ્રેઈનમાં

સોનાના હાથમાં ટિકિટ આવી ન આવી, ને એ દોડી. ફર્સ્ટક્લાસનો ડબ્બો સરસ હતો. ટિકિટ ન જ મળત. છેલ્લી ઘડીએ કોઈએ ટિકિટ કેન્સલ કરાવી ને જગ્યા મળી ગઈ.

ફર્સ્ટક્લાસ. પહેલી જ વાર કદાચ ફર્સ્ટક્લાસમાં મુસાફરી કરતી હતી. બચત બહુ ન કહેવાય, ખર્ચ વધુ ક્યાં કહેવાય, પણ...

ખંડનું બારણું બંધ કરતી હોય એમ એણે મનનું બારણું બંધ કરી દીધું. એને વિચારને મનમાં ફસવા નહોતો દેવો, નિશ્ચય લેવાઈ ગયો હતો. હવે એ ખરો જ હતો.

એ ડબ્બામાં પ્રવેશી. એકાંત હતું. માત્ર એક યુવક સામે બેઠો હતો. એને બકારણ મઝા આવી. ડબ્બા પરના લીસ્ટમાં કોઈ બીજી સ્ત્રીનું નામ હતું. પોતાનું ખરું નામ જાણવાનો કોઈ પાસે કોઈ ઉપાય નહોતો— સિવાય કે પોતે જાતે કહે.

...વ્હીસલ થઈ. ગાડી ચાલી, એને મઝા આવી. ધીરે ધીરે, ન છૂટકે જતી હોય એમ, એની આસપાસની પરિચિત દુનિયા ઊંધી દિશામાં ચાલવા લાગી. એને લાગ્યું કે જાણે પોતે કોઈ મોટું કામ કર્યું હોય... આવી જડ થઈ ગયેલી દુનિયાને, પોતે જ માત્ર એક ધક્કો દઈ, ચાલતી કરી હોય.

એને બહુ જ પસીનો થયો હતો. મોટી પર્સ લઈ એ ટોયલેટમાં ગઈ. બારણું વાસ્યું ન વાસ્યું અને એને થયું કે એની નાની, ઇમીટેશન લેધરની એટેચીમાં એના બધા પૈસા હતા, કોઈ સરળતાથી પૈસા લઈ શકે. એણે બારણું ખોલ્યું. યુવક ધાર્યા કરતાં વધુ ચતુર લાગ્યો. એ હસ્યો. એ એની આંખોમાં ડોકિયાં કરતી શંકા પામી ગયો હતો. એ લજ્જિત થઈ ગઈ. એણે બારણું જોરથી બંધ કર્યું. વૉશબેઝીનનો નળ છોડ્યો. પ્લગ ભેરવી પાણી એકઠું કર્યું. સારા પ્રમાણમાં યુ-ડી-કોલોન રેડ્યું.

બહાર આવી ત્યારે એ સ્વસ્થ ને સુંદર હતી. દેહમાંથી યુ-ડી-કોલોનની સુગંધ આવતી હતી.

એ બેઠી. યુવકે કર્યું.

એનાથી સ્મિત થઈ ગયું. તરત થીજી ગયું. પરિચય નહિ, ઘનિષ્ટતા નહિ.

એણે વાંચવાનું કાઢવા બેગ ફંફોસી. લૉરેન્સ... એલિયટ...ને પોતાની ડાયરી.

સુહાસ ઓઝા

ડાયરી વાંચવા લાગી. માણસ પામર પ્રાણી છે એણે વિચાર્યું: એ પોતાની જાળ તોડી કદી છટકી શકતો નથી.

એણે ડાયરી બંધ કરી. એણે હજી એક ફરજ અદા કરવાની હતી.

એણે સરનામાં કર્યા. પછી પત્રો લખ્યા. માને, બહેનને, શાળાના પ્રિન્સિપાલને. એક સરખા શબ્દોમાં એણે બધાને જણાવ્યું હતું કે એ ગામ છોડી બીજે ક્યાંક જાય છે. ક્યારે પાછી ફરશે એ નક્કી નથી.

મિત્ર પર એક પત્ર લખ્યો. એમા લખ્યું: 'આગલા પત્રમાં મેં લખ્યું હતું કે જિંદગીની ગાડી એકસરખી ચાલી જાય છે. માત્ર ન સહેવાય ત્યારે, સંચિત કરેલ વરાળનો બોજ, અવાજ સાથે બહાર ધકેલી દઇ, પાછી એ જ ગતિએ ચાલે છે પાટા છોડવાની એને સત્તા નથી. એમાં એક ત્રીજો સામાન્ય મુદ્દો પણ ઉમેરવાનો છે. ગાડીની જેમ, જિંદગી પોતે ય જાણતી નથી કે એ ક્યાં જાય છે'

કાગળો બીડ્યા. એ હસી ટાઇમ–બોમ્બ હોય તો ય પેકિંગ તો સરસ હતું.

કાગળો પર્સમાં સરકાવી એ ડાયરી વાંચવા લાગી.

તા...

ધુમ્મસની જેમ વિષાદ ઊભરી પડ્યો છે. હું એમાં ઘેરાઇ ગઇ છું...

મને લાગે છે કે મારે માટે ત્રણ રસ્તાઓ છે.

(૧) દારૂ–નશો

(૨) આપઘાત

(૩) કોઇ એવું ધ્યેય કે જેમાં ઓતપ્રોત થઇ શકાય, પણ માનવો સાથે ઘનિષ્ટતા ન થાય.

(૧) હિંદમાં...at least હું જ્યાં રહું છું ત્યાં–શક્ય નથી.

(૨) એટલી હતાશ હજી થઇ નથી

(૩)...!

થોડાં પાનાં ફરી ફરી ગયાં.

તા...

–Join કરી એ તો પૂરી મૂર્ખામી કરી. હિંદુસ્તાનમાં શાળામાં જે રૂઢિચુસ્તતા મળે એવી તો બીજે કયાંય ન મળે.

પહેલે જ દિવસે પ્રિન્સિપાલે કહ્યું હતું–'અમે તમારાં જેવાં 'ક્વોલિફાઇડ' શિક્ષક મેળવીને તો બહુ ખુશ થઇએ. પણ...પણ' અમે શિક્ષકોમાં સાદાઇની અપેક્ષા રાખીએ છીએ. વિદ્યાર્થીઓની ઇચ્છાઓ બહેકાવી મૂકે એવા...અંગત 'રેફરન્સ' માફ કરજો...પણ લીપ્સ્ટિક...' એક વધું, લાચાર, હારથ.

'મેં હા પાડી. લીપ્સ્ટિકમાં શું ? એ તો બાહ્ય વસ્તુ થઇ. બધું છોડી શકાય, જો...

જો...શું ?

સમજ નથી પડતી. જિંદગીભર મને લાગ્યા કર્યું છે કે, કોઇ વાત જીભને ટેરવે આવી અટકી જાય છે.

...મને લાગે છે કે, પળેપળને જીભ છે. પળેપળને કંઇ કહેવું છે. પણ એની વાત, દીવા જેવી ચોખ્ખી વાત, વાચામાં પરિણમે એ પહેલાં બીજી પળ આવી પહોંચે છે. એની સાથે ટકરાય છે, પળ ચૂરેચૂરા થઇ જાય છે, ને કહેવાનું વણબોલ્યું રહી જાય છે; ગાણું અધુરૂં રહી જાય છે. એક અર્થહીન ઉદ્‌ગાર, સ્વર, માત્ર બની જાય છે...

બીજે દિવસે ગઇ ત્યારે પ્રિન્સિપાલ ખુશ થઇ ગયા સાદાઇની મૂર્તિ. મને થયું કે બધા આટલે થોડેથી, બાહ્યરૂપના ફેરફાર માત્રથી રીઝે તો તો બહુ સરસ, વધુ શું જોઇએ! જીવી નંખાશે, લહેરથી જીવી નંખાશે, જિંદગી બહુ સરળ છે.

થોડા દિવસો સરસ ગયા, ઘર કરતાં શાળા મોકળી હતી. મઝા આવી. વિદ્યાર્થીઓ સારા હતા. ભણાવવાની મઝા આવી વિદ્યાર્થીઓ મને વીંટળી વળતા હતા. મને જોઇ એમના ચહેરા પર સુરખી આવી જતી હતી,

પ્રશંસા... એનો નશો ય જલદ છે.

રાતે સરસ. ભરપૂર ઊંઘ આવતી હતી. શરીરનો થાક પણ સુખદ લાગી આવતો હતો, હું જીવું છું. જીવાને જેમ જીવવું જોઇએ એમ જ જીવું છું.

પણ...

તે દિવસે N સ્કૂલે આવ્યા. વેવિશાળ તો તૂટી ગયું'તું. એ પરણી પણ ગયો છે. સુખી છે, અથવા એણે સુખી હોવું જોઇએ. પછી શું !

વાતો. પ્રિન્સિપાલની ઊંચે ચડેલી ભમ્મર.

'બીજે દિવસે K... કંઇ થયું જ નહોતું. હું જ ચેતી ગઇ હતી મને ન ફાવે એમ પુરાઇ રહેવું એ...એ, ઘડી ઘડીની આર્યપત્ની થઇ રહેવાની માગણી: તો ય હવે

શું કામ પાછળ ફરે છે? જુએ છે!

પુરુષો–સ્ત્રીઓ કરતાંય વધુ વેવલા હોય છે.

...પ્રિન્સિપાલે બોલાવી. હું એક સેક્શનની ડિપાર્ટ-મેન્ટલ હેડ થઇ હતી. ખુરશી દેખાડી, લાચાર સ્મિત કર્યું. 'તમે...સમજુ છો. સમજશો કે શાળાની આબરૂ.'

હું રોષ કાબૂમાં ન રાખી શકી. 'અંગત વાતોમાં પણ શાળા માથું મારે?'

'હું તો જાણું છું. સમજુ છું. પણ વિદ્યાર્થીઓ... એમનું ચારિત્ર્ય...તમારાં ચારિત્ર્ય વિષે ઉહાપોહ થાય એમાં નથી સારું એમનું, નથી તમારુ, એટલે...'

લીપ્સ્ટિક બાહ્ય વસ્તુ હતી. પણ મારાં અંગત સંબંધો...

સરસ રીતે રાજીનામું લખ્યું, આપી દીધું. પ્રિન્સિ-પાલ, હું લખતી'તી ત્યારે, કહેતા હતા. 'તમે તો જાણો છો કે મને અંગત રીતે ..આપણો સંબંધ...' મૃતદેહ પર ફૂલો ચડાવતા હતા, જાણે, બરાબર છે, ઘણાં લોકો પોતાની નગ્ન કાયરતાને આમ જ ઢાંકે છે.

મને પ્રિન્સિપાલના ખોટું હસતા ચહેરા પર તમાચો મારવાનું મન થયું. સ્નેહક પીટમાં નાયિકા ઢીંગલી છુંદી નાંખે છે. બરાબર છે. ઘણાં માણસો એ ભાવિને લાયક હોય છે. આપણે માણસોને ન મારી શકીએ. એ તો ઠીક, પણ ઢીંગલીઓ છુંદવાની તો છુટ હોવી જ જોઇએ.

ઘરે ગઇ દીવાસળી પેટાવી બળતી દીવાસળી જોવાની મઝા આવી છેક આંગળી સુધી દીવાસળીની આંચ આવી પણ છોડી નહિ. બાએ ગભરાઇને પૂછ્યું: 'આ શું કરે છે? આ શી ગાંડા જેવી ટેવ છે?'

મેં લાંબો જવાબ આપ્યો: 'મઝા આવે છે. આપણી જિંદગીમાં કશું બીક લાગે એવું બનતું નથી. આમ કરું છું તો જરા બીક લાગે છે.'

બા મારી સામે જોઇ રહી. 'પણ એમાં ફાયદો શું? કોક વાર સાડી પર પડે તો દાઝી મરાય.'

'તારી વાત સાચી છે,' મેં નાના બાળકને પટાવતી હોઉં એમ કહ્યું. એના ચહેરા પરની મૂંઝવણ જોતાં આનંદ થયો. 'હ' કહી એ ચૂપ થઈ ગઇ ને ચાલી ગઇ.

થોડાં વધુ પાનાં ફરફર્યાં. સુધાન એની સામે તાકતો હતો. એણે ચશ્મા ઠીક કરી, મોં સખત કરી, પૂરી માસ્તરાણી હોવાનો ડોળ કર્યો.

તા...

'આ વાત એક ત્રણ–સાડા ત્રણ વરસની છોકરીની છે. તમે કહેશો કે અમને એમાં રસ નથી...તો ભલે. ત્રણ વરસની છોકરીને જે થયું એ જ ત્રીસ વર્ષની એક યુવતીને થયાં કરે છે. એ જ Pattern એ જ બનાવો ...બધાં બનાવો એક જ ચહેરો લઇ આવે છે.

છોકરી રૂપાળી છે, હૃષ્ટપુષ્ટ છે, એને ગુલાબી રંગ બહુ ગમે છે. એ બહુ હસે છે. બધાંને ગમે છે.

એને આ નવું ઘર ગમે છે, સ્વતંત્રતા ગમે છે. નવા ઘરમાં સામસામા બે દાદરા છે. એક દાદરા પરથી ચડી, લાંબો વરંડો પસાર કરી, બીજે દાદરેથી ઊતરી જવું...એમાંથી એને અકથ્ય "થ્રીલ' મળે છે.

એ ઘડી ઘડી વિનાકારણ હસી પડે છે, રડી પડે છે, ચીડાઇ જાય છે, મનાઇ જાય છે...બધાં એની આસ-પાસ ઘૂમે છે. પટાવાળાઓ એને રમાડયા કરે છે.

... એમાંથી એક દાદરા પાસે લાકડાનું સ્ટૂલ છે. સ્ટૂલ પરના માટલામાં પાણી છે નીચેના કમ્પાઉન્ડ ને વરંડાના એ છેડાને સાંધતી એક સડેલી સીડી છે. એનાં પગથિયાં ખવાઇ ગયાં છે. પડી ગયેલા દાંતવાળી બોખી ડુક્ષી જેવી સીડી લાગે છે:...એ જોતાં જ ફાળ પડે છે. પણ એ ફાળમાં મઝા છે. જન્માષ્ટમીના મેળામાં ચગડોળમાં બેઠા હોઇએ ને ફરતાં ફરતાં આપણી બેઠક નીચે ઊતરે, નીચે ઊતરતાં ઝોલો લે. નજર નીચે પડે, ને પેટમાં જેવું કંઇ થાય એવું થાય છે. સીડી પાસે પપૈ-યાનું ઝાડ છે. એ પપૈયાની છીણ ખાય. એને છીણ બહુ ભાવે છે.

કમ્પાઉંડની દીવાલની બીજી બાજુ કૂવો છે. કૂવામાં બહુ પાણી નથી. કૂવો અંધારો છે.

પિતાજી બહુ ગંભીર છે. ભાગ્યે જ બોલે. બહુ બહાદુર હશે. પિતાજી વાઘને મારી શકે? મારી જ શકે વળી. ચચ્ચાર પટાવાળા. ફેંટા ને બંદૂકવાળા. બધા પિતાજીનું કહ્યું માને. પિતાજી વાઘ, સિંહ, ચોર, ભૂત-પલિત, રાક્ષસ, ડાકણ, માસ્તર.. બધાંને મારી શકે.

પિતાજી રોષથી બૂમ પાડે છે તો બધાં ધ્રૂજી ઊઠે છે.

બા ચિડાતી નથી. ગંભીર છે. એને બહુ વહાલ નથી કરતી. હંમેશા કામમાં હોય. બપોરે ઊંઘી જાય છે. પિતાજી બાને બહુ માન આપે છે. પિતાજી બા

સાથે એવી તે શી વાતો કરતા હશે! બા પિતાજી સાથે વાતો કરતાં હસે છે. પોતે બા હોય તો કેવું સારું! તો પિતાજી સાથે વાતો કરાય. બાના કપાળમાં લાલચટક ચાંદલો બહુ શોભે છે. બા રાજરાણી જેવી છે.

...પણ બા પોતાને ખોળામાં નથી લેતી.

બા, પોતે તોફાન કરે તો વઢે ય નહિ, મારે ય નહિ, બોલાવે ય નહિ. બા પટાવાળાને કંઇ કહે એટલે પટાવાળો પોતાને લઇ જાય એ નથી ગમતું.

પણ કોને કહેવાય!

એને બાને કહેવું છે કે સાંજે બસ, આકાશમાં સોનું જ સોનું ઢોળાય છે ને સોનાનાં થાળમાં ગુલાબોનાં ઢગેઢગ...પણ બા પોતાને ખોળામાં લે તો ને! આ તો છુપી વાત છે. કાનમાં કહેવાય. બીજા સાંભળી જાય તો!

એને પાંચમું વર્ષ બેઠું. નવો બનાવ બન્યો. ઘરમાં ડૉક્ટરો આવ્યા. દોડધામ કરવા લાગ્યા. બા દેખાતી નથી. બા માટે એના દિલમાં કંઇ કંઇ થાય છે. એ કંઇ કંઇ પૂછે છે. કોઇ જવાબ દેતું નથી. પટાવાળાઓમાં ભવાન સારો છે. ભવાન જવાબ દેવાને બદલે હસે છે.

એનો જીવ તરફડે છે. વગર બોલ્યે એની આંખ બાને શોધ્યા કરે છે.

ખંડમાંથી વિચિત્ર અવાજ આવે છે. એ અંદર દોડે છે. બા છે, સુતી છે. નવરી છે. કામ નથી કરતી, તો ય પોતાને નથી બોલાવતી, ઊંચકી નથી લેતી, એની નજર પાસેના કોઈ વિચિત્ર પ્રાણી પર છે. એ જીવે છે. એ રડે છે: ઉં...ઉં...ઉં...

કોઇ કહે છે: 'હવે તો બહેન આવી. નાનામા નાની બહેન, તમારાં માન ઘટયાં.'

એ અરીસામાં જુએ છે. પોતે એની એ જ છે તો?...

પણ વાત સાચી લાગે છે. નાનકડું પ્રાણી—એ એને બહેન કહેવા તૈયાર નથી. બધાંના ધ્યાનનું કેન્દ્ર એ છે. બા, હંમેશની સ્વસ્થ—એને માટે હાફળી ફાંફળી દોડાદોડી કરે છે.

ઓહ...એ વિચારે છે. એનામાં શું છે! નથી એ પોતાની જેવા ગોરી કે નથી પોતાના જેવી જાડી, તો પછી કેમ એ જ બાને બહુ વહાલી લાગે છે? કેમ બા એને જ ઊંચકી ઊંચકીને ફરે છે?

એક સાંજે એ ઘેર આવે છે. નવો જ બનાવ. પિતાજી નીચેના ખંડમાં છે. એમની સાથે, કોટ પાટલુનવાળા ગળે કંઇ વિચિત્ર ચીજ લગાડેલા બે માણસો છે. નવતર ભાષામાં વાતો કરે છે.

'કેમ દીકરી?' એક ડૉક્ટર પૂછે છે. ઓળખ્યા ડૉ. દેસાઇ. પણ એ મોં ફેરવી રીસાઇ જાય છે. એ ચોખ્ખું છે કે એમનું ધ્યાન પોતાના તરફ નહિ, પણ પેલી ગંદી છોકરી તરફ છે.

ને પિતાજી પણ...

...એની જ સામે એકીટશે જોઇ રહ્યા છે...!

એનું હૃદય ભરાઇ આવે છે. એ બાળકી માટે રાખેલી બાઇ પાસે જાય છે. કહે છે: 'બા બહુ ખરાબ છે.'

'કેમ, શું થયું?'

'મને તો એ ખોળામાં લેતી નથી ને બેબીને...'

'તમે ય ભઇ ગજબ છો. બેબી તો નાની છે.' બાઇ ઠંડા અવાજે કહે છે.

એ બાઇ સામે જોઇ રહે છે. નાની છે! તો શું થઇ ગયું? એણે કંઇ કહ્યું'તું કે પોતે મોટી થાય? આ અન્યાયથી અકળાઇ એ વધુ રડે છે. બાઈ કંટાળતી કહે છે. 'તો રડયા કરો એકલાં. હું તો આ ચાલી. એક બાજુ બિચારી એ માંદી છે...'

'આંસુ સુકાઇ જાય છે. નાની, બિચારી, માંદી. પોતે નાની કે માંદી કે બિચારી ન હોય એમાં પોતાનો શું વાંક?'

પહેલી વાર એ સીડી ચડે છે. દુઃખ બહુ જ છે. હૃદયમાં માતું નથી. બે પગથિયાં ચડી એ ઊતરી જાય છે.

એના હાથમાં પરીકથા આવે છે. કોણ જાણે કોઇક લાવ્યું હશે. ચિત્રો બહુ સરસ છે. કુંવરી છે. રડે છે, પાસે કુંવર છે. કુંવરના હાથમાં તલવાર છે. કુંવર ઘોડા પર છે.

એને એની મેળે જ સમજાઇ ગયું કે કુંવર કુંવરીને પરણી જશે. ઘોડા પર બેસાડીને લઇ જશે. બધી વાર્તાઓમાં એમ જ આવે છે ને!

એ હિંમતથી સીડી ચઢી જાય છે. છેલ્લે પગથિયે ઊભી રહે છે. બારી પાસે જ છે. માટલું દેખાય છે. એ કૂવામાં જુએ છે. કૂવો અંધારો છે. કૂવામાં પોતે દેખાય છે, પણ આ શું જાદુ! પોતે તો રાજાની કુંવરી છે, સુતી છે, માથે મુગટ છે. વાળ, રામરાજ્યમાં સીતાના હતા એમ છુટા છે.

કુંવર...આ આવ્યો.

કુંવર જોવા એ નીચે ઝૂકે છે ત્યાં...બાઇનો કઠોર અવાજ...'બહેન, બહેન, શું કરો છો?'

કૂવો કૂવા જેવો કૂવો થઇ જાય છે. નથી કુંવરી, નથી કુંવર...

એ ચોંકી ઊઠે છે. ઝડપથી નીચે ઊતરી આવે છે. પસીનો પસીનો થઇ આવે છે. બાઇના ચહેરા પર જિજ્ઞાસા નથી, સહાનુભૂતિ નથી, ઠપકો છે. બાઇની આંખોમાં પ્રકાશ નથી. બાઇની આંખો કૂવા જેવી અંધારી છે.

'ઉપર શું કામ ચડ્યાં'તા? શરમ નથી આવતી? આખો દિવસ તોફાન. તમારો તો ત્રાસ છે. તોબા મૈસાબ.'

એને નથી સમજાતું કે પોતે શું ખરાબ કામ કર્યું'તું. બૂમાબૂમ સાંભળી પટાવાળાઓ આવી પહોંચે છે. ભવાન પણ. બધા એને વીંટળી વળે છે. બધા, બાઇ જે કહે એની સાથે સાથે, માથાં ધુણાવે છે.

'ખરાબ' કર્યાની લાગણી, 'ખરાબ' હોવાની લાગણી ઊકળી ઊકળીને ઘટ્ટ થઇ ગઇ છે. હવે એમાંથી વાસ આવે છે.

બાઇ જોરથી કાંડું પકડે છે. એનું સ્વમાન ચૂરેચૂરા થઇ જાય છે. એ શું કેદી છે?

'બાને બિચારીને આખી રાતના ઉજાગરા......ને તમારે તોફાન...'

એને બાઇને તમાચો મારવાનું, હાથ છોડાવી ભાગી જવાનું, ડામરના કાળા કાળા લાંબા લાંબા રસ્તા પર ક્યાંના ક્યાં ચાલી જવાનું મન થઇ જાય છે...બીક લાગે છે–

બાની સામે નજર મળે છે આંખો રડું રડું થઇ જાય છે. એને થાય છે હમણાં બા એને લેશે. ખોળામાં ઊંચકી લેશે. પોતાથી એ કેમ સહેવાશે? હોઠ ધ્રુજી ઊઠે છે..

બાઇ કહે છે: 'બા, બહેન સીડી પર ચડ્યાં'તાં.'

હૃદય એક ધબકારો ચૂકી જાય છે.

બા કહે છે, 'હવે ન ચડતી, હો!' 'જાવ એને બહાર લઇ જાવ.' બા થાકેલી છે, બા એની સામે જોતી પણ નથી.

એકલી એકલી કોલસાની ઓરડીમાં ભરાઇ એ ખૂબ રડે છે બાઇ આગળ રડતાં બીક લાગે છે. બાઇ બોલ્યા જ કરે છે. 'બહેન બહુ તોફાની...તોબા...'

'ફરવા જાય છે. બાને એણે કહેલું'તું', કે બા, સાંજે સોનાનાં થાળા ભરી ભરીને ગુલાબો આવે છે, એ સૂંઘ તો ખરી...પણ કેવી રીતે કહે? બાએ એને ખોળામાં લીધી નહિ, એ વાત તો કાનમાં જ કહેવાય.

આજ એ ફરવા ગઇ. રંગો સરસ હતા, પણ સુગંધ તો આવી જ નહિ...

રાત્રે બાઈ દૂધનો ગ્લાસ લાવી, એ એણે ફેંકીને ફોડી નાંખ્યો.

રાત્રે, સ્વપ્નું આવ્યું કે...કાળો કાળો અંધારો કૂવો. એમાં આગ બળતી હતી. પોતાને છટકવું હતું, પણ નીકળાતું જ નહોતું, નીકળાતું જ નહોતું...કોઇ એને બહાર કાઢતું નહોતું. એ આંધળાની જેમ અટવાતી હતી...'બા...બા...' એ બોલવા ગઇ. અવાજ ન નીકળ્યો. એ જાગી ગઇ. જોયું, પાસે બાઇ બાઈ ઊંઘે છે. બાઇ એને કંઇ કરી શકે એમ નથી. એને બાઇને ખૂબ ખૂબ મારવાનું, બાઇને જોરથી બોલતી બંધ કરી દેવાનું મન થઇ આવે છે...

*

એ ચમકી. ઊતરવાનું સ્ટેશન આવી ગયું હતું. બહેનપણી હશે કે નહિ? ઘણા વર્ષથી પત્ર-વ્યવહાર રહ્યો નહોતો.

બધું અનિશ્ચિત હતું. બધું ધૂંધળું હતું.

ને પોતે એક સ્ત્રી હતી. યુવાન હતી, સુંદર હતી.

ના ના, હવે એણે એ રીતે વિચારવું ન જોઇએ એ એક વ્યક્તિ હતી. પુખ્ત વયની વ્યક્તિ. જિંદગીની કિતાબનું નવું પાનું ફેરવવું રહ્યું...

એ ફરી ટોયલેટમાં ગઇ. તૈયાર થઇ. બહાર આવી. યુવક હસ્યો.

વ્હીસલ વાગી. સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી. એ ઊતરવા ગઇ. યુવક બારણા આગળ હતો. એ બોલી. કંઇ અસ્ફુટપણે બબડી. યુવક હસ્યો.

એ ઊતરી ગઈ. ગાડી ચાલવા લાગી. એને લાગ્યું કે યુવક એની સામે જોતો હતો. યુવક સોહામણો હતો. યુવક કંઇ કહેવા ગયો...

ગાડીએ વેગ પકડ્યો...છુક છુક...છુક છુક...

પણ શબ્દો યુવકના...બાઇના, એની શાળાના શિક્ષકોના...(She should do better but.. ) પ્રિન્સિ-

પાલના, બાના (લોકો કહે છે કે સોના ..) બધાં શબ્દો, એની નીચે ચગદાતા ગયા, દટાતા ગયા, ભૂકો થતા ગયા, હવામાં ઊડતા ગયા.

એક જિંદગી...

પૂરી થઇ.

•

એ ચાલવા લાગી. એને ખ્યાલ આવ્યો કે છેલ્લી વખત પર્સ વ્યવસ્થિત કરતા કોમ્પેક્ટ સીટ પર રહી ગયું.

બિચારું ? એણે ઘણીવાર પોતાનો ચહેરો ઝીલ્યો હતો એનું શું થશે? યુવક એ લઇ લેશે કે હતું એમ જ રહેવા દેશે ?

શી ખબર–કદાચ એ એને આપવા જ આવ્યો હશે.

'લે તો સારુ. કદાચ એને યાદ કરશે. હસ્યો તો ઘણી વાર, હતો. પરિચય કરવા મથતો હતો. હવે કદાચ વધુ સાચો પરિચય મળશે, પરિચય...એક યાદનો.

મા ને બહેનની જેમ, થોડો વખત રહી, પછી પોતાને એક સર્વાંગ સંપૂર્ણ મૂર્તિ બનાવી એ ખંડમા પૂરી દઇ નહિ શકે

એને એક આર્કિટેક્ટની વાત યાદ આવી. એણે સુંદર ઇમારત સર્જી હતી. પણ એમા નહોતા દાદરા કે નહોતી લીફ્ટ.

કોઇએ પૂછ્યું, 'તો પછી માણસો હરફર કેવી રીત કરશે ?'

'માણસો ?!' એણે આશ્ચર્યથી પૂછ્યું. 'એક તો તેઓ આવી સુંદર જગ્યામાં રહે ને પાછા હરફર કરે ? એમણે હરફર શા માટે કરવી જોઇએ?'

વાત સાચી હતી. મૂર્તિઓ સારી. એક જગ્યાએ સ્થિર રહે. માણસો જ હરફર કરી બધે ગૂંચવણો ઊભી કરે છે.

*

ગુલાબી સાડી, મેચિંગ બ્લાઉઝ, શોખીન લાગે છે. નામ ? ભગવાન જાણે.

અસ્વસ્થ લાગી. ચોપડીઓ, ડાયરી, કાગળો...બધું ફેંદાફેંદ કરતી હતી.

બુદ્ધિશાળી હોવી જોઇએ. ચોપડીઓમાં લોરેન્સ ને એલિયટ હતા.

'ક્યાં જતી હશે ? કેમ આવી અસ્વસ્થ હશે? અંધારું થઇ ગયું 'તું, પણ કોઇ લેવા નહોતું આવ્યું આટલા બધા કાગળો કોને લખ્યા હશે? વિચિત્ર હસતી હતી. જોતી હતી તે ય જાણે કંઇ ન જોતી હોય એમ.

પરિણીતા હશે? કુંવારી હશે ? ત્યક્તા હશે !

શી ખબર, શી ખબર.

વિચિત્ર હતી. નકામી વ્યગ્ર કરી ગઇ.

કોમ્પેક્ટ હજુ પડયું છે. લઇ લઉં.

ગુલાબી કોમ્પેક્ટ...ગુલાબી, યુ–ડી–કોલોનની સુગંધમા આવૃતિ, એક રહસ્ય...

કેમ જાણ્યું કે એ દુઃખી જ હશે ? ન યે હોય, સુખી ય હોય બહેન કે નણંદની સુવાવડ કરાવવા જતી હોય, બની શકે. સુખી ને સ્વસ્થ. સાદી–સીધી સ્ત્રી.

એને થયું, ના એમ ન બની શકે. એ વાંચતી હતી ત્યારે...એના કપાળમાં સુરેખ ભમ્મરો વચ્ચે, એક સીધી રેખા ઊપસી આવતી હતી. દુ:ખની એ તીવ્ર શિખા હતી ..

હું ય કવિ થતો જાઉં છુ. 'દુ:ખની શિખા' વાહ !

કવિતા માટે કેવી વિચિત્ર જગ્યા ?

ટ્રેઇન.

એ ઉતરી ગઇ. હું અહીં જ છું.

એનો અવાજ મૃદુલ છે. એ બહુ જ સરસ રીતે બોલી હતી–બહુ જ મૃદુપણે કે...

'Please excuse me...'

•••

ઉર્દૂ સાહિત્યના અમર શાયર મિર્ઝા ગાલિબની જન્મશતાબ્દી નિમિત્તે 'સુરાલય'નો ખાસ

# ★ ગાલિબ વિભાગ ★

અમર જ્યોત : દેવેન્દ્ર દીક્ષિત

સ્વતંત્ર પુરુષ મિર્ઝા ગાલિબ : અમૃત ઘાયલ

**શાયરો**

| | |
|---|---|
| ગની દહીંવાલા | કાબિલ ડેડાણવાળા |
| અમૃત ઘાયલ | સગીર |
| આદિલ મન્સુરી | હસનઅલી નાનાવટી |
| ગાફિલ | હુસેન હમદર્દ |
| બરકત વીરાણી | મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા' |
| કિસ્મત કુરેશી | 'માલિક' મોહંમદ |
| 'નાઝિર' દેખૈયા | દિગન્ત પરીખ |
| મુકબિલ કુરેશી | 'રાહી' ઓધારિયા |
| 'સાકિન' કેશવાણી | જટિલ |
| નાદાન | સાહિલ |
| બિજેન મહેતા 'શબનમ' | નંદન અંધારીયા |
| મહેશ ધ. વૈદ્ય | દિલેરબાબુ |
| જવાહર બક્ષી 'ફના' | 'વલી' લાખાણી |
| હેમંત ધોરડા | રજનિકાન્ત મહેતા |





૭૮૬

-★-

રાત આ કેવો સરસ લઈને ચિતાર આવી છે,
કે તમે સુઈ રહ્યા છો ને સવાર આવી છે,
છે મરણ બાદનું જીવન આ તમારું ગાલિબ,
છો બયાબાંમાં તમે, ઘરમાં બહાર આવી છે.

—બેફામ

# ગાલિબની ગઝલ

અમૃત ઘાયલ

બાજી ચયે ઇતફાલ હૈ દુનિયા મેરે આગે,
હોતા હૈ શબોરોજ તમાશા મેરે આગે.

(આ વિશ્વ એ તો બચ્ચાનો ખેલ છે. મારી સામે દિવસ રાત ભવાઇ ભજવાતી જ રહે છે.)

હોતા હૈ નિહાંગિર્દમેં સહરા મેરે આગે,
ઘિસતા હૈ જબીં ખાકપે દરિયા મેરે આગે.

(જંગલ મને જોઇ ભોં ખોતરે છે, તો સમુદ્ર મારી સમક્ષ ધૂળમાં મસ્તક રગદોળે છે.)

ઇક ખેલ હૈ ઔરંગે સુલેમાં મેરે નજદીક
ઇક બાત હૈ એઝાજે મસીહા મેરે આગે.

(સુલેમાન બાદશાહનું તખ્ત મારી દષ્ટિમાં કાષ્ટનો માચડો છે. મસીહાનો ચમત્કાર એ તો નજીવી વાત છે.)

જુજનામ નહીં સૂરતે આલમ મુઝે મંજૂર;
જુજ૦હેમ નહીં હસ્તિએ–અશિયા મેરે આગે.

(આલમનું અસ્તિત્વ નામથી વિશેષ કશું નથી. અને આ પદાર્થનું પ્રભુત્વ! જવા દો, મારી નિકટ માત્ર વહેમ છે.)

મત પૂછ કે ક્યા હાલ હૈ મેરા તેરે પીછે,
તૂ દેખ કે ક્યા રંગ હૈ તેરા મેરે આગે.

(તારા વિરહમાં મારી દશા શી છે તે પૂછવું નિરર્થક છે. મારી સમક્ષ તારો રંગ કેવો થઇ જાય છે એ જ હવે તારે જોવાનું રહે છે)

ઇમાં મુઝે રોકે હૈ તો ખીંચે હૈ મુઝે કુફ્ર,
કાબા મેરે પીછે હૈ કલીસા મેરે આગે.

(ધર્મ મને અવરોધે છે તો અધર્મ મને ખેંચે છે. કાબા મારી પાછળ છે અને મંદિર મારી આગળ! કયો પંથ લઉં! શું કરું!)

આશિક હું પે માશૂક ફરેબી હૈ કામ,
મજનૂં કો બુરા કહેતી હૈ લયલા મેરે આગે.

(આમ તો હું પે આશક છું. પરંતુ જરા જુદા પ્રકારનો. માશૂકને ભરમાવવી એ મારું કાર્ય છે. લયલા જેવી લયલા પણ મજનુની મારી સમક્ષ નિંદા કરે છે.)

ગો હાથમેં જુમ્બિશ નહીં આંખો મેં તો દમ હૈ;
રહેને દો અભિ આગરો મીના મેરે આગે.

(હાથમાં શકિત નથી રહી એ સાચું, પણ ચક્ષુઓમાં પ્રાણનો સંચાર બાકી છે. જામ અને મદિરાને–જીવન અને મારાં જીવનનાં ભર્યાંભર્યાં સ્વપ્નોને હટાવશો નહીં, મારી સન્મુખ ભલે રહ્યાં.)

હમપેશાઓ—હમમશરબો—હમરાઝ હૈ મેરા,
ગાલિબકો બુરા કયોં! કહો અચ્છા મેરે આગે.

(મારો સહધંધાથી સમાન ધર્મી અને અંતરંગ મિત્ર છે. ગાલિબને નરસો નહીં, પરંતુ મારી હાજરીમાં હમેશા સારો જ કહો.)

આવા શાયરનું જીવન અને કવન શબ્દબદ્ધ તો કયાંથી થાય!

પૂછતે હૈં વો કે ગાલિબ કૌન હૈ,
કોઇ બતલાઓ કે હમ બતલાએ કયા!

# અમર જ્યોત

દેવેન્દ્ર દીક્ષિત

કવિતા આપણને આલોકમાંથી ભાવલોકમાં લઇ જાય છે. નશ્વરનું અનશ્વર સાથે અનુસંધાન સાધે એ કવિતા, ક્ષણને શાશ્વતમાં પલટાવે તે કવિતા. પણ પણ કવિતાની વ્યાખ્યા શું ? એની સીમા કોણ આંકશે? એના સર્જનનાં, એનાં ઘડતરના કાયદા કોણ ઘડશે? સ્વયં વિકસતો શબ્દ તે સાહિત્ય, કલ્પનાના ટાંકણાથી કાવ્યને કંડારતો કવિ એક નવી જ સૃષ્ટિનું સર્જન કરે છે.

સૌંદર્ય અને સત્યની શોધ કરવી અને એનું દર્શન કરાવવું એ કવિનું પહેલું કર્તવ્ય. એ સૌંદર્યને મૂર્ત કરવું અને આનંદને અભિવ્યક્ત કરવો એ એનો ઉદ્દેશ. અને આ દૃષ્ટિએ જોઇએ તો ગાલિબના જીવનનું આલેખન કરવું એ એક અખંડ અને વૈવિધ્યપૂર્ણ અનુભવયાત્રા જ કહી શકાય. કોઇકે કહ્યું છે કે, 'જેનો અનુવાદ ન થઇ શકે એ કવિતા' અને એટલે જ ગાલિબની અનેકવિધ પ્રતિભાનું દર્શન એક નાનકડા લેખમાં કરાવવું એ સાગરને ગાગરમાં સમાવવા જેવું છે.

જ્યારે હિંદમાં મોગલ સલ્તનતના પાયા ડગમગી રહ્યા હતા, અંધેર, અરાજકતા અને અન્યાયના પ્રચંડ પડછાયા, દિલ્હી અને આગ્રાને આવરી લેતા ત્યારે રખડતો રઝળતો, અનાથ અને અંકિંચન ગાલિબ ભારતમાં આવ્યો. ગાલિબના પિતા તો એ બાળક હતો ત્યારે જ મરી ગયા. એકલો અને લગભગ અનાથ ગાલિબ સ્વભાવે સંવેદનશીલ, અભિમાની અને આગ્રહી હતો. શિક્ષણ કે શિક્ષકનો તો સદંતર અભાવ જ હતો, પણ અબ્દુલ અમદ નામના એક ઇરાની વિદ્વાન પાસેથી શિક્ષણ પ્રાપ્ત કરવાનું એનું સૌભાગ્ય હતું. એના ભરણ-પોષણની જવાબદારી એના કાકાએ સ્વીકારી હતી અને કારમી કંગાલિયતમાં ઉછરતા આ યુવાનના દિલમાં અને દિમાગમાં એક નવી રોશની, એક લગન લાગી હતી—જીવન કવિતા પેઠે જીવવાની. એના કાકાની નાનકડી જાગીરમાં ભાગલા પડયા અને એના ભાગે રૂપિયા ૭૫૦નું વર્ષાસન આવ્યું. આ દુઃખ અને આ પામરતા ગાલિબને સદા યે અકળાવતા. એણે એના મિત્રને લખ્યું, 'મારા પિતાના મૃત્યુ સમયે હું પાંચ વર્ષનો હતો, ૯ વર્ષે કાકા પણ ગયા. મારું વર્ષાસન માત્ર રૂ. ૭૫૦ ! મેં દિલ્હીમાં રેસીડન્ટને ફરિયાદ કરી અને દિલ્હી શહેનશાહે માસિક રૂપિયા ૫૦ મંજૂર કર્યા. ઔંધના નવાબ

વાજીદઅલી શાહના પ્રશસ્તિકાવ્યો રચવા માટે મને રૂ. ૫૦૦ મળ્યા. વાજીદઅલી શાહ જીવતા રહ્યા પણ રાજ્ય ગયું. દિલ્હીને મરતાં થોડી વધારે વાર લાગી અને એનો સર્વનાશ થયો ત્યાં સુધી ૭ વર્ષ લગી એને આધારે ટકી રહ્યો. હવે તો માત્ર એક જ ઉપાય બાકી છે, દક્ષિણમાં નિઝામની પાસે જવાનો.'

૧૩ વર્ષે એનાં લગ્ન ઉમરાવ બેગમ સાથે થયા. માનવજીવનની કરુણતા પર સદાય હસતો, હસાવતો આ શાયર પોતાનાં લગ્ન વિશે લખે છે: '૭ રજબ ૧૨૨૫ માં મારા પર જન્મટીપની સજા ફરમાવવામાં આવી. એક શૃંખલા : મારી પત્ની: મારા પગમા જકડાઇ ગઇ અને મને દિલ્હીના તુરંગમા જિંદગીભરની જેલ થઇ.'

એની તેજસ્વી અને વિચક્ષણ બુદ્ધિમતાએ એ સમયની પારંપારિક કાવ્યની પરિભાષા સામે બંડ પોકાર્યું. દિલ્હીના કવિસમાજમાં ગાલિબ એક મોટો પ્રશ્નાર્થકારક ચિહ્ન બની ગયો. તે સમયના શાયરો અને ઉસ્તાદો ઉપર એણે તીખા અને આકરા પ્રહારો કરવા માંડ્યા. ગાલિબના મત મુજબ એના પૂર્વગામીઓ જે લખી ગયા છે તે 'સિરાતે મુસ્તકીમ' : સીધો માર્ગ : નથી.

ત્યારના જમાનામાં કવિતાની શૈલી, કથાનક અને વસ્તુ, એને જીર્ણ અને સડી ગયેલાં લાગ્યા. જીવનની સાચી કરુણતા અને વિષમતા, વિસારે પડી હતી અને અર્થહીન, શબ્દમાધુર્યથી ઉર્દૂ કવિતા પાંગળી બની ગઇ હતી. આ ધુંધળા, અસ્પષ્ટ, અકળાવતાં વાતાવરણને તોડી–ફોડીને ખંડિત કરતી ગાલિબની કવિતા, એક નવી રોશની, એક અપૂર્વ તાઝગી અને અસિમ ચેતન આણે છે. તે સમયના શાયરો માશુક અને એનાં ઝુલ્ફો અને કમ્મરમાં અટવાઇ પડ્યાં હતા. ગુલ, બુલબુલ, શરાબ અને સુરાહી સિવાય એ લોકોને કશું સૂઝતું જ નહોતું. ગાલિબના પ્રખર પુણ્ય–પ્રકોપથી દિલ્હીનો કવિસમાજ ખળભળી ઊઠ્યો અને 'મુશ્કીલ પસંદ' 'મોહમલ–ગો' '–જટિલ શૈલીમાં, અર્થહીન શેર લખનારા'નું ઉપનામ એને મળ્યું હતું. આ ઉપહાસ અને અપમાન ગાલિબે એની સ્વાભાવિક, ઝિંદાદિલીથી અપનાવી લીધાં. એણે હસતાં, હસાવતાં લખ્યું :

'ન સતાયસકી તમન્ના ન સિલેકી પરવા !
ગર નહીં હૈ મેરે, અશઆર મેં માને ન સહી !!'

અર્થાત: મને કીર્તિની ઝંખના નથી અને બદનામીની પણ અપેક્ષા રાખતો નથી મારા ટીકાકારોના કહેવા પ્રમાણે મારા લખાણોમાં ભલે અર્થ ન હોય, શાયરીમાં અર્થની આવશ્યકતા છે ખરી?

આર્થિક વિષમતા, કથળતી તબિયત, કૌટુંબિક ચિંતા અને વધુ ને વધુ વિષાદમય થતું દિલ્હીનું વાતાવરણ કશું જ ગલિબની ઝિંદદિલી અને મસ્ત સ્વભાવને સ્પર્શી શક્યું નહીં. પૈસાની તો મુશ્કેલી હતી જ. પીવાની પણ આદત વધતી જતી હતી. રોજ શરાબમાં ગુલાબની પાંદડી નાખી રસપાન કરતા આ શાયરની જિંદગીમાં એવો પણ સમય આવ્યો હતો કે એની પાસે પીવાના પૈસા પણ ન રહ્યા. ઉધાર પણ આપવા કોઇ તૈયાર ન હતું. અને આવા કપરા સંજોગોમાં પણ ગાલિબ પોતાની નૈસર્ગિક મસ્તીથી લખે છે:

'કર્જ કી પીતે થે મૈ ઔર સમઝતે થે કિ હાં !
રંગ લાયેગી હમારી ફાકામસ્તી એક દીન !!'

અર્થાત : હું અત્યાર સુધી દેવા કરી કરીને શરાબ પીતો રહ્યો કારણ મને લાગ્યું હતું કે મારા ભૂખમરાથી છેવટે મને સંપત્તિ અને સદવૃત્તિ સાંપડશે.

આ મોજીલા કવિમાં એક અનોખો એવો હાસ્યરસનો અંશ હતો. એક વાર એની પત્ની એક નવું ઘર ભાડે રાખવા માટે જોવા ગઇ. પછી આવીને એના પોતાના પતિને કહ્યું કે આમ તો ઘર બહુ સરસ છે પણ, ત્યાં એક 'બલા' રહે છે, એમ પાડોશીઓ કહેતા હતા ગાલિબે તરત પ્રશ્ન કર્યો કે 'બલા! તારાથી પણ મોટી બલા આ દુનિયામાં છે ખરી?'

મસ્ત સ્વભાવના અને મદિરામાં ચકચૂર રહેતા આ શાયરની કવિતામાં અદ્દભુત સંવેદનશીલતા, અમાપ વ્યથા અને અનહદ અનુકંપા છે.

ઇશ્ક કરવામાં પણ એની ખુમારી અજોડ છે. માશુકને ઘેર જઇને એનો દરવાજો ખટખટાવે એ બીજા

હમ પુકારે ઔર ખુલે, યું કૌન જાય?
યાર કા દરવાઝા પાયેં ગર ખુલા.

અર્થાત : પ્રિયતમાને ઘેર જાઉં, હાંક મારું અને એ બારણા ઉઘાડે એવી પ્રિયતમાને ઘેર કોણ જાય, હું તો

ત્યારે જ જાઉં કે મારા આગમનની અપેક્ષામાં દરવાજો ઊઘડેલો જ હોય.

પ્રિયજનની શિકાયત તો પ્રેમી પહેલેથી જ કરતો રહ્યો છે. ગાલિબના શબ્દમાં કહીએ તો:

વાયેદા આને કા વફાકર કી યે કયા અંદાઝ હય?
તુમને કયોં સોંપી હય મેરે ઘરકી દરબાની મુઝે?

અર્થાત: તું આવવાનો કોલ આપીને આવી જ નહીં અને તને વચન આપ્યું હતું એટલે અમારાથી બહાર પણ ન જવાય! શું હું કાંઇ ઘરનો ચોકીદાર જ છું?

આ નીડર, નિખાલસ કવિએ પોતાની ક્ષતિઓ સંતાડવાનો કદી યે પ્રયત્ન કર્યો નથી. કવિને સ્વાભાવિક એવી અનેક ત્રુટિઓ એનામાં હતી. એ શરાબી હતો અને ઇશ્કબાજી કરેલી. ધાર્મિક પરંપરા અને ખોટા આડંબરનો એ સદાય ઉપહાસ કરતો રહ્યો હતો. સંતના સ્વાંગમાં ફરનારા ઢોંગીઓ વિશે એ લખે છેઃ

કહાં મયખાનં કા દરવાઝા 'ગાલિબ' ઔર કહાં વાયેઝ!
પર ઇતના જાનતે હૈ–કલ વો જાતા થા કે હમ નિકલે.

અર્થાત: કયાં મદિરા અને કયાં મસ્જિદ? હું તો એટલું જ જાણું છું કે, જ્યારે હું મયખાનાની અંદર જતો હતો ત્યારે એ : સાધુજન : બહાર નીકળતા હતા.

સંવેદનશીલતા, શક્તિ, સહૃદયતા અને માનવજીવનના કોમળ ભાવોને સમજતી અનુપમ અનુકંપા ગાલિબમાં દેખાય છે. બધા જ કવિઓની પેઠે જિંદગીના આખરી દિવસોમાં ગાલિબ મોતની ઇંતેઝારી કરતો રહ્યો. ભૂતકાળને ભૂલવા મથતો અને ભવિષ્યની ચિંતા ન કરતો વર્તમાનમાં જીવતો આ રંગીલો રસકવિ એના જીવનના આખરી દિવસોમાં શેર લખવાની ચાલ પણ ભૂલી ગયો અને છતાં યે ગાલિબ એની ઝિંદાદિલીથી જીવન જીવવાની આદતને લીધે મનન, ચિંતન અને પ્રફુલ્લિત માનવજીવનનો અમર વારસો મૂકતો ગયો.

●●●

# મુ....ક્ત....કો

ક્યારેય ન્હોતી એવી છે તાસીર આહમાં,
ને તાણ છે ગજબનું છલકતી નિગાહમાં,

તીરે ઊભો છું તોય તણાતો જ જાઉં છું,
મુશ્કેલ છે તટસ્થ રહેવું પ્રવાહમાં.

★

ચાલીને ચીલે ચીલે ચીલો બની ગયો છું,
છું આમ બહુ કઠણ પણ ઢીલો બની ગયો છું,

ચાલું છું તોય ચરણો ખોડાએલાં રહે છે,
ખેંચો મને ભલા થઇ ખીલો બની ગયો છું.

કહેવાતાં દરબદર પર હું છું હજુ થવામાં,
પાપ એવું શું કર્યું છે મેં પરગજુ થવામાં,

નહિ તો કદી અદાલત આવી રીતે ન દંડે,
ઊણપ રહી હશે કે ચોક્કસ રજુ થવામાં.

★

છલકી રહ્યો'તો આંખને આરે રહી રહી,
ડૂબી ગયો એ જ્યોતિ-કળશ અંધકારમાં,

ઘાયલ ઊઠો કે આજ દશાને કહે છે અંત,
બાકી રહ્યું છે કોણ હવે આવનારમાં!

મંઝિલ સુધી તો કોને ખબર કેવી વીતશે!
વસમી બહુ જ વસમી સફરનો પડાવ છું.

આગળ જતાં જે જાય ભળી અંતરાલમાં,
એવો જ કોઇ રાહ ગુજરનો પડાવ છું.

— અમૃત ઘાયલ

# સ્વતંત્ર પુરુષ મિર્ઝા ગાલિબ

દશ અગિયાર વર્ષની વયે જ ગાલિબે ગઝલ કહેવાનો પ્રારંભ કર્યો. પચીસમે વર્ષે ગાલિબના શેરની સંખ્યા બે હજારનો આંક વટાવી ચૂકી હતી. પ્રથમની એટલે કે તેર વર્ષની વયે લખાએલી કૃતિઓ તે યુગના શાયરસમ્રાટ મીર તકી 'મીર'ને બતાવવામાં આવી. તેઓશ્રીએ રચનાઓ જોતાં જ અભિપ્રાય ઉચ્ચાર્યો કે, 'આ છોકરાને જો કોઇ યોગ્ય ગુરુ મળી જશે અને સીધે પંથે દોરશે તો એક અદ્વિતીય કવિ નીવડશે, નહીંતર વ્યર્થ બકવાસ કરવા લાગશે.'

સંખ્યાની દૃષ્ટિએ જે ગતિથી રચનાની પૂંજી એકત્રિત થતી હતી તે જ ગતિથી વૃદ્ધિ થાત તો 'મીર'ના અભિપ્રાયના અંતિમ અંશ જેવી જ દશા થાત. પણ ત્યાર પછીના ઘટનાઓએ જે રૂપ ધારણ કર્યું અને દિલ્હીના સાહિત્યિક વાતાવરણની ગાલિબ પર જે અસર થઇ તેના લીધે 'મીર'ની ભવિષ્યવાણીનો પ્રારંભિક અંશ પૂર્ણ થયો. અને ગાલિબ એક અદ્વિતીય કવિ તથા સાહિત્યકાર રૂપે પ્રગટ થયા.

ગાલિબની પ્રારંભિક રચનાઓ અતિ ક્લિષ્ટ હતી, એટલું જ નહીં પરંતુ 'પહેલી' એટલે કે ઉખાણા તુલ્યસંદિગ્ધ હતી. કહેવાય છે કે ગાલિબ એના પુરોગામી ફારસીના કવિ 'બેદિલ'થી એટલા બધા પ્રભાવિત થયા હતા કે આ પ્રભાવ એને અનુકરણની સીમા સુધી દોરી ગયો. અને પરિણામે ગાલિબ અને અન્ય શાયરો વચ્ચે કટાક્ષ અને પ્રહારની ખૂબ ટપાટપી થતી. ટીકાકારોએ કમર કસી હતી તો ગાલિબે વળતા પ્રહાર કરવામાં કસર ન રાખી

'ના સતાઇશકી તમન્ના ન સીલેકી પરવા
ના સહી ગર મેરે અશઆરમેં માની ન સહી'

ન તો પ્રશંસાની અપેક્ષા છે ન તો બદલાની, મારા શેરમાં અર્થ નથી તો ભલે નથી.

'સૌ પુશ્તસે હૈ પેશાએ આબા સિપહગિરિ,
કુછ શાયરી જરી વ એ ઇજ્જત નહીં મુઝે.'

સો પેઢીથી પૂર્વજનો ધંધો જ સિપાહીગિરિનો છે માત્ર શાયરી જ મારી આબરૂનો પ્રદેશ નથી.

કયારેક કહેતા :

'યારબ ન વો સમજે હૈં ન સમજેંગે મેરી બાત,
દે ઔર દિલ ઉનકો જો ન દે મુજકો જબાં ઔર !

અમૃત ઘાયલ

'અક રહા હૂં જાનુમેં ક્યા ક્યા કુછ,
કુછ ન સમઝે ખુદા કરે કોઇ.'

આ ટપાટપી એ કક્ષાએ પહોંચી કે ગાલિબને–સાંભળી તે વેળાના મોભાદાર શાયર 'એશ'ને પણ અકળામણ થઇ કે:—

'મજા કહેનેકા જબ હે ઇક કહે ઔર દુસરા સમઝે,
અગર અપના કહા ખુદ આપહી સમઝે તો કયા સમઝે,
કલામે મીર સમઝે ઔર જબાને મીરજા સમઝે,
મગર અપના કહા યે આપ સમઝે યા ખુદા સમઝે.'

કહે છે કે ગાલિબ પ્રથમ ચિંતક અને પછી શાયર છે. આ વિધાન ન્યાયપુરઃસરનું નથી ગાલિબ બેશક ચિંતક છે અને શાયર છે. પણ અસલમાં સૌ પ્રથમ માનવ છે. આઝાદ મર્દ સ્વતંત્ર પુરુષ બન્યા સિવાય મહાન સર્જક અને શાયર થવું શકય નથી. ગાલિબમાં સર્જકનું સૌંદર્ય એટલે કે હૃદયોદાર્ય ભારોભાર હતું કદાચ આનું કારણ એ પણ હોય કે પોતે એટલા શકિતશાળી હતા કે તેને ઇર્ષાની અસૂયાનું શરણુ સ્વીકારવાની આવશ્યકતા ન હતી.

'ગાલિબ બૂરા ન માન જો વાઇઝ બૂરા કહે,
ઐસાભી કોઇ હૈ કે સબ અચ્છા કહે જિસે.'

મિર્યા દાદખાં સૈયાહને લખાએલા એક પત્રમાં વડોદરાના કાજી કે જે ગાલિબના વિરોધી હતા તેને અનુલક્ષીને ઉપર્યુક્ત શેર કહેવાયો છે. આ શેરની પહેલાં ગાલિબ જણાવે છે કે–

'તુમ બૂરા ન માનો, કિસ વાસને કે અગર મેં બુરા હું ઉસને સચ કહા. ઔર અગર મેં અચ્છા હું ઔર ઉસને બૂ।કહા તો ઉસકો ખુદાકે હવાલે કરદો.' અગાઉના જમાનામાં ઇર્ષ્યાપ્રેરિત ઉત્તેજનાના છબકલાં થતાં જ રહેતાં પણ ગાલિબ આવી ઇર્ષાળુ વૃત્તિથી પર હતા, તેવા ઘણા ઉદાહરણ તેના જ સર્જનમાંથી મળી આવે છે. ઉસ્તાદ મીર તકી 'મીર'ની પ્રશંસા ગાલિબે મુક્તક કે કરી છે, એટલું જ નહીં કિન્તુ પોતાના સમકાલીન શાયરો પૈકી 'ઝોક' અને 'મોમિન'ની કાવ્યપંક્તિઓ જ્યારે તેને પ્રભાવિત કરી ગઇ છે ત્યારે ઊછળીઊછળીને તારીફના પુલ બાંધ્યા છે. પોતાની ઉદાર અને સહિષ્ણુ વૃત્તિ દ્વારા અન્યની શકિતનો સ્વીકાર કરવો એ ય કવિધર્મનું આગવું લક્ષણ છે. ફરમાવે છે:

રેખતે કે તુમ્હી ઉસ્તાદ નહીં હો ગાલિબ,
સુનતે હૈ અગલે જમાનેમેં કોઇ મીર ભી થા

ગાલિબ, અપના યે અકીદા હૈ, બકૌલે 'નાસિખ'
આપ બે બહેરા હૈ જો મોતકિદે મીર નહીં.

'ઝૌક' અને 'મોમિન'ના થોડા અશઆર એમને અતિપ્રિય હતા. દાખલા તરીકે 'ઝૌક'ની ગઝલની પ્રથમ કડી

અબ તો ઘભરાકે યે કહતે હૈં કે મર જાએંગે
મરકે ભી ચૈન ન પાયા તો કીધર જાયેંગે

અને 'મોમિન'નો શેર

તુમ મેરે પાસ હોતે હો ગોયા
જબ કોઇ દુસરા નહીં હોતા

માનવજીવન એટલે ભુલોની પરંપરા. માનવી એટલે સંજોગોનું અસહાય પ્રાણી. એની પ્રત્યે તો ક્ષમાવૃત્તિ દર્શાવવી રહી.

ના સુનો ગર બૂરા કહે કોઇ
ના કહો ગર બૂરા કરે કોઇ
રોક લો ગર ગલત ચલે કોઇ
બખ્શ દો ગર ખતા કરે કોઇ

સ્વાભિમાન, સહિષ્ણુતા, સહનશીલતા, ખેલદિલી, ખાનદાની અને વિનોદવૃત્તિ, આ બધા ગુણો વ્યક્તિત્વને ઓપ ચડાવવામાં પરોક્ષરીતે મહત્ત્વનો ભાગ ભજવતા હોય છે. ગાલિબના વ્યક્તિત્વને ઘડવામાં આ ગુણોનો ફાળો મહાન છે. અલબત્ત ગાલિબે પણ તે યુગની પ્રણાલિકા અનુસાર અન્ય શાયરોની જેમ કસીદા પ્રશસ્તિ કાવ્ય દ્વારા રાજા મહારાજા તથા વિશેષ કરીને બહાદુરશાહ 'ઝફર'ને, જેમના દરબારમાં ગાલિબને ય પ્રવેશ મળ્યો હતો,–ખૂબ જ બિરદાવ્યા છે આનો અર્થ એ નથી કે ગાલિબ આ બધું સ્વેચ્છાએ કરતા. પ્રત્યેક વ્યક્તિને જીવનમાં અનિચ્છાએ હૃદય પર પથ્થર બાંધી ઘણી વેળા નિજી પ્રકૃતિને પ્રતિકૂળ સંજોગોવશાત હીણુ કાર્ય પણ કરવાં પડે છે, પછી તે શાયર હોય કે શાહ. ઉપર કહ્યા એવા ગુણોથી સભર એવી વ્યક્તિને ગાલિબની જેમ મહદઅંશે સહન જ કરવાનું હોય છે. આવા ઘણા પ્રસંગ ગાલિબના જીવનમાં અને કવનમાં ડોકિયાં કરતા દેખાય છે.

બહાદુરશાહ 'ઝફર' જે પોતે તે વેળાની મોગલ યુગની અનિવાર્ય પ્રણાલીને સ્વીકારી શાયરી કરતા. તે યે એક અચ્છા શાયર હતા. તેના દરબારમાં ગાલિબની તૈમુર વંશનો ફારસી ઇતિહાસ લખવા માટે ઉત્તરાત્તરથામાં માસિક રૂ. ૫૦ના વેતનથી નિયુક્તિ કરવામાં

આવી હતી. વેતન ૭ માસ પછી આકારવાનો શિરસ્તો હતો. એટલે ૭ માસ વીતી ગયા બાદ જ તે ૭ માસનો પગાર આપવામાં આવતો. ગાલિબને મન એક માસ પૂરતું યે આ વેતન ન હતું. અધૂરામાં પુરું પ્રતિ માસને બદલે ૭ માસ પછી પગાર થતો. મન મારીને 'ગાલિબ' સાહેબે ૭ માસ માંડ માંડ કરી કાઢ્યા. પણ પછી ભર દરબારમાં વીંટીને પેટછુટી વાત કરી.

> આપકા બંદા ઔર ફિરુ નંગા;
> આપકા નોકર ઔર ખાઉં ઉધાર!
> મેરી તન્ખાહ કીજે માહ બ માહ
> તા ન મુઝકો હો જિન્દગી દુશ્વાર
> તુમ સલામત રહો હજાર બરસ
> હર બરસકે હો દિન પચાસ હજાર.

ઘણું કરીને આ પછી વેતન પ્રતિમાસ મળતું થયું હતું.

૧૮૫૭ના વિપ્લવ વેળા કે જ્યારે મોગલાઇનો અંતિમ સૂર્ય અસ્તાચળ પર ડચકાં લેતો હતો તે વેળા એક દિવસ ગોરા સિપાહીઓ ગાલિબ જે મહોલ્લામાં રહેતા હતા તેમાં દીવાલ ઠેકી ધસી આવ્યા. આ આંધીને રોકવાના પ્રયાસ નિષ્ફળ ગયા જોકે સિપાહીઓએ જાન-માલની હાનિ ન કરી. પણ મિર્ઝા અને મિત્રોને પકડીને કર્નલ બ્રાઉનની સમક્ષ ખડા કરી દેવામાં આવ્યા ગાલિબ સાહેબની ઇરાની આકૃતિ અને પહેરવેશ જોઇ બ્રાઉન સાહેબે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો: 'વેલ તુમ મુસલમાન!' ગાલિબને મૃત્યુની છાયામાં ખડાખડા ન જાણે શું સૂઝ્યું! ઉત્તર આપ્યો :– 'હજૂર આધા' કર્નલસાહેબને આશ્ચર્ય થયું કે આ શું બકે છે? ગાલિબે સ્પષ્ટતા કરી કે 'શરાબ પીતા હું, સુઅર નહીં ખાતા–'

શરાબ અને સુઅર અન્ય જ્ઞાતિની જેમ મુસલમાનો માટે વર્જ્ય છે. ગાલિબ પ્રથમ પદાર્થના સેવનના હિમાયતી હતા, બીજી ચીજને દૂર રાખતા. આમ નીમ–આધા મુસલમાન હતા. જવાબ સાંભળી કચેરી આખી હસી પડી અને મિર્ઝા અને મિત્રોને આ હાજરજવાબીના પુરસ્કારમાં મુક્તિ મળી તથા લટકામાં મહોલ્લામાં રહેવાની છૂટ પણ મળી.

૧૮૪૨ માં દિલ્હી કોલેજમાં ફારસી વિષયના નિષ્ણાતની ઊણપ વર્તાઇ આ બારામાં ગાલિબના નામનો પણ નિર્દેશ કરવામાં આવ્યો. હામ્સન સાહેબે ગાલિબને બોલાવ્યા. વળતે દિવસે પાલખીમાં બિરાજી ગાલિબ ગયા. બંગલાના ચોગાનમાં જ પોતાના સ્વાગતની પાલખીમાં બેઠા બેઠા પ્રતિક્ષા કરતા રહ્યા. થોડીવાર આ દશા રહ્યા પછી પાલખીમાંથી ઉતરવા કોઇએ ઇશારત કરી, તો ગાલિબ સાહેબે ફરમાવ્યું કે 'કોઇ આવે તબતો ઉતરુ' હામ્સન સાહેબને ખબર થતાં સ્વયં બહાર આવ્યા અને બોલ્યા કે, 'આપ મુલાકાત માટે નહીં નોકરી માટે આવ્યા છો. પછી સ્વાગત કરવા કોણ આવે!' ગાલિબ સાહેબે પ્રત્યુત્તર વાળ્યો કે 'નોકરી એટલા માટે કરવા ચાહતો હતો કે પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થાય. એટલા માટે નહીં કે જે થોડીઘણી છે એ પણ રહેવા ન પામે.' પાલખી પરથી નીચે પગ મૂકયા વગર જ ભોઇઓને પાલખી પાછી ઘર ભણી લઇ જવા ગાલિબે આજ્ઞા કરી. હામ્સન સાહેબ જડબાતોડ જવાબ કયાં સુધી જોતા જ રહ્યા.

ગાલિબ પ્રવાસના કાયર હતા. જીવનમાં લાંબામાં લાંબો પ્રવાસ એમણે પોતાના પેન્શન બાબત દિલ્હીથી કલકત્તાનો ખેડયો. વચ્ચે લખનૌ આવ્યું. સ્થાનિક શાયર અને સાહિત્યકારોએ ગાલિબનું દબદબાભર્યું સન્માન કર્યું. એ વેળા ગાઝીયુદ્દિન હૈદરનું રાજ હતું. કિન્તુ રાજકાજનો દોર સૈયદ મુહમ્મદખાં બહાદુર ઉર્ફે આગા મીરના હાથમાં હતો. તેમણે મિર્ઝાને મળવાની ઇચ્છા પ્રગટ કરી. ગાલિબ તત્પર હતા પરંતુ બે શરતે: 'સ્વયં આગા મીર ઊભા થઇને તેમનું સ્વાગત કરે અને બીજી એ કે તેમને નગદ નજરાણા માટે ક્ષમા કરવામાં આવે. આગા મીરને આ શરત અજુગતી લાગી. મુલાકાત થઇ નહીં. અને મનની ઇચ્છા મનમાં રહી. પેટે પાટા બાંધી જીવવાના દિવસો હોય અને લક્ષ્મી સામે ચડીને ચાંદલો કરવા આવે ત્યારે સ્વમાનની રક્ષા કાજે ગાલિબ જેવા મેધાવી મિજાજના શાયર જ વિનમ્રતાથી લક્ષ્મીને જાકારો દઇ શકે

આગ્રા એમનું જન્મસ્થાન. ત્યાં આરસમાં કંડારેલો તાજમહાલ પ્રેમના મૌનનું અમર પ્રતીક છે, તો દિલ્હીમાં ગાલિબની મજાર એ પથ્થર પર કોતરાએલો પ્રેમનો અમીટ શબ્દ છે:

> યે લાશે બે કફન અસદે ખસ્તા જાંકી હૈ
> હક મગફિરત કરે અજબ આઝાદ મર્દ થા.

●●●

## ઘા પડી ગયા

(ગઝલ)

રસ્તે પડ્યા તો રણ મહીં રસ્તા પડી ગયા
બેસી રહ્યા જે મંઝિલે ભૂલા પડી ગયા.

લીલા લીલાશની તો સમેટી ગઇ વસંત
અરમાન પાન પાનના પીળા પડી ગયા

ખામોશીઓ ય ખૂબ વગોવાઇ આપણી
વાતાવરણમાં મૌનના પડઘા પડી ગયા

આઘાતની પડી ન હતી જીવને કશી
ખૂંપી ગયા હૃદયમાં અને ઘા પડી ગયા.

કરવી પડી સમાજની ચર્ચા ય આપણે
સાગરની ભાંજગડમાં કિનારા પડી ગયા.

શું આપણી તરસનું સમાધાન થઇ ગયું ?!
પગ કેમ આજ શોષના પાછા પડી ગયા !!

આ જિંદગીનો જંગ, આ કળશે, આ વરતીઓ
થોડા ઊભા રહ્યા, અને થોડા પડી ગયા.

સરજની સાથ એટલા દોડયા અમે ગની;
પડછાયા હાંફી હાંફીને પાછા પડી ગયા.

— ગની દહીંવાલા

## ગઝલ

જળ મહીં જન્મી કમળ જળને પરસતા જ નથી.
એમ એ અમમાં વસે છે અને વસતાં જ નથી.

રંગમા આવી પરસ્પર કદી રસતાં જ નથી,
નેણ હસતાં હતાં પહેલાં હવે હસતાં જ નથી.

માર્ગ વચ્ચે જ અણીઓ બની ઊભા છે,
અશ્રુઓ એવાં અણોણાં છે કે ખસતાં જ નથી.

વાદળો છે કે ભલા આ તે મઢેલા મૃગજળ!
ક્યારનો વાટ નિહાળું છું વરસતાં જ નથી.

ઓલવું કેમ કરી એકલે પંડે અગ્નિ!
લોહીનાં પાણી વહારે હવે ધસતાં જ નથી.

એ બિચારાં તો જનમથી છે તરસના માર્યાં
મૃગજળો કોણ કહે છે કે તરસતાં જ નથી?

શૂળ સોંકાય છે ભીતરમાં હજી યે ઘાયલ,
રંગ છે ફૂલને કે તો ય કણસતાં જ નથી.

— અમૃત ઘાયલ

## ન વિસરાજો

બધું વિસરાઇ જાજો, લક્ષ્ય લાખેણાં ન વિસરાજો;
આગમની આશ લઇને ન્યાળતાં નેણાં ન વિસરાજો.

બને ક્યારેક એવું પણ, અવિસ્મરણીય વિસરાયે;
મને મારેલ ત્યારે મેં જ એ મેણાં ન વિસરાજો.

વિરહતાપે હૃદયની કુંજ એણે રાખી છે લીલી,
મિલન મેહુલિયે એ વ્હાલનાં વ્હેણાં ન વિસરાજો.

મુકામોની મહોબ્બતમાં કદી વિસરાય મંઝિલ પણ–
તકાજે તાવનારાં કાળના કહેણાં ન વિસરાજો.

ન હો લેણું, ન હો દેણું, ભલા એવું બને ક્યાથી?
ભલે વિસરાઇ લેણાં જાવ, પણ દેણાં ન વિસરાજો.

વિસારે સર્વ પડશે વાત, હું તો યે ચહું ગાફિલ–
મેં વિસરાઇ જતાં વેરેલ એ વેણાં ન વિસરાજો.

— ગાફિલ

## ગઝલ

ભલે ને પંથ વંકાયા કરે છે,
સમયનો સંઘ તો ચાલ્યા કરે છે.

પ્રસંગો ઊંઘમાં ડૂબી ગયા ને,
સ્મૃતિની સાંકળો ખખડ્યા કરે છે.

ઊડી ગઈ ચાંદનીની સ્વપ્ન છાયા,
મકાનો આંખ બસ ચોળ્યા કરે છે.

અવાજોની દિશા બદલાઈ ગઈ ને,
હવાઓ જાણે શું સુંઘ્યા કરે છે.

ક્ષિતિજની પાંપણો ઉઘડે ન ઉઘડે,
સિતારાઓ સદા સળગ્યા કરે છે.

જુઓ જોઈ રહી છે અંધ આંખો,
કશું ઊંડાણમાં ચળક્યા કરે છે.

થયું છે અંતનું અંધારું ઘેરું,
અને આ કોડિયું સળગ્યા કરે છે.

— આદિલ મન્સૂરી

## ...મિલન યાદગાર થાય

કોઈ દિવસ તમે પણ ઘર બાજુ નીકળો,
તો રસ્તે એ નીકળતાં બીજાને વિચાર થાય.
ખુદ કંટકોય દૂર થતા માર્ગમાં રહે
જોવાને થોકે થોકે ફૂલોની કતાર થાય!
ડગલે ને પગલે શેરી પ્રફુલ્લિત થતી રહે
વાતાવરણ સરસ બને મૌસમને પ્યાર થાય.
સત્કારવા તમોને મકાનો ઊભાં રહે.
અંતરની ઊર્મિઓનું મિલન યાદગાર થાય.
લઈ વીંઝણાને હાથમાં વહેતી રહે હવા.
ને રૂપલીની ખુશ્બૂ શીતળ થઈ નીખાર થાય.
બે વાત તો કરી શકે ભોળું બિચારું દિલ,
એ રીતે કૈંક થોડો સમય પણ પસાર થાય.
'શબનમ' તમારી વાટમાં બેઠો છે એ રીતે
ક્યારે તમે પધારોને આંખો આ ચાર થાય.
યુગ યુગ જુનો છે આપણો સંબંધ હે સખી!
એવો નીભાવજો ભવસાગર તો પાર થાય.

— બ્રિજેન મહેતા 'શબનમ'

## મળે ન મળે

કદી જો નાવને માફક હવા મળે ન મળે,
જીવન પ્રવાહને ધારી દિશા મળે ન મળે.

દશાના રંગ બદલતા રહેતા હોય સદા,
ગમે છે એવી મને ત્યાં દશા મળે ન મળે.

જીગરનાં જખ્મ બતાવું જઈને ક્યાં હું હવે,
થયું નિદાન કે એની દવા મળે ન મળે.

રહી જા દર્દ હવે દિલમાં તારું સ્થાન કરી,
અવરની પાસ તને આ મજા મળે ન મળે.

ભ્રમરની પ્રીત હશે ઠીક એમ કેમ કહું?
બધાને સરખી તો માદક સજા મળે ન મળે!

તમે કહો છો નથી દિલ એ વાત સાચી છે,
પ્રણયના દ્વાર વિના દિલરૂબા મળે ન મળે.

પ્રયાણ આદર્યાં છે રણ મુકી નગરની ભણી,
હરણ! તમોને હવે ઝાંઝવાં મળે ન મળે

— મહેશ ધ. વૈદ્ય

## હજી પણ

મારી પ્રણયની દુનિયા આબાદ છે હજી પણ,
એ પણ જગતમાં જાણે અપવાદ છે હજી પણ!
ભવરણમાં એટલો પણ મુજ દિલને છે દિલાસો,
કે મીઠી વીરડી સમ તુજ યાદ છે હજી પણ.
લાગે છે એક દિ હું ગુલશન તજી જવાનો,
પાગલ થઇ જવાના ઉન્માદ છે હજી પણ.
કંપી શમા રહી છે જોઇ પતંગ-લાશો,
ચારે તરફ શહાદતના નાદ છે હજી પણ!
તરસ્યા કો' આત્મ રઝળે છે ઝાંઝવા સ્વરૂપે,
કે રણમાં પાણી પાણીના સાદ છે હજી પણ!
કર્તવ્ય-પ્રેમ માંહે છે સ્થાન કોનું પહેલું?
બુદ્ધિ ને લાગણીમાં સંવાદ છે હજી પણ.
હર હાલમાં હંમેશા ખુદ્દારીથી જીવું છું,
જીવનમાં કોઇથી ના ફરિયાદ છે હજી પણ.
મસ્તક નમાવવાની મારી ફરજ બજાવું,
તુજ દ્વારથી ભલેને ના દાદ છે હજી પણ.
'મુકબિલ' ભલેને માને આબાદ ખુદને જગમાં,
દુનિયાની દૃષ્ટિમાં એ બરબાદ છે હજી પણ!

— મુકબિલ કુરેશી

## ઘડી કેવી છે વિસ્મયની

અચાનક આગમન એનું, ઘડી કેવી છે વિસ્મયની!
ધસી આવી છે ગંગા ગોદ છોડીને હિમાલયની.
હૃદય વારી દઇ તુજ પર, પ્રણય-સિદ્ધિ વરી લેશું,
અમે અંતરમાં એવી મ્હોર મારી આજ નિશ્ચયની.
નથી આ બીજરેખા, પણ ગગન-હૈયે હુલાવેલી
મને લાગી નયન કેરી કટારી કોઇ નિર્દયની
કરી બે વાત મેં અમથી ઘડીભર ચાંદની સાથે,
મને જોતા રહ્યા તેઓ નજરથી આજ સંશયની.
હું તારા પ્રેમ કેરા આશરે આવ્યો છું એ રીતે,
ગગન ઝુકી પડ્યું છે ટોચ પર જાણે મહાલયની
તમે પાતા રહેશો જો મદિરા આમ આંખોની,
ગણાઇ જાશે તો ઘડીઓ પછી કોઇ સુરાલયની.
મહણ અંતરની આરતના શરીને એ રીતે લાગ્યું,
પડી છે જાણે કે છાયા વિધિના ક્રૂર આશયની
મૂકી દીધા બધાં હથિયાર હેઠાં જિંદગાનીએ,
ઘડી આવી પહોંચી કાળના હાથે પરાજયની.
જગતની ક્રૂરતાનો ખ્યાલ તો એનેય છે 'સાકિન'!
ગુલાબો આડે કાંટાએ કરી છે વાડ નિર્ભયની.

'સાકિન' કેશવાણી

## ગઝલ

જે વિતાવી ના શક્યા એકેય ક્ષણ ઘરની બ્હાર
સાંભળ્યું છે કે વર્યાં છે એનાં રણ ઘરની બ્હાર
મેં બીજાનો ખ્યાલ રાખ્યો હોય તો કહેવાય નહીં
કેમ જુદું હો પછે મારું વલણ ઘરની બ્હાર
બારી, દરવાજા, હવાજાળી યે બંધ રાખી હતી,
તે છતાં સરકી ગયું વાતાવરણ ઘરની બ્હાર
આમ પણ ઘરમાં ન જાણે ઊંઘ ક્યારે આવશે?
તો પછી ચાલોને કરીએ જાગરણ ઘરની બ્હાર.
ઝાંઝવાઓ જેમ આવ્યાં તેમ પાછા નીકળો!
દોડતું ચાલ્યું ગયું હમણાં હરણ ઘરની બ્હાર.
આ ઉપેક્ષિની બારણાં ને કાંઇ કહેશો નહીં 'ફના':
એમને જોવા દો કોઇ ના ચરણ ઘરની બ્હાર.

— જવાહર બક્ષી 'ફના'

## આવરણ

ઓ ખુશી, લૂંટી ન લેજે વેદનાનાં આવરણ,
દિલને સોરવતાં નથી એ વિણ કશાનાં આવરણ.
હે સુમન, સહચરને હું તો નિત ઉધાડા પાડું છું,
ઢાંકે છે કંટકને કાં તુજ રમ્યતાનાં આવરણ.
પૂર્ણિમાને પણ થયાં અરમાન જ્યાં ઓઝલ તણાં,
વિરહીના નિશ્વાસે સર્જ્યાં ધન ઘટાનાં આવરણ!
ના પતંગાની પ્રણય–દ્રષ્ટિને એ ખાળી શકયાં,
ધન તિમિર ના થઇ શકયાં જલતી શમાનાં આવરણ.
છુપવું–ડોકાવું : કારસ્તાન છે કીકી તણાં,
થાય છે બદનામ હાલાં પોપચાનાં આવરણ.
જાણી લે દિલ, તારી બેચેનીનું કારણ જાણી લે,
દુઃખને ખૂંચે છે સુખની કલ્પનાનાં આવરણ.
હો મુબારક મિત્રને નિજ મિત્રતાના અંચળા,
મુજ ખતા કાજે નથી કર્યાં તુજ દયાનાં આવરણ?
કેમ તું ટકવા દે નહિતર તારી સુંદર સૃષ્ટિમાં?
દિલને દીપાવે છે નક્કી અવદશાનાં આવરણ.
મુજ નજર તો રાતદિન તલસે તને શણગારવા,
તારે કયાં તજવાં છે પણ અદ્દશ્યતાનાં આવરણ?
જીર્ણ કાયાની રહી ગઇ આબરૂ, એ પણ ઘણું,
છો શકયાં ઢાંકી ન જીવનને કઝાનાં આવરણ.
ગર્વને પણ ઓથ લેવાની પડી જ્યારે જરૂર,
કામ લાગ્યાં એને " કિસ્મત " નમ્રતાનાં આવરણ.

— કિસ્મત કુરેશી

## કયાં હતા ?

સામે જ હતા દ્વાર ઉભય દૂર કયાં હતા?
સંગાથ દેવા તમને એ મજબૂર કયાં હતા?
કંપી ગયા'તા કેમ? નઝર જ્યાં મળી જરા;
કાં થઇ ન નઝર સ્થિર? અમે ક્રૂર કયાં હતા?
સાકી! ન તજો સાથ, ભરો જામ પ્રેમના.
મખમૂર ભલે થઇ ગયાં, ચકચૂર કયાં હતા?
થાકયા હશો પૂછી પૂછીને, દ્વાર દ્વાર પર;
પળમાં મળીએ એટલા, મશહૂર કયાં હતા?
ખુલ્લા છે નયન એટલે મારા મરણ પછી;
આવ્યા ન તેઓ કેમ? એ મગરૂર કયાં હતા?
જોઇ લીધી દુનિયાને 'મલિક'! એ જ રીતથી;
દુઃખમાં અમારા સાથીઓ રંજૂર કયાં હતા?

— 'મલિક' મોહંમદ

## ગઝલ

પ્હેલો પ્રણયનો વાર અને વાર પર તમે,
કે થઇ હતી ત્યાં હાર અને હાર પર તમે.
સન્માન હું કરી ન શકયો આપનું કદી,
છે બંધ. ધરનાં દ્વાર અને દ્વાર પર તમે.
એથી હંમેશ ખારને હું ચાહતો રહ્યો,
ફુલો તળે છે ખાર અને ખાર પર તમે.
ચગળ્યા કરે છે પ્રેમને એકાન્તનાં ધરો,
હોઠો મહીં છે પ્યાર અને પ્યાર પર તમે.
ઊંચકીશ હું તો સ્વપ્ન તણા સ્તૂપ તૂટશે,
પાંપણ ઉપર છે ભાર અને ભાર પર તમે.
લાવી શકયો ન જિન્દગી; હું જિન્દગી સુધી,
તુટયો સમયનો તાર અને તાર પર તમે.

— મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'

## ગઝલ

મૃગજળની પણ ઝલક ફક્ત એકાદ ક્ષણ હશે
માથે જે લઇ ફરૂં છું હું એ તારૂં રણ હશે
એકાંત મારા ઘરનું તો રહેશે ભર્યું ભર્યું
જ્યાં તરી શકયતા નથી ત્યાં કોઇ પણ હશે
એ પ્રેમ છું હું જે ન પુરો વ્યકત થઇ શકયો
તું પણ કોઇ અધુરૂ રહેતું વલણ હશે
ચહેરાઓ મારી પ્રચ્છાના કયાં ઓળખું છું હું
તારા ય મનમાં કોઇ અજાણ્યું રટણ હશે.
ક્ષણનો ભરોસો ક્ષણની ક્ષિતિજો સુધી હતો
કાલે ફરી અજાણ્યા સૂરજના કિરણ હશે.

— હેમંત ધોરડા

## એક તરફ ગીતા બીજી તરફ કુરાન છે

હું કહીશ ત્યાં સુધી આ જાન માંહિ જાન છે
માનવી એને હું સમજું જેને એનું ભાન છે.
એક છે બીજો નથી કાં ધર્મ ને જાતી અલગ
એની નજરે આત્માની જાત તો ઇન્સાન છે
ધર્મને માનો અલગ માનો મને ચિંતા નથી
એના પાસે માનવીનું એક સરખું સ્થાન છે
કહેવાનું કારણ ફક્ત છે માનવી છું એટલે
પાપ કરવું આ ધરા પર પુન્યનું અપમાન છે
કોઇપણ તમને કહે જોજો ઉઠાવીને તમે
એક તરફ ગીતા અને બીજી તરફ કુરાન છે
કહી દો હમદર્દ જઇને બધાના ઘેર ઘેર,
જીવનારા તારે મરવાનું તને કંઇ ભાન છે

— હુસેન હમદર્દ

## ગઝલ

તૃપ્ત છું મૃગજળની વચ્ચે હંસલાના રૂપમાં,
માનસરનાં મોતી લાવ્યો છું કલાના રૂપમાં,
એક ખુદ્દારી નિહાળી તારલાના રૂપમાં,
સૌ ચમકનારા રહે છે એકલાના રૂપમાં.
થઇ ગયું છે એક જટિલ જંગલ સમું જો કે જીવન,
મન છતાં નાચી રહ્યું છે મોરલાના રૂપમાં,
જે નદી સાગર સુધી ના જઇ શકી સીધી રીતે,
એ સુકાઇને મળી ગઇ મેહલાના રૂપમાં,
હદ તો એ છે કે મને પણ હું મળી શકતો નથી,
જોઉં છું દીવાલ આડી આભલાના રૂપમાં,
મારી સ્થિરતાની અદેખાઇ કોઇ કરશો નહીં,
છું જગતના ચોકમાં હું બાવલાના રૂપમાં.
આવ મંઝિલ, તું જ આવીને હવે લઇ જા મને,
હું તો ઘેરાઇ ગયો છું કાફલાના રૂપમાં.
કંકુ સમજીને કપાળે સાચવો છો જે તમે,
ડાઘ છે મારા રૂધિરનો ચાંદલાના રૂપમાં.
રાત દિન બેફામ ઘરની શોધમાં રખડયા પછી,
એક કબર પામ્યો ને એ પણ ઓટલાના રૂપમાં.

— બરકત વિરાણી

## મસ્તી નિરાળી

છટા રૂપની સૌ નિરાળી નિહાળી,
જીવન તો ગયું દઈ મને હાથતાળી.

નહીં સત્યપંથે જે શોભાવવાની,
અમે જિંદગાની એ રગદોળી વાળી.

હજી યે સમય છે, અગર તું સમજ તો,
શકે છે જીવન પાપપંથેથી વાળી.

સમયની પળો લે વધાવી વધાવી,
ન પ્રગટાવ હોળી, ઉજવ તું દિવાળી.

સહી લે કઠિન તાપ મધ્યાન કેરા,
અભિનવ ભલા, માણ સંધ્યા હૂંફાળી.

મનોરમ ઉષાનાં મૃદુ તેજકિરણો,
રહી છે ક્યાં રજનિ હવે કાળી કાળી!

હવે સદ્‌વિચારો સીંચી પૂણ્ય તીરે,
જીવનપથ ખીલવ પુષ્પકૂંજો રૂપાળી.

જીવન સૌરભે મઘમઘે ત્યાં 'સદાનંદ,'
નિજાનંદની મસ્તી નિરાળી નિરાળી.

— રજનિકાન્ત મહેતા

## હૃદયની દીવાલ

મેણાં ખમી ખમીને, કહો ક્યાં સુધી ખમે!
કોઈ નમી નમીને, કહો ક્યાં સુધી નમે!
અંતે તમારી યાદે તજ્યું દિલનું આંગણું,
હૈયે રમી રમીને, કહો ક્યાં સુધી રમે!
ઉજ્જડ બની ગઈ છે નયન કેરી ભોમકા
અશ્રુ ઝમી–ઝમીને, કહો ક્યાં સુધી ઝમે!
ભેદી જશે કદી એ હૃદયની દીવાલને–
પડઘા શમી શમીને, કહો ક્યાં સુધી શમે!
હૈયાની વાત કો'ક દિ હોઠે ચડી જશે,
અંતર દમી દમીને, કહો ક્યાં સુધી દમે!
મન થાય છે કે લેખ વિધાતાના ભૂસી દઉં–
એ પણ ગમી ગમીને, કહો ક્યાં સુધી ગમે!
'રાહી'એ લાજ રાખી લીધી એની આખરે–
મૃત્યુ ભમી ભમીને, કહો ક્યાં સુધી ભમે!

— 'રાહી' ઓધારિયા

## હજુર હોય

તારી જહાંમા ભાગ્ય શું આવુંયે ક્રૂર હોય,!
બુલબુલના આશિયાનાં ગુલાબોથી દૂર હોય!
એની દયાના પૂરને પ્યાસાઓ શું કરે,
સીવીલે જેઓ હોઠ, કે જ્યારે જરૂર હોય!
મુજને નહીં, એ તમને ખબર છે હું કોણ છું,
મારામાં નૂર છે જો તમારામાં નૂર હોય!
છે જીવને ખબર કે તમે આસપાસ છો,
ફોરી રહ્યો છે એમ કે જાણે કપૂર હોય!
એ જો હશે અમારી અમે ખાખ થઈ જશું,
એ માફ થઈ જશે એ તમારી કસૂર હોય!
આમાં પછી જુદાઈ તણો પ્રશ્ન ક્યાં રહ્યો?
મારી સિતાર પર જ્યાં તમારા જ સૂર હોય!
આંખો વીંચીને સાત સમંદર તરું 'જટિલ'
એક જ શરત કે સામે કિનારે હજૂર હોય!

— જટિલ

ઉત્તરા : વાર્ષિક

# કવિવર ગાલિબને પ્રેમાંજલિ

: મુક્તક :

કેટલી વિકસિત હતી ગાલિબ! તમારી એ નઝર,
કે, કરી ગઇ વિશ્વમાં, એ ચાર બાજુની સફર,
એક સૈકાના પછી જાગી ઊઠયા જે લોક તો,
જાણે કે ભાળ્યા ગઝલ—સૃષ્ટિ મહીં તમને કમર,

: ગઝલ :

સીંચી હૃદયનું ખૂન ગુલો તર કરી ગયા,
ગાલિબ, ગઝલના બાગને રસભર કરી ગયા.
સમજી શકે શું કોઇ તસવ્વુફ એમનો,
જે ખુદ નઝર લૂટાવી, નઝર સર કરી ગયા
એના વિચારમાં હતી જીવનની ફિલસુફી,
પલ્લાં—ખુશી ને ગમના એ સરભર કરી ગયા.
દિલની હસીન આહ ને રંગીન મિજાજથી,
ગાલિબ ગઝલના હાર્દને સુંદર કરી ગયા.
રાખ્યો ન ભેદ ફૂલ કે કંટક મહીં જરા,
સૌંદર્ય શોધી શોધી સવિસ્તર કરી ગયા.
એને પીએ શરાબ શું! એ ખુદ હતા શરાબ,
એ ખુદને પી, ખુદીને મુકદ્દર કરી ગયા.
પરવા કરી ન કાફલાની એણે લેશ પણ,
મંઝિલની મુશ્કિલોને એ રહબર કરી ગયા
ઉર્દૂ નહીં, આ ખલ્કની સઘળી ઝબાનને,
ગાલિબ નવા જ રંગથી નવતર કરી ગયા
'નામાવટી' ન એને મસીહા મળ્યા કોઇ,
દર્દો ભરીને દિલમાં એ અવસર કરી ગયા.

— હુસનઅલી નામાવટી

## તમારા ગયા પછી

જીવનની ગઇ મીઠાશ તમારા ગયા પછી,
મરવાની એક આશ તમારા ગયા પછી
આનું જ નામ લાગે છે દીવાનગી મને,
કરતો રહ્યો તલાશ તમારા ગયા પછી
પ્રભુવરની જેમ સૃષ્ટિનું સર્જન કર્યું'તું મેં,
સર્જાય ગ્યો વિનાશ તમારા ગયા પછી.
એને ય હેમ સમજી ભ્રમય તાવતો રહ્યો,
આવી'તી જે પીળાશ તમારા ગયા પછી.
બે–ચાર રોજ ફૂલ ચઢાવીને કબ્ર પર,
શોધે છે કોણ લાશ તમારા ગયા પછી.

— દિલેરબાબુ

ધીરજ તું ધર હે જીવ! આ બેરો ઉચાટ છે,
એ આવશે જરૂર તને જેની વાટ છે.
છે હાજરી તમારી એ છુપું રહે નહીં,
આજે ચમન મહીં મહીલો મઘમઘાટ છે.
સહચર મળ્યા ન તો ય ઉમંગે ઝુલીશ હું,
હું છું, હવેલી છે અને સુસંગી ખાટ છે.
તું ચાલ જીવ! આજ પ્રભુનાં તેડાં થયાં,
સંકેલી લેને હાટ, હવે કોની વાટ છે.
જો પ્રેમ–પંથે ડગ ભર્યાં તો શું થયું 'વલી!'
આ શાનો શોર છે અને શું કકળાટ છે?

— 'વલી' લાખાણી

## ગઝલ

કાળાશ જોઇ ચહેરા ઉપર કોણ માનશે !
તારા સ્મરણનું વ્હાણુ અહીં લાગયું હશે.

અવકાશ આપણી વચેનો પીગળ્યો નહીં,
વાતાવરણ ન જાણે ક્યાં જઇ ઓસર્યું હશે.

આજે ભલે ઉદાસ રાતનું હું છું કિરણ–
મારામાં કાલ ઇન્દ્રધનુ વિસ્તર્યું હશે.

આભાસ તારો હોય–અને તું મળે નહીં,
પગરવ ઉપર શું ઝાંઝવાએ ઘર કર્યું હશે ?

આખુંય રણ નમી ગયું ફુલોના ભારથી,
તારૂં જ નામ એને ફરી સાંભર્યું હશે.

—સાહિલ

## રેશમી દિલ !

સ્વપ્નાં મહીં તો પ્રેમની મોસમ સમું રહ્યું,
નો'તું ખરું મિલન ને સમાગમ સમું રહ્યું.
તુજને ગુમાવ્યા બાદ જતન તારી યાદનાં,
લૂંટાઇ પણ ગયો અને જોખમ સમું રહ્યું.
દિવાનગીએ મારા પ્રણયની બચાવી લાજ
બોલી ગયો બધું છતાં મોઘમ સમું રહ્યું.
દુખના સમયમાં યાદ કરી તાજગી લીધી
એક, સુખ જીવનમાં આવ્યું તું–શબનમ સમું રહ્યું
તુજને ભૂલી જવાની મને આ સજા મળી,
મારામાં કંઇ હવે ન ગતાગમ સમું રહ્યું.
મનની ઉપર ભલેને અનુભવની થઇ અસર
દિલનો છે એ જ હાલ, એ રેશમ સમું રહ્યું.
'કાબિલ'નું કાવ્ય એટલે વાણી અને વિચાર,
જાણે કે બે નદીઓનાં સંગમ સમું રહ્યું.

— કાબિલ ડેહાણુવાળા

## અજવાળું

(ગઝલ)

જીવનમાં બે ઘડીનું અજવાળું
એની એ હાજરીનું અજવાળું
રસ્તે એનું મકાન આવે છે
રસ્તામાં ત્યાં લગીનું અજવાળું
પાગલ અંધારમાંય શોધે છે
દષ્ટિમાં બેખુદીનું અજવાળું
ધરતી હોતે સ્વયં પ્રકાશિત તો
જો હોતે માનવીનું અજવાળું
દુનિયામાં એ ગણાય રૂપાળાં !
લાગ્યું મુજ આંખડીનું અજવાળું
રાખી એકાદ છીદ્ર, બેઠો છું,
ડોકાશે ચાંદનીનું અજવાળું.
જીવન છો અંધકારમાં વીત્યું
મૃત્યુમાં જિંદગીનું અજવાળું
દોસ્તોને પણ પ્રકાશમાં લાવ્યું
છુપી એક બાતમીનું અજવાળું
સઘળી દિશા 'દિગન્ત' અજવાળે
એના ઘરમાં ગલીનું અજવાળું

— દિગન્ત પરીખ

## તમે જો મળો—

જરા-સી સફળતા મળે જિન્દગીમાં, કરુ છું હું ત્યારે સિકંદરની વાતો,
ઘણીવાર 'નાદાન' નિષ્ફળ રહું છું તો કરવી પડે છે મુકદ્દરની વાતો.

મુલાકાત લઉં છું શિવાલયની ક્યારેક કિંતુ નથી પ્રાર્થના કંઇ જ કરતો
ફક્ત ત્યાં જઇને દિલાસો દઉં છુ—કમળને કહું છુ સરોવરની વાતો.

કહ્યો જ્યાં અનુભવ અમે ઝાંઝવાનો, નદી ને સમંદર એ માની શક્યા નહિ
હસ્યાં પોતપોતાની રીતે ને બોલ્યાં : 'તમારી આ વાતો મુસાફરની વાતો.'

નથી અર્થવી ફિલસુફી જિન્દગીની, અગમ કે નિગમની નથી વાત કરવી,
તમે જો મળો—ગુફતગો કંઇક કરીએ, ઘડીભરનું જીવન, ઘડીભરની વાતો.

ગઝલ મારી 'નાદાન' એવું ઝરણુ છે, ત્યાં વ્યક્તિ-સમષ્ટિનું એકીકરણ છે,
કે સમજો તો એમાં છે અંગત અનુભવ ને માનો તો એમાં જગતભરની વાતો.

— નાદાન

## સવાર સાંજ ને રાત

હું નિત્ય તુજને સ્મરું છું સવાર, સાંજ ને રાત.
જીવન તમામ કરું છું સવાર, સાંજ ને રાત.
ભલે વિદ્વાનો કહે સર્વ કે કહે અજ્ઞાન,
હું કલ્પનામાં કરું છું સવાર સાંજ ને રાત.
ખરાબે ક્યાંક મને એ નહિ લઇ જાએ
હું મારા દિલથી ડરું છું સવાર, સાંજ ને રાત.
જીવનને દીર્ઘ અને નાશ બેઉ કરવાને
હું નિત્ય શ્વાસ ભરું છું સવાર, સાંજ ને રાત.
હું કેવો લાગણીમય છું હું વજ્ર દુઃખોનું કરી
અરિને ખુશ હું કરું છું સવાર, સાંજ ને રાત.
એ મારા થાય કે ના થાય કે નથી પરવા
પણ એનું ધ્યાન ધરૂં સવાર સાંજ ને રાત,
બધા પ્રસંગો મહીં હું નવું જ વાંણુ છું
હું પંખી જેમ ચરૂં છું સવાર સાજ, ને રાત
'સગીર, એ થકી ટેવાઇ જાઉં એ માટે
મુસીબતોને વરું છું સવાર સાંજ ને રાત.

— સગીર

## પર્યટન મારું

હૃદયનું રક્ત સીંચીને ખિલાવ્યું છે ચમન મારૂં;
પધારો, નાથ! પ્રેમેથી કરો પાવન સદન મારૂં
તમારી અંજુમન જોતી રહે, છોને વદન મારૂં;
અજાણી હું નથી, પણ છે અજાણ્યું આગમન મારૂં.
વસંતો પાંગરી છે ચોતરફ એવી રીતે આજે:
ઉતાર્યું સ્વર્ગથી જાણે ધરા પર આશ્રવન મારૂં.
પરિચય થઇ ગયો મારા પ્રણયનો ત્યારે દુનિયાને,
તમારા પંથ પર જ્યારે નિવાબ્યું પર્યટન મારૂં.
નિહાળીને કદમ મારા, હજારો કાફલા આવ્યા;
બન્યુ છે આજ કે, જ્યોતિસમું દિલનું જલન મારૂં.
નહી શુદ્ધિ રહે તારી સભામાં કોઇને ત્યારે;
હૃદય-તંબૂર પર, એ સાંભળી લે, જો કવન મારૂં.
ખુશીના ભારથી બેસી ન જાએ દિલ કદી 'નંદન'
પ્રણય ઉપર હું રાખું છું, સદા તેથી વજન મારૂં.

— 'નંદન' અંધારિયા

# મુ...ક્ત...કો

## શતાબ્દી

સિદ્ધહસ્ત નિજના કાર્યમાં, 'ગાલિબ' આ વિશ્વને
માનવ તમારા જેવા મળે છે કદી કદી
વર્ષો પછી યે ભૂલ્યા નથી તમને યારકો
ઉજવી રહ્યા છે લોક તમારી શતાબ્દી

## હતી

અવનવા જીવન પ્રસંગોમાં રહેલ
શું કહું તુજ ઝિંદગી કેવી હતી
ટૂંકમાં ગાલિબ, કહી દઉં એટલું
ઝિંદગી તારી ગઝલ જેવી હતી



## બહાર આવી

તારી ગઝલો થકી અરે 'ગાલિબ'
શાએરીમાં નવી બહાર આવી
તારા રિસ્સામાં આદતી શોભા
તે ગગનમાં નવીનતા લાવી.

## સહી

મસ્ત રહેવાનો છે જ સંદેશો
વાહ ! ગાલિબ તેં કેવી વાત કરી.
'હમ તો તસ્લીમકી ખૂ ડાલેંગે'
'બે નિયાઝી તેરી આદત હી સહી.'



## નુતન

તને ગાલિબ ન આપું અંજલિ કાં
ગઝલમાં તેં ભર્યો છે રંગ નૂતન
કલામો એટલે શોભી રહ્યાં છે
હતાં તુજ શાએરીના અંગ નુતન

— સગીર



તને એટલે નથી નોતર્યો કે તું આવશે કે ન આવશે,
ઓ ગગન–નિવાસી ! ધરા ઉપર તને ફાવશે કે ન ફાવશે.
તને નિત વહાલી છે આજીજી, મને છે સ્વમાનની ખેવના,
મને વ્હેમ છે મારી બંદગી રંગ લાવશે કે ન લાવશે.
તને ભાવનાની જ ભૂખ છે, મેં હતું એ તારે ચરણ ધર્યું,
પછી શી રહે મને એ ફિકર, તને ભાવશે કે ન ભાવશે.
મારા જીવથી યે વિશેષ હું એને સાચવું છું એ ખ્યાલથી,
કે તું પ્રીત કેરા આ છોડવા ફરી વાવશે કે ન વાવશે.
ભલા ! આ સવારની સાંજ થઇ, વીતી રાત પાછી સવાર થઇ,
જુએ વાટ 'નાઝિર' આ કયાં સુધી, તું તો આવશે કે ન આવશે.

— 'નાઝિર' દેખૈયા

# લોકો અને...

યેવતુશેન્કો (રશિયન કવિતા)
અનુ. મંગળ રાઠોડ

દરેકની પોતાની એક દુનિયા હોય છે.
તેમની એ દુનિયામાં એક ક્ષણ અનોખી હોય છે.
એક ક્ષણ તીવ્રતમ દુઃખની પણ...
એ એમની પોતાની હોય છે.
જે કોઈ મનુષ્ય મૃત્યુ પામે છે
એમની સાથે દફનાવાઈ જાય છે —
તેનો પ્રથમ હિમપાત, ચુંબન અને દ્વંદ્વ-યુદ્ધ.
એ સઘળું તેમની સાથે જ ચાલ્યું જાય છે
પરંતુ કોઈક પુસ્તક, પુલ, ચિતરેલા કેનવાસ કે યંત્ર
રહી જાય છે તેમની પાછળ શેષ.
શેષ રહેવું એ જ તેમની નીયતિ !
જે કંઈ ચાલ્યું ગયું તે પણ કંઈ નહોતું એમ નથી.
પ્રકૃતિના નિયમાનુસાર તો કંઈક નાશ પામ્યું એ સાચું.
પરંતુ લોકો નથી મરતા —
એમની દુનિયા એમનામાં મૃત્યુ પામે છે.

●●●

# હું–મુંબઈમાં

યૉસેફ મેકવાન

પારેવાના પીંછાં જેવી બપોર નીચે
મુંબઈને
પકડ્યું છે અરબી સમુદ્ર પરથી આવતા
પશ્ચિમિયા પવને —
અહીં
હું નીકળ્યો છું ધુમ્મસના પોટલાં ઊંચકીને —
લોકોને બરફની શિલા દેખાય તો હું શું કરું ?
મારી ખુલ્લી આંખોમાં
શીશી
વેદનાના શુક્રતારકો
કંપવા લાગી —
લોકો જુએ છે – જાણે છે –
બરફની શિલાનો ભાર અસહ્ય હોય છે.
પણ —
લોકોને બરફની શિલા દેખાય તો હું શું કરું ?

●●●



# પાર્ટી

મીનળ દીક્ષિત

લીલાએ કબાટનું બારણું ખોલ્યું. સાડીના રંગ સાથે જઈ શકે, એવું બ્લાઉઝ શોધી કાઢવામાં બધી શક્તિ એણે કેંદ્રિત કરી. આખા કબાટમાં ક્યાંયે આ જાંબુડિયા બુટ્ટા સાથે મેળ ખાય, એવા રંગનું બ્લાઉઝ નજરે ચડ્યું નહિ. પથારી નીચે, કપડાંના ઘોડા પર, ગઈ કાલે જ ધોબીને ત્યાંથી આવેલા કપડામાં–ક્યાંયે આછો કે ઘેરો જાંબુડિયો રંગ દેખાતો નહોતો. નિશાળનો સમય થવા આવ્યો હતો, તે વખતે આવી સંતાકૂકડીની રમતથી લીલાને ચીડ ચઢી, સવારનો સમય કરકસરથી વાપરવો જોઈએ, એનું ભાન થતાં જ શોધખોળ પડતી મૂકી સફેદ રંગનું બ્લાઉઝ ખાનામાંથી કાઢ્યું. કપડામાં પણ બે એકમેકમાં સરળતાથી ભળી જાય, એવા રંગો મેળવવા સહેલ નથી. એક જ નજરને સાથે જકડી રાખે એવા રંગના સાડી બ્લાઉઝ નીકળ્યાં નહિ. ત્યાં તો દર્શના ખંડમાં પ્રવેશી: 'મમ્મી, કેટલી વાર? મારું માથું ઓળી આપ, તો સાથે જ નીકળીએ' લીલાએ ઉતાવળથી સાડી પહેરવાં માંડી. દર્શના મૂંગી મૂંગી માની સામે તાકી રહી.

મનમાં ચાલતા વિચારો એણે મનમાં જ સમાવી દીધા, મમ્મી ના પાડશે તો? મોટી ઉંમરે પ્રેમમાં નિષ્ફળ જઈએ કે લાયક હોવા છતાં નોકરીમાં આગળ બઢતી ન મળે ત્યારે જેટલું દુઃખ થાય છે, એટલું જ દુઃખ રમવાના ફૂકા કે લખોટી ખોવાઈ જાય, ત્યારે બાળકને થતું હોય છે. આ જ દર્શના મોટી થશે ત્યારે એક દિવસ આ વાત સમજશે. પણ હાં, એ મોટી દર્શના નાની દર્શનાના હૃદયના ભાવો ભુલી નહિ જાયને? લીલાએ દર્શના તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિ ફેંકી. 'મમ્મી, મને આઠ આના આપીશ?'

લીલાથી હસ્યા વગર ના રહેવાયું. 'તેમાં આટલી અચકાય છે શા માટે? મને થયું કોણ જાણે શુંનું શું હશે?' ચૂપચાપ દર્શના માથું ઓળાવવા બેસી ગઈ. 'મમ્મી, છે ને તે–' વાળ એક હાથમાં પકડી, પકડ જરા ઢીલી કરતાં લીલાએ પૂછ્યું, 'વાળ તણાય છે?' 'ના, મમ્મી. પણ આપણી નિશાળના ચંપાબેન છે ને તે સોમવારથી, પછી કોઈ દિવસ નિશાળમાં ભણાવવા નથી આવવાના. તેથી અમારા બન્ને વર્ગો મળી કાલે પાર્ટી આપવાનાં છે, તેથી આઠ આના જોઈએ છે. આપીશને?' ક્યારનો પડુ પડુ થતો અંધારાયેલો વરસાદ જોરથી તૂટી પડે તેમ દર્શનાએ ટપ ટપ બોલવા માંડ્યું. વાત વાતમાં

ફૂટા, પેન્સિલ, રબ્બર માટે લડતી ઝઘડતી છોકરીઓ વળી પાર્ટી શું ગોઠવવાની? એ વિચાર લીલાને આવ્યો, તો યે દર્શનાનો ઉત્સાહ મંદ પાડવો એને ગમ્યો નહિ. જેઓ સામાના ઉત્સાહ પર ઠંડું પાણી રેડતા હોય છે, તેઓને જીવનમાં કયારેય ઉત્સાહમાં આવી કંઇ કરી નાખવાની ઇચ્છા થઇ જ નહિ હોય. લીલાને પોતાને જ બાળપણથી આવે પ્રસંગે આગળ પડતા થઇ કારભાર કરવાનું ગમતું, એટલે દર્શનાની વાતોમાં એને મઝા પડી. પાર્ટીમાં ગજું શું કરીશું, ચા રાખીશું કે કોફી, બધું જ દર્શનાએ નક્કી કરી નાખ્યું હતું. લીલાએ દર્શનાને આઠ આના આપ્યા ને બંને ઘરની બહાર નીકળ્યા.

લીલાના આગમનની જ પ્રતીક્ષા કરતો ઘંટ વાગ્યો પ્રાર્થના પૂરી થતાં જ લીલા ટીચર્સ રૂમમાં દાખલ થઇ. આજે એનો પહેલો પિરિયડ ફ્રી હતો. ટેબલ આગળ જ નોટનો થોકડો લઇ સુમતિબેન બેઠેલાં દેખાયાં. લીલાએ પર્સમાંથી લાલ પેન્સિલ કાઢી ચપ્પુથી અણી કરવા માંડી. શાળા આખી શાંત હતી. બારીમાંથી વર્ગમાં આગળની પાટલી પર બેઠેલી દર્શના સ્પષ્ટ દેખાતી હતી. એ ઉત્સાહથી કંઇ લખતી હતી. એને જોતાં જ લીલાને લાગ્યું કે વય વધતાંની સાથે જ પોતાની અને ઉત્સાહની વચ્ચે જાણે જાળીવાળું બારણું મુકાઇ ગયું હતું. એ ઝીણાં છિદ્રોમાંથી હવે ઉત્સાહ પ્રવેશી જાય છે, પણ તે કયારેક જ. પોતે દસેક વર્ષની-દર્શના જેટલી જ લગભગ હશે. જાતજાતના રંગોની પેન્સિલો ભેગી કરવાનો શોખ જાગ્યો હતો. દરેક પેન્સિલમાંથી ઊઠતા કાળા અક્ષરો લીલાને જુદા જુદા લાગતા. બીજાં ભાઇ-બહેનોથી છુપાવી એ પેન્સિલો સંતાડી રાખતી. એકાએક એના ગુપ્ત ખજાનામાંથી ચાર પેન્સિલો ગૂમ થઇ ગઇ, ત્યારે એ કેટલું રડી હતી! બાએ બે તમાચા માર્યા ત્યારે પરાણે ચૂપ રહેવું પડયું. મળવા આવેલા બહેનનાં છોકરાંઓને કંઇ આપવું જોઇએ, એમ માની ગુપ્ત ખજાનામાંથી ચાર રત્નો ચોર્યાં હતા. આ વાતની લીલાને જ્યારે જાણ થઇ, ત્યારે મા પર એવો તો ગુસ્સો ચડેલો કે એનું ચાલત તો થાણેથી પોલીસને બોલાવીને માને પકડાવી જ દેત; દર્શનાના હાથમાંની પેન્સિલ જમીન પર પડી ગઇ, એ લેવાને નીચે વળી ને દેખાતી બંધ થઇ. ત્યાં જ બારી બહાર જોતી લીલાએ સુમતિબેનને કંઇક બોલતાં સાંભળ્યા, 'હવે ચાર જ દિવસમાં ચંપાબેન જવાનાં?' આરામખુરશી પર અઢેલીને છાપું વાંચતા પુષ્પાબેને જવાબ આપ્યો, 'ત્રીસ વર્ષની નોકરી પછી હવે તો આરામ કરે. ખરુંને લીલાબેન.' 'કોની? ચંપાબેનની વાત કરો છો ને! કહેવું પડે. પતિના મૃત્યુ પછી ફાઇનલ સુધી ભણ્યા. નોકરી કરીને એકલે હાથે બને છોકરાઓને ભણાવ્યા, નોકરીએ લગાડયા' ચંપાબેન બીજા શિક્ષકો સાથે ભાગ્યે જ બોલતાં. કામ સાથે કામ; એવા ઓછાબોલા સ્વભાવને લીધે કેટલાક એમને માંદા પણ કહેતા લીલાને સવારની જ દર્શના સાથેની વાત યાદ આવી ગઇ ત્રીસ વર્ષથી સતત ભાગ્ય સાથે લડતી સ્ત્રી હવે નિવૃત્ત થાય છે, ત્યારે શિક્ષકો તરફથી વિદાય સમારંભ પણ નહિ! લીલાની અંદર પંદર વર્ષથી સુષુપ્ત દશામાં પડી રહેલો ઉત્સાહ એકાએક જાગૃત થઇ ગયો. 'આપણે શિક્ષિકાઓ સાથે મળી ચંપાબેનના માનમાં નાનો કાર્યક્રમ ઘડી કાઢીએ તો?' પુષ્પાબેન ખાવા પીવાના જબરા શોખીન; છાપું બાજુએ મૂકી એ લીલાની સામેની ખુરશી પર ગોઠવાયા. 'પણ એ માટે વ્યવસ્થિત તૈયારી કરવી જોઇએ. કૉલેજમાં આવો કોઇ પ્રસંગ હોય, ત્યારે બધી વ્યવસ્થા મારે જ કરવાની હોય.'

પુષ્પાબેન આ જ વર્ષે શાળામાં જોડાયાં હતાં તેથી કૉલેજના દિવસોની તાજગી હજી સુધી જાળવી રાખી શકયા હતા. આ શાળાની કોઇ ચાલતી આવતી પ્રણાલિકાથી એ અજ્ઞાત હતા. સુમતિબેને કોરો કાગળ લઇ નોંધ ટપકાવવા માડી. હિસાબ ગણતાં સુમતિબેન બોલ્યાં, 'જુઓ—આપણે ત્રીસ શિક્ષિકાઓ છીએ. દરેક બબ્બે રૂપિયા કાઢે તો પણ સાઠ રૂપિયામાં ઘણું થઇ શકે.' વિચારોની આપલે પછી સૌને લાગ્યું કે ચેવડો, વેફર, ગુલાબજાંબુ ને કોલ્ડ કૉફી રાખવામાં આવે, તો આટલા પૈસામાંથી થઇ શકે પુષ્પાબેને નવું સૂચન કર્યું; 'અમારા ઘરની નીચે ભૈયો છે તે સસ્તા અને સારાં ગુલાબજાંબુ આપે છે. આગલે દિવસે કહીએ તો એનો માણસ અહીં સુધી આપી જાય. નહિતર એમ કરીશું. નકામો રૂપિયો કયાં વેડફી દેવો? નક્કી થાય, તો કહેજો. હું જ જાતે ઊંચકી લાવીશ.' સરળતાથી ત્રણે જણાએ કામની વહેંચણી કરી નાખી. લીલાને માથે બધી શિક્ષિકાઓને સમજાવી પૈસા ઉઘરાવવાનું કામ આવ્યું.

લીલા બપોરની મોટી રિસેસની રાહ જોવા લાગી.

આ વખતે બધાને વાત કરી, યોજના સમજાવીને પૈસા ઉઘરાવી નાંખવાનું એણે નક્કી કર્યું. બધી શિક્ષિકાઓના નામોની યાદી લીલાએ તૈયાર કરી નાખી. પોતાના, પુષ્પાબેનના અને સુમતિબેનના નામોની સામે પૈસા આવી ગયા, એ મતલબની નિશાની કરી ટીચર્સ રૂમમાં એ ચાલી ગઈ. એસ. એસ. સી.ના વર્ગ શિક્ષકો વ્યવહારમાં પોતાને જ મુખ્ય આચાર્યા માનતા. નીતાબેન સૌ પ્રથમ દરખાસ્ત મૂકવા માટે બધી રીતે લીલાને યોગ્ય લાગ્યા, નીતાબેન ચશ્મા ચઢાવી છાપું ઉથલાવતા હતા ત્યાં પેલી યાદી નીતાબેન સામે ધરી વધસ્થળ પર ઊભેલી બકરી જે ભાવથી જલ્લાદ સામે જુએ, તેવા ભાવથી લીલાએ નીતાબેન સામે જોયું. યાદીની ઉપર. ચાર જ લીટીમાં શા ઉદ્દેશથી બે રૂપિયા ઉઘરાવવાનું નક્કી કર્યું છે, તે સ્પષ્ટ લખેલું હતું. ચશ્મા આંખોની ઉપર ચઢાવી સત્તાવાહી સ્વરે એ બોલ્યાઃ 'બધાંએ બે જ રૂપિયા આપવા એવું નક્કી કોણે કર્યું ?' લીલા ગૂંચવાઇ. કોર્સ બહારનો પ્રશ્ન પુછાતાં વિદ્યાર્થીની જે હાલત થાય, તેવી હાલત લીલાની થઇ. હસવાનો મિથ્યા પ્રયાસ કરતાં એ બોલી 'નીતાબેન, આ કંઇ ફરજિયાત નથી. ચંપાબેન વર્ષોથી આ શાળામાં કામ કરે છે, એટલે અમને થયું. કે—' પોતાના બચ્ચાંઓ ભયમાં છે, એમ લાગતાં વાઘણ જીવ પર આવી હુમલો કરે, તેમ વાઘણના ઘુઘવાટની યાદ આપતો અવાજ સંભળાયોઃ 'અમને એટલે ? કોને ? પહેલેથી જ હું હાઇસ્કૂલમાં જ શીખવતી આવી છું. એટલે નીચલા ધોરણની શિક્ષિકાઓ સાથે મને પરિચય પણ ઓછો છે. મારી વીસ વર્ષની નોકરીમાં હું ભાગ્યે જ વીસ વાક્યો પણ એમની સાથે બોલી હોઇશ' આગળ વાત વધારવાની ઇચ્છા પડતી મૂકી લીલા કળાબેન પાસે જઇને બેસી ગઇ ચંપાબેન બાદ કરતાં કળાબેન શાળાનાં સૌથી જૂના શિક્ષિકા હતા. ટૂંકમાં બધી વાતો કળાબેનને સમજાવી.

'કોણે કેટલા રૂપિયા આપવા, પાર્ટીમાં શું કરવું, બધું જ નક્કી કરી નાંખ્યું ?' લીલા લગભગ રડવાની તૈયારીમાં હતી. 'ના—ના. આ તો પહેલો પિરિઅડ ફ્રી હતો ત્યારે સમય હતો એટલે સુમતિબેન અને પુષ્પાબેન સાથે મળી મોઘમ જ નક્કી કર્યું છે. હજી અમે ઓર્ડર નથી આપ્યો. 'મેં ખૂન નથી કર્યું'...એ શબ્દો આરોપી ઠરેલી નિર્દોષ વ્યક્તિ જેટલા ભારપૂર્વક કહે, તેટલા જુસ્સાથી લીલાએ છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું. 'હજી તમારે કંઇ ફેરફાર સૂચવવો હોય, તો—' કળાબેનનું સાચું સ્વરૂપ હવે પ્રગટ થયું. સુંવાળી દેખાતી શાહુડીના સિસોળિયાં ઊભાં થઇ ગયાં. 'અમારાં જેવા સિનીઅરને બાજુએ રાખી, આજકાલના આવેલાં તમે બધાંએ નક્કી પણ કરી નાંખ્યું ? બસ, મારે બે જ રૂપિયા આપવાના છે ને ? લઇ લો.' દાન આપતાં હોય, તેવા ભાવથી કળાબેને બે રૂપિયાની નોટ લીલા તરફ ફેંકી. પછી તરત જ ખંડની બહાર નીકળી ગયા. જતાં જતાં શાહુડી પીંછામાંનું એક સિસોળિયું બરોબર ખૂંપાવતી ગઇ. 'બિલ રાખી મૂકજે અને અમને બતાવજે ચોક્કસ.'

આ પ્રાણી સંગ્રહસ્થાનનાં વિવિધ પ્રકૃતિવાળાં પ્રાણીઓ પાસેથી કામ લેવું કઠિન છે તેની પ્રતીતિ લીલાને થઇ. સાડી તો મનપસંદ રંગનું બ્લાઉઝ ન મળે, તો બદલી પણ શકાય. જ્યારે માનવી ? કળાબેનના નામની સામે, જમણી તરફ પૈસા આવી ગયાની લાલ પેન્સિલથી નિશાની કરી, લીલા સુમનબેન પાસે ગઇ. લીલાને બોલવાનો મોકો જ મળ્યો નહિ.

'હું ક્યારની જોઉં છું. તમને હું યાદ આવું છું કે નહિ ? કળાબેન સલાહ લેવા લાયક ખરાં; પણ મારી જ કશી કીંમત નહિ. એક વાત કહું ? ચંપાબેનના મગજમાં કંઇ ઓછી રાઇ નહીં. આદર્શ શિક્ષિકાનું પ્રતીક તો પોતે જ એક; ચાર વર્ષ પર નાગપુરમાં કોન્ફરન્સ ભરાયલી, ત્યારે ગમેતેમ કરી, પોતે જ પ્રતિનિધિ તરીકે સંસ્થાને ખર્ચે જઇ આવ્યાં. ઠીક છે, આગલું પાછલું આવે પ્રસંગે કોણ સંભારે ? તમે બધાં જ આપો છો, ને એક હું જ નહિ આપું, તો મારું ખરાબ લાગશે. એવા ભૂંડા કોણ દેખાય ? લો, મારા બે રૂપિયા નામ સામે નિશાની કરી નાંખો.' પોતાના અંગત નિભાવ માટે ફાળો ઉઘરાવતી હોય તેમ લીલાએ નતમસ્તકે બે રૂપિયા લઇ લીધા. જમણી તરફ નિશાની કરી નાખી. કબરને ખોદી શબો બહાર કાઢતાં ઘોરખોદુ તરસ જેવા સુમનબેન પાસે લીલા લાંબો વખત બેસી ન શકી. સાંજ પડતાં સુધીમાં લગભગ પચીસેક શિક્ષિકાઓનાં નામોની જમણી બાજુએ પૈસા આવી ગયાની નિશાની થઇ ચૂકી હતી.

બીજે દિવસે લીલા વહેલી આવી ગઇ. સાડા દસમાં ટીચર્સ રૂમમાં બેસી કોના કોના પૈસા બાકી છે, તે તપાસવા

લાગી ત્યાં જ દસને પાંત્રીસે લતાબેન ખંડમાં દાખલ થયાં, લીલાએ વિગતો સમજાવી કાગળિયું સામે ધર્યું 'આ તમે ધારો ખોટો પાડો છો. એ વર્ષમાં કળાબેન જશે પછી સુલભાબેન જશે, એ રૂપિયા બધાએ આપવા જ, ને પાર્ટી ગોઠવવી જ, આવા વિદાયસમારંભો યોજવા જ, એવો ચાલ પાડીએ, તો દર વખતે સગવડ હોય કે નહિ, સમારંભ ગોઠવવો જ પડે એ ચંપાબેન ગાંધી ભગત હોવાનો ડોળ ભલેને કરે. બાકી છે એટલી ખટપટી પ્રાથમિક શાળાના સહઆચાર્યા તરીકે મને જ લેવાનું છેક સુધી નક્કી હતું. પણ એમના ખાદીના કપડાએ ન જાણે શોયે પ્રભાવ પાડી દીધો કે કમિટિએ મારે બદલે એમને બઢતી આપી. મને તો એમના પર એવી દાઝ છે કે—પણ રહેવા દો.' લીલાની ધીરજનો અંત સૂચવતો ભયસૂચક આગાહી કરતો, પ્રાર્થનાનો ટન-ટન ઘંટ વાગતો સંભળાયો લતાબેન પર્સમાંથી પૈસા કાઢે, તે પહેલાં લીલા ખંડ બહાર ચાલી ગઈ જ ગની કૂતરાઓના ટોળાં વચ્ચેથી માંડ એ છૂટી.

શાળા છૂટવાનો ઘંટ વાગતા જ લીલા બહાર આવી. નામોની યાદીની જમણી બાજુના નિશાનની વિરુદ્ધ બાજુએ–ડાબી તરફ ભૂરી પેન્સિલથી બીજું નિશાન થઈ ચૂક્યું હતું. ઉઘરાવેલા પૈસા સૌને પાછા અપાઇ ચૂક્યા હતા

દર્શનાના વર્ગ સામે વ્યગ્રચિત્તે આવી લીલા ઊભી રહી ગઇ નામોની યાદીનો કાગળ એણે ફાડવા માંડ્યો. ત્યાં જ દર્શના દોડતી આવી મમ્મી-મમ્મી અમે ચાળીસ રૂપિયા ભેગા કરેલા તેમાંથી ત્રીસ રૂપિયાની સરસ પાર્ટી કરી દસ વધ્યા તેમાંથી ઇન્કપેન ભેટ આપી તમારી પાર્ટી કેવી ગઇ, મમ્મી?'—થોડી વારે અટકીને દર્શના બોલી 'બિચારા ચંપાબેન હવે અમને શીખવવા કોઇ દિવસ નહિ આવે ને?' રડું રડું થતી દર્શનાનો હાથ ઝાલી લીલાએ ત્વરિત ગતિથી ચાલવા માંડ્યું. સો છોકરીઓ એકમત થઇ પાર્ટી કેવી રીતે ગોઠવી શકી, એ ગૂઢ કોયડાનો ઉકેલ એને મળતો નહોતો ઘેર પહોંચી બારણું ખોલ્યું ત્યાં જ નોકરે અસ્તરી માટે આપેલાં કપડાં લાવી ટેબલ પર મૂક્યા. જાબુડિયા રંગનું બ્લાઉઝ સૌથી ઉપર હતું સરળ હૃદયના માનવીઓ જ મેળવવા સરળ નહોતા તે વિશે લીલાને હવે શંકા રહી નહોતી

●●●

તમને છાજે છે પ્રજામાં આ રસ?  
આપની જ્યાં ત્યાં ઊભી કરતી ફરે પ્રતિમા, બસ.  
તેજમૂર્તિ તાત! આ એવી પ્રજા તમ વારસ  
આદર્શનો અપભ્રંશ જ્યાં છે આરસ!

ઉશનસ્

# એક કાયરની વાત

ઇવા ડેવ

જોષી મારા મિત્ર નથી. એ મારા કલીગ છે. અમુક રીતે એ મને ગમે છે. બીજી ઘણી રીતે એમનું વર્તન મને બહુ જચતું નથી. એમની હિમ્મત અને તડફડ, સાચું કહી દેવાની–ગમે તેને–રીત તરફ મને આદર છે. કારણ કદાચ એ પણ હોઇ શકે કે હું નબળો છું, કાયર છું, ડરપોક છું. જીવનમાં બહુ બહુ સહન કરી હું આ સારી કહેવાય એવી પોસ્ટ પર આવ્યો છું એટલે એ ગુમાવવાની વાત આવતાં મારી છાતી બેસી જાય છે. આ માટે મારે ઘણાની ખુશામત પણ કરવી પડે છે. બધા મારી પીઠ પાછળ મારી આ નામર્દાઇ મેં ખુશામત કરવાની ટેવ ઉપર ટોણા મારે છે, મજાક ઉડાવે છે,–હસે છે, પણ હું કરું શું ? બૉસ પાસે કે સુપિરિયર પાસે જાઉં છું ને એક પ્રકારનો ડર વ્યાપી જાય છે. મને એમ જ થયા કરે છે કે કઇ રીતે એમને સારું લાગે એવી વાત કરું ! અને અનાયાસે પ્રયત્ન વિના જ મારાથી 'હા, સાહેબ', 'તમારી વાત સાચી છે', 'જરૂર એ કામ પૂરું થઇ જશે,' 'સાહેબ તમે બહુ થા'કેલા જણાઓ છો. તમે ખૂબ જ કામ કરો છો, તમારે તો આરામ કરવાની જરૂર છે,' 'જુઓને આ સ્ટાફ મેમ્બરોને તમારા કામની ને લાગણીની કદર નથી.' એક વખત તો એવું પણ બોલાઇ ગયું હતું કે જોષી જેવા માણસોને આ કેવી જવાબદારી છે એનું ભાન નથી. જરી ધ્યાનથી જુએ તો એમનો અભિપ્રાય પણ બદલાઇ જાય.' સાહેબે, 'બેસો બેસો' કહી મને ઘણી વાતો પૂછી લીધી હતી. આમ ગીલ્ટ ફીલિંગ્ઝ થતી હોવા છતાં મારાથી થોડું જોષીનું ભૂંડું બોલાઇ ગયું હતું. મારાથી એમ થઇ જાય છે. ઘણું બધું મન ખચકાય છે પણ સાહેબને રીઝવવાની વૃત્તિ મારા પર સવાર થઇ જઇ મારી પાસે ના બોલવાનું પણ બોલાવી દે છે. કોણ જાણે શાથી સુપિરિયરની હાજરીમાં મને એમ જ થાય છે કે હું કાંઇક એમને ગમે એવું, ખુશ કરે એવું નહિ બોલું તો એઓ મને તુચ્છ ગણી ધુત્કારી નાખશે, મારું અપમાન કરી નાખશે. આથી મારાથી મારા સહઅધ્યાપકોની વાત થઇ જાય છે.

એક સહઅધ્યાપકને છૂટા કરવામાં આવ્યા. એની તો આ મોંકાણ થઇ. સારું છે કે જોષીને હજી ય મારા પર વહેમ નથી જતો. જો કે મેં એક જ વખત ઉશ્કેરાટમાં એની વાત કરી નાખી હતી. મને એના પર

બીજ એ ચડે છે કે એણે શા સારુ દરેક વખતે ઝંડો પકડવો જોઇએ? મધુકરને છુટા કર્યા એમાં જોષી શાને ઝાળ થઇ ઊડ્યા? હા, અન્યાય થયો હતો એ વાત બિલકુલ સાચી; પ્રેબેશન પૂરું થવાને ફક્ત એક દિવસની વાર હતી ને એ સમાચાર આપવામાં આવ્યા હતા એ ઘણું ખોટું થયું; ડિરેક્ટરની મેલી રમત પણ હોવાનો પૂરો સંભવ; પરંતુ એમાં મધુકરે આટલા બધા ઉશ્કેરાઇ જવાની શી જરૂર? મધુકર જોષીનો શો સગો? મને બીક લાગે છે કે ડિરેક્ટર...ઓહ! બસ આ વખતે ડિરેક્ટર મારા પર દબાણ ના કરે તો? જોષીની સાથે મારી દોસ્તી છે એના એને ખબર છે. પણ આ ધમાલમાં હું ભાગ જ ના લઉં તો! જરૂર આ જોષી હવે હાથ નહિ રહેવાનો ને ખેદાનમેદાન કરવા રંગે ચડવાનો. એ દિવસની સી. એલ. પર ઊતરી જાઉં. પણ તો પછી આ લોકો મારા બેટા વધુ વહેમાય ને આમ તો મને બાયલો ગણે છે તેમાં પાંચમી કતારિયો કહી ખુલ્લમ-ખુલ્લા ચીડવવા માંડે. ના, એમ તો નહિ છટકી જવાય પણ પેલો ડિરેક્ટર મારો છાલ નહિ મૂકે, એક બાજુ આ જોષી ધમપછાડા કરવાનું નહિ ચૂકે ને બીજી બાજુ ડિરેક્ટર મારી નબળાઇનો લાભ લેવાનું નહિ ચૂકે. કરવું શું? હું રહ્યો ટેમ્પરરી. મને તો એ પોતે જ છુટો કરી શકે એડ હોક એપોઇન્ટમેન્ટમાં સાલી આ મુશ્કેલી છે.

હજુ સમાચાર આવ્યાને એક દિવસ પણ નથી થયો—અરે! એક રાત પણ નથી વીતી ગઇ ને જોષીની રાડોથી આ કોલેજનાં લોબીઓ ધ્રુજવા માંડી છે. પેલો મધુકર પણ ચાલાક છે. એણે સારો માણસ સાધ્યો છે. એને ને જોષીને ખાસ એવી કોઇ દોસ્તી નથી પણ હવે એ એમ દેખાડવાનો કે જાણે એ લંગોટિયા દોસ્તો છે. હું જાણું છું કે જોષીની લાગણીઓ પ્રામાણિક છે. એમને આ અન્યાયથી પારાવાર દુ:ખ થઇ રહ્યું છે એમની વાણી ને વર્તનમાં સચ્ચાઇનો કલદાર રણકાર છે. પણ જ્યારે એ, 'બંદૂકથી ઉડાવી દઉં સાલાઓને! ત્યાર વિના એમની સાન ઠેકાણે આવવાની નથી.' એવું બધું બોલે છે ત્યારે મારા મોતિયા મરી જાય છે. બેઠો હોઉં ત્યાંથી ઊઠીને નાસી જવાનું મન થાય છે. સાચું કહું, મને ખૂબ ડર લાગે છે. મને થાય છે કોઇ પણ રીતે આ સાંભળવામાંથી હું બચી જાઉં; આ નાટકના સાક્ષી ના થવું પડે તો કેટલું સારું! બીજી બાજુ જોષી બાજુ આદર પણ થાય છે. જોષીની જેમ જ તડફડ કરવાની ઇચ્છા થઇ જાય છે. એવું કરી શકું તો મારા ગર્વ ને આનંદનો પાર ના રહે. કોણ જાણે કેમ મારું ગજું જ ચાલતું નથી બોસ પાસે જતાં જ બીક લાગવા માંડે છે. હૈયું ધાક ધાક થવા માંડે છે. 'જુલો કાઢશે, વઢશે, તિરસ્કાર કરશે, અપમાન કરશે!' એમ વિચારતાં વિચારતાં શરીરમાંથી આછી ધ્રુજારીઓ પસાર થઇ જાય છે. શંકા–કુશંકાઓ ઊઠે છે હથેળી ને પગના તળિયે ભીનો ભીનો પરસેવો વળી જાય છે. મને ખાતરી છે કે કોઇ ને કોઇ ડિરેક્ટરના કાનમાં ફૂંકી આવશે કે જોષીની સાથે બેઠો બેઠો હું પણ એમની વિરુધ્ધ વાતો કરતો હતો ને એમને ગાળો ભાડતો હતો, હાંસી ઉડાવતો હતો. મને લગારે વિશ્વાસ, આ લોકો પર નથી. ડિરેક્ટર પછી મને પૂછશે, 'કાં તમે પણ મારી બદબોઇ શરૂ કરી છે? તમે ય પણ જોષીની સાથે ભળવા માંડ્યા છો?' તમે જ કહો, મારો ડર પાયા વિનાનો છે? મારે કહેવું જ પડશે કે સાહેબ, તમારુ કોઇ દિવસ ખોટું બોલું? તો પૂછશે કે તમે એમને બોલતાં તો સાંભળ્યા હશે. મારે સમજી જવું પડે કે એ મને બધી વાત અર્થાત્ કહેવાનું સૂચન કરી રહ્યા છે. એમ ના કરું તો જો, તો એ દમદાટી, અલ્ટીમેટમ આપીને પણ મારી પાસેથી વાત કઢાવી લેવાના છે. મારી જાતે જ કહી દઉં તો તો એમનો કોપ તો ના સહેવો પડે. કદાચ એમની મીઠી નજર પણ રહે

સામેથી ચાલીને મધુકર પાસે જવાની શી જરૂર! હવે કોરિડોરમા જ બરાડા પાડીને–સહુ કોઇ સાંભળી શકે તેમ–વાતો કરવા માંડી એમણે. આવા જ ઉધામા મધુકર નાખતો હતો. કેવો ઢીલો થઇ ગયો છે? કાલે લાલબુંદ જેવો લાગતો હતો, આજે કાળોમશ થઇ ગયો છે. હવે એ મીઠું મરચું ભભરાવી કહેવાનો બધી વાત. જો એ જોષીને ના ચડાવે તો પછી એને બીજુ મદદ કરે એવું અહીં છે પણ કોણુ? જોષી જોસમાં આવી જાય છે ત્યારે બિલકુલ રેકલેસ થઇ જાય છે. હવે પેલો એમની લાગણીઓ ચગાવવા માંડ્યો છે. કહે છે: 'આમ કારણ વિના ધરાક દઇને છુટા કરી શકાય? તમે જ વિચારો જોષી! આજે હું છું, કાલે મારી જગાએ તમે હશો. બીજાનો પણ વારો આવશે. શું ન્યાય મરી પરવાર્યો છે આ દેશમાંથી? ઉપર આભ ને નીચે ધરતી

છે ! ચાર બાળકો ને પત્ની, એ સહુ લઇને જાઉં કયાં ? વતનમાં કેમ કરી જાઉં ? કયા મોઢે જાઉં ? મહિનાની છેલ્લી તારીખો છે. પૈસા ક્યાંથી લાવવા ? ને નોકરીઓ રસ્તામાં પડી છે ? જૂની નોકરીમાંથી રાજીનામું આપી અહીં આવ્યો છું. કાલે શું ખાવું એનો પ્રશ્ન છે. શું આ અન્યાય સામું કોઇ પણ પોકાર ઉઠાવવા મને સાથ નહિ આપે ? ઊફ્, શું કરીશ હું ? એવું બધું વાગોળ્યા કર્યું એણે.

લો જુઓ, જાણે ગાઢા મિત્રો હોય એમ જોષી એમના બેઉ હાથ ઉભ્માથી દબાવી ધાણી ફૂટે એમ બોલવા માંડયા: 'ચાલ દોસ્ત, આમ નરમ થઇ ગયે નહિ ચાલે. તારા જેવો નકરો માણસ ઢીલો થઇ જશે તો બિચારા પંડિત જેવાનું શું થશે ? ફફડાટમાં ને ફફડાટમાં મરી જશે ! હવે જોષીએ મારો દાખલો આપવાની શી જરૂર હતી ? મને નીચો પાડવાની કૈં જરૂર નહોતી. મોટી બડાંગો મારીને ઉદ્ધતાઇથી વર્તવામાં જ બહાદુરી છે એવું કાંઇ નથી. બીજા સહુ મને કાયર ને ડરપોક માને છે તે હું જાણું છું. એ તો વીતી હોય તે જાણે. માંડ આ ઉંમરે ૨૦૦ રૂપરડીની નોકરીમાંથી ૪૦૦ રૂપિયાની નોકરી મેળવી છે. એ બધા જુવાન છે. એમને લડવાનું પરવડે. છોકરો કૉલેજમાં છે, છોકરી બે વર્ષમાં પરણવાની થશે ! મારી તો દશા બેસે.

હવે આ ઉશ્કેરાટમાં બોલાયેલા શબ્દો નથી તો બીજું શું છે ? મારાં તો રુંવા જ ખડાં થઇ જાય છે. રાડયો પાડીને જોષી બકે જાય છે : ગભરાઇશ ના દોસ્ત. હિંમત રાખ. ડિરેક્ટરના પીંછુંઓને ખબર પાડી દઇશું. આપણે નિર્માલ્ય માણસો છીએ. આપણે પંતુજીઓ છીએ. નહિ તો કયારનોય ફેંસલો કરી નાખ્યો હોત. ત્રીજીવાર છે કોઇની કે કોઇ બી મજદૂરનો-એનો વાંક હોવા છતાં વાળ પણ વાંકો કરે કોઇ ? આ અનુસ્નાતક ફૅકલ્ટીમાં, સૌથી વધારે પગાર લેતી ફૅકલ્ટીમાં આમ વગર કારણે છુટા કરવાનો ત્રીજો કિસ્સો છે ને પંતુજીઓ શાંત છે. કશો ખળભળાટ નથી થઈ ઊઠયો. અહીં આ ડિરેક્ટર ને હેડ બેઉ સામંતશાહી જમાવીને બેઠા છે. ચાલ દોસ્ત, કુંભકર્ણોને જગાડીએ.

જબરો ફસાઇ ગયો છું. આ જોષીએ તો બધાને ચડાવી સ્ટાફની મિટિંગ બોલાવી છે. એ તો સાંજે ધમાચકડી કરી મૂકશે જુસ્સામાં ને જુસ્સામાં એ લોકો ગમે તેમ બકે રાખશે. ને પેલો ભટ્ટાચાર્ય ડિરેક્ટર મારો કેડો નહિ મૂકે.

મિટિંગમાં જવું જ પડયું. પોણાભાગના ફૅકલ્ટી મેમ્બર્સ મારા જેવા ફંદુસ છે, પણ તેઓ અહીં કાં તો ચૂપ રહેશે કે પછી હાજી હાજી કરશે. હવે કોઇ કહે છે કે ડિરેક્ટરને બોલાવો, તો બીજો કહે છે એને બોલાવવાની જરૂર નથી. વળી કોઇ બોલી ઊઠે છે કે એ આવશે જ નહિ. જોષીએ ઝંડી ફરકાવવા માંડી. જોને કેટલો જુસ્સામાં આવી ગયો છે ! એનું મોઢું લાલચોળ થઇ ગયું છે, જાણે એને જ છુટો કરવામાં આવ્યો છે. એનો પિત્તો કડકડતા તેલમાં પાણી પડે ને તડતડ થાય એમ તતડી રહ્યો છે. એણે બોલવા માંડયું છે: 'શું હજુ ય એ વખત નથી આવ્યો કે આપણા આજ સુધી રહેલા મૅનેજમૅન્ટ યુનિયનને આપણે આપણું કારીગરોનું સંગઠન બનાવીએ ? ડિરેક્ટર આ કલબના સભ્ય છે, એમ હું પણ શું સભ્ય નથી ? જો હું હાજર ના હોત તો તમે મને બોલાવવા નોકરને મોકલ્યો હોત ? હોહા થવા માંડી. 'બોલાવીએ, ના બોલાવીએ, બોલાવીએ.' જોષી માની ગયો છે. પણ તરત જ એ સેક્રેટરીઓની પાછળ પડયો છે. એ એટલું ય કેમ સમજતો નથી કે પેલો રાજન ડિરેક્ટરનો ખાધિયો છે ! મને લાગે છે કે મારી વાતો એ જ ડિરેક્ટરને કાને નાખી આવતો હશે. જોષી એને શું કામ ચીડવી રહ્યો છે. આ જોષી બિલકુલ પ્રૅક્ટિકલ નથી. એ કહે છે: 'રાજન, તું તો બહુ 'મોટો' માણસ છે. જો એ હા ના કરે તો ઘસડીને ખેંચી લાવજે,' રાજન પણ ગુસ્સે થઇ જવાબ આપી રહ્યો છેઃ 'તારા જેવા ઉતાવળા ને આકળા માણસોને કારણે જ બધું ઊંધું વેતરાઈ જાય છે.' જોષી કૈં ગાંજ્યો જાય એમ છે ! 'સાચી વાત તો એ છે કે તારા જેવા બાયલા ખુશામતિયાઓને લીધે જ બિચારા કોઇની રોટી ઝુંટવાઇ જાય છે.' હવે જો ડિરેક્ટરને કાને આ વાત જશે તો જોષીનું શું આવી નહિ બને ? હો હા થઇ ગઇ છે. રાજન-શેખર ચાલ્યા ગયા છે. મેં કહ્યું કે યાર 'પેલા'ને કાને વાત જશે, ત્યારે મને ભોંઠો પાડીને કહે છે કે મને કોઇના બાપની પડી નથી. હવે આવા છે. માણસને કહીએ ય શું ? ને પછી જબરી ધમાચકડી મચી રહી. શું પગલું લેવું એના પર ગરમાગરમ ચર્ચા ચાલી રહી છે. કોઇ કહે છે, મેમોરૅન્ડમ આપો મિનિ-

સ્ટરને. તો બીજા કહે છે મેમોરેન્ડમ વેસ્ટ પેપર બાસ્કેટમાં જશે. બીજું સૂચન થયું છે કે કાયદાનો આશરો લઇએ. તો એના જવાબમાં પૂછવામાં આવ્યું છે કે એથી તત્કાલ મધુકરને શું ફાયદો? ને એને માટેની મૂડી વગેરે વગેરે! મિનિસ્ટરને રૂબરૂ મળી આવો; એવું બીજું સૂચન થયું છે. એટલે પછીથી જોષીથી રહેવાય! એ બોલવા માંડે છેઃ 'આ ઠરાવ, ને પેલું ના ઠરાવ. તમે મને કહેશો, આટઆટલાં વાયોલન્ટ એક્શન્સ દેશભરનાં જુદાં જુદાં જૂથોએ લીધાં છે તો તેમના પર શું કાયદેસરનાં પગલાં લેવાયાં છે? હડતાળો પડી છે, ઘેરાવો થયા છે, ખૂની હુમલાઓ થયા છે, કાચો તૂટયા છે, બોગીઓ, સ્ટેશનો, ઓફિસો બળાઇ છે. અરે! પોલીસો સુદ્ધાં જીવતા બાળી મુકાયા છે. કાયદેસરનાં પગલાં તો શું, પૂછપરછ તપાસ પણ થવા પામી નથી.' ત્યાં તો લો વીલા મોઢે રાજન-શેખર પાછા આવી રહ્યા છે, જોષી પળમાં એમના મોં પરના ભાવ વાંચી લે છે અને ટોણાં મારવા મંડી પડે છેઃ 'કેમ ભાઇ, ડિરેકટરે તમને તગેડી મૂકયાં.' રાજન દાંત ભીંસતો ચૂપ રહે છે. શેખર સાચી વાત કહી દે છેઃ 'સાહેબે તો અપમાનજનક શબ્દોમાં અમને ઓફિસ છોડી જવાનું કહ્યું. એમ પણ કહ્યું કે આપણામાં સાન હોય તો આવા ખોટા ઉશ્કેરાટમાં એવું કંઇ પણ પગલું ના ભરવું જેથી આપણે સહુએ પસ્તાવું પડે.'

ખતમ થઇ ગયું. હોહા થઇ રહી છે. વાયોલન્ટ એક્શન! વાયોલન્ટ એક્શન! કેવું! કેવું! હડતાલ...હડતાલ ...જોષી મારો વ્હાલો હડતાલ પડાવીને જંપ્યો.



મને ડર હતો જ. છેલ્લા સાત દિવસથી મને આવું બનશે એની પૂરી દહેશત હતી. હમણાં જ પ્યૂન મને ખબર આપી ગયો છે કે જોષીસાહેબને છૂટા કરી દેવાનો હુકમ આવ્યો છે. લોબી કેવી ખાલીખંમ લાગે છે! જોષીને ચાહનારમાંનો એક બચ્ચો અહીં ફરકે છે! બિચારો જોષી, એકલો સમસમતો એની રૂમમાં બેસી રહ્યો હશે. લાવ, એની પાસે જાઉં. મને બહુ જ ગીલ્ટ ફીલિંગ્ઝ થાય છે. જોષીને એવી ખબર પડશે કે...કે...

મારે એની પાસે જવું. લાવ જઉં. મારું હૃદય ધકધક થઇ રહ્યું છે. જો એ જાણશે કે ડિરેકટરને બાતમી પહોંચાડનાર હું જ હતો! ઓહ! મને દાટી દાટીને ડિરેકટરે બધી જ વાત કઢાવી લીધી છે. મને કેટલો ગભરાવ્યો હતો. મને પહેલેથી જ ડર હતો. જોષીને મેં વાર્યો હતો. જો જોષી કંઇ કોર્ટ બોર્ટ ચઢે ને મારે સાક્ષી થવું પડશે તો ...તો...જોષી મારા માટે...એને વહેમ ના પડે એ માટે ય જરી જઇ આવવું પડશે. બિચારો! પણ એ લગારે ઢીલો નથી થયો. હજુ ય એનામાં એ જ જુસ્સો છે. એના મોં પર ગુસ્સો ને તિરસ્કાર છે. પણ એ શાંત છે. સમસમી રહ્યો છે. મને જોઇ એ ફિક્કું હસે છે. હું, તો એને લગારે સંદેહ નથી ગયો. બચી ગયો છું. એની આગળ જતાં મને એને કંઇક સારું કહેવાની ઇચ્છા થવા માંડી છે. શું કહું? બસ એ ઇચ્છા હવે વધુ ને વધુ જોર કરી રહી છે. કહું છુંઃ 'જોષી, મેં તમને કેટલા વાર્યા કે તમે આમ ના બોલશો. પણ તમે માન્યા નહિ. ડિરેકટરને રજેરજ વાત ખબર પડી ગઇ હશે.' એ ડોકું હલાવે છે. કંઇ વધારે સારૂં લાગે એવું કહી દઉં છું. 'સાચું કહું છું જોષી, શેખર જેવા માણસોને તો ગોળીએ દેવા જોઇએ!' શાથી પણ એને સારું લગાડવા મારાથી એવું વિચિત્ર બોલાઇ ગયું. એ હસી ઊઠે છે. મારો ખભો થાબડી કહે છે કે જો મારા જેવા માણસમાં આવું બોલવાની હિમ્મત ને સ્પીરીટ આવ્યા છે તો એનું બલિદાન એળે નથી ગયું. એ સાંભળીને મને પારાવાર ગીલ્ટ ફીલિંગ્ઝ થઇ રહી છે. પણ શું કરું! એવી મુશ્કેલ પરિસ્થિતિ છે! બીજું મારાથી થઇ પણ શું શકે? જો કદાચ જોષીને આ વાતની ખબર પડશે તો મારા માટે એ શું ધારશે! ઓહ! આમાંથી બચવાનો ઉપાય પણ શું? મને જોષી બાજુ બહુ જ સહાનુભૂતિ છે ..પણ...ખેર! એ લોકોની વાત સાચી છે. હું...હું...કાયર છું.



આપણી ગઇ પેઢીના વિદ્વાન પ્રાધ્યાપક, નીડર વિવેચક અને ગુજરાતી કવિતાને નવો વળાંક આપી નવી જ કેડીએ દોરનાર તથા ગુજરાતી ગદ્યના એક લાક્ષણિક પુરસ્કર્તા કવિ શ્રી બળવંતરાય ક. ઠાકોરની તા. ૨૩મી ઑક્ટોબર ૧૯૬૯ના રોજ આવતી એમની જન્મશતાબ્દી નિમિત્તે એમની વિરલ સાહિત્યપ્રતિભાનું આછેરું દર્શન કરાવતો આ વિભાગ એમને એક નમ્ર અંજલિ રૂપે અહીં આપવામાં આવે છે.

# બ. ક. ઠાકોર વિભાગ

આ વિભાગના લેખકો :

| | | |
|---|---|---|
| બળવંતરાય ઠાકોરના જીવન કવનની ઝાંખી | : | રામપ્રસાદ બક્ષી |
| વિવેચક બળવંતરાય | : | વિજયરાય ક. વૈદ્ય |
| પ્રો. ઠાકોરની કમનીય કાવ્યમાલા | : | પ્રકાશ મહેતા |

નવી કવિતા કથયિત્વ પરત્વે મહાત્મા ગાંધીજી અને આયોજના પરત્વે પ્રો. ઠાકોર એમ બે ભિન્ન ભિન્ન પ્રકારની વ્યક્તિઓના ખભા ઉપર ચડીને ચાલી રહી છે.

— ઉમાશંકર જોષી

# મધ્યમતાષ્ટક

બ. ક. ઠાકોર

(ભુજંગી છંદ)

ન આશા હતી આટલું જીવવાની,
ન સેવા કૃતે' નામના આટલીની:
વહ્યો માર્ગ જે જે બન્યો તે જ આપે
ન ધાર્યાં વિકાસે સુખોલ્લાસકારી

થતાં એક કર્તવ્ય બીજાં સદા યે
દિઠાં ડાળ ફુટે યથા ડાળમાંથી;
કલા જ્ઞાન ભક્તિ ય આવી મળ્યાં છે,
ભલે સ્વલ્પ, હું માટ એ છે ઘણેરાં.

નથી ઘા પડયા સામટા કે અસહ્ય,
તવાયો, ઘુદાયો, બન્યો બાપડો ના;
વધંતી જ દીઠી પ્રભા ભાવનાની,
ન મુરઝેલી ઝાંખી પડી ચિત્ત તો યે.

મળ્યા મિત્ર ઝાઝા ન, ઝાઝી ન લક્ષ્મી,
ન મોટાં સુખો કે મળ્યું કાંઈ મોટું:
મળ્યાં તે ય કાળે હર્ષ-મોજ એની!
દિધી સાન સંસારની ક્ષુદ્રતાની.

વધંતી જ દીઠી પ્રભા ભાવનાની,
દિઠાં છિદ્ર દેશે, પ્રજા-સંસ્કૃતિએ:
દિઠું ભાવિ ઘેરું, સુચારિત્ર હ્રાસ:
સહ્યું એક એ દુઃખ, એ શલ્ય કારી

જુવાની વિરોધે ન સત્તા સમૃધ્ધિ
ન કીર્તિ તણો મોહ મોટો કર્યો કે;
કુમાર્ગે સરંતા ય ના ટેક મુકયો,
થયો હોં ટટાર જરા ખાઇ ઠેસો.

દિઠું એક પુણ્ય: દિઠી એક વ્યથા:
નમું સત્યને; ચાહું સૌન્દર્ય શોભા.
શ્વસું ત્યાં લગી વંદના ચાહના એ
ટકો રે બદો! મોક્ષ દેખું ન બીજો.

(લાંબી ગીતી)

મધ્યમ સુફલ જ વાંછયાં,
શુદ્ધ બુધ્ધિએ બન્યો બગત વિધાનો;
અનલ્પ અલ્પ ગમે તે
રહ્યો સમય તે વહો જ મધ્યમતામાં



# બળવંતરાય ઠાકોરના જીવન-કવનની ઝાંખી

રામપ્રસાદ બક્ષી

"If not for creative experiment, what's life for"

( ૧ )

જેમની પ્રજ્ઞાને પૂજાલાલે 'પહાડી પ્રજ્ઞા' કહી છે એ શ્રી બળવંતરાય ઠાકોરની પહાડી કાયાના પ્રત્યક્ષ દર્શનનો લાભ મને રાજકોટનાં મારા માધ્યમિક શિક્ષણના ગાળામાં થયો હતો–૧૯૦૭થી ૧૯૧૦ દરમિયાન. એ સમયે એઓ રાજકોટની રાજકુમાર કોલેજમાં હતા, અને સદરમાં–અમારાથી બહુ દૂર નહીં એવા મકાનમાં–રહેતા હતા. અમે કિશોરો બળવંતરાયને ધીરગંભીર ગતિએ, ભારે પગલે, અને ન્હાનાલાલને એમના કાવ્યની ડોલન શૈલી જેવી ડોલતી ગતિએ, કોઇકવાર કંઇક નાચતે પગલે, જતા આવતા જોતા.

રાજકોટ કાઠિયાવાડનું કેન્દ્રસ્થાન અને સરકારી એજન્સીનું મથક હોઇને ત્યાં ગુજરાતનાં અનેક શહેરોના વિદ્વાનો, અધિકારીઓ, સજ્જનો વસતા; સીતારામ પંડિત અને વાડિયા જેવા બેરિસ્ટરો અને અન્ય વકીલો, ડોકટરો, ધંધાર્થી રહેતા; આલફ્રેડ હાઇસ્કૂલમાં તથા રાજકુમાર કોલેજમાં અધ્યાપકો પ્રાધ્યાપકો ગુજરાતથી આવતા, અને મહારાષ્ટ્રીઓ પણ નોકરી કે અન્ય વ્યવસાય માટે રાજકોટમાં રહેતા. સૌરાષ્ટ્રનાં અન્ય શહેરો–ગામોથી વિશિષ્ટ વિશાળ પરસ્પર સંપર્કથી હૃદયની ઉદારતા ઉપજાવતું, દેશી રજવાડાંથી દૂર અને અસ્પૃષ્ટ હોઇને નોકરીમાં અને ધંધામાં બંધારણીય અને સ્વતંત્ર દૃષ્ટિ અર્પતું વાતાવરણ રાજકોટનું હતું.

૧૯૦૯માં રાજકોટ મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદનું ત્રીજું અધિવેશન થયું, તેની યોજનામાં અને વ્યવસ્થામાં બળવંતરાય ઠાકોર મુખ્ય મંત્રી તરીકે અગ્રણી હતા. હું તો ત્યારે માત્ર ૧૫ વર્ષના વયનો હતો એથી પરિષદ અધિવેશનમાં સ્વયંસેવક બનવાની તક મને ન્હોતી મળી, પણ મારા વડીલ ભાઇ અને પિત્રાઇ ભાઇઓ સ્વયંસેવકો હતા તેથી એ અધિવેશનના બળવંતરાય વગેરે યોજકોએ રાજકોટ–સૌરાષ્ટ્રની શિક્ષિત સાહિત્યરસિક જનતામાં પ્રગટાવેલા પ્રસરાવેલા ઉત્સાહની ઉષ્મા એ સ્વયંસેવકો દ્વારા અમે કિશોરો સુધી પહોંચતી.

એ જ પ્રસંગે–જેમને રસ્તે જતા આવતા દૂરથી કે નજીકથી હું જોતો એવા – બળવંતરાય ઠાકોરનું નિકટતર દર્શન મને થયું. મારા કાકા કલ્યાણરાય બક્ષીએ પરિષદના સ્થાનિક કાર્યકરોને અને સભ્યોને તથા બહારગામથી

આવેલા મહેમાનોને પોતાને ઘેર એક મિજલસમાં નિમં- ત્ર્યા હતા તેથી એ સર્વના દર્શનનો મને લાભ મળ્યો હતો.

મારા એક કાકા જાદવરાય બક્ષી આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં બળવંતરાય ઠાકોરના સહાધ્યાયી હતા; પછીનાં વર્ષોમાં વકીલાતમાં અને ન્યાયસલાહકાર એડમિનિસ્ટ્રેટર એવી કામગીરીમાં આગળ આવેલા ઉપર જણાવેલા કલ્યાણરાય બક્ષીનો તથા વકીલાતમાં અગ્રણી એવા માધવરાય બક્ષીનો પણ ઠાકોરને પરિચય હતો. પણ મારા એ કાકાઓના વિશુદ્ધ ચારિત્ર પ્રત્યે તથા પ્રામાણિક ન્યાયી સ્વતંત્ર જીવનરીતિ પ્રત્યે બળવંતરાય ઠાકોરને કેવો આદર હતો તે તો અહીં મુંબઇ આવી રહ્યા પછી અનેક વર્ષે મેં યથાવત્ જાણ્યું અને એ સમયે સાથેસાથ એ પણ જાણ્યું કે બળવંતરાય મારા પિતાને પણ ઓળખતા (જેમનું મૃત્યુ ૧૮૯૪ માં થયું હતું) ઓળખતા એટલું જ નહીં—એમના પ્રત્યે પણ બળવંતરાયને ખૂબ આદર હતો.

પ્રથમ નિકટ મિલન સાંતાક્રુઝમાં મારે ઘેર થયું ત્યારે તો બળવંતરાય ઠાકોર તરુણો પ્રત્યેના એમના સુવિદિત સ્નેહભાવથી પ્રેરાઇને જ આવ્યા હતા. અલબત્ત મને તો એમના પ્રત્યે આદર હતો જ. એ આદરના મૂળમાં, મારે ઘેર રોજ સવારે આવનારા, નરસિંહરાવ દિવેટિયા હતા એ જાણીને કોઇકને—કે ઘણાને આશ્ચર્ય થાય તો નવાઇ નહીં. પણ એ આપણા સાહિત્યના ભડવીરોની એ જ બલિહારી છે કે સામસામા મળે ત્યારે સાહિત્ય વિષયક રુચિભેદ કે દૃષ્ટિભેદ કે મતભેદ ગાજી ગાજીને વ્યક્ત કરે પણ છતાં એ ભેદના ક્ષેત્ર બહારની સમગ્ર સાહિત્યભૂમિમાં અન્યોન્યના કાર્યનું, અભિપ્રાય પાછળ રહેલા અધ્યયન-મનનનું, વિદ્વત્વનું, ઉચિત ગૌરવ હૃદયથી કરે.

અને બળવંતરાય ઠાકોરના જીવન વિશે થોડું કે ઘણું લખવાનું પ્રાપ્ત થાય ત્યારે એ સાહિત્ય મહારથીની આ સત્યવીરતાનો નિર્દેશ પ્રથમ અને પ્રધાનપદે કરવો જ જોઇએ. વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ એ પ્રસિદ્ધ કવિ વચનના સત્યની મને પ્રત્યક્ષ પ્રતીતિ, એ સત્યના નિઃ-શંનની સાક્ષાત્ પિછાણ આ બે મહાકાય મહારથીઓમાં થઇ હતી—નરસિંહરાવમાં અને બળવંતરાયમાં એ પ્રતીતિ એ કારણે ન્હોતી થઇ કે એઓ જેમની સામે કઠોરતા પ્રાપ્તકાલ હોય અને ઉચિત હોય એવા સમકક્ષવર્તીઓ પ્રત્યે કઠોર હતા, પણ કોમલ સ્નેહભાવના કે કૃપાદૃષ્ટિના જ અધિકારી ગણાય એવા અલ્પવયસ્કો પ્રત્યે કોમલ હતા. એ પ્રતીતિની અસાધારણતા એમાં હતી કે એઓ જે સમકક્ષ સાહિત્યવીરો પ્રત્યે સાહિત્યના પ્રશ્નોની સામા રીમાં કઠોર જણાતા તેમની જ પ્રત્યે વૈયક્તિક હૃદય-ભાવના પ્રદેશમાં કોમલ જણાતા.

બળવંતરાયના કથનમાં એના અંગત જીવનનાં સંવે-દનોને ઝાઝું સ્થાન નથી મળ્યું, એમણે પોતે જ 'સાચો કવિ' કાવ્યમાં કહ્યું છે કે:

> 'આત્મીય ભાનતણિ વૃદ્ધિવિશુદ્ધિ થાતાં
> સંકુંચિલું કવિપણું વિકસે કદાચિત્
> સાચો પરંતુ કવિ તે કરુણાર્દ્ર શાંત
> જે લાગણી અગણ બંધુ તણી લહે છે'

છતાં, એમણે જે થોડાં નિજજીવનને લગતાં કાવ્યો રચ્યાં છે. (દા. ત. 'વિરહ' 'રેવા') તેમાં કવિના પોતાના કે સ્વજનમુખમાં મૂકેલા પોતાના આ કઠોર-કોમલત્વ વિશેના ઉદ્ગારો નજરે પડે છે, અથવા એનું અનુક્ત દર્શન થાય છે. 'વિરહ' કાવ્યગુચ્છમાંના 'અપોહિત' કાવ્યમાં એમણે પત્નીના મુખમાં આ વચનો મૂક્યાં છે:

> 'પરન્તૂ ઓ મ્હારા કરુણકૂમળા પ્રીતમ, તમે
> ધરો છો જે છાતી બહિર જગતે ધીર નરની,
> તમારી જે ખ્યાતી જડ અનુભવી શાણપણની,
> અરે એ તો જાણે કમઠપિઠની ઢાલ ઉપલી.'

(૨)

બળવંતરાયની સ્વમતપ્રતિપાદનના વિષયમાં જે દૃઢતા હતી, સ્પષ્ટવક્તાની કઠોરતા હતી, તેની પાછળ એમની સત્યભક્તિ હતી. આ સત્યભક્તિ વિશે એમણે પોતે કહ્યું છે :

'મણિશંકર ભટ્ટ મ્હારો અનન્ય મિત્ર, અમારો પર-સ્પર ભાવ કોઇ પણ દુન્યવી નીપજ હોઇ શકે તે દરજ્જે નિઃસીમ, પણ તો ય મિત્રભક્તિ કરતાં સત્યભક્તિ જ મોટી, માતાભક્તિ, ગુરુભક્તિ, દેશભક્તિ કરતાં ય જે મોટી તે મિત્રભક્તિથી છોટી હોઇ જ ના શકે. ગીતા પણ જ્યાં અનુદ્વેગ કર વાક્યં સત્યં પ્રિયહિતં ચયત્' એમ હિતકરની સાથે પ્રિય (મીઠું) ધર્મ વડે ઉદ્વેગ (કડવાશ) ના ઉપજાવે એવું સત્ય જ બોલવાની છુટ રાખે છે, અપ્રિય ઉદ્વેગકર લાગે એવું સત્ય પણ ગળી જઇ મૌન પાળવાને વાંગમયતપને ઉચ્ચાસને સ્થાપે છે, ત્યાં તે ઉપ-

નિષદનું આસન ગુમાવી સ્મૃતિ (વ્યવહારુધર્મ)નું નીચલું આસન–વ્યવહારી સગવડનાં સરકતા ધોરણ જ–સ્વીકારે છે.'

અને આ સત્યભક્તિના નિદર્શન રૂપે જ એમણે 'બુદ્ધ' નામક ખંડકાવ્ય રચીને એમાં બુદ્ધનાં આ વચનો મૂક્યાં છે: 'હિતાર્થ' તો પ્રાય કટૂ કઠોર;

'અગમ નિભ્રતમ સત્ય સનાતન, અભય સુધામય સિદ્ધ અભયકુમાર, ન અવર પરમ ધન' શ્રેય ધન:

ઠાકોર સત્ય કટુ વચન કહેવાને જ નહીં, પોતે સાંભળવાને પણ તૈયાર હતા, એનો પુરાવો મને નરસિંહરાવની રોજનીશીનું સંપાદન હાથ ધર્યું ત્યારે થયો હતો. નરસિંહરાવની આ રોજનીશીમાં એમના અનેક સમકાલીનોને કડવા લાગે એવી નોંધો હોવાનો સંભવ સૌ જાણતા હતા. તેથી એક પ્રૌઢ પ્રતિષ્ઠિત સાહિત્યોપાસકે અમને સંપાદકોને–સલાહ આપી હતી કે બધું પ્રકટ ન કરવું. એટલું જ નહીં, એ સંપાદન થતું અટકાવવાનો પણ પ્રયત્ન એમણે કર્યો હતો. જ્યારે, ઊલટ પક્ષે, ઠાકોરે અને સંજાણાએ મને રોજનીશી સમગ્રતયા પ્રકટ કરવાનો અનુરોધ કરતો પત્ર લખ્યો હતો. 'નહીં તાપ તે શેનો ભાણુ?' એ સૂત્રના કવિ બળવંતરાયે કાવ્યદેવીને કહી દીધું હતું કે.

'જુવો ઉઘાડું છે કમાડ, જાવ જ્યાં રુચે,
સ્વલ્પ બિંદુ યે દયાનું ના ખપે હુંને.'

° ° °

સાંભળ્યું હશે ઘણુંય જે બખીલ ને
અસૂયકો ગૂંથી રહ્યા વિરુદ્ધ હાસની,
શ્યામ બીજ એ ઉદાર કાળજે સરી
કરે કઠોર સૌમ્યને, સખેદ વા સલીલને
પ્રેમને અસહ્ય તેઃ પ્રિયે, ન પ્રેમઝુંસરી,
સ્વતંત્ર આવિયા, સ્વતંત્ર ત્યાગવા અસીલને
જુવો ઉઘાડું છે જિ દ્વાર, જાવ જો જવું જ નીસરી,'

ઠાકોરકૃત 'પંચોતેરમે'ની 'સત્યવંદના' નામની પ્રસ્તાવનામાં શ્રી કિસનસિંહ ચાવડાએ કહ્યું છે તેમ 'પ્રો. ઠાકોરની સમગ્ર સર્જકપ્રતિભાનું નિયામક બળ છે સત્ય'

અને આ સત્યનું સુંદર રૂપ સર્જવું, સત્ય અને સૌંદર્યની સંલગ્ન ઉપાસના કરવી, એ સર્જક કલાકારનો ધર્મ છે એવું તો ઠાકોરે પોતે જ એ 'પંચોતેરમે' માંના એક પ્રવચનમાં કહ્યું છે...

'માનવીઓમાંના થોડાક કલાકારો સત્યોને કલા દ્વારા જે સુંદર રૂપો અર્પે છે તેમને જ શ્રેષ્ઠ માનું છું. સત્ય અને સૌન્દર્ય' ઉભયની કવિ ઠાકોરની ભક્તિ એમની કવિતામાં વારંવાર વ્યક્ત થઇ છે :—

નમૂં સત્યને; ચાહું સૌન્દર્યશોભા (મધ્યમતાષ્ટક)
'બધા સૂર ખિલાવજે મનુજચિત્ત સારંગિના,
બધાં ફલક માપજે મનુજ શક્તિ સીડી તણાં:

° ° °

પ્રવાહ મહિં સર્ગના સ્મિત તું ધારજે દૈવનૂં,
રખે વિસરતો ક્ષણે ભજન એક સૌન્દર્યનું.'

સત્ય, સુંદર અને શિવ–એ ત્રણે તત્ત્વોને સંગ્રહતું 'सत्यं शिवं सुंदरम्' એ સૂત્ર કેટલાક માને છે તેમ આપણાં ઉપનિષદોનું વચત નથી,

'The True, The Good and the Beautiful' એ અંગ્રેજી સૂત્રનો અનુવાદ છે. તો પણ કલાધર્મનું એક અમૂલ્ય સૂત્ર છે એવું ઠાકોરને માન્ય હતું.

ઠાકોરની આ સત્યભક્તિ અને સૌન્દર્યભક્તિ (કલાભક્તિ) આપણને એમણે જીવનભર સેવેલી આધ્યાત્મિક દૃષ્ટિ તરફ લઇ જાય છે: સત્યભક્તિનાં ભારતના ઇતિહાસમાં બે નિદર્શનો એમના જોવામાં આવ્યાં છે :

'સત્યને વ્યવહારુ સગવડ કરતાં તો ક્યાંય ઉચ્ચ ગણવાનો સત્યાગ્રહ ભારતી સંસ્કૃતિના લાંબા ઇતિહાસમાં બે મહાપુરુષે નિરપવાદ સેવેલો જોવામાં આવે છે. એક તથાગત પુણ્યશ્લોક સિદ્ધાર્થ બુદ્ધ, બીજા મહાત્મા ગાંધીજી'—ભણકાર ૧૯૫૧, પૃ. ૧૦૭

અને આ બંને મહાપુરુષના સત્યવ્રતની માંડણી આધ્યાત્મિક ભૂમિકા ઉપર થઈ હતી. ગાંધીજીએ કહ્યું હતું કે સત્ય ઇશ્વર છે; અને આ કથન, આ પલટાતી સંસારલીલાના અફર નિયામક બળ તરીકે રહેલા વેદોક્ત 'ઋત'નું સ્મરણ કરાવે છે. આ સત્યની, ઋતની, ઉપાસનામાં માનવજાતિને ધર્મસંપ્રદાયાદિનાં મતમતાંતરોમાંથી એક સર્વમાન્ય તત્ત્વ પ્રતિ લઇ જવાનું સામર્થ્ય છે, એ જ સર્વધર્મનું સમાન તત્ત્વ છે, એ માર્ગે જ સર્વધર્મ–સમન્વય શક્ય બને છે. આ સંદર્ભમાં ઠાકોરના

ભણકાર ૧૯૫૧માંના આ વચનને આપણે વિચારી શકીએ :—

'હું ભક્તિમાર્ગી કુટુંબમાં જન્મેલો નહીં ભક્તિ માર્ગી આચારપ્રધાન વાતાવરણમાં ઉછરેલો નહીં અને કેળવણી અંતરમાં ઊતરી જાય તે વર્ષો દરમિયાન-મેથ્યુ આર્નોલ્ડ પોતાની 'રુગ્બીચેપલ'માં વર્ણવે છે તેમ-હું પણ વૈજ્ઞાનિક બુદ્ધિનો અજ્ઞેયવાદી અને કલાને જ સર્વશ્રેયકારી માનનારો થયો. 'આરોહણ' અને મ્હારી બીજી શરૂઆતની કૃતિઓમાં જોઇ શકાશે કે xx સ્પષ્ટાસ્પષ્ટ વેદાન્તવાદ તરફ મ્હને કંઇક આકર્ષણ હતું પણ ધર્મને નામે અંધશ્રધ્ધા અને વ્હેમો કેવાં કેવા તો સર્વોપરિ થઇ બેસે છે, ધર્મો અને પંથને બ્હાને ફૂલેડો અને જેહાદોમાં કેટકેટલું લોહી કેટકેટલી વાર રેડાતું રહ્યું છે

xx તેની મ્હારા મંતવ્યો અને વલણો ઉપર વધારે ને વધારે ઊંડી મ્હોર છાપ પડતી ગઇ છે. પરિણામે હું વિનમ્ર નિખાલસ સદા સંશોધક અજ્ઞેયવાદ અગર બુદ્ધિવાદ અને પરમ કલાસેવાને સર્વશ્રેયસ્કર માનતો થઇ ગયો'

'હું ભક્તિમાર્ગી કુટુંબમાં જન્મેલો નહીં' એ કથનના દ્વારથી આપણે એમના પૂર્વજોના ઇતિહાસમાં પ્રવેશ કરીશું.

ઠાકોરના કુટુંબના પૂર્વ ઇતિહાસ વિશે અને સમ કાલીન વૃત્તાંત વિશે 'ત્રુટક સ્થૂલ હકીકતો' આપણને 'પંચોતરમે'ને છેડે છપાયેલી એમની મિતાક્ષર નોંધમાંથી મળે છે. એમાંથી અહીં તો હું થોડીક બાબતો ટપકાવીશ.

બળવંતરાય ઠાકોરના પિતા કલ્યાણરાય, પિતામહ ચતુર્ભુજદાસ અને પ્રપિતામહ અનુપરાય લશ્કરી હતા અનુપરાય એ કાળે ભરુચમાં રહેતી સિંધિયા સરકારી લશ્કરી ટુકડીના રસાલામાં અફસર હતા તેનું સૂચન 'લશ્કરી' ઉપનામમાં છે પણ ઠાકોરના પિતામહ ચતુર્ભુજ દાસ 'પોતાની અટક ઠાકોર નહીં, લશ્કરી નહીં સેહ્ની લખતા સવાલ પૂછતા, ખુલાસો કરતા કે અનુપરાયજીનો હોદ્દો 'લશ્કરી' કરતાં સેહ્ની (=સેનાની, સેનામાં અગ્રણી દક્ષણીરૂપે સોહની, સોવની વગેરે) શબ્દ વધારે સ્પષ્ટ-તાથી દર્શાવે છે' આ દાદાજી ચતુર્ભુજદાસ સેહ્ની 'કર્મઠ હતા ઉત્તગવરયામાં સૂર્યોદય પ્હેલાથી અર્ધ દિવસ સંધ્યા પૂજા પાઠાદિમાં જ ગાળતા, દેવપ્રસાદની થાળી ઢાંકી રાખી હોય તે મધ્યાહ્ન પછી જમતા.

ઠાકોરના દાદાજીની આ પૂજા પાઠ પરાયણ કર્મઠતા એમનાથી જ અટકી — ઠાકોરના પિતા 'બાપાજી કલ્યાણરાય'ને એ ફાવી નહીં. એમને નિવૃત્ત થવાની વિનંતિ કરવામાં આવી ત્યારે 'એમનો જવાબ એ. (૧) બાપાની માફક પાઠપૂજામાં બધો વખત ગાળવો મ્હને ફાવે નહીં, એ મ્હારૂં વલણ નથી, અને કામ તો જોઇએ (૨) બાર વર્ષનો થયો ત્યારથી મે માબાપની પણ પાઠ લીધી રુચી. તે થોડા સારૂ છોકરાની કમાણી પેટમાં નાખીને આ ધોળા વાળને મેંશ લગાડું ?'

આમ દાદા ચતુર્ભુજદાસનો સંધ્યા, દેવપૂજાદિ કર્મઠતાનો વારસો પૌત્ર બળવંતરાય સુધી પહોંચ્યો જ ન્હોતો, વચમાથી પિતા કલ્યાણરાયે જ વણસાડી દીધો હતો અને એ પિતાએ સ્વાશ્રયનો અને એમાં રહેલી સ્વાતંત્ર્ય ભાવનાનો વારસો પુત્રને આપ્યો હતો. પિતાના આ વારસા ઉપરાંત નવા શિક્ષણના, નવા પવનના, અંગ્રેજ વિદ્વાનોના સંપર્કના, વિકસેલી વિશાળ દ્રષ્ટિના, ખીલેલી સદસદવિચારિણી બુધ્ધિના સંસ્કાર પણ બળવંતરાયના માનસમાં સારા રોપાયા હતા, ફળ્યા હતા અલબત્ત, એ જ વયના એ જ જમાનામાં એ જ વાતાવરણમાં ઉછરેલા બધામાં એ સંસ્કારો એકસરખા ફુલ્યાફાલ્યા નથી હોતા એટલે બળવંતરાયમાં એ વિકસ્યા અને દૃઢ થયા એમાં એમની પોતાની બીજાથી જુદી મનોભૂમિનો પ્રભાવ તો ખરો જ આ સંસ્કારોએ બળવંતરાયને-એમના જ શબ્દોમાં—'સ્વતંત્રમિજાજી લિબરલ ડેમોક્રેટિક પ્રકાવિ ટેરિયન' બનાવ્યા હતા. મિતાક્ષર નોંધમાંના એમના વચન ટાંકવા જેવાં છે –

હું તો xx સ્વતંત્રમિજાજી, 'લિબરલ ડેમોક્રેટિક પ્રકવા સિટેરિયન આપણી પ્રભારતમાં લખું, તો વિદ્યાર્થીજીવન સર્જનમય બુદ્ધિપ્રવૃત્તિ, અને ક્રોગિયો ધાન એ જ મ્હારું 'ગોકુળ' અને મ્હારા 'નંદકુંવર', એ છોડીને જ 'વૈકુંઠ મળતું હોય, તો આપણા એ ગીતમાંની ગોપીની જેમ, વૈકુંઠ મ્હને વ્હાલું ના જ લાગે.'

બહારના વ્યવહારમાં, નોકરી વ્યવસાયમાં જે આવા હતા તે કુટુંબજીવનમાં પણ એવા હોય તો નવાઇ નહીં પણ એવા હોય જ એવું નક્કી પણ નહીં, કુટુંબ જીવનમાં બળવંતરાયની, આવી પ્રકૃતિની જોડે હોય જ એવી, સ્પષ્ટભાવિતા તો હશે જ એમ એમની નોંધ ઉપરથી લાગે છે —પરંતુ બહારના સંબંધો

આપણે યથારુચિ ઘડીએ કે ન ઘડીએ, કુટુંબના સંબંધો તો સ્વયં ઘડાઈને સાંપડ્યા હોય એટલે એમાં 'નથી રમતો' કહીને ખસી જવાની સ્વૈરતા સારી ભાગ્યે જ ગણાય. બળવંતરાય એવા સ્વૈર વૃત્તિના ન હતા, સ્વજનો પ્રત્યે માત્ર ન્યાયી જ નહીં, સમભાવમય હતા, અને જ્યાં સ્વજનમાં જરાક પ્રતિકૂળતા જણાઈ હોય ત્યાં પણ ખામોશી રાખતા, એ પણ આ મિતાક્ષર નોંધથી આપણે જાણી શકીએ છીએ. પોતાના માતુશ્રી વિશે એઓએ કહ્યું છે:–

'સ્વ. **બા, જમના** – બુદ્ધિ અને બાહોશી અસાધારણ. શાળાની કેળવણી નામની. સ્મૃતિ સતેજ, જે વાંચે, જે સાંભળે તે ન ભુલે xx આ બધાની સાથે સામે પાસે મૂકવા જેવું ય નોંધું છું, ભલે ને 'આ ટીકાખોર તો માતાને પણ છોડતો નથી' એમ નિન્દન્તુ નીતિનિપુણા:

છેક સામાન્ય ગુજરાતણ જેવી એ પુત્રની પાછળ ઘેલી xx બાળક બગડે છે, કુટેવો પડે છે, તબિયતે બગાડે છે, કશું જાણે ભાન જ નહીં. xx

વહુ ઘેર આવી (ઇ. ૧૮૮૯ની આખરથી) એટલે સાસુ લેખે પણ એ છેક સાધારણ નીવડી. આ પોતાની જે સ્વાંગમતા હતી આ જ લગી, તે મૂઠીમાંથી ઝુંટવી લેનાર પેલા ભવની આ વેરણ આવી તો, એ પ્રકારની કુદરતી (instinctive) અદેખાઇ અને અનુદારતાથી મુક્ત થઇ જ શકી નહીં'

પત્ની વિશેની નોંધમાં આ 'કઠણ કોમળ' પતિની કઠોરતા જેવી કોમળતા પણ વરતાય છે. કદાચ એ પત્નીની કોમળતા જ પતિની કઠોરતાને હરી લેતી હોય.

'**પત્ની**–ચંદ્રમણી xx થોડું ઇંગ્રેજી સાસરે આવ્યા પછી ભણી, સદા ય સ્મિતમુખી, સહનશીલ, મિત–ભાષી, જેને જેમ ફાવે તેમ વર્તવા દેવામાં માનનારી xx મ્હારા ઉગ્ર સુધારાગ્રહ અને સત્યાગ્રહ સામે કોઇક વાર એઠો બળવો કરનારી, ઉપહાસે ભરમ કરનારી, રૂડો કળશિયો રેડી ઠારી દેનારી, પણ ઘણું ખરું તો સહી જ લેનારી.'

*

ચંદ્રમણી વ્હેલી ગઇ તેથી મોટો પરિવર્ત થઇ ગયો. અમારા પુત્રોના વિકાસ અને જીવનમાં xx આ નુકસાન એમને–અને તેથી મ્હને પણ–કેટલું મોટું હતું તે હજી પણ હું જોઉં છું, પણ એનું માપ તો કોઇથી પણ નીકળે એમ નથી.'

'અમારું જીવનનાવ આરંભમાં જ છેક ખરાબે ચડી ભાંગી જાત એવાં પણ એકબે વર્ષ અમે વેઠેલાં. પણ x x એ, અને એનાં માતાપિતા પણ એટલાં તો નરમ અને હું વધુ પડતો કડક, એ સંજોગોમાં પણ એ દબાઇ ના જાય, એનું વ્યકિતત્વ ટકે એટલું જ નહીં પણ પોતાની રીતે ખીલે, કેટલાંક તરૂવરની છાયા તેની તળેના નાજુક છોડને શોષી નાખનારી હોય છે તેમ એના વ્યકિતત્વનું બનવા ના પામે, એ માટે હું હર હંમેશ જાગૃત. આ ગહન બાબત વિશે વધારે લખવાથી એ કંઇ વધારે વિશદ થાય નહીં, એટલે અહીં જ અટકી જાઉં છું.'

ઠાકોરના પત્ની પ્રત્યેના હૃદયભાવનો કાવ્યમય આવિર્ભાવ આપણને 'વિરહ' અને 'રેવા' કાવ્યોમાં મળ્યો છે.

'ઝિંદાદિલી' કાવ્યમાં (ભણકાર ૧૯૫૧, પૃષ્ઠ ૧૪૦) ઠાકોરે લખ્યું છે.'

ઝિંદગી જીવંત દિલનું નામ છે,
જીતવું દિલ જીતવાનું કામ છે.

*

ઝિંદગી ઝિંદાદિલીનું નામ છે.'

જીવનનો આ ઉત્સાહ ઠાકોરમાં બાલવયથી હતો. એમના કિશોરવયના ઉલ્લાસનો નિર્દેશ એમણે પોતે 'મિતાક્ષર નોંધ'માં, પોતે રાજકોટની કાઠિયાવાડ (હવે આલ્ફ્રેડ) હાઇસ્કૂલમાં ભણતા હતા ત્યારે મિત્રો સાથે કેવી સફરો કરતા, કેવી રમતો રમતા, એ વર્ણવતાં કર્યો છે. એમની અભ્યાસકાળને લગતી નોંધોમાં આવા ઉલ્લાસો પોષતી 'તેવતેવડા સમાનધર્મી'ઓની સોબત'નો ઉલ્લેખ છે. એમણે પોતાના સહાધ્યાયીઓની તો લાંબી નામાવલિઓ આપી છે. આપણાં મૈત્રીકાવ્યોમાં વિશિષ્ટ પ્રકારનાં બની રહેલાં અનેક મૈત્રીકાવ્યો ઠાકોરે રચ્યાં છે: એ મૈત્રીનાં બીજ કંઇક એમના અભ્યાસકાળમાં, કંઇક એમના ત્યાર પછીના જીવનકાળમાં નખાયાં હતાં. એમની કાન્ત જોડેની મૈત્રીમાંથી માત્ર મૈત્રીનાં કાવ્યો જ ઉદ્ભવ્યાં હતાં એવું નહોતું, એ મૈત્રી તો ઠાકોરની કાવ્યશૈલીની અને કાવ્ય પરત્વેની સ્વકીય ભાવનાના ઉદયનું નિમિત્ત બની હતી, એ સુવિદિત છે.

આવા પુરુષના જીવનમાં એમની જીવનગત ભાવનાઓનું, કલાદષ્ટિનું, કલાસિદ્ધિનું અને એને પ્રેરનાર

પોષનાર પ્રસંગોનું અને વ્યક્તિઓનું જેટલું મહત્ત્વ અને પ્રાધાન્ય હોય, એટલું જન્મથી મૃત્યુ સુધીની સાલવારીનું ન હોય તો પણ અહીં આપણે એમના જીવનની એ સાલવારીને પણ નોંધીશું સદ્ભાગ્યે એ સાલવારી એમણે પોતે જ આપણને આપી છે.

ઠાકોરનો જન્મ ભરુચમાં ૨૩–૧૦–૧૮૬૯ ને દિને પૂજ્ય ગાંધીજીના જન્મ પછી ૨૨ મે દિવસે થયો હતો. પ્રારંભિક શિક્ષણ એમણે કેંક ભરૂચમાં અને પછી રાજકોટમાં લીધું હતું. રાજકોટની એ કાઠિયાવાડ (આલ્ફ્રેડ) હાઇસ્કૂલમા જ એમનાથી એક બે વર્ષ પાછળ –ગાંધીજી અભ્યાસ કરતા હતા આ સ્થળે, કેવળ આકસ્મિક 'બાદરાયણ' સંબંધ તરીકે, હું એ નોંધવાની ધૃષ્ટતા કરૂં છું કે મારો પણ માધ્યમિક અભ્યાસ એ જ નિશાળમાં થયો હતો, અને ઠાકોરના તથા ગાંધીજીના જે સંસ્કૃત શિક્ષક હતા–નડિયાદના કૃષ્ણશંકર પંડ્યા તે જ–હું ૧૯૧૦ માં મેટ્રિકના વર્ષમાં વઢવાણની દાજીરાજ હાઇસ્કુલનો વિદ્યાર્થી બન્યો ત્યારે–ત્યાં હેડમાસ્તર હતા અને મારા સંસ્કૃતશિક્ષક હતા (એમના વિશે ઠાકોરની નોંધ છે 'જે પાછળથી વઢવાણ કાંપના હેડમાસ્તર લેખે નામાંકિત થયા તે.' પણ આ નોંધમાં 'વઢવાણ કાંપ' એ બરાબર નથી–'વઢવાણ શહેર' જોઇએ )

કોલેજનો અભ્યાસ ભાવનગરની શામળદાસ કોલેજમાં, મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજમાં અને છેવટ પુનાની ડેક્કન કોલેજમાં કરીને બી એ. ૧૮૮૯ માં થયા. બી. એ.માં એલિસ સ્કોલરશિપ મેળવી હતી. ડેકકન કોલેજમાં એમ. એ.નો અભ્યાસ માટે ફરી દાખલ થઇને કોલેજને લગતી અનેક પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક કાર્ય કર્યું. અને '૯૩ આખરે જો કે કોલેજ છોડી એમ. એ. થયા વગર જ, પરંતુ મણુદેવ ગોવિં દરાનડે મારફત XX 'ચીરલે' 'માધવરાવ પેશ્વાના સમયનો ઇતિહાસ લખવાને કોઇએ ન વાપરેલાં કીમતી અને પુષ્કળ સાધનો XX મળી ગયાં. અને X X એ વર્ષો પર નવો જ પ્રકાશ પાડતો ઐતિહાસિક નિબંધ લખ્યો' અને એમાં યુનિવર્સિટીનો માણકજી લીમજી સુવર્ણપદક મેળવ્યો.

બી. એ થયા પછી થોડો સમય. અને ફરીથી એમ. એ. નો અભ્યાસ છોડ્યા પછી ૧૮૯૪–૯૫માં, મલબારીના 'ઇંડિયન સ્પેક્ટેટર'ના ઉપતંત્રી તરીકે કાર્ય કર્યું તે ઠાકોરની પ્રથમ નોકરી. ત્યાર પછી ૧૯૨૪માં નિવૃત્ત થયા ત્યાં સુધી એમણે કેળવણીખાતાંની નોકરી કરી. પ્રોફેસર તરીકે અજમેરમાં ડેક્કન કોલેજમાં, અને રાજકોટની રાજકુમાર કોલેજમાં. તે દરમિયાન ૧૯૧૩ માં નવ માસ માટે એઓએ કાઠિયાવાડ એજન્સીના એજ્યુકેશન ઑફિસરને પદે પણ કાર્ય કર્યું હતું. નિવૃત્ત થયા પછી બરોડા કોલેજના પ્રોફેસર તરીકે અને સાથેસાથ યુવરાજ પ્રતાપસિંહ ગાયકવાડના શિક્ષક તરીકે પણ દોઢેક વર્ષની સેવા આપી હતી આ દરમિયાન એમણે અનેક યુનિવર્સિટીઓની પરીક્ષાઓમાં પરીક્ષક તરીકે પણ કાર્ય કર્યું હતું, જેનો નિર્દેશ 'ભણકાર ૧૯૫૧માં' ગૌરવથી આ પ્રમાણે કર્યો છે;–'મુંબઇ અને પછી બનારસ–નાગપુર કવે' યુનિવર્સિટીઓમાં ઊંચામાં ઊંચી પરીક્ષાઓમાં પરીક્ષક ઇ. ૧૯૦૦ થી માંડીને ત્રણ દાયકાથી વધારે સમય પ્રો. ઠાકોરે પરીક્ષામાં ઉત્તીર્ણ ગણી બી.એ પદવી અપાવેલ યુવક યુવતીઓની સંખ્યા ૨૫૦૦ ઉપરઃ બી. એ.ની એક આખી પેઢી'

પરીક્ષક તરીકેના કાર્યનો આવો ગૌરવપૂર્ણ નિર્દેશ કરવાની પાછળ જે માનસ છે તે વિદ્યાર્થીઓમાં–અને પરીક્ષાર્થીઓમાં પણ–ગર્વ લેતા શિક્ષકનું માનસ છે. ઠાકોરમાં આવો નવી–પેઢીના સંપર્કમાં રાચતો માનસનો ઉલ્લાસ આજીવન રહ્યો હતો. એમનો નવીન અને નવીનતર કવિઓ અને કાવ્યવિવેચકો પ્રત્યે જે ભાવ હતો તે એમનાં પ્રવચનોમાં અને લખાણોમાં જ નહીં, કાવ્યોમાં પણ વ્યકત થયો છેઃ

કવિઓની નવી પેઢીના તેઓ માત્ર સદ્ભાવપૂર્ણ વડીલ જ ન્હોતા રહ્યા, અનેક પ્રકારે નવપ્રસ્થાનના પ્રેરણાદાતા પણ બન્યા હતા. આ સંદર્ભમાં ઉમાશંકરનું અતિપરિચિત વચન ટાંકુ છુ,

'નવી કવિતા કથયિત્વ પરત્વે મહાત્મા ગાંધીજી અને આયોજના પરત્વે પ્રો. ઠાકોર એમ બે ભિન્ન ભિન્ન પ્રકારની વ્યક્તિઓના ખભા ઉપર ચડીને ચાલી રહી છે.'

ઠાકોરનો પ્રભાવ કાવ્યના આયોજન પરત્વે જેટલો જાણીતો છે, તેટલો જ કથયિત્વના નિરૂપણમાં વિચાર–તત્ત્વને ભાવતત્વથી વિશેષ અથવા સમાન એમણે આપેલા મહત્ત્વ પરત્વે જાણીતો છે અને એટલો જ જાણીતો છે અતિ ઊર્મિલ, પોચટ, કેવળ શ્રવણરંજક, ગેયત્વમાં જ કૃતકૃત્યતા માનતી પદ્યરચનાનો એમનો વિરોધ એઓ જોઇ શકયા હતા કે અર્થોપકારક, ભાવવ્યંજક નાદમાધુ-

ર્યનાં ઝાંઝરો જ, અર્થમાધુર્યની ઉપેક્ષા થાય તો, જંજિર જેવાં બને છે. એથી એમણે પોતાનો–

'પરંપરાની અતિદૃઢ ઝાંઝરજંજિર તોડવા મથિયો,
દાસ્યથી ગીતકલાના કાવ્ય મુક્તિનો મક્ત વકીલ'

એવો પોતાનો પરિચય આપ્યો છે.

પણ સઘન સુશ્લિષ્ટ પદવિન્યાસના આ પક્ષપાતી કાવ્યની અર્થોપકારક બને તેવી વાણીશોભાના વિરોધી ન્હોતા: વિચારતત્ત્વના પક્ષપાતી હોવા છતાં ઉર્મિનો-વિચારની ઊર્મિમયતાનો–અનાદર કરનારા નહોતા.

એમનો વિરોધ હતો આન્તરતત્વરૂપ આત્માના સૌન્દર્યથી રહિત કેવળ દેહસૌન્દર્ય પ્રત્યે ;–

'રૂડો દેહે ય તુચ્છ, સુંદર ન જો તેમાંય દેહી લસે.'

પોતાની કવિતા વિશેની ભાવનાનો એમણે જે સંક્ષિપ્ત નિર્દેશો કર્યા છે તેમાંના થોડાક અહીં જોઇએ.

'અર્થશબ્દ, ધૃતિછાંય. રૂપરંગો, સુરતાલો
વળી મેઘાચ્છલ ભૌમ વ્યોમની પ્રતિભા છોળો.

યુગલ પરસ્પર પ્રીતે,
સ્વતંત્ર સ્વકીય રીતે

સાહિ બાંહ્ય નર્તંત જહાં–આસ્માન ઉજાળો ?
દેશ કાલ હદ ટપી અમર નરવંશે મ્હાલો'

—'ગુર્જર કવિતા બઢો' (ભણકાર)

'શબ્દ અર્થધન સરસ વિમર્ષક, છંદ નાચતા લ્હેરી ગત,
છેડા ફોર છબી આકર્ષક-કવિજન, એટલડી જો છત,
તો તુજ સત્કારાશે કલા, છતન્યૂને અપસર્જિત બલા
ડુબશે તને ય ડૂબવી ભલા !'

ઠાકોર પ્રયોગ કરનારા હતા. એમણે જ એક સ્થળે કહ્યું છે કે 'હું છું, શ્રી ન્હાનાલાલ છે, શ્રી પતીલ છે, ત્યાં લગી પ્રયોગો અને અખતરાઓ અને બંડો ચાલ્યા જ કરવાનાં.' એમણે પ્રવાહી પદ્યરચનાનો પુરસ્કાર કર્યો, સોનેટ સ્વરૂપનો પ્રચાર કર્યો, માત્ર શબ્દાર્થની લયવાહિતાથી સંતુષ્ટ ન રહેતાં કાવ્યના અન્તર્ગત તત્ત્વસંભારમાં અનુભવાતી લયમાધુરીનો પક્ષ લીધો. અને આ તત્ત્વોનો માત્ર મૌખિક પ્રચાર જ ન કર્યો પણ એનાં નિદર્શનો બને એવી રચનાઓ પોતે પણ રચી. ઠાકોરે ગુજરાતી કવિતામાં સાધેલા આ નવપ્રસ્થાનની અને એમની પોતાની કાવ્યરીતિની, મીમાંસાનું તથા કાવ્યોની વ્યક્તિશઃ કે સમગ્ર મૂલવણીનું કાર્ય અન્ય લેખકને સોંપાયું છે. એટલે અહીં એનો અવકાશ નથી; એની આવશ્યકતા નથી.

●●●

કવિતાનું અત્યારનું સ્વરૂપ જેમ નૈસર્ગિક ઉત્ક્રાન્તિના ક્રમમાં જન્મ્યું છે એ હકીકત છે, તેમ એ સ્વરૂપનાં અંગોપાંગોનાં પ્રથમ ઘડતર પ્રો. ઠાકોરની પ્રયોગશાળામાં થયાં છે એ પણ હકીકત છે. આર્વાચીન કવિતાની બધી વિશિષ્ટતાઓ–સંગીત કે ગેયત્વથી સ્વતંત્ર એવું પાઠ્યત્વ કે ગુંજનક્ષમતા. અર્થાનુસારી લયસાધના, ઉર્મિને ઉર્મિલતામાં સરી પડતી અટકાવનાર બુધ્ધિસંયમ, સ્પર્શક્ષમ કલ્પનામૂર્તિઓ, આ બધી વિશિષ્ટતાઓ–બીજ રૂપે પ્રો. ઠાકોરની રચનાઓમાં આપણને જોવા મળે છે·

— **મનસુખલાલ ઝવેરી** ('પર્યેષણા'માંથી)

# મૃત્યુને

ગુલબંકી

બ. ક. ઠાકોર

મૃત્યુ રે ઉપાડિ લે મ્હને!
સર્વ પુસ્તકો અપુર્ણ, કાવ્યસ્વપ્ન અર્ધદૃષ્ટ,
છે ન જે ઘણાં, ન મોટ એક જેહમાં,
તે ફરી પુરાં હું હોઉં હીંચતો, ચહંત ધુમ—
ચક્ર શુન્યનેત્ર ને નિહાળતો, શુષુપ્ત ચિત્ત,
મારિ ઝાપ ત્યાં જ તું ઉપાડજે મ્હને,
પડંત કાયખોખું ધબ્બ હેઠ,—
હાક તાહરી ભલે બને!
મૃત્યુ રે ઉપાડિ લે મ્હને!
પુત્રપૌત્ર કોઇ મોટ મારિ મોથ હર્ષભેર
હર્ષ એ મ્હને ય હોય દૈ શકયો, અને પ્રસંગ
ભુત કોઇ હર્ષનો સુણાવતો હું એહને,
સ્મર્ણ એહ હોઉં હું રસંત ભુતને જિવંત ચાહિને,
મારિ ઝડપ ત્યાં જ તું ઉપાડજે મ્હને,
સુણંત વત્સ ખોખું બાથ ઘાલતો જ,
બાથ તાહરી ભલે બને!
મૃત્યુ રે ઉપાડિ લે મ્હને!
મુહુર્ત શેષ રાત્રિ ત્યાં સ્ફુરંત સોણું મીઠડું,
જાણું સોણું, તો ય મુગ્ધ એહને ફુંકી જરા
ફુલાવતો ખિલાવતો યથેચ્છ એમ માણતા
ઉંહું તિહાં જ ખાટ હેઠ-કાયખોખું વિસ્તારે, અને
કોઇ વ્હેલું જાગનાર મૃત્યુસોડમાં મ્હને
નીંદર્યો નિહાળી આર્ત સા'કરે બધાંય,—
મૃત્યુ, ત્હારી હાક એ ભલે બને!
મૃત્યુ રે હરીજ કાન સાન ભાન રહિત યે ત્હને?
વિનંતિ સાંભળે તું શું, કદી તું શું કહ્યું કરે?
પાશ નાખતાં તું શું જુવે શિકારની ભણી?
તું જાણતો શું બાળયુવાવૃદ્ધ ભેદને?
તું પ્રીછતો શું કવિ–અકવિ મોહમુગ્ધ–મુક્તને?
ક્રૂર સૌમ્ય મિષ્ટ–કટુ, ત્વરિત–મંદ આવશે તું તાહરી ધુને!
હું હું સજ્જ, દાપું, ધર્મ, ધૈર્ય તુજ
ખોલ અબઘડી જ ગુદડું ગરીબ મોકળે મને!

જાનેવારી, ૧૯૪૬

●●●

# વિવેચક બળવંતરાય

(૧)

ગોવર્ધનયુગના લગભગ બધા સાક્ષરોએ સાહિત્યનું વિવેચન ભિન્ન ભિન્ન પ્રકારે કર્યું છે. તેમનામાંના તુરત યાદ આવે તેવાં નામ મૂળાક્ષરી ક્રમે ગોઠવેલાં આ ચાર છે: આનન્દશંકર ધ્રુવ, નરસિંહરાવ દિવેટિયા, બળવન્તરાય ઠાકોર અને રમણભાઇ નીલકંઠ. એમનાથી પ્રો. ઠાકોરે સદ્‌ભાગ્યયોગે સૌથી વધારે આયુષ્ય ભોગવ્યું. આ કારણે તેમને પદ્ય ને ગદ્ય, એ ઉભય પ્રકારને સફળતાથી સેવવાની વિશેષ અનુકૂળતા મળી એ તો ખરું જ, ગ્રન્થ-પૂરતી સઘનતા વિપુલતા પણ એ કારણે ખરી, પરન્તુ જેમ સર્જક તરીકેની તેમ નિબન્ધો (વિવેચનના અને અન્ય) રચનાર ચિન્તક તરીકેની આ શક્તિશાળી વિદ્યા-નિષ્ઠ સારસ્વતની પ્રતિભા જ તેમના બીજા સમકાલીનોને પડછે સવિશેષ નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા હતી આ નોખી ને વિલક્ષણ, વિલક્ષણ અને અનોખી અને અનન્ય સાધારણ, વળી સર્જકતાનાં ઓજસે ઓજસ્વતી પણ ખરી.

વિશાળ પટ પર ગાઢ પ્રવાહે, ઉભયતટ ભરી વેગભર વહેતી એ વિવેચન–સરિતાના તટે સ્થિર ચિત્તે ઊભા રહીએ ત્યારે મન તો ખોબે ખોબે ધરાઇને જળપાન કરવાનું થાય એવું છે, એટલી તૃષાતુરતા જગાડે એવાં પ્રલોભક છે રવિપ્રકાશે ઝબકતાં બલવન્તનાં બલપ્રદ એ નીર. એવો તૃપ્તિદાયક પ્રયોગ પણ કોઇકે કોઇ વાર, (એટલું ગજું હોય તો જ, અલબત્ત) કરવા જેવો ખરો, અહીં તો એ સરિતામાંથી ચાંગળુંક લઇને આસ્વાદ લેવા–લેવરાવવાનો જ આશય છે એ જાણશો.

( ૨ )

વિવેચક બળવન્તરાયનું કાર્ય મુખ્યત્વે–ત્રણ પ્રકારનું છે એમ કહી શકાય: વિવિધ વ્યાખ્યાનો તથા પ્રવેશકોના ગ્રન્થ: 'આપણી કવિતા સમૃદ્ધિ'માંના વિવરણ, અને કાલિ-દાસનાં ત્રણે નાટકોનાં ટિપ્પણાદિમાં થયું છે એ વિવેચન. વ્યાખ્યાનો વિષે સર્વસામાન્ય દૃષ્ટિએ કહી શકાય કે તેમાં જગતના કેટલાક સાહિત્યકારોની કૃતિઓના દીર્ઘ સમય સુધીના પરિશીલનથી પરિપક્વ બનેલી પર્યેષક બુધ્ધિનો પરિચય વાચકને થાય છે. તેમના સમગ્ર ગદ્ય લખાણ વિષે તેમ વિવેચનો વિષે કહી શકાય કે એમાં છે હકીકતો અને વીગતો ઉપરના 'પૂર્ણ' પ્રભુત્વ સાથે વ્યાપક સિધ્ધાં-

વિજયરાય ક. વૈદ્ય

તેનો સમન્વિત વિનિયોગ–સૂક્ષ્મ પ્રગાઢ તેમ જ વિશાળ દૃષ્ટિ.'

આ અભિપ્રાય જે ત્રીજા ગુચ્છ માટે અપાયો છે તેના વિષયો છે કેળવણી, સાહિત્ય અને સાહિત્યપરિષદ તથા ઇતિહાસ.

૧. ડૉ મો. જે. સાંડેસરા, વિવિધ વ્યાખ્યાનોના ત્રીજા ગુચ્છના નિવેદનમાં.

એ સવાત્રણસોથી યે વધુ પાનાંના ગ્રન્થમાં ટૂંકાં ને લાંબાં મળીને તેર વ્યાખ્યાનો છે, જુદે જુદા પ્રસંગે અપાયેલાં એમાંનાં લગભગ અર્ધા ભાગનાં અહીં વ્યાખ્યાનકારનો વિષય પ્રત્યેનો અભિગમ ('એપ્રોચ'), વિષય નિરૂપણની પધ્ધતિ, વિચારસંભાર તથા શૈલીઃ આ બાબતોમાં શાં છે અને કેવાં, એ દૃષ્ટિએ જોઇ જઇએ

શરૂઆત કેળવણી વિષયક પહેલા જ વ્યાખ્યાનથી કરીશું. પહેલું જે 'શિક્ષકો અને શિક્ષિકાઓ' નામનું, તે એ શ્રોતાવર્ગને સંબોધીને પહેલેથી છેલ્લે સુધી કરેલું છે. એ શ્રોતાઓ અધ્યાપન મન્દિરનાં વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓ, એટલે શિક્ષણ વિષયો ગણિત, સાહિત્ય તથા વિજ્ઞાન વિષે, તેમના અધ્યાપકો તેમને રોજેરોજ શિક્ષણનાં શાસ્ત્ર, કલા, ઇતિહાસ વિષે જે શીખવતા હોય, તેની પુનરુક્તિરૂપ નહિ પણ તેની સાથે સંબંધ ધરાવતું કાંઇક બીજું પોતે કહેવા ધારે છે એવો ઇરાદો છે એમ ખુલાસો કરે છે. પછી વિષય રીતસર હાથ ધરતાં પહેલું એ કહે છે કે અહીં તમારા મગજોમાં પડેલાં બીજ અનુભવનો લાભ પામતાં અને તેમાં બુદ્ધિવ્યાપાર ઉમેરાતાં, 'સારા શિક્ષક કે શિક્ષિકા ગણાશો...સારા શિક્ષકની પંક્તિમાંથી પણ ચડીને તમે ગુરુની પદવીના અધિકારી થશો.'

પછી, ગણિત કે વાચનમાળાનાં પાઠ–કવિતાનું સાહિત્ય કે વિજ્ઞાનના પ્રયોગો માત્ર રૂઢ રીતે શીખવનાર પાઠ શિક્ષક છે. તે એવા તરીકે સફળ હોય, તેનાં વિદ્યાર્થીઓ પરીક્ષાનાં સારા પરિણામ લાવનારા હોય, તો પણ તે એવા સાચા શિક્ષકની તોલે ન આવે જે બાળકોનો સ્નેહી બને અને મન–હૃદયથી તેમની સાથે તાદાત્મ્ય સાધી શકે, જેથી કરી આવી ભાવનાનો સંચાર યોગ્ય શિષ્યોમાં થતાં એવા સુપાત્ર ભવિષ્યમાં 'ગુરુ કરતાં સવાયા' નીવડે.

(૩)

આ ત્રીજા વ્યાખ્યાનગુચ્છમાંનાં બીજાં બે જોઇએ, 'સોરાબ અને રુસ્તમ' તથા 'પ્રતિભાબીજની માવજત.' આ બેમાંનું પહેલું એ વિષયનાં એક ફારસી તથા અંગ્રેજી કાવ્યના પરિચયથી શરૂ થાય છે. તેનો વિષય આ રીતે 'ઝમાને ઝમાને પિતા – પુત્ર – પેઢીઓ વચ્ચે વૈમનસ્યની સોરાબરૂસ્તમી' છે. એ બે પેઢીઓ, રુસ્તમી પિતાપેઢી અને સોરાબી પુત્ર પેઢી, માત્ર કુટુંબમાં નહિ પણ સમાજમાં અને પ્રજામાં પણ હોય છે એ ઉદાહરણોથી રસિક રીતે નિરૂપી, છેલ્લી કંડિકામાં ઇચ્છે છે કે ભાવિ માનવજાતિ એવાં વૈમનસ્ય વિનાની, સૌમ્ય ને વ્યાપક સમતાવાળી થાય. પ્રતિભાબીજ વિષેનો વ્યાખ્યાની નિબન્ધ શરૂ તેમ પૂરો એના કવિ 'પતીલ' અનુસાર ભગવતી સરસ્વતી વ્યાખ્યાનકારના શબ્દાન્તરે 'પ્રિય પ્રજાને' સંબોધાયેલી આ કાવ્યપંક્તિથી થાય છેઃ 'રે બીજ દઇ તું શકે નવ શકે, દે એક સદ્‌ભાવના.' શરૂઆતમાં, માવજત એટલે ઉત્કૃષ્ટ જાતની ઉછેર અને પ્રતિભા એટલે અસાધારણ શકિત, લોકોત્તર સર્જકતા એમ વ્યાખ્યાઓ આપી, હરકોઇ જીવનક્ષેત્રમાં પ્રતિભાસંપન્ન મનુષ્ય તો દસ હજારે એક હોય છે એમ કહ્યું છે. ઘણાંખરાં પશુ કે યંત્રની જેમ જીવનારાં, તો કોઇ કોઇ વિરલ વ્યકિત આવી હોવાની કે 'તેની સ્વેચ્છાશક્તિ ખીલી હોય' અને તે નિજશકિત સાધનાદિનો વિનિયોગ પ્રજાહિતાર્થે' કરનાર હોય 'પ્રતિભાના વિહારનું ફલક માનવી જીવનના જેટલું જ વિશાળ બલ્કે અમર્યાદ હોવાથી, ગુજરાતી પ્રતિભાસંપન્ન પુરુષરત્નો સારી સંખ્યામાં છે એમ કહી નામો નર્મદ, દાદાભાઇ ને જમશેદજી તાતા, ગજ્જર અને સયાજીરાવ, દયાનન્દ ને ગાંધીજી ને ભગવાનલાલ ઇન્દ્રજીત આદિને આ સંદર્ભમાં યાદ કરી, આ પ્રકારના સાહિત્યકારોમાં કલાપી, મલયાનિલ તથા ગજેન્દ્ર બુચનાં નામને કામ, અલ્પાયુષિતા તેમને નડી એ અનિવાર્ય વિઘ્ન નોંધે છે. એ પહેલું તો બીજાં બે વિઘ્ન છે કોઇ દુર્વ્યસન (કવિ 'કાન્ત' ને ગાંજા કે ભાંગનું, એ દાખલો અપાયો છે) અને 'સંક્રાંતિકાલના વાતાવરણમાં કવિતાપ્રવૃત્તિને પ્રતિકૂલ ન્હાના મોટા વાયુ' ઊઠે અને 'ચાલ્યા કરે એ' પ્રકારનું વિઘ્ન છે. આ બધુ છતાં, એ બધું ગૌણ તરીકે ગણીને, 'સાહિત્યની શિષ્ટ અદાલતમાં કૃતિઓના ગુણદોષ ઉપર જ ચુકાદા આપવાના છે.' ન્યાયપ્રિય વિવેચકે તો; અને, 'તેઓ

ચુકાદા જ શિષ્ટ સંમતિ મેળવવાને લાયક' છે. આ દૃષ્ટિએ કહે છે કે 'પ્રતિભા બીજનીમાવજત હું જે માગી રહ્યો છું, તેનો મુખ્ય અંશ પ્રજાની આ સહાનુભૂતિ અને કદર છે.'

(૪)

પ્રો ઠાકોરનું ઉમદા ગદ્ય આપણી ભાષાની એક મહાન ગૌરવપ્રદ અને અનુપમ સિધ્ધિ છે. એ ગદ્યનો વિનિયોગ, તેમના જ શબ્દો લઇએ તો, 'કલાસખી તેમ શાસ્ત્રસખી પણ છે' એવી વિવેચના માટે સાહિત્યના આરૂઢ આ શિક્ષાગુરૂએ અગણિત વાર કરીને ઊંચી કોટિનાં સત્યાન્વેષણ કર્યાં છે, રહસ્યદર્શન કરાવ્યાં છે, અથવા સાહિત્યરચનાના સિધ્ધાંત અને વ્યવહાર ઉભયના માર્ગમાં અણમૂલ માર્ગદર્શન વાચકો તેમજ લેખકોને કરાવ્યાં છે, અને તેમાં સ્થળે સ્થળે એ પ્રભાવપૂર્ણ વિવેચકે વિવેચનલેખમાં સ્વાભાવિક અને શક્ય તેટલી ઉન્નતકર તેજોમય સર્જકતા પણ પ્રગટાવી છે—એવી કે તે ગુણ (ઊદાહરણઃ ર. વ. દેસાઇના 'દિવ્યચક્ષુ'નો તથા ગોવર્ધનરામકૃત 'સાક્ષર જીવન'નો પ્રવેશક) એ લેખોને ચિરંજીવતા પણ અર્પે છે. તેમની એ શક્તિનો અનુભવ સહૃદય વિવેકી વાચક બીજા પ્રવેશકોમાં, નવીન કવિતા વિષેનાં વ્યાખ્યાનોમાં, અપૂર્વ ગ્રન્થિકા 'લિરિક'માં, કવિતા શિક્ષણની બંને આવૃત્તિઓમાં પણ કરે છે. અમો કેટલાક જે તેમના માનસપુત્રવત, તેઓ તો એમની કવિતાના તેમ વિવેચનોના પુનઃપુનરપિ રસાસ્વાદકો છીએ. વર્તમાન અને ભાવિ પેઢીઓમાં પણ એવા ઘણા પાકે, સ્વવિકાસાર્થે પાકતા રહે એવી આશા રાખીએ.

●●●

બધા સૂર ખિલાવજે મનુજ–ચિત્ત–સારંગીના,
બધા ફલક માપ જે મનુજ–બુદ્ધિ–બ્રહ્માંડના,
અબોલ પણ જીવતી ખલકમાં તરે માનવી,
તરંગ લય એહના અજબ તું રહેજે લહી,
પ્રવાહ મહીં સર્ગના સ્મિત તું ધારજે દૈવતું,
રખે વિસરતો ક્ષણે રટણ એક સૌન્દર્યનું.

— બ. ક. ઠા.

મળી લઉં છું કયારેક કોઈને,
અને ઠાલવી દઉં છું હૃદયાગ્નિ,
અધૂરું અપેક્ષા કાજે
મળી લઉં છું કયારેક કોઈને,
આજે કર્યું કેટલું ?
કરીશ કાલે હું શું ?
તે પ્રશ્નો લઈ મળી લઉં છું મિત્રોને,
"સારા છે મિત્રો" એવા
'અવતરણ લઈ મારા
અંતરની વાત કરી લઉં છું.
અરમાનની ચિતા કરનારને
સ્મશાન બની મળી લઉં છું.
અંતરની અપેક્ષા સંગોપિત
કરી શાહ ચિંધ્યા મિત્રો મળી લઉં છું
અરમાન જે મારા બન્યાં છે
ખુદ અંગાર
તેના પર રાત દિવસ હું સફર
કરી લઉં છું.
જ્યારે વટાવે છે હદ
મારા ખુદના જ પડછાયા
ત્યારે તેમને હું ઉપેક્ષિત
કરી આગળ વધી લઉં છું
કયારેક થોડું બોલી
લઉં છું તો કયારેક હસતે
મોઢે સહી લઉં છું
કયારેક હિતેચ્છુ અને
મારી વચ્ચે દર્પણની
પારદર્શક દીવાલ છવાઈ જાય છે
અને "હું" અને "તું" મારામાં
હસી જાય છે ત્યારે
મૌન બની જાઉં છું

— અશોક પરીખ

•••

# પ્રો. ઠાકોરની કમનીય કાવ્યમાલા

પ્રકાશ મહેતા

**પ્રાસ્તાવિક :–** 'પ્રેમનો દિવસ' એ પ્રો. ઠાકોરની કવિતાકલાની એક અપૂર્વ સિદ્ધિ છે. નવલખા હારમાંના ચમકતાં રત્નો જેવાં આ કાવ્યો અંગ્રેજીમાં જેને 'Dramatic Lyrics' કહે છે તે પ્રકારનાં છે. ઊર્મિકાવ્યના આ વિશિષ્ટ પ્રકારનું અંગ્રેજી સાહિત્યમાં તો બ્રાઉનિંગ જેવા સમર્થ કવિઓને હાથે ઘણું ખેડાણ થયું છે, પરંતુ ઊર્મિકાવ્યના બીજા પ્રકારોમાં ઠીક ઠીક સમૃદ્ધ એવું ગુજરાતી સાહિત્ય આ જાતના નાટયોર્મિકાવ્યોથી લગભગ વંચિત જ હતું. આ ખોટ પૂરવા માગતા હોય તેમ પ્રો. ઠાકોરે પ્રેમનો દિવસ'ની કાવ્યમાલા ગૂંથવા માંડી, પણ આપણાં દુર્ભાગ્યે તે અધૂરી જ રહી.

**બ્રાઉનિંગ અને પ્રો. ઠાકોર :–** આ કાવ્યમાલા ગૂંથવાની પ્રેરણા પ્રો. ઠાકોરને બ્રાઉનિંગનાં 'Dramatic Lyrics'માંથી સાંપડી હતી એમ એમણે પોતે જ કબૂલ્યું છે ૧. સામાન્ય રીતે લિરિકમાં કવિ પોતાની આત્મલક્ષી ઊર્મિઓને વાચા આપતો હોય છે એમ ઓગણીસમી સદી સુધી મનાતું. પરંતુ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઉર્મિકાવ્યની સરિતામાં બે નવા જ પ્રવાહો ફ્રાંસમાંથી આવીને ભળ્યા. એક બાજુ, એડગર એલન પોની કવિતાથી પ્રભાવિત થયેલા બોદલેરે અત્યંત ઉત્કટ એવા આત્મલક્ષી ભાવોને પ્રતીકાત્મક રૂપો દ્વારા વ્યક્ત કર્યા. બીજી બાજુ, Leconte de Lisle અને Sully Prudhomme જેવા ફ્રેંચ કવિઓએ વસ્તુનિષ્ઠ (objective) આલેખન દ્વારા આત્મલક્ષી ઊર્મિઓનું સાધારણીકરણ કરવાનો પ્રયત્ન કર્યો. ૨ આ પ્રયત્નમાંથી પ્રેરણા પામીને અંગ્રેજીમાં ટેનિસન અને બ્રાઉનિંગ જેવા કવિઓએ કેટલાંક સુંદર નાટયોર્મિકાવ્યો ('Dramatic Lyrics') રચ્યાં, અને એનાથી પ્રેરાઇને પ્રો. ઠાકોરે આ 'પ્રેમનો દિવસ'ની કાવ્યમાલા ગૂથી. આમ હોવાથી 'પ્રેમનો દિવસ'ને બરાબર સમજવા માટે આપણે નાટયોર્મિકાવ્ય એટલે શું તે જાણી લેવું જોઇએ.

**નાટયોર્મિકાવ્યનું સ્વરૂપ :–** 'એન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકા'માં કવિતાને ત્રણ મુખ્ય વિભાગોમાં વહેંચી નાખવામાં આવી છે (૧) ઊર્મિકાવ્ય (Lyric), (૨) મહાકાવ્ય (Epic) અને (૩) નાટયાત્મક કવિતા (Dramatic Poetry) ૩. એમાં ઊર્મિકાવ્યમાં કવિ

---

૧ જુઓ 'કવિતા શિક્ષણ' સાર પૃ. ૪૩–
૨ 'Cassell's Encyclo Paedia' VolIP. 359.

જાણે પોતાની જાત સાથે વાતો કરે છે, મહાકાવ્ય વગેરે કથાકાવ્યના પ્રકારોમાં એ જાણે શ્રોતાવૃંદને સંબોધીને પદ્યમાં કથા કહે છે, જ્યારે નાટ્યાત્મક કવિતામાં એ કલ્પિત પાત્રો દ્વારા ભાવાભિવ્યક્તિ સાધે છે. પરિણામે નાટ્યાત્મક કવિતામાં એલિયટ જેને કવિતાનો 'ત્રીજો અવાજ' કહે છે તે સંભળાય છે :– 'The third is the voice of the poet when he attempts to create a dramatic character speaking in verse; when he is saying, not what he would say in his own person, but only what he can say within the limits of one imaginary character addressing another imaginary character.' ૪

આ દૃષ્ટિએ જોતાં નાટ્યોર્મિકાવ્યમાં નાટ્ય અને ઊર્મિ એ બંને તત્વોનું અનુસંધાન સધાયું હોય છે એ ઊર્મિકાવ્યનો જ એક પ્રકાર હોવાથી એમાં કોઇ ને કોઇ ઉત્કટ અને ગહન ઊર્મિનું આલેખન થયુ હોય એ તો સ્વાભાવિક છે, પરંતુ એ ઊર્મિ કવિની આત્મલક્ષી ઊર્મિ તરીકે સીધેસીધી નથી નિરૂપાતી. પણ નાટકમાં બને છે તેમ, કોઇ ને કોઇ કાલ્પનિક પાત્ર દ્વારા આલેખાય છે. અર્થાત કોઇ પાત્રના મુખમાંથી એ ઊર્મિને વાચા આપતા ઉદ્ગારો સરી પડે છે તેથી જ પ્રે. ઠાકોરે નાટ્યોર્મિકાવ્યની વ્યાખ્યા બાંધતાં કહ્યું છે :– 'કર્તાની પોતાની ઊર્મિઓ પ્રધાન હોય તે આત્મલક્ષી ઊર્મિકાવ્ય. જેમાં બીજા-બીજાઓની ઊર્મિઓ પ્રધાન હોય તે અન્યલક્ષી અગર પાત્રલક્ષી ઊર્મિકાવ્ય.' ૫.

**'પ્રેમનો દિવસ'નું સ્વરૂપ** :–'પ્રેમનો દિવસ'ના કાવ્યો આ પ્રમાણે પાત્રલક્ષી ઊર્મિકાવ્યો કે નાટ્યોર્મિકાવ્યો છે. શ્રી ઉમાશંકર જોશીએ કહ્યુ છે તેમ, 'પ્રેમનો દિવસ'માંના કાવ્યો અંગત આત્મલક્ષી ઊર્મિઓના અભિવ્યક્તિ કરતાં નાટ્યોર્મિકાવ્યો (Dramatic Lyrics) તરીકે વધુ તો સંયોજાયા છે. લાગણીનું સાધારણીકરણ થતાં, ભાવ કાવ્યત્વને પામતાં કોઇ કૃતિ નરી આત્મલક્ષી રહેવા પામતી નથી.' ૬. જો કે આગળ ચાલતા તેઓ કહે છે. 'પ્રેમનો દિવસ' કાવ્યમાલા કવિ ભલે પરલક્ષી નાટ્યોર્મિકાવ્યો તરીકે આપવા પ્રેરાયા હોય. અહીં આ આખા પ્રેમકાવ્યગુચ્છ ઉપર અંગત અનુભવના મહત્ત્વની છાયા ઢળેલી જોઇ શકાય છે.'૭. એમનાં આ બંને વિધાનોનો એકબીજાં સાથે મેળ બેસાડવો મુશ્કેલ લાગે છે. વળી, પ્રો. ઠાકોરે પોતે જ કહ્યું છે :–'પ્રેમનો દિવસ' ઊર્મિ–કાવ્યમાલા હોત તો આ પછીના ગુચ્છમાં મુકાત. એ છે 'ડ્રામાટિક લિરિક'. એમાં કલ્પિત નાયક નાયિકાના જીવનનું અમુક ચૂંટેલા અને અન્યોન્ય પ્રેમની સમુત્ક્રાંતિ દર્શાવતા પ્રસંગો દ્વારા જ આલેખન થાય છે'૮. તેથી શાસ્ત્રીય ચર્ચામાં આ અંગે ઊંડે ન ઊતરતાં, આપણે પ્રો. ઠાકોરના સ્પષ્ટીકરણને સ્વીકારી લઇને, આ કાવ્યોના આસ્વાદ તરફ વળીએ.

**'પ્રેમનો દિવસ': એક આસ્વાદ** :–આ કાવ્યમાલા પ્રો. ઠાકોરે એમનાં પત્ની ચંદ્રમણિને અર્પણ કરી છે. પહેલું જ કાવ્ય 'અર્પણ' દબાઇ ગયેલાં ડુસકાં જેવું કરુણગંભીર બન્યું છે. આ કાવ્યો લખાતાં હતાં ત્યારે જે વ્યક્તિએ કવિના ખભા ઉપર પોતાનું મોઢું ટેકવીને એ કાવ્યોનું રસપાન કર્યું હતું, જેણે કવિની સાથે હીંચકે બેસીને આ કાવ્યોને કંઇ કેટલી યે વાર માણ્યાં હતાં, એ વ્યક્તિને આ કાવ્યો અર્પણ કરતાં કવિ કૃતકૃત્યતાની લાગણી અનુભવે છે. સૂર્ય અસ્તાચળમાં છુપાઇ જાય, અને ખીલેલી સંધ્યાનો ઉજાસ ઓછો થતાં પ્રગટેલી ચંદ્રકલાની સ્નિગ્ધ જ્યોત્સ્ના આકાશમાં ચારેકોર છવાઇ જાય, તેમ કવિના સમગ્ર ચિદાકાશમાં પત્ની ચંદ્રમાની પ્રેરણા વ્યાપી ગઇ છે. પરિણામે આ કાવ્યોમાં સૂર્યસમા કવિની પ્રખરતા નથી. પણ ચંદ્રકલા સમા કવિપત્નીની શીતળતા છે. પત્નીને આવી ભાવભરી અંજલિ આપ્યા પછી કવિ 'પ્રેમની ઉષા'માંથી દાંપત્યજીવનનાં જુદાં જુદાં હૃદયંગમ ચિત્રોની હારમાળા દોરવાનું શરૂ કરી દે છે તેથી જ સુન્દરમે આ કાવ્યોને 'એક પ્રણયી યુગલના આંતરજીવનમાંથી વીણેલી કેટલીક ક્ષણોનાં ભાવપ્રધાન ચિત્રો' કહ્યા છે. એમાં 'પ્રેમની ઉષા' થી માંડીને 'પ્રેમનું નિર્વાણ' સુધીની પ્રણયની વિવિધ ભૂમિકાઓ રજૂ થઇ

---

3 'Encyclopaedia Britanniea' Vol 18 : P 105-114.

૪. 'On Poets and Poetry' P. 89.

૫. વધુ ચર્ચા માટે જુઓ 'લિરિક' પૃ ૧૮

૬ 'મ્હારાં સોનેટ' (૧૯૫૩)નું સંપાદકીય : પૃ. ૧૪

૭. એજન : પૃ. ૧૫. ૮. 'ભણકાર' (૧૯૫૧). ગુચ્છ ૪ થાનું નિવેદન : પૃ. ૧૬૪.

છે. એ કાવ્યો વાંચતાં જાણે કોઇ દંપતીના જીવન પ્રસંગોની તસ્વીરોના આલ્બમનાં પાનાં ફેરવતાં હોઇએ એવું લાગે છે.

પ્રથમ કાવ્ય 'પ્રેમની ઉષા'નો આરંભ જ કેટલો બધો કાવ્યમય છે! 'પાડી સેંથી નિરખી રહિ'તી ચાંદલો પૂર્ણ કરવા' અહીં બે ગતિની વચ્ચે આવેલા એક નાનકડા સ્થિતિબિંદુને કવિએ જે કૌશલ્યથી પકડી પાડ્યું છે તેમાં કવિકર્મનો વિશેષ પ્રગટ થાય છે. પતિની આતુરતાપૂર્વક વાટ જોતી નવોઢાએ ચાંદલો કરતાં પહેલા મોઢું ધોયું હશે, કપડાં બદલ્યાં હશે, સેંથી પણ પાડી હશે. એ જ પ્રમાણે, 'જુઓને બારી બહારની વેલ સાથે પેલો વાયુ કેવાં અડપલાં કરે છે' એવું પતિને આડકતરૂં રસિક સૂચન કરતી નાયિકા પતિ સાથે ઉન્મત્ત પ્રેમક્રીડા કરે છે.૯ પણ આ બધી ગતિશીલ વિગતોનું કવિતામાં સુરેખ અને સ્થિર ચિત્ર દોરવું મુશ્કેલ, તેથી આપણા કવિએ તો અરીસામાં જોઇ, વાંકું મો કરીને સૌભાગ્યચિહ્ન શો ચાંદલો કરી રહેલી નાયિકાની ક્ષણિક સ્થિરતાને ચિત્રબદ્ધ કરી દીધી છે.

નાયિકાનું મનોગત જાણે જાણી ગયો હોય તેમ તેનો 'ભાવના સિધ્ધદાતા' પકડાઇ ન જવાય એ માટે છુપે પગલે, નીચો નમીને પાછળથી એકાએક આવે છે, અને–

'–ને ઓચિંતી કરઝડપથી બે ઉરો એક થાતાં!'

આ અણધાર્યા પણ મધુર આક્રમણથી હલમલી ગયેલી નાયિકાનો ભરાવદાર અંબોડો છુટી જઇને એના ખભા ઉપર ઢળી પડે છે એનું પ્રો. ઠાકોરે કેવું ગતિશીલ ચિત્ર દોર્યું છે!:

'કંપી ડોલી લચિ વિખરી શોભા પડી સ્કંધ દેશે.'

અહીં બબ્બે અક્ષરના પહેલા ત્રણ શબ્દો દ્વારા કવિએ અંબોડાની છુટી જવાની ક્રિયાને વર્ણવી છે, અને પછી 'વિખરી'એ ત્રણ અક્ષરના શબ્દ દ્વારા આખા વાંસા ઊપર પથરાઇ જતા કેશકલાપને સાકાર કર્યો છે.

પતિના આલિંગનથી રાજી થયેલી નાયિકા 'દહાડેયે શું?' એમ કહે છે ખરી, પણ એ તો માત્ર, token resistence' તરીકે ખરેખર તો આનંદથી એનાં દંગો નૃત્ય કરવા માંડે છે અને પછી તો બંને જણાં પ્રગાઢ આશ્લેષ દ્વારા પ્રેમનાં પિયૂષો સામસામા પાય છે. આ તો હજી તાજી જુવાનીનો–લગ્ન જીવનના પ્રારંભકાળનો–દેહભાવપ્રધાન પ્રેમ છે. એમાં હજી હૃદયના સ્વસ્થ અને શાંત પ્રેમના ચાંદાસૂરજ નથી ઊગ્યા.

પરંતુ વિધિની વિચિત્રતા તો એ છે કે મિલનનું આવું સુખ ઝાઝું ટકતું નથી, અને નાયિકાના વિયોગની વ્યથા અનુભવતો નાયક 'અદ્રષ્ટિ દર્શન'માં માણ્યું તેનું સ્મરણું કરીને સાંત્વન પામે છે. કામકાજમાં ડૂબેલા નાયક સમક્ષ વારંવાર નાયિકાની મૂર્તિ, હવામાં તરતી પરીની જેમ, ખડી થઇ જાય છે. એ મૂર્તિને નિહાળતાં નાયકને ભૂતકાળનાં લગ્નજીવનના સુખો યાદ આવી જાય છે. કાળાં વાદળાંને ચમકાવતા તારાઓની જેમ આ સ્મરણો જ નાયકના દુઃખી વર્તમાનકાળને અજવાળે છે. પ્રિયતમાની ઉપેક્ષા કરવા માટે હવે નાયકને 'પ્રાયશ્ચિત્ત' થાય છે. પણ હવે તો બહુ મોડું થઇ ગયું છે. પોતાના વ્યકિતગત વિકાસમાં રચ્યાપચ્યા રહીને પ્રિયતમાને પ્રેમવંચિત રાખનારા નાયકનો ત્યાગ કરીને પ્રિયતમા ચાલી જાય છે. આ દુનિયામાં પ્રિય હૃદયોના 'ચાહ'નો પડઘો 'આહ' જ પડે છે. પરંતુ એ માટે નાયિકા નાયકને દોષ દેતી નથી, પણ પોતાના દુર્ભાગ્યને જ રડે છે. બીજાની દષ્ટિએ જોવું તેનું જ નામ સાચો પ્રેમ. આવો સાચો પ્રેમ અનુભવતી નાયિકા નાયકને આશીર્વાદ આપી 'છેલ્લી સલામ' કરે છે. 'અકાંક્ષા સમયોગ આણિ સુકર્મે કાલાબ્ધિ ત્હારે પદે'

નાયિકાના ગૃહત્યાગથી વ્યથિત બનેલો નાયક ઊંડા ચિંતવનમાં ગરકાવ થઇ જઇને આત્મનિરીક્ષણ કરે છે. 'હવે કાંઇ મને ગૃહસ્થી ધર્મોમાં રસ નથી રહ્યો. તો પછી સંન્યાસી બની જાઉં? કે પછી પ્રિયતમા કોઇક દિવસ પાછી આવશે એવી આશામાં ને આશામાં જીવ્યે રાખું? એ આશા ઠગારી નીવડે તો? તો પણ શું થઇ ગયુ? 'અવનિરસ'ની–પાણીની કોઇક કણી હિમશિખરે ચોંટી જઇને કે મેઘના મંડપમાં અટવાઇ જઇને પૃથ્વી પર વર્ષા રુપે પાછી ન યે આવી શકે. પણ તેથી શું થઇ ગયું? ભૂમિને પવનની જે શીતળ લેરખી મળે છે તેમાં આ અદશ્ય કણીનો યે ફાળો તો ખરો જ ને? સમુદ્રમંથનને અંતે લાધેલી લક્ષ્મીની જેમ તીવ્ર વિષાદમય મનોમંથનને અંતે લાધેલી આ આશાના રણકાર સાથે

૯ 'મ્હારાં સોનેટ'ની પહેલી આવૃત્તિમાં તો 'આ દેહાત્મા ઉપર થઇ આરૂઢ કંદર્પ રાજે' એવો પાઠ હતો. પણ આ પંકિતનો શૃંગાર વધારે પડતો ઉઘાડો લાગવાથી કવિએ પાછળથી આ પાઠ બદલી નાખ્યો લાગે છે.

'નાયકનું ચિંતવન' એ સુંદર કાવ્ય સમાપ્ત થાય છે.

જો કે આવો આશાવાદ નાયકને એની ભૂલો પ્રત્યે અંધ નથી બનાવી મૂકતો. પોતાના વ્યતિકગત વિકાસની ધૂનમાં ને ધૂનમાં પ્રિયતમાને અવગણી એ કેવડી મોટી 'મૂર્ખાઇ' હતી, એનું નાયકને હવે ભાન થાય છે અને આત્મસંતાપ અનુભવતો નાયક દિવાસ્વપ્નમાં સરી પડે છે પોતાને જાણે પાંખો ફૂટી છે અને પરીની જેમ પોતે આકાશમાં ઊંચે ઊડી રહ્યો છે. એનો આ ઉત્કર્ષ જોઇને દિગ્મૂઢ થયેલા લોકો ઊંચે જોઇ જોઇને એનાં વખાણ કરે છે. કીર્તિના નશામાં તે વખતે તો આ વખાણ મીઠાં લાગતાં હતા, પણ અત્યારની વિયોગદશામાં તો તીખી વસ્તુથી જીભ તમતમે તેમ એ લોક–વખાણથી નાયકના કાન તમતમે છે, અહીં કવિએ ઇંદ્રિયવ્યત્યય કરીને નાયકની વ્યથાને કેટલી સચોટતાથી વર્ણવી છે! ભવિષ્યમાં ફરીથી આવી ભૂલ કદી નહીં થાય એવો કોલ આપી નાયક નાયિકાની ક્ષમા યાચે છે:

'કે પ્રીછું તુંજ પ્રેમ કોમલ સખી, ને આ ઊરે જે કંઇ
ગાંભીર્ય દ્દઢતા વળી સરલતા, તે જાણુ ત્હારાં સહી.'

સ્વમાની છતાં ઉદાર હૃદયની નાયિકા નાયકની બધી ભૂલોને માફ કરે છે, અને પાછી આવે છે. પણ પ્રિયતમાને સ્પર્શ કરવાનો અધિકાર પોતે હવે ગુમાવી બેઠો છે એમ નાયકને લાગે છે–અને આપણને ગુજરાતી ભાષાનું એક સર્વોત્તમ સોનેટ 'મોગરો' સાંપડે છે. નાયક નાયિકાને કહે છે :– 'બસ, બહુ બહુ તો તારા અંબોડામાં આ મોગરાનું ફૂલ ભરાવવા જેટલો નજીક હું આવી શકું. એથી વધારે સ્પર્શ કરવાનો મને હવે અધિકાર નથી. તું ચકિત થઇને મોં ફેરવી શું જુએ છે? સાચું કહું છું હોં! મારે તારી દયા નથી જોઇતી, પ્રેમ જોઇએ છે. એ પ્રેમ મેળવવાની લાયકાત તો મેં કયારનીય ગુમાવી દીધી છે. આ મોગરા જેવા જ મારા હૃદયપુષ્પની પાંખડીઓ અત્યારે તો દુર્ગુણોથી મ્લાન થઇ ગઇ છે. એને વિશુધ્ધ કરું પછી જ હું તારો બની શકું:–

'દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર,–પછી જ હું તાહરો'

પ્રિયતમની આ આત્મનિંદા પ્રિયતમાથી સહન નથી થતી. ભૂતકાળને ભૂલી જઇને નવી સૃષ્ટિના સર્જન દ્વારા દાંપત્યજીવનને સુમેળભર્યું બનાવવા તે નાયકને વિનવે છેઃ–

'પવિત્ર કરું હું ત્હનેઃ ખિલવ તું કલા માહરીઃ
પિયુ! સરજિયેં નવી વસતિ સૃષ્ટિ આશા ભરી!'

આવી નવી સૃષ્ટિને આરે ઊભેલું આ યુગલ નત મસ્તકે દુર્ગુણોનાં મલીન વમળોમાંથી પોતાને ઉગારવાની પરમાત્માને પ્રાર્થના કરે છે. એ મલીન વમળોનું ઉદ્‌ગમસ્થાન મનુષ્યનું હૈયું હોય કે પછી મનુષ્યની સત્તા બહારનું કોઇ અદૃષ્ટ તત્ત્વ હોય–ગમે તે હોય, મનુષ્યનો પુરુષાર્થ તો બાહ્ય અને આંતર દુષ્ટતા સામે છેવટ સુધી ઝૂઝવાનો છે. 'અદષ્ટ ભવથી વળી જીગરના જુના પાપથી, બચાવા જય આપ!' એ રણકતા શબ્દોમાં વ્યકત થતી કવીની નમ્ર ખુમારી નીહાળી હેમીંગ્વેના પેલા શબ્દો યાદ આવી જાય છે.' *'Man is not made for defeat ...a man can be destroyed bnt not defeatid.'*

વિયોગવેદનાની કસોટીમાં તવાઇ તવાઇને વિશુદ્ધ થયેલો 'પ્રેમનો મધ્યાહ્ન' તપે છે. 'પ્રેમની ઉષા' વખતનો કાયાપ્રીતિનો અદમ્ય ઉછાળો શમી જતાં આત્માપ્રીતિની અમર રસમોજનો આસ્વાદ બંને માણે છે. દૈહિક આકર્ષણને જ લગ્નજીવનનું એકમાત્ર ધ્યેય માનનારી કાયાપ્રીતિ ઓસરી જતાં દાંપત્યની ચરમ સિદ્ધિ સમું માતૃત્વ નાયિકાને પ્રાપ્ત થાય છે

માતૃત્વને આરે ઊભેલી નાયિકા પ્રથમ પ્રસૂતી માટે પીયર જાય છે. બાળકના જન્મની વધામણી આપતો પત્ર તે પતિને પદ્યમાં લખે છે–કવિપત્ની ખરી ને! ભૂતકાળના પ્રણયજીવનની અને પતિના પ્રેમાળ સ્પર્શના ઝંખનાની વાતો કરી આ રસિક નાયિકા બિચારા જીજ્ઞાસુ પતિદેવને દસદસ પંક્તિઓ સુધી ટટળાવે છે, અને દીકરો જન્મ્યો છે કે દીકરી એ જણાવતી નથી. છેક છેવટે સંતાનનું સુંદર સ્વભાવોક્તિ ચિત્ર દોરતાં તે મૂળ વાત છેલ્લી પંક્તિના છેલ્લા શબ્દમાં કહી દે છે :—

'ગોરુ ચૂસે અખૂટ રસથી અંગૂઠો પદ્મ જેવો,
આવી જોઇ, દયિત, ઉચરો લોચને કોણ જેવો!'

આ કાવ્યના અખૂટ રસને પણ સહૃદયી વાચકો સદાય માણ્યા કરશે એમાં શંકાને સ્થાન નથી.

નવજાત પુત્રને પારણામાં ઝુલાવતી માતા 'પોઢો પોપટ'નું હાલરડું ગાય છે. 'ચંદ્રીકાના પારણામાં ઝુલતો અને રજનીના શીતળ સમીરની લહરીથી ઊંઘી જતો પુત્ર કાલ સવારે

તો મોટો થઇ જશે, અને અરબી ઘોડે બેસીને આખી દુનિયા ખૂંદી વળશે, પછી તો એનાં વાજતેગાજતે લગ્ન કરીશું, અને દીકરાને ઘેર પણ દીકરા રમશે.' માતાનાં આવાં આવાં અરમાનોને કવિએ અભ્યસ્ત મંદાક્રાંતાના ધીમે ધીમે ઝુલતા પારણા જેવા છંદમાં અત્યંત માર્દવથી ઝુલાવ્યાં છે.

દુર્ભાગ્યે માતાનાં અરમાનો સિદ્ધ થતાં નથી, અને બાળકનું એકાએક અવસાન થાય છે. બંનેને સાંકળતી આ કડી દૂર થતાં ફરી પાછું લગ્નજીવનમાં ઘર્ષણ જાગ્યા કરે છે. પરંતુ એક વાર વરવહુ બને નદીકાંઠે ફરવા જાય છે, અને ત્યાં મૃત બાળકની કબર જુએ છે. એ જોતાં જ એમની વચ્ચેની કડવાશ ચાલી જાય છે. અને ફરી પાછું એમની વચ્ચેનું 'દૃગ અધર પીયૂષ ઊભર્યું.' આમ, મૃત્યુ પામેલું બાળક પણ માતાપિતાને સાંધનારી કડી બની જાય છે.

આવાં આવાં તો કેટલાં બધાં સુખદુઃખોમાંથી સાથે સાથે પસાર થઇને આ દંપતીની જીવનનાવ હવે મધદરિયે—આધેડ ઉંમરના પ્રેમમાં—પ્રવેશે છે. જન્મનો કિનારો દુર દુર નીકળી ગયો છે, મૃત્યુનો કિનારો હજી દેખાતો નથી. આવા મધ્યમ વયમાં એ દંપતી વ્યષ્ટિપ્રેમની સંકુચિતતા છોડીને સમષ્ટિપ્રેમની ઝાંખી કરે છે. વ્યકિતમાંથી સમષ્ટિ તરફ અને છેવટે પરમાત્મા ભણી. પ્રેમની આવી ક્રમિક ઉત્ક્રાંતિ સાધતું યુગલ અદ્વૈતાનુભવ કરે છે :—

'તૂંહૂં હૂંતૂં ત્રુટિરહિતનૂં દ્વંદ્વ અદ્વૈત શૂં એ!'

આવો આધ્યાત્મિક પ્રેમ અનુભવતાં માતાપિતા 'કન્યાદાન' પ્રસંગે પુત્રીને આવી જ આશિષ આપે ને?:

'ઝગો વિમલ નેહમાર્દવ તહેમો નવી જોડમાં'

જોકે પ્રૌઢ દંપતીના પરિપકવ પ્રેમમાં પણ કોઇ કોઇ વાર કામદેવ આવીને અચાનક ડોકિયું કરી જાય છે ખરો. 'છદ્મમંગે' માં આવું જ બન્યું છે. રમતગમત અને ગાનતાનથી થાકેલાં બાળકો વહેલાં ઊંઘી જાય છે, અને ઘણાં વખતે દંપતીને એકાંત મળે છે. એકાંતમાં સહશયન કરતાં એમનામાં સૂતેલી રતિમદનની જોડલી એકાએક જાગી જઈ ઉત્પાત મચાવે છે એ દેહોત્પાત ક્યારે શમી જાય છે એનું મીઠી નિદ્રામાં પોઢેલાં આ દંપતીને ભાન પણ નથી રહેતું.

કૌટુંબિક જવાબદારીઓને લીધે નાયકા ઘણાં વર્ષો સુધી પોતાના પિયરનું જુનું ઘર જોવા જઇ શકી નહોતી. આખરે તે જાય છે. સોનાના હારમાં વચ્ચે ચળકતા 'પેન્ડન્ટ' જેવું આ 'જૂનું પિયરઘર' કાવ્ય, ઉમાશંકરે કહ્યું છે તેમ, ગુજરાતી ભાષાની એક અમરકૃતિ છે :— 'મોગરો,' 'વધામણી' અને 'જૂનું પિયરઘર' એ આપણી ભાષાની અમર કૃતિઓમાં સ્થાન પામેલી ત્રણ સૉનેટ છે.'

પિયરના જૂના ઘરમાં પગ મૂકતી નાયિકાનું વર્ણન કેટલું બધું ચિત્રાત્મક બન્યું છે :—

'બેઠી ખાટે ફરિવળિ બધે મેડિયે ઓરડામાં'

'બેઠી ખાટે' એ મંદાક્રાંતાના પ્રથમ ચાર ગુરુ નાયિકાની 'હાશ' કારાની લાગણીને વ્યકત કરે છે. લાંબી, અગવડભરી મુસાફરીનો શારીરિક થાક તો જાણે હશે જ, પણ તદુપરાંત સાસરાના સંયુક્ત કુટુંબના ગુંગળાવનારા વાતાવરણમાંથી પિયરના મુક્ત વાતાવરણમાં આવવાનો આનંદ પણ કાંઇ ઓછો નથી. આવીને તે તરત જ પોતાની બાળપણની સખી જેવી ખાટ ઉપર બેસી જાય છે. સાસરામાં તો વડીલોની મર્યાદા જાળવવા એમ ન કરાય પણ આ તો જૂનું પિયરઘર છે ને? પરંતુ ખાટ પર બેઠી—ન બેઠી ને તરત ઊભી થઇ આખા ઘરમા ફરી વળી. 'ફરિ વળિ બધે' માંના પાંચ લઘુ, દ્વારા કવિએ ઝડપથી અને કુતૂહલથી ઘરમાં ફરી વળતી નાયિકાની ત્વરિત ગતિને કેવી સાકાર કરી છે! એ જેમ જેમ ફરતી જાય છે તેમ તેમ તેને ભૂતકાળનાં સ્મૃતિચિત્રો દેખાતાં જાય છે. સદાય સ્મિતમધુર એવી મીઠી માડી દેખાય છે. ભવ્યમૂર્તિ પ્રતાપી પિતાજી દેખાય છે. અને બાળપણનાં ખટમીઠાં સોબતી જેવા ભાઇ ભાંડુઓ પણ દેખાય છે. રાતે વાળુ કરીને ઉંબરા પર બેસી તપકીરની દાબડીને 'ટપ ટપ' ટપકારતી અને આંખો ચોળતાં બાળકોને અવનવી પરી કથાઓ કહેતી વાંકી વળી ગયેલી દાદીમા પણ એને દેખાય છે. પણ અરે, એ બધાં વચ્ચે આ કોણ આવીને ઊભું રહી ગયું છે? અને એ પણ પાછું નાનકડા બાળકના વેશમાં? એ તો એનો પતિ છે! પતિની મૂર્તિ હલેજે એવી તો જામી ગઇ છે કે બાળપણનો વિચાર કરતાં પણ તે ત્યાં દેખાય છે. અને ત્યારે જ તેને પ્રેમની અનહદ ગતિનો સાચો ખ્યાલ આવે છે:

'બેસી ખાટે પિયર ઘરમાં જિંદગી જોઇ સારી
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મારા તહમારી'

પ્રો. ઠાકોરને આ પંક્તિઓ વર્ડ્ઝવર્થનું 'The Prelude' કાવ્ય વાંચીને સૂઝી હોય એવો સંભવ છે. પોતાના પરમ મિત્ર કોલરિજને ઉદ્દેશીને વર્ડ્ઝવર્થ કહે છે કે મારા બાળપણાનો વિચાર કરું છું ત્યારે ત્યાં પણ તું દેખાય છે. અરે, આ તે કેવું આશ્ચર્ય!

'Even in this joyous time I some times felt your presence...'.

ધારો કે પ્રો. ઠાકોરને વર્ડ્ઝવર્થની આ પંક્તિઓમાંથી પ્રેરણા મળી હોય તો પણ શું થઇ ગયું? એમાં વળી વેશી ભાત બે મિત્રોના સખ્ય કરતાં પતિ પત્નીના નિકટતમ સંબંધમાં વધારે સહજ અને સુંદર નથી લાગતો શું?

આ પ્રમાણે એકમેકમાં તદ્રુપ થઇ ગયેલાં દંપતી 'વર્ષા'ની એક સુંદર સાંઝનું અલૌકિક દૃશ્ય સાથે બેસીને નિહાળે છે. મૂસળધાર વરસાદ બંધ થતાં ભીની, ટપકતી શાંતિ છવાઇ ગઇ છે. 'શાંતિ, શાંતિ, ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ'— એ ઉપાડમાં 'શાંતિ' જેવા બે ગુરુવાળા શબ્દનું પુનરાવર્તન શાંતિની નિષ્ક્રિયતાને પ્રત્યક્ષ કરે છે. જળભરેલી વાદળી ઓગળી ગઇ છે ના, ઓગળી નથી ગઇ. 'ગળી' ગઇ છે બહુ પાકી ગયેલું, ગળી ગયેલું પોપૈયું છેવટે ફસકી જાય ને તેમ! માલતી મંડપમાં બેઠેલાં દંપતી મોતીની માળાની જેમ છાપરા પરથી સરકતાં વર્ષાબિંદુના નૃત્યને નિહાળે છે. સામે લીલી ઝાંયવાળું સરોવર છલકાય છે, પાછળ ગિરિ ઉપર સુધાનાથ સ્મિત કરે છે. દૃશ્ય તો સુંદર છે જ, પણ 'વ્હાલા, જોયું?' એમ પૂછતી પત્નીના ટહુકાથી તે પતિને વધારે રસાળ લાગે છે.

આ રીતે જીવનયાત્રામાં બંને જણાં આગળ ને આગળ વધે છે. અંતે વાર્ધક્યને આરે ઊભીને હિમચ્છાદિત શિખર સમા બ્રહ્મનાં દર્શન કરે છે, ઇંદ્રિયતૃષ્ણાના જડ કોશો ભેદીને એમનો પ્રેમ હવે પરમાત્મપ્રેમના 'અસલ રસ' તરફ વળે છે:—

'વ્હાલી, કેવાં જનતનિધિનો, પંડલય વાત કેવી!
કેવાં તું હું! અસલ રસમાં એક સોહં શિવોહં!'

પ્રણયની ક્રમિક ઉત્ક્રાંતિ આલેખતી આ કાવ્યમાલા છેવટે એકાએક કરુણ રસમાં સરી પડે છે. પતિનું અવસાન થતાં—કાળ પારધિએ પોતાની જાળમાં પોપટને પહેલો સપડાવતાં પાછળ તરફડતી મેના હૃદયભેદક આક્રંદ કરે છે. પરંતુ એ ઉત્કટ આક્રંદ કાવ્યત્વની કોટિએ પહોંચી શક્યું નથી અને પ્રો. ઠાકોરની બરછટ અને તળપદી બાની અંજનીગીતના સુકોમળ ઢાળને અનુકૂલ થઇ શકી નથી.

એ જ પ્રમાણે 'પ્રેમના દિવસ'નું પરિશિષ્ટ 'વામા' પણ મૂળ ભાવપ્રવાહથી વિચ્છિન્ન થઈ ગયું હોવાથી એકલું અને અટૂલું લાગે છે. બિલોરી કાચની પૂતળીશી વામાનું કવિએ સુરેખ ચિત્ર દોર્યું છે એ સાચું, પણ સુરેખ ચિત્રો દોરવા એ તો ઠાકોર માટે ડાબા હાથનો ખેલ છે. એ ચિત્ર પોતે સમગ્ર કાવ્યમાલાના વણાટમાં વણાઇ જઇને એકરૂપ થઇ શક્યું નથી.

આમ, આ કલ્પિત નાયક—નાયિકાના પ્રણયજીવનનું શોકપર્યવસાયી આલેખન કવિએ કર્યું છે. જીવનના આદિ અને અંત બંને દુઃખદ હોય છે, ગમે તેટલો પ્રગાઢ પ્રણય પણ છેવટે તો વિષાદમાં જ પરિણમે છે. તેથી જ કદાચ કવિએ આ કાવ્યમાલાના આરંભે દિવસ પછીની રાત્રિ જેવા ઘમાવાસને ન ભૂલવાનો ભોળાં પ્રણયીજનોને અનુરોધ કર્યો છે, અને અંતે પણ શ્લેષકની દર્દ ટપકતી પંક્તિઓથી સમાપન કર્યું છે.

'એટલે સર્યો હું પ્રેમવાટિકા મહીં,
સુણેલું બ્હાર છે અજબ ગુલો તણો તહીં:
જોઉં તો તસુ ન એક જ્યાં કબર નહીં!'

આ પ્રમાણે 'પ્રેમનો દિવસ'માં પ્રો. ઠાકોરે કવિતા કલાના કેટલાંક ઊંચામાં ઊંચા શિખરો સર કર્યા છે. સામાન્ય રીતે બલિષ્ઠ અને વીર્યશાળી (Seminal) ગણાતી પ્રો. ઠાકોરની કવિતા અહીં કેટલેક સ્થળે તો અત્યંત ઋજુ, મૃદુ, મધુર અને મર્મસ્પર્શી બની ગઇ છે. રસિક રમણીની જેમ થોડા પણ ઔચિત્યપૂર્ણ અલંકારો, ભાવાનુકૂળ છંદોલય, કમનીય કલ્પનો (images) ચારુ ચિત્રાંકનકૌશલ્ય, વિચાર અને ઊર્મિનો વિરલ સમન્વય અને પ્રણયની વિવિધ ભાવછટાઓને એકસરખી આસાનીથી આલેખતી સવ્યસાચી સમી શૈલીઃ આ બધાં તત્ત્વોનો એક અનન્યસુંદર કાવ્યપુદ્‌ગલ અહીં રચાયો છે. કવિએ કરેલું 'વામા'નું વર્ણન 'પ્રેમનો દિવસ'ની કવિતા સુંદરી પરત્વે પણ એટલું જ સચું છે:

'વામા, બિલોરિ પુતળી, નસજાળ ભૂરે
ટીપે ટિપૂં રુધિર ઓપત પોખરાજી
તાજું ગુલાલ સજવાય જ જેનિ ઝાંયે.'

●●●

# ખાદીની ધોળી ટોપી, કૃષ્ણ અને સુદામા

ઝાંખા ધબ્બ થઇ ગયેલા અરીસાના ટુકડામાં જોઇને રતનલાલ માસ્તરે ત્રીજી વાર નીચેની કિનારેથી ફાટવા આવેલી ધોળી ટોપી સરખી કરી. બહારનાં ઓરડામાં એક ચક્કર માર્યું. એમનો દીકરો હરિલાલ હજુ સુધી આવ્યો નહોતો. ફળિયાનાં ઉઘાડા ઝાંપામાંથી એક કૂતરૂ પેસી ગયું હતું અને તુલસીનાં ક્યારામાં પડ્યું પડ્યું હાંફતું હતું. એને હાંકીને ફરી માસ્તર ઘરમાં આવ્યા. ફરી પોપડા ઉખડેલી ભીંતે ટાંગેલા અરીસાનાં ટુકડામાં જોઇ ટોપી સરખી કરવા લાગ્યા ત્યાં જ ચંપાબેન મસોતાથી હાથ લૂછતા રસોડામાંથી બહાર આવ્યા અને માસ્તરને ટોપી કાઢીને ફરી પહેરતા જોઇ આશ્ચર્યથી બોલી ઉઠ્યા.

'અરે તમે હજી ગયા નથી?'

'ના ..ના...એટલે એમ કે જતો જ હતો ત્યાં મને થયું કે હરિલાલ આવે પછી જ જાઉં.' રતનલાલ માસ્તરે ગલ્લાંતલ્લાં કરતાં ખુરશીમાં બેસી જતાં કહ્યું.

'હવે તમે પણ ખરાં છો. એસ. ટી. ઉપડવાને વાર નથી હવે ને કાલે રાત્રે તો આપણે બધી ય વાત કરી લીધી છે હવે શું બાકી છે?'

'એ તારી વાત સાચી ચંપા' માથેથી ટોપી ઉતારી લઇ તેનાથી હવા ખાતાં માસ્તર અચકાતાં બોલ્યા. 'પણ પાછું મને થયું કે મણિલાલ શેઠ મારી વાત સાંભળશે તો ખરાં ને?'

નીચે ગારથી લીંપેલી ભોંયે પતિની સામે બેસી જતાં ચંપાબેન બોલ્યા.

'કેમ નહીં માને? તમારે અને એને કાંઇ ઓછો સંબંધ હતો! બે ય જણાં સાથે આ ગામની એક જ નિશાળમાં ભણ્યા, તમે તમારૂં વાંચવાનું મૂકી એને રોજ રાતે ભણાવતા ત્યારે તો ઇ પાસ થયા નહીં તો ઇ ભણવામાં કેવા ઠોઠ હતા એની ગામને ક્યાં નથી ખબર?'

'એ બધું વર્ષો પહેલાં બની ગયું. અત્યારે તો એવડા મોટા માણસ બની ગયા છે. કહે છે કે બધા પ્રધાનની જોડે તો એમની રોજની બેઠક ઉઠક છે, અને કંઇ કેટલી યે સમિતિ, સભા અને મંડળોમાં એ પ્રમુખ, સેક્રેટરી છે કે વાત ન પૂછો અરે એને મળવા સારૂં ય માણસ આઠ દહાડા ધક્કો ખાય તો ય એનો પત્તો ન ખાય. એ મણિલાલ શેઠ જતાવેંત જુની યાદ તાજી કરી

વર્ષા અડાલજા

તરત મને મળે ઇ વાતમાં તમને બધાને ભલે માલ દેખાતો હોય, મને તો નથી દેખાતો.'

ચંપાબેને દુઃખથી માથું ધુણાવ્યું: 'શું તમે ય તે કાળિદાસકાકા અને મેં તમને કાલે રાત્રે આટલું સમજાવ્યા, તમે હા પાડી તો ય પાછા જતાં પહેલાં જ આમ પોચકાં મુકયે કેમ ચાલશે? અને તમારે કયાં જઇને આપણે માટે હાથ લાંબો કરવો છે! આપણાં હરિલાલ માટે આગળ ભણવાની સ્કોલરશીપનું ગોઠવી દે તો એના જેવો ભગવાને ય નહીં. વળી હરિલાલ તો ભણવામાં કેવો હોશિયાર છે. એનાં માર્કસ બતાવશો કે શેઠ પોતે જ ખુશ ખુશ થઇ જાશે.' ચંપાબેન નીચે કોયળો પાથરી ઘઉં સાફ કરવાની તૈયારી કરવા લાગ્યા.

'કાં રતનલાલ હજી નથી ગ્યા?' ફળિયામાંથી હાક પડી

'એ આવો આવો કાળિદાસકાકા' માથે જરા આધુ ઓઢતાં ચંપાબેને સુપડું બાજુએ મૂકી કાળિદાસકાકાને આવકાર આપતાં કહ્યું. 'આ જુઓને હું કયારની એ જ તો કહું છું. પણ એ તો ઢીલા થઇને બેઠા છે. કે છે' કે મણિલાલ શેઠ થઇ ગયા છે, ઇ મારું સાંભળશે નહીં તો?'

'અરે બાઇ હું તમને કહું છું ને, તમને જોઇને ઇ રાજીનાં રેડ થઇ જાશે તમે એનું કાંઇ ઓછું કર્યું છે! ભેગાં ભણ્યાથી માંડીને ગાંધી બાપુની ચળવળમાં ય બે ભેગા, ને જેલમાં ય બે ભેગા. ઇ ટાણે આ રતનલાલે અને મણિલાલે તો આપણા આ બાવળા ગામનો ડંકો વગાડી દીધો'તો, હોં ચંપા!' કાળિદાસકાકા બજર સુંઘતાં બહાર ઓટલા પર જ જમાવતાં બોલ્યા

'હુ કયાં ઇ બધું નથી જાણતી? ઇ બેયને માથે વોરંટ ફરતું તું તે દિ અમારા વિવાહ થઇ ગ્યા'તા એટલે ઘણી યે વાર એય જણાં મારે પિયર લપાઇ છુપાઇને આવતા ત્યારે જમવાનું હું જ બનાવી દેતી'તી ને!' ચંપાબેન મલકાઇ પડયા જરા વધુ આધું ઓઢી એ નીચે મોંએ ઘઉં ઝાટકવા માંડયા.

'પણ ઇ મણિલાલને ગામમાં આ માસ્તર સિવાય બીજું હતું કોણ તે આવે જ ને અધરાતે તારા બાપને ખોરડે' બોખા મોંએ હસતા કાળિદાસકાકા બોલ્યા

બન્નેને હસતાં જોઇ અકળાઇને માસ્તર ખુરશીમાથી ઊભા થઇ ગયા. 'તમે બે સમજતાં કેમ નથી! ત્યારે મણિલાલની વાત જુદી હતી, હવે અત્યારના મણિલાલની વાત જુદી છે,'

'સમય ભલે બદલાયો, માણસ તો ઇનાં ઇ જ છે ને! ઇ મણિલાલ ભલે શેઠ થ્યા કે પરધાન થ્યા પણ આ બાવળા ગામનું પાણી પીને જ મોટા થ્યા છે ને! ઇ આ ગામના ગરીબ લાયક વિદ્યાર્થીને હાથનો ટેકો ય નહીં આપે? ના, ના, ચંપા તું જ કહે આખાં ગામમાં બતાવ તારા હરિલાલ જેવો પાણીદાર દીકરો. અરે ઇ આગળ ભણશે તો બીજા દસ જણને ય બેસવા ઠામ મળશે ઇ કાં ભૂલો!' કાળિદાસકાકા ઓટલેથી ઊતર્યાં અને જાડા કપડાનાં કટકાથી મોં પરથી રેલાતો પરસેવો લૂછવા લાગ્યા.

'હું તો કયારની સમજાવી સમજાવીને થાકી.' ઝાટકેલા ઘઉં ડબ્બામા ઠાલવતાં ચંપાબેન કંટાળીને બોલ્યા.

પત્ની તરફ એક નજર કરી અરીસામાં જોઇ, ધોળી ટોપી માથા પર ગોઠવી. જાડી, ખરબચડી ખાદીનાં ધોતિયાની પાટલી સરખી કરી માસ્તર છેલ્લી વાર બન્નેને વિનવણી કરતા હોય એમ બોલ્યા.

'ઇ બધી તમારા લોકોની વાત સાચી આ તો મને એમ કે અમે તો કયાં વર્ષોથી મળ્યા ય છીએ. કયાં એ અને કયાં હું ગામડાગામનો ખાદીધારી ગરીબ શિક્ષક'

'તે સુદામા ય ગરીબ જ હતા ને!' કાળિદાસકાકા બજરની ડાબલી બંધ કરી બંડીના ખીસામાં પાછી સેરવતાં બોલ્યા પછી પોતાની વાતથી પોતે જ ખુશ થઇને ઓટલાના બે પગથિયા ચડીને ઉત્સાહથી બોલ્યા. 'હા, હા, સાચુ જ કહું છું. સુદામા ગરીબ જ હતા, ને તો ય કૃષ્ણ જેવા બાળબંધે કેવા એની લાજ રાખી'તી! માટે જ કહું છું માસ્તર ઉપડો. તમારું ને ભેગું ગામનું ય દળદર ફીટયું સમજો.'

'એ તમારી વાત બરાબર. જાઉં ત્યારે બીજું શું?' માસ્તરે આંગળીના ટચાકા ફોડયા અને એક ધીમો નિસાસો મૂકયો 'પણ મને થાય છે હરિલાલને જોડે લઇને જાઉં એ સાથે હશે તો મને ઠીક પડશે'

'રાતે કે'કે હું એકલો જઇ આવીશ. અમદાવાદ

અને હવે કહે છે કે હરિલાલ જોડે હશે તો સારું પડશે. આ તમારા વિચારોમાં ને વિચારોમાં એસ. ટી ઉપડી યે ગઇ હશે. હવે શું ?' નિરાશાથી કોથળો ખંખેરી રહ્યાસહ્યા ઘઉં સૂપડામાં ઠલવતાં ચંપાબેન બોલ્યાં.

'નારે, હું આ બાજુ આવતો'તો ત્યારે દશરથને સ્ટેન્ડ પર કહેતો જ આવ્યો'તો કે આજ તો માસ્તર જાવાના છે તે ઘડીક થોભજે. હું હમણાં જ ઇને મોકલું છું. મને ખબર જ હતી કે માસ્તર રહ્યા મોઢાનાં મોળા. ઇ ગાળા ચાવતા બેઠા રિયા હશે.' કાળિદાસકાકાએ હસતાં હસતાં ફરી ફળિયામાં ઘુસતાં કૂતરાને કાંકરી મારી ચાલવા માંડયું.

ત્યાં જ ફળિયાનો ઝાંપો ખૂલવાનો અવાજ આવ્યો એટલે ચંપાબેન ઉતાવળે જોવા ઊઠયાં. હરિલાલ દોડતો આવતો હતો.

'બાપુજી જલ્દી જાઓ. હું સ્ટેન્ડેથી જ આવું છું. દશરથ કેતો'તો મોડું થઇ ગયું છે.'

ચંપાબેને કશું બોલ્યા વિના આજંવતાથી રતનલાલ માસ્તર સામે જોયું. એ નજરથી પરાણે ધકેલાતા હોય એમ ખોંખારો ખાઇ. પગમાં ચંપલ પહેરી રતનલાલ માસ્તર જવા તૈયાર થયા.

'હરિલાલ હું કહેતો હતો, તું ય ચાલને મારી સાથે. એક કરતાં બે ભલા.'

'પણ બાપુજી કાલ તો...'

'બાપ દીકરાની તકરારમાં એસ. ટી. ઉપડી જાશે. દશરથે ય કેટલી વાર ખોટી થાય ?' ચંપાબેન ઊભા થઇ બારણાં સુધી આવ્યા.

'ઠીક ત્યારે લ્યો બાપુજી, હું ય જોડે આવું છું. મારા માર્ક્સ ને કાગળો બધા લીધા છે ને !' હરિલાલે જલ્દી દાતિયો વાળમાં ફેરવી લઇ પગથિયાં ઉતરવા માંડયા. રતનલાલ માસ્તર પણ પાછળ ઘસડાયા. ચંપાબેન હરખાઇ ઝાંપા સુધી બન્નેને મૂકવા આવ્યા. હરિલાલ મોટા ડગલા ભરતો આગળ નીકળી ગયો હતો. માસ્તરે પાછળ જોયું. સુરજના ચડતા તડકામાં વૃદ્ધ થતી જતી પત્નીનું આશાભર્યું હસતું મુખ જોયું. અને એમનાથી પણ હાથ ઊંચો થઇ ગયો અને જલ્દી હરિલાલથી પાછળ ચાલ્યા.

કાકા શું કહેતા હતા કે કૃષ્ણની જેમ મણિલાલ પોતાનું દળદર ફેડશે. અને આમ જુઓ તો એમાં શંકા કરવા જેવું શું હતું ? મણિલાલ અને પોતે બચપણના દોસ્ત. મણિલાલની મા તો મણિલાલ ચાર વર્ષનો હતો ત્યારની જ મરણ પામી હતી. એના બાપ કાપડની દુકાનમાં ગુમારતા હતા એટલે મણિલાલ ઘણુંખરું અહીં પોતાને ત્યાં જ રહેતો.

બન્ને જોડે મોટા થયા, ભણ્યા, ત્યાં હિંદ છોડોની હાકલ પડી. બાપુનો મેળાપ, હિંદ સ્વાતંત્ર્યનું સ્વપ્ન, લાઠીમાર, કારાવાસ, બધું અત્યારે તો એક સ્વપ્ન જેવું લાગતું હતું. પણ બન્ને જુદી જુદી જેલમાં હતા, ત્યાંથી કોણ કયારે છુટયું અને કયાં ગયું તેની કશી ખબર પડી નહીં.

પોતે જેલ બહાર નીકળ્યા ત્યારે સ્વાતંત્ર્ય મળી ગયું હતું. પણ પોતે જેવું સ્વપ્ન સેવ્યું હતું એવું આ ભારત નહોતું. જાણે ઇલમકી લકડી ફરી અને રાતોરાત દુનિયા જ બદલાઇ ગઇ, અને એ બદલાયેલી દુનિયામાં એનાં ત્યાગ અને કારાવાસ, દેશદાઝ અને આદર્શપ્રેમની કોઇ જ કિંમત નહોતી ત્યારે ચૂપચાપ સ્વપ્નોનો ભંગાર હૈયામાં દફનાવી પોતાના ગામે આવી ગયા. ગામની એક માત્ર શાળામાં શિક્ષક તરીકે નોકરી જ્યારે એમને મળી ત્યારે ભાવિ નાગરિકોનું હું ઘડતર કરું છું એમ સંતોષપૂર્વક માની લઇ રતનલાલ માસ્તર આજ વીસ વીસ વર્ષથી પંતુજીગીરી કરતા હતા. ત્યાં છાપામાં ફોટો જોઇ એક વાર મણિલાલ ઓળખાયો. એની નીચેનું લખાણ પણ મણિલાલની આગલી જિંદગીને લાગુ પડતું હતું. બસ ત્યારથી ચંપા ને આ ગામનાં વડીલ એમની પાછળ પડેલા. એમનાં એકના એક દીકરા હરિલાલને જો સ્કોલરશીપ મળે ને આગળ વધે તો જરૂર નામ કાઢે. ને જોડે આ ખડધુસ ગામના બીજા બે ચાર પાણીદાર વિદ્યાર્થીને ય તારે. એમની વાત સાચી હતી.

એમણે ગૌરવથી આગળ ચાલ્યા જતા હરિલાલની પીન તરફ જોયું. દીકરો નામ કાઢે એવો જ હતો. ઇન્ટર સાયન્સની પરીક્ષામાં આખા તાલુકામાં એ પહેલો આવ્યો હતો. પોતાના જેટલી ઉંચાઇ અને ચંપા જેવો ગૌરવર્ણ—ગામનાં કહેતાં કે ના, ભગવાને સમે હાથે માસ્તરને દીકરો દીધો છે.

અને આ મણિલાલનું તો એવું છે કે આટલી કામની

ધમાલમાં એ વિસરી ગયો હોય, પણ જોજે ને માસ્તરને મળતાં વેંત જ ઓળખી કાઢશે. હરિલાલનું તો ચપટી વગાડતાંમાં થઇ જાશે પણ બહુ હશે તો કે'શે કે ભણ્યા નથી કરવી પંતુજીગીરી, હરિલાલ શું કામ રહે હેરડેલમાં આ રહ્યું ઘર તમતમારે બધા અહીં આવીને રહો બહુ દહાડો ગામડાની ધૂળ ખાધી હવે શહેરમાં મજો કરો. તમતમારે પેઢીના હિસાબ કિતાબ સંભાળી લેજો. આપણે વળી કે'દી નોખા હતા? રતનલાલ માસ્તર મનોમન ખુશ થઇ ગયા.

'બાપુજી પગ ઉપાડો. જુઓ એસ ટી ખોટી થાય છે,' બસનો દાંડો પકડી નાના સરખા નેપકીનથી હરિલાલે મોં લૂછ્યું.

'લ્યો હાલો માસ્તર' દશરથે ઘંટડી મારી. બાપ દીકરો ઉતાવળે બસમાં ગોઠવાયા. માસ્તર ખૂણામાંની સીટ પર હાફતાં હાફતાં બેસી પડ્યા. હવે તો ગજબનો થાક લાગી જાય છે. ઓછા ઢસરડા કર્યા છે! પણ હવે નિરાંત થશે. આ હરિલાલ એન્જિનીયર થયો સમજો, ને મણિલાલ ઓળખ્યા પછી કાંઇ મને છોડશે? મારી માના હાથના રોટલા ખાઇ મોટો થયો છે અને...

'માસ્તર ટિકિટ?'

રતનલાલ માસ્તરે જાકીટના ખીસામાંથી જાળવીને પાકીટ કાઢ્યું. મણિલાલનાં સરનામાની ચબરખી બરાબર છે તેની ખાતરી કરી લીધી અને ચંપાબેને સાડલાની ઘડમાં સાચવીને મૂકેલી દશની નોટ કાઢી આપી'તી તે દઇ બે ટિકિટ કઢાવી

બપોર ઢળતાં એસ. ટી. અમદાવાદ આવી થાકેલા બાપદીકરો ઊતર્યા ત્યારે બેસી બેસીને બેયનાં પગ અકડાઇ ગયા હતા એટલે માસ્તરે હરિલાલને કીધું.

'હરિ, ચાલી જ નાખીયે તે.? મારા તો પગ રહી ગયા છે.'

હરિલાલ પણ સંમત થતાં, એક રિક્ષાવાળાને સરનામાનું કાગળિયું દેખાડતાં એ હસીને બોલ્યો,

'અરે કાકા તમે બે ય અહીં સુધી ચાલીને તો આવતે ભવ પણ નહીં પહોંચો. હેઠા બેસી જાઓ ફટફટિયામાં બે રૂ. આલજો. દસ મિનિટમાં પહોંચાડી દઉં.'

'બે રૂપિયા? બાપરે!' માસ્તર ધાક ખાઇ ગયા.

'ચાલોને બાપુજી થાક ને ભૂખથી મને તો ચક્કર આવે છે. હમણાં પહોંચી જાશું કાકાને બંગલે' ખીસામાં રાખેલો દાંતિયો કાઢી 'જાળવીને માથું ઓળી લઇ હરિલાલે કહ્યું.

હા ના કરતાં દોઢ રૂપિયામાં નક્કી કરી બન્ને રિક્ષામાં બેઠા ત્યારે અંધારું ધરતીને ચૂમતું હતું. પણ કોઇ રસિક પ્રૌઢા પફ પાવડરનાં શણગારથી જુવાન લાગવાનો પ્રયત્ન કરે એમ અમદાવાદ શહેર પણ બત્તીઓની રોશનીમાં ઝગમગતું અંધારાના અસ્તિત્વને જ સ્વીકારવાની જાણે ના પાડતું હતું.

ફરી રતનલાલ માસ્તરના મનમાં ધડમાળ શરૂ થઇ:

બસ હવે આ આવ્યો મણિલાલનો બંગલો ઓહોહો. કેટલે વર્ષે મળવાનું બનશે? એનાં બૈરી છોકરાં દીઠે કયાથી ઓળખે? પણ નામ દેતાં વેંત ઓળખી કાઢશે. કે'છે એની મોટી દીકરી સુનિતા તો નૃત્યકળામાં હોંશિયાર છે. આવડી ઉમરે એકલી પરદેશ ફરી આવી છે. મારું નામ દઇશ ત્યાં તો રતનકાકા કહીને પગે જ પડશે. વિચાર માત્રથી રતનલાલ બેચેન બની ગયા. અરે રામ, સુદામા પાસે તો તાંદુલની ગઠરી યે હતી. પોતા પાસે કશું નથી એનાં હાથમાં મૂકીશ શું? એમણે હરિલાલને વાત કરી બાપ દીકરાએ ઘણી મથામણને અંતે રિક્ષા ઊભી રખાવી. અઢી રૂપિયાનું એક બિસ્કીટનું પેકેટ ખરીદ્યું.

એલિસબ્રીજનાં આલીશાન વિસ્તારમાં એક વિશાળ બંગલા આગળ રિક્ષા ઊભી રહી ઝટઝટ રિક્ષાવાળાને પૈસા ચૂકવી હરિલાલ પહેલાં બંગલામાં જવા જાય છે ત્યાં જ દરવાને 'અબે એ ય' કહી બે યને અટકાવ્યા.

'અરે ભાઇ, તું સમજતો નથી. શેઠને મળવું છે.' માસ્તરે હરિલાલને જરા દૂર કરી પોતે આગળ થતાં કહ્યું.

' જા ભઇ જા. તારા જેવા તો દરરોજ આંટા મારે છે.' નીચે ભોંય પર થુંકી દરવાને કહ્યું.

'અરે તું એકવાર મારું નામ તો દે, શેઠ પોતે મળવા આવશે.' માસ્તરે ગર્વથી છાતી ફૂલાવી.

દરવાન કંઇ બોલ્યા વિના ખડખડાટ હસી પડ્યો. ત્યાં પોર્ચમાં બત્તી થઇ. સુગંધી ફૂલછોડના બગીચા પર થઇ તેજનો લિસોટો ખેંચાયો અને સાથોસાથ હવા પર થઇ એક બૂમ વહી આવી.

'શું છે સુલતાન ?'

'જી. વો તો કોઇ મુફલીસ શેઠકો મિલનેકો આયા હૈ ' સુલતાનના હાસ્યને દબાવી, નરમ નરમ તમીઝથી ભરેલો અવાજ આવ્યોઃ

'એને કહી દે પપ્પા નથી.'

આ સુનીતા જ હશે. પોતાને દરવાન રોકીશકે એ પહેલાં રતનલાલ માસ્તર અંદર દોડી ગયા. આશ્ચર્યમાં પડેલા દરવાનને હટાવી હરિલાલ પણ ઝડપથી અંદર આવી ગયો.

'એ તો બેટા હું છું તારા રતનકાકા' હાંફતાં હાંફતાં પોર્ચના પગથિયા ચઢી રતનલાલ માસ્તર એકશ્વાસે બોલી ગયા.

'કોણ રતનકાકા ?'

'રતનકાકા એટલે હું...હુ...' માસ્તર ગુંચવણમાં પડી ગયા.

'કોણ છે ભાઇ રાત્રે ?' એક સુસ્ત અવાજ ધીમે ધીમે ડ્રોઇંગ રૂમમાં બારણાં સુધી આવીને અટકી ગયો.

'એ તો હું, હું રતનલાલ. બાવળામાં આપણે સાથે ભણતા હું હું રતન,' બાકી રહેલા બે પગથિયા ચઢી ૦.ઇ રતનલાલ માસ્તરે ઉત્સાહથી કહેવા માંડયું.

મણિલાલ શેઠ બહાર આવ્યા સોપારી કાતરતા એમના હાથ અટકી ગયા. ઝીણવટથી રતનલાલ માસ્તર સામે જોઇ શેઠ બોલ્યા.

'કોણ રતનલાલ...રતનલાલ હા હા. બાવળાવાળા હવે યાદ આવ્યું. બોલો કેમ છો? શું કામ છે કાંઇ?'

રતનલાલ માસ્તર સ્તબ્ધ થઇ ગયા. એ જ પગલે પાછા ઉતરી જવાનું મન થયું, પણ જાણે પગ જ ચોંટી ગયા. શુ પોતાને આટલા બધા વર્ષો પછી મળવા છતાં એક ભિખારીની લાઇનમાં મણિલાલે ગણ્યો ? જેમતેમ લોચા વાળતા માસ્તર બોલ્યા,

'ના. ખાસ કાંઇ નહીં. હું...મને થયું કે કેટલા વર્ષો પછી...'

હરિલાલે પળમાં પરિસ્થિતિ માપી લઇ તરત આગળ આવીને કહ્યું:

'જી, આમ તો અમે ખાસ કામે આવ્યા'તા. હું ઇન્ટર સાયન્સમાં આખા જિલ્લામાં પહેલો આવ્યો છું. મારે એન્જિનીયરીંગ કોર્સ માટે સ્કોલરશીપ,'

'આ ભાઇની ઓળખાણ ન પડી.' રતનલાલ તરફ ફરી હાથમાં કયારનો પકડી રાખેલો સોપારીનો ઝીણો ચૂરો મોંમાં મૂકતાં શેઠ બોલ્યા.

'એ મારો એકનો એક દીકરો હરિલાલ. ભણવામાં ખૂબ હોશિયાર છે એટલે...' માસ્તરે ખૂબ ધીમેથી જાણે પરાણે કહ્યું.

ફરી શેઠની સર્વગ્રાહી નજર હરિલાલને સંપૂર્ણપણે અવલોકી માસ્તર તરફ પાછી ફરી. માસ્તર સામે હસી શેઠ બોલ્યાઃ

'હું યે કેવો ભૂલકણો છું, અંદર તો આવો. કેટલા વર્ષે આપણે મળ્યા. ઘણીવાર તો એ જૂના દિવસો યાદ કરતાં થાય છે...' માસ્તરને ખભે હાથ મૂકી જૂના દિવસોને યાદ કરતાં શેઠ દીવાનખંડમાં આવ્યા ત્યારે માસ્તર વિસ્મય પામતા. કશું પણ બોલ્યા વિના શેઠની બાજુમાં ગોઠવાયા.

આગ્રહ કરી કરીને બન્નેને જમાડવામાં આવ્યા જૂનાં સ્મરણોની ઉજાણી કરી. બધામાં સુનીતા મોખરે હતી. ચુસ્ત કમીઝ સલવાર, ઘેરી લિપસ્ટીકથી મરોડદાર બનાવેલા હોઠ, કાજળની ઘેરી રેખાથી મારકણી બનેલી આંખો અને ખાસ તો પાતળા કમાનદાર નેણ ઊંચા કરી–આંખો નચાવીને ઘડી ઘડી હસવાની ટેવ–માસ્તરને થયું જીવ ખૂબ ગુંગળાય છે, ઉઠી જવું જોઇએ. પણ કોણ જાણે કેમ પરિસ્થિતિનો દોર જ પોતા પાસે નહોતો. બધાં હસતા હતા–વાતો કરતા હતા, મોંઘી અલભ્ય ચીજો ખાતા હતા અને એમને કોણ જાણે ઉબકા આવતા હતા. સુનીતાથી બીજી નાની નમિતા બન્ને હરિલાલનો એક એક હાથ પકડી પરાણે અંદર ઘસડી ગઇ. માસ્તર બાઘા જેવા બની વૈભવથી છલકાતા દીવાનખંડમાં અક્કડ બેસી રહ્યા હતા.

'એમ કરો રતનલાલ, હરિલાલની તમે જરા ય ચિંતા ન કરો. આવડું મોટું મારે ઘર છે, પછી હરિલાલ હોસ્ટેલમાં શું કામ રહે ? અને સ્કોલરશીપનું થઇ રહેશે મારા ભઇ. હું બેઠાં તમારે ચિંતા કરવા જ નહીં.'

રતનલાલ માસ્તર ચૂપચાપ ડોકું ધુણાવી રહ્યા. તે રાતે ડનલોપની ગાદીવાળા મોટા પલંગમાં ય એમને ઊંઘ ન આવી. સવારે શેઠે ડ્રાઇવરને ખાસ વહેલો બોલાવી

રાખેલો રતનલાલ માસ્તર જલ્દી તૈયાર થઇ વહેલી એસ ટી પકડવા બહાર આવ્યા ત્યારે શેઠ અને શેઠાણી દીવાન ખંડમાં એમની રાહ જોઇને જ બેઠા હતા

'લ્યો ત્યારે રતનલાલ આવજો. હવે તો થોડા દહાડામાં કોલેજ ખૂલશે હરિલાલ ક્યાં આવ જા કરે. છો એ રહી જતો'

'પણુ હરિલાલ ' રતનલાલ માસ્તરનો અવાજ જાણે રૂંધાઇ ગયો

'વહેલી સવારે સુનીતા એને લઇને સ્વીમીંગ પર જતી હતી ત્યારે જ એને પૂછી જોયુ તો કહેતો કે' કે ભલે, મને વાંધો નથી કોલેજ ખૂલે એની પહેલાં શહેર પણુ જોઇ લે ને છોને રીતભાતમાં પાકો થતો જરા. અહીં રહેવુ એટલે અહીની રીતરસમ પણુ જરા ' મીઠુ હસીને શેઠે અડધુ વાક્ય છોડી દીધું.

બીજી ઘણી વાતો હરિલાલના ભણુતરની, કારકિર્દીની, પરદેશ જવાની તકની વાતો થઇ પણુ રતનલાલ માસ્તરને એમાંનુ કશુ યાદ નહોતું હરિલાલ હજી આવ્યો નહોતો. બાથમાથી બન્ને સીધા ક્લબમાં જવાના હતા એમ શેઠાણીએ માહિતી આપી એટલે ધીમે પગલે માસ્તર પોર્ચના પગથિયાં ઉતરી ગાડીમાં બેઠા ગાડી ચાલુ થઇ અમદાવાદના રસ્તા પર આવી ત્યારે માસ્તરને પેંડુ બિસ્કીટનુ પેકેટ સાંભર્યુ' પેકેટને ઝોળામાથી કાઢી ચાલતી ગાડીની બહાર ફેંકી દઇ, માસ્તર ગૂમસૂમ બેસી રહ્યા

●●●

# વિદ્યાર્થી જગતની અશાંતિ-
# એક નવો દૃષ્ટિપાત

જૈમિની ચીનાઈ

દુનિયાભરના વિદ્યાર્થીઓ ઉપર 'તોફાની' માનસ ધરાવવાનો તેમજ વડિલોની આજ્ઞા ઉથાપવામાં મહત્તા માણવાનો આરોપ આજે મુકવામાં આવે છે. આજના વિદ્યાર્થી માનસના તેમજ આજની તોફાની યુવાન આલમના અતઃથી ઇતિ સુધી અનેક પૃથક્કરણો કરવામાં આવ્યા છે પરંતુ એમ જણાય છે કે આમ પૃથક્કરણ કરતી વખતે કેટલીક અગત્યની હકીકતોની તેમજ દુઃખદ વાસ્તવિકતાઓની નોંધ લેવામાં આવતી નથી. વિદ્યાર્થીઓના આ માનસ કે તેના પરિણામ રૂપ આ અશાંતિના કારણો તરીકે એકની એક વાતો રજૂ કરવામાં આવે છે–જતી અને આવતી પેઢીઓ વચ્ચે સમજણનો અભાવ. વિદ્યાર્થીઓમાં જન્મેલ હતાશાની લાગણી, આદર્શ કે યોગ્ય નેતાગીરીની ખામી, ધાર્મિક અગત્યનું અવમૂલ્યન વિગેરે. આ જૂની–જર્જરિત દલીલોનો વિચારપૂર્વક અભ્યાસ કરતાં જણાશે કે તેમાં કેટલું તથ્ય છે અને સત્ય શું છે?

જતી અને આવતી પેઢીઓ વચ્ચે સમજણનો અભાવ એ કોઇ નવી વાત નથી. પરાપૂર્વથી આ ચાલ્યું આવે છે. જૂની અને નવી પેઢી વચ્ચે સંઘર્ષ કયા જમાનામાં નહોતો? રૂઢિચુસ્ત વિચારોની ચુંગાલમાં જકડાયેલ સમાજમાં પલટાતા વિચારોએ હંમેશા વંટોળ જગાવ્યો છે. એ કંઇ આજની જ ખાસીયત નથી. વળી આજની યુવાન પેઢી આગલી યુવાન પેઢીઓ કરતાં વધુ હતાશ છે કે પછી પોતાના ભાવિ માટે વધુ ચિંતાકુળ છે એમ માનવા માટે કોઇ ખાસ કારણ દેખાતું નથી. વિદ્યાર્થી જીવનને આરે આવીને, કમાવાની કે બીજી સાંસારિક જવાબદારીઓના સાગરમાં ઝંપલાવતા પહેલાં દરેક યુવાન કે યુવતી પોતાના ગૂઢ ભાવિ માટે કંઇક પ્રકારની વ્યાકુળતા જરૂર ધરાવે છે–જેટલી આજે, તેટલી જ સો વર્ષ પહેલાં, આવે વખતે આજનો જ યુવાન શા માટે હતાશ થઇને 'તોફાની' પ્રવૃત્તિઓ આદરે છે એ પ્રશ્નનો જવાબ હતાશા પોતે તો ન જ હોઇ શકે.

ધાર્મિક અગત્યનું અવમૂલ્યન એ બતાવે છે કે નવી પેઢીનું વલણ અંધશ્રદ્ધા મૂકી દઇને એક વૈજ્ઞાનિક દૃષ્ટિ અપનાવવા તરફ છે. આદર્શ કે યોગ્ય નેતાગીરીનો અભાવ સૂચક છે. પરંતુ, એનો અર્થ એમ નથી કે અત્યાર સુધી હંમેશા આદર્શ કે યોગ્ય નેતાગીરી હતી અને હવે નથી રહી. આ એક નવી જરૂરિયાત

છે—નવા, બદલાયેલા સંયોગોનું સર્જન.

માનવ પ્રગતિના ઇતિહાસમાં આજે પ્રથમ વાર સમાજ એ પરિસ્થિતિએ પહોંચ્યો છે કે જ્યારે 'વિદ્યાર્થીઓ' અને 'યુવાન પેઢી' એકાર્થી બની ગયા છે. આજ પહેલાં 'વિદ્યાર્થીઓ' 'યુવાન પેઢી'ના એક ખૂબ નાના અંગ જેવી હસ્તી ધરાવતા પરંતુ આજે એમ નથી રહ્યું. આજની યુવાન પેઢીનો મોટો ભાગ 'વિદ્યાર્થી'ના નેજા નીચે ભેગો થયો છે. તેઓના ઉદ્દેશો એક છે. તેમની માંગણીઓ એક છે. તેમની ફરિયાદો એક છે. તેઓનો વર્ગ એક છે. વધુ સારા સંદેશવ્યવહારને કારણે દુનિયા સંકોચાઇ ગઇ છે. તેઓને એકબીજાનું પીઠબળ છે. તેઓમાં આજે અભૂતપૂર્વ એકતા છે.

આજની યુવાન પેઢીની શકિત ભૂતકાળના કોઇપણ સમયે યુવાનોની શકિત હતી તેના કરતાં વધુ છે. આજના યુવાનો દુનિયાની પરિસ્થિતિ વિષે વધુ સભાન છે એટલું જ નહીં તેઓનું સામાન્ય જ્ઞાન તેમના પૂર્વજો કરતા ઘણું વધુ છે. જેમ જેમ માનવ ઉત્ક્રાંતિની સીડીના પગથિયાં ચઢતો જાય છે તેમ તેમ તેના માનસમાં પણ પ્રગતિ થાય છે. જાનવરો નજદીકના ભવિષ્યથી વધુ લાંબે જોઇ નથી શકતાં. માણસ વધુ ને વધુ દૂરંદેશી થતો જાય છે. આ જ કારણોસર પ્રત્યેક નવીન પેઢી જૂની પેઢીઓથી ઉત્તરોત્તર સુધરતી જાય છે અને તેથી જ તો નવી પેઢી સમાજ અને જગતમાં રહેલી ખામીઓ માટે જૂની પેઢીને વગોવતી આવી છે. અલબત્ત, એથી એ ભૂલાવું ન જોઇએ કે ભવિષ્યમાં નજર કરીને તેને માટે કટિબદ્ધ થવા કરતાં ભૂતકાળને મગજમાં રાખીને ખોડખાપણ કાઢવી વધુ સહેલું છે ! અથવા જો બીજા શબ્દોમાં કહીએ તો; યુવાન પેઢીમાં રચનાત્મક દૃષ્ટિનો અભાવ છે એ વાત નકારી તો ન જ શકાય. આજના યુવાનો માત્ર ગઇ પેઢીની નિરર્થતા અને અસંબદ્ધતા વિષે વાતો કરે છે, કિંતુ તેમાં કયાં અને કેવી રીતે સુધારો કરવો તે કોઇ નથી કહી શકતુ.

ભારતની અશાંત પરિસ્થિતિ વિષે કોઇ વિચાર કરીએ એ પહેલાં બે મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જરૂરી છે. પ્રથમ વિદ્યાર્થીઓની અશાંતિના મૂળ ભારતમાં અને પરદેશમાં સમાન નથી. બીજો, કે જે માત્ર પ્રથમ મુદ્દાનો અનુગત છે, પરદેશોની અને અહીંની અશાંતિનો ઉકેલ સમાન ન હોઇ શકે. ફ્રાંસના યુવાનો સમાજવાદી પરિબળોને વેગ આપવાનો પ્રયત્ન કરે છે, અમેરિકી યુવાનો वसुधैव कुटुंबकम् ની ભાવના ફેલાવે છે, એક યુવાન પેઢી સ્વતંત્રતા અને રાષ્ટ્રીયતા ઉપર ફના થઇ જાય છે, કેટલાયે વિકાસ પામતા અને અણુવિકસિત દેશોમાં યુવાન પેઢી વધુ સારી રાજકીય પરિસ્થિતિ પામવા લડી રહી છે, ત્યારે ભારતની નવી પેઢી રાષ્ટ્રિય મિલકત બાળીને નુકસાન પહોંચાડે છે, શિક્ષકો અને અધ્યાપકોને માર મારે છે, ભણતરની હાંસી ઉડાવે છે અને આખાયે વિદ્યાર્થીજગતને કપાળે કલંક લગાડે છે. હજીયે મોટા ભાગના વિદ્યાર્થીઓ લઘુમતી વિદ્યાર્થીઓનાં આ કૃત્યોને સાથ નથી આપતા, પરંતુ જો સમયસર પગલાં લેવામાં નહીં આવે તો લઘુમતીની બહુમતી થતાં વાર નહીં લાગે—અને પછી પરિસ્થિતિને કાબુમાં લેવી ઘણું અઘરું થઇ જશે.

અહીં પરદેશોનાં વિદ્યાર્થીઓના બધા જ કૃત્યોને બિરદાવવાનો લગારે પ્રયત્ન કરવામાં નથી આવ્યો. અહીં અશાંતિના મૂળ—તેના હેતુ—ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પરદેશનાં વિદ્યાર્થીઓ પોતાના લક્ષ્યાંકોને પહોંચી વળવા માટે જ્યારે ખોટો માર્ગ લે ત્યારે ભલે તેમને વખોડવામાં આવે, પરંતુ એ ભુલાવું નહીં જોઇએ કે તેમનું ધ્યેય ખરે જ પ્રશંસાપાત્ર છે—તેમનો આશય બિરદાવવા લાયક છે. ભારતીય વિદ્યાર્થીઓ પાસે કોઇ ઉચ્ચ કે લાયક ધ્યેય નથી, કોઇ આદર્શ ધ્યેય નથી. આ દુઃખદ બિના છે. ભારતના વિદ્યાર્થીઓની ધમાલો અને વિનાશક પ્રવૃત્તિઓના કોઇ યોગ્ય કારણો નથી હોતા અને જો હોય છે તો તે આ ધમાલનું સમર્થન નથી કરતા હોતા, અપુરતાં હોય છે.

વળી, અશાંતિનો બધો જ દોષ વિદ્યાર્થીઓને માથે નાખવો એ માત્ર અયોગ્ય નહીં—અન્યાયી પણ કહેવાય. ભારતની પ્રજાના દરેક વર્ગને, દરેક સ્તરને કંઇને કંઇ ફરિયાદ તો છે જ. વિરોધો અને મોરચાઓ રોગચાળાની જેમ ઠેર ઠેર ફાટી નીકળ્યા છે. ફેરીયાઓ અને ઝૂંપડાવાસીઓ; મજૂરો, ગુમાસ્તાઓ અને અધિકારીઓ; ઉદ્યોગપતિઓ, વેપારીઓ, દુકાનદારો અને બેંકરો, શિક્ષકો અને અધ્યાપકો; સંસદસભ્યો અને મુત્સદીઓ, સઘળાં અશાંત છે વિદ્યાર્થીઓને માથે હાલતુરત કંઇ જવાબદારી ન હોવાથી તેઓ મરજી મુજબ વર્તી શકે છે અને એ કારણસર વિદ્યાર્થીઓ સમાજની આંખે ચઢી ગયા છે. વિદ્યાર્થીજગતની અશાંતિનો દોષ સમાજમાં દરેકને માથે

એક એવું વિષચક્ર છે કે જેનો ઉદ્ભવ ક્યા
। થયો છે તે ન કહી શકાય. માનવ ઇતિહાસમાં
યુગો થઇ ગયા. આજનો યુગ છે અશાંતિનો.
આપણે જો આત્મસંયમ કેળવીએ કે આત્મશિક્ષણ
તો જ કાયદો અને વ્યવસ્થા ટકી શકે.

ોએ—ખાસ તો માબાપે—બાળકોને આદર્શ
ના પાઠ બાળપણથી જ ભણાવવા જોઇએ. કુમળા
ેમ વાળીએ તેમ તે વળે. દરેક બાળકને પોતાનું
વ્યક્તિત્વ ખીલવવાની તક આપવી જોઇએ.
પોતાના સપનાઓ મુજબ બાળકોને 'ઘડવા'નો
કોઇ જ અધિકાર નથી. ઘણુંખરું આવા ઘડ-
બાળકની પ્રગતિ રૂંધાય છે અને એમાંથી જન્મે
શા અને વિરોધ.

ક્ષકોએ પોતાનું જીવન શિક્ષણને અર્પણ કરેલું
ોઇએ વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ પ્રત્યે તેમને સમ-
વો જરૂરી છે. પહેલું તો, ભણવામાં આવતા
અને તેના ઉપયોગમાં થતા જ્ઞાન વચ્ચે અંતર
ઘણું અગત્યનું છે. શિક્ષણના પાયામાં વિદ્યાર્થી-
સંચાર કરેલ જ્ઞાનની ઉપયોગિતાની કસોટી હોવી
. બીજુ, પરીક્ષાની પદ્ધતિમાં કેટલાંયે મૂળભૂત
ો કરવાની તાત્કાલિક જરૂરિયાત છે. વિદ્યાર્થીની
કસોટી તેની અભ્યાસ પરત્વે સૂઝ, ગ્રહણશક્તિ
મૌલિકતા છે. નહીં કે ગોખણપટ્ટી, પોપટિયું જ્ઞાન
અને ઉઠાંતરી!

સરકારે પોતાની રાજકીય જરૂરિયાતો મુજબ છાસ-વારે ભણતરમાં ડખલ કરવાનું સદંતર બંધ કરવું જોઇએ. ભણતર સાથે થતી આવી બાલિશ રમતને કારણે ભણતરના ધોરણો અનિશ્ચિત થયા છે, ભણતરની પદ્ધતિનું નથી કોઇ સમતોલન કે નથી ઉદ્દેશોનું કોઇ કાયમીપણું. વિદ્યાપીઠોને તેના કાર્યમાં સ્વતંત્રતા હોવી જોઇએ. સરકારનો પાઠ માત્ર તેમને મદદ આપવાનો, રક્ષા કરવાનો અને દિશા બતાવવા પુરતો છે. કોઇપણ ભોગે 'પક્ષ' કારણ અને રાજકારણથી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓને દૂર કરવી જ રહી એ સાથે એ પણ અગ-ત્યનુ છે કે સરકારે હિંસાને નમતું ન આપવું જોઇએ. આજે વિદ્યાર્થીઓની ફરિયાદો અને દરખાસ્તો તરફ દુર્લ-ક્ષ્ય કરવામાં આવે છે અને પછી જ્યારે પથ્થરો ફેંકાય છે કે હિંસા થાય છે ત્યારે સરકાર નમી પડે છે. હકીક-તમાં આથી બિલકુલ ઉંધી જ વર્તણુક જરૂરી છે.

અંતમાં, વિદ્યાર્થીઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે વિદ્યાની શોધ એ તેમની મુખ્ય ફરજ છે. ધીરજ, આશા અને મહેનત એ જ સફળતાના તાણાવાણા છે. સફળતાનું શિખર સર કરવા માટે કોઈ ટૂંકો રસ્તો જ નથી.

●●●

## પ્રતિભા ?

રંગીન તબિયતનો આધાર નથી હોતો,
કે હોય છે પ્રતિભા પડકાર નથી હોતો;
વાદળને હટાવીને આ સૂર્ય બતાવે છે
કે મેઘધનુષ પાસે ટંકાર નથી હોતો

— નાદાન

# ચકલીનો માળો

કેવો પ્રયત્ન! કેવી જહેમત! કેવો વાત્સલ્યપ્રેમ!!

ચકવાચકવી જેવા ચકલાચકલીના જોડાંએ એક માળો રચવા માંડયો. તે વાતે વાતે અંદર આવે, બહાર જાય, પાંખો પસારી ફુરુક...ફુરુક...ઊડી જાય. પાછાં આવે—એક...બે...ત્રણ વાર, એમ એમ કરતાં બાચકો ઘાસ એકઠું કરે. દોરા લાવે ધાગા લાવે, રૂના ફાયા કયાંકથી ઉપાડી લાવે. છોગા નીચે પડતા જાય, સળકડાં સરતાં જાય, બીજાં ઉપાડી લાવતાં શી વાર?

તેઓએ ઘરને ખૂણે ખૂણે ફરી વળી સિલિંગ પર, ફૅન પર, અભરાઈ પર—બધે જહેમત કરી જોઈ. જેનું કોઈ નહિ, તેનો એક સગો છે આ દુનિયામાં હજી પણ, એમ સમજી ગાંધીબાપુની ઘરમાં ટિંગાડેલી છબિ પાછળ ચકલાચકલીએ ધીમે ધીમે રૂપાળો માળો આબાદ ગોઠવી દીધો. ચકલાચકલીના આ નવલા પ્રયત્નને ઉજળા અંતર અને ઉજળા જીવનવાળા બાપુની છબિ આવકારી રહી. ચકલાચકલી જાણે કાશી–તીરથ પામ્યાં ઘડીનો સત્સંગ થયો એની શી બલિહારી! તેથી વારે વારે ચહકી ઊઠી બાપુનો સુખદાયી સંદેશો ગૂંજતાં યજ્ઞકર્મ અને શ્રમનું ગૌરવ કરતાં રહ્યાં. ધન્ય એમનો પ્રયત્ન! ધન્ય એમની ધીરજ!!...

છલકતા પ્રેમથી બેઠાં બેઠાં ચકલોચકલી હવે વિચારવા લાગ્યા :

'હાશ! હવે અંગૂઠા જેવા ઈંડાને મૂકવાનો અવસર આવશે. બોર જેવડા ઈંડા સેવાશે. પછી રૂપાળાં બચ્ચાં બહાર આવશે. માળામાં એમનું પારણું ઝુલશે, અહાહા!'

ચકલીના નાચખેલ જોઈ ઘરનાં બાળુડાં ખૂબ જ આનંદ પામ્યાં પણ મોટેરાં મોઢાં ચડાવી ખૂબ જ કિન્નાયાં. સળકડાંનો કછંદરો કચરો કેટલો!

તેમણે સફાઈના દિવસે નોકરના હાથમાં ઝાડુ અને સાવરણો પકડાવી દીધાં. એણે ઝાડઝુડ શરૂ કરી દીધી—ઊડ ઝુડ...ઊડ ઝુડ! છબિ પાછળનો માળો, તેનાં તાર તાર તણખલાં, દુઃશાસનના દ્રૌપદીવસ્ત્રહરણ જેમ ખેંચાવા લાગ્યાં. ગાંધીબાપુની છબિ અપાર વેદનાથી આ અઘટિત કૃત્ય મુંગી મુંગી જોઈ રહી.

એવામાં અચાનક ચકલોચકલી ત્યાં ઊડતાં ધસી આવ્યાં. પડાળીએ, બારીએ, દીવાલની ખીંટીએ ઊડી, બેસી પોતાની અનોખી રીતે રાવફરિયાદ કરી, વિરોધ

ભગવત્ રામચંદ્ર ભટ્ટ

ઉત્તરા : વાર્ષિક

કર્યો, કાળો કકળાટ કર્યો, પણ નિર્મળનું કોણ સાંભળે? આખર માળો વેરવિખેર નીચે ફસડાઈ પડ્યો. દિવસોની મહેનત બરબાદ ગઈ.

'હાય રામ! મૂંગાં નિર્દોષ જીવ પર આ અત્યાચાર! કેવું નિર્દય કામ! પ્રભુ! સબળાની કુબુદ્ધિ કાપજે બાપુ!'

છબિના મુખમાંથી આવી મૂંગી પ્રાર્થના સરી પડી હશે. છબિનાં અદૃશ્ય આંસુ કોઈ જોઈ શક્યું નહિ

બળાત્કારે ઘરમાંથી હાંકી કાઢેલાં ચકલાચકલીને બીજે જઈ પડાવનાખવો પડ્યો. તે એક લાંબા પહોળા રસ્તાના મધ્ય ભાગ પર, પૂર્વ દિશા તરફનું નાનું પણ થાળાવાળું, ઘટાદાર ઝાડ હતુ. ત્યાં પહેલાંની જેમ જ ઝડપભેર માળો રચવાની પ્રવૃત્તિ આરંભી દીધી, કારણ કે ચકલીનો પ્રસવકાળ નજીક જ હતો.

ચારે બાજુ માણસો અને વાહનોનો વ્યવહાર ધમધોકાર ચાલતો હતો. ઢળતી બપોરનો તડકો આરામપ્રદાન કરતો હતો. વૃક્ષઘટામાથી વાતા પવનના ઝીણા સૂર ચૂઈ રહ્યા હતા. તેમાં પણ પુંજનો અંધકાર સૂર્યનાં અછડતાં કિરણોથી સ્મિત કરતો હતો. ત્યારે ચકલી ચકલાને હળવેકથી કહેવા લાગી:

'ચકલા! જો તો ખરો કે મેં કેવાં સુંદર ઈંડાં મૂક્યાં છે! તું કેમ કંઈ તેના વિશે બોલતો નથી?'

'શું બોલું હું? મારી રાણી! તારે ઈંડાંની શી નવાઈ?'

'એમ કેમ બોલે છે? તારે તેની કાળજી લેવાની નહિ? મારે જ માત્ર સેવવાનાં એને?'

'તું માદા છે. તું જન્મદાત્રી મા ઠરી. બચ્ચાં તો નીકળવા દે કેવી કેવી ઝીણી ઝીણી જીવાતનો ખોરાક વીણી લાવું છું તે પછીથી જોજે!'

આ સાંભળી ચકલી પ્રસન્નચિત્તે ઈંડાંને છાતી સરસા દાબી સેવી રહી.

હેમંતનો કૂણો તડકો પી ખીલેલાં પુષ્પો અને ઘાસતૃણ પણ સૌરભપ્રશ્ન ફેરી રહ્યા: 'અમે પ્રસન્ન છીએ, તમે કેમ છો?'

આ પ્રશ્ન ત્વરાભર્યો સરી ગયો એટલામાં તે ઝાડ પાસે માણસોનું એક ટોળું અવાજ કરતું આવતું દેખાયું કેટલાક ખાદીધારીઓના હાથમાં ત્રિરંગી ધ્વજનો દંડ હતો. ટોળું પાસે આવ્યું કે ચકલીએ ગભરાઈ જઈ પૂછ્યું:

'ચકલા! શી ગરબડ છે, આ?'

'કશી ય નહિ. જોતી નથી લોકો ગાંધીજીની જય બોલાવી રહ્યા છે.'

'ગાંધીજી? એ કોણ વળી?'

'લે, તુંય કેવી છે મારી બઈ! બધા માફક તેં પણ ગાંધીજીને વિસ્મૃતિની રાખમાં દબૂરી દીધાં કે શું? જે, એમની તથા કોઈને? તે એક મહાન પુરુષ થઈ ગયા.'

'આ ઝાડ કરતાં ય મોટા?'

'તારામાં તે રતિભર બુદ્ધિ છે? ગાંધીજી મહામના મહામાનવ હતા. મોટા એટલે શ્રેષ્ઠ. સર્વ માણસોમાં મહાન.'

'આજ પૂર્વે ગાંધી નામ સાંભળ્યું નથી.'

શેનું સાંભળે? રાજ્ય બદલાયુ ને? સંસ્થાનો વિલીન થઈ ગયાં. હવે દિલ્હીવાળાઓનું રાજ્ય છે. જ્યાં કોંગ્રેસીઓ–અંતેવાસીઓ પણ એમને ભૂલી ગયા, તેમ તુંય ભૂલી ગઈ, એમાં તારો શો દોષ? આજ મુક્તિ નવા બંધનની માયા બની ગઈ છે.'

આ વાર્તાલાપ વેળા કર્તવ્યના દંભથી મજલ કરતું માણસોનું ટોળું તે ઝાડ તળે આવીને થંભ્યું આગેવાન સરખા દેખાતા એક બે જણે ટોળાને શાંત થવા આદેશ આપ્યો. જગ્યા નક્કી કરવા તેમનામાં વિવાદ જાગ્યો.

'મહાત્માજીનું પૂતળું અહીં પધરાવવાનું નક્કી થયું છે'

આ જગ્યા અયોગ્ય છે. ઝાડ વચ્ચે નડે છે ને!'

'એની તે શી વિસાત? કાપી નાખીએ હમણાં જ. ગાંધી મહાન કે ઝાડ?'

ચકલી ફફડી ઊઠી. બધી બાજુએથી સૂર ઊઠ્યો: 'ઝાડનું ઉન્મૂલન કરો.'

મૂર્તિપૂજાના પૂજારીઓ પોકારી ઊઠ્યા: મહાત્મા ગાંધીજી કી જય. બોલો બાપુજીની જય.'

અને અસુર હાથવાળા વેઠ માટે પકડી લાવેલાના કુહાડીના ઘા તે ઝાડ પર પડવા લાગ્યા: કટ, કટ, કટાકટ કટ...ધબ, ધબ, ધબાધબ, ધબ

ઝાડ હચમચવા લાગ્યું, એવી ચકલી બોલી:

'ચકલા ! શું કરે છે, લોક ?'

'ઝાડ પડવાનું આખર, બીજું શું ?'

'તો પછી 'ઝાડ વાવો'ની ઝુંબેશ કયા ધરામાં ગઇ? વરસાદ, પશુપક્ષીના આધારભૂત, ફળફૂલ, લાકડાં અને મીઠો છાંયો આપનાર ઝાડ પર આ અત્યાચાર શો ? રે ભગવાન ! આપણો આશરો...? આપણાં ઇંડાં...?'

ચકલો સ્તબ્ધ બેસી રહ્યો. એથી ચકલી ભયવ્યાકૂળ બની કહેવા લાગી:

'હવે કંઇ ઉપાય કર. આ ધક્કા જોરથી લાગે છે.'

'ચોબ, હું બીજી કોઇ નિર્ભય અને સગવડવાળી જગ્યા હોય તો શોધી આવું.'

'જલદી કર, જા.' કાકલૂદીની વાણીથી ચકલી બોલી.

ચકલો ઊડયો. ચકલી જીવ મૂઠીમાં વાળી, પાંખ નીચે ઇંડાં દબાવી શોકાતૂર બની બેસી રહી. બેઠી બેઠી ચકલાની વાટ જોવા લાગી. તેણે માળા તરફ નજર ફેરવી તો આંખે અંધારા વ્યાપ્યાં. ઝાડ એક બાજુ નમતુ હતું. ગોળ ઇંડાં ગડબડ ગડબડ ગબડતાં હતાં. ઘણાં સમાલવા છતાં તે નીચે ગબડયાં. ભૂકો ઊડી ગયો તેમનો. ચીકણો જરદો રેલાવાથી ધરતી પર લોહી જેવાં પીળાં ધાબાં પડી ગયાં. લોકોના અવાજ આવતા હતા. ઘા પર ઘા પડતા હતા: ધબ...ધબ...ધબ.

અને એકદમ અવાજ ઊઠયો...કડડડ...કડ.

ઝાડ ધબ દઇને જમીન પર ફસડાઇ પડયું. જાણે યુદ્ધભૂમિ પર અશ્વત્થામા હણાયો. ડાળ પાંખડાં ખળભળી ઊઠયાં. તેમાં ચકલી બિચારીએ પાંખો ફફડાવી ઊડી જઇ જીવ બચાવ્યો પણ તે પાછી પડેલા ઝાડ ઉપર આક્રોશ કરતી જઇ બેઠી.

એટલામાં ચકલાએ આવી ત્યાં પછાડ ખાધી. એણે સુદામાના ઘરજેવો માળો વિંખાઇ ગયેલો દીઠો. ચકલીને ઢુંઢતાં એને દમ ચઢી ગયો. છેવટે તેની પાસે જઇ ઉદાસ ભાવે બેઠો ત્યારે ચકલીએ ચાંચ ખોલી સંત પવાણી ઉચ્ચારી:

'ચકલા ! તું કેવો છે ? ગયો તે ગયો. વહેલા પાછાં ફરાય નહિ ? આ જો કેવો ગજબ થયો ? મારાં બચ્ચાં ! હાય ભગવાન !'

'ગઇ ગુજરી ભૂલી જા, હવે શું કરવું ? કયાં જવું આપણે ? કોઇ સલામત જગ્યા મળતી નથી. મને શી ખબર કે આ લોક ઝાડ આટલું જલદી પાડી નાખશે?'

'પણ મારાં ઇંડા ગયાંને? તારો ગાંધી દુષ્ટ છે.'

'ખબરદાર ! આવું અબ્રહ્મણ્યમ બોલીશ મા. ગાંધીજી દુષ્ટ નથી, નથી ને નથી. આ ગાંધીના ગઠિયાઓ છે. ગાંધીજીએ તો ગાઇ બજાવી કહ્યું છે કે મારાં મંદિર ન ચણાવશો, પૂતળાં ઊભાં ન કરશો. મર્યા પછી કોણ સાંભળે છે, એમનું ? એમના આદર્શનો અપભ્રંશ એમના વારસ આ આરસમાં કરી રહ્યા છે. એમાં ગાંધીજી બિચારા શું કરે ? લોકો તો કહે છે કે, એમનું ખરું ખૂન ગોડસેએ નહિ, પણ એમના અનુયાયીઓએ કર્યું છે. તેઓ આતતાયીઓ છે. ગાંધીજી તો એમના છેલ્લા શ્વાસ સુધી પ્રાણીમાત્રનાં સુખો ઝંખ્યા કર્યાં.

ઉધ્વસ્ત થયેલા ઝાડ, પોતાનો માળો અને છુંદાયેલાં ઇંડા તરફ વિષાદભરી દષ્ટિ ફેરવી અપાર ચિંતા વ્યકત કરતાં ચકલાએ આગળ ચલાવ્યું :

'ન્યાય, દયા, સમતોલ દષ્ટિથી બીજાનો વિચાર... વગેરે વિસારી લોકસ્વાર્થ, લોભ, મોટાઇ, ચલતી ગાડીમાં સવારીના વિચાર કરવા લાગ્યા છે. જ્યાં ત્યાં આંધળાં અનુકરણો થઇ રહ્યાં છે. એનો શોક નકામો છે, આપણા જેવા તુચ્છ જીવો માટે. ઇંડાં ગયાં તે ગયાં. લોકોનું સત્યાનાશ થવા બેઠું છે. કુળ ઉઝડી ગયાં, ધંધાધાપા ઉખડી જવા બેઠા છે, કુટુંબો તારાજ થઇ રહ્યાં છે, દેશ પાયમાલ થવા બેઠો છે, એમ આપણો માળો પણ. ચાલો વ્હાલી ! અન્ય દેશ ભણી.'

ચકલીએ આ સાંભળી દુ:ખભર્યો શ્વાસ ખેંચી છુટકારાનો દમ કાઢયો.

'રાત પડી જશે તે પહેલાં કોઇ મુકામ શોધી લેવો પડશે, ચાલ.'

ચકલોચકલી ઉચ્છેદન થયેલા ઝાડને છોડી એકબીજા બરોબર શૂન્યાવકાશમાં ચક્કર લગાવવા લાગ્યાં. ચકલીએ અચાનક નીચે ઊતરી ગાંધીજીના સમારોહ થયેલા પૂતળા પર ગુસ્સામાં જોરથી ટક કરી ચાંચ મારવા પ્રયત્ન કર્યો.

'હાં...હાં...હાં' ચકલાએ પાછળ ઊતરી એને વારી. જમા થયેલા ટોળાંએ ગાંધીજીના પૂતળાને હારતોરા ચઢાવ્યા. ત્યારબાદ વ્યાખ્યાનો થયાં.

'ગાંધીબાપુ ગરીબોના બેલી હતા. નિરાધારોના આધાર હતા એમના માર્ગમાં કંટક પડયા હતા, તે ઊંચકી

બાજુએ મૂક્યા. અન્યાયને નીચી મૂંડીએ સાંખી ન રહ્યા ..એમણે દુર્ગંધ ઉપર મુઠ્ઠી ભરી ધુળ નાખી. ઉકરડા ખાલી કરી નવસર્જનનું ખાતર પૂર્યું... એમનું હૈયું વિશાળ હતું. દુખિયાં ને દુભાયેલાંના આંસુ લૂછ્યાં. ભીષણ હિંસાના મુખમાં અહિંસક બની ઝંપલાવ્યું...વગેરે, વગેરે.'

ઉપર ઊડતા ચકલાચકલીને આ વ્યાખ્યાનોનો અર્થ પોલો લાગ્યો ખાલી શબ્દો ખખડતા લાગ્યા, હોઠ ફફડતાં તે માત્ર સરી રહ્યા હતા, હૃદયની સાચી વાણી નહિ.

અંતે 'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે.'નું ભજન ગાઇ સમારંભ ઊંચો મુકાઇ ગયો.

પોતાના દુર્દૈવથી હાથ ધોઇ નાખી ચકલો ચકલી કોઈ હંગામી આશ્રયસ્થાન શોધવા ત્યાંથી ઊડી ગયા. પાસે જ રસ્તા પર ચાર મજલાની ઇમારત ચણાતી હતી. પાલખ બાંધવા દીવાલમાં બાકોરાં હતાં. તેમાં મોટી વળીઓ અને જાડા વાંસ ટેકવ્યા હતાં. ત્યાં થોડા દહાડા વિતાવી નાખવા ધામા નાખ્યા. દિવસે મજૂરો કામ કરવા આવે, ત્યારે ઊડી જાય; સાંજે દહાડિયું રળી ઘેર જાય, ત્યારે દિવસભરનો શ્રમ ઉતારવા આવી ત્યાં ભરાઇ જાય, પણ એમને કેમેય કળ વળે નહિ—ઝાડવાળી જગ્યાનો નેડો લાગ્યો હોય ને !

ત્યાં તો હવે ઝાડ ન હતું. કોદાળા—પાવડા નાચવા લાગ્યા હતા. માટી પુરાઇ ગઇ હતી. તેમાં હરિયાળી ઘાસ ઊગી નીકળ્યું હતું. તેના ફરતી ગોળ તારની કાંટાળી વાડ બનાવી દીધી હતી, જેથી પૂતળાની પાસે કોઇ ફરકે સુદ્ધાં નહિ. તારની વાડને એક લોખંડી દરવાજો હતો. તે સદા બંધ રહેતો હતો.

ચકલો ચકલી પોતાના ઉજડી ગયેલા ગૃહસંસારને નવેસરથી માંડવાના વિચારોમાં ત્યાં આગળ આવી બેસતાં. બસ, પૂતળાને જોઇ બેસી રહેતાં. પૂતળું પણ હમદર્દીથી તેમની સામે જોઇ રહેતું.

અચાનક ચકલાની ચકોર નજરે બાપુના કૂચ સ્ફૂર્તિ માટે ઉપડેલા આગલા ડગ અને નિશ્ચયાત્મક ચાંપેલા પાછલા ડગ વચ્ચે ઊંડી ખોભણ દેખાઇ. બાપુની પોતડી નીચે તે ચરણપદો જોડેલા હતા. ત્યાં તેણે સાચી પ્રીત પાથરેલી જોઇ.

'લે જો, આ ખોભણ વચ્ચે આપણો માળો બનાવીએ તો કેમ ? મારું હૃદય તો એમના ચરણકમળને ઝંખી રહ્યું છે.'

'ના રે બાબા !, ચકલી ડહાપણ ડહોળતી બોલી ઊઠી : 'ફરી આ ગાંધીના નામે કોઇ સંકટ આવી પડે તો ! એમનું નામ તો સહેજ સહેજ વાતમાં વટાવાય છે મારી વાત સાંભળીશ ? મારી બીજી સુવાવડ છે. હું ત્યાં ઈંડાં મૂકનાર છું.'

'નહિ રે નહિ, આ જીવત ગાંધી નથી, પૂતળું માત્ર છે છતાં પણ ચિંતાની કરચલી એક ભમ્મરે ધરી આ પૃથ્વીના કલણમાં મરાલ જેવા કેવા ઊભા છે ! એમના હાથમાંનો દંડ અભયનાં વરદાન આપે છે, એમના પગ કમળથીય વધુ કોમળ છે.'

છેવટ ચકલીનું મન માન્યું. ખૂબ જહેમતથી ચકલા ચકલીએ બાપુના પૂતળાના પગ આગળની ખોભણમાં માળો રચી પણ દીધો. બાપુની છત્રછાયામાં શેનો ડર ? શાંતિથી દિવસો નિર્ગમન થવા લાગ્યા. થોડા જ વખતમાં ચકલીએ ઈંડાં મુક્યાં. નાના શંખ જેવાં સફેદ ઇંડાને દાખવી ચકલી ચક્ ચક્ બોલવા લાગી :

'કેવી સુંદર અને નિર્ભય જગ્યા છે નહિ ! હવે ઈંડાં ફૂટી બચ્ચાં નીકળશે. મારા કુળને હવે ખતરો દેખાતો તો નથી. પૂતળાની વાડનું દ્વાર કદી ઉઘડતું નથી. ટાઢ, તડકો, વરસાદ બધું સહન કરતા બાપુ નિશ્ચલ ઊભા છે.'

થોડા જ વખતમાં કોઇ રાજકીય હીલચાલ જેવી જ હલચલ પક્ષીયુગ્મની શરૂ થઇ જાય છે. બચ્ચાં જન્મવાના ઉત્સવના આનંદમાં ચકલો ચકલી ઊડતાં ગાય છે, ગાતાં ઊડે છે એકબીજાને હૈયાનું મોંઘું આદાનપ્રદાન કરે છે.

સામે જ ટેલિફોનના તારનું ઝનનન ઝન-વિદ્યુતસિતાર જેવું સંગીત સંભળાય છે જીવન ધબકતા અવિરત સંદેશા વહેતા એ વિદ્યુત કંપનો અને ગુંજનો નવ પરોઢની ઉષ્માં ઊગેલા બચ્ચાંના કંઠને કેળવે છે.

•••

# આપણું વેપારી વહાણવટું

પી. ટી. દલાલ

આઝાદી પછી ભારતની માલિકીના જહાજોમાં ઘણો વધારો થયો છે તે વાત નિર્વિવાદ છે. ૧૯૪૭ પછી ભાદતીય માલિકીની કંપનીઓ પણ ઘણી વધી છે. સ્વતંત્રતા પછીના પહેલા પંદર વર્ષમાં આપણે ફક્ત વહાણવટાના એક જ વિભાગમાં–લાઇનર વિભાગમાં–પ્રગતિ કરી રહ્યા હતા. છેલ્લા સાત આઠ વર્ષમાં આપણે વહાણવટાની બીજી દિશાએમાં પણ ઝુકાવ્યું છે. આજે ભારતનો જહાજી ઉદ્યોગ ટ્રેંપ, બલ્ક કેરીયર અને ટેંકર વિભાગમાં પણ પ્રગતિ કરી રહ્યો છે.

વહાણવટા વગર દેશ–પરદેશ સાથેનો વેપાર શક્ય નથી. વહાણવટાનાં ત્રણ મોટા પ્રકાર છે. લાઇનર, ટ્રેંપ ને ટેંકર. આ ત્રણે પ્રકારનાં જહાજો જ્યાં સુધી પૂરતા પ્રમાણમાં મળે નહિ ત્યાં સુધી કોઇ પણ દેશનો દરિયાપાર દેશો સાથેનો વેપાર વધે નહિ.

દરિયાપારના વેપાર માટે બ્રિટીશ જમાનામાં પણ જહાજોનો તોટો નહોતો. આજના ને એ જમાનાના વહાણવટામાં ફક્ત એક જ તફાવત હતો કે લગભગ બધું જ વહાણવટું તે જમાનામાં બ્રિટીશને બીજા પરદેશીઓની માલિકીનું હતું. વહાણવટાની મોટા ભાગની કમાણી પરદેશીઓના હાથમાં નૂર વાટે, પરદેશી હુંડિયામણરૂપે, પરદેશીઓના હાથમાં જતી હતી. પરદેશી વહાણવટાની કમાણીનો મોટો હિસ્સો બ્રિટીશ વેપારીઓને હસ્તક જતો.

અંગ્રેજી રાજ નીચે ભારતના વેપારી હિતોનું સ્થાન ગૌણ હતું. આપણા વેપારી હિતોને મહત્વ આઝાદી પછી અપાયું. આઝાદી મળતાં જ ભારત સરકારે ભારતનો વેપાર બહોળો અને એવા પ્રયત્નો કરવા માંડ્યા. આપણો વેપારી સારી દુનિયા સાથે હોવો જોઇએ એવું આપણને લાગ્યું. આ જાતની નીતિને લીધે આઝાદી પછી તરતજ ઇંગ્લેન્ડ ને યુરોપ ઉપરાંત રશિયા તથા બીજા સમાજવાદી દેશો સાથે, અમેરિકા સાથે, અને એશિયા ખંડના દેશો સાથે વેપારી સંબંધો બાંધવાનું શરૂ કર્યું.

રશિયા સાથે સંબંધ બાંધતાં જ પહેલો પ્રશ્ન ઊભો થયો કે બંને દેશો વચ્ચે નિયમિત માલવાહક જહાજની અવરજવર વગર વેપાર કેમ કરવો? વહાણોનો તો અભાવ નહોતો. હિંદ અને યુરોપ વચ્ચે નિયમિત વહાણો આવતાં–જતાં હતા. જહાજી કંપનીઓ–અલબત્ત મોટા ભાગની પરદેશી–ઘણી હતી. વેપારીઓને આ કંપનીઓએ

અપનાવેલી કૉન્ફરન્સ પદ્ધતિને લીધે સારી સગવડો મળતી હતી, પણ કાળા સમુદ્રમાં આવેલા રશિયાના બંદરોએ સ્ટીમર જવલ્લે જ જતી. રશિયા માટેનો રૂયો ખડયો માલ પોર્ટસૈયદ પહેલો ઉતરતો ને ત્યાંથી બીજી સ્ટીમરોમાં કાળા સમુદ્રમાં પહોંચતો. નૂરનાં દર ભારે હતા ને માલને નુકસાન થતું તે જુદું. હિંદ–યુરોપની કૉન્ફરન્સ કાળા સમુદ્રના બંદરો માટે સ્ટીમરો મુકે ને નૂરના દર ઓછા કરે એ અશક્ય હતું. પરદેશી જહાજી કંપનીઓ શા માટે અગવડ ને નુકસાન વેઠીને હિંદનો વેપાર બહોળો બનાવવામાં મદદ કરે? રશિયા સાથે ર ખેડવામાં આપણને આ કીમતી બોધપાઠ મળ્યો. આપણે શીખ્યા કે પારકા વહાણવટાની મદદથી દરિયા-પારનો વેપાર ખીલવવો એ લગભગ અશક્ય છે. હિંદ અને રશિયાની સરકારે એટલે જ વહાણવટા માટે પણ કરાર કર્યાં ને હિંદ અને રશિયન સ્ટીમરો પર આધાર રાખીને એક તદ્દન નવી સીધી જહાજી સર્વિસ બે દેશો વચ્ચે શરૂ કરી. આ વાતને એક દાયકો વીતી ગયો છે. બંને દેશો વચ્ચેનો વેપાર કુદકે ને ભુસકે વધી રહ્યો છે. એનું મોટામાં મોટું કારણ હિંદી રૂસી વેપારને સાનુકુળ થાય એવી જહાજી સગવડ છે. આ જાતના કરાર ભારતે લગભગ બધા જ દરિયા–કાંઠાવાળા સમાજવાદી દેશો સાથે કર્યા છે. આ કરારથી વેપારને જ નહિ પણ હિંદી વહાણવટાને પણ સારો ટેકો મળ્યો છે.

અમેરિકા સાથે પણ આપણો વેપાર ઘણો વધ્યો છે. રશીયાની માફક અમેરિકા પણ આપણી સાથે વેપાર કરવા આતુર છે. પરદેશી હુંડિયામણ ખર્ચવાની આપણી અશક્તિને લીધે આ વેપારનો આધાર અમેરિકાની લોનો અને આર્થિક મદદો પર રહ્યો છે. અમેરિકાએ આપણને સહાય તરીકે આપણને આપેલી લોનો અને આર્થિક મદદથી ખરીદાયેલા માલમાંથી ઓછામાં ઓછા પચાસ ટકા તો અમેરિકન વહાણમાં જ જવો જોઇએ, એવો આગ્રહ અમેરિકાની સરકાર રાખે છે. આ શરત કેટલેક અંશે આપણા વહાણવટાને લાભદાયક નીવડી છે. આપણી સરકાર પણ અમેરિકન સરકારનો દાખલો લઇને કહે છે કે બાકીનો પચાસ ટકા નહિ તો ચાળીસ ટકા માલ તો હિંદી જહાજોને જ મળવો જોઇએ. આ રીતે અમેરિકા સાથે વેપાર વધવાથી આપણા વહાણવટાનો પણ વિકાસ સધાયો છે. દેશ પરદેશ સાથે વેપાર વધવાથી અને ભારતીય સરકારની સક્રિય સહાનુભૂતિથી સ્વદેશી વહાણ-વટાને ભારે પ્રોત્સાહન મળ્યું છે. આજે ઔદ્યોગિક દ્દષ્ટિએ વિકસેલો એવો એક પણ દેશ નહિ હોય જેને કિનારે હિંદી જહાજો માલ લેતા ઉતારતા નહિ હોય. હિંદી તેલવાહક જહાજો–ટેંકરો–ને પણ ભારતની તેલવિષયક નીતિને લીધે પ્રોત્સાહન મળી રહ્યું છે.

આઝાદી મળી ત્યારે આપણા ધ્વજ નીચે ૧૯૨ લાખ ગ્રોસટન વહાણો હતા અને આજે ૨.૧૮ મીલીયન ટન છે છતા એ વહાણવટામાં આપણી પ્રગતિ સર્વાંગી નથી. વહાણ કેવળ માલ લઇ જવા આવવાનું સાધન છે પણ વહાણવટું એ વેપાર વધારવાનું સાધન છે. આ સૂત્ર આપણા સરકારી અમલદારોને પૂરેપૂરુ સમજાયું નથી. આપણી સરકારે હિંદી વહાણવટાનો વિકાસ કરવો એ નીતિ અપનાવી છે. હવે આપણે આર્થિક વિકાસના એવા તબક્કે પહોંચ્યા છીએ કે આ નીતિ અધુરી લાગે છે. હવે સંજોગો એવા ઊભા થયા છે કે હિંદી વહાણવટાનો નવા વેપારી સબંધો ઊભા કરવામાં ઉપયોગ થવો જોઇએ. દાખલા તરીકે લેટીન અમેરિકા સાથે કે વેસ્ટ આફ્રિકા સાથે આપણો વેપાર નહિ જેવો છે. આ દેશોમાં ખપે એવો માલ ભારતમાં બનાવીએ છીએ. પરંતુ એ માલ આપણે એ દેશોમાં પહોચાડી શકતા નથી. આપણી ચીજવસ્તુના ભાવ પરવડતા હોય તો કેવળ એ કારણોને લીધે જ. આપણો માલ આ દેશોને પહોંચતો નથી. ભારે નુર ને વહાણ ભરાય એટલો માલ શરૂઆતમાં મળવાની શક્યતા ન હોવાથી, જહાજી કંપ-નીઓ સર્વીસ શરૂ કરવાની અનિચ્છા બતાવે છે. આ વસ્તુસ્થિતિમાંથી રસ્તો ન કાઢી શકાય તો ચોક્ખું છે કે લેટીન અમેરિકા,ને વેસ્ટ આફ્રિકા સાથેનો આપણો વેપાર જલદીથી વિકસશે નહિ આ પરિસ્થિતિમાં આપણી સરકાર ધારે તો હિંદી વહાણવટાનો વેપાર વિકાસ માટે ઉપયોગ કરી શકે.

આપણા વહાણવટાનો આપણા સર્વાંગી વેપાર વિકાસ માટે અસરકારક ઉપયોગ કરવો હોય તો આપણી સરકારે એની વહાણવટા અંગેની નીતિમાં યોગ્ય ફેરફાર કરવા જોઇએ. વહાણવટા અંગેના કાયદાઓને લીધે સર-

કારના હાથમાં હિંદી વહાણોની માલિકી અને અવરજવરની બાબતમાં ઘણી સત્તા છે. સરકારે વહાણવટાનો વિકાસ જાહેર ઉદ્યોગમાં એટલો બધો કર્યો છે કે જાહેર ઉદ્યોગનું વહાણવટુ આજે અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. હવે એક બીજું પગલું ભરવાની જરૂર છે. હિંદુસ્થાનનું આખુ યે લાઇનર વહાણવટું જાહેર ક્ષેત્રમાં લઇ લેવું જોઈએ.

લાઇનર વહાણવટું એ કોઇ પણ દેશના વેપારની કારોડરજ્જુ જેવું છે. સર્વિસની નિયમિતતા, માલ ચઢાવવાની સતત મળતી તક, અને પહેલેથી ઠરાવેલા અને મુકરર કરેલા વખત સુધી લાગુ પડતા નૂરના દર—આ ત્રણ કારણોને લીધે લાઇનર વહાણવટું વેપારની દષ્ટિએ બહુ ઉપયોગી છે. લાઇનર વહાણવટાને લીધે નાનામાં નાનો વેપારી પણ પરદેશી બજારોમાં પોતાની શાખ બાંધી શકે છે અને ગ્રાહકનો વિશ્વાસ સંપાદન કરી છે. એટલે જ નવા કેંદ્રોમાં વેપાર નિકસાવવા માટે નવી લાઇનર સર્વિસોની જરૂર ઊભી થઇ છે.

ભારતીય જહાજી કંપનીઓ નવી લાઇનર સર્વિસો પોતાને ભોગે શરૂ કરવા તૈયાર નથી. જાહેર ક્ષેત્રમાં સરકારે પહેલવહેલી જહાજી કંપની સ્થાપી ત્યારે એવી નીતિ નક્કી કરી હતી કે જ્યા ખાનગી ક્ષેત્ર અચકાય ત્યાં જાહેર ક્ષેત્રે પ્રવેશ કરવો આ નીતિ હવે બદલાઇ ગઇ છે. જાહેર ક્ષેત્રની કંપનીને હવે કહેવામાં આવ્યું છે કે ખાનગી ક્ષેત્ર માફક જ નફાનું ધ્યેય રાખવું. જાહેર ક્ષેત્ર કંપની હવે સરકારી મદદ વગર નુકસાન વેઠવા તૈયાર નથી. ખાનગી કંપનીઓને બીજી જાતનો ભય લાગે છે. આ કંપનીઓ સાહસ ખેડવા તૈયાર છે પણ એમને ભરોસો નથી. કે ભોગ આપીને નવી સર્વિસ પગભર કર્યા પછી, જાહેર ક્ષેત્રની કંપની એના ધંધા પર તરાપ નહિ મારે. આ માનસનું પરિણામ એ આવે છે કે જાહેર કે ખાનગી બંને ક્ષેત્રોનું વહાણવટુ ભીરૂતા અનુભવે છે સરકાર પણ અસરકારક પગલાં ભરી શકતી નથી. કારણ કે જહાજી કંપનીને હુકમ કરીને નવી સર્વિસ ચાલુ કરવાની ફરજ પાડે તો ખોટમાં ચલાવવા બદલ આર્થિક મદદ કરવાનો પ્રશ્ન ઊભો થાય. આવી મદદ કરવાથી આંતરરાષ્ટ્રીય દ્રષ્ટિથી સરકાર પર હિંદી વહાણવટાને ગેરવાજબી મદદ કરવાનો આરોપ પણ મુકાય. આમ દરેક દૃષ્ટિથી જોતાં એમ લાગે છે કે સૌથી સારો રસ્તો સારાયે લાઇનર વહાણવટાનું રાષ્ટ્રીયકરણ કરી નાખવાનો છે. પછી જહાજ કંપનીની નુકસાનીનો પ્રશ્ન કેવળ સરકારે જ ઉકેલવાનો રહેશે.

સરકાર આ રીતે હિંદી લાઇનર વહાણવટા પર પુરો અખત્યાર મેળવી લે તો જ આપણા લાઇનર વહાણવટાને આપણા વેપારનું અસરકારક સાધન બનાવી શકાશે.

હિંદી વહાણવટાના માર્ગમાં બીજી પણ એક મુશ્કેલી છે જે આપણા વહાણવટાને આપણા પરદેશી વેપારને સાનુકુળ થતાં અટકાવે છે. આ મુશ્કેલી આપણા બંદરોની હાલની પરિસ્થિતિને લીધે ઉદ્ભવી છે.

ઉપર કહ્યુ તેમ લાઇનર વહાણવટું એ પરદેશ સાથેના વેપારની કરોડરજ્જુ છે. પરંતુ કોઇ પણ દેશનો વેપાર એકલા લાઇનર વહાણવટા પર ન નભી શકે. વેપારમાં કાચી ધાતુ, અનાજ, ખાતર માટેના રસાયણો વગેરે જથ્થાબંધ ખપતા માલનો પણ સમાવેશ થાય છે. આવા માલ માટે ટ્રેંપ જાતના જહાજો વપરાય છે. અર્થશાસ્ત્રનો નિયમ છે કે મોટા પ્રમાણમાં કામ કરવાથી ખર્ચમાં બચત કરી શકાય. આ નિયમ ખાસ કરીને ટ્રેંપ વહાણવટાને ઘણી સારી રીતે લાગુ પડે છે. તેથી દુનિયામાં મોટા—રાક્ષસી કદનાં—વહાણોનો વપરાશ વધવા માંડયો છે. હિંદુસ્થાન પણ કાચો ધાતુ, અનાજ અને રસાયણિક ખાતરની મોટા પ્રમાણમાં આયાત અને નિકાસ કરે છે. પરંતુ આપણે રાક્ષસી કદના જહાજોનો આપણા વેપાર માટે જોઇએ તેટલો ઉપયોગ કરી શકતા નથી. એનું એક જ કારણ છે. આપણા બંદરોમાં એવા મોટા વહાણોને લાંગરવાની જોગવાઇ નથી. મોટા વહાણો માટે, બંદરમાં આવવા માટે અને ધક્કા લગોલગ લાંગરવા માટે ખાસ કરીને પાણીની ઊંડાઇ જોઇએ. આપણી સરકારનું અને બંદરોના વહીવટીતંત્રોનું ધ્યાન આ બાજુ દોરાયું છે, પણ બંદરો સુધારવા માટે જોઇએ તેટલા પ્રયત્નો હજી સુધી થયા નથી. ખામી સરકારી નીતિની નથી, ખામી જૂનવાણી વહીવટીતંત્રની છે. વેપારી ધોરણે આ બંદરોનો વહીવટ થવો જોઇએ, પણ તે પ્રમાણે થતો નથી. પોર્ટટ્રસ્ટો નીમી સરકારી અમલદારો મારફત વહીવટ હાલમાં ચાલે છે તે પધ્ધતિ બદલવાની જરૂર છે.

ત્રીજી મુશ્કેલી જહાજો ખરીદવાની છે. આપણે ત્યાં જહાજ બાંધવાનો વિશાખાપટ્ટનમ્‌માં એક યાર્ડ છે. એનું નામ હિંદુસ્થાન શિપયાર્ડ. આ યાર્ડમાં વર્ષનાં બેથી ત્રણ

જહાજો માંડ બંધાય છે એનું કદ પંદર હજાર ટનથી વધારે નથી હોતું કોચીનમાં બીજો યાર્ડ બાંધવાની વાતો ચાલે છે. એ વાતોએ હજી મૂર્તસ્વરૂપ નથી લીધું ભારતમાં બીજા નાના યાર્ડો પણ છે કેટલાક નાનાં યાર્ડો વરસનાં બેત્રણ જહાજ બાંધી શકે, પરંતુ આપણો વધતો વેપાર જોતાં આપણી જરૂરીઆત વર્ષનાં લગભગ નાના મોટા દસથી બાર જહાજોની છે જેમ વર્ષો વિતતા જાય છે તેમ જહાજોની જરૂરીઆત વધશે પણ ઘટશે નહિ હિંદુસ્થાનમાં આપણને જોઇએ છે તેટલા પ્રમાણમા જહાજો બંધાતા નથી, એટલે જહાજો બહારથી લાવવા જ પડે છે. પરદેશી હુંડિયામણની તંગીને લીધે આ કામ બહુ મુશ્કેલ બને છે કોઇ પણ હિસાબે સરકારે જહાજોનું ઉત્પાદન વધારવું જ જોઇએ સરકારી અમલદારો વારતહેવારે જહાજો બાંધવા અંગે મોટા નિવેદનો બહાર પાડે છે. પણ આ દિશામ આપણી પ્રગતિ બિલકુલ થતી નથી. આ બાબતમ શિથિલતા સરકારની જ છે કારણ કે સરકાર પાસે તર અમલમા મુકાય એવી જહાજો બાંધવાની કોઇ પણ સાર યોજનાઓ નથી. કરોડો રૂપિયાનું પરદેશી હુંડિયામ જહાજો ખરીદવામાં વેડફાય છે. શા માટે આ હુંડિ મણનો થોડો ભાગ વહાણો બાંધવાના નવા યાર્ડો ઊભ કરવામાં નથી વપરાતો ?

જ્યાં સુધી ઉપર કહ્યા તે અંતરાયો દૂર ન કર શકાય ત્યાં સુધી આપણા વહાણવટાનો વિકાસ રૂંધાશે અને એની અસર આડકતરી રીતે આપણા વિદેશ વ્યાપા પર પણ પડશે.

●●●

# પુરુષ સામે ઘુરકિયાં કરતી બિલાડી

શશિ શાહ

પલંગમાં છાતી સુધી ચાદર ઓઢીને સૂતેલા પુરુષે સ્ટૂલ પરની કડવી દવાની શીશીઓ પરથી દૃષ્ટિ લઈને રૂમના ખૂણામાં મૂકી. કોઈ વસ્તુનું સ્થાનફેર કર્યું હોય એવું એણે અનુભવ્યું. એ ખૂણામાં જોઈ રહ્યો ત્યાં સુધીમાં મીશન સ્કૂલમાં બોબ વાળવાળી એક છોકરી ઇંગ્લીશમાં પચાસ સુધી ઝડપથી બોલી ગઈ અને તડકો નીચેની હજામની દુકાનના છાપરા પરથી જરા આગળ વધ્યો, અને જેલની દીવાલ સામે જોઈ એક જન્મટીપની સજા પામેલ કેદીએ ઉપરાઉપરી કેટલાં યે બગાસાં ખાઈ લીધાં.

ખૂણાના અંધારામાં પોતે આંખો ફાડીને જોઈ રહ્યો છે એમ લાગવાથી એણે આંખો બંધ કરી દીધી. ખૂણાનું અંધારું રામાયણમાં ઉલ્લેખ આવતાં પુષ્પક વિમાનમાં બેસીને પોપચાં પર હલવાઈ ગયું. અને પુરુષને આંખો ખોલવી પડી, દૃષ્ટિને ખૂણાના અંધારામાં લઈ જવી પડી—ત્યાં એક બિલાડી હતી. એને કડવી દવા અને સફેદ ચામડીવાળા ડૉક્ટરનો ચહેરો યાદ આવ્યો. એ કડવી દવા કાચના ગ્લાસમાં નાખી, ઇચ્છા ન હોવા છતાં ઓકરો કરતા બાળકની જેમ પરાણે પીતો ત્યારે એને ડૉક્ટરના ગંભીર ચહેરા પર ચીડ ચડતી. એ ચહેરો પોતાનો હોય તો બે તમાચા લગાવી દેવાની વૃત્તિ થઈ આવતી. ડૉક્ટર એની સાથે દૂરનો કોઈ સંબંધ ધરાવતો હતો એટલે એની ચીડ દવા પીતો ત્યારે જ જન્મતી અને પછી મધ ચાટતાં ઓગળી જતી. ડૉક્ટર નાની ઉંમરમાં એમ. બી. બી. એસ. થઈ ગયો હતો અને થોડા સમયથી અંગત પ્રેક્ટીસ કરતો હતો. પ્રેક્ટીસ સારી ચાલતી હતી. પુરુષના પાડોશીએ ત્યાંથી દવા શરૂ કરી હતી અને એમનું કહેવું હતું : ડૉક્ટરનું નિદાન ખૂબ સારું છે. બે દિવસમાં બાબાના ઝાડા ઉલટી મટાડી દીધા અને મોટા ભાઈનો અનિંદ્રાનો રોગ કાબૂમાં આવતો જાય છે. ડૉક્ટરે નાની ઉંમરમાં સારી હોશિયારી મેળવી છે. પછી પુરુષે પણ ત્યાંથી દવા શરૂ કરી. અને ડૉક્ટરે દૂરનો સંબંધ કાઢ્યો, હસ્યા, પાણી પીધું અને ફરી ડૉક્ટરના ચહેરા પર ગંભીરતા પથરાઈ ગઈ. ડૉક્ટર હમેશાં ગંભીર રહેતા. ખાસ કરીને દર્દી સાથે વિશેષ. જુવાનીમાં ગંભીરતા સ્વીકારી લેવાની ડૉક્ટરની હિંમત માટે ક્યારેક પુરુષને વિચારો આવતા અને દોડતી ટ્રેન નીચેથી પસાર થતા પુલના પિલરોની જેમ ચાલ્યા જતા. થોડી ચીડ,

ઉત્તરા : વાર્ષિક ૧૯૬૯

થોડો ગુસ્સો અને થોડા અણગમા સાથે પુરુષ લાંબો સમય વિચારો કરતો નહીં, ડૉક્ટરે ગંભીરતાથી ના કહી હતી. ડૉક્ટર ચશ્મા પહેરતા એટલે ગંભીરતા મોટી લાગતી. અને એ સવારના ધુમ્મસ જેવું હસતા ત્યારે પણ ચશ્મામાંથી ગંભીરતા ટપકી રહી છે એવું પુરુષને લાગ્યા કરતું. ચશ્મામાંથી ગંભીરતાનું કદરૂપું ઝરણું અખંડ વહ્યા જ કરતું અને તેથી જ દોઢ નંબર આવી ગયો હોવા છતાં એણે ચશ્મા લીધાં ન હતાં. ચશ્મા ન લેવાથી આંખો ખરાબ થઈ જશે અને નંબરો વધ્યા કરશે એવું ડૉક્ટરે કહ્યું ન હોવાનું એ જાણતો હતો એ ચહેરાને ગંભીરતાનું મહોરું પહેરાવવા ઇચ્છતો ન હતો. એ ડૉક્ટર બન્યો હોત તો પણ ચશ્મા પહેરત નહીં અને પ્રધાન બન્યો હોત તો ચશ્મા બનાવતી ફેક્ટરીઓ પર પ્રતિબંધ ..

ખૂણાના અંધારામાં બિલાડી આંખો ફાડીને સૂતી હતી એની નીલી આંખો પુરુષ સામે મંડાયેલી હતી. પુરુષે પડખું બદલાવ્યું અને મ્યાઉં સંભળાયું. પુરુષે આંખો બંધ કરી દીધી. એક કલાક પછી દવા પીવાની હતી–પછી મધ ચાટવાનું.

એક બે વાર થુંકી લીધા પછી કાચના ગ્લાસમાં કાઢેલી દવા જીભને અડાડ્યા વિના સીધી પેટમાં ઉતારી જવાના પ્રયોગ જેમ ઇનિશ્યલ કરવાની ઝડપથી પીવાતી, જાણે ડૉક્ટરે આપેલી જિંદગી પીવાતી: દવા પીધા પછી થુંક આવતું. શરૂઆતમાં થુંકવું પડતું પછી ગળી જવાનું. એના થુંકમાં માત્ર માઇક્રોસ્કોપના લેંસ પર જોઈ શકાય એવા સૂક્ષ્મ રોગના જંતુઓ હોવાથી ડૉક્ટરે જ્યાં ત્યાં નહીં થુંકવાની અને રાખ ભરેલ વાટકામાં થૂંકવાની સલાહ આપી હતી. એણે જોયું તો વાટકાની રાખ ભીની થઇ ગઇ હતી અને બીજી રાખ લાવવાની જરૂર હતી. એક બૂમ મારીને રાખ મંગાવવાની ઇચ્છા થઇ આવી. પણ એથી પેલી બિલાડી જાગી જશેનો વિચાર આવતાં મોઢામાં આવેલું થૂંક એ ગળી ગયો, ડૉક્ટરે મોટા અવાજે બોલવાની ના કહી હતી.

પુરુષ જીવવા માટે ડૉક્ટરને પૈસા ચૂકવતો હતો, નિયમિત. અને ડૉક્ટર ગંભીર બની હંમેશા કડવી દવા આપી રહ્યો હતો દવા પીધા પછી ડૉક્ટરે આપેલ જિંદગી જીવી રહ્યો છે એવું એને લાગતું. ટ્રેનમાં ગીરદી હોય ત્યારે એ બસમાં બેસતો. બસમાં ઓછી ગીરદી રહેતી ટ્રેનમાં બેસવાનું એને ગમતું પણ એક વાર બહાર લટકતો માણસ લપસી પડ્યો અને કપાઇ ગયો. ત્યારથી પુરુષને બસ સારી લાગવા માંડી ગાડીમાં એ બેસતો ત્યારે એને હંમેશા કપાઇ જવાની બીક રહેતી. ડૉક્ટરની દવા શરૂ કર્યાં પછી તો એને બસમાં પણ એવા જ વિચાર આવતા.

પુરુષના રૂમની પાછળ વસેલું આખું શહેર ગતિનો શ્વાસ લઇ રહ્યું હતું. માણસોના ટોળાંઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જતી ટ્રેનો લટકતાં માણસો સાથે લીસા પાટા પર દોડી રહી હતી જૂના થઇ ગયેલા ડબાઓનો અવાજ ગીરદીમાં ડૂબી જતો. ટેક્ષીઓ પેસેન્જરોએ આપેલા એડ્રેસ પ્રમાણે દોડતી હતી અને પેટ્રોલ વાસ બનીને ઊડી રહ્યું હતું–પુરુષે પડખું બદલ્યું–સ્કૂલોમાં પ્રાર્થના ચાલતી હતી અને વિદ્યાર્થીઓ મોટા અવાજથી ગાઇ રહ્યા હતા ગાતા ફાવતું નથી એમ કેટલાકને થતું છતાં ગાતા. અટકતાં, મૂંગા રહેતા અને ફરી ગાતા. ધુપસળીના સુગંધી વાતાવરણમાં બધા ભગવાનને ભૂલીને પ્રાર્થનાની કડીઓ યાદ કરી રહ્યાં છે એવું એક અપરિણિત ગુજરાતી વિષયના શિક્ષકને લાગી રહ્યું હતું. કારખાનાના ધનધનાટમાં મજૂરોનો પસીનો કાળો બનીને ચમકતો હતો તે જોવા કોઇ કવિ આવ્યો ન હતો–પુરુષ અને બિલાડી સામસામે જોઇ રહ્યા હતાં–એક ઇરાની રેસ્ટોરન્ટમાં વિદેશી સંગીત બંધ થવાની તૈયારીમાં હોય એમ સુરો પાતળાને પાતળા બની રહ્યા હતા. ડૉક્ટરની સહાનુભુતિ માટે દર્દીઓની સાથેસાથે તેમના સંબંધીઓ પણ સરકારી હોસ્પિટલના બાંકડા પર બેઠા બેઠા તડપતા હતા–બિલાડીની રેશમી પૂંછડી હવામાં પટપટતી હતી–સૂર્યની દોડ સાથે દિવસ મોટો થઇ રહ્યો હતો અને વર્તમાન ક્ષણેક્ષણે મરી રહ્યો હતો. પુરુષને બગાસું આવ્યું અને વિચારો અટકી ગયા. બારીના સળિયાના પડછાયા જમીન પરના તડકાના મલમપટ્ટા જેવા લાગતા હતા. તડકો પલંગ પરથી ઊતરી જમીન પર મોટો ને મોટો થઇ રહ્યો હતો–મિસકોલીના બચ્ચાં જેમ. પુરુષને વેદના ઉપડી, બિલાડી ડોકિયાં કરી રહી હતી. એણે ઘડિયાળમાં જોયું. દવા પીવાને હજી થોડી વાર હતી. ડૉક્ટરની સલાહ હતી: એવું કાંઇ લાગે તો દવા વહેલી પી લેવી. બિલાડી પગના નહોર ચાટી રહી હતી પુરુષે દવા પી લીધી, મધ ચાટી લીધું. જીભ પરની કડવાશ ઓછી થઇ ગઇ બિલાડી ફરી ગુંચળું વળીને ખૂણામાં સૂઇ ગઇ. અને આંખો બંધ કરીને હાંફવા લાગી. કાબરચીતરું શરીર અંધારામાં કાળું લાગતું હતું. પુરુષની વેદના મટી ગઇ. એણે માથા સુધી ચાદર ઓઢી લીધી.

ચાદરના તાણાવાણામાંથી બિલાડી જોઇ શકાતી હતી. તે બે પગ વચ્ચે માથુ ઢાળીને શાંત સૂતી હતી

બિલાડી પુરુષે પાળી ન હતી છતાં પાળી હોય તેમ તે ખૂણામાં આવીને બેસી જતી. એક બે વાર એણે બિલાડીને કાઢી મૂકી હતી. પણ સૂર્યોદય થાય એ પહેલાં એ પાછી આવીને ખૂણામાં બેસી ગઇ હતી. ક્યારેક એ રાત્રે જાગી જતો તો પણ બિલાડી રૂમમાં આંટા મારતી નજરે પડતી. સૌ પ્રથમ પુરુષે આ કાબર-ચીતરી બિલાડી ડૉક્ટરની કૅબિનમાં જોઇ હતી. ડૉક્ટરે એને રોગની વાત કહી અને ક્યાંકથી ડૉક્ટરના ટેબલ પર બિલાડી કૂદી પડી ને એક બાજુ લપાઇ ગઇ. એ ધ્રુજી ઊઠયો હતો. ડૉક્ટરે હોય એટલી ગંભીરતા ચહેરા પર લાવી દીધી હતી. જતાં જતાં પુરુષે ફરી પોતાના બે પગ વચ્ચેથી પસાર થઇ ગયેલી બિલાડી જોઇ. પછી એ નાના બાળકની જેમ ડરી ગયેલો. એ ઘેર આવ્યો અને રાતે વેદના થતા જાગી ગયો બત્તી સળગાવી. ખૂણામાં પેલી બિલાડી બેઠી હતી અને તેની આંખોમાં પ્રાગ–ઐતિહાસિક યુગના માનવે સળગાવેલ પ્રથમ આગનો તેજકણ ચમકતો હતો. પુરુષને દવાની વાસોથી ગંધાતું દવાખાનું અને ડૉક્ટરનો ગંભીર ચહેરો યાદ આવી ગયેલો.

તે રાત પછી બિલાડી પાળેલી હોય તેમ રૂમમાંથી કદી ખસી નહીં, તેને કાઢવાના પ્રયત્નો પછી પણ પછી પુરુષ પણ થાકી ગયો. બિલાડી એના રોગની જેમ જતી જ નહોતી. પુરુષને થુંક આવવા લાગ્યું. રાખ ભીની થઇ ગઇ હતી અને તેમાં થુંકવું અર્થ વગરનું હતું, ટ્રેન ઉપડી ગયા પછી ટિકિટ કઢાવવા જેવું. ભીની રાખમાંથી રોગના જંતુઓ ઊડી શકે તેમ હતા. પછી કોઇના શ્વાસમાં પછી શરીરમાં. પછી રોગ. પછી ડૉક્ટરનો ગંભીર ચહેરો અને પેલી બિલાડી – કલ્પનાનું એક ચક્ર પુરુષના મગજમાં ફરી ગયું. શરીરમાં રોગ અને કડવી દવા સામસામા લડી રહ્યાં છે અને રોગનો પરાજય થઇ રહ્યો છે એવું પુરુષને લાગ્યું. ડૉક્ટર હોશિયાર હતો અને સારી દવા આપતો. ડૉક્ટર પાડોશીનો નવો જમાઇ હોય એમ એ વખાણ કરતા હતા. પોતાનો રોગ મટી જાય તો પોતે પણ વખાણ કરવાનો હતો અને કહેવાનો હતો કે સાજા માણસોએ માંદા પડીને પણ...ડૉક્ટર ફોરેન રિટર્ન હોત તો આથી વધુ હોશિયારી મેળવી શકયો હોત. કદાચ ગરીબ કુટુંબનો હશે અને લોન કે સ્કોલરશીપ જેવી મદદ નહીં મેળવી શકયો હોય. ફોરેન રિટર્ન હોત તો સારી છોકરી પણ મળત. અત્યારે સારી છોકરી મળી હશે પણ એથીય વધુ સારી. કદાચ મિલમાલિકની.

ગઇ કાલે જાપાનના ઠંડા પર્વત પર એક હિંદી વિમાન અકસ્માતથી તૂટી પડયું હતું. બધા સળગી ગયા હતા. વિમાનમાં પોતાનું કોઇ સગું ન હોવા છતાં પુરુષને દુઃખ થયેલું. દુઃખ થાય એવો અકસ્માત થયો હતો. બધા જીવતા સળગી ગયા. કેવી વેદના? પોતે હિંદુ હોવાથી મર્યા પછી સળગવાનો હતો અને પછી પેલી બિલાડી રૂમમાંથી નાસી જવાની હતી, બિલાડીને તેની સાથે અતૂટ સંબંધ હોય તેમ. શહેરની મધ્યમાં દોડતી ટ્રેનના લોખંડી પૈંડાઓ નીચે માણસો કપાતા હતા. ત્યારે મૌત એક બાજુ જઇ અટ્ટહાસ્ય કરતું, બિલાડીના ઘુરકિયાં જેવું અટ્ટહાસ્ય.

પુરુષે આંખો ખોલી, છતમાં તિરાડો પડી ગઇ હતી. અને ચોમાસામાં વરસાદનું પાણી એમાંથી ટપકતું હતું. એ ટપકતાં પાણી નીચે વાસણો મૂકતો એટલે ફરસ પર પાણી નહીં પડવાથી ખાસ તકલીફ જેવું લાગતું ન હતું. છતાં સમયસર વાસણ મૂકવાની તકલીફ એને કોઇ વાર લાગતી. મકાન સસ્તા ભાડામાં મળ્યું હતું અને આવી સગવડતાવાળું બીજું મકાન સહેલાઇથી મળી શકે તેમ ન હતું. તિરાડોની આસપાસ છત કાળી થઇ ગઇ હતી અને એણે મકાનને ચુનો કરાવવાનો વિચાર કર્યો હતો. ચુનો દેનાર કારીગરને ત્યાં જવાનું એ ભૂલી ગયો હતો અને પછી ચુનો કરાવવાનો જ ભૂલી ગયો હતો. અત્યારે યાદ આવ્યું ને ચુનો દેનાર સારા કારીગરનો એક આંખવાળો ચહેરો યાદ આવ્યો, નાનો હતો ત્યારે આંખમાં ચૂનો પડવાથી તેણે ડાબી આંખ ગુમાવી હતી. તેની બીબી જાડી હતી અને બે બચ્ચાં હતા. બંને બહુ તોફાની હોવાથી બીબી બહુ મારતી. બીબી કારીગરને બહુ ચાહતી અને રાત્રે તે ઘેર આવે ત્યારે ખુશ ખુશ થતી અને કારીગરને બગીચાના ખૂણામાં બેઠેલ એક જુવાન છોકરા–છોકરીની ખુશી યાદ આવી જતી. પુરુષ એક વાર કારીગરના ઘેર ગયો હતો ત્યારે ગલીમાં ભૂલો પડયો હતો અને રામાયણની વાતો કરતી એક ધોબણના ઘેર જઇ ચડયો હતો. હવે એ ભૂલો પડયા વિના ચુનો દેનાર કારીગરના ઘેર જઇ શકે તેમ હતો. ગલીમાં જરા ઊંડે જઇ ડાબા હાથના મકાનોમાં ત્રીજા લીલા રંગના

મકાનના ઉપલા માળે કારીગર રહેતો હતો. મકાન અંધારિયુ હતુ અને દીવાલ પર એક કેલેન્ડર અને ગાલીબ સાહેબનો ફોટો લટકતા હતા. બીબીને ઉર્દૂ શાયરીનો શોખ હતો. કારીગર સ્કૂલમા પુરુષ સાથે ભણતો હતો. માસ્તર તેને હોશિયાર કહેતા હતા. એક વાર એણે પથ્થર મારી બિલાડીની આખ ફોડી નાખી હતી, સ્કૂલની છોકરિયુની હાજરીમા–પુરુષને પોતાના વિચારો પર ઘૃણા આવી. ફરી પાછી વિચારોમાં પણ બિલાડી—

પુરુષને પગમા કળતર થઇ રહ્યું હતુ. એ પલગમા બેઠો થયો અને પાયજામો ઊ ચો ચઢાવી જાતે પગ દાબવા લાગ્યો તાવ વધી રહ્યો હતો. પાણી પીધું બિલાડી આળસ મરડી બેઠી થઇ અને એક ઝાપટાથી શરીર ખંખેયુ, પુરુષ જોઇ રહ્યો બિલાડીએ સફેદ તીણા દાત બતાવી એક ઘુરકિયુ કર્યુ અને પુરુષથી સૂઇ જવાયુ એના શરીરમા અશકિત વધી રહી હતી અને પાગલના મોઢાની લાળની જેમ આખા શરીરમાથી વેદના ટપકી રહી હતી એણે માથા સુધી ચાદર ઓઢી લીધી હતી છતા બિલાડીના ઘુરકિયા સ્પષ્ટ સભળાતા હતા. બિલાડીના દાત તીણા હતા એણે થોડા દિવસ પહેલાં એક કબૂતરને તે પીખી રહી હતી ત્યારે પુરુષે જોયું હતુ. બારીના પડછાયામા બેઠેલ કબૂતરને એક છલાંગ મારી ગળેથી પકડ્યુ હતું ને પછી શાતિથી પીખ્યું હતુ–ધૂળમાથી ખોવાયેલ પૈસાને શોધતા બાળકની જેમ પુરુષ આ જોઇને ડરી ગયેલો ઘણા વિચારો આવી ગયેલા–મરવાના, દવાના, ડોકટરના અને સ્મશાનના એ લાબુ જીવવાનો ન હતો અને જુવાનીમા મરી જવાનો હતો એવો રોગ થયો હતો. ડોકટર એને જીવડવા માટે રોજ રગો બદલીને દવાઓ આપતો હતો. એ ચોડ સાથે દવા પીતો અને પોતે જીવી રહ્યો છે એવું ભાન બિલાડી કરાવી આપતી. ડોકટરે ઝાઝુ વાંચવાની, વિચારવાની અને ફરવાની ના કહી હતી, એટલે પુરુષને થતું કે બિલાડી સામે આખો દિવસ બેસી રહે વાતુ ડોકટરે શા માટે કહ્યુ હશે ?

પુરુષનું ઘર હૉસ્પિતાલ નજીક હોવાથી એણે કેટલા યે મરેલા શરીરો જોયા હતા. લાશ ઉપર આસુ સારતા સ્વજનોના કલ્પાતને જોઇને એ સ્વજનોના લાશ સાથેના તૂટી ગયેલા સ્વાર્થને નક્કી કરવા લાગતો. મુસલમાન લોકો ઓછું રડતાં, જાણે મરનાર સાથે કશો સંબધ ન હોય એમ પૈસાદાર જૈનોને મરનાર સાથે વધુ સ્વાર્થ હોય એમ ગળુ ફાડીને રડતા, કૂટતા, આળોટતા અને કીડીના મૃત્યુની જેમ જલદી બેભાન થઇ જતા દુનિયા એને વધુ મમતા, વધુ સ્નેહ, વધુ લાગણી કહેતી. પુરુષે આખો ચોળી એક લાશ ઉપર કોઇ રડવાવાળુ ન હતુ–લાવારિસ લાશ પોલીસનુ કહેવું હતું કે માણસ ફૂટપાથ પર ઠરી ગયો હતો પુરુષને તે દિવસે લાશના સ્વજન જેવુ દુખ થઇ આવ્યુ હતુ એણે એ દુઃખ વિશે ડોકટરને વાત કરેલી ડોકટર હસેલા, પુરુષ જો આટલો બધો લાગણીશીલ હોય તો રોજ કેટલી યે લાશ એની સ્વજન બની જતી હતી પોતે વધુ પડતો લાગણીવાળો માણસ હતો એવુ લાગવાથી પુરુષને આઘાત થયેલો લાગણીશીલ માણસો બહુ લાંબું જીવતા નથી એવું એ જાણતો હતો.

બિલાડી પુરુષના પગ પાસે આવી ગઇ હતી. એ ચમક્યો એક છલાગ મારી. એના પલગ પર કૂદવાની તૈયારી કરતી હોય એમ બિલાડી આગલા બે પગોને જીભથી ચાટી રહી હતી તીણા નહોર સ્પષ્ટ જોઇ શકાતા હતા. પુરુષ તેની સામે એકનજરે જોઇ રહ્યો ટ્રાફિકવાળા રસ્તા પર ડ્રાઇવરની ખોડાએલ આંખો જેમ બિલાડી ગળુ ફૂલાવી ઘુર્રાતી હતી મુછના વાળ અક્કડ થઇ ગયા અને પૂછડી હલતી બધ થઇ ગઇ હતી, તેની આખોમા હુમલો કરવાની ઉત્સુકતા પુરુષ જોઇ શકતો હતો. જાણે પોતે શિકાર હોય એમ. થોડીવારે ઇન્ટરવ્યુ લેતા સાહેબ પાસેથી નિષ્ફળ ઉમેદવારની જેમ બિલાડી મ્યાઉં કરીને ખૂણા તરફ ચાલી ગઇ. તેના મૂછના વાળ ઢીલા થઇ ગયા અને કાચસ્ચીતરી પૂછડી પટપટતી હતી મોઢુ ફેરવીને ખૂણામા જતી હતી એટલે નહોર દેખાતા ન હતા પુરુષને પસીનો વળી ગયો. એણે શરીર પરથી ચાદર દૂર કરી વાળમા આગળીઓ ફેરવી ગ્લાસમા થોડુ પાણી વધ્યુ હતુ એ પીધુ ગરમ લાગ્યુ પલગના ખૂણામા બેપરવાઇથી એ થૂકયો થૂકવામા મઝા ન આવી હોય એમ ફરી થૂકયો. બિલાડીએ પોતા પર હુમલો કર્યો હોત તો પોતે ચોકકસ મરી જાત એવુ પુરુષને લાગ્યુ. બે દિવસ પહેલા મોડી રાતે બિલાડી છલાંગ મારી પુરુષ પર કૂદી હતી અને એ ઘાયલ થયો હતો અને મહામુશ્કેલીએ પુરુષ બચ્યો હતો ડોકટરે દવા બદલાવી અને ગરમ પાણીમા સાફ કરેલી સોયથી ઇન્જેકશન આપ્યાં હતા. કહ્યુ હતુ કે હવે પછી હુમલો થશે તો પુરુષ મરી જશે જિંદગીમાં પ્રથમ વાર ગભીર થઇ પુરુષે થૂકી લીધા પછી ડોકટરને કહેતું કે ઇશુને વધસ્તભ પર ખીલા માર્યા પછી ટપકેતું ગરમ લોહી એણે બિલાડીના તીણા દાત પર ચોંટેતું જોયું હતું.

●●●

# વિક્રમના ૨૦૨૫ના વર્ષના અંતે

વર્ષ દરમિયાન રાજકીય, આર્થિક અને કલા ક્ષેત્રે બનેલા નોંધપાત્ર બનાવોની સમીક્ષા

રાજકીય : રવિશંકર વિ. મહેતા
આર્થિક : સી. એલ. ધીવાળા
ચલચિત્ર : હરીન મહેતા
સુગમ સંગીત : જયંત મહેતા

સંવત ૨૦૨૫ના વર્ષને આપણે ગાંધી જન્મ-શતાબ્દીની ઉજવણીનું વર્ષ ઠરાવ્યું હતું. સંવત્સરની સંધ્યાએ સિંહાવલોકન કરતાં સાફ દેખાઈ રહે છે કે એ ઉજવણીના વર્ષને આપણે વાસ્તવમાં લજવણીનું વર્ષ બનાવી બેઠા છીએ. કરોડો રૂપીઆને ખર્ચે ઉજવણીનો પૂરો ઉપચાર તો આપણે જાળવ્યો છે, પણ સત્વમાં ગાંધી વિચાર અને ગાંધીઆચારનું લગભગ સર્વાંગી ઉલ્લંઘન કર્યું છે.

કઇ રીતે તે ટુંકામાં જોઇએ. એક ડાબેરી નેતાએ થોડા વખત પહેલાં કહેલું કે 'એક ગાંધીએ કોંગ્રેસ ઘડી, બીજી ગાંધી (ઇન્દિરા) તેને તોડશે.' એકલાં ઇન્દિરાજીને દોષ દેવાનો કોઇ જ અર્થ નથી, પણ એ હકીકત છે કે કોંગ્રેસીઓએ સંસ્થાને એવી દશામાં મૂકી દીધી છે કે તે તુટી નહિ જાય તો જ નવાઇ લાગશે. દેશની અર્થ-સામાજીક નવરચનાને ગાંધીના સર્વોદયી સમાજવાદનો ઘાટ આપવાને બદલે શ્રીમતી ગાંધીનું શાસન સામ્યવાદી છાપના સમાજવાદનો ઘાટ આપી રહ્યું દેખાય છે. જાહેર જીવનના ઇષ્ટ હેતુઓ સાધવા માટે ગાંધીએ ચીંધેલાં શાન્ત અને સત્ય-આગ્રહી સાધનોને બદલે તોફાની-હિંસક અને દુરાગ્રહી સાધનોનો આશ્રય દેશમાં લેવાતો થયો છે; અને ઉપવાસના સાધનનો ઘૃણાજનક વિપર્યાસ થઇ રહ્યો છે.

દારૂબંધીને ગાંધીજીના અર્થ-સામાજીક કાર્યક્રમમાં પ્રાધાન્ય મળ્યું હતું, પરંતુ એને વધતા ઓછા પ્રમાણમાં અમલમાં મુકનાર રાજ્યો પણ હવે તેને ક્રમિક તિલાંજલિ આપવા લાગ્યા છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ એ કાર્યક્રમને હવે ખાસ ઇચ્છનીય લેખવામાં નથી આવતો, અને આવતાં સાતેક વર્ષો દરમ્યાન એ દિશામાં આગળ ન વધવાનો નિર્ણય લેવાયો દેખાય છે. ગાંધીજી કોમી એકતાના અનન્ય ઉપાસક અને પુરસ્કર્તા હતા, પણ છેલ્લાં બે-ત્રણ વર્ષથી દેશમાં કોમી રમખાણો ઉપદ્રવનું સ્વરૂપ ધારણ કરતાં થયાં છે, અને ગાંધી જન્મશતાબ્દીની ઉજવણીની સંધ્યાએ ભજવાઇ ગયેલાં અમદાવાદ અને ગુજરાતના અન્ય શહેરોના કોમી રમખાણોએ એ અપલક્ષણ પર કળશ ચડાવ્યો છે. રાજાઓનાં સાલીઆણાં અને વિશેષાધિકારો નાબુદ કરવાના કોંગ્રેસ સંસ્થા અને શાસનના એકપક્ષી નિર્ણયની નોંધ જનતાએ લેવી જોઇએ તેટલી ગંભીરતાપૂર્વક લીધી નથી, પરંતુ એ

પ્રકાર નૈતિક બેઇમાનીનો છે એ વિશે શંકાને કોઇ જ અવકાશ હોઇ શકે નહિ. ઉદ્યોગ, વેપાર અને સંપત્તિના ક્ષેત્રમાં રાષ્ટ્રીયકરણ ઉર્ફે સરકારીકરણનો જે તરીકો હવે પ્રચલિત થયો છે તે એ બધાથી 'ટ્રસ્ટીશીપ'ની ગાંધીજીની જે ભાવના હતી તેનાથી વિપરીત દિશામાંનું જ પ્રયાણ છે એમ દેખાઇ રહે છે

ગાંધી જન્મશતાબ્દીના આ વર્ષમાં ગાંધીવિચાર અને ગાંધીઆચારના અનાદરના વિષયમાં આપણે હવે શું બાકી રાખ્યું છે તે જ દીવો લઇને શોધવા જવું પડે એવી આજની સ્થિતિ છે

° ° °

ગયે વર્ષે આ અવલોકનમાં સંવત ૨૦૨૫ના વર્ષ માટે એવી અપેક્ષા વ્યક્ત કરવામાં આવી હતી કે તે અર્થ-સામાજિક તેમ જ રાજકીય રીતે સંસ્થાપક બની રહેશે અને ઝડપી વિકાસના નવા તબક્કા માટેની ભૂમિકા તૈયાર કરશે. આર્થિક ક્ષેત્રે એ અપેક્ષા મહદ અંશે સાચી પડી છે; રાજકીય ક્ષેત્રે તે લગભગ સર્વાંશે ખોટી પડી છે.

વર્ષાન્તે દેશનું આર્થિક ચિત્ર એકંદરે ઊજળું રહ્યું છે. દેશમાં ઉપરાઉપરી ત્રીજું ચોમાસું પણ પ્રમાણમાં સારું ગયું છે. આવતા વર્ષ દરમ્યાન રાજસ્થાનમાં સર્વાંશે, અને ગુજરાત સહિત દેશના બીજાં ઘણાંખરાં રાજ્યો અને સંઘશાસિત પ્રદેશોના છુટક-છુટક ભાગોમાં દુકાળ અથવા અકાળ જેવી હાલત પ્રવર્તશે એવો ભય રહે છે પણ એક ઉપખંડ જેવડા આ મોટા દેશમાં એવું હમેશાં બનતું રહે એ વાત સાથે આપણે સમાધાન સાધી લેવું રહ્યું છે. એ દુઃખદ વાસ્તવિકતા સ્વીકારીને ચાલતાં દેશમાં સર્વોપરી રીતે ખરીફ પાકની સ્થિતિ અને રવી પાકની રૂખ આશાસ્પદ દેખાઇ રહે છે. ગયા વર્ષે દેશમાં ૯૫ લાખ ટન જેટલું અનાજ નીપજ્યું હતું. આ વર્ષે એ આંકડો ૧૦૦ લાખ ટને પહોંચશે એવો આગળ ધરાતો અંદાજ અવાસ્તવિક નથી જ લાગતો.

ઉદ્યોગોના ક્ષેત્રે ગયે વખતે અહીં દર્શાવાએલી અપેક્ષા યથાર્થ નીવડી છે. આગલાં બે-ત્રણ વર્ષની એ ક્ષેત્રની મંદી હવે મહદ અંશે ઊડી ગઇ છે; અને ઔદ્યોગિક ઉત્પાદનમાં નવી ભરતીનાં લક્ષણો પ્રત્યક્ષ થવા લાગ્યાં છે. આને લીધે આ વર્ષની વિકાસયોજના પાર ઉતરવા પૂરો સંભવ છે; અને તેના પાયા પર અંકિત થઇ રહેલી ચોથી પંચવર્ષીય યોજના પણ, કોઇ અઘટ ઘટનાઓ આડી ન આવે તો યથાસ્થિત પાર ન ઉતરે એવો ભય ધરાવવાને કારણ નથી. દેશની નિકાસો પણ હવે સુધરી રહી છે; નવા ક્ષેત્રોમાં નવી-ખાસ કરીને એંજિનિઅરીંગની ચીજોની નિકાસ આપણે કરતા થયા છીએ.

પરંતુ રાષ્ટ્રીય અર્થકારણના આ ભરતી-ઓટ વચ્ચે સામાન્ય નાગરિકોની-ખાસ કરીને બાંધી રોજી-પગારની આવકોવાળા વિશાળ નાગરિક વર્ગની-હાલત તો પેલા કહેવતરૂપ "મિયાંભાઇના સુરધા" જેવી જ રહી છે. અનાજ અને ઔદ્યોગિક ઉત્પાદનની આટલી વિપુલતા વચ્ચે પણ તેમની આસપાસનો મોંઘવારીનો ભરડો જરાય ઢીલો થયો નથી. જીવન જરૂરીઆતની ચીજોનો ભાવ-નિર્દેશક આંક જરાય નીચો ઉતર્યો નથી. બલ્કે છેલ્લાં ત્રણેક વર્ષોથી વાર્ષિક પચીસેકની ઢબે તેનું જે આરોહણ ચાલી રહ્યું છે તેમાં કોઇ જ ફરક પડ્યો નથી, પરિણામે મધ્યમવર્ગની દશા વધુ ને વધુ વિષમ બનતી ચાલી છે. તેના જીવનનું હીર ચુસાઇ રહ્યું છે. રાજકીય આંતર યુદ્ધમાં અટવાઇ પડેલા દેશનાં કોંગ્રેસી કે બિનકોંગ્રેસી શાસનોને આ વાતની કાંઇ જ પડી હોય એમ લાગતું નથી.

વીતેલા વર્ષ દરમ્યાન ઇન્દિરા સરકારે આર્થિક ક્ષેત્રે એક ભાગ્યવિધાયક પગલું લીધું છે. એ પગલું ચૌદ વેપારી બેંકોના રાષ્ટ્રીયકરણનું ગાંધીના સર્વોદયી સમાજવાદની સાધના તરફનું નહિ પણ સામ્યવાદી છાપના સમાજવાદની દિશામાં એ પગલું છે. આના કરતાં બેંકોના સામાજિક અંકુશોનો તરીકો હરેક દૃષ્ટિએ વધુ ઇચ્છનીય હતો. પરંતુ એ સૈદ્ધાન્તિક વાતને બાજુએ મૂકીએ તો એ પગલામાં ઝાઝી અસમંજસતા નજરે પડે તેમ નથી. સરકાર હસ્તકના ઉદ્યોગ-ધંધાઓને જે 'ભરમાસુરનું વરદાન' પીડતું હોય છે તે સરકાર હસ્તક ગયેલી આ બેંકોનેયે ન નડે તો આ પ્રયાણમાં ઘણીક ઉપકારકતાઓ અવશ્ય રહેલી છે. પણ તેનાં તો નીવડ્યે વખાણ.

° ° °

વર્ષભરની રાજકીય પરિસ્થિતિનું વિહંગાવલોકન કરતાં એવી સમગ્ર છાપ ઉપજી રહે છે કે દેશનું રાજકારણ આજે અભૂતપૂર્વ વિષમ દશામાં મુકાઇ ગયું છે. આવું વિધાન કરતી વખતે મુખ્યત્વે તો તૂટવાની અણી

પર આવી ગયેલી કોંગ્રેસનું ચિત્ર જ મારા મનઃચક્ષુ સમક્ષ છે. પરંતુ નાના કે મોટા કોંગ્રેસેતર પક્ષોની હાલત કોંગ્રેસના કરતાં જરાય વધારે સારી નથી એ હકીકત છે.

કોંગ્રેસ સિવાયના રાજકીય પક્ષોની વાત કરતાં નાની અને પ્રાદેશિક કક્ષાના પાર વિનાના બચુકલા પક્ષોને બાદ કરતાં, રાષ્ટ્રીય હેસીઅતનો દાવો કરતા સાત પક્ષોની હાલત પણ કોઈને જરાય અદેખાઈ ઉપજાવે એવી નથી. સ્વતંત્ર, જનસંઘ અને ભારતીય ક્રાન્તિદળ એ ત્રણ કોંગ્રેસથી જમણી બાજુના ગણાય એવા પક્ષો છે. અને બે સામ્યવાદી તેમજ બે સમાજવાદી– એટલે કે અનુક્રમે માકર્સ — સામ્યવાદી, રૂસી સામ્યવાદી, સંયુક્ત સમાજવાદી અને પ્રજાસમાજવાદી – એ કોંગ્રેસથી ડાબી બાજુના પક્ષો છે. પરંતુ એ બધાય પક્ષોમાં નિરપવાદ રીતે *વ્યક્તિગત અને જુથગત વૈમનસ્યો–મતભેદો અને* મન ભેદો–કોંગ્રેસ કરતાં કાંઈ ઓછાં નથી. શાસનના સૂત્રો હાથ કરવાના હેતુઓથી રચાએલા તેમના સંયુક્ત મોરચાઓ, કોંગ્રેસ દ્વેષની અને શાસનમાં ચીટકી રહેવાની એ બે લાલસાઓને બાદ કરતાં બીજી બધી જ રીતે વિભક્ત મોરચાઓ જ છે. અને પક્ષગત રીતે કે સંયુક્ત મોરચાની રૂએ કેન્દ્રમાં સત્તાના સૂત્રો સારી રીતે સંભાળી શકે એવી કોઈ જ લાયકાતનો પરિચય તેમણે આપ્યો નથી. તેથી ઊલટ, ગયા જુલાઈ – ઓગસ્ટ માસની કોંગ્રેસની કટોકટી વખતે તેમના પ્રત્યાઘાતો અને વિકળતાઓથી એ દીવા જેવું સ્પષ્ટ બની ગયું કે એ બધાં કોંગ્રેસ રૂપી ખીલાને જોરે કૂદતાં વાછરડાંઓ માત્ર છે.

આમ કેન્દ્રમાં કોંગ્રેસી શાસનના વિકલ્પ રૂપે કે રાજ્યોમાં સુવહીવટની દૃષ્ટિએ કે પક્ષીય શિસ્ત અને કાર્યક્રમની સરસાઈ અને સ્વીકાર્યતાની દૃષ્ટિએ એ બધાંય પક્ષો આપણા માટે અ–કાર્યસાધક પુરવાર થઈ ચુકયા છે: અને ફળ સ્વરૂપે જેવી છે તેવી યે કોંગ્રેસ આપણા માટે અનિવાર્ય દેખાઈ રહી છે.

° ° °

કોંગ્રેસ દેશને માટે અત્યારના સંયોગોમાં અનિવાર્ય છે એમ આપણને લાગે છે, પરંતુ કોંગ્રેસીઓને એમ લાગતું નથી એમ એ કટોકટી દરમ્યાન દેખાઈ ગયું. તેઓ યે વાત તો હંમેશાં કોંગ્રેસની અનિવાર્યતાની જ કરતા હોય છે, અને વ્યક્તિગત તેમજ જૂથગત સ્વાર્થોની સાઠમારી ખેલતી વખતે કોંગ્રેસના 'લેબલ'વાળું જૂથ જ અનિવાર્ય છે એમ માનીને ચાલતા હોય છે, પરંતુ તેઓ અંદરોઅંદર સત્તા–મહત્તાની અને પરસ્પર દ્વેષોની ભૂચર મોરી જે રીતે ખેલી રહ્યા છે તે જોતાં એ ભૂચર મોરીને અન્તે, કોંગ્રેસ તેના નામ સિવાય બીજી કોઈ રીતે હસ્તીમાં રહેશે કે કેમ એ વાતનો જરાય વિચાર કરતા હોય એમ લાગતું નથી.

કોંગ્રેસીઓના આંતરકલહનો પ્રત્યક્ષ સ્ફોટ તો ગયા જુલાઈ માસમાં બેંગલોર ખાતે મળેલી કોંગ્રેસની મહા-સમિતિની બેઠકમાં થયો. કોંગ્રેસની ડાબી–જમણી છાવણીઓ ત્યારે, સહુ કોઈ જોઈ શકે એવી પ્રગટ રીતે મેદાનમાં આવી. પરંતુ એ સ્ફોટના દારૂખાનાનો સંચય તો છેક ૧૯૬૭ ની સામાન્ય ચુંટણીના વખતથી થવા લાગ્યો હતો. *એ ચુંટણીમાં દેશના નવ ધરખમ રાજ્યોમાં કોંગ્રેસી* શાસન ખતમ થયું. કોંગ્રેસના મોટેરાઓને એ આઘાતથી તમ્મર આવી ગઈ. અને એ તમ્મરે દેખાડી દીધેલાં લીલા–પીળાના પ્રકાશમાં તેમને એમ લાગ્યું કે કોંગ્રેસે વધુ ઉદ્દામ રાજકીય કાર્યક્રમ અખત્યાર કરવો જોઈએ. તેમાંથી કોંગ્રેસના પેલા. ઘેરા વિવાદનો વિષય બની ગયેલા દશ મુદ્દાના કાર્યક્રમનો અવતાર થયેલો. એક ધ્યેય તરીકે એ કાર્યક્રમ કોંગ્રેસના બધા જ મોટેરાઓને મંજુર હતો, પણ તેમના અમલના સમય, ક્રમ અને સ્વરૂપ વિશે તેમની વચ્ચે ઘેરો મતભેદ હતો. કોંગ્રેસીઓમાં આંતરીક વૈમનસ્યનું એ એક કારણ.

પરંતુ એવો હિંમતભર્યો મોખરો દાખવતી વખતેયે તમામ કોંગ્રેસીઓના દિલમાં એવી દહેશત બેસી ગઈ હતી કે ગમે તે કરવામાં આવે તો યે ૧૯૭૨ ની સામાન્ય ચુંટણીમાં કેન્દ્રમાં સત્તારૂઢ બની શકાય એટલી સ્પષ્ટ બહુમતિ કોંગ્રેસ સ્વબળે મેળવી શકશે નહિ. એટલે ભવિષ્યમાયે સત્તા જાળવી રાખવાના ઉદ્દેશથી 'સમાન વિચારના પક્ષો' સાથે અનુસંધાન સાધવાની હિમાયત તેમનામાં પ્રચલિત થઈ. કોંગ્રેસ પોતે હમેશાં એક સંયુક્ત મોરચા જેવી જ રહેતી આવી હોવાથી કોંગ્રેસમાંના જમણેરી વિચારના આગેવાનોને એમ લાગ્યું કે પ્રજાસમાજવાદી, સ્વતંત્ર, ભારતીય ક્રાન્તિદળ અને જરૂર પડે તો જનસંઘ જેવા પક્ષો 'સમાન વિચા-રોના' ગણાય. ડાબેરી વિચારનાઓની વલણ, એ સામ્યવાદી પક્ષો સિવાયના તમામ સમાજવાદી પક્ષો તરફ રહી,

આમાંથી 'સીન્ડીકેટ' અને ઇન્ડીકેટ' જેવાં બિરુદો પાછળથી પામેલી બે છાવણીઓ આકાર લેવા માંડી. અને માત્ર એટલેથી જ નહિ અટકતાં એકબીજા પર સરસાઇ સ્થાપવાના અથવા પાડવાના પેંતરાઓ પણ યોજાવા લાગ્યા.

ગયા ફેબ્રુઆરી માસમાં ભજવાઇ ગયેલી. પાચ રાજ્યોની મધ્યાવધિ ચુંટણીમાં, એક ઉત્તર પ્રદેશના અપવાદ સિવાય બીજાં ચારેય રાજ્યોમાં કોંગ્રેસને જે ચોખુંટ પછડાટ મળી તેનાથી કોંગ્રેસીઓના આંતરિક મતભેદો અને મનભેદો વધુ દઢ બનતા ચાલ્યા

કોંગ્રેસના એ આંતરવિરોધો inner contradictionsને સ્ફોટની દશાએ પહોંચાડવાનું નિમિત્ત એક આકસ્મિક ઘટના બની. એ ઘટના એટલે રાષ્ટ્રપતિ ડૉ ઝાકીરહુસેનનું અણધાર્યું અવસાન. એ અવસાનને પગલે યોજવી અનિવાર્ય બનેલી રાષ્ટ્રપ્રમુખની ચુંટણીને, કોંગ્રેસમાંની તેમજ દેશમાંની પોતપોતાની વગ અને તાકાતની નિર્ણયાત્મક કસોટી બનાવી દેવાનું 'ઇન્ડિકેટ' અને 'સીન્ડીકેટે' પસંદ કર્યું. બેંગ્લોર ખાતે એ માટેના પ્રથમ મુકાબલામાં 'સીન્ડીકેટ'ને હાથે 'ઇન્ડીકેટ'નો પરાજય થયો. ઇન્દિરાજીની પસંદગીના શ્રી ગિરિ કે શ્રી જગજીવનરામને બદલે 'સીન્ડીકેટ'ની પસંદગીના શ્રી સંજીવ રેડ્ડીની સંસદીય મંડળે બહુમતીથી પસંદગી કરી.

પણ એ પહેલો જ દાવ માત્ર હતો. એક લડાઇનો ફેંસલો થયો હતો, પણ યુદ્ધ હજી બાકી જ હતું. અને એ યુદ્ધ પરત્વે શ્રીમતી ગાંધીએ તત્ક્ષણ એવો હુંકાર કરેલો કે 'હું જોઇ લઇશ.' અને 'જોઇ લેવામાં' તેમણે જરા ય વાર ન લાગવા દીધી. બેંગ્લોરથી દિલ્હી પહોંચતાની સાથે જ, વડા પ્રધાન તરીકેની પોતાની સ્વાધીન સત્તાની રૂએ તેમણે 'સીન્ડીકેટ'ના એક અગ્રણી નાયબ વડા પ્રધાન મોરારજી દેસાઇના હાથમાંથી નાણાં ખાતાનું દફતર છીનવી લીધું, અને તે એવી અપમાનજનક રીતે કે મંત્રી મંડળમાંથી રાજીનામું આપી દેવા સિવાય મોરારજી માટે ગત્યંતર ન રહ્યું. 'સીન્ડીકેટ'ના વિરોધી હોકારા પડકારા છતા શ્રીમતી ગાધી એ પેંતરામાં કાયમ રહ્યાં. આ જૂથગત લડતને વૈચારિક રંગ આપવા માટે નવા નાણામંત્રી શ્રીમતી ગાંધીએ દેશની ચૌદ વેપારી બેંકોનું રાષ્ટ્રીયકરણ પણ ફરમાવી દીધું.

• માત્ર એટલેથી જ નહિ અટકતાં, 'સીન્ડીકેટ'ના રાષ્ટ્ર પ્રમુખપદના ઉમેદવાર સંજીવ રેડ્ડીને હરાવી 'ઇન્ડીકેટ'ના બની ગયેલા ઉમેદવાર શ્રી ગિરિને જીતાડવા માટે શ્રીમતી ગાંધીની છાવણીએ નરાતાર જુઠ્ઠાણાંનો આશરો લઇને કોંગ્રેસ પ્રમુખ નિજલિંગપ્પા સામે એવો આક્ષેપ વહેતો કર્યો કે તેમણે જનસંઘ અને સ્વતંત્ર જેવા કોંગ્રેસ વિરોધી પક્ષો સાથે કાવતરું રચ્યું છે, અને તેમની મદદથી જો શ્રી રેડ્ડી જીતી જાય તો શ્રીમતી ગાંધીને વડા પ્રધાન પદેથી કાઢવાની બાજી પણ ખેલાઇ રહી છે. એ જુઠ્ઠાણાંને આધારે પ્રમુખપદની ચુંટણીમાં 'ઇન્ડીકેટ'ના બની ગયેલા ઉમેદવાર શ્રી ગિરિ જીતી ગયા. દેશના ઇતિહાસમાં 'રાષ્ટ્રપતિ'પદનું એ રીતે અવસાન થયું. અને રાજકારણીઓના બરનું 'રાષ્ટ્રપ્રમુખ' પદ જ અવશેષ રહ્યું.

આ બધાને પરિણામે ત્યારે કોંગ્રેસ તુટવાની અણી પર હતી, પણ કારોબારીની ઓગષ્ટ માસની બેઠકમાં આ ઝઘડાનું ભીતું સંકેલવાનો ઠરાવ શ્રી ચવ્હાણ લાવ્યા; અને તે મંજુર રહેતાં 'ઇન્ડીકેટ'નો વિજય અને 'સીન્ડીકેટ'નો પરાજય સિદ્ધ થયો. તે પછીથી 'સીન્ડીકેટ'ના ક્ષણિક ટેકેદાર યશવન્તરાવ ચવ્હાણ 'ઇન્ડીકેટ'ના ટેકેદારમાં પલટાઇ જતાં 'સીન્ડીકેટ'નો પરાભવ નિર્ણયાત્મક બન્યો જણાય છે.

આ લખાય છે ત્યારે કોંગ્રેસની એ આંતરિક યાદવીનું છેલ્લું પ્રકરણ હજુ લખાઇ ગયું નથી. કોંગ્રેસની મહા સમિતિમાં કે તેના ખુલ્લા અધિવેશનમાં એક છેલ્લા નિર્ણયાત્મક મુકાબલા માટે બંને છાવણીઓ પોતપોતાના બળો સંગઠિત કરી રહી દેખાય છે. એ આખરી મુકાબલાને પરિણામે કોંગ્રેસ તુટશે કે અકબંધ રહેશે એ ભાખવાનું શક્ય નથી. જરૂરી યે નથી. જો નહિ તૂટે તોયે આધ્યાત્મિક અને નીતિમત્તાના મુલ્યો પર રચાયેલી ગાંધીની કોંગ્રેસનું તો અવસાન થઇ જ ચુકયું હશે; અને ઉપર દર્શાવ્યો છે તેવા પ્રકારના ઇન્દિરા યુગનો ધુંધળો આરંભ કોંગ્રેસમાં અને દેશમાં થશે એમ દેખાઇ રહે છે. અગાઉના રાજા બાદશાહોના જમાનામાં સ્વજનોના નિકંદનના પાયા પર સત્તાપલટા થતા તેનો આ આધુનિક પ્રકાર હશે. તેનું ફળ દેશ માટે કેવું શુભાશુભ હશે તે જોવું રહે છે. પણ લાગે છે કે ગાંધી યુગની કોંગ્રેસને ને દેશની એ છેલ્લી સલામ હશે,—ગાંધી જન્મ શતાબ્દીના વર્ષમાં!

●●●

**આર્થિક સમીક્ષા.. ........ સી. એલ ધીવાલા**

બેંગલોરની ધ્યાન ખેંચે એવી અ. ભા. કો. સમિતિની બેઠક જે આ વર્ષમાં મળી તે વર્ષ દરમ્યાન આર્થિક ચિત્ર ધુંધળુ રહ્યું છે. પહેલા ભાવોનું વલણ જોઇએ. આગલા ત્રણ વર્ષની સરખામણીમાં કાચી જણસોના ભાવો ઠીક ઠીક ઊંચા રહ્યા છે. ખીજી તૈયાર ચીજોના ભાવો પણ ઊંચા જ રહ્યા છે; જો કે દરેકના ભાવોની સપાટી ઊંચી જ રહી હોય એવું નથી બન્યું. આગલા વર્ષની સરખામણીમાં જથ્થાબંધ ભાવો ૨૨૬-૯ના આંક ઉપર એટલે કે ૨-૪ ટકા વધારે હતા. અપવાદ રૂપે ખાદ્ય વસ્તુઓના ભાવો થોડા નીચા રહ્યા હતા. તેમાં વળી આ વર્ષે વરસાદ એકંદરે સારો થયો હોવાથી પાક સારો ઉતરવાની આશા છે. છતાં એક શિંગ તેલના ભાવો વધતા જ રહે છે. રીઝર્વ બેંકના ગવર્નરે બતાવ્યું છે કે છેલ્લા બાર માસ દરમ્યાન ભાવોમાં દસ ટકાનો વધારો થયો છે. આમ આ સતત વધતા ભાવો ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે. તેમ નહિ થાય તો ફુગાવો વધવાનો અને હજી સુધી સારી રહેલી નિકાસ પરિસ્થિતિ ઉપર ફટકો પડવાનો ભય છે, સરકારે જોવું જોઇએ કે આગલા વર્ષની સરખામણીમાં આ વર્ષે ૨૭૦ કરોડે પહોંચેલી નાણાની જરૂરિયાત ઘટવી જોઇએ. આર્થિક સ્થિરતા અને નાણાકીય પ્રવૃત્તિઓમાં સમજણપુર્વકનો સંયમ, એ બે સાથે જ ભાવોમાં સ્થિરતા લાવી શકે.

સદ્‌ભાગ્યે ઔદ્યોગિક મંદીના વાદળો દૂર થયા છે અને પરિસ્થિતિ પાછી ધોરણ મુજબ થતી આવતી હોવાથી ઔદ્યોગિક ઉત્પાદનમાં આ વર્ષે (૧૯૬૮–૬૯નો ગાળો) આગલા વર્ષ કરતાં ૬.૭ ટકાનો વધારો થયો છે. દેશમાં તેમ જ પરદેશમાં આપણી ઔદ્યોગિક પેદાશોની માગ વધી છે. ઉપરાંત ઔદ્યોગિક ઉત્પાદનના ધોરણને જાળવવાના તથા ઉત્પાદનને વિકસાવવાના પગલાં પણ લેવાયાં છે. જો કે હજી અમુક ક્ષેત્રે છેલ્લા બે ત્રણ વર્ષ દરમ્યાન ઉત્પાદનશક્તિનો સંપૂર્ણ લાભ ન લઇ શકાય એવી ઊભી થયેલી પરિસ્થિતિનો આપણે સામનો કરવાનો છે અને તેના માટે સરકાર કેવાં પગલાં લે છે તેના ઉપર ઘણો આધાર છે.

ચોથા પંચવર્ષીય યોજનામાં વિકાસ અને સ્થિરતા બન્ને ગણત્રીમાં લેવામાં આવેલાં. વિકાસનો લક્ષ્યાંક અને

પરદેશી મિત્રરાજ્યોએ આપેલા આર્થિક મદદના વચનો એ બન્નેના આધારે આ ગણત્રી કરવામાં આવેલી. ૧૯૬૮–૬૯ દરમ્યાન આગલા વર્ષ કરતાં ૧૨.૯ ટકા વધારે એવી ૧૩૫૩ કરોડ રૂપિયાની ઊંચી રેકર્ડ સપાટીએ આપણી કુલ નિકાસ પહોંચી છે. મંદીની અસર પછી બેએક વર્ષોમાં આ શક્ય બન્યુ છે અને તેમાં લોખંડ અને ઇજનેરી ઉદ્યોગોએ સારો ફાળો આપ્યો છે. કુલ નિકાસમાં જે લગભગ ૧૫૫ કરોડ રૂપિયાનો વધારો થયો છે તેમાં એક તૃતીયાંશનો તો આ બે ઉદ્યોગોનો જ ફાળો છે. આપણા નિકાસકારોની સાહસવૃત્તિ અને નિકાસ વેપારમાં સરકાર તરફથી પ્રોત્સાહન આપે તેવા લેવાતાં પગલાં અને ધીરાણની સગવડો એના માટે જવાબદાર છે. અલબત્ત હવે વધતી જતી આંતરદેશીય જરૂરિયાતો અને સાથે સાથે લોખંડ ઉદ્યોગમાં દેખાતી કાચી જણસોની અછત એ બંને ઉપર ધ્યાન દેવાની જરૂર છે–ખાસ કરીને તો એટલા માટે કે અહીંની જરૂરિયાતોને પહોંચી વળવામાં દેખાતા ફાયદાથી નિકાસ પ્રત્યેનું વલણ બદલાવાનો ભય રહે. અત્યારે જ્યારે પરદેશી આર્થિક સહાય અને હૂંડિયામણ ઘટી રહ્યાં છે ત્યારે નિકાસ વેપારના વિકાસમાં રુકાવટ લાવવાનું આપણને પોસાય જ નહિ. નાણાખાતાના રાજ્યકક્ષાના પ્રધાન શ્રી શેઠીએ તો જણાવ્યું જ છે કે ૭૦ કરોડ ડોલરની સહાય જે આપણને બીજા રાષ્ટ્રો તરફથી સામુહિક રીતે મળવાની હતી તે મળવાની શકયતા ઓછી છે. તે રકમ ઘટવાનો સંભવ છે. અલબત્ત ચોક્કસ યોજનાઓ માટેની ૪૦ કરોડ ડોલરની સહાય માટે જે જુદુ વચન આપવામાં આવ્યું છે તે તો પળાશે જ.

આની અસર ચોથી પંચવર્ષીય યોજના ઉપર પડશે અને બદલાયેલા સંજોગોમાં ઉપલબ્ધ હુંડિયામણ પ્રમાણે તેમાં ફેરફાર કરવાની જરૂર પડે. વળી હવે બેંકોનું રાષ્ટ્રીયકરણ થયું હોવાથી આપણાં પ્લાનિંગ કમીશનને જાહેર ક્ષેત્રની યોજનાઓના વિકાસ કાર્યક્રમને પડતો મૂકવાની ફરજ પડે. હકીકતમાં તો હવે આર્થિક માળખાને મજબૂત કરે એવા જરૂરી ક્ષેત્રોની માગને પહોંચી વળવા તથા ગ્રામ્ય વિસ્તારોમાં બેન્કીંગ સેવાઓના વિકાસને અંગે મોટી યોજના માટે કેટલી મુડી ફાજલ પાડી શકાશે એ વિચારણીય પ્રશ્ન છે. બહારની ઘટતી જતી આર્થિક સહાયને પરિણામે

આપણને ત્રણ અબજ રૂપિયાની ખેંચ રહેશે એવો અંદાજ છે.

આવા આપણા આર્થિક ચિત્રને નજરમાં રાખી આપણે રાજકીય તથા આર્થિક ક્ષેત્રે જે કંઇ બનાવો ઝડપથી એક પછી એક બની ગયા છે તેને સમજવા જોઇએ. હવેની પરિસ્થિતિ કેટલે અંશે સ્થિરતા સાથે વિકાસ માટે અનુકુળ રહેશે તે વિચારવા જેવું છે. કાયદો અને વ્યવસ્થા, ભાષાકીય પ્રશ્નો અને મજુર વર્ગમાં અશાંતિ – આ દરેકનો દેશને ફરી વખત સામનો કરવો પડયો છે. સામ્યવાદીઓએ તો લોકશાહીના માળખાને અંદરથી જ તોડી નાખવાની ધમકી આપી હતી. અંતે આવ્યા આપણા પંત પ્રધાનના છુટાછવાયા વિચારો જેણે બેંગલોરની અ. ભા. કો. સમિતિની બેઠકમાં આર્થિક ઠરાવનું સ્વરૂપ લીધું.

ચૌદ મોટી બેન્કોના રાષ્ટ્રીયકરણનો ઓર્ડિનન્સ ત્યાર પછી તરત જ બહાર પાડવામાં આવ્યો અને તેને અંગેનું બીલ પણ પછી તરત જ પસાર કરવામાં આવ્યું. બીજા આવાં પગલાંઓ પણ આવી રહ્યાં છે એમ લાગે છે ! આ બધું સમાજવાદના કાર્યક્રમને અમલમાં લાવવા માટે કરવામાં આવી રહ્યું છે એમ કહેવાય છે ! અલબત્ત ગરીબીને આપણે દુર કરવાની જ છે. આપણે કમાતા વર્ગની આવકની વિષમતાં દુર કરવાની છે અને શહેર તથા ગ્રામ્ય બન્ને વિસ્તારોમાં બધા માટે પ્રવૃત્તિની વધુ તક ઊભી કરવાની છે. બેંકોના રાષ્ટ્રીયકરણે દેશભરમાં ઉત્સાહનું મોજું ફેલાવી દીધું છે અને સામાન્ય જનતાને પોતાની સ્થિતિ સુધરશે એમ લાગી રહ્યું છે. બેન્કોના રાષ્ટ્રીયકરણના અનુસંધાનમાં એમ દર્શાવવામાં આવ્યું જ છે કે ઉદ્યોગ અને કૃષિક્ષેત્રે ધીરાણની સમતા જળવાવી જોઇએ–તેટલું જનહિ પણ મોટા અને લઘુ ઉદ્યોગોને તેમ જ આર્થિક રીતે વિકસિત અને અવિકસિત પ્રદેશોને પણ સમજણપુર્વકનો સરખો લાભ મળવો જોઇએ.

રાષ્ટ્રીયકરણે નવી દિશાઓ ઉઘાડી છે પણ અંતે બેન્કો કેટલા પ્રમાણમાં આવા નવા કાર્યક્રમને સફળતાથી અમલમાં મુકી શકે છે તેના પર ઘણો આધાર છે કારણ કે આવા રાષ્ટ્રીયકરણના પણ ભયસ્થાનો છે. અત્યારે આ બાબત ઉપર આખરી નિર્ણય ઉપર આવી શકાય તેવું નથી; કેવળ સમય જ બતાવશે કે રાષ્ટ્રીયકરણ વગરનો સમાજવાદ કે રાષ્ટ્રીયકરણવાળો સમાજવાદ ધાર્યાં પરિણામો લાવશે ●●●

## સરેલી સાલમાં પરદા પર તખ્તાનો વિજય !

— હરિન મહેતા

સમયમાં ગતિ અને પ્રગતિ બન્ને સમાએલાં છે. પરિણામે સાહિત્ય, સંગીત કે કલામાંથી કોઇ પણ વિષયનું મૂલ્યાંકન કરતી વેળાએ સમયને લક્ષમાં રાખવો જરૂરી છે.

સાહિત્યમાં જો સમયનો સાદ ન હોય, સંગીતમાં જો સમયની ઝલક ન હોય; કલામાં જો વખ્તનાં વહેણુ ન હોય તો તે કદી વિકસી શકતાં નથી. પ્રગતિ પામી શકતાં નથી આ કારણે જ પ્રત્યેક વર્ષને અંતે જ્યારે ભારતીય ચિત્રઉદ્યોગની સિદ્ધિઓનો સરવાળો માંડવા બેસીએ છીએ ત્યારે પરિણામ શૂન્ય આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે ભારતીય ચલચિત્રનિર્માતા આજે સમયનો સાદ સુણવા તૈયાર નથી. વખ્તની વાણી ઝીલવામાં એને ખતરો જણાય છે.

સરી ગએલી સાલમાં રજૂઆત પામી ચૂકેલાં લગભગ સો ચિત્રોમાંથી માત્ર પાંચ ચિત્રો બાદ કરતાં કોઇ પણ ચિત્ર પર નજર ફેરવીએ તો તેના સેન્સર સર્ટીફીકેટને આધારે જ કહી શકાય કે એ ૧૯૬૯નું ચિત્ર છે. બાકી તેની કથા કે માવજત પાત્રો કે પોષાક તો છેલ્લાં દસ વર્ષથી ભારતીય રૂપેરી પરદે પેશ થઇ રહેલાં 'સંગીતમય પ્રણયચિત્રો' સમાં જ જણાશે. એક યુવક, એક યુવતી, એક ખલનાયક, બે નૃત્યો, સાત ગીતો અને કાશ્મીરનાં દૃશ્યો અને અંતમાં થોડી મુક્કાબાજી, આ જ બની ગઇ છે આપણાં હિંદી ચિત્રોની વ્યાખ્યા. ૧૯૫૯ માં જે 'જંગલી' માં દર્શાવવામાં આવ્યું હતું તે આજે ૧૯૬૯માં પણ આપણાં મોટા ભાગના ચિત્રોમાં નજરે પડે છે. આને તે પ્રગતિ કહેવી કે પીછેહઠ?

ભારતીય રૂપેરી પરદાનો નાયક ભલે ગરીબ–બેકાર હોય, પરંતુ તેનાં ફક્કડ 'બુશ શર્ટસ' ગીતના દરેક અંતરા પ્રમાણે બદલાતાં રહે છે. નાયિકા ભલે ગરીબ ઘરની હોય પરંતુ તેનાં કપડાં 'કલા–નિકેતન'ની શો–વીન્ડોને પણ ઝાંખી પાડી દે તેવાં હોય છે. કથા ભલે મુંબઇમાં સ્થિત હોય પરંતુ ગીતો વખતે અચાનક કાશ્મિર ટપકી પડે છે. આવી અવાસ્તવિકતા અને અસંગતતાને કારણે હિંદી બોલપટોનાં પાત્રો વ્યકિતત્વ ગુમાવી બેઠાં છે અને ચિત્રો ચારિત્ર ખોઈ બેઠાં છે, પરિણામ એ

આવ્યું છે કે બુદ્ધિશાળી વર્ગ આજે ચલચિત્રથી વિમુખ બની તખ્તાનો અને ખાસ કરીને ગુજરાતી રંગભૂમિનો ચાહક બનવા લાગ્યો છે હકીકતમાં આ એક સારી નિશાની પણ છે.

પગદીવડાની દુનિયામાં આવેલી આવી અચાનક ભરતીને કારણે કેટલાક નવલોહિયા સર્જકો આ ઘણાં નાટકોને આયોજન તેમ જ અભિનયની દૃષ્ટિએ સિનેમા કરતા પણ અધિક ઉજળાં બનાવવા લાગ્યા છે. પરિણામે પોતાની ડૂબતી નાવને બચાવવા ચલચિત્ર નિર્માતાઓને રંગભૂમિનો આશ્રય લેવાની ફરજ પડી છે. વહી ગએલા વર્ષમાં પાચ ચિત્રો એવાં આવ્યાં છે જે નાટકો પર આધારિત છે. 'ધૂમ્મસ' પરથી 'ઇત્તફાક' 'રેતીનાં રતન' પરથી 'એક ફૂલ દો માલી', 'એક જ દે ચિનગારી' પરથી 'બડીદીદી' 'આતમને ઓઝલમાં રાખમાં' પરથી 'આંસુ બન ગયે ફૂલ' અને 'ઓલીવર ટવીસ્ટ' પરથી 'ચંદા ઔર બિજલી' ટિકિટબારીના દૃષ્ટિએ આ પાચેય ચિત્રો સફળ નીવડયા છે. અલબત્ત આ બદલ ગુજરાતે ગૌરવ લેવાનું કોઇ કારણ નથી, કારણ કે આમાંની એક પણ મૌલિક કૃતિ ગુજરાતી નથી. ત્રણ મરાઠી છે તો બે અંગ્રેજી. આમ છતાં હર્ષની વાત એ છે કે 'ઇત્તફાક', 'બડી દીદી' અને 'આંસુ બન ગયે ફૂલ'ના નિર્માતાઓએ માત્ર ગુજરાતી નાટકો નિહાળ્યા બાદ જ તેનું રૂપેરીકરણ કરવાનો નિર્ણય લીધો છે.

આમ પ્રાણહીન બની રહેલા પરદા પર જ્યારે તખ્તો વિજય મેળવી રહ્યો છે એવા સમયે અલવિદા કહી રહેલી સાલમાં ચિત્રઉદ્યોગે પાંચ એવાં ચિત્રો પણ આપ્યા છે જે કલાચાહકોના ડગમગતા વિશ્વાસને ચિત્રોમા પુનઃસ્થાપિત કરી જાય છે. આ પાંચ ચિત્રો છે સરસ્વતિચંદ્ર 'અનોખી રાત', 'આશીર્વાદ', 'સમ્બંધ' અને 'આરાધના'

**'સરસ્વતિચંદ્ર'** : વિષય, માવજત, અભિનય ઉપરાંત ગીત–સંગીતની દૃષ્ટિએ જેને સર્વાંગસુંદર કહી શકાય તેવા 'સરસ્વતિચંદ્ર'ને ભારતભરમાં સાપડેલી સફળતામાંથી અન્ય નિર્માતાઓએ ધડો લેવાની જરૂર છે કે ચિત્રની કથા કાજે જો સાહિત્યનું પાખુ સેવવામા આવે તો આ હુંફ ઉદ્યોગ માટે લાભદાયક છે. એ કથામાં કેવું હીર હશે જે આજથી સો વર્ષ પહેલાં લખાઇ હોવા છતાં આજે

પણ માત્ર અમુક પ્રાન્ત જ નહિ, પરંતુ સમસ્ત રાષ્ટ્રને રિઝવી શકે છે. અતિશયોક્તિ વિના જેને ૧૯૬૯નું શ્રેષ્ઠ ચિત્ર ગણી શકાય એવા 'સરસ્વતિચંદ્ર'ની બીજી સિદ્ધિ એ છે કે આ ચિત્ર રંગીન (ટેકનિકલર) ન હોવા છતાં જનતાપસંદ બન્યું છે. 'સરસ્વતિચંદ્ર'થી રૂપેરી ઉદ્યોગને ગોવિંદ સરૈયા સમા આશાસ્પદ દિગ્દર્શકની પણ ભેટ મળી છે.

**'અનોખી રાત'**: કથા, દિગ્દર્શન તેમજ અભિનયની દ્રષ્ટિએ 'અનોખી રાત' ખરેખર અનોખું છે. માત્ર એક જ 'સેટ' પર એક જ રાતમાં બની જતી આ કથાને દિગ્દર્શક આસિત સેને કેટલાક કલાત્મક અને અંતરસ્પર્શી સંસ્પર્શો આપી એવી સુંદર રીતે નિરૂપી છે કે 'અનોખી રાત' સાલનું એક સુખદ સંભારણું બની ગયું છે. અલબત્ત આ યશના સરખા હકદારો છે સંવાદલેખક પંડિત આનંદકુમાર અને અદાકારો અજય સહાની તેમજ સંજીવકુમાર. 'સરસ્વતિચંદ્ર' દ્વારા જો ગયા વર્ષમાં રૂપેરી આલમને એક નવા દિગ્દર્શકની ભેટ મળી છે તો 'અનોખી રાત' દ્વારા એક તેજસ્વી અદાકાર પણ મળ્યા છે. આ કલાકાર છે બલરાજ સહાનીના પુત્ર અજય સહાની. આ ચિત્ર પણ બ્લેક એન્ડ વ્હાઇટ છે એ નોંધ લેવી પણ જરુરી છે,

**'આશીર્વાદ'**: રિશિકેશ મુકરજી દિગ્દર્શિત 'આશીર્વાદ'ને માત્ર સાલનો જ નહિ પરંતુ છેલ્લા દાયકાનો નિડર અખતરો ગણી શકાય. માત્ર બે વૃધ્ધ માનવીઓ પર મદાર બાંધી બનાવવામાં આવેલું 'આશીર્વાદ' ભારતની ધૃણાસ્પદ તારકપ્રથાને કાગળનો વાઘ ઠરાવી એક વાત સાબિત કરી ગયું કે એક સારું ચિત્ર બનાવવા માટે લાખો રૂપિયા લેતા કલાકારો નહિ પરંતુ લાખેણી કથા અને મૌલિક માવજતની જરૂર છે.

**'સમ્બંધ'**: ગુણવત્તાની દષ્ટિએ આ ચિત્રને ઉપરોક્ત ત્રણ ચિત્રોની હરોળમાં મુકી શકાય નહિ. પરંતુ ભારતીય રૂપેરી પરદે રજુઆત પામતાં ઘરેડીયાં ચિત્રોની સરખામણીમાં 'સમ્બંધ' વેગળું તરી આવતું હોવાને કારણે તેની નોંધ લેવી જરૂરી છે.'

**'આરાધના'**: દીપોત્સવી ટાણે જ રજૂ થએલું 'આરાધના' તેના સર્જક શક્તિ સામંતમાં આવેલા અજબ પલટાની પ્રતીતિ આપી જાય છે. આજ સુધી માત્ર રહસ્ય–ચિત્રો સર્જતા આ નિર્માતા–દિગ્દર્શકે પોતાની કેડીથી બિલકુલ વિરુદ્ધ હટી જેને લગભગ 'ક્લાસિક' કહી શકાય તેવું ચિત્ર બનાવવાનો પ્રયત્ન કર્યો છે. માતૃત્વની આરતી ઉતારતા આ ચિત્રમાં વૃદ્ધ માતાની ભૂમિકામાં શર્મિલા ટાગોરનો અભિનય ચિત્રનું એક અધિક આકર્ષણ છે.

આમ આ વર્ષે પણ ચિત્રઉદ્યોગે અનેક આઘાતજનક ચિત્રો સામે માત્ર પાંચ જ સુંદર ચિત્રો આપ્યાં છે. પ્રતિવર્ષે જો આવી જ સરેરાશ જળવાતી રહેશે તો નિર્માતાઓને વિનાશનાં વાજાં સાંભળવાનો વખત આવશે.

રૂપેરી ધરતીને ખેડનારાઓએ એક સત્ય સમજી લેવાની જરૂર છે કે ધરતી પણ કદી એકસરખો પાક સહન કરી શકતી નથી. વિતી ગએલા વર્ષનું આ સરવૈયું પુરું કરતાં પહેલાં એક ટકોર કરવાની લાલચ રોકી શકાતી નથી. હિંદી ભાષા માટેનો આગ્રહ રાખતી ભારત સરકારે સેન્સર સર્ટીફીકેટસ હિંદી જબાનમાં આપવાનું શરૂ કર્યું છે. આ પ્રમાણપત્રોમાં 'ડેઇટ ઓફ એકસપાયરી'નો અનુવાદ કરવામાં આવ્યો છે: 'અવસાનકી તારિખ' રખેને આ હાસ્યાસ્પદ શરતચુક કંઇ ખરેખર ભવિષ્યવાણી ન બની રહે!

●●●

## સુગમ સંગીત ... ... ... ... જયંત મહેતા

સુગમ સંગીતના ક્ષેત્રે આપણે આપણું સ્થાન જમાવી દીધું છે. અન્ય પ્રદેશોનાં પ્રાદેશિક સંગીતની સરખામણીમાં આપણે પણ ઉતરતા નથી જ એ પુરવાર કરી આપ્યું છે.

સુગમ સંગીતની પ્રવૃત્તિઓને માણવાવાળો, તેની પ્રવૃત્તિઓને પ્રોત્સાહિત કરનારો એક ખાસ વર્ગ ગુજરાતમાં ઊભો થયો છે. ટિકીટબારીની દષ્ટિએ પણ સુગમ સંગીતના કાર્યક્રમો Paying Profession પુરવાર થવા માંડ્યા છે. સુગમ સંગીત અને શાસ્ત્રીય સંગીત એ બેમાં કયું ચઢિયાતું અથવા તો એની શાસ્ત્રીય ચર્ચા કરવાનો અહીં ઇરાદો નથી. અને એટલે જ કહેવું જોઇએ કે આજના ગુજરાતી સુગમ સંગીતને લોકપ્રિયતા અપાવવા માટે આપણે આપણા સ્વરકારો, શબ્દકારો, વાદકો અને ગાયકોને અભિનંદવા જોઇએ.

સુગમ સંગીતની પ્રવૃત્તિઓમાં અમદાવાદ, વડોદરા, રાજકોટ, ભાવનગર, સુરત એ ગુજરાતમાં, અને મુંબઇ એ મહારાષ્ટ્રમાં મોખરે રહ્યાં છે. ટુંકમાં જે સ્થળે 'આકાશવાણી'નું કેન્દ્ર હોય ત્યાં આ પ્રવૃત્તિ કદાચ સવિશેષ ચેતનવંતી જણાય છે.

આ વર્ષમાં મુંબઇ ખાતે અમદાવાદના સ્વરકારો શ્રી ક્ષેમુ દીવેટિયા તથા નામી સ્વરકાર શ્રી અવિનાશ વ્યાસના સ્વરકાર પુત્ર શ્રી. ગૌરાંગ વ્યાસે જે કાર્યક્રમો રજૂ કર્યા, તે ગુણવત્તા, સ્વરસંયોજન અને શિસ્તબદ્ધ રજૂઆતને કારણે લોકચાહના મેળવી ગયા સુગમ સંગીતના ક્ષેત્રે અમદાવાદનો પોતીકો 'ઘરાણો' છે એમ કહી શકાય. સુગમ સંગીતનો કોઇ પણ જાગ્રત શ્રોતા સ્વરરચના સાંભળતાં વેત જ કહી શકે કે આ બંદિશ મુંબઇની છે કે અમદાવાદની. અમદાવાદના જાણીતા સ્વરકારો શ્રી રસિકલાલ ભોજક, શ્રી ભાઇલાલ બારોટ, શ્રી ક્ષેમુ દીવેટિયા તથા શ્રી ગૌરાંગ વ્યાસ મુંબઇના રસિક શ્રોતાઓમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન ભોગવે છે, તે વાત જેટલી છાને ખૂણે સ્વીકારાઇ છે એટલી જ જાહેર છે. અમદાવાદ આજકાલ આ ક્ષેત્રે સારી જેવી પ્રગતિ કરી રહ્યું છે એ હકીકત છે. અને એટલે જ ત્યાંની 'શ્રુતિ' સંસ્થાનો ઉલ્લેખ જરૂરી બની રહે છે. 'શ્રુતિ'ના કલાકારો સુગમ સંગીતની સાધના કદાચ સારી રીતે કરી જાણે છે. એમના કાર્યક્રમોમાં ગીતની રજૂઆત જે રીતે થાય છે એ ઉપરથી લાગે છે કે આ કલાકારો સાચી નિષ્ઠા, શિસ્ત, અને સાધક તરીકે આ ક્ષેત્રે પ્રયાણ કરી રહ્યા છે.

મુંબઇમાં આ માસનાં ગીતોથી માંડીને 'અંતકડી' જેવા કેટલા યે કાર્યક્રમો વ્યવસાયિક ધોરણે મોટા થીએટરોમાં, મોટી મોટી જાહેરાતો અને વિવિધ પ્રચારસાધનોની સંગીન મદદથી આ વર્ષમાં રજૂ થયા આ સર્વની ગુણવત્તાનું ધોરણ આપણે આ શિષ્ટ સામયિકમાં ન ચર્ચીએ એ જ ઇચ્છનીય છે. માત્ર હરખ એટલી જ વાતનો છે કે નાટક બાદ સુગમ સંગીતની પ્રવૃત્તિઓને આપણે Paying Profession બનાવી શકયા છીએ અને એ માટે મોટો પ્રેક્ષક–શ્રોતા સમુદાય એકઠો કરી શકીએ છીએ. આપણા નામી કલાકારોને સાંભળવા અને નામી સ્વરકારોની સ્વરરચનાઓ માણવા જે શ્રોતાઓ ઊમટી પડે છે, એને આપણે સંતોષી શકીએ છીએ ખરા!

આનાં કારણો પણ એટલાં જ સાફ છે. કાં તો આ

કલાકાર પાસે જનમનરંજન કરી શકે તેવા ગીતોનો નવો ફાલ નથી, યા તો શ્રોતાઓને 'તે પેલું જરીપુરાણું' સાંભળવાની આદત છે. કોણ જાણે કેમ પણ સુગમ સંગીતના આવા કાર્યક્રમોમાં એકનાં એક ગીતો વારંવાર સાંભળીને હરીન્દ્રની પેલી પંક્તિ યાદ આવે છે :–

'હવે થાકી ગયો સાકી પુરાણા એ સુરાલયથી,
નશો ચડતો નથી મુજને તમારા ગહેકતા મયથી'

આ એક કડવું સત્ય છે. જોકે કલાકાર મિત્રો તથા સ્વરકાર મિત્રોને નહીં જ ગમે પણ શ્રોતાઓને હવે જ્યારે સુગમ સંગીત Commercialised થતું ચાલ્યું છે ત્યારે કંઇક નવું નવું આપણે આપવું જોઇએ. આપણી એ ફરજ છે.

સુગમ સંગીતની પ્રવૃત્તિઓમાં અમદાવાદ, મુંબઇ આગળને જાહેરમાં તંદુરસ્ત હરીફાઇ કરી માન–પ્રતિષ્ઠા મેળવી જાય છે. ત્યારે મુંબઇવાસી સ્વરકારો–કલાકારોને આ તંદુરસ્ત સ્પર્ધા માટે ગીત–સંગીતનું ધોરણ હજી વધારે સુધારવું પડશે.

શ્રી અવિનાશ વ્યાસ હજુ પણ લોકપ્રિય સ્વરકાર–ગીતકાર તરીકેનું પોતાનું સ્થાન શ્રોતાહૃદયમાં ટકાવી રહ્યા છે. સાથેસાથ શ્રી નીનુ મઝુમદાર તથા શ્રી દીલીપ ધોળકિયાની સ્વરરચનાઓ લોકપ્રિય તેમ જ નોંધપાત્ર રહી છે. ગાયક, કલાકાર અને સ્વરકાર તરીકે શ્રી પુરુષોત્તમ ઉપાધ્યાય કંઇક નવું જ આપવા પ્રયત્નશીલ રહ્યા છે. તેમણે પોતાનો ખાસ ચાહકવર્ગ મુંબઇ ખાતે ઊભો કર્યો છે. શ્રી ભાનુ ઠાકર આજકાલ નેપથ્યમાં લાગે છે. તેમણે વચમાં બે ગીતોનું સારું સ્વરાંકન આપ્યું. આપણા જાણીતા તારશહનાઇવાદક શ્રી વિનાયક વોરાએ પણ તાજેતરમાં આકાશવાણી મુંબઇ ઉપરથી અમુક સ્વર–રચનાઓ આપી છે, જે ખૂબ જ આશાસ્પદ છે. શ્રી વોરા સ્વરકાર તરીકે ભવિષ્યમાં સારું સ્થાન મેળવી જશે એવી આશા અને અપેક્ષા એ રચનાઓ જગાવી જાય છે.

આપણા ગાયક કલાકારોમાં અમુક કલાકારોએ 'ગાવા ખાતર ગાવું' એવો સિદ્ધાંત અપનાવ્યો હોય એમ લાગે છે. તેમની ગાયકીમાં 'થાક' વર્તાયા વિના રહેતો નથી. સંગીતની સાધનામાં રોજેરોજની પ્રેક્ટીસ કે રિયાઝનો તેમનામાં સદંતર અભાવ છે તે સ્પષ્ટ જણાયા કરે છે. અને આ કારણે સુગમ સંગીતને સહન કરવું પડે છે. આ વાત સ્વરકારો સારી રીતે સમજે છે, પણ શું બોલે ? કદાચ આ કારણોસર જ પરભાષી ગાયકો ગુજરાતી સુગમ સંગીત ક્ષેત્રે પ્રવેશ પામી શક્યા છે.

ગાયક કલાકારોમાં આ વર્ષે માત્ર બે જ કલાકારો પ્રશંસાના અધિકારી બને છે. એક મુંબઇના શ્રીમતી રાજુલ મહેતા અને બીજા અમદાવાદના કુ. હંસા દવે આ બન્ને કલાકારોએ જે આશા આપી છે તે ટકાવી રાખવા તેમણે પ્રયત્નશીલ રહેવું પડશે.

ગ્રામોફોન કંપની H. M. V. તરફથી આ વર્ષમાં શ્રી નીનુ મઝુમદાર, શ્રી દીલીપ ધોળકિયા તથા શ્રી અવિનાશ વ્યાસના ગીતોની એલ. પી. રેકર્ડસ બજારમાં મુકવામાં આવી છે. ગ્રામોફોન કંપની તરફથી ગુજરાતી રેકર્ડ નિર્માણની પ્રવૃત્તિ ઘણા વર્ષથી બંધ કરી દેવાઇ હતી જે હવે ફરી શરૂ થઇ છે એ આ વિષયની લોકપ્રિયતાની આભારી છે. આપણા સુગમ સંગીતના પ્રચારનું આ એક સારું માધ્યમ છે.

ગુજરાતી સુગમ સંગીતની ઉત્તરોત્તર પ્રગતિ માટે શું કરવું જોઇએ તે સર્વ સ્વરકારો–ગીતકારો–ગાયકો–ને વાદકો સારી રીતે જાણે છે. આ સૌને પોતપોતાના અભિપ્રાયો–વિચારો–અને ખ્યાલો છે. સુગમ સંગીતના સંમેલનોમાં પણ આ વિષે ચર્ચાઓ થાય છે ને પછી બધું જ વિસરાઇ જાય છે, પરંતુ નક્કર કંઇ જ થઇ થઇ શકતું નથી. આ દિશામાં સૌ ગંભીરતાથી વિચારે અને કંઇક સંગીન રચનાત્મક પ્રવૃત્તિ કરવા માટે સૌ પોતપોતાના 'ચોકા' છોડી આગળ આવે તો આપણે જરૂર પ્રગતિ કરી શકીશું અને એવી આશા રાખવી અસ્થાને પણ નથી.

●●●



ઉમદા
તંબાકુમાંથી
બને છે
ઉમદા
સીગારેટ




પનામા
એક ઉમદા
સીગારેટ છે

અકબંધ સોડમ અને તાજગીવાળા ઉત્તમ વર્જીનીઆ તબાકુનું કાબેલ મિશ્રણ - એ છે આપની પનામા કેટલી આનંદદાયક પીવા અને પાવા માટે ઉત્તમ





ગોલ્ડન ટોબેકો કું. પ્રાઈવેટ લી., મુંબઈ-૫૬.
હિંદનો આ પ્રકારનો મોટામાં મોટો રાષ્ટ્રીય ઉદ્યોગ

GT (P) 671 Gul Graces' Advtg.

# સર્જકનો શબ્દ

સર્જનની કેડીએ પ્રગટેલાં પુસ્તકોની સમીક્ષા

## 'અનાગત' અને 'ભાવ–અભાવ'

પ્રથમ જોઈએ શ્રી હરીદ્ર દવે કૃત નવલકથા : 'અનાગત', (સ્વાતિ પ્રકાશન : મુંબઈ–૩ મૂલ્ય રૂ. ૬).

'અનાગત' એ વ્યક્તિના બૃહદ્ સાથેના દીર્ઘ સંધાનની નવલકથા છે. કથાનાયક આલોક મંજરીના કોઈક કાકા ગુજરી ગયા એટલે લગ્ન મુલતવી રહેતાં મુંબઈથી ચાર–પાંચ દિવસ ગાળવા ઊરડને દરિયા કિનારે આવે છે. આ ઊરડ ભૂગોળનું કોઈક ગામ નહિ, પણ આ નવલકથાના ડઝનેક પાત્રોનું ય એક પાત્ર બની જાય છે.

ઊરડ દમણની પાસેનું એક ગામ. બારેક વરસ પહેલાં આ ગામની ભારે જાહોજલાલી હતી. અહીં આવનારાઓ તલવાડાઓની છીંજેલી તાડીની જયાફત ઉડાવીને જ જતા. પણ હમણાં હમણાં દમણ ચાલુ થયું એટલે ઊરડની રોનક જતી રહેવા માંડી છે.

એટલે જાણે લેખકે પણ અહીં વેદનાના વર્તુળો રચી રહેલાં ડઝનેક નર–નારીઓને ઊરડમાં એકઠાં કરી દીધાં છે ટીકેકરે જ્ઞાનેશ્વરીની વાત કાઢી હતી, તે સંભારતાં આલોક કહે છે: 'એક દિવસ એવો આવશે જ્યારે માત્ર વાસણ જ રહી જશે, એની નીચેની જ્યોતિ ખલાસ થઈ જશે.' આ બધા પાત્રો પેલા અનાગતના પાત્ર નીચે આવૃત્ત છે. ચાલો આપણે અનાગતના આવરણને ઊંચકી તેની ભીતર જલતા પેલા જીવનદીપને નીરખી લઈએ.

ક્રિસ્ટિન ઊરડમાં કિરસ્તાન બોર્ડિંગ હાઉસ ચલાવે છે. આલોક અનાયાસ અહીં આવી ચડે છે. ક્રિસ્ટિન ખૂબ મોહક છે. કથા આગળ ચાલે છે અને ક્રિસ્ટિન ખ્રિસ્તી હોવા છતાં આલોકને ભવાની માતાને મંદિરે લઈ જાય છે, ત્યારે મંદિરની અગાસીમાંથી લહેરાતા સાગરને જોતી ક્રિસ્ટિનને જોઈને આલોક કહે છે: 'હું દરિયાને જ જોતો હતો–તમારી આંખો દ્વારા.' પોતાની વાગ્દત્તા મંજરીની આસપાસ સગાઓનું છીછરા પોતનું વાતાવરણ આલોક અનુભવતો હતો તે ક્રિસ્ટિન ફરતું નથી. એક મધરાતે આલોક સામે બેસીને ક્રિસ્ટિન શરાબ પી રહી છે ત્યારે આલોક કહે છે: 'શરાબના ઘૂંટથી તમને કેફ નથી ચડતો–માત્ર તમારી આસપાસનું ઉદાસીનું પારદર્શક વાતાવરણ એથી વધારે ઘેરું બને છે, એની પારદર્શકતા ઘેરે છે.'

યશવન્ત ત્રિવેદી

ક્રિસ્ટિન પરણેલી ખ્રિસ્તી સ્ત્રી છે. તેનો પતિ તેને ચાહતો હતો, છતાં ક્રિસ્ટિન પાસે હવે નથી આવતો. એ કોઈને પરણીને પરદેશ પણ ચાલી ગયો હોય. એક મધરાતે ક્રિસ્ટિન એકાએક એના નાઈટ ગાઉનની ઝીપ ખોલી નાખી આલોક પાસે વેદનાનું રહસ્ય પ્રગટ કરે છે. એ જોઈને આલોક ચીસ પાડી ઊઠે છે. ક્રિસ્ટિનની છાતીમાં કોઢનું મોટું ધાબું છે. પતિ એને ભોગવવા જ ઇચ્છતો હતો એટલે કોઢનો ડાઘ જોઈને દુઃખથી કહેતો: 'જાણે સૂર્યની તદ્દન પાસે પહોંચ્યો હોઉં એવી રીતે આ ડાઘ જોતાં હું ઓગળી જાઉં છું...'

પણ આલોક આ કોઢના ડાઘની ભીતર પેલી જ્યોત જગે છે તેને નીરખી શકે છે. ક્રિસ્ટિનના અવાજમાં આલોક નારી–સમગ્રનો અવાજ સાંભળે છે, અંતરતમમાં અનુભવે છે.

પેલા ભવાની મંદિરની અગાસીમાં આલોક ક્રિસ્ટિનને કહી રહ્યો છે: 'હું હનિમૂન કરવા આવેલા પ્રેમીની માફક વાત કરું છું, ખરું ને?' વળી આગળ બોલે છે: 'મને એમ થાય છે કે હું અહીં જ રહી જાઉં...તમારા ખંડની પરસાળમાં ભાંગતી રાતે તમારી સામે બેસીને તમારી વાતો સાંભળ્યા જ કરું...'

પણ ક્રિસ્ટિન જાણે છે કે પ્રેમ શબ્દ અમુક વય સુધી જ સારો લાગે છે. પછી કંઈક એનો અર્થ બદલાઈ જતો લાગે છે. એટલે આયોક જ્યારે કહે છે કે હું કાલે જઈશ ત્યારે ક્રિસ્ટિન કહે છે: 'પાછા આવતા રહેજો તમારા જેવા પેસેંજરો આવે છે ત્યારે હોટેલ જીવતી લાગે છે હવે એકલા ન આવતા.. ક્રિસ્ટિનના આ શબ્દો ખરેખર તો વેદનાના પાર વારમાંથી જ આવે છે તેની પ્રતીતિ, જ્યારે ક્રિસ્ટિન દમણના ચર્ચના ફાધર ગૈલાન્ટ પાસે કન્ફેશન કરે છે ત્યારે થાય છે ક્રિસ્ટિન કહે છે: 'ફાધર, મેં એ પરપુરુષને કદાચ પ્રેમ કર્યો છે.' આમ ક્ષમાભાવથી ગદ્ગદ હૃદયે નવજન્મ પામી ચર્ચમાંથી ક્રિસ્ટિન બહાર નીકળે છે ત્યારે મહેરવાન અને પીલુ એને સમાચાર આપે છે કે આલોકને દરિયે સ્નાન કરવા ગયો ત્યારે સાપ કરડ્યો છે.

આલોકને અચાનક પીડાનો નવો સણકો ઊપડ્યો છે ત્યારે ક્રિસ્ટિન તેની શુશ્રુષા કરતી ખડે પગે ઊભી છે.

આલોક કૃતજ્ઞતાથી આર્દ્રભાવે ક્રિસ્ટિનને કહે છે: 'સ્નીનો સ્પર્શ મેં જુદી જુદી ક્ષણે- અનુભવ્યો છે—મને લાગે છે કે એનો ઉત્તમ અનુભવ આ હમણાં થયો એ જ હતો: તમારા સ્પર્શમાં ઉત્તેજના નહીં, પ્રાર્થના હતી.'

અને મૃત્યુ સમીપ વહી રહેલો આલોક કહે છે:

'અને મારી આંખો ખુલ્લી રહી જાય...તો તમારા હૃદયના પેલા શ્વેત ચિહ્નના સ્પર્શથી તમે એને બંધ કરી દેજો—કદાચ મારા ખેંચાતા પ્રાણ જોડે હું તમારા હૃદયના એ શલ્યને પણ શોષી લઇશ ..'

અને લેખકે અનાગતના પાત્ર તળે દીવો રાણો થયો છે કે હજી ટમટમે છે તેનું રહસ્ય ખોલ્યું નથી, એ અત્યંત કરુણ છે. ક્યારેક મૃત્યુ પામીને સમાધાન મળે તે જીવતેજીવ નથી મળતું. લેખકે કથાના અંત ઉપર પ્રશ્નનો પરદો ઢાંકી દીધો છે. ક્રિસ્ટિન આલોકને કહે છે: 'મૃત્યુ પામતા માણસની ગમે તેવી ઇચ્છા પાર પાડવી જોઇએ, આલોક, પણ માનો કે તમે...માનો કે તમે જીવી ગયા તો.'

આ વેદનકથાનો પરિવેશ પણ એટલો જ વેદનભર છે. છનાલાલને તખ્તો મળ્યો છે તો એ પાઠ ભૂલી ગયો છે અને જીવા કલાલને એનો પાઠ યાદ છે, ત્યારે તખ્તો નથી મળ્યો. જીવા કલાલને ફરિયાદ છે: 'પેલા લોકો દારૂ પીવા આવતા ત્યારે દારૂ પીને દુનિયાને ભૂલી જતા હવે દુનિયાને છેતરવા માટે લોકો દારૂ પીએ છે...'

કદાચ પીડા એ જ સનાતન અવસ્થા છે એવું પીલુ અને મહેરવાનનો ગુજરી ગયેલો શ્યાવક્ષ સમજતો હશે. ઓસરતી ભરતીની ભીની રેતીમાં છીવડાઓએ કોતરેલી ઝીણી કોતરણી જાણે સમયે ગોમતીને છીનવી લઇને વૃદ્ધ પાઠકના ચહેરા પર કોતરી કાઢી છે! ટીકેકર અને પુત્રવધૂ શીલા પોતાના મરણના સાક્ષી બનીને જીવતાં હશે પણ મરણ એમ જલદી નથી આવતું. વાસણ હેઠળની એ જ્યોત હજી કેટલા યે સમય સુધી કંપતી કંપતી જીવ્યા કરે છે!

માત્ર ઊરડમાં જીવતા હતા તે જ પાત્રોને મન આ જીવન નથી; આપણા ભાવકને પણ નવલકથા જીવનની એટલી જ તીવ્ર અનુભૂતિ કરાવે છે. પણ ક્યાંક ક્યાંક ઝાંખા પ્રસંગચિત્રો: જેવાં કે ગોમતીના મૃત્યુનો પ્રસંગ, શ્યાવક્ષના મૃત્યુનો પ્રસંગ અને આલોક પોતાનામાં રહેલા લેખકને મળે છે તે પ્રસંગ—શિથિલ રહ્યા છે. લેખક પાત્રો વિષે કહયે જાય છે, વેદના અને મૃત્યુ વિષે વિચારે જાય છે, પણ ભાવકચિત્તમાં તેનું તીવ્ર અનુભૂતિરૂપ સર્જાતું નથી. ભાષાના ઉપયોગ વિષે પણ એ નોંધવા જેવું છે કે ગમે તે સ્તરના પાત્રો લગભગ એક જ ભાષા બોલે છે. જીવો કલાલ, આલોક અને પાદરી વેલાન્ટ—સહુ લગભગ એકસરખી ઉજળી ભાષા બોલે છે. જો કે 'અનાગતની સમગ્ર ભાષા વેદનાની ભાષા છે અને બધા પાત્રો મળીને એક જ પાત્ર છે—અનાગતના ઢાંકણ નીચેનો રાણો થયેલો કે ટમટમતો માનવદીવો અને તો ભાષા પણ શાશ્વતી વેદનાના જસ્મીન ફૂલશો આકાર ધારણ કરે છે, તે ય બીજે પલ્લે નોંધવા જેવું છે.

નવલકથાની શરૂઆતમાં હરીન્દ્રે અવતારેલું હેત્રી મિલરનું અવતરણ:

'When God made the word, He did not abandon it to sit in contemplation-some-where in limbo. God made thc world and he entered into it: that is the meaning of creation.'

એ 'અનાગત' માટે એટલા જ આનંદથી અવતારવા જેવું છે. મૃત્યુના સાન્નિધ્યમાં કેવળ સત્ય પ્રગટાવતાં, વેદનાનાં ઢાંકણ નીચે પ્રેમનો દીપ પ્રગટાવતાં, સર્જક તેના પાત્રોની સાથે સાથે માત્ર ફર્યો નથી, પણ પાત્રોના અંતરતમમાં તે આ બધું અનુભવ્યા કર્યો છે—તેની પ્રતીતિ આપણને થાય છે. નાયક અને નાયિકાના પાત્રો દ્વારા હરીન્દ્રે બૃહદ્ સાથેનું એક વિશાળ અનુસંધાન રચી આપ્યું છે.

'અનાગત' એ વ્યક્તિના વિશાળ વેદનસંદર્ભો સાથેના સંવાદનું કાવ્ય બની રહે છે.

*

-ભાવ—અભાવ: લેખક—ચિનુ મોદી: રૂપાલી પ્રકાશન, અમદાવાદ—૪, મૂલ્ય રૂ. ૪.

આ ચિનુ મોદી કૃત બે લઘુનવલોનો સંગ્રહ છે, એક છે 'ભાવ—અભાવ,' અને બીજી છે 'નાગના લિસોટા.'

માણસ Modernity નું મહોરું પહેરી ફર્યા કરે, બનાવટી કે ઉછીની લીધેલી છિન્નતા લઇ રઝળ્યા કરે,

માનવીય સંબંધોને અનિષ્ટ ગણી એકલતાની નિબિડતામાં સબડયા કરે ત્યારે તેની પાસે સુખનો કોઇ માર્ગ નથી હોતો, પણ Sadist થઇ ક્રૂર્યા કરવાનો અંચળો ઉતારી સંબંધોના દીર્ઘ સંધાનને પામે છે. તેની સાચી પ્રેમાર્દ્ર અવસ્થાને-જે સૂર્ય જેટલી સાચી છે તેને-પામે છે—અનુભવે છે ત્યારે ધૂંધળા પ્રશ્નોની પાર ચૈતન્યનું આનંદસંધાન રચાય છે તે ભાવસ્થિતિને આલેખે છે, ભાવ-અભાવ.'

કથાનો નાયક છે ગૌતમ વ્યાસ. નવલના ૭૧ પાનાં લગી ગૌતમ વિચાર્યા જ કરે છે. જે પ્રશ્નોના કોઇ ઉત્તર ગૌતમ પાસે નથી એવા અનેક પ્રશ્નો કરોળિયાના જાળાની જેમ ગૂંથતો કે પોતે તેમાં ગૂંચવતો તે પૂછ્યે જાય છે, લેખક લખે છે: "એ કેટકેટલા પ્રશ્નો પાસે આશ્ચર્ય ચિહ્નની જેમ હાથ ફેલાવી હોયા જેવો ઊભો રહી જાય છે? પ્રશ્નોના ઉત્તરો છે એની પાસે? એકેય ઉત્તર ખપ લાગે તેવો નથી અને આથી જ એ પ્રશ્ન મોટેથી પૂછે છે અને મોટેથી જ ઉત્તરો ય બોલી જાય છે; જેથી કોઇક પણ આ પ્રશ્નના આ ઉત્તર ન હોય એમ કહેનાર મળે."

ગૌતમ એક અવાવરુ વાવ પાસે હંમેશાં જાય છે. તેના હવડ પાણીમાં એક પથ્થર રોજ ફંગોળે છે પાણીમાં ડબ દઇને પડતો પથરો વર્તુળો રચે છે. બસ આ વર્તુળોને જોતો એ કશુંક અનુભવે છે. અવાવરુ વાવ સાથેના થોડાક સંદર્ભો એને એવું માનવા પ્રેરે છે કે કદાચ આ વાવ જેણે છપ્પનિયા દુકાળ વેળાએ ખોદાવી તે વિવેક નામનો વણજારો હું છું. કુળરીતિ પ્રમાણે છોકરો વધેરી ધરતીમાંથી ફગ ફગ પાણી બહાર કઢાવનાર હું જ વણઝારો છું. લેખક લખે છે: 'એ કેટલાય દિવસ-રાત સતત વિવેક વણઝારાને 'ફીલ' કરતો. જે વાત સાથે પોતાને એ આટલો સંબંધાયેલો માને છે-વણઝારા સાથેનું પોતાનું આવું Identification એ માન્યા કરે છે, તેને વિશે લેખકના શબ્દોમા જોઇએ: 'આમ તો આ રોજ બનતી ક્રિયા છે અને છતા ગૌતમ તેને આકસ્મિક ઘટના તરીકે ગણવા ઘણુ ઇચ્છે છે, પણ કોઇ એવું એને 'ફીલ' કરાવે છે. આવું બધું જ પૂર્વયોજનાબધ્ધ છે, તું કેવળ નિમિત્ત છે, આ ક્રિયાના કેન્દ્રમાં કયારેય તું નથી.'

'તો કોણ છે આ ક્રિયાના કેન્દ્રમા?' એ પ્રશ્ન છે ગૌતમ પાસે.

અનિલા સાથેની વાતચીત પછી ગૌતમ વિચારે છેઃ 'કંઇક એવું તત્ત્વ છે જે મને મારું નહિ, એનું ધાર્યું' જ કરાવે છે. કંઇ ચોક્કસ એવું તત્ત્વ છે. આ તત્ત્વ એ જ કે જેને લોકો શ્રદ્ધાથી ગદ્દગદ થઇ રહે છે તે ભગવાન ?' આમ શંકરાચાર્યની જેમ તેના મનમાં પ્રશ્ન પરંપરા ચાલે છે. એ જ્યારે ખૂબ વિચારોમાં તણાયે જાય છે, સતત પ્રશ્નવિચિમાં ટૂબ્યાં કરે છે ત્યારે કહે છેઃ 'આપણા તર્કને આપણી મર્યાદા તો નડવાની જ. નક્કી છે કે કાંઇક પૂર્વયોજિત બધું છે.'

ગૌતમ પરિશોધ આદરે છે. લેખક કહે છેઃ 'એ જાણતો હતો કે પોતાની પાસે પોતીકું કહી શકાય એવું કોઇ તત્ત્વ જ નથી. હજી એ તત્ત્વ પામવાની એક લાંબી પ્રક્રિયામાંથી એને ક્ષણેક્ષણ પસાર થતા રહેવાનું છે.'

બા, નાનો ભાઇ અશેષ, વિવેક વણઝારો, 'you are a case as I and others are'–એમ કહેનારો માનસશાસ્ત્રનો રસિયો જીવ તન્મય, 'આ મુરબ્બીનું થોડા દિવસમાં ફટકી ગયું સમજો.' એમ કહેનારી ઓફિસમાં સાથે કામ કરતી અનિલા અને 'તમને એમનું અત્યારે ઠેકાણે લાગે છે?' એમ કહીને ટાપશી પૂરનારા રણછોડલાલ, પેલો ગાડાવાળો હરિજન વગેરે પાત્રો સાથેનું તેનું અનુસંધાન એ ગૌતમના ચિત્તની લીલાભોંય છે. પોતાના વૈયક્તિક જીવન સાથે આ બધા પાત્રોનું વિચિત્ર અનુસંધાન તેને જાણે કે પરંપરામાંથી મળ્યું છે. કહે છે જિંદગીને હું એકવાર અકસ્માત ગણતો હતો, પણ મને લાગે છે કે જિંદગી એ પણ એક પૂર્વયોજિત પરિસ્થિતિ છે.

બા બીમાર છે એમ અશેષ જણાવે છે ત્યારે સંબંધ બાંધતા કે નિભાવતા કષ્ટ અનુભવનારો ગૌતમ અંતે માત્ર આનુવાંશિક પરંપરામાં જ નહિ પણ કોઇ બૃહદ સાથેના તાદાત્મ્યમાં અનુસંધાય છે. માને મળવા જવા ગાડીમાં જવું પડે. જાણે ટ્રેઇન ઊપડી છે. પી, પી કરતી ગાડીની વ્હિસલ વાગે છે. લેખક લખે છેઃ 'એણે ફરી ફ્રેલ્ડ હાથના અંગૂઠાઓનો વળાંક બદલ્યો અને જોરથી ફૂંક મારી વ્હિસલ મારવા લાગ્યો. એને તરત યાદ આવ્યું એના શિવભક્ત જટાશંકરદાદા પૂજા કરતી વખતે એમ નમઃ શિવાયનો જાપ સતત જપતા.' અને અંતમાં લેખક કહે છે : 'અચાનક જ ગૌતમને જટાશંકરદાદાનો પોતાનામાં પ્રવેશ થતો હોય એમ લાગ્યું.'

રિલ્કેની જેમ મૃત્યુ વિષે કોઈ અપૂર્વ આકાર લેખકે કથાનાયકને ઉપસાવી આપ્યો નથી, વળી કેન્દ્રમાં હું નથી તો બીજું કોણ છે તેની પ્રશ્નમાળના જવાબમાં કથાનાયક કશુંય સઘન અર્પણ કરી શકે તેવું નથી પણ તેથી તે માત્ર હતાશા અનુભવનાર કોઇ Sadist રહેતો નથી. ભાવ–અભાવ એ હજારો વર્ષોથી મનુષ્યે પૂછેલા અનેક પ્રશ્નોનો પુનઃપ્રતિભાવ છે. અહીં લેખકે પ્રશ્નોના ઉત્તર આપવા લઘુનવલ આલેખી નથી, પણ પ્રશ્નો પૂછતાં પૂછતાં, જીવનની પરિશોધ કરતાં કરતાં, એ માનવી જીવનના સપ્રજ્ઞાત અને તેના અર્ધસંપ્રજ્ઞાત ચિત્તના સંધિકાળે એક દીર્ઘ સાતત્યને સ્થાપી આપે છે તે આ રચનાના અર્પણ લેખે નોંધવા જેવું છે.

'સાપના લિસોટા' 'ભાવ–અભાવ'થી જુદા સ્તરની કથા છે. આ લઘુનવલને અંતે લેખક લખે છે :

'એ વાવથી થોડાં પગલાં જ દૂર હતો અને એણે જોયું તો તોતિંગ મોટો નાગ ગાડાના ચીલામાં પડયો હતો અને સહેજ સંચાર થતાં એ સડસડાટ કરતો અવાવરુ વાવના પોતાના રાફડામાં પેસી ગયો.

નાગ ચાલ્યો ગયો હોવા છતાં નાગના લિસોટા ઓળંગીને જવાનું નાનજીનું ગજું ન ચાલ્યું...અને એ...

આ નાગ અદમ્ય યૌન બુભુક્ષાનું પ્રતીક છે. મન ઢીલું પડે છે ત્યારે એ બહાર રસ્તા પર લિસોટા પાડતો પડી રહે છે

અંતે રઇલીની–પત્નીની પાસેથી ધોળકા સમુડી પાસે જતો નાનજી આ સાપને જોઇને પાછો વળી જાય છે. કોઇ પણ રૂપે જ્યારે ચેતનાનું પ્રગટીકરણ થાય છે ત્યારે માનવી સ્તબ્ધ થઇ પેલા ચૈતન્ય રૂપને સ્વીકારી લે છે.

'સાપના લિસોટા'માં શબ્દો તેના Primitive Force થી ગ્રામીણ પરિવેશ તો રચી જ આપે છે, પણ તેનાથીયે વધુ વિસ્તીર્ણ, લેખકે જે સર્જનાત્મક પ્રક્રિયા આરંભી છે તેના, સંપ્રજ્ઞાત અને અર્ધસંપ્રજ્ઞાતને સીમાડે એક નવું આકાશ પણ રચી આપે છે, તેનુંય સ્વાગત કરવા જેવું છે.

બાહ્ય ઘટનાતત્વનુ નિરસન કરી અભ્યંતરના સૂક્ષ્મતનું feel થાય તેવું મૂર્તરૂપ આકારવાનુ કામ ગુજરાતી નવલકથાએ છેલ્લા દાયકાથી આરંભ્યું છે માનવચિતના જાગૃત અર્ધજાગૃત કે ઉભય સ્તરમા જે ચેતના પ્રવાહ વહે છે તેનુ ઈંદ્રિયગ્રાહ્ય અનુભૂતિરૂપ નિર્મિત કરવાનું આપણા સર્જકોએ આશાસ્પદ કાર્ય કર્યું છે તે સાથે ભાષાના texture મા પણ તેની સૂક્ષ્મ સવેદનની શક્તિ પ્રગટ થતી રહી છે અધકાર, સમય, એકલતા, છિન્નતા, વ્યર્થતા વગેરેના અનેક નવા પરિમાણો સર્જક ચિતના મિજાજને અત્યત પારદર્શકતાથી પ્રગટ કરી અનેક શક્યતાઓની ખોજ કરી રહ્યા છે ત્યારે કોઇ અનાગતના આવરણ નીચે ઢકાયેલા પરમ સત્યની ખોજ આદરતી અને કોઇ દતકથાના અતીત ભીતર રવના કોઇ વિશાળ સાતત્યને શોધી કાઢતી, આ બન્ને નવનકથાઓનુ હુ સ્વાગત કરું છું ●●●

## સક્ષિપ્ત સમીક્ષા

જીવન ઘડતર—લેખક તથા પ્રકાશક ચાપશી ઉદેશી નવચેતન કાર્યાલય, નાગયણ નગર, અમદાવાદ ૭ કિ. રૂા બે નવચેતન માસિકમા દર માસે લખાતા તેના પીઢ તત્રીના ચિતનાત્મક લેખોનો આ સગ્રહ ફક્ત દોઢ માસના ગાળામાં બીજી આવૃત્તિ રૂપે બહાર આવે છે એ જ એની લોકપ્રિયતા બતાવી આપે છે લેખકે અહી કોઇ ઉપદેશક તરીકે નહી પરંતુ એક વડીલ તરીકે સમભાવપૂર્વક આજના યુવાનોને મુઝવતા પ્રશ્નોની છણાવટ કરી, યથેચ્છ માર્ગદર્શન આપ્યું છે આજે પ્રજાનું નૈતિક ધોરણ જે ગતિએ અવળી દિશા પ્રત્યે જઈ રહ્યુ છે, એવે વખતે આ જાતના પુસ્તકો ખરે જ સમાજ માટે જરૂરી બની રહે છે આવા પુસ્તકોની હજી યે વધારે આવૃત્તિઓ બહાર પડતી રહે એવી આશા રાખીએ.

જીવન ઝંઝા—લેખક • નાનુભાઇ ર. સુરતી પ્રકાશક ચાપશી વિ ઉદેશી નવચેતન કાર્યાનય નારાયણ નગર. અમદાવાદ ૭ કી. રૂા. અઢી અગાઉ 'ઝઝા' નામે પ્રગટ થએલ લેખકના વાર્તા સગ્રહની આ બીજી આવૃત્તિનુ નવુ નામ છે, લેખક આજના ચીલાચાલુ વિષયોને છોડી નવા જ વિષયો તરફ વળ્યા છે એ નોધનીય છે. શિકારના વિષયની જાણકારી આ લેખકને હોઇ, એમની વાર્તાઓનો ઘટનાપ્રવાહ મોટે ભાગે કુદરતને ખોળે બધાતો હોય છે આજના જીવાતા જીવન જોડેનો નિકટવર્તી સબધ જાળવી લેખક પાત્રો, પ્રસગો અને વાતાવરણની વાસ્તવિકતા જાળવી રાખવામા મદદ અશે નોધપાત્ર

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ અન્વયે 'ઉત્તરા' વાર્ષિક અગેની માહિતી.

### ફોર્મ નં ૪.

(રૂલ નં ૮ અનુસાર)

૧ પ્રકાશન સ્થળ : સાહિત્ય ભારતી
૮, નવયુગ સોસાયટી, એન એસ રોડ નં. ૪.
વિલેપારલે (પશ્ચિમ) મુબઇ–૫૬–AS

૨ પ્રકાશનની સામયિકતા વાર્ષિક

૩ મુદ્રકનું નામ પ્રમથેશ મહેતા
રાષ્ટ્રીયતા : હિન્દી
સરનામુ : ન ૧ પ્રમાણે

૪ પ્રકાશકનુ નામ પ્રમથેશ મહેતા
રાષ્ટ્રીયતા હિન્દી
સરનામુ : નં ૧ પ્રમાણે

૫ તત્રીનુ નામ : શિરીષ મહેતા
રાષ્ટ્રીયતા હિન્દી
સરનામુ . ન ૧ પ્રમાણે

૬ સામયિકના માલિકો અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ સરનામાં :

સાહિત્ય ભારતી, ભાગીદારો :–
૧ શિરીષ મહેતા
૨ પ્રમથેશ મહેતા
૩ શ્વેતલતા મહેતા
સરનામુ નં ૧ પ્રમાણે.

હુ, પ્રમથેશ મહેતા આથી જાહેર કરુ છુ કે ઉપર આપેલી વિગતો મારી વધુમા વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

પ્રમથેશ મહેતા
ઓક્ટોબર ૨૬, ૧૯૬૯ પ્રકાશક

બન્યા છે. ભાષામાં ઘણી જગ્યાએ કૃત્રિમપણું દેખાય છે એટલે એ આપણી ભાષા નથી લાગતી. વધુ અભ્યાસથી આ દોષ ન નિવારી શકાય એવો નથી. લેખકનો આ સંગ્રહ આશાસ્પદ છે.

અન્વય અને લય—બંને પુસ્તકોના લેખક : રામપ્રસાદ દવે, પ્રકાશક : સમરતબેન પ્રા. શુક્લ. ચૂ.ા. પહેલું પુસ્તક ભજનનું છે જ્યારે બીજામાં લયબદ્ધ ગીતો સંગ્રહાયાં છે. લેખકની ભાષા સંસ્કારી, અને સરળ હોઇ તેમનાં આ ગીતો લોકજીભે ચઢી જાય તેવાં છે.

ઉલ્કત અને ઉલ્ઝન—સંપાદકો : અંબાલાલ 'ડાયર' અને 'ઝાહિદ' શિનોરવાળા, પ્રકાશક : અંબાલાલ 'ડાયર', ૨૭૧૩, રાયપુર, પખાલીનીપોળ નાકા, અમદાવાદ—૧. ગુજરાતના જુના અને નવા આશાસ્પદ ગઝલકારોના સહિયારા સહકારથી પ્રગટ થતા પ્રકાશનોની આ ચોથી અને પાંચમી શ્રેણીની પુસ્તિકાઓ છે. કેટલીક ગઝલો સારી છે, જ્યારે કેટલીક હજી વધારે તાલીમ માગે એવી છે. ગઝલ સાહિત્યના પ્રકાશનો આપણે ત્યાં નહિવત્ છે એ દૃષ્ટિએ આ પ્રકાશનો જરૂર આવકારપાત્ર છે.

સરળ ઘરગથ્થુ વૈદક, 'રસોડાના ચૂલા,' 'સાઇકલ—સંભાળ,' 'વીજળી અને વપરાશ,' 'સર—સંભાળ' અને 'નવધા ભક્તિ' આ છએ પુસ્તિકાઓનું પ્રકાશન ભાવનગરની જાણીતી સંસ્થા શિશુવિહાર, કૃષ્ણનગર તરફથી કરવામાં આવ્યું છે. આપણી રોજની વપરાશની ચીજો, સાઇકલ, વીજળી, બેટરી, ઇલેક્ટ્રીક મોટરો વિગેરે બાબતો સરળ ભાષામાં સમજાવતી તથા ડગલે ને પગલે થઇ આવતા નાના મોટા રોગો સામે રક્ષણ મેળવવા ઘરગથ્થુ દવાઓ બતાવતી આ પુસ્તિકાઓ નાના મોટા સૌને સામાન્ય જ્ઞાન માટે ખૂબ જ ઉપયોગી થઇ પડે એવી છે.

સાભાર સ્વીકાર :

જાણીતી પ્રકાશન સંસ્થા પ્રદીપ પ્રકાશન. ૧—A તાડવાડી, કાલબાદેવી, મુંબઇ—૨ તરફથી માન—અપમાન (જયંતિલાલ જોષી), શૂન્યના સરવાળા (જયંતિ દલાલ—રાજુ પરીખ), પ્રેમપ્યાસ અને સ્વપ્નપ્રિયા (નવનીત સેવક) અવલોકનાર્થે સાભાર મળ્યાં છે. અવલોકન હવે પછી.

—પ. ર. તા.

●●●

મુંબઇમાં આજે ભજવાતા નાટકો ઉપરથી સર્જાયેલું :-

# નાટકનું ચેટક

નંદકુમાર વ. સંપટ

કંચન : અરે એ કુન્દન, સાંભળ તો ખરી હાલમાં મારે **'કામ ચલાઉ પતિ'** જોઇએ છે.

કુન્દન : પણ તે **'પાપી'** હશે તો ચાલશે?

*    *    *

પ્રતાપ : (દેશમાંથી આવેલ પોતાના મિત્રને) સુધીર, જોયો **'આ મુંબઇનો માળો?'**

સુધીર : **'ઉપર ગગન નીચે ધરતી'** ખરેખર જણાય છે!

*    *    *

વલ્લભભાઇ : અરે, આ ઇન્ડીકેટ-સીન્ડીકેટના **'આટા-પાટા'** માં આપણું રાજકારણ કેટલું ડોહળાઇ ગયું છે?

રણછોડભાઇ : ના રે ભાઇ, કંઇ નથી થયું. આ તો બેંકોના રાષ્ટ્રીયકરણ બાદ **'આંબે આવ્યા મોર'** સમજોને!

*    *    *

મહાબળેશ્વરમાં ફરતાં ફરતાં એક પ્રવાસી ભાઇ, એક રાહદારીને પૂછવા લાગ્યા કે સરસ મજાનો **'મધપુડો'** કયારે જોવા મળશે? **'ઘુમ્મસ'** થશે ત્યારે,–રાહદારીએ જવાબ આપ્યો!

*    *    *

એક સીને–ગૃહની ટિકીટ–બારી પાસે ઉભેલો વોચમેન પ્રેક્ષકોની લાઇન વ્યવસ્થિત કરતા કહ્યું, 'તમે લોકો જરા **'જોડ જોડે સજોડે'** હું કહું છું તેમ કરો!'

પણ શું? એક પ્રેક્ષકે પ્રશ્ન પુછયો?

**'ઘસો યા ખસો'**

*    *    *

પ્રેમિકા : તું કબુલ કરીશ કે **'જે તારૂં તે મારૂં જ'** છે. તો જ હું તારી સાથે લગ્ન કરીશ!

પ્રેમિ : હા. તારા માટે **'ઘર ઘુઘરો ઘોડાળો'** તૈયાર જ રાખેલ છે!

અરૂણ : બિપીનભાઇ, તમોને એમ નથી લાગતું કે આ ગાંધી શતાબ્દિની ઉજવણી પ્રસંગે જ અમદાવાદમાં કોમી તોફાનો ફાટી નિકળ્યા તેથી **'ચાંદને લાગ્યો ડાઘ'** જેવું થયું છે?

બિપીન : ખરેખર, મને પણ એમ જ લાગે છે કે આ તો, **'હવેલી લેતાં ગુજરાત ખોઇ'** જેવું થયું છે!

*    *    *

રણજીત : અરે અશોક, આપણા આ ચંદીગઢ, તૈલંગણ વગેરે પ્રશ્નનો **'વંટોળ'** ક્યાં સુધી ચાલ્યા કરશે?

અશોક : જ્યાં સુધી આપણા નેતાઓ આપણી પ્રજાને **'આશા–નિરાશા'**માં નવડાવ્યા કરશે ત્યાં સુધી!

*    *    *

પપ્પા : અરે બેબી; જરા જો તો ખરી, આ આપણે **'પાછલે બારણે'** થી કોણ આવ્યું છે?

બેબી : અરે એ તો મારો **'કુંવારો પતિ'** છે!

પપ્પા : તો પછી તો **'ઘુંઘટ'** કેમ નથી કાઢતી?

*    *    *

મિના : આપણી સખી સુશિલા પોતાના પ્રેમી પ્રતાપને મેળવવા જે **'આરાધના'** કરતી હતી તેમાં તેને સદંતર નિષ્ફળતા મળતાં તને શું જણાય છે?

રેખા : બીજું શું? **'શમણાં સુકાયાં, ભીના રૂમાલમાં'**

*    *    *

અરે! મારા **'ધરમની પત્ની'** સાંભળો છો કે?

બોલો શું હુકમ છે?

**'ના કીજો કોઈ પ્રીત'**

કેમ?

તેમાં ભલભલા **'અભિનય સમ્રાટ'** પણ અંજાઇ જાય છે!

●●●

# ઉત્તરા

## વાર્ષિક

●

વર્ષ છઠ્ઠું

●

અંક છઠ્ઠો

●

મુદ્રણસ્થાન :
સુજાતા પ્રિન્ટીંગ પ્રેસ
જ્યોતિ સ્ટુડિયો કમ્પાઉન્ડ,
કેનેડી બ્રિજ, મુંબઇ–૭.

●

મુદ્રક : પ્રકાશક
પ્રમથેશ મહેતા

●

મુખપૃષ્ટ :
બંસી વર્મા 'ચકોર'
ઈશ્વરભાઇ દેસાઈ

●

સંપાદક :
શિરીષ મહેતા

●

સાહિત્ય ભારતી પ્રકાશન
૮, નવયુગ સોસાયટી, એન. એસ. રોડ નં. ૪.
વિલેપારલે (પશ્ચિમ), મુંબઇ–૫૬. (AS).

કિંમત રૂપિયા ત્રણ

---

'ઉત્તરા' વાર્ષિક, સાહિત્યભારતી વતી પ્રકાશક પ્રમથેશ મહેતાએ સુજાતા પ્રિન્ટીંગ પ્રેસ, જ્યોતિ સ્ટુડિયો કમ્પાઉન્ડ, કેનેડી બ્રિજ મુંબઇ–૭માં છાપી, ૮, નવયુગ સોસાયટી એન. એસ. રોડ નં. ૪, વિલેપારલે (પશ્ચિમ), મુંબઇ–૫૬ એ સ્થળેથી પ્રગટ કર્યું.

# અનુક્રમ .......

ઉતરા

વાર્ષિક

વર્ષ ૬ઠ્ઠું  ૧-૯૭૦  અંક ૬

# 'હું ?'

હું અજવાળાને પકડું છું !
    રે ફંફોસે અંધારું મારા હાથ,
    આ શૂન્ય થકી ભીડી લે છાની બાથ ?
હું નિરાકારને જકડું છું.
    — હું......

આ આભ નીરવને બાંધે મારા સૂર,
ને ક્ષિતિજ થકીયે પાર વહે મમ નૂર,
    પણ ખેલ કશો ? હું રમકડું છું ?
    — હું.......

હું મર્ત્ય, અમરતા ગૂંજે મારી સંગ,
સીમિત છું તોયે હૈયે અસીમ રંગ;
    શું લક્ષ્ય ? યાત્રી કે રખડું છું ?
    — હું.......

—ગીતા પરીખ

# આ અંકમાં આગળ વધીએ એ પહેલાં

વર્ષ ઊગે છે, અનેક આશાઓ જન્માવીને.
અને આથમે છે ચારેકોર હતાશાની લાગણીમાં ઝબોળાઇને.

—ફરી ક્ષિતિજમાં નવા વર્ષની આભા પ્રગટે છે એ જ આશાઓ અને એ જ ઉત્સાહ જન્માવીને. આશા રાખીએ કે આવતું વર્ષ દરેકને ફળદાયી નીવડે. છેલ્લા દસકા દરમિયાન સામાન્ય માનવીનું જીવન રહેંસાઇ રહેંસાઇને ખતમ થઈ જવા આવ્યું છે. આ બધું જાણે એને હવે કોઠે પડી ગયું છે. 'મોંઘવારી સામે આંદોલન' એ જ માત્ર ઉપાય એને હાથ છે. નેતાઓ કે સમાજ-સેવકો કોઇને ય આજે સામાન્ય માનવીની પડી નથી અને છતાં બધી વાતો થાય છે એના ઉધ્ધાર માટે... કેવી વિચિત્રતા ? પ્રતિવર્ષ કથળતી જતી પરિસ્થિતિનું 'ઉત્તરા' છેલ્લા પાંચ વર્ષથી સાક્ષી રહ્યું છે. 'ઉત્તરા'ના આજ સુધીના અંકોમાં રાજકીય તેમજ આર્થિક સમીક્ષાઓમાં વિદ્વાનોએ આ બાબતની ખાસ નોંધ લીધી છે. આ વર્ષે પણ છે. આ સ્થિતિમાં 'ઉત્તરા' આજ સુધી જીવતું રહ્યું છે, રહી શક્યું છે. આજ સુધી નિયમિતતા જળવાઇ શકી છે એ પણ ઓછા સંતોષની વાત નથી !

આ વર્ષમાં સાહિત્ય ક્ષેત્રે બે જાણીતા અગ્રણીઓનાં અચાનક નિધન વિશેષ આંચકો આપી ગયાં. એક આપણી જૂની પેઢીના વિદ્વાન વિવેચક અને પીઢ કેળવણીકાર શ્રી ડોલરરાય માંકડ, જેમને અંજલિ અર્પતો એક લેખ આ અંકમાં આપવામાં આવ્યો છે. અને બીજા જાણીતા નાટક–વાર્તાકાર, સમાજસેવક અને ગુજરાતના રાજકારણ ક્ષેત્રના અગ્રણી શ્રી જયંતી દલાલ. વર્ષો અગાઉ શ્રી. જયંતી દલાલ ગતિ–રેખા તરફથી 'રેખા' માસિક પ્રગટ કરતા. 'રેખા'માં પાને પાને ધારદાર કટાક્ષ વેરતી તેમની કલમ તથા શ્રી 'ચકોર'ના કટાક્ષચિત્રો હજી યે યાદ છે. 'રેખા' પાછળની 'ગતિ' આજે નથી. પરંતુ 'રેખા' હજી ભૂંસાઇ નથી, પરમાત્મા બન્ને આત્માઓને પરમશાંતિ આપો એ જ પ્રાર્થના.

હવે, આ અંક વિશે. આ વર્ષે અન્ય લેખો સાથે એક 'નવલકથા' વિશે તથા એક 'અર્વાચીન કવિતા' વિશે, એમ બે ખાસ વિભાગો આપવા વિચાર હતો. ઘણો લાંબો દોર આપવા છતાં કમભાગ્યે નવલકથા વિભાગમાં એક માત્ર શ્રી દિલાવરસિંહ જાડેજાનો જ લેખ મળ્યો જે આ અંકમાં આપ્યો છે. બીજા બંને લેખો આવવાના હતા પણ કેમ ન આવ્યા તે તો હવે...આવું જ થયું 'અર્વાચીન કવિતા' વિભાગ માટે. કુલ પાંચ લેખોમાંથી માત્ર એક સમયસર મળ્યો હતો. પોતાની માંદગી દર-મિયાન પણ અથાગ પરિશ્રમ લઈ શ્રી જશવંત શેખડી-વાળાએ તેમનો બીજો લેખ મોકલ્યો. પણ એ એવે વખતે મળ્યો જ્યારે અંક પૂર્ણતાએ પહોંચી ગયો હતો. આ વિભાગને અંકમાં અગ્રભાગે ગોઠવવા મારો વિચાર હતો. અને પાંચેય લેખો હોય તો જ આ વિભાગ સંપૂર્ણ બને. વળી આ વિભાગનો લેખોની એક અલગ પુસ્તિકા કરવાનું પણ શ્રી શેખડીવાળાનું સૂચન છે. આ દષ્ટિએ આ બંને લેખો આવતા વર્ષ માટે મેં રાખી મુકયા છે. આ બદલ લેખકો ક્ષમા કરશે એવી અપેક્ષા છે. આવતા અંકમાં આ પાંચેય લેખો સાથેનો આ વિભાગ અવશ્ય આપવામાં આવશે.

આકાશવાણી–મુંબઇ ઊપરથી તાજેતરમાં આપણા પાંચ જાણીતા વાર્તાકારોએ એક એક પ્રકરણ લખી લખેલી લઘુ–નવલ 'આકાશને આંબી શકાય ?' પ્રસારિત કરવાનો પ્રયોગ થયો હતો. વાર્તાના અર્ધા વહેણે જ મને એ ગમી ગઇ અને બની શકે તો 'ઉત્તરા'માં આ વર્ષે એ લેવાનો સંકલ્પ કર્યો. એ સંપૂર્ણ થઈ ત્યાં જ સાંભળ્યું કે શ્રી સોપાન પોતે જ આ કથાનો ઉપયોગ કરવાના છે. ઘડીભર તો નિરાશા થઇ–આટલી સરસ કૃતિ ગુમાવવા બદલ. શ્રી સોપાનને મળ્યો, અને તેઓ જો તેમનો વિચાર બદલે તો 'ઉત્તરા' માટે એ આપવાનો પ્રસ્તાવ મૂક્યો. શ્રી સોપાન મારા વર્ષોજૂના મિત્ર છે. એમની મારા પ્રત્યે લાગણી પણ રહી છે. એટલે તો હું આ હિંમત કરી શક્યો. એમણે આઠ દિવસની વિચારવાની મુદત માગી. એમણે જે ઉદાર ભાવે અને લાગણીથી પોતે પ્રગટ કરવાનો વિચાર મુલતવી રાખી, 'ઉત્તરા' માટે આ લઘુનવલ આપી એ વાતની અત્રે સહર્ષ નોંધ લેતાં આનંદ અનુભવું છું. આ સહકાર બદલ શ્રી સોપાનનો ખૂબ જ આભારી છું. આશા છે કે વાંચકોને પણ આ લઘુનવલ ગમશે.

દર વર્ષની જેમ 'ઉત્તરા'ના બંને પાસાંઓ સરભર કરી આપતી જાહેરાતો આપવા બદલ વિજ્ઞાપનસંસ્થાઓ અને પેઢીઓ તથા અન્ય જાહેરાતો મેળવી આપનાર મિત્રો, સગાઓ અને સ્નેહીઓનો આ તકે કૃતજ્ઞતાપૂર્વક ઋણસ્વીકાર કરું છું. આ સૌનો જો સહકાર ન હોત તો અંક પ્રગટ પણ ન થઇ શક્યો હોત એ હકીકત છે. એકલે હાથે સુજાતા પ્રેસનો ભાર વહન કરતા શ્રી શશીકાન્તભાઇ શાહ, જેઓ 'ઉત્તરા'ના અને મારા પણ હવે એક સ્વજન બની ગયા છે, તેમનો પણ સ્વજન હોવા છતાં–આભાર ન માનું તે કેમ ચાલે ? 'ઉત્તરા'નું સ્વચ્છ મુદ્રણ કામ અને ઝીણામાં ઝીણી દેખરેખ એ તેમની કાર્યદક્ષતા છે. પ્રેસના કમ્પોઝીટર ભાઈઓ ભાઇશ્રી બાબુભાઇ તથા શ્રી. નાગેંદર તથા અન્ય ભાઇઓનો પણ ત્વરિત મુદ્રણકામ માટે હું આભારી છું.

આ વર્ષના અંકના પ્રૂફની પણ જવાબદારી શ્રી રજનીકાન્તભાઇ પાઠક તથા શ્રી રસીભાઇએ સંભાળી છે. આ બદલ એમનો પણ ખરા દિલથી આભારી છું.

અને આમ 'ઉત્તરા'નો છઠ્ઠા વર્ષનો છઠ્ઠો અંક બહાર આવે છે. અસ્તુ.

—શિરીષ મહેતા

## બોલ બોલ !

કહે, તારા અરથે આખું જગ ઓવારી આ દઉં ?
કે તારા આભના સર્વે લૂંટી ભોંય બિછાવી દઉં ?
કે લૂંટી સૃષ્ટિનાં સર્વે પુષ્પો વેણી ગુંથાવી દઉં ?
કે સર્વે સાગરો ધારી અંજલિ મધ્ય અર્પી દઉં ?
બોલ રે બોલ; આ આંખે આંખ લીન થશે તવ,
ન પછી બોલનારું કે દેખનારું ન કો હશે.

—સુન્દરમ્

* * * * * * * * * * * * * * * *

## 'नाऽहं तपसा लभ्यः'

(ઉપનિષદ્)

સાત સાગરોની પાર,
સાત સરિતાની પાર,
સાત પર્વતોની પાર,
પ્રવાલદ્વીપે,
સ્વર્ણ હર્મ્ય વિષે,
હીરક, વિદ્રુમ, મણિ, મુક્તા, રત્નખચી,
ઝગતી હિંડોળાખાટે,
રેશમી દોરીએ,
બસ, હીંચી રહી,
સોનેરી વાળ વાળી,
ત્રિભુવન–સુન્દરી.

એની યશોગાથા ગાય,
ઉજ્જવલ ઉજ્જવલ,
ચન્દ્રકેરી ચન્દ્રિકા તો:
ઊગતા હિરણ્યમય સૂર્યકેરી
કિરણાવલી સુનેરી,
આવી મારા કાનનાયે કાનમંહી
ચમકાવે વાત એની!
એનાં રસ-ઘેને જાગે રાત-રાણી તણો બાગ;
પ્રફુલ્લ, કુમુદો ફોરે સારી રાત!
સુદૂર એ દેશકેરા
અણગણ પ્રવાસીઓ
એનાં રૂપે-ગુણે મુગ્ધ,
કથા એની કહે, કહે નહીં, ત્યાં તો થાય ચૂપ!
સુન્દરી અનન્ય એ, અમૃતમયી:
વરતી સ્વયંવરે જ.
એનું નામ જપવાથી
લક્ષ લક્ષ કોટિ વેળ;
અનુષ્ઠાનો કર્યે કંઇ,
એ મળે નહિ નહિ:
એ મળે સ્વયંવરે જ,
પ્રીતે કોઇ:
પ્રીતે કોઇ
પહેરાવે વરમાળા;
ઉઘાડે પોતાનું હૈયું,
ઝળહળ રૂપશિખા,
વરેણ્ય અંગેં ભરેલી;
અ-ખૂટ અમી ભરેલી...

—પ્રજારામ રાવળ



# કેળવણી અને ચારિત્ર્યઘડતર

આજે કેળવણીના કાર્યક્ષેત્રમાં ચારિત્ર્યઘડતરનો સમાવેશ થાય છે ખરો? ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન આદિ વિદ્યાભ્યાસના વિષયો શીખવીને વિદ્યાર્થીઓને પરીક્ષા માટેની તૈયારી કરાવવી એ જ ઉદ્દેશ આપણી કેળવણીની સંસ્થાઓમાં રહ્યો નથી? વિદ્યાભ્યાસ અને ચારિત્ર્યઘડતર આપતી અથવા ખરું કહીએ તો ચારિત્ર્યઘડતરનો સમાવેશ જેમાં હોય તેવી કેળવણીનો સ્પષ્ટ ભેદ સમજી લેવો જોઇએ : વિદ્યાભ્યાસથી જુદા જુદા વિષયોનું જ્ઞાન મેળવાય અને વધુમાં વધુ બુદ્ધિવિકાસ સાધી શકાય. સહકાર, મૈત્રી, સ્વાર્થત્યાગ, સહાનુભૂતિ, માનવી ઐક્યની ભાવના, અન્ય જન તરફનું સ્વાભાવિક વાત્સલ્ય આદિ માનવી ગુણોનો વિકાસ કરવો તેમ જ સ્વાર્થ, ઇર્ષ્યા, દ્વેષ, ક્રોધ, વેર જેવી પશુવૃત્તિઓ ઉપર અંકુશ મેળવવો એ ચારિત્ર્યઘડતરની કેળવણી છે. વિદ્યાભ્યાસ દ્વારા મેળવેલી અને કેળવેલી બુદ્ધિશક્તિનો વિનિયોગ ચારિત્ર્યઘડતરમાં થાય ત્યારે ખરી કેળવણી મેળવી કહેવાય.

આજની કેળવણીમાં વિદ્યાભ્યાસ (અને તે પણ આર્થિક કારકિર્દી મેળવવા માટે વિદ્યાભ્યાસ) એ જ મુખ્ય સ્થાન ભોગવે છે. ચારિત્ર્યઘડતર માટે અભ્યાસક્રમમાં અંતર્હિત થયેલો સાહિત્યનો અભ્યાસ ઉપયોગી થઈ પડે, પણ સાહિત્ય શિક્ષણ પ્રત્યે વિદ્યાર્થીની મુખ્ય દૃષ્ટિ પરીક્ષા માટે રહેલી હોવાથી ચારિત્ર્યઘડતર માટે તેનો વિશેષ ઉપયોગ ભાગ્યે જ થઇ શકે અથવા થાય છે.

ખરું જોતાં, ચારિત્ર્યઘડતર માટેનું પ્રથમ અને મહત્ત્વનું સ્થાન ઘર અને કુટુંબ છે. બાળકનો સ્વભાવ અનુકરણશીલ છે એ હકીકત સુવિદિત છે. બાળક પોતાના માબાપ, ભાઈબહેન વગેરેનાં વર્તનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે અને પછી તેનું અનુકરણ કરે છે. મોટેરાંઓ તેનું ભરણપોષણ અને રક્ષણ કરતાં હોવાથી બાળક તેમને વંદ્ય અને અનુકરણીય ગણે છે. શું કહે છે તેના કરતાં તેઓ શું કરે છે તેની જ અસર બાળકના ઘડતર ઉપર થાય છે. કુટુંબની પ્રણાલીઓને બાળકો સ્વીકારે છે. આ વિશે ગીતામાં સચોટ અને સુંદર રીતે કહ્યું છે : यद् यद् आचरति श्रेष्ठः तद् तद् इतरो जन। જે જે 'શ્રેષ્ઠો' (વડીલો, નેતાઓ વગેરે) આચરે છે તેનું બીજા લોકો અનુકરણ કરે છે. આનો અર્થ એ છે કે ચારિત્ર્યઘડતરમાં બાળક ઉપર ઘરનાં

અમૃતલાલ યાજ્ઞિક

વડીલોની ઊંડી અસર થાય છે અને મોટી વયે સામાજિક, સાંસ્કારિક કે રાષ્ટ્રીય અગ્રણીઓ ગણાતા હોય તેમની અસર થાય છે. બાળકો પોતાનું ઘડતર પોતે જેને અનુકરણીય ગણે તેને લક્ષમાં રાખીને કરતાં હોય છે તે એક માનસશાસ્ત્રીય તથ્ય છે.

આજે આપણાં ઘેર કે કુટુંબ ચારિત્ર્યઘડતર માટે સાંગ નમુનાઓ પૂરા પાડે તેવું વાતાવરણ ધરાવે છે ખરાં? થોડાં વર્ષો પહેલાં આપણા ધાર્મિક અને સંસ્કારિક રીતરિવાજોની ઊંડી અસર બાળકના ચિત્ત અને વર્તન ઉપર સ્વાભાવિક રીતે થતી તે સ્થિતિ આજે નથી રહી. ચારિત્ર્યઘડતરની જે સરળ અને કુદરતી સામગ્રી ઘરનાં વાત્સલ્ય અને રીતરિવાજોના વાતાવરણમાં મળતી તે આજે ઓછી થતી જાય છે. ઊલટું, ઘરમાં વિસંવાદ ઉત્પન્ન કરે તેવા વાતાવરણમાં બાળકના જીવનનું ઘડતર કેવું થાય? ઘરમાં કોઈનો ટેલિફોન આવે અને માતાપિતાની ઇચ્છા વાતચીત કરવાની ન હોય ત્યારે તે નાનાં દીકરાદીકરીને કહે કે, 'ઘેર નથી એમ કહી દે' ત્યારે અજ્ઞાત રીતે બાળકનું ઘડતર કેવું થાય તે કલ્પવું અઘરું નથી. લાઇસન્સ મેળવવા કે બીજું કોઈ કામ સફળ કરવા પોતે બીજાને કેવી રીતે છેતરીને કે પૈસા આપીને કામ કઢાવી લીધું તેની હોશિયારીની વાત કરતા પિતા કે કાકાને સાંભળે તેની બાળક ઉપર કેવી છાપ પડે અને તેનાં વર્તનમાં કેવો ભાગ ભજવે તેનો ખ્યાલ રખાય છે ખરો? ઊલટું, યેન કેન પ્રકારેણ કામ કઢાવી લેવામાં હોશિયારી કે બહાદુરી છે અને એવી રીતે કામ ન કઢાવી શકનારા અને નીતિ પ્રમાણિકતાની વાત કરનારા વેદિયા કે અવ્યવહારુ છે એવો અભિપ્રાય સાંભળનાર બાળક પણ હોશિયાર કેમ ન થાય અને વેદિયો શા માટે બને? એના માનસઘડતરમાં આ વાતોની કેવી અસર થાય તેનો વડીલોએ ભાગ્યે જ વિચાર કર્યો હોય તેવું જોવામાં આવે છે. અલબત્ત, આવી સ્થિતિ શહેરોમાં વિશેષ હોય છે એ ખરું, પણ ગામડું પોતાનું ઘડતર શહેરના નમૂનાને ધ્યાનમાં રાખીને જ કરતું હોય છે ને? વર્તમાનપત્ર, રેડિયો આદિ પ્રચારનાં સાધનો એવાં વ્યાપક બન્યાં છે કે તેનાથી મુક્ત રહેવું મુશ્કેલ છે, તેથી શહેરની હવા ગામડાંમાં પહોંચી જાય છે.

વળી બીજું એક પ્રબળ પરિબળ આપણા જીવનઘડતરમાં કામ કરી રહ્યું છે, તેને પણ લક્ષમાં રાખવું ઘટે છે: આપણા કૌટુંબિક, સામાજિક અને રાષ્ટ્રીય જીવનની રીતિમાં પણ ક્રાન્તિકારી ફેરફાર થયો છે. આપણું આજનું જીવન ઔદ્યોગિક સમાજરચનાના માળખામાં કાર્ય કરી રહ્યું છે. આજે યોગ્ય જીવનનિર્વાહ કરવા માટે સામાન્ય કુટુંબમાં સ્ત્રીપુરુષ બન્નેને કામ કરવું નોકરી કરવી અનિવાર્ય બન્યું છે. પરિણામે, સંતાનોના ઉછેરમાં માબાપ જેટલું સ્થૂળ રીતે ધ્યાન રાખી શકે છે તેટલું તેમના સંસ્કાર ઉછેરમાં રાખી શકતા નથી. શ્રીમંત લોકો પોતાના ધંધા કે વ્યવસાયમાં એટલા બધા રચ્યાપચ્યા રહે છે કે તેમનાં સંતાનો શું કરે છે, કેવી રીતે વિચારે છે, તેમની શી મુશ્કેલીઓ છે, તેમનામાં સંસ્કારસિંચન માટે શું શું કરવું જોઈએ એનો વિચાર કરવાની તેમને ફુરસદ મળતી નથી; વૃત્તિ કે દૃષ્ટિ પણ હોતાં નથી. તેમના સ્થૂળ ઉછેરમાં મુશ્કેલીઓ આવે તો તેને દૂર કરવાની ગતાનુગતિક 'ફરજ' સમજે છે. સારી નિશાળમાં દાખલ કરવા માટે વધુ પૈસા ખર્ચવા પડે તો તેને 'ફરજ' સમજી તેમ કરે છે: જો કે અંગ્રેજી માધ્યમવાળી અને ખ્રિસ્તી ધર્મમંડળ સંચાલિત નિશાળમાં દાખલ કરવામાં પોતાનો 'દરજ્જો' વધે છે તેમ સમજી તે માટે 'ડોનેશન' આપીને પ્રવેશ મેળવવામાં પુત્રપુત્રી–વાત્સલ્ય દર્શાવ્યાનો આનંદ મેળવે છે, તેમાં પણ એક પ્રકારની આત્મવંચના રહી છે તેનો તેમને ખ્યાલ નથી હોતો. ખરું વાત્સલ્ય પુત્રપુત્રીના સંસ્કારસિંચન કરવામાં કે તેનું સંસ્કાર–પોષણ કરવામાં રહ્યું છે તે તેમના ખ્યાલમાં જ આવ્યું નથી હોતું, આવતું નથી હોતું. સંયમ, ઇંદ્રિય–નિગ્રહ, બીજા પ્રત્યેનો સમભાવ કે સહાનુભૂતિ પરસ્પર મદદ કે દુઃખીને મદદ કરવાની સ્વાભાવિક માનવી વૃત્તિ વગેરે ચારિત્ર્યઘડતર કરનારા ગુણોની કેળવણી બાળકને મળવી જોઈએ તેની કલ્પના જ તેમને નથી આવતી. પહેલાં જૂના રીતરિવાજો કે ધર્મ–વ્રત–ઉત્સવના પ્રસંગોથી ઘરમાં જે સ્વાભાવિક ચારિત્ર્યઘડતર માટેનું વાતાવરણ મળતું તે આજે અદૃશ્ય થતું જાય છે. અને નવું સંસ્કારપ્રેરક વાતાવરણ ઉત્પન્ન થયું નથી, કે થતું નથી. આવી સ્થિતિમાં બાળકનો ચારિત્ર્યવિકાસ ન થાય તો તેમાં તેમનો શો દોષ? સંતાનોનો સ્થૂળ ઉછેર કરવો એને જ માબાપ ફરજ ગણે અને તેના સાંસ્કારિક ઉછેરની દૃષ્ટિ જ ન હોય એ કેવી કરુણ સ્થિતિ છે! એક જ ઘરમાં માબાપ અને સંતાનો સાથે

રહેતાં હોય છતાં સ્થૂળ જરૂરિયાતના વ્યવહાર સિવાય તેમનો કશો માનસિક વ્યવહાર ન થતો હોય તો માબાપ સંતાનોનું ચારિત્ર્યઘડતર કરવામાં શી મદદ કરી શકે ? આ દષ્ટિએ જોતાં આજનાં ઘર એ ઘર મટી બોર્ડિંગ લોજિંગ હાઉસ (એક સ્થાને, જમતા અને રહેતાં ગૃહો) નથી બની ગયાં ? આ સ્થિતિ કેવળ શ્રીમંતનાં ઘરમાં જ છે એમ નથી, મધ્યમ વર્ગમાં પણ આવતી જાય છે એ નોંધપાત્ર હકીકત છે. ટૂંકામાં ઘર સંસ્કારનું કેન્દ્રસ્થાન નથી બનતું.

મધ્યમ વર્ગમાં એક નવી સ્થિતિ નિર્માણ થતી જાય છે તેને પણ વિસરી શકાય તેમ નથી; કારણ કે આપણી કૌટુંબિક રચનામાં અને ભાવનામાં તેની અસર વરતાવા લાગી છે. મધ્યમ વર્ગની આર્થિક સ્થિતિ એવી બની છે કે અનેક કુટુંબોમાં દીકરી કમાય એ પણ ઘણીવાર ઘર ચલાવવા માટે 'જરૂરી બન્યું' છે. એટલે માબાપ દીકરીનાં લગ્નની વય થાય તોયે લગ્નના પ્રશ્ન પ્રત્યે આંખમીંચામણાં કરે છે અને દીકરી પણ કુટુંબની ફરજને લક્ષમાં રાખી લગ્ન પ્રત્યે ઉદાસીનતા સેવે છે. આને પરિણામે, કૌટુંબિક વાતાવરણ જુવાનોના ઘડતર ઉપર વિપરીત અસર કરે છે. પણ આ તો એક જુદો જ પ્રશ્ન છે એટલે અહીં તો માત્ર એમો નિર્દેશ જ કર્યો છે, કારણ કે માબાપની નૈતિક અસર તેને લીધે ઓછી થાય છે અને ઉછરતાં બાળકોના ઘડતર ઉપર તેની અસર થાય છે. આવી બદલાતી જતી કુટુંબ–જીવનની અને સમાજજીવનની રચનાને કારણે પણ ઘર પહેલાં જે ચારિત્ર્યઘડતર માટેની સ્વાભાવિક સામગ્રી પૂરી પાડતું તેમાં અનિષ્ટ ફેરફાર થયો છે.

ચારિત્ર્યઘડતરનું બીજું મહત્ત્વનું સ્થાન કેળવણીની સંસ્થાઓ ગણાય. પ્રાચીન જમાનામાં ગુરુનું મહત્ત્વ હતુ તે માત્ર વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ કરાવવામાં જ નહોતું રહ્યું. ગુરુના ઘેર રહી ગુરુની વિદ્યાપ્રીતિ અને તેમના કુટુંબના વાત્સલ્યભર્યા વાતાવરણમાં ગુરુના ચારિત્ર્યની ઊંડી અસર વિદ્યાર્થી પર થતી. ગુરુ વિદ્યાર્થીને માત્ર વિદ્યાભ્યાસ જ નહોતા કરાવતા, જીવનયાત્રાનું માર્ગદર્શન પણ કરાવતા હતા. લોહીના સંબંધ કરતાં સંસ્કારસંબંધ કેવો ઉચ્ચતર હોય છે તે વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ રીતે નિહાળતા અને જીવનમાં ઉતારતા. આપણી આર્થિક અને સામાજિક સ્થિતિ બદલાતાં એ નિર્મળ સંબંધ ન ટકયો. ફી ભરીને નિશાળ–કૉલેજમાં વિદ્યાર્થીઓ વિદ્યાશિક્ષણ લેવા આવે ને જાય. તેમાં સંસ્કાર શિક્ષણ માટેનો પ્રત્યક્ષ અવકાશ જ રહ્યો નહિ. વિદ્યાર્થીની ઓછી સંખ્યા હતી ત્યારે શિક્ષકનો પ્રભાવ ચારિત્ર્યઘડતરમાં કામ આવતો, સંખ્યા વધતાં વિદ્યાર્થી–શિક્ષકનો સંપર્ક ઓછો થયો. આર્થિક દષ્ટિએ જ મુખ્ય થવા લાગ્યું તેથી એ પ્રકારના સમાજમાં ઓછી આવકવાળા શિક્ષક પ્રત્યે 'ગુરુભાવ' કયાંથી ટકે ? વળી, શિક્ષકોના વ્યવસાયમાં જનાર મોટા ભાગના લોકોમાં પોતાનું કર્તવ્ય વિદ્યાર્થીને ખરી કેળવણી આપવાનું છે, તેનું બૌદ્ધિક અને સાંસ્કારિક ઘડતર કરવાનું છે અને તેમ કરવા માટે પોતાનું જ ચારિત્ર્ય નિર્મળ હોવું એ પ્રથમ જરૂરિયાત છે તેવી દષ્ટિ હોતી નથી. આ બધાં કારણોને લીધે વિદ્યાર્થીમાં શિક્ષક પ્રત્યે પ્રેમાદર રહ્યા નહિ. પરિણામ શું આવ્યું છે તે આપણે શિક્ષણસંસ્થામાં શું થઈ રહ્યું છે અને શિક્ષકોની, આચાર્યોની અને ઉપ-કુલ-ગુરુઓની શી દશા થઈ રહી છે તેનું ચિત્ર વર્તમાન-પત્રોના અહેવાલોમાંથી મળી રહે છે. આ દષ્ટિએ અત્યારે વિદ્યાર્થીઓમાં વ્યાપેલી અશાન્તિ અને તોફાનવૃત્તિનાં કારણો તપાસવાથી આ સમસ્યા ઉપર સારો પ્રકાશ પડશે. પરીક્ષાના પ્રશ્નપત્રો અઘરા છે કે બીજાં એવાં કોઈ કારણે વિદ્યાર્થીઓ હડતાળ પાડે અને પરીક્ષામાં ન બેસે, પ્રશ્નપત્રો ફૂટી જાય તે કારણે પરીક્ષાઓ બંધ રાખવી પડે–આવું આવું બીજા દેશોમાં બને? આપણે ત્યાં પણ પચીસત્રીસ વર્ષ પહેલાં આવું કદી બન્યું હોત? શિક્ષકોનો પ્રભાવ ઓછો થયો, વિદ્યાર્થીમાં ચારિત્ર્ય-ઘડતરનો અવકાશ ઓછો રહ્યો એ એક મોટું કારણ છે એમ કહી શકાય. અલબત્ત, બીજા દેશોમાં પણ વિદ્યાર્થીનાં આંદોલનો કે તોફાનો છે જ, પણ તે આવાં અભદ્ર ને તુચ્છ કારણોને લીધે નહિ; પણ સામાજિક અન્યાય કે રાષ્ટ્રીય અંધાધૂંધીને દૂર કરવાની વૃત્તિને લીધે યુરોપ–અમેરિકામાં આવાં તોફાનો થતાં હોય છે તે નોંધપાત્ર છે.

એક બાજુથી શિક્ષક–માબાપનો વિદ્યાર્થી–સંતાનો ઉપર ચારિત્ર્યઘડતરની દષ્ટિએ પ્રભાવ ઓછો થયો, તો બીજી બાજુથી સમાજ–રાષ્ટ્ર–સંસ્કાર નેતાઓ પણ 'શ્રેષ્ઠો' તરીકે નૈતિક દષ્ટિએ ઊંડી અસર પાડી શકે તેવું આજે વાતાવરણ રહ્યું નથી. આપણે સૌ જાણીએ

છીએ કે ગાંધી-ટાગોર આદિ જેવા શ્રેષ્ઠોએ આપણા સમગ્ર દેશમા કેવી સસ્કારચેતના જગાવીને લોકોનુ નૈતિક સ્તર કેટનુ ઉન્નત બના યુ હતું! તેમણે પ્રેરેલી સ્વાર્થત્યાગ અને સસ્કારઐક્યની ભાવનાએ કેટકેટલા વિદ્યાર્થીઓ અને યુવાનોનુ ચારિત્ર્યઘડતર કરવામા પ્રબળ ભાગ ભજવ્યો હતો તે હજી તાજા જ ઇતિહાસની વાત છે આવી સુભગ અસર આપણા દેશમા જ નહિ પણ જગતના તમામ દેશોમા થયેલી જોવામા આવે છે. કેનેડી જેવાએ અમેરિકામા કેવી ઉદાત્ત અસર ફેલાવી હતી અથવા ચર્ચિલ જેવાએ બીજા વિશ્વયુધ્ધ વખતે રાષ્ટ્રીય ખમીર જાગૃત કર્યું હતુ ને પોષ્યુ હતુ તે પ્રસિધ્ધ હકીકતો છે આજે આપણો દેશ પ્રજાસત્તાક બન્યો છે ત્યારે આપણી ધારાસભા, લોકસભા કે મ્યુનિસિપાલિટીની સભાઓમાં અત્યારના 'શ્રેષ્ઠો' જે વર્તન કરતા દેખાય છે તે વિદ્યાર્થીઓ કે યુવાનોના ચારિત્ર્યઘડતર ઉપર શી અસર પાડે છે તે કહેવાની જરૂર છે? આ ઉચ્ચ સ્થાને બિરાજતા 'શ્રેષ્ઠો' પોતે જે રીતે વર્તે છે તેની શી અસર થશે એટલો વિચાર કરે તોયે તેમના વર્તનમા અનુકૂળ ફેરફાર થાય એમ હુ માનુ છું તેઓ જ્યારે વિદ્યાર્થીઓના ગેરવર્તનની ફરિયાદ કરે છે ત્યારે વિદ્યાર્થીઓનાં વર્તનમા તેમનુ જ પ્રતિબિબ પડતુ હોય છે એ તેઓ કેમ નહિ જોઈ શકતા હોય?

આમ, આજે કુટુબમાં નિશાળોમાં કે કોલેજોમાં, સામાજિક સસ્થાઓમા કે રાષ્ટ્રીય મ ડળોમાં ચારિત્ર્યઘડતર માટેની બહુ જ ઓછી સામગ્રી મળે છે. બલકે, ઘણી વાર તો વિપરીત અસર કરે તેવી પરિસ્થિતિ ત્યા પ્રવર્તે છે. તો હવે પ્રશ્ન થાય છે કે આવી સ્થિતિમાં શુ કરવુ? ભાવિ માત્ર નિરાશામય જ છે? વિદ્યાર્થીનુ ચારિત્ર્યઘડતર થાય તેવી સ્થિતિ કઇ રીતે નિર્માણ કરવી? થઇ શકે તેમ છે?

હુ માનુ છુ કે ઉપર કરેલુ પ્રસગોનુ પૃથક્કરણ સમજીએ અને સાચી સમજદારી ભરી દૃષ્ટિ કેળવીએ તો તેમાથી થોડું માર્ગદર્શન મળી શકે તેમ છે એક મુળભૂત હકીકત આપણે બરાબર સમજી લેવી ઘટે છે કે યુવાનોમા હમેશા જેમ શારીરિક વિકાસ માટે લોહી અને શક્તિ થનગનતાં હોય છે તેમ તેમના નૈતિક કે સાસ્કારિક વિકાસ માટેનુ ચૈતન્ય થનગનતુ હોય જ છે. માનવીમા રહેના શુભ-અશુભ અ શો યુવાનોમાં પણ હોય જ છે, પણ તેમનામા વ્યક્ત થતી પ્રબળ શક્તિને લીધે શુભ કે અશુભ અ શો સ્પષ્ટ દેખાઇ આવે તેવા મોટા પ્રમાણમા જોવામા આવે છે અશુભ અ શો તોફાન ભાંગફોડ ક્રૂરતા આદિ દ્વારા પ્રગટ થાય છે તેનાથી મોટેરાંઓ અકળાય છે અને નિરાશાભર્યા ઉદ્ગારો કાઢીને આ યુગમા કેવી અભદ્રતા વ્યાપી રહી છે અને શુ થવા બેઠુ છે એના ચિન્તાજનક ચિત્રો આલેખે છે એ સ્વાભાવિક પણ છે પરતુ એ ભૂલવુ ન જોઇએ કે તેમનામા શુભ અને ઉદાત્ત ભાવો અદૃષ્ટ હોય છતાયે રહેલા છે જ. તેમનામા રહેલા એ ભાવોને સ્પર્શી શકે તેવા માબાપ શિક્ષક, સ તજનો કે સ સ્કારનેતાઓ હોય તો તેઓ એ ભદ્ર ભાવોમા જરૂર વિકાસ અને વૃદ્ધિ કરી શકે હુ છેલ્લા ત્રીસેક વર્ષોથી વિદ્યાર્થીના ઠીક ઠીક સ પર્કમા છુ અને કડવામીઠા અનેક અનુભવો મે લીધા છે મારા વિરોધમા વિદ્યાર્થીઓએ હડતાળ પાડી છે, મે યોજેલા કાર્યક્રમોમા તોફાનો ને મારામારી કર્યા છે અને તેનો થોડો સ્વાદ પણ ચાખ્યો છે, ગુડા ગણાતા વિદ્યાર્થીઓની સાથે કામ કરતાં ભયકર જોખમો ઉઠાવવા પડયા છે છતા પણ મે તેમને સમજવા યથાશક્તિ પ્રયાસ કર્યો છે અનિષ્ટજનો સાથે કામ પડયુ છે-પાડયુ છે, તેમના માનસને ઓળખવાનો અને સમજવાનો મારો થોડો દાવો છે એ બધા ઉપરથી હુ વિશ્વાસપૂર્વક કહી શકું છુ કે તેમને સમજ્યા પછી તેમની સાથે કામ કરતા તેમના હૃદયને હું સ્પર્શી શકયો છુ અને ગુડા જેવા ગણાતા વિદ્યાર્થીઓમા મે ઊ ચી ભાવનાશીલતા ને માનવીભાવનાં દર્શન કર્યા છે અનેક જણમા અકલ્પ્ય શુભ પરિવર્તન જોયા છે તેનાં અનેક મધુર ચિત્રો મારા હૃદયમા અ કિત થયા છે અનેક વાર તેમનાં તોફાનોની પાછળ તેમની ખોટી સમજણ અને દૃષ્ટિ કામ કરી રહી હતી તે મે જોયુ છે સારા ગણાતા વિદ્યાર્થીઓ પાસેથી પ્રેમાદર મેળવ્યા છે તેના કરતા અનેકગણા વધારે પ્રેમાદર મે દુષ્ટ ગણાતા વિદ્યાર્થીઓ પાસેથી મેળવ્યા છે મારા શિક્ષણવિષયક પુસ્તકમાં મે આવા અનેક ઉદાહરણો વર્ણવ્યા છે પણ આમા બહુ આશ્ચર્ય પામવા જેવુ નથી તોફાની કે ગુડા ગણાતા વિદ્યાર્થીઓમાં પ્રબળ શક્તિ તો હોય જ છે માત્ર એ શક્તિ જ્યારે અશુભ માર્ગ છોડી શુભ માર્ગે વળે છે ત્યારે તેમની તેજસ્વિતાનુ આશ્ચર્ય પમાડે તેવુ સુદર દર્શન થાય છે

આના મુળમાં મેં એક વસ્તુ જોઇ છે જો વિદ્યાર્થીને ઊંડે ઊંડે ખાતરી થાય કે માબાપ કે શિક્ષક તેમને ખરેખર ચાહે છે તો તેમના તરફથી પ્રેમાદર મળ્યા વિના રહેતા નથી. માબાપ કે શિક્ષક સંતાન કે વિદ્યાર્થી સાથેના સંબંધમાં તેમના માનસને સમજી સ્નેહ અને સમજદારીથી વર્તે તો જ શુભ પરિણામ આવે. હૃદયમાં પ્રેમ હોય એટલું પૂરતું નથી. એની પ્રતીતિ તેમને થાય તે રીતે તેમની સાથેનો કુશળતાભર્યો વ્યવહાર થવો જોઇએ. ચારિત્ર્યવાન અને પ્રાણવાન શિક્ષક પ્રત્યે વિદ્યાર્થીમાં 'ગુરુ'ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો જ નથી—ગમે તેવા બાહ્ય સંજોગો હોય તો પણ. આ પ્રકારની ગુરુભાવનાનો કોઇ પણ કાળ સાથે સંબંધ નથી, પરંતુ માનવીના સ્વભાવમાં જ એ રહેલી હોય છે. તેથી જ પ્રાચીન કાળમાં એવી ભાવના હતી અને અત્યારે એ શક્ય નથી એમ માનવું એ તદ્દન ખોટું છે એમ હું માનું છું.

આજની કેળવણીમાં ચારિત્ર્યઘડતરની સામગ્રીને અવકાશ નથી મળતો એ હકીકત છે; એના ઘણાં કારણો છે. પરંતુ માબાપ, શિક્ષક, સમાજનેતા કે રાષ્ટ્રનેતા ઊગતા જુવાનોમાં રહેલી સ્વાભાવિક ભાવનાશીલતાને પિછાને અને તેને જાગૃત કરી પોષવા માટે શું શું કરી શકાય તેનો વિચાર કર તો તેમાં જરૂર સફળતા મળે એવો દૃઢ અભિપ્રાય હું ધરાવું છું. અલબત્ત, આજના સંજોગોમાં કેટલું શક્ય છે, બીજા કયા અંતરાયો છે, કેટલે અંશે ચારિત્ર્યઘડતરની સામગ્રી કેળવણીની સંસ્થાઓમાં, આજની સંખ્યાના સંદર્ભમાં, મળી શકે તેનો સર્વાંગી વિચાર કરીને જ આ પ્રશ્નની વિચારણા કરી શકાય. છતાંય આ દિશામાં કેળવણીમાં રસ ધરાવતાં સૌ વિચાર કરતા થાય તો કશુંક શુભ પરિણામ આવવાનો સંભવ છે. *

* પર્યુષણ પ્રસંગે આપેલી પ્રવચનનોંધ ઉપરથી. ●●●

## ભક્તિ અને શક્તિ

આપણે ત્યાં ભક્તિ તો ઘણી છે, પણ ઝાઝી શક્તિ દેખાતી નથી, કારણ કે તેમાં ત્રણ કાણાં પડ્યાં છે. પહેલું કાણું છે ગાવું. રાતોની રાત ભજન ગાયા કરે, મંજીરાં ને કરતાલ વગાડ્યાં કરે. ભજન-કીર્તન કરવું એ સારી ચીજ છે. પણ તેમાં યે વિવેક હોવો જોઇએ. વળી, ગાવાનું જ પણ આચરણમાં કશું ઉતારવાનું નહીં !

બીજું કાણું છે રડવું. અરે રે ભગવાન. દુનિયામાં કેટલાં દુઃખો છે ! પણ એ બધું શબ્દમાં જ. કોઇનું દુઃખ દૂર કરવાનો લગીરે પ્રયત્ન નહીં કરવાનો.

ત્રીજું કાણું છે પ્રદર્શન, દેખાડો, કપાળે ટીલાં ટપકાં, હાથમાં માળા, જાત્રા કરવાની, મરજાદ પાળવાની આવા બીજા દેખાડાઓમાં જ ગળાડૂબ રહેવાનું.

આ ત્રણ કાણાં પુરાઈ જાય તો ભક્તિની શક્તિ પ્રગટે. ભક્તિની શક્તિ અપાર છે. પણ તે વરાળ જેવી છે. વરાળને ઊડી જવા દઈએ તો તે કાંઇ કામ ન આવે. પણ સંઘરી રાખેલી વરાળ મોટું એન્જિન અને લાંબી ગાડીને ય ખેંચી જાય. જ્ઞાન ને કર્મ દેખાય, પણ ભક્તિ કાંઈ દેખાય નહીં, અને દેખાવી પણ ન જોઇએ. પ્રેમ કાંઈ પ્રદર્શનની વસ્તુ નથી. ક્રિયામાં એને વ્યક્ત થયેલો લોકો ભલે જુએ.

—રવિશંકર મહારાજ

# નામ લઉં કે—

નામ લઉં કે મારા ભીતર વનમાં
મોહન મુરલી વાગે,
મારા તનમાં—
નામ લઉં કે હરિ જાગે રે હો જી.

પહેલાં પહેલાં નામ સમરતાં
આયખું બળતું આગે રે હો જી:
આજ હવે તો જેવું નામ હું સમરું
ફાગણ ફોરતો ફાગે:
મારા તનમાં—
નામ લઉં કે હરિ જાગે રે હો જી.

નામની રટણા ભીતર કેરી
ઓમ ભરેલી તાગે રે હો જી;
ચેતન અપરંપાર ઊછળતું
સુંદર સત્ત્વ સુહાગે:
મારા તનમાં—
નામ લઉં કે હરિ જાગે રે હો જી.

બાહિર ભીતર બેહદ બગિયાં
નામે નમણી લાગે રે હો જી;
કહે સરોદ, હરિ હરિ હરિ રટતાં
પ્રેમળ જ્યોત પરાગે:
મારા તનમાં—
નામ લઉં કે હરિ જાગે રે હો જી.

સરોદ

# —સા વ ન—

સખી! સુખના વરસે સાવન!
દુકાળ દુઃખના દૂર થયા ને
મોસમ આવી મનભાવન:
સખી! સુખના વરસે સાવન!

જીવન જમુના
છલકે છલછલ,

પ્રેમ – પરાગે
પુલકિત દલદલ,

મોરતણી મોરલિયે જાગ્યાં
હૈયાનાં વનરાવન:
સખી! સુખના વરસે સાવન!

અંતર ધબકે
નવલાં ગીતે,
દુનિયા બદલે
પાગલ પ્રીતે;

પ્રેમ-ગંગાને તીરે જીવતર
બને પુનિત પાવન:
સખી! સુખના વરસે સાવન!

★

—જયંત પલાણ

# ક્યાંક રહેતો માણસ

એ માણસને શોધવા નીકળ્યો. કયે રસ્તે જવાથી માણસો મળી શકે, એ બાબતની કોઇ માહિતીની નોંધ એની પાસે નથી. ગેરમાર્ગે દોરી જનારી એવી નોંધ પર એને વિશ્વાસ પણ નથી. એની આજુબાજુ ભમતાં પ્રાણીઓનાં ટોળાંથી એ વાજ આવી ગયો હતો. એ થોડુંક ચાલ્યો. એણે પાછળ ફરીને જોયું ત્યારે એને જણાયું કે એણે ચીલામાં મૂકેલાં પગલાં ધીમે ધીમે શ્વાસ લે છે અને એ શ્વાસમાં પ્રાણીઓના શ્વાસ જેવી જ દુર્ગંધ છે. એને પોતાના પગની નીચે કશુંક સળવળતું જણાયું. એણે પગ ઊંચકીને નીચે જોયું. એને થયું કે, પ્રાણીઓની આખી જમાત સગડમાં સળવળતી હતી. એ અકળાયો અને એક કાળા પથ્થર પર જઇને ઊભો રહ્યો. હવે એને થયું કે, એ પેલાં પ્રાણીઓથી છૂટો પડી ગયો છે અને હવે કોઇ બદબૂ એને સતાવતી નથી.

હવે એ ચીલા વગરની સખત ભૂમિ પર ચાલવા લાગ્યો. ઘણે દૂર નીકળી ગયા પછી એણે પાછળ ફરીને જોયું. ક્ષિતિજ સુધી એણે નજર લંબાવી. એને થયું કે હવે કોઇ પ્રાણી એની સાથે નથી અને હવે એ મુક્ત રીતે માણસને શોધી શકશે. એણે પોતાનામાં ડૂબકી મારી. તળિયે પહોંચ્યા સિવાય એ ઉપર આવ્યો અને સખત ભૂમિ પર ચાલવા લાગ્યો.

એણે ડુંગરોની પીઠને થાબડી, પંખીઓના ગીતને પંપાળ્યું, ફૂલોની કુમાશને આંખમાં આંજી, તાજાં ઇંડાઓમાં બચ્ચાંઓને પાંખ હલાવતાં જોયાં અને જંગલી હવાને હસતી સાંભળી. આ બધું જોયા પછી એને થયું કે, જેને એ શોધે છે તે માણસ અહીં, આટલામાં જ ક્યાંક રહેતો હોવો જોઇએ. એણે અવાજ સાંભળ્યો. 'હા...આ હો...હો આ...' એ અટક્યો. એને લાગ્યું કે એ માણસનો જ અવાજ હતો. આવા અનુમાન પછી એને પોતાની જાત ઉપર ગુસ્સો આવ્યો. ભૂતકાળમાં માણસનો અવાજ સાંભળ્યો જ નથી, તો પછી...કોઇ સ્મૃતિશેષ માનસપટ પર નથી, તો પછી... પ્રાણીઓ ગુંગળાય છે તેમ જ એ પણ ગુંગળાયો. એણે નજર લંબાવી. એ મોટાં ડગલાં ભરતો ચાલ્યો. વાતાવરણમાં ઝાકળની ભીનાશ હતી. સૂર્યનાં કિરણોમાં ભીની કુમાશ હતી. ખેતરમાં ઊભેલા છોડની પત્તીઓનાં ઓસબિંદુમાં રંગોળી પુરાઇ હતી. એ પાસે આવીને અટક્યો.

અભેસિંહ હ. પરમાર

પત્તીઓ નીચે સંતાઇને બેઠેલા પવને એણે ધીમે ધીમે ખસતો જોયો. છોકરાના ધીંગા યૌવનનો જોઇને એ મસ્તીમાં આવ્યો. એણે અહીં માણસને બેઠેલો જોયો. ઝાડની પત્તીઓમાં, મેઘધનુષના રંગે રંગાયેલ ઓસ-બિંદુમાં, પત્તીઓની નીચે ખસતા પવનમાં અને ઝાકળ-ભીની માટીની ગંધમાં એણે માણસને જોયો. એ માણ-સને બધે અનુભવતો હતો પણ એનો આકાર એ જોઇ શકતો ન હતો. એણે માથા પર પંખીઓનો ચહચહાટ સાંભળ્યો અને એને થયું કે એ...માણસ નજીક આવ્યો. એને થયું કે માણસ ખેતરની હવા ઓઢીને સૂતો છે અને તેનો શ્વાસ એને સ્પષ્ટ સંભળાય છે. એને થયું કે માણસ ન સ્પર્શી શકાય, ન જોઇ શકાય એવી વસ્તુ છે. માણસનું એક સ્વરૂપ મનમાં કોતરીને તે ચાલવાની તૈયારી કરતો હતો ત્યાં એક પથ્થર એના પગ પાસે પડ્યો અને નજીકના છોડ પર બેઠેલાં પંખીઓ ભયથી ફફડતા, પાંખ વીંઝતાં ઊડી ગયાં. એ ત્યાં સ્થિર ઊભો રહ્યો. એને થયું કે વાતાવરણમાં સૂતેલો માણસ એને મળવા ઇચ્છે છે. એણે આંખ ચોળીને સામે જોયું. એક આકાર એની સામે આવીને ઊભો રહ્યો. પેલા ચહેરાએ એના ચહેરાને પુછ્યું, 'ક્યાં જવું છે?' એણે નીચે બતાવતા કહ્યું, 'અહીં.' સામેના ચહેરાની આંખ ઝૂકી ગઇ. ગોફણની રસ્સીથી તેણે પોતાના શરીરને આમળો દીધો. હાથના કાંડા ઉપરના કાચ ઝુલ્યા. એને મૌન જોઇને તેણે પૂછ્યુ, 'આ ખેતર તારું છે?' સામેથી જવાબ આવ્યો. 'ઊહું.' તેનો જવાબ સાંભળીને એને વધારે ખાતરી થઇ કે એ ખરેખર માણસ છે. 'તમે અહીં આવ્યા કેમ?' સામેથી પ્રશ્ન પુછાતાં એણે કહ્યું, 'આ ખેતરમાં માણસ રહે છે તે જોવા.' સામેના ચહેરાને એણે ખચકાતો જોયો ત્યારે એને પેલાં પ્રાણીઓ યાદ આવ્યાં જેમનાથી એ છૂટો પડ્યો હતો.

થોડી ક્ષણમાં એક બીજો ચહેરો આવ્યો. તેના જાડા, મજબૂત કાંડામાં કાચના વતુંળો ન હતાં. માથે લાંબા વાળ ન હતા. હાથમાં જાડી રસ્સી હતી. એણે પૂછ્યું, 'સરસ ફસલ થઇ છે નહીં! આ તમારું ખેતર?'

'મારું ખેતર હોય તો...' કહેતાં તેણે પીઠ બતાવી. પાછળ પડી ગયેલા મોટા બાકોરામાંથી પડછંદ પીઠ દેખાતી હતી. એણે જોયું કે, ત્યાં માણસ યુગોથી દટાઇને સૂતો હતો. હજી જાણે કશુંક કહેવાનું બાકી હોય તેમ તેણે તેનો હાથ પહોળો કર્યો. એને પેલો હાથ જોવાનો ગમ્યો. છાતીને સીધે ખરબચડો થઇ ગયેલો હાથ જોતાં એને થયું કે, આની પાસે ભલે બીજું કંઇ નહિ પણ માણસનો હાથ હતો.

'આ તારી દીકરી છે?' એણે પૂછ્યું. સામેનો ચહેરો હસ્યો. કશુંક ઊંડે સંતાડીને એ ઊભો રહ્યો. એણે મૌન ચહેરામાં મરી ગયેલા માણસની રાખ જોઇ. એણે ખૂબ નજીકથી કાંડા પરના કાચને રણકતો સાંભળ્યો. અને તેમાં એણે દબાઇ ગયેલા માણસનો શ્વાસ સાંભળ્યો,

એ હતાશ થઇને ત્યાંથી ખસ્યો અને ખેતરની માટી ખૂંદતો બહાર મેદાનમાં આવ્યો. સામેથી આવતાં ઘેટાંઓની વચ્ચે તેમની સાથે ઘસાઇને ચાલવાનું એને ગમ્યું.

એ એક વિશાળ મેદાનમાં આવ્યો. અહીં હવા મુક્તપણે રમતી હતી. એણે પોતાનાં વસ્ત્રના લીરા કરી નાખ્યા. જાણે એનામાં રહેલા પ્રાણીને એ ઉઝરડી નાખવા ઇચ્છતો ન હોય?

તે એક પથ્થરની ખાણ પર આવીને ઊભો રહ્યો. કાળા ખડકો સાથે ઝૂઝતાં પ્રાણીઓને એ જોતો રહ્યો. ખડક પર બેસીને બીડી ચૂસતા મજૂર પાસે જઇને એ બેઠો. તેની બાજુમાં પડેલો હથોડો એણે હલાવી જોયો. એક ખરબચડા ટુકડાને ઊંચકીને ઊંડા ખાડામાં એણે ફેંક્યો. એનામાં સૂતેલી ભાગેડુની વંશપરંપરાગત વૃત્તિ ઊછળી આવી. હથોડો ઝીકતા એક જણના માંસલ હાથને જોતાં એણે પૂછ્યું, 'ઉધ્ધડ કામ લીધું?'

'ના, મજૂરી'

'શું આપે?'

'બે રૂપિયા.'

'મને રાખે કે?'

'પણે મુકાદમ બેઠો તેને પૂછ.'

એ ખસીને મુકાદમ ગણાતા પેલા પ્રાણી પાસે ગયો. તે એના ચહેરા તરફ જોવા લાગ્યો. પછી તેણે એના હાથ જોયા.

'કાલથી મજૂરીએ આવું?' એણે પૂછ્યું.

પેલો એના તરફ જોઇને હસ્યો અને કહ્યું : 'તારાથી નહીં થાય.'

'કેમ?'

'દોરડી જેવા તારા હાથથી હથોડો ઊંચકાશે?'

'કેમ ન ઊંચકાય ?' કહેતો એ ઊભો થયો અને ખાણમાં જઇને હથોડો ઝીંકવા લાગ્યો. દશેક મિનિટમાં એ હાંફી ગયો અને હથેળીમાં ઉપસેલાં લાલ ઝામાં જોતો એ ઉપર આવ્યો. એને થયું કે આવું આકરું તપ કર્યે જ માણસને શોધી શકાય. 'કાલથી આવું ?' એણે પૂછ્યું,

'ઇચ્છા હોય તો આજથી શરૂ કરો. પણ શરૂઆતમાં તમને એક દિવસનો એક રૂપિયો મજૂરી મળશે.'

એણે ખાણમાં પથ્થર તોડવાનું કામ શરૂ કર્યું. એના હાથની લીસી ચામડી ઊખડી ગઇ અને ત્યાં ખરબચડી ચામડી ઉપસી. એને થયું કે, એને હવે માણસનો હાથ મળી ગયો છે અને એ હાથ વડે હવે માણસનો આખો આકાર ઊભો કરી શકાશે. પથ્થર ઉપર ભારેખમ હથોડો અથડાતો હતો અને તેમાંથી આગના તણખા ઊડતા હતા, એ તણખાઓમાં એ માણસને બેઠો થતો જોતો હતો.

બધા ચહેરાઓમાં શ્રમની શાહી ઊકળીને કાળી પડી ગઇ હતી. એમાં માણસને શોધવાને ઇરાદે પોરો ખાવા ટોળે મળેલાં પ્રાણીઓને એણે કહ્યું, 'હવે આપણે ત્રણ રૂપિયા રોજની મજૂરી માંગીએ. એના શબ્દો ખાણમાં વેરાઇ ગયેલા પથ્થરના ટુકડાની માફક વેરાઇ ગયા કોઇએ કશો ઉત્સાહ બતાવ્યો નહિ. કાળી સીસમ જેવી ભારેખમ પીઠ ઊંચકીને બધા ખાણમાં ઊતર્યા અને ખાણ હથોડાઓના ઘાથી ધણધણી ઊઠી એ અકળાયો. અને ખુલ્લી સાથળે હાથ ઘસીને ખાણમાં ઊતર્યો. એણે હથોડો ઊંચકતાં મોટા અવાજે કહ્યું, 'તમે કાદવમાં આળોટતાં પ્રાણીઓ છો. તમને કાદવની બહાર જીવવાનું નહીં ગમે.' અને હથોડો પથ્થર પર ઝીંક્યો.

એક પછી એક બધા ખડક પર મૂકેલાં બદબૂભર્યાં પહેરણો કાળી પીઠ પર મૂકીને ચાલી ગયા. એ એકલો જ ખાણની વચ્ચે ઊભો રહ્યો. બધાં પ્રાણીઓને એનો સાથ નથી ગમતો એવું લાગતાં એ અકળાયો અને ખડક પરથી બદન ઊંચકીને એ બહાર નીકળ્યો. ઉજ્જડ મેદાનના પવનને એણે ખડક પર બેસીને ગીત ગાતો સાંભળ્યો. નીરવ વાતાવરણને એણે ધૂમરો કાઢીને હાલતું જોયું. પંખીઓની પાંખની બખોલમાંથી એણે સંગીતને અવતરતું જોયું. એણે પગ ઊંચકીને જોયું ત્યારે એને લાગ્યું કે પ્રાણીઓએ તૈયાર કરેલા ચીલા ઉપર જ એ ચાલી રહ્યો હતો. એ ચીલામાંથી નીકળીને સખત ભૂમિ પર આવ્યો. સૂરજનાં છેલ્લાં કિરણોને એણે કળશિયામાં ભરાતાં જોયાં. કાંડા ઉપરનાં કાચના વર્તુળોને એણે ચળકતાં જોયાં. માથાના લાંબા વાળની છૂટી પડી પડી ગયેલી, પવનમાં ફરફરતી લટમાં એણે એકાંતને બેઠેલું જોયું. એને અહીં ઊભા રહેવાનું ગમ્યું. બે પ્રાણી ભેગાં થયાં અને એકાંત હાલ્યું.

'તમે ખેતરે કેમ આવેલા ?'

'માણસને જોવા' એણે મીઠું હસવા પ્રયત્ન કર્યો

કાચનાં વર્તુળ ખખડયાં; માથાની લટ વધારે ઊડી; છાતી પર પડેલી રસ્સીએ જાણે ઊંડો શ્વાસ લીધો.

'તમે ખાણમાં કામ કરો છો ?' નજર જમીન પર ઢળી ગઇ.

'હા.'

'તમારાથી હથોડો ઊંચકાય ?'

'હા, મજા આવે છે.' એણે નજર મેળવતાં કહ્યું.

'ભાથું લઇને કોઇ આવતું હશે.'

'ના.'

'પરગામથી આવ્યા લાગો છો.' એણે સહેજ નજીક આવતાં કહ્યું.

'હા.'

'પાછા ક્યારે જવાના ?'

'જાઉં પણ ખરો; ન પણ જાઉં.'

'હથોડાનો બોજ લાગતો હશે. લાવો હું ઊંચકી લઉં.' તેણે હાથ લંબાવ્યો. એ પાછળ હટ્યો. એને થયું કે એ ચીલા પર આવી ગયો હતો. એ સખત ભૂમિ પર એકલો જ ચાલવા લાગ્યો.

આજે એ નવી બંડી પહેરીને ખાણ પર ગયો. ખડક પર બેસીને બીડી ફૂંકતા મુકાદમે એને નજીક બોલાવ્યો. 'મને લાગે છે કે, તારી પાસે ઘણા પૈસા એકઠા થયા છે.' તેણે નવી બંડી તરફ જોતાં કહ્યું અને એ વાત સાંભળીને ખસતો હતો ત્યાં ઉમેર્યું, 'શેઠે આજથી તારી મજૂરીમાં આઠ આના કાપ મૂક્યો છે. જો ઓછી મજૂરીમાં કામ કરવાની ઇચ્છા ન હોય તો તું જઇ શકે છે.'

એ ખાણમાં ઊતર્યો અને હથોડાના ઘા કરવા લાગ્યો. મુકાદમના ગયા પછી એણે હથોડો નીચે મૂક્યો અને કહ્યું, 'બધા હથોડા છોડી દો. ત્રણ રૂપિયા મજૂરી ન

કરે ત્યાં સુધી આપણે કામ કરવું નથી.' એની વાત સાંભળીને બીજા બધા વધારે જોરથી હથોડા ઝીકવા લાગ્યા. એ અકળાઇને જોરથી ચિલ્લાયો, 'છોડો, હથોડા છોડો.' એક પડછંદ આદમી હથોડો ફેંકીને એની પાસે આવ્યો. તેની આંખમાં સીસું ઊકળતું હતું. તેનો ખરબચડો હાથ એના ગાલ પર અથડાયો અત્યાર સુધી એના હાથ પર માણસની છાપ હતી, હવે એના એક ગાલ પર માણસની છાપ ઊઠી એ વધારે જોરથી ચિલ્લાયો, 'છોડો, હથોડા છોડો' હવે બધા હથોડાનો અવાજ બંધ થઇ ગયો. બધા એને ઘેરીને ઊભા રહ્યા એકે એને ગરદનમાં પકડયો અને કહ્યુ, 'શું તારે અમારાં બચ્ચાંને પથ્થર ચાટતાં કરી મૂકવાં છે ?'

એ ગરદન છોડાવીને ફરીથી ચિલ્લાયો, 'છોડો...છોડો છો...ડો,' એનો અવાજ સાંભળીને બધા હસ્યા. એક જણે એને ધક્કો માર્યો અને કહ્યું, 'જા, અસ્યા પરણીને પછી આ ખાણમાં ઊતરજે., એને ધક્કો મારીને ખાણની બહાર કાઢયો અને તે ખભે હથોડો મૂકીને ચીલે ચાલવા લાગ્યો. એ આવેલો તે જ રસ્તે પાછો જઇ રહ્યો હતો એણે અવાજ સાભળ્યો, 'હો...આ, આ હો.' છોડની પત્તીઓ પર તડકો બેઠો હતો. તડકાએ આંખમાં ઝાકળ આંજ્યું હતું નીચે છાયામા પવન ઘેરો ખાવા બેઠો હતો. કમર પર વીંટળાયેલી ગોફણની રસ્સી પાસે જઇને એ મૌન ઊભો રહ્યો. કાંડા પરનાં કાચના વતુંળો ચમકયા, 'આજે ખાણમાં નથી જવુ ?' કમરે બાંધેલી રસ્સી ખેંચતાં તેણે પૂછ્યું,

'ના.'

'અહીં શા માટે આવ્યા ?' તેની કમર સહેજ ઝુકી.

'માણસને શોધવા.'

કાચનાં વતુંળો ધ્રુજી ઊઠયાં, અહીં આવી વાત ન થાય. એણે આંગળી ચીંધતાં દૂર ઊભેલી પડછંદ પીઠ બતાવી, જ્યાં માણસ કબરમાં સુતેલો હતો.

'ધરડા જેવો લાગે છે, નહિ ?' એણે કહ્યું.

'સાંજે એકાનમા વાત કરીશું, ત્યાં રાહ જોજે. જાવ.'

'હું તને લેવા આવ્યો છું.' એણે કહ્યું.

'મ રયું ધડથી જુદું થઇ જશે. મહેરબાની કરીને જાવ.' તેણે કહ્યું પણ એ ખસ્યો નહિ છેવટે તે ચિલ્લાઇ 'અરે સાભળો તો, આ કોઇ પાગલ આવ્યો છે.' તેને સામેથી ચાલી આવતો જોઇને એણે કહ્યુ, 'આને લેવ. આવ્યો છું.' પેલાની પડછંદ કાયા નજીક આવી આ આપણને ખપ લાગશે' કહેતા એણે હથોડો આંચકી લીધો અને તેને ધકેલીને ખેતર બહાર કાઢયો.

'હો...આ...આ હો...હો રે' અવાજ સંભળાતાં એણે પાછળ જોયું. એને થયું કે, માણસનો ગર્ભ બંધાઇ રહ્યો હતો–છોકરીના દર્દીલા અવાજમા, હથોડાના ઘામાં. એના પગ નીચે ફરીયા પ્રાણીઓ સળવળ્યાં. તેના શ્વાસની દુર્ગંધ એની નજીક આવી. એ માણસના જન્મની પ્રતીક્ષામાં ચાલ્યો.

●●●

માણસની આ જ તો ભૂલ થાય છે કે તે દુઃખ ટાળવાની કોશિશ કરે છે, પરંતુ દુઃખ એ તો આપણી શુદ્ધિ માટે પરમેશ્વર તરફથી મળેલું ધન છે. તેનો સહર્ષ સ્વીકાર થાય છે, તો તે તાપ રૂપ મટીને તપ રૂપ બની જાય છે. સામાન્ય માણસ અને સંસારમુકત માણસ વચ્ચે ફરક જ આ છે ને! એક તાપમાં શેકાય છે, જ્યારે બીજો તાપનેય તપમાં પલટી નાખે છે.

—વિનોબા

# ગોળે મરેલી–

મૃણાલિની દેસાઇ

તે દિવસે કથામાં મહારાજે કર્ણ અને કુંતીનો સંવાદ કહ્યો હતો. મહારાજની વાણી એવી સરસ હતી–જે પ્રસંગ કહેતા તે જાણે આંખ સમક્ષ ખડો જ થતો.–કુંતીમાતા કર્ણને કહેવા જાય છે–'હું જ તારી જનેતા છું. સૂર્યનારાયણ જેવા તારા પિતા છે. કોઈને પણ અદેખાઈ આવે એવું તારું કુળ છે. અને જે પાંડવોનો નાશ કરવાની તેં પ્રતિજ્ઞા કરી છે તે તારા માજણ્યા ભાઈઓ છે.' આ સાંભળી માયેલો પુત્ર મળવા આવશે–ભેટી પડશે, વંદન કરશે–ના એમાંનું કશું જ ના થયું ! કડવા ઝેર જેવાં વેણ પુત્રે સંભળાવ્યા–કથા સાંભળનાર બહેનો રડી પડી. ઘેર જતાં જતાં પણ એ કથાનાં વિચારો જ સૌના મનમાં રમતા હતા.

રમાબેન પણ કથા સાંભળીને ઊઠયા. ઘેર જવાની ઉતાવળ જેવું તો હતું નહીં. બધાં ગયા ત્યાર પછી શાંતિથી દર્શન કરી પછી મંદિર સામે મૂકેલા બાંકડા પર એ બેઠાં. કથા સાંભળી મનમાં તોફાન જાગ્યું હતું. કુંતી માટે બધાંને લાગે ! એ બિચારી એ દુખિયારી–એ માનો જીવ ! હા. પેટનો દીકરો જેમ તેમ સંભળાવે–પણ પણ કુંતીનો વાંક તો ખરો જ ! અને–અને વાંક હતો તે સાંભળી લીધું–વાગ્યું હોય ને ઘામાંથી લોહી વહી જાય તો સારું–પણ વાગે છતાં ઘા ના પડે–દુઃખે છતાં લોહીનું ટીપું ના નીકળે એવો મૂઢમાર–એ તો કહેવાય નહીં–ને સહેવાય નહીં ! રમાબેન ક્યારનાં પોતાની જાતને કુંતીમાતા સાથે સરખાવતાં હતાં. એ તો કુંતીના નસીબ સારાં કે કર્ણ કઠોર થઇ કડવાં વેણ બોલી ગયો–એમને કાઢી મૂકયા–પણ જો કર્ણે પોતાની ઉદારતા એ અભાગણી સામે દાખવી હોત... હેતથી માને બોલાવી હોત–પાંડવોથી પણ વધારે માન સાથે આવકારી હોત–તો ? તો કુંતીને આનંદ થાત ? ક્યારના એ વિચારતાં હતાં.

એમની નજર સામે એમના પોતાના જણ્યા ત્રણ દીકરા હતા, ત્રણે મોટા થયા હતા. પરણી ગયા હતા. હજી મહિના પહેલાં એ જુદા થયા હતા. બાપદાદાનું ઘણું હતું. એ પોતે પણ ઠીક ઠીક રળતા હતા. વહુઓના પિયરના ઘર પણ સધ્ધર હતાં. એમની લીલી વાડી જોઇ લોકો એમને ભાગ્યશાળી કહેતા. એ પોતે મોટાને ત્યાં રહેતા હતા. જૂના ઘરમાં–એ પોતે પરણીને જે ઘરમાં આવ્યાં તે ઘરમાં. જે દિવસથી ઘરમાં પગ મુકયો તે દિવસથી સ્વામિની હતા. આજની ઘડીએ પણ એમનું

એ સ્થાન કાયમ હતું !

મંદિરની સામે બેઠાં બેઠાં આથમતા દિ'ના આછાં અજવાળામાં એમને એ જૂના દિવસો સાંભર્યા. પહેલી વારનો એક છોકરો છતાં ઘર અને વર બંને ઘણા જ સારા હતા. ઘર ભરેલું અને વર રૂડો રૂપાળો. બધી તપાસ પૂરેપૂરી કર્યા પછી જ વિવાહ તો કરેલા.

લગનમાં કે લગ્ન પછીના પહેલા પહેલા દિવસોમાં એ છોકરો કશે ના દેખાયો. પોતાના સુખી સંસારમાં કશું અણગમતું છે, એ વાત રમાબેન લગભગ ભૂલી જ ગયાં હતા. છ આઠ મહિના સ્વપ્ના જેવા સરી ગયા. 'દેવના દીધેલ'ના વધામણાં કેવી રીતે દેવાં એના વિચારમાં એ ગૂંચવાયાં હતાં–અને બરાબર તે જ વખતે છોકરાઓના બાપૂએ એમને કહ્યું હતું–

'કેટલાક દિ'થી કહેવાનો હતો–મને લાગતું હતું કે કદાચ કહેવું પણ નહીં પડે–તું જ એને બોલાવી લેવાની વાત કરીશ ! આપણું છોકરું કોઇઆને ઘેર કેટલા દિવસ રખાય ? અને હવે તો...'

'હા હવે તો હકની કરનારી આવી !' રમાબેનના મને કુંવાડો માર્યો હતો—પણ 'એ' તો કહેતા હતા–'હવે તો એ નમાયો ઓછો છે ? એવી સરસ હેતાળ મા હોય પછી–' આ લોકોની જીભ પર મધ ઝર્યા જ કરે છે–બાપ અને 'એ' દીકરો બેય એવા ! પરાણે વહાલા થાય–અને વહાલ કરાવી લે–એવા સ્તો. આખરે 'એમનું' ધાર્યું થયું. સુરેશ ઘેર આવ્યો, અને પછી જ ઘરમાં બધાને ખબર પડી–રમેશના જન્મ પહેલાં બધાંએ એમને ફૂલમાં રાખ્યા–અભાવા સાચવ્યા. તબિયત સાચવી. સુવાવડ કરવા ફોઇબા આવ્યાં. રમાબેનના માને પણ તેડાવ્યાં. બોલવા જેવું કશું હતું નહીં–છતાં સુરેશ ઘરમાં હતો ! એ રૂપાળો છોકરો બધાને વહાલો લાગતો, એ નમાયા પ્રત્યે દરેકને માયા થતી. બલ્કે–એમને પોતાને પણ એ કેવો ગમી જતો ! મા જેવા મા પણ એમનો સુખી સંસાર જોઈ ખુશ થઇ ગયા હતા ને ! સુરેશ એમને પણ 'માદી' કહી વળગી પડતો. અને એ પણ એને લાડ લડાવતા ! રમાબેનના મનમાં કાંટો ખૂંચતો. ગમે તેમ–પણ એમનો પુત્ર 'પહેલો' તો નહીં જ ! 'પહેલો' તો પેલો જ. એ પોતે–એમનો દીકરો–બધાં પછી. પહેલો તો એ જ ! આટલા નાનાં અને વહાલસોયા–મા વગરનાની ઈર્ષા તો શું કરે ? પણ એક વિચિત્ર અણગમો થયો–

એ મીઠાબોલા ઘરમાં ઊંચે સાદે બોલવાનો પ્રસંગ જ ના આવતો. વઢવું–લઢવું–છણકા કરવા એવું કશું એ સંસારમાં હતું નહીં. અણગમો બતાવવાની રીતો કંઈ જુદી જ હતી. રમાબેન એ રીતો સારી પેઠે અજમાવતાં પણ ખરાં. વેંચો અંતરો કરી બે કોળિયા ઓછાં તો ના પિરસે. ઊલટા વધારે પિરસે–સુખડી કરી હોય તો પહેલા બે મોટા ચકતાં વાટકીમાં કાઢી સુરેશને આપે. અને કહેતા જાય–'તું તારે લે ભાઇ. પેલા તોફાની આવે તો તારે ભાગે કશું નહી આવે !' પછી એમના છોકરાઓ ભેગા મળી હસતા રમતા ખાય. લડે પણ ખરા–પણ સુરેશને એ આનંદમાંથી કે લડવામાંથી રમાબેન જુદો પાડતાં અને છતા એમાં કહેવાપણું શોધ્યું પણ જડે નહી ફોઇબા કે સુરેશના મોસાળીયાં પણ કબૂલ રાખતા કે રમા જેવી મા નહીં ! સુરેશ નાનો હતો ત્યારથી સંજોગોએ એને ઓછાબોલો બનાવ્યો હતો. રડવાનું–જીદ–એ બધાં લાડ લાડવે એવું કોઇ હતું નહીં. એ એ બાળકને કોણજાણે કોણે સમજાવ્યું હશે ! નાનપણથી એ સમજુ અને શાંત થઈ ગયો. રમેશ એનાથી બે વર્ષ નાનો. યોગેશ અને વ્યોમેશ પણ બબ્બે વર્ષને અંતરે દુનિયામાં આવેલા. આમ બધાં સરખી જ ઊંમરના કહેવાય. પણ સુરેશ સમજીને મોટો થઇ ગયો હતો ! એ જ્યારે કોલેજના છેલ્લા વર્ષમાં હતો ત્યારે બાપૂ ગુજરી ગયા. 'હવે માથે આભ પડ્યું–હવે આ ભાર કોણ વેંઢે–સંસાર આખો કાચો–' માનો બળાપો સાંભળી સુરેશે આશ્વાસન આપ્યું, 'ચિંતા કરશોમા. હું બધું કરીશ.'

'તારે પણ ભણવાનું છે રતો !' રમાબેન શોક ખાઇ ગયાં. આ છોકરો ખરેખર બધું હાથમાં લેશે તો આવી બન્યું ! અને ખરેખર છેલ્લું વર્ષ હતું તો પણ સુરેશે ભણવાનું છોડી દીધું અને વ્યવહારમાં માથું મારી બધું જ સંભાળી લીધું. રમાબેન ખૂબ અકળાઈ ગયાં. પોતાના છોકરા ભણે એવી ઇચ્છા ખરી, પણ ભણવામાં પડે તો ઘરમાં આ ગોટો વળશે એમ જાણી પોતે જ રમેશને કોલેજ છોડી દેવા માટે ચડાવ્યો ! માનો ચડાવ્યો એ ધંધામાં સુરેશ સાથે જવા લાગ્યો, પણ મગજ ચગડોળે ચડી ગયેલું. ઝઘડો કરવો, પૈસા ઉડાવવા અને બને તેમ હાથ મારવો એના સિવાય એ કશું ના કરતો. એકલો યોગેશ ભણતો. વ્યોમેશ પણ ઊઠી ગયો. ભાઇની લાઇને ચડ્યો. પણ સુરેશે ટકના છોડી. ઘરમાં અને

## વસંત

યશવંત ત્રિવેદી

તું હરિત તૃણસેજ પર ડોલતી દક્ષિણા
વક્ષને અડીઅડી ઊડતાં ચૂગતાં કિરણને ચકલી ચંડૂલ હરિયાળ પીતસોનરી
તું ચંપક ઊરુ ઢાંકતી કેસરી ઘાઘરી
ચાંચ લૈ લૈં ઊડે ગુલ્મને આન્તરે રક્તનીલપર્ણને ઝુલણે ટહૂકતી કોઇલી કિન્નરી
અધરની રતુંબડ લૂંબલેલૂંબ ચણોઠડી ઝુલને
પિય પિય કરી પપીહરો ખોલતો
મધુકવન લચડતો પવન મધુમાસની બારીએ
'મદિરાક્ષીની જાંબુડી આંખને ભોટતો
તારે શ્વસન ડોક લંબાવીને તણખલાં ડોલતાં
ડુહુકાર કસ્તુરી, ક્રૌંચના ધ્વજ બની ફરફરે છાપરે, કુટીર ગુલમો'રને ફૂટતી ગીતરી
તું અભિસારતી સાંજની વેળ સકુરા સકુરા *
પ્રિય, શયનને કક્ષ લો ચંદ્રને પીળક નિજ પિચ્છથી ઢબૂરતો ઝલમલી કેસરી કેસરી

* ચેરી પુષ્પો (જપાની ભાષામાં)

●●●

---

બધે એ ખમી ખાતો. દર મહિને બાપુ આપતા તેમ ઘરખર્ચની રકમ લાવી રમાબેન સામે મૂકતો. વિનય વિવેકમાં જરા પણ ચૂકતો નહીં. કામમાં ધ્યાન પૂરેપૂરું હતું. તેથી ધંધાના દોર બરાબર હાથમાં આવી ગયા હતા. બે ભાઈઓ ગમે તે કરે તો પણ ઘરની સ્થિતી સધ્ધર જ હતી.

રમાબેને પોતે જ એક સાવ સામાન્ય કુટુંબની છોકરી પસંદ કરી. સુરેશે એને પત્ની તરીકે સ્વીકારી ઘરની મોટી વહુને એમણે પહેલેથી કહી રાખેલું—આ ઘરનું ગૃહિણીપદ માનું છે. ધર્યાં કરીશ મા!—વહુ પણ સદ્‌ભાગ્યે ખમીખાય એવી જ હતી.

નાના ભાઇઓ પરણ્યા. ધનંતરની રૂપાળી દીકરીઓ વહુઓ થઇ ઘરમાં આવી અને પછી રમાબેનના હાથે કર્યાં હૈયે વાગવા લાગ્યા! ભણેલો–ગણેલો યોગેશ ચાલાકી વાપરી ઘણી સારી રકમ લઇ વહુ સાથે કલકત્તા જઇને રહ્યો ત્યાં પોતાના સાળા સાથે ભાગીદારીમાં ધંધો શરૂ કર્યો. એને જાણે આ ઘર સાથે એક પૈસા સિવાય કશું લાગતુંવળતું નહોતું.

સુરેશ રોજ પીને ઘેર આવતો અને રાત્રે એ અને વહુ વચ્ચેના ઝઘડાથી ઘર ગાજી ઊઠતું. ત્યારે વ્યોમેશની રૂપાળી વહુ વળી પોતે જ મોડેથી કલબમાં પાના રમીને ઘેર આવતી. ઘરમાં રમાબેનની હસ્તી તો જાણે માનવી જ પડતી, કારણ પૈસા અને કૂંચી એમની પાસે જ રહેતાં. પણ આ ચારે જણ એમને માથે ભાર ઉગાડતા, જેમ તેમ

બોલતા. માન આમન્યા જેવું તો એક મોટી વહુ રાખતી. એ વગરબોલ્યે રસોડું સંભાળતી. અને સુરેશ બહારના વ્યવહાર અને ધંધો સંભાળતો. રોજ જતા માને પગે લાગતો અને સાંજે આવતાની સાથે બે અક્ષર એમની સાથે બોલી, પછી ઘરમાં જતો એની વહુ પણ બાને પિરસી પછી જ પોતાનું ભાણું માંડતી.

પોતાના છોકરાઓના વ્યવહારથી ના થાય એટલું દુઃખ રમાબેનને આ બેના વિવેકથી થતું! તેઓ સાચું બોલે, લડે, ફસાવે–અપમાન કરે–તો–તો જગતની સહાનુભૂતિ મળે–જો નવીમાંએ આટલુ કર્યું, પણ આગળીથી નખ વેગળા એ વેગળા. પણ ના–આ નખ તો વેગળા થવા જ નહોતા માગતા! જે જરા જેટલું માન હતું તે પણ આ બેને લીધે હતું બધા જ કહેતા–સુરેશ સારો. એની વહુ સારી. અપર મા છે. પણ અપરમા જેવું જરાય ન લાગે–અરે આ જમાનામાં તો પેટના જણ્યાયે નથી રાખતા ને, એવું આ રાખે છે! છોકરામાં ખાનદાની છે. અને વગરબોલ્યે જાણે કહી દેવાતું કે એમના પોતાનામાં અને એના છોકરાઓમાં ખાનદાની ઓછી! કોઈ કહેવા માગે કે ના માગે એને પોતાને જ થતુ ને–પોતે કરેલા અન્યાયનો બદલો આ છોકરો ઊંધી રીતે વાળે છે–પણ એમનાથી કહેવાતું નહોતું અને સહેવાતું પણ નહોતું–કુંતી ખરેખર ભાગ્યશાળી–એમને લાગતું હતું!

●●●

## સાચો ધર્મ એટલે ?

ઘરમાં–માયાળુતા,
ધંધામાં–પ્રમાણિકતા,
સમાજમાં–વિવેક,
કાર્યમાં–સંપૂર્ણતા,
રમતમાં–ખેલદિલી,
કમભાગી પ્રત્યે–દયા,
પાપ–પરત્વે–વિરોધ,
સબળ પરત્વે–વિશ્વાસ,
નિર્બળ પરત્વે–સમભાવી મદદ
પાપી પરત્વે–ક્ષમાશીલતા
સહુમાનવો પરત્વે–પ્રેમ અને સદ્ભાવ,
ને પ્રભુ પ્રત્યે–ભક્તિ સેવા.

– ચાર્લ્સ બેનિંગ.

# કવિતામાં વ્યક્ત થતી વર્તમાન જીવનની વિષમતા

**વર્તમાન** જગતને કવિતા સાથે ઓછામાં ઓછી નિસબત છે. જગતને હોય કે ન હોય પણ કવિતાને તો જગત સાથે લેવાદેવા છે. સાચો કવિ જગતને બધા જ બિન્દુએથી સ્પર્શતો હોય છે. માનવ અને પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિ, જીવન અને મૃત્યુ, લૌકિક અને અલૌકિક, પ્રેમ અને સર્જન–આ બધું જ એની પ્રતિભાના આશ્લેષમાં આવી જતું હોય છે.

જગતને કવિતા સાથે નહાવા–નીચોવવાનો પણ સંબંધ નથી, એને પણ શું વર્તમાન જીવનની એક વિષમતા તરીકે ન ઘટાવી શકાય ? અંધકવિ હોમરના મૃત્યુ પછી, કહે છે, ત્રણ નગરો તેને પોતાનો ગણાવવા માટે લડયાં હતાં. દરેક નગરની એક જ દલીલ હતી : હોમર જીવતો હતો ત્યારે અમારા નગરમાં ભીખ માગતો હતો ! કવિ અને કવિતાની ત્યારે આ સ્થિતિ હતી અને આજે ય એમાં કશો સુધારો થયો નથી. માણસોની વચ્ચે, કવિ હમેશાં દેશવટો ભોગવતો રહ્યો છે.

અર્વાચીન મરાઠી કવિ નારાયણ સુર્વે 'શબ્દનો ઇશ્વર' એ કાવ્યમાં એટલે જ કહી ઊઠે છે :

કવિતા લખવાને બદલે જો મેં રદ્દી વેચી હોત તો સારું થાત, કાંઇ નહિ તો છેવટે ઉઘરાણીવાળાઓનો તકાદો તો હું ચૂકવી શકતે.

પણ એમ થયું નહિ. હું એટલો બધો શબ્દની પાછળ પડયો, બહેકી ઊઠયો.

જો એમ ન થયું હોત તો કદાચ હું બંગલાઓ બાંધી શકયો હોત.

લોકસેવકની છટાથી મેં સારું યે જીવન સમર્પી દીધું હોત.

ગરજવાન પ્રત્યેક યાચકોએ ઝૂકીને મને સલામ કરી હોત.

ફિયાટની સુંવાળી ગાદીમાં બેસીને મેં પણ પવનને ગુલામ કર્યો હોત...

ગરીબાઇમાં મરી ચૂકેલા કવિનું સ્મારક બાંધ્યું હોત.

પણ કવિ તો નાનકડો બ્રહ્મા છે : The poet is a little god. કટાક્ષમાંથી બહાર આવીને કાવ્યને અંતે કવિ એટલે શબ્દનો ઇશ્વર કવિસહજ ખુમારીથી કહે છે :

અમે ન હોત તો સૂર્ય, ચંદ્ર, તારા બિચારા ફિક્કા ફિક્કા થઈ જાત.

સુરેશ દલાલ

હે પૂર્વજો! તમારી વ્યથાને શબ્દોમા અમર કોણે કરી હોત?

જન્મમરણના પ્રવાસમાં અમારા સિવાય તમારું કોણ સાથી થાત?

ચાલો સારું થયું. અમારે કવિતામાં જ ખરાબ થવાનું હતું।

આરંભના satire પછી આ કવિતામા કેવો sharp curve આવે છે!

ધોળા કાગળ પર છપાતા શબ્દોનાં મુળ આપણી આસપાસના વાતાવરણમાં હોય છે. કવિતામાં વિષમતાની વાત પર આવીએ તે પહેલાં, કવિ સામાન્ય માણસ કરતાં કયા અને કેવી રીતે જુદો પડે છે તે જોઇએ. કવિ પાણીની વાત નહિ કરે પણ તરસની વાત કરશે કવિ ભાખરીની નહિ પણ ભૂખની વાત કરશે. તો એ એના વર્ણોજૂના, ઉછીના લીધેલા શબ્દોથી વાત કરશે: 'કલ્યાણજી કરસનદાસનું મૃત્યુ થયું. બહુ સારા માણસ હતા. એમની ખોટ કદીયે નહિ પુરાય, પણ કાળ સામે આપણું શું ચાલે! જેની અહીં જરૂર હતી તેની ત્યાં પણ જરૂર!' આપણને ખબર નહિ પડે કે આ શબ્દો જીવતો માણસ બોલે છે કે સફેદ કબર?

પરંતુ કવિનું હૃદય વીણાના મેળવેલા તાર જેવું હોય છે: મૃત્યુ શું છે એનો અનુભવ તે આપણને અનુભૂતિરૂપે આપશે. સર્જક જ કહી શકે કે:

Anyman's death diminishes me
Because I am involved in mankind.

કાવ્યનો નાયક પોતાના મૃત્યુની વાત કરે છે. આંખ સામે પત્ની છે. પત્નીના ભાલ પરનો સૌભાગ્યસુચક ચાદલો અને ઘીનો દીવો જોઇને એ કહે છે:

મારી આંખે કંકુના સુરજ આથમ્યા,
અજવાળાં પહેરીને ઊભા શ્વાસ
(રાવજી પટેલ)

કવિ બોલાતી ભાષાનો ઉપયોગ કરે છે ખરો, પણ તે પોતાની રીતે Our words are the children of many men કવિ આ સર્વની ભાષામાંથી સ્વની ભાષા વેધક રીતે ઉપસાવે છે.

શ્રી અરવિંદે કહ્યું છે: આ જિંદગીમાં 'અગાધ આનંદ પ્રગાઢ દુઃખ'

લોકગીતમાં પણ આ જ વાત ઘુંટાઇને કહેવાઈ છે:

સુખનાં સરોવર સુકાઇ ગયાં
ને દુખના ઊગ્યાં ઝાડ.

મુરલી ઠાકુરે કહ્યું છે:

કોણ કહે છે, અમે એકલાં?
દુખ ખડા ચોપાસ.

કવિ એ માનવજીવનની યાતનાનો સંપુરુષ છે. રિલ્કે તો ઈશ્વર સામે પડકાર ફેંકે છે:

What will you do, God,
If I die?

દુઃખમાંથી, વિષમતામાંથી, કવિતા રચીને કવિ છેવટે તો સુખનો જ યોગ કરી આપે છે શોકમાંથી શ્લોક પ્રગટયો હતો અને અર્જુનના વિષાદયોગમાંથી ગીતા પ્રગટી. કોઇ પણ યુગમાં વ્યથાને વાચા ન અપાઇ હોય એવું ભાગ્યે જ બન્યું છે. મીરાંએ ગાવું પડયું: મને જગ લાગ્યો ખારો રે! અખાને તો દુનિયા અને દુનિયાદારીનો એવો અનુભવ થયો કે, એની વાણીનો જ્વાળામુખી આપોઆપ ફાટી નીકળ્યો.

માનવી દેખીતી રીતે સુધરેલો થયો છે, પણ ભીતરથી એ પશુને પણ વટાવી જાય એવો કયાં નથી રહ્યો? એક મશ્કરાએ કહ્યું હતુ: પશુઓ એકમેક પ્રત્યે ગુસ્સે થાય છે ત્યારે "માણસ" કહીને ગાળ દે છે। લખચોરાસીના ફેરામા એ ચોપગાંની જાતમાં જન્મી ચુકયો છે માણસ માણસ જ નથી રહ્યો, પછી માનવ-સર્જિત સંસ્કૃતિનુ શું? હરીન્દ્ર દવે કહે છે:

લાગી રહ્યુ છે, સંસ્કૃતિ જાણે મરી ગઇ:
આ સૃષ્ટિ એની શોકસભા હોવી જોઇએ.

રોબર્ટ ફ્રોસ્ટ પણ આ સંસ્કૃતિના વિનાશથી પૂરેપૂરા સભાન છે: I have been one, acquainted with the night. આ રાત એટલે બે વિશ્વયુદ્ધો વચ્ચેની વેદના અને કોઇ પણ ક્ષણે આવી પડનારા ભાવિ યુદ્ધની શકયતા. બગીચામાં ફૂલોને બદલે બંદૂકો લાગી ગઇ છે:

The guns are in the garden.

જર્મન કવિ ગુન્ટર આઇક કહે છે:

માત્ર એટલો જ ખ્યાલ રાખો
કે માણસ જ માણસનો શત્રુ છે
નકશા પર કયાંય કોરિયા અને બિકીની નથી:
એ છે તમારા પોતાના હૃદયમાં.

ઉમાશંકરે કહ્યું છે:
આયુષ્ય છે ત્યાં સુધી છે જ યુદ્ધ.

પણ માનવી કેવો છે!

He is a fighter,
Without anything to fight for.

સૈકાઓ સુધીના પ્રજાઓના તપ અને પરિશ્રમથી પ્રગટેલી મહામુલી સંસ્કૃતિને માણસે હતી ન હતી કરી મૂકી છે. સંસ્કૃતિનું પાત્ર ગોબાઈ ગયું છે. અને હવે, કદાચ, બહુ મોડું પણ થઇ ગયું છે. કવિના કપાળમાં, આથી, ચિંતાની કરચલીઓ ઉપસેલી છે. બાળમુકુન્દના કાવ્યમાં સંસ્કૃતિ વિષેની ચિંતા અને ચિંતન બન્ને દેખાય છે:

મોડી રાતે
ગોબાયલા વાસણને ટીપે જેમ કંસારો
એમ
સો સો હથોડીની શિરોવેદના સાથે
પડ્યો હું પથારીમાં
સૌ ગયું જંપી.
રાત્રિના નીરવ એકાંતમાં
માત્ર બે જ રહ્યા કંપી:
હૈયું ને ઘડિયાળ,
ધબક ધબક, કટ કટ, ધબક કટ...

મનુષ્યનો પ્રકૃતિ સાથેનો સંબંધ તો જાણે મૂળથી જ ઊખડી ગયો છે. ચેકબુક પર સહી કરવામાં, ટેલિફોનનાં રિસિવર ઊંચકવામાં, કે ફાઇલોની હેરફેર કરવા રોકાયેલા આપણા હાથને પવનની પાતળી ડાળને ટપારવાનું તો સુઝે જ ક્યાંથી? લીલા ઘાસના આકાશ પર બેસવાનો અવકાશ જ ક્યાં છે?

We are breathing
between appointments.

એક કાવ્યનો નાયક એક ટોળામાં ઊભો છે. ટ્રેન-અકસ્માત પછી પાટા પરથી બહાર લવાયેલો મૃતદેહ પડ્યો છે. ટોળા સાથે કાવ્યનો નાયક પણ શબ નીરખી રહ્યો છે. એટલામાં તેની નજર મૃતદેહના કાંડા પર જીવંત ઘડિયાળ ઉપર પડે છે. એમાં દસ વાગવા આવ્યા છે એ જોઇને નાયક કહે છે: અરે મારે ઓફિસનું મોડું થશે! અને તે દોડી જાય છે.

ઓફિસનું ટેબલ, ફાઈલ,
છેડે પડેલો ફોન, અને પાણીનો ગ્લાસ...
હું કેમ લઉં છું શ્વાસ એના સાક્ષી છે.

ઉમાશંકરે કહ્યું છે:
પુષ્પો સાથે વાત કરવાનો
સમય રહ્યો નહીં.

બીજા એક કવિ આ રીતે વ્યથાને વાચા આપે છે:

We are the eye-lids
Of the defeated caves.

શહેરમાં લોકોને પ્રકૃતિ સાથે નાતો જોડવાની ફુરસદ જ ક્યાં છે?

અહીં, શહેરમાં, સવારે, પંખી નહિ પણ પૂર-વાલ્યુમે રેડિયો ટહૂકે છે. અહીં પંખીનો ટહૂકો ટેપ-રેકોર્ડ કર્યો હોય તો જ સાંભળી શકાય. આપણા દિવસ અને રાત, રાત અને દિવસ, જતી આવતી લિફ્ટની જેમ ઊંચેનીચે, નીચેઊંચે વહી જાય છે. શ્રીમંતને ત્યાંની પાર્ટીમાં ન ભળી શકતાં મધ્યમવર્ગનાં માણસો જેવાં વૃક્ષો અહીં અતડાં અને ભૂલથી આવી ચડેલાં હોય એવાં લાગે છે. શહેરમાં વૃક્ષો નહિ પણ મકાનો ઊગે છે. આ નગરની મનોવ્યથા ચાર પૈડાંને ચકરાવે ચઢી છે. અહીં રોશની એટલી બધી છે કે, અંધકારને પણ ઊતરવા માટે તસુ ભોંય મળતી નથી.

'ફાઉન્ટનના બસસ્ટોપ પર' નામના કાવ્યમાં નિરંજન ભગત કહે છે:

અહીં વહી રહી હવા મહીં અનન્ય વાસ,
એક તો લઇ જુઓ જરીક શ્વાસ!
અહીં ન હોસ્પિટલ, ન સ્લોટર હાઉસ,
ને વળી નથી સ્મશાન,
તે છતાં, અહીં હવા છે ઉષ્ણમ્લાન.
ખીલતાં અહીં ન ફૂલ.
એટલે જ તો કદીક એમનાં પ્રદર્શનો
ભરાય, એકસાથ ફાલ જ્યાં સમગ્ર વર્ષનો:
છતાંય મોસમો બધી કળાય છે, ન થાય ભૂલ!
ફૂલથી નહીં, ન શીત-લૂ થકી.
પરંતુ સ્મોલપોક્સ, ટાઇફોઇડ, ફ્લુ થકી
વસંતપંચમી કેમ આવી ને કેમ ગઇ:
મને ખબર સરખી ના રહી.
પ્રકૃતિ, તું શું કરે?

મારી પ્રકૃતિની જ જ્યાં રામાયણ છે. (ઉમાશંકર)

નવલકથાકાર ચન્દ્રકાન્ત બક્ષીએ કહ્યું છે તેમ, શહેરમાં ભેળપૂરી ખાઇને એક નવી જ ઓલાદ તૈયાર થાય છે. સૂરજ સાથે નહિ પણ રોગો અને દવાઓ સાથે તેનો દિવસ ઊગે છે માણસનાં નામ ભુલાઈ જશે, પણ દવા અને રોગોના નામ અમર થઇ જશે

આજના માનવીનો અરછો ચિતાર આ કાવ્યમાં છે:

કેમિસ્ટની દુકાન જેવી
માનવીની કાયા.
ચશ્માનું લટકતું ખોડ
પોતા મહીં રત
એવી ખોપરીમાં અદાવત અદાલત.

માનવીની એક મોટી કરુણતા એ છે કે, તે 'પોતા મહીં રત છે.' egoને go નથી કહેતો, પણ કહે છેઃ

મારા જીવના સમ.
મને હું બહુ ગમુ.

માનવજીવન દંભી અને કૃત્રિમ થઇ ગયું છે! Nylon legs and artificial hearts એ આજની તાસીર છે.

કાળા ટાયરના પગ
રગેરગમહીં
છુપા છુપા ફરી રહ્યા વિમાનના પંખા:
કોણ જાણે
કયા આકાશને એણે આબવું હશે?

આજે દરેકને રાતોરાત કંઇક થઇ જવું છે. દરેકની લાનત room at the top પર તાકેલી છે. ઘુવળને ગરુડ થવાના કોડ છે અને સ્વપ્ન ફળીભૂત થતું નથી. ત્યારે થાય છે:

ગુલછડીના પ્યાલામાં બાવળ બની ગઇ જિંદગી (વેણીભાઇ)

આપણે વહેંચાયેલી વફાદારીઓ – divided loyalties–વચ્ચે જીવીએ છીએ. પણ કોઈ સમજતું નથી કે, light of the sun અને peace of the grave સાથે ન મળી શકે.

માણસ આજે છિન્નભિન્ન થઇ ગયો છે, ખંડિત થઇ ગયો છે. એની પાસે એનું પોતીકું કહી શકાય એવું વ્યક્તિત્વ રહ્યું નથી. લાગે છે, માનવીના ખભા ઉપર માથું છે કે રંગીન ફુગ્ગો? પ્રિયકાન્ત કહે છેઃ

મારા–તમારામાં કશોયે ભેદ ના
કોઇ છાપાની હજારો પ્રત સમા સૌ આપણે!

આવા વ્યક્તિત્વ વિનાના, માણસોને જોઇને ઉમાશંકરનો પુણ્યપ્રકોપ ફાટી નીકળે છેઃ

મને મુર્દાની વાસ આવે!
સભામાં, સમિતિમાં, ઘણાં પંચમાં, જ્યાં
નવા નિર્માણની વાતો કરે જૂનવાણી જડબાં,
એક હાની પૂંઠે જ્યાં ચલી વણઝારમાં હા.

આપણી સંવેદના જડ, બૂઠી અને બધિર થઇ ગઇ છે. સવારના પહોરમાં અખબારનાં અક્ષરમાં ઘુંટેલી ચા પીતાં પીતાં, આપણે વાંચીએ છીએ કે, ક્યાંક વિમાન તૂટી પડ્યું. માણસો ડૂબી ગયાં, ભૂકંપમાં ભરખાઈ ગયાં. ક્રિકેટમેચમાં ખેલાડીએ કેટલા રન કર્યા એ જાણવામાં આપણને વધુ ઉત્સાહ છે. ભૂકંપગ્રસ્તો પ્રત્યે થોડી સહાનુભૂતિ પ્રગટી હોય તો પણ તે ચાના ગરમ પ્યાલાના ઘુંટ સાથે પીગળી જતી હોય છે.

માણસમા અને એના ડ્રોઇંગ-રૂમની સામગ્રીમાં ઝાઝો ફેર જણાતો નથી. એની શેટી પરના લોથ જેવા થઈ ગયેલા મેલા તકિયાઓ, છુટકો નથી એમ માનીને અજવાળે સળગતી ટ્યુબ લાઇટ, ઘંટડીના રણકારની અપેક્ષા વિના શિયાળાની સાંજ જેવો પડેલો સુમસામ ફોન, ભયથી ફાટી ગયેલી આંખ જેવી ખૂણામાં પડેલી એશ ટ્રે, ખાલી ખુરસીઓની વચ્ચે ઉજ્જડ ખેતર જેવું પડેલું ચપ્પટ ડાઇનિંગ ટેબલ, તથા વચ્ચેના બેચાર પાના ગુમાવી બેઠેલા રશિ વિનાના રવિવારના છાપા જેવો માણસ ટેલિફોનની ડિરેક્ટરીમા નંબર થઇને પડ્યો છે.

He is wandering between two worlds:
One already dead, other powerless to be born

મેથ્યુ આર્નોલ્ડે તો હાથ જ ધોઇ નાખ્યાઃ વર્તમાન જગતના રોગનું નામ જ તેઓ ન પાડી શક્યા. એટલે એમને તો એમ કહેવું પડ્યું:

This strange disease of
modern life......
This iron time
of doubts disputes,
distractions, fears...

આધુનિક માનવીનો પ્રભુના સાકાર સ્વરૂપ જેવી

પ્રકૃતિ સાથેનો નાતો તો તૂટી જ ગયો છે. ખુદ ખુદા સાથે પણ આપણે ક્યાં જોડાયેલા છીએ? આપણે બધા શેક્સપિયરના નાટક "ટેમ્પેસ્ટ"માં આવતા કેલિબાન જેવા છીએ. પ્રોસ્પેરો જડ અને દુષ્ટ કેલિબાનને ભાષા શીખવે છે; અને ભાષા શીખીને કેલિબાન ભાષાનો સૌ પ્રથમ ઉપયોગ કરે છે પ્રોસ્પેરોને ગાળ આપવા માટે. શાહબાઝ આ વાતને આ રીતે મુકે છે :

પરવરદિગારે જીભ દઇ બોલતો કર્યો,
ત્યારે પૂછ્યું એ જીભથી : પરવરદિગાર ક્યાં!

એલિયટ પણ એમ કહે છે કે પ્રભુએ આપણને હાથ આપ્યા પ્રાર્થના કરવા અને આપણે પ્રભુની સામે જ મુઠ્ઠી ઉગામીએ છીએ.

એલિયટનો ઠપકો સાંભળવા જેવો છે :

Many are engaged in
Writiag books and printing them.
Many desire to see their names in
Print.
Many read nothing but race-reports
Much is your reading.
But not the word of God.
Much is your building
But not the House of God.

અને કહ્યું છે :

Everybody wants to appear in the newspaper, But in the right column.

માણસને કોઇ કરતાં કોઇ સાથે સાચો સંબંધ નથી. તેની પ્રાર્થના પીળી પડી ગઇ છે તેને પોતાની અશ્રદ્ધામાં યે સાચી શ્રદ્ધા નથી. તે પોતાને ઢાંકવા માટે શબ્દોના રંગીન બુરખા પહેરીને ફરે છે. માનવી પોતાને જ ઓળખતો નથી. પુસ્તકો વાંચી જનાર માનવી પણ પોતાની બારાખડી ઉકેલી શકે છે ખરો? માણસની સમગ્ર પ્રવૃત્તિ એ તણખલાનો ભારો બાંધતો હોય તેવી છે. માણસના ચહેરા પર પરાણે સ્મિત આવે છે. કવિએ કહ્યું છે :

One can take up insults,
But not artificial smiles.

નીતિન મહેતા આ દંભનો પડદો આ રીતે ચીરે છે :

હું હોઠના પડદાઓ ખોલી
વેણુનાં દશ્ય ભજવ્યા કરું છું

નિરંજન "ચલ મન મુંબઇનગરી"માં કહે છે :

અહીં માનવ સૌ ચિત્રો જેવા,
વગર પિછાને મિત્રો જેવા.

આ નગરસુંદરીના હોઠ પર પિશાચી અને વિકરાળ લોહહાસ્ય છે. સિતાંશુ યશચંદ્ર કહે છે :

હું નગરહીન નાગર.

તો અનિલ જોશી "લે બોલ" એમ કહીને નિરુત્તર કરી મુકે એવી રીતે કહે છે :

હાં રે અમે સરનામું વગરના કાગળ
કે ઊડીએ આગળ
કે હાથમાં ફરતાં થયાં, લે બોલ!

જ્યારે અર્વાચીન માનવી વિષેનો નીતિન મહેતાનો રોષ તો શબ્દેશબ્દે સંભળાય છે :

મને માણસ થવાની ચીડ ચઢે છે.
લાગે છે, માણસથી ઇતર તે જ માણસ છે
અને તેથી મને માણસ થવાની ચીડ ચઢે છે
હું ટેવ બની ગયો છું
તેથી હવે મને માણસ થવાની બીક લાગે છે
મને માણસ ન કહો
અને ટેવ કહો તો ચાલશે
હું પણ તમને માણસ નહિ કહું.
પણ ટેવ કહીશ તો નહીં ચાલે?

સળગતા મકાનની બાલ્કનીને બાઝીને, ચીસો પાડતા, ભૂલાઇ ગયેલા કોઇ બાળક જેવા એલિયટનો વીંધી નાખે એવો ચિત્કાર છે :

Where is the life,
We have lost in living?

જીવવાના પ્રયત્નમાં માનવી પ્રત્યેક પળે મૃત્યુ પામતો હોય છે જે જીવે છે એની જિંદગીની તરસ તો મરી જ ગયેલી હોય છે.

શ્રીમંત, મધ્યમ વર્ગ અને નીચલો-સ્તર એમ ત્રણ ભાગમાં ચહેરાઇ ગયેલા આપણા સમાજપુરુષનો ચહેરો પણ જોવા જેવો રહ્યો છે ખરો? સોફિસ્ટિકેટેડ સોસાયટીને નામે ઓળખાતા ભદ્ર લોકો સાધનો અને સગવડોથી જિંદગીની શૂન્યતાને ભરવાનો જીવલેણ પ્રયત્ન કરી રહ્યા છે. મોટાઇ, દંભ, શોપિંગ, વર્લ્ડટુર, લંચ, ડિનર, કલબ,

પાડી' એમના શરીરમાં રુધિર બનીને વહે છે. એમના ઘરના વાતાવરણમાં, ડોકિયું કરીએ :

આવો
જોડા ઉતારો ના તમે.
જો કે, ભલા, આ કારપેટ
અહીંયા કશે મળતું નથી.
હમણાં હજી ફોરિનથી આણ્યું અમે.
પણ અમારે ત્યાં બધું ચાલે !
આ-અમારો ડ્રોઈંગરૂમ
(સ્ટેજ પર જેવી સજાવટ હોય છે, એવો)
ને લટકતાં ચિત્રને જોયું ?
કોનું છે એની નથી કોઈ ખબર,
કંઈ સમજ પડતી નથી
(એટલે સારું હશે).
ઢાળી દીધા પડદા બધે આ બારણાં બારી ઉપર,
ને અમારે ત્યાં બધાના સાવ જુદા રૂમ
ને પ્રત્યેક પર પડદો...

આજનો કવિ 'દુનિયા બહારની દુનિયા' જેવી નીચલા સ્તરની ખોલીનું પણ ચિત્ર હાજર કરીને હટી જાય છે

એક જ રૂમમાં ગોઘાયેલો સસાર, એ જ ડ્રોઈંગરૂમ,
એ જ બેડરૂમ અને એ જ કિચન
ધોઈને ઊંધાં મુકેલાં વાસણોની પાસ
બે આડાં પડેલા બાળકો :
શ્રીમંતના ઘરમા નકામી વસ્તુના જેવા.

આની સામે શ્રીમંત બાનુઓ આ ચિત્ર જુઓ :

In the room, the women come and go :
Talking of Michaelangelo ..

જર્મન કવિ હાન્સ એન્ઝરબર્ગરે 'મધ્યમ વર્ગનો વિષાદ' આ રીતે શબ્દબદ્ધ કર્યો છે :

અમે ઘાસ ખાઇએ છીએ.
અમે રાષ્ટ્રીય પેદાસ ખાઇએ છીએ
અમે આગળીઓના નખ ચાવીએ છીએ.
અમે ભૂતકાળ વાગોળીએ છીએ.

(અનુ આશા દલાલ)

કરસનદાસ માણેક લાગણીનો લલકાર લાગે એવી રીતે ગરીબીની વ્યથાને વહેતી મૂકી છે :

છે ગરીબોના કુબામા તેલટીપુ યે દોહ્યલું :
ને શ્રીમતોની કબર પર ઘીના દીવા થાય છે.

કામધેનુ પામતી ના એક સકું તણખલું :
ને લીલાંછમ ખેતરો આખલાઓ ચરી જાય છે.

આવા વાતાવરણમાં પણ માનવી જીવનને જકડી રાખવા ફાંફાં મારે છે:

નિઝિમ હિકમત જેવો તુર્કી કવિ એકાદ પંક્તિના હનુમાનકૂદકે આપણને નિરુત્તર કરી મૂકે છે :

Welcome my dear wife, welcome !
You must be tired :
How can I wash your little feet !
I have neither a silver basin
nor rose-water.
You must be hungry :
I Cannot give you a banquet
Laid on white embroidered cloth
My room is as poor as my country,

વર્તમાન જીવનની વિષમતાએ માનવીના દાંપત્ય-જીવનને પીંખી નાખ્યું છે આપણે પોપટની ભાષા બોલીએ છીએ અને સાપ થઇને સૂઇએ છીએ. હિન્દી કવિ દેવીપ્રસાદ વર્માનું આ નાનકડું પણ નક્કર કાવ્ય બહુ વેધક છે :

તુ નહિ શકુન્તલા, હુ નહિ દુષ્યંત
તું નહિ કામિની, હું નહિ કંથ.
સાધારણ નારી–નર આપણે નહિ–અનંત,
રોજી ને રોટીના ચક્કરમા જીવનનો અંત.
(જીવ્યા વિના)
મરણ પછી આપણે એકાન્તમા
સેક્સ વિષે વિચારશુ.

અરવિંદ ગોખલેની વાર્તાની નોકરી કરતી નાયિકા મંજુલા સાંજે છૂટીને ટ્રેનની ભીડ અને ભીંસથી એવી તો કંટાળે છે ! ઘેર પહોંચવુ, રસોઇ કરવી, આ બધા બોજથી, ટેન્શનથી એવી ત્રાસે છે કે રાતે પતિના આલિંગન અને આશ્લેષમાં એ કશી ઉત્તેજના અનુભવતી નથી. એને એમાં ટ્રેનની ગિરદીનો જ અનુભવ થાય છે

સુરેશ જોષી "એક રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન" માં કહે છે :

ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા;
ફરીશું શું અહીં, કહે, સપ્તપદી ફેરા?

અનિલ જોષી કહે છે :

આપણે તે કોણ્ જાણે કેવાં પંખીઓ :
કાલ માળો બાંધીને આજ વીંખીએ,
કાયમી જુદાઇની વેળા આવે તો વળી
પ્રેમ જેવું કૈંક હજી શીખીએ.

સિલ્વિઝિસ કહે છે :

So they were married
to be more together
And found they
were never
again so much to-gether,
Divided by the morning tea,
By the evening paper
By children and trademen's bills

સ્ત્રીઓ અને તેમની સામાજિક પરિસ્થિતિના સંદર્ભમાં, નિરંજન ભગત બજારુ સ્ત્રીઓનો લત્તો જોઇને કહે છે :

વાલકેશ્વરે જે કહ્યું સ્નેહલગ્ન
એનું અહીં માત્ર સ્વરૂપ નગ્ન.
રે ! સૂર્યમાં માછલીઓ તરી રહી...
શા પ્રીતિનાં પ્રેત, રહસ્ય ભીતિનાં :
અનંગ! તારી રતિની સ્થિતિ આ? (પ્રિયકાન્ત)

વિષમતા એ આજે જોડણીકોશનો શબ્દ રહ્યો નથી. પણ જાણે કે, આજના જીવનનો પર્યાય બની ગયો છે. તામિલના આધુનિક કવિ ગન્તાકોથાનના 'Death Set A Question-paper' નો આ આરંભ ખૂબ જ માર્મિક છે !

મૃત્યુએ પ્રશ્નપત્ર તૈયાર કર્યો.
આમાંનો એક પ્રશ્ન હતો: તમે સુખી છો ?
'હા' –તો શા માટે?
'ના' –તો શાથી ? કોને લીધે ?

ઘરથી કબર સુધી પહોંચતાં, માણસ થાકીને લોથપોથ થઇ જતો હોય છે. તેની સ્થિતિ અને ગતિ કોઇના ચલાવ્યે ચાલતા સિલિંગફેન જેવી જ છે. આવી જ ગોળ ગતિનું વર્તમાન જીવનની વિષમતાને વાચા આપતું એક કાવ્ય આપીને હું વિરમીશ :

મારે વહેલા જાગવાનું છે નોકરીએ લાગવાનું છે
ટપાલો વાંચવાની છે કાગળો લખવાના છે
ફોન ઊંચકવાના છે સામે ઝીંકવાના છે
લંચ અવર્સ ચૂકવવાના છે બગાસાં ખાવાનાં છે
સુરતી કાઢવાની છે ટાઈપિંગ કરવાનું છે
ઓવરટાઈમ મેળવવાનું છે ત્યાંથી છૂટવાનું છે
મિત્રોને મળવાનું છે નિંદામાં ભળવાનું છે
રસ્તો સીધો છે બસ લાલ છે મકાન ચોરસ છે
પૃથ્વી ગોળ છે ઘરે આવવાનું છે
બૂટ ઉતારવાના છે ટાઇ કાઢવાની છે
વાતો કરવાની છે જમવાનું છે પાણી પીવાનું છે
ઘુંટડા ગળવાના છે રેડિયો સાંભળવાના છે
બત્તી બુઝાવવાની છે પ્રેમ કરવાનો છે
સુવાનું છે સપનાએ આવવાનુ છે રસ્તો દેખાતો નથી
બસમાં જગા નથી મકાનને આકાર નથી
સમય ગોળ છે ફરી પાછા, પાછા ફરી
જરીમરી, મરી જરી ફરી ફરી વહેલા જાગવાનું છે
જીવવાનું છે હા કહેવાની છે.... ને, હસવાનું છે.

●●●

## ઔપચારિકતા

જગતવ્યવહારની સૌ રીતરસમો જોઈ નાખી છે,
અને બાકી રહી'તી ચીજ, એ પણ ખોઈ નાખી છે;
બધા સંબંધ એવા ઔપચારિક થઈ ગયા 'નાદાન'
રડ્યું કોઇ, અમે આંખો અમારી લ્હોઈ નાખી છે.

— નાદાન

## પંખી

પંખી હું મનમુંગુ એકલવાયું
મારે રૂપ નહિં ના રંગ
છટા ભર પીચ્છગુચ્છ ના છાયું,
રે હું તો નાનું પંખી.
કંઠ ન મારે સ્વર રૂપાળા,
મધુર મધુર ટહુકા રઢિયાળા,
સરગમની સુંદર સુરમાળા,
જેને જગત ફરી ફરી સુણવા
રોજ રહેતું ઝંખી
પંખી૦

જાણું જરા ના હું એ તોલે,
કોકિલ મોર બપૈયા બોલે,
વસંતના વૈતાલિક, ડોલે
વનવન જનમન મસ્ત હિંડોલે,
વણછીપી એ જાય જગાવી
પ્યાસ, પ્રીતની આગ લગાવી
જાય, સહુને ડંખી
પંખી૦

હું તો–
રસની આછી ટશર જ્યાં ફૂટે,
છુપી ફૂલકલી ક્યાં ફૂટે,
એવું મન મુજ ગાઇજ ઊઠે,
–તોય તમારે સહજ કશોર
અણગમતું તો રમતું રમતુ
ઊડી જઇશ રે
વણમાળાનું પંખી
રે એવું નાનુ પંખી

પિનાકિન ઠાકોર

## અકારણ

કોઇને નહીં કારણ કહેવાં, પૂછવું નહીં કેમ ?
પળના અનંત મારગે ઉપર વેરતા જવો પ્રેમ !
કોઇના કમાડ ખોલવા
ખોલી નાખવી કોઇની બારી,
આછા સ્મિતે ઘુંટી લેવી
કોઇ વ્યથા અણધારી.
આપણે તો અહીં તરતા રહેવું માછલીઓની જેમ;
કોઇને નહીં કારણ કહેવા, પૂછવું નહીં કેમ ?
કોઇનું પગલું લૂછયા વિના
આપણો ખૂલે પંથ :
કોઇ થાકેલા વૃક્ષને મળે
હવા જેવો સ્કંધ.
આપણે જાણે આપણા નહીં અહીંયા રહેવું એમ,
કોઇને નહી કારણ કહેવા પૂછવું નહીં કેમ ?

સુરેશ દલાલ

# તિરાડ

મેં દાઢી ઉપર સાબુ લગાવી બ્રશથી ફીણનું સફેદ પડ બનાવી દીધું. વચમાં હોઠના બે અવળાસવળા લાલ ધનુષ્યાકારો 'પૉપ આર્ટ'-જેવા લાગવા માંડયા. એ–મારો ભાઇ–એનું મોઢું મારા કરતાં કદાચ વધારે ગોળ હશે. અરિસામાં મારું મોઢું વધારે લાંબું લાગતું હતું. પરંતુ હોઠના વળાંકામાં ઘણું સરખાપણું હતું.

હજુ આઠ વાગ્યા હતા. દક્ષિણ તરફની બારીમાંથી બાથરૂમમાં સવારનો પવન આવતો હતો...

મેં એને બૂમ મારી કહ્યું,

'આપણે નવ વાગે નીકળીશું તો ચાલશે. પ્લેન પોણાદસે આવે છે.'

રેઝરથી પહેલો લસરકો કાન આગળ લેતાં લેતાં મારા ચહેરાનો પ્રોફાઇલ જોયો. મારા અને મારા ભાઇના ચહેરામાં આ બાજુથી સાધારણ જ સરખાપણું હતું. મારો ચહેરો એના ગોળ ચહેરામાંથી જરાક ખેંચી લંબાવીને બનાવ્યો ન હોય!

લસરકાથી ઉઘાડી પડેલી ચામડી પર હું તાકી રહ્યો, ત્યાં એને એક ઘાનું ચિહ્ન હતું એ મને યાદ આવ્યું.

ઉનાળાના દિવસો હતા. હું બારેક વર્ષનો હતો. એ દસેકનો. ચોગાનમાં અમે ક્રિકેટ રમતા હતા. બીજા પણ કેટલાક દોસ્તો હતા. અને અંચઇમાં અમે બન્ને ખૂબ લડેલા. એણે મને બેટ માર્યું હતું. મેં એને સ્ટમ્પની ધાર. એ ધારમાંથી સતત લોહી વહી ચાલ્યું હતું. ત્યાં રૂમાલ દબાવતાં દબાવતાં એનાં કરતાં પણ વધુ જોરથી રડતાં રડતાં હું એને દોરીને ઘેર લઇ ગયો હતો. અને કેટલાય દિવસો સુધી હાકુસનો મારો ભાગ મેં એને આપી દીધો હતો...

એ ઘા કાનની બુટથી જરાક છેટે હતો. પ્લેનના ઉપડવાની જાહેરાત થતાં એને બાથમાં લેતાં મેં એ જોયો હતો. આજે પણ એ એવો જ હશે! હોવો જ જોઇએ ને!

રેઝરથી ડાબા ગાલે દાઢી પૂરી કરી ત્યાં જડબા નીચે જરાક વાગી ગયું. રેઝર પર લોહી આવ્યું.

હું એની બધી જ વાતો આજ ભૂલી ગયો છું. બિન્દુની. બિન્દુએ હમણાં જ થોડાંક દિવસો પર જ કહ્યું હતું.

'પરાગને પંદરમીથી પરીક્ષા છે.'

સુધીર દલાલ

'હં.'

મને શાંત જોઇ એ કંઈક ઊંચા સ્વરે બોલી,

'બી. ઇ. થશે. પછી કાંઈ વિચાર્યુ' છે ?'

'છગનલાલને વાત કરી છે. એમના કારખાનામાં ટ્રેનિંગ માટે મુકી દઇશું.'

થોડીવાર એ શાંત રહી. પછી કહે,

'આજકાલ બી ઇ.થી વિસાતમાં છે ? રૂપિએ ડઝન મળે છે.'

હું સમજતો હતો કે વાત ક્યાં જઈ અટકશે.

ફરી એ બોલી,

'રમેશભાઇએ ધાર્યું' હોત તો બોલાવી લઈ શક્યા હોત, આગળ ભણાવી શક્યા હોત.'

'એને નહીં ફાવે એવું હોય, હવે તો એનાં છોકરાંય મોટાં થયાં હશે ને !'

'ખાસ્સું કમાય છે. પરેશને પણ જુદો ટેલિવિઝન અપાવ્યો છે, તે બધું કમાણી વગર !'

'આપણે અહીં બેઠા બેઠા શું સમજીએ !'

હું એમ તો કેમ કહું કે બિન્દુ તારી વાત ખોટી છે ! રમેશ પર જરાક ચીડ પણ ચડતી હતી. થતું હતું કે કાગળ લખીને કહું કે પરાગને ત્યાં બોલાવી લે અને અને ભણાવ. અથવા તો લખું કે તારે જ સામે ચડી લખવું જોઇએ કે પરાગને મારી પાસે મોકલી દે, હું ભણાવીશ. તમે મારે માટે કંઈ ઓછું કર્યું હતું !

'શું વિચારો છો ?'

'કંઈ નહીં'

'લખી તો જુઓ. ખબરે ય પડશે કે વરસો ગયે પાડ ભૂલી ગયા છે કે યાદ છે ?'

મેં કંઈ લખ્યું નહીં. રમેશને ખ્યાલ આવવો જોઇતો હતો.

એ બધું ય આજ હું ભૂલી ગયો હતો.

'પપ્પા, ચા તૈયાર છે.' પરાગે આવીને કહ્યું.

'આવું છું. બિન્દુને કહે કે તમે લોકો પીને પરવારતા થાઓ. મારે હજુ અડધી દાઢી બાકી છે.'

## તરાપો

મકરન્દ દવે

કોઇ અદીઠ ભણી વણથંભ્યા વાયરે,
જિન્દગીનો જાય છે તરાપો.

લાખ વાર તરતા રહેવાની તાકાત ભલે,
એક વાર ડૂબવાનું સાચું.

મોજાંની સોડ મારી ક્યાં રે ન જાણું,
હું તો મોજાંએ મોજાંએ નાચું

દરિયો તો બદલે મિજાજ એમાં બદલાતો
ખારવાનો ખોટો બળાપો.—

આઘી આઘી કળાય આથમણી કોર એને
પાસે ને પાસી પિછાણી,

પાણી પર ઝલમલતા કિરણો, ને કિરણોમાં
ઊંડા પતાળ જોઇ પાણી

જળની આ ચાદરમાં પોઢું તો પ્રાણ, મને
આખું આકાશ વણી આપો—

•••

ચહેરા પરના ફીણ ઊતરતાં ગયાં તેમ તેમ રમેશનો ચહેરો છતો થતો ગયો. એ પણ હવે આધેડ લાગતો હશે. દીવાનખંડના ફોટામાંનાં પપ્પા જેવો જ હવે હું દેખાતો હતો. માથે ઘટતા જતા વાળ, આંખ નીચે જરાક જરાક કરચલિયો, ભમર પર પણ એકાદ બે સફેદ વાળ, આંખોમાં એ જ જમાનાથી કરેલી અવિરત જીવનક્રિયાનો વિષાદ, એ જ વિષાદ કદાચ એની આંખમાં પણ હશે? આંખ નીચે એને પણ કરચલિયો દેખાતી હશે! પ્લેન-માંથી ઊતરી આવી ભેટતાં એ કશું ય મને દેખાશે નહીં. કેટલાં વર્ષો, કેટલા પલટાઓ, દેશના, કાળના, શરીરનો, સંસારના, સંબંધોના,...અને કેટકેટલી વાતો! પહેલાની, પછીની, ત્યાર પછીની! અરે, આ તો મારા જેવો જ લાગે છે એવું થોડું યાદ આવશે ત્યારે? એ તો કોઇક કહેશે–કહેશે અરિસામાંનું પ્રતિબિંબ જ જોઈ લો! ભેટતાં ભેટતાં સામસામી દિશાએ જોતાં ખભા પર પડેલા બે ચહેરા...આમથી જુઓ કે તેમથી! લોહીની સગાઇ.

'પપ્પા, તમને બહુ લોહી નીકળ્યું છે. નવી બ્લેડ છે?'

'ના, ના, એ તો જરાક બેકાળજીમાં, ઉતાવળમાં. તું અને ચેતના તૈયાર થઇ જાઓ.'

'અમારે કપડાં જ બદલવાનાં છે. ચેતના તો એ પફ પાવડર લગાડે.'

'કેમ, કાકા ઉપર બહુ છાપ પાડવી છે કે શુ?'

'ચા ઠરી જાય છે હોં. કેમ આજે આટલી બધી વાર કરો છો?' અંદરથી બિન્દુનો અવાજ.

'આવ્યો, તું તારે પતાવી દે.'

'મેં તો મારુ પતાવી જ દીધું છે.'

'ઠીક.'

ક્યાંકથી ફરી ફરી આવતી લહેરખીઓ. બહારથી સવારની, અંદરથી ઉમંગની, યાદની! ઠંડા પાણીથી મોઢું ધોતાં ધોતાં શરીર પર ઊઠી આવતી ઝીણી ઝીણી ફોલ્લીઓ, અપેક્ષાની, વિહ્વળતાની, સમયની પળોની!

એરપોર્ટ પર પહોંચતાં પહોંચતા સાડાનવ થઇ જાય છે. કંટ્રોલનો દીવો ચકળવકળ ચારેકોર ફરે છે.

કેટકેટલી ઊર્મિઓ ક્રીડે છે? પપ્પા, બા, ચાલી ગયેલાં સ્વજનો, એક સ્વજન પાછું આવે છે.

ચાલી ગયેલાં સ્વજનો ખુશ થઇ જાય, ચિતા પરથી બેઠા થઈ જાય એવું સ્વજન પાછું આવે છે.

એને પણ ઉત્સુકતા હશે, એને પણ અધિરાઇ હશે. 'ભાઇ, ભાભી, પરાગ...અને ચેતના Goodness, ફિલ્મલાઇનમાં આ છોકરી છે? Beauty ભાઇ, ભટ્ટ ઘરાણામાં નવો ચીલો પડ્યો ખરો!

એવું બધું કહેશે, કે નહીં કહે? વર્ષોથી ચાલી આવતો કલમનોં જ વ્યવહાર જીભ સીવી દેશે? કે બાળપણનાં તું તાં યાદ આવશે?

પ્લેનના આવવાની આ ક્ષણ–લાઉડસ્પીકર પરની જાહેરાત! તું કેટલી નિર્જીવ છે! માત્ર ફ્લાઈટ નંબર ૧૨૪ આવે છે એટલું જ? ભાઇ આવે છે ભાઈ, મારો ભાઇ!

સીડી ગોઠવાઈ. બારણું ખૂલતાં સરદારજી, મદ્રાસી, ગુજરાતી, ગુજરાતી ગોરિયા, કાળિયા, સાડી, સુરવાલ. સુટ ગણતાં ગણતાં...પેલો આવે છે એ જ હશે રમેશ? એ જ છે રમેશ; કંઇક વધુ જાડો, કંઇક...અરે ઘણો વધારે ગોરો, માથે બધા જ વાળ છે એને, That's him: એ છે, કહું છું, પરાગને, ચેતનાને. બિન્દુને, That's him, પપ્પાને, બાને, That's him, એ જ એ જ, એ જ

એને ઝાંપાથી આ બાજુ આવતાંની સાથે જ જોરથી પ્રેમથી, આતુરતાથી હાથોમાં હાથ લઇ હલાવતાં હલાવતાં ક્યાંકથી, કોણજાણે, પાછી, ઠેલું છું છતાંય, કેમ બિન્દુની પેલી વાત યાદ આવે છે. વિષાદની, અને નાનકડી પણ ચોક્કસ ગતિ એ હાથના મિલનમાંથી ઊંચે ચડી હૃદયમાં નાનકડી તિરાડ પાડે છે.

●●●



# દોસ્તો

યોસેફ મેકવાન

કોણ આ પલકારતી પાંપણ–ઊભી ?
એની આંખમાં ગુલમ્હોર.
એના મૌનના સાગર વિશે
નિજનો તરાપો હાંકતો આ કોણ માઝી જાય ?
સુવર્ણનાં તાતા કિરણ જેવા ચળકતા વાળમા
મારું જન્મફૂલ શું ફુલતું ...
બે હાથના ખોબા મહીં
જર્જર દિવસ મારા લઈ
કોણ ઊભી પાંપણો પલકારતી .
મારી ઊંઘનો પથ્થર ભલા હું ફળ ગણી ખાઉં !
મારા રક્તમાં તો માછલીનો સળવળાટ !
તું કહે છે તો પડું છું ખાઈમા
જોજે બચી હું જઈશ
તું પછી કોને કહીશ આ વાત આખા વિશ્વમાં ?
એકાંત એ તો માત્ર રૂનો ઢગ
'સમજણ' કેરી કાંધ પર જેનો જણાયે ભાર
કાઈસ્ટ જેવા કૈક અહીં આવ્યા હતા
તેની મને કૈં કૈ ના ખબર
હું પવનના કાફલામાં છુ તમારી સાથમાં દોસ્તો !
કોણ આ પલકારતી પાંપણ ઊભી
લઈ આંખમાં ગુલમ્હોર ટગર તાકી રહી
એના મૌનના સાગર દિશે
નિજના તરાપા હાંકતા આ કોણ માઝી જાય ?

●●●

# રૂપગર્વિતાનો છેલ્લો દાવ

સરોજ પાઠક

'ઝિંદગી...કીતની ખૂબસુરત હૈ' સિલોન રેડિયો પોકારી ઊઠે, ત્યારે વ્યંજના હોઠ ફફડાવે કે કદાચ સાથે ગાઈ પણ ઊઠે, એવી સવાર–રાતો હજી ગઈ કાલ સુધી હતી.

સ્વપ્નભરી એ સુખદ ઊંઘ હતી.

મોડે સુધી ઊંઘ્યા કરવું ગમે ! બારીમાંથી તડકો રીખતો રીખતો પગ પર ઓઢેલી ચાદરથી છેક છાતી સુધી આવતો ત્યારે જુવાન શરીર આળોટતાં, આળસ મરડતાં નરમ ઓશિકા પર ગાલ દબાવતાં, એ ચાર ચકલીઓના ચીંચીંકારનો, ફફડતી પાંખોનો અવાજ સાંભળતાં, હાથ લાંબો કરી ટિપોય પર પડેલી રીસ્ટવોચ ઉઠાવી, 'ઓહ...હજી તો બહુ વાર છે..' કહી સમયને નોંધતાં નિરાંતે પથારીમાં પડી રહેવું વ્યંજનાને ગમતું હતું.

ઉતાવળ શી છે !

ડબલ ચોટલા કે ઊંચી પોની વાળી ઝાટકો આપી, પાકા પૂંઠાની ટેકસ્ટ બુક પર, અઢીસો પાનાની નોટ બુક પછાડી હજી તો બહુ વાર છે, ડાર્લિંગ, ભલભલાને હજી તો સાઇનાઇડ ખવડાવી સ્યુસાઇડ કરાવીશ.'

આવું કહેતી વ્યંજના પોતાની મિત્રો નિત્શી, પારુલ, તંદ્રાની પ્રણયકથાઓ સાંભળી અભિમાન લેતી હતી.

ચુસ્ત અદામાં, કલાત્મક રીતે છાતી પરથી સેરવી દીધેલા પાલવને વ્યવસ્થિત કરી ગોઠવવાની ચેષ્ટા માત્ર કરી પોતાના સ્માર્ટ ફીગરને વ્યંજનાએ અનેક વાર આયનામાં જોઇ લીધું હતું.

કોલેજના વર્ષોમાં જ નિત્શી પ્રણયબંધને બંધાઈ ચૂકી હતી. 'સેન્ટીમેન્ટલ ફૂલ, હટ તદ્દન રબીશ છે !' વ્યંજનાને એમ લાગ્યું. નિત્શી તંદુરસ્ત ફૂલેલા ગાલવાળી, તાજગીભરી ને જીવનથી ધબકતી તેની મિત્ર હતી. અધવચ ભણતર છોડી દઇ તેણે વ્યંજનાને કમરમાં ચૂંટી ખણી કહી દીધું.

'સુખની ચરમસીમા પુરુષની બાથ...બસ હવે પછી શરીરને ક્યાંય ભટકવાનું નથી...મારે બીજું કંઈ જ ન જોઇએ.' વ્યંજનાએ ત્યારે તટસ્થભાવે મોં મચકોડ્યું હતું.

સારું થયું નિત્શી પરણી ગઇ. મલ્લીક પણ મજાનો વર હતો. એમના લગ્નજીવન પછી વ્યંજના તેને ઘેર વારંવાર જતી. હંમેશ તે પોતાની કોલેજકુમારો પ્રત્યેની

તટસ્થતા અને પોતેનું અભિમાન વ્યક્ત કરી પોરસાતી. મલ્લીક પણ એને નિખાલસ દિલથી પોતાના ઘરમાં આવકારતો અને પુરુષ મિત્રની જેમ મશ્કરી, ઠઠ્ઠા, કટાક્ષ અને ધબ્બો મારવાનો હક્ક દાખવતો. નિત્શીને કોઈ જ ફરિયાદ નહોતી

લાયબ્રેરીની અમુક જ બેન્ચ પર બેસતા તુલસીને તેણે નોંધ્યો તો હતો. લેડીઝ રૂમમાં એના મરણની ખબર મળતાં બધાએ વ્યંજનાને ચીડવી પણ હતી. પણ 'મારે શું?' એમ કહીને તેણે નિરાંતે છ વારની સાડીની પાટલીને સરખી રીતે ગોઠવી, રતુંબડા હોઠને વધુ લાલ બનાવતાં આયનામાં જોયું હતું. મનોમન ખબડી હતી:

'હું કંઈ એવી ચેવલી નથી.' ઘડી ઘડી, વાતે વાતે દિલ ધડકી ઊઠ્યું હોત, એરકન્ડીશન્ડ હોટલમાં કૉફી સીપ કરતા માદક વાતાવરણમાં કોઈ પુરુષ હાથ, કમર પર સ્પર્શ કરે, ત્યારે પોતે સર્વ સમર્પણભાવે નમી પડી હોત; કૉલેજ ગેધરીંગમાં પોતાના પર લખેલી કવિતાની કોઈ પંક્તિ પર પોતાનું કૌમાર્ય ન્યોચ્છાવર કરી બેઠી હોત... તો આજે તે ય નિત્શીની જેમ ઘર માંડી, 'પરણેલી' બની 'બેરુ' 'બેરક વાતો' કરવામાં રસ લઈ શકી હોત!

'હા પણ બિચારો પેલો તુલસી તારે નામે જ મરી ગયો હતો હોં!' નિત્શીએ ભારપૂર્વક કહ્યું હતું:

આ વાક્ય કાન પર પડ્યા પછી તેણે તુલસીને મનમાંથી પસાર કરી દીધો હતો. પેવેલિયન પરથી પાછો આવતો તુલસી, બી. એ.ના પ્રથમ વર્ષના ગ્રૂપ ફોટામાં પ્રથમ હારમાં છેલ્લો ઊભો રહેલો તુલસી, બસ સ્ટેન્ડ પર આંખો ખેંચી ઊભો રહેલો તુલસી, કેન્ટીનમાં અમુક બારી પાસે બેસી પ્રવેશદ્વાર પર વ્યંજનાનું આગમન નોંધી નજર નીચી ઢાળી દેતો તુલસી, સામો મળતાં અચકાઈ ઊભો રહેવા જેવું કરી, ઝટપટ લોબીમાં વળી જતો તુલસી...

'ચલ હટ, સાવ રદ્દુપી હતો!' વાત જેવી વાત નહીં ને કોઈ જીવ દઈ દે, એ માણસ શું જિંદગીનો અર્થ સમજે છે?' જરા વિષાદમાં ફિક્કું હસી અભિમાન-પૂર્વકનો સમભાવ માત્ર નિત્શીના જ કાનમાં તેણે ઉચ્ચાર્યો હતો.

આ પ્રસંગની વાત હસી હસીને એક વાર મલ્લીકની હાજરીમાં નીકળી હતી, ત્યારે મલ્લીકે બેધડક કહી દીધેલું,



## ત્રાવર રોપિયાં

સુધાંશુ

બીજરે શુભ્રમાં વીણુ ત્રાવર રોપિયાં,
ચંપો વાવી ચમેલી શે પામું!
કેળ કે આંબો તો શે કામું!
આફરે અવનીને બીજ તો સોપિયાં;
ત્રાવર રોપિયાં.

આ તો રે સજ્જન સુમનો ઊગિયાં,
કેળ આંબો વાવ્યે ફળછાંય છાંવું;
કુંજ ભરી ગીત-સમણાં ગાઉં,
બાવળ વવાયે ચિત્તડાં ત્રોફિયાં;
ત્રાવર રોપિયાં.

વસ્તુ પામું ને મૂલ ઉથામિયાં
મુલ કેમ મોંઘા મુલવ્યે જાઉં!
પરખનો પારેખ રે કેમ થાઉં!
આ તો અંધારે નાવોને આરે વામિયાં;
ત્રાવર રોપિયાં.

●●●

'પ્રેમ અને વ્યંજના? આ વ્યંજનાને તે કોઇ પ્રેમ કરીય શકે કે ?'

'કેમ એમ ?' નિરંતીએ ભોળા ભાવે પૂછેલું.

'અરે શું તમે ભોળા પુરુષોને બબૂચક સમજો છો! ભઇ, કોલેજકાળમાં તો જરા મન બહેલાવવા બધા પુરુષો કોઇ ચીડિયા શોધે...ગંભીર કશું નહીં. જરા કોઇ ચાંપલીના વખાણ કરી એને બેવકૂફ બનાવી લે. પરણે–બરણે કે પ્રેમ–બેમ...કાંઇ નહીં!

વ્યંજનાનું અહમ્ ફુત્કારી ઊઠયું. 'કોલેજનો પ્રેમ ગંભીર ન હોય એમ? કોઈ પુરુષ લગ્ન કરવા તૈયાર ન થાય એમ?'

'કેમ શરત મારવી છે કે શું ?'

વ્યંજનાએ તે વખતે તો વાતને હસી કાઢી હતી. પણ તેની આજમાયશ કરવાના વિચારબીજે આકાર લઇ લીધો હતો.

નિરંતીએ મરલીક પાસે વધાઈ ખાધી.

'પેલો ડીબેટીંગ સેક્રેટરી લલિત મરવાનો છે!'

'કેમ :'

'આ વખતે વ્યંજનાએ તેને દાઢમાં લીધો લાગે છે.'

'એટલે ?'

## ખેવટિયો

સુધાંશુ

ખોવાયો ખેવટિયો રે,
પુકાર કરું પાણીઓ લોક!
ખોજ કરી ખોળ્યો રે
પત્તો નહિ વાણીએ લોક!

આભો અખુંટ અદાસે ઊડયો,
ઝળહળનો નહિ પાર
કંપાઇ હલેસાં ને શઢ રે સાથે
કારજ કયાં નહિ કાર
કયાં ગ્યો બાલમ મોજી રે,
પહોંચ્યો પેગામ ના પાણીને લોક!

કુંઠાઇ ગયું? મલ્લીકની એવી વાત હસીને સહી લેવાના તેના હોશ નહોતા

લલિત પ્રત્યે તે અભિમાન જાળવીને વધુ કૂણી બનતી ગઇ. મનમાં કંઇક, 'મલ્લીકને દેખાડી દઇશ...' જેવી વાતની કટાર લઈને તે ફરતી હતી અને નિતશીને ત્યાંની આવ-જામાં મલ્લીક વધુ ને વધુ છૂટછાટો લઇ, કઠોર ને કઠોર ક્રુર, વધુ ક્રુર વ્યંજનાની દષ્ટિએ તેને છંછેડી મૂકનાર મજાકી વાતો તે કર્યે જતો હતો.

'જોને, વ્યંજનાના મુખભાવો જ એવા છે કે... પુરુષદષ્ટિએ હું કહું છું કે એને જોઇને 'પ્રેમ' તો થઇ જ ન શકે! નાજુક શરીર જોઇએ. કોમળ મુખભાવોમાં જ જીવન નીતરતું હોય!'

વ્યંજના દાંત ભીસી રહેતી. પણ આમ તો તે પોતાના રૂપ, અભિમાન, મહત્ત્વ, ગણનામાં પુરુષદષ્ટિને ઝીલતી રહી હતી. જનરલ સેક્રેટરીની ચૂંટણીના બહાને, વર્ગપ્રતિનિધિ, મનોરંજન કાર્યક્રમના બહાને, છેવટે અંતે વાદસભામાં વિરોધ પક્ષે બોલવાના બહાને, ને ટેકસી કે કારમાં લીફ્ટ આપી સામે ચાલીને યુવાનવર્ગ તેની સામે મૈત્રીનો હાથ લંબાવતો હતો જ.

'મલ્લીક બબૂચક છે.'

મોં મચકોડી વ્યંજના તેને તિરસ્કારી કાઢતી.

લલિત શરૂમાં પીકનીક પાર્ટીમાં જરાક નજીક આવ્યો હતો, એ વખતે ફિલ્મીગીતોની રમઝટ બોલી હતી. 'મૈંને દિલ તુજકો દિયા.' વાળું જૂનું ગીત તેણે ગાયું હતું. સ્વરચિત કવિતા સહગલે ગાઇ તેની વ્યંજનાએ પ્રશંસા કરી. દારૂવાલાના જોક્ષી મૂડને તેણે બિરદાવ્યો, શંકરે મીમીક્રી કરી હતી તેને જોકસ કહેવા માટે પોતાની પાસેની જગ્યાએ બેસવા આગ્રહ કર્યો હતો. લલિત સામે તે જોઇ લેતી હતી.

દરમ્યાન નિતશીને ત્યાં તેના સહજીવનની વાતો, કાર્યક્રમો, મલ્લીકની આક્રમક સેક્સી ટેવો, કોલેજના મિત્રો કોણ કોણ પરણી ગયા, કોણ પરદેશ ગયા, ગૃહિણી બનેલી કોલેજ મિત્રોના જીવનના સુખ દુઃખો વિષે નિતશીને ત્યાં વાતો થયા કરતી.

લલિતને તેણે નોંધ્યો હતો.

પરીક્ષા સમયે તેઓ બન્ને સાથે વાંચવા લાયબ્રેરીમાં રોકાતાં. એ વખતે જ વાતવાતમાં લલિતે ખૂબ સહજ રીતે 'એકરાર' જેવું કશુંક કહ્યું હતું. વ્યંજના સજાગ હતી. પોતાનો પાશ વધુ મજબૂત કરવા તેણે અજાણી, નિર્દોષ અને 'માત્ર મૈત્રી'ની દષ્ટિને જ અગત્ય આપી લગભગ નકાર જેવો જવાબ ઉપરછલ્લી રીતે આપી દીધો હતો.

હજી તો બે માસેય પૂરા નહોતા થયા. બર્થ-ડે પાર્ટીના દિવસે મલ્લીકે, નિતશી અને વ્યંજના જે ટેબલ પર બેઠાં ગપ્પાં મારતાં હતાં ત્યાં આવી ધડાકો કર્યો...

'એઇ...વ્યંજનાદેવી, આપના લલિતકુમારની કંકોતરી. મને એમ કે કંકોતરીમાં સાથે વ્યંજનાનું નામ હશે પણ મારો બેટો ફૂટડી છોકરી પકડી લાવ્યો! સસરો ખમતીધર શોધી કાઢયો. ધમાલ વગર રાતોરાત પરણી ગૃહસ્થ બની ગયો. એઇ, હવે તું પેલાને પરેશાન કરવા ન જતી. કોઇ બીજો શોધી કાઢજે. ચા...લો, આ લલિત તો બચી ગયો બિચારો.'

વ્યંજના સડાક થઇ ગઇ,

હજી તો બે માસ પહેલાં તેણે નિતશીને પોતાના પરાક્રમની અભિમાનની વાત કરી હતી.

શિખાઉ કલાર્કને માનીતો બનાવવા પર્સનલ સેક્રેટરી કે આસીસ્ટંટ બનાવવાનો હોય તેમ હું તેની સાથે વર્તતી હતી.' લલિતે તેને પોતાની ડાયરીનું પાનું બતાવ્યું હતુ,

'આ . હું શું અનુભવું છું? મારામાંના 'કંઇક'ને આઉટલેટ મળે છે. 'માય ગૉડ'ની જાણે કોઈ ઇમેજ. લવ-બ્યુટી એન્ડ ડિલાઇટ...એટલે પ્રેમ. ધેટ ધાઉ અર્ટ. મેં ચાહના અનુભવી નથી. હું અજાણ છું. બસ આ એક સભરતાનું વર્ણન કરી શકું છું મને જવાબ દે જવાબ દે એમ મનમાંથી ધસમસી ઊઠે છે.'

એકદમ ઢળી પડે એવી વ્યંજના નહોતી. 'હજી તો ભણવા સિવાય મેં બીજો કોઇ વિચાર જ નથી કર્યો'

હજી તો હોઠમાંથી આટલું વાક્ય જ 'સર્યું' હતું. વ્યંજનાએ ધાર્યું હતું કે લલિત ઇનકારથી, ઠંડા જવાબથી દુઃખી દુઃખી બનીને રડી રહ્યો હશે. ગઇ કાલ તે ખિલખિલ હસતી હતી. લલિત તેની 'ના'થી વધુ તીવ્ર અનુરાગ અનુભવી અનિદ્ર રાતો, એકલતા અને ડાયરીના બબડાટ, પ્રલાપોથી વિહ્વળ બની તેને બાથમાં ભીંસી લેશે.

પણ આ શું થઇ ગયું? લલિત પરણી ગયો!

મલ્લીકની મજાકને તે હસી કાઢવા હોઠ ફફડાવી રહી. ડૂસકું મહાપ્રયાસે દબાવીને તે બેઠી રહી. આજે તો તે નિત્શી પાસે તેના પ્રથમ બાળકની બર્થ-ડે પાર્ટી માટે વધુ સ્માર્ટ બની ઘુમવા ને ખિલખિલવા, ખીલવા માટે આવી હતી. થોડું ડ્રીંક પણ તેણે સીપ કરી બહાદુરી બતાવી હતી. મલ્લીક તો ખૂબ જ ચગી ગયો હતો. વ્યંજનાને જાણે ચક્કર આવી ગયાં. નિત્શીને ઢંઢોળી મલ્લીક લવારો કરવા લાગ્યો.

'વગર પ્રસુતિએ આ વ્યંજના તો સાવ ચીંથરા જેવી લાગે છે. જો નિત્શી, તારી ને એની કમર સાવ જ સરખી, તારું મોં ફિક્કું ને એનુંય...દેવેલિયું...તુંય ઠંડી ને એય...'

'જાય છે કે બહાર નહીં? સાવ નફ્ફટ થઇ ગયો છે આ તો!' કહેતી મીઠા ગુસ્સા સાથે નિત્શી બર્થ-ડે પછીની ધમાલ ને અવ્યવસ્થા સંકેલતી હતી. બાળક નાનકડા પલંગ પર જંપી ગયું હતું. વ્યંજના નિત્શીના પલંગ પર જરા આડી પડી.

લલિત પરણી ગયો તો શું થયું? કંઈ આખી દુનિયાના પુરુષો મરી ગયા કે વ્યંજના વિધવા જેવું મોં વકાસી રહી છે?

'છોડો...છોડો...હજી મારી તબિયત સારી નથી પ્લીઝ' રસોડામાંથી નિત્શીનો દબાયલો અવાજ સંભળાયો.

'હટ તદ્દન રાક્ષસ છે આ પુરુષો. સેક્સ સિવાય કશું ન માગે!' વ્યંજના રસોડાની છેડછાડ સાંભળી બબડી.

'છોડોને, આ શું અધિરાઇ. જુઓ આજે રાતે તો નહીં જ પ્લીઝ, વ્યંજના અહીં રોકાવાની છે. ખરાબ લાગે સમજ્યા? ના પ્લીઝ, અડધી રાતે નહીં આવું! નહીં...નહીં નહી!'

એક સુચકારાનો ગુંગળાયલો અવાજ વ્યંજનાએ સાંભળ્યો. વ્યંજનાએ એક તરફ નિત્શી–મલ્લીકના છિછાળાનો અંદાજ કરી લીધો. પુરુષ હાથની સજ્જડ ભીંસમાં મીઠો નકાર હતો. વ્યંજના ઓચિંતી લલિતની બાથમાંથી—જાણે પડી ગઇ. ના ના, 'છોડો...' કહેવા માત્રથી જ શું પુરુષ એકદમ બાથ છોડી તેને જમીન પર પછાડી દે? લલિત બાયલો હતો. લાડથી નકાર તો પુરુષને બેવડો ઉત્તેજિત કરી મુકે એમ નિત્શી તો કહેતી હતી. સ્ત્રી પ્રતિકાર વગર હા જ ન પાડે! 'ના, ના, ના,' કહ્યા વગર એકદમ સહેલી રીતે તાબે ન જ થાય, તો જ પુરુષને બહાદુરીનો રસ પડે છે. એક સ્ત્રીની 'ના'થી પુરુષ એકદમ બાથ છોડી દે! લલિત તેને હા પડાવી ન શક્યો, બાયલો! હજી તો વ્યંજનાના ગળામાંથી 'ના'નો ઉચ્ચાર પડયો ન પડયો ત્યાં લલિતે પીઠ વાળી દીધી હતી. ત્યારે વ્યંજનાને ઉતાવળ નહોતી લાગી. ત્યાં તો એકાએક આજે તેને ભાન થયું કે પુરુષબાથમાંથી તે છુટી જઇ જમીન પર પછડાઇ પડી હતી. તેને વાગી ગયું. લલિત બીજે પરણી ગયો હતો. વ્યંજના કોરી રહી ગઈ.

ક્યાંક મર્મ પર ચોટ પહોંચી હતી.

જિંદગીના ગંભીર, મહત્ત્વના વળાંકે વ્યંજનાનું સ્ત્રીત્વ ખાલીખમ થઇ ગયું હતું. અને તેવે જ સમયે રસોડામાં નિત્શી હસતી હતી, મલ્લીક તેને ભીંસતો હતો. હવે લલિત પણ કોઈ સ્ત્રીને બાથમાં લેતો હશે.. ને પોતે...? લલિતની ફુટડી કન્યા 'ના,' 'ના' કહેતી હશે ને લલિત ...ત્યારે લલિત બાયલો નહીં હોય, ઓહ!

નિત્શી ને મલ્લીકનો કાન પર પડતો પ્રેમલાવેડાનો અંદાજ વ્યંજનાને છંછેડી ગયો. શેખીખોર, ઘમંડી, ટીખળી, પોતાના પ્રત્યે ઠંડો, ઉપેક્ષાભર્યો, કંઇક અપમાનકારક મલ્લીકનો વર્તાવ વ્યંજનાના ચિત્ત પર સળવળી ઊઠ્યો.

દાંત વડે તેણે હોઠ દબાવ્યા.

દુશ્મનોના હાથે તે પરાસ્ત નહીં થાય! તેનો બદલો લેશે! દુશ્મનોની ઠેકડી કરી પોતે હસશે! દુશ્મનોને તે ઉઘાડા પાડી જીત મેળવશે. 'મને કોઇ સ્ત્રી તરીકે નહીં જોઈ શકે એમ? મારું શરીર ચીંથરા જેવું છે એમ?'

રાત પડી.

આડી પડેલી વ્યંજના પાસે જ પરવારીને નિત્શી આવી.

'ખૂબ જ થાકી ગઇ છું. સારું થયું તું અહીં રોકાઇ છે તે...બહાર જોઇને નિત્શી કુટિલ હસી, પેલાને આપણે બહાર કાઢી શક્યાં છીએ એવો ઇશારો તેણે વ્યંજના સામે કરી લીધો.

'અરે, એનું ભલું પૂછવું. બારીમાંથીય કૂદીને આવશે!'

નિત્શી ખિલખિલ હસી પડી. 'બિચારો સાવ કુરેસ થઇ એપતે ચોરે છે.' એમ કહીને બાળકને ઘોડિયામાંથી

પડખામાં લઇ લીધું. બન્ને વચ્ચે બાળક સૂતું હતું.

અડધી રાત થઈ

વ્યંજના જાગતી પડી હતી, પુરુષ પગલાં નજીક આવતાં હતાં. શ્વાસ દબાવી વ્યંજનાએ પડખું બદલ્યું. હા, એ એ જ છે. વ્યંજનાનો છેડો ખેંચાયો. થોડી વાર શાંતિ તોળાઈ રહી. વ્યંજના ફરી પાછી પડખું ફરી નિશ્ર્ચી ઘોરતી હતી

મસ્લીકના પુરુષ હાથે જોરથી વ્યંજનાનો હાથ કચડી નાખી બહાર આવવાની ખેંચ આપી. પાછી શાંતિ તોળાઈ રહી. જવાબ–રીસ્પોન્સ વગર બહારની કેફી હવા ગુંગળાતી હતી.

કંપતા કંપતાં ઓઢવાનું સરખું કરી વ્યંજના ટુંટિયું વાળી પલંગમાં પડી રહી. ચિડાયલા કામી પુરુષે ઓઢેલા શરીરને અધ્ધર ઊંચક્યું ને ઉંબરા બહાર નીકળી ગયો.

બાજુના અંધારા ઓરડાની પથારી પર પોતાના ભક્ષ્યને પછાડી એ હિંસક પશુ બનીને વ્યંજનાને સતાવવા તેને બે હાથની ભીંસમાં ભીસી નાખી, ત્યા તો ત્રાસથી બચવા કરગરતી હોય એવા અવાજે ઓઢવ નું રાખી.

'હું.. હું વ્યંજના છું .'

આટલું સાંભળતાં જ જરાય સંકોચાયા કે શરમાયા વગર મસ્લીક એ રાતના અંધારામાં ખડખડાટ જોરથી હસી પડયો! અને ત્યાં જ વ્યંજનાને પડી રહેવા દઇ તેણે જોરથી બૂમ પાડી.

'નિશ્ર્ચી...ઈઈ...'

બાજુમા દોડી જઈ નિશ્ર્ચીને ઢસડીને લઇ આવ્યો. 'આ તારી બેનપણીને જો! લઇ જા આને અહીં. બિચારી રોંગ નંબરમાં અહીં આવી પડી છે!'

વ્યંજના દપાં સંકોરી ઊભી થઇ ગઇ. મસ્લીક હજી હસતો હતો. 'મારે માટે તો થેંક ગોડ ભૂલ પૂરી નહીં થઇ. હવે વ્યંજનાની વાત તો તમે બે જાણો!'

નિશ્ર્ચી વહાલપૂર્વક વ્યંજનાને ખભે હાથ મૂકી બોલી, - 'એ છે જ એવો અધીરો. બિચારીને કેવી શરમાવી મારી!'

વ્યંજનાનું આખુંય સ્રીત્વ રોમ રોમ ગ્ડી ઊઠયું. પતિપત્નીના એ નિર્દંશ હાસ્યના પડઘા અંધારામા દૂર દૂર સુધી ફેલાઇ ગયા વ્યંજના હૈયે વંચનાનું શળ લઈ બહાર નીકળી ગઇ.

●●●

## કેસરિયો રંગ

નન્દકુમાર પાઠક

જા ને જા, જારે સખિ
પૂનમ છો આજ ચગી,
એવી એ જાય છે ને છેતરી
કે રમવા નહીં આવું ફરી...જા ને જા..

એકવાર પૂનમનાં ઉમટતાં અજવાળે
રમવાને રાત જરી આવી,
કોને હું વાત કરુ,
એમાં શું હુય કરું,
ઉજમાળી પૂનમનો કેસરિયો રંગ મને લાગ્યો હો .

એક એક કેડી કૈં કિરણોની કલ્લોલે,
અણુઅણુી ધરતીની કાયાને ઢંઢોળે,
મે તો લ્હેરાતા ઘુમટાના કોરે ઝુકેલો
કો અણસારો આંખમાં ઝુલાવ્યો હો...

એક એક ઠમકો કૈં ઝાંઝરને ચગવે રે
સાવ મારા સાલસ આ હૈયાને પજવે રે,
વ્હાલપની વેદનામાં ઝુરતો કો સુર મને
કનડીને દૂર ક્યાંક સરિયો હો.

જા ને જા, જા રે સખિ,
પૂનમ છો આજ ચગી
એવી એ જાય છે ને છેતરી
કે રમવા હું નહીં આવું ફરી

●●●

# સ્વર અને સર્જન

જિતુભાઈ

મૌનને બારણે ટકોરા થાય છે. બારણું ઊઘડે છે. સ્વર બહાર આવે છે. સ્વર અને શબ્દ ધ્વનિનાં પેટમાં સાથે આળોટે છે. શબ્દમાં સ્વર છે પણ સ્વરમાં શબ્દ વસે નહિ તોય સ્વર અસર પહોંચાડે છે. અર્થ વિનાય સૂર ઊર્મિને ઢંઢોળે છે. સ્વરમાં સમાયો છે લય. શબ્દ પાસે ભાષા છે. સ્વરનીય ભાષા છે. ભાવનાને એ વ્યક્ત કરે છે.

સંગીત સિવાય કાન પર અવાજ અફળાય. પણ સૂરીલો અવાજ શ્રવણનું એ રીતે નિશાન લ્યે કે, માનવીને ભાન થાય કે, એનામાં દિલ છે. એ દિલમાં ઝંખના, મનોરથ, તૃપ્તિ, અતૃપ્તિ, આશાનિરાશા ભર્યાં છે. બુદ્ધિ સામેનું આ તીર નથી. પણ મનનાં ભીતરને એ આરે છે. તીરની જેમ વછૂટીને, સ્વર તેજનું કિરણ બને છે. એટલે ભીતરમાં અજવાળું થાય છે. શ્રોતાની જો આ અવસ્થા હોય તો, સર્જકને આ કણ હાથ લાગતાં શું શું થતું હશે?

કોઈ રાગની સરગમ પાનાં પર પ્રસિદ્ધ કરો અને એ સ્વરલિપિ વાંચો—ધ્વનિ વિના આ સરગમ સંગીતની લાશ જેવી લાગશે. કંઠ કે સાજ રણકારથી સંવાદિત સ્વરો સજીવન કરે છે.

અવાજની પણ આખી એક દુનિયા છે. સંગીતની ખબર હોય નહિ એ પણ જો બાંસુરી સાંભળે અને સિતાર કાન પર ઝીલે તો, તરત જ એને આ વિધવિધ 'ટોન'ની સમજ પડી જશે. અવાજનાં સ્વરૂપને કારણે બાંસુરી, સિતાર, અને અવાજના ભેદની જાણ થાય. શ્રોતા આ તારવણી તરત જ કરી શકે છે.

ટોનના પ્રકારને કારણે, સ્વરગુંથણીને કારણે સંગીતે અવનવા રંગો રેલાવ્યા છે. દિલની ગુલાબી ભૈરવીમાં તારવી શકાય. મેઘનો શ્યામલ રંગ મલાર હાજર કરે છે. વસંત રાગ મનની હરિયાળીને મનમાં ખીલવે છે. વૈરાગ્યનો ગેરૂનો રંગ જોગિયાની સૂરાવલી બક્ષે છે. દીવાનાં સોનેરી રંગીન તેજ શુદ્ધ કલ્યાણ વેરે છે.

સર્જકને ઉદાસી ઘૂંટવી હોય, તો, એ સ્વર અને રંગનો સંબંધ પામી જાય છે. આ ઉદાસી માટે એ મધુવંતી કે એવા રાગને પાસે લ્યે. જેવી ઊર્મિ એવો રંગ. સૂક્ષ્મ સ્વર સર્જક 'દેખી' શકતો હોય છે. એ જ્યારે મોસમી રાગના પલટા લ્યે છે, ફિરતની તાન ચમકાવે છે. ત્યારે કોઇ એ વેળા આકાશમાં ઊડતી

કુ જડીઓ દેખતો હશે

ઉસ્તાદ અમીરખાં એમનો એક અનુભવ મને કહેતા હતા:

'સવારે ચાર વાગે હું ભૈરવ ગાતો હતો . સ્વરની આરાધના કરતો હતો કોમળ રિખવ ત્યારે એ રીત કંઠમા રોકાયો કે, મને દેખાયુ હિમાલયનું શિખર એ શિખર પરથી જળધોધ પડતો હતો અને જ્યાં એ ધોધ પડતો હતો, એમાથી કોમળ રિખવ ઉપજતો હતો મારી આ કલ્પના ભલે રહી પણ ભૈરવ રાગની આ કાયા મને લાગી મને એ કળાતી હતી'

શુધ્ધ સર્જક આવો અનુભવ કરી શકે. રાગને સર્જક વ્યકિત જેવો ગણે છે

વરસો પહેલાની એક સાંજે બીનકાર રહીમખાન અમે સહુ બેઠા હતા, ત્યાં એકાએક ઊભા થઇ ગયા. એ બોલ્યા

'પુરવીને હું લાબા સમયથી મળ્યો નથી આજ એને મળી આવુ '

પુરવી સાજનો રાગ છે. બીન એમણે બગાડ્યુ. સાજ મેળવ્યુ અને પુરવીનુ મિલન ઉજવ્યુ. પુરવી એમાં સ્વજન જેવી પુરવાર થઈ ખુશમિજાજ એમના ચહેરા પર તરવર્યો

સગીત પલાયનવૃત્તિ પંપાળનારા આદમી માટે નથી. આ કલા સ્વરનો જામ આપે છે, એમાં જીવનરસ ભર્યો છે. જીવનના ખટમધુરા અનુભવનો એમાં અર્ક છે.

સર્જનને એનો પોતાનો તોર હોય છે. પણ આ જુસ્સો અંગત રહેતો નથી એ અન્યને અનુભવમાં સંડોવે છે. સંસ્કૃતિનો ઝંકાર મરી ગયો નહિ, આ સર્જનાત્મક જુસ્સાને કારણે

સર્જન શ્રોતાને એનાં માનવકુળનું વિશેષ ભાન કરાવે છે જીવનમાં જે વિખવાદો છે, એને પાછળ રાખી દઇને, કલા અંતરની એકતા સાધે છે શ્રુતિ, સ્વર અને સંવાદ શાન્તિનુ રૂપ સ્થાપે છે. શ્રોતા અને કલાકાર એકબીજાને ઓળખતા નથી પણ કલાકાર શુદ્ધ સંગીત રજૂ કરે છે ત્યારે આ સુરાવલી શ્રોતા માટેનો સંદેશો બને છે સ્વર ત્યારે મનમેળ કરાવે છે. આ મનમેળ એક સિધ્ધિ ગણાવી જોઇએ 'કલા ઊર્મિને સ્નાન કરાવીને શુધ્ધ કરે છે 'સ્વાર્થ' ઓગળી જાય અને શ્રોતાને હૈયાનો હિસાબ કરવાની તાલાવેલી લાગે.

સર્જક સદાય મુકિત માણે છે મનની આ મુકિત પૃથ્વીને એક તણખું બનાવીને એને સૌદર્યના પૂર્ણવિરામમાં ફેરવી નાખે છે એ આ રીતે મનનો મુકત છે માટે એ સર્જનનો અધિકારી બને છે.

સર્જક કૃતિ પેશ કરીને એને સાવ સપૂર્ણ કરતો નથી એ એને અસરમાં રોકી છોડી મુકે છે. કલા આમ અલ્પવિરામની આરતી છે રજૂઆતથી, સુરાવલીથી એ કલાકાર જ્યારે અલગ થાય ત્યારે એ સુરાવલી સાથેનો સબધ તોડતો નથી પણ સબધ વધુ ને વધુ ગાઢ બને એ રીતે એ એને મેની દે છે. મિલન માટેનો આ વિયોગ છે, તો મિલનમા જોશ છે

ખાં સાહેબ અબ્દુલ કરીમખાનને કોઇએ દરબારી રાગ ગાવાની ફરમાઇશ કરી ખા સાહેબે જણાવ્યુ, 'દરબારી રાગ હુ, જાહેરમા ગાતો નથી. કારણ કે, એના વમળમા આવ્યા પછી હુ એમાથી છુટી શકતો નથી મને સમયનુ ભાન રહેતુ નથી હા, દરબારી રાગ હુ કોઇકવાર ગાઉ છુ, હુ એકલો હોઉ અથવા હુ જલ સામા ગાતો હોઉં નહિ ત્યારે આ રીતે દરબારી રાગના વિરહ પછી હુ એ રાગનુ મિલન માણું છુ'

સામવેદમા જૂજ સ્વરો જાગ્યા ઋષિ નદીમાં ઊભીને સૂર્યને હાથ જોડતા હતા નદી અને સૂરજના તેજમા આ સ્વરો પાકયા સામવેદનાં પઠનમાં લય પણ હતો.

આ જૂજ સ્વરો ગુંજન કરતા હતા એમાં પૂજાની ભાવના ભરી હતી વરસો પછી, આ સ્વરો બઢયા એ બિસ્તાર પામ્યા. ભરતમુનિએ નાટ્યશાસ્ત્ર રચ્યું એમા સુરાવલી વ્યવસ્થિત થઇ શ્રુતિ સ્વર અને સંવાદ, જે ભારતીય સંગીતનુ ખાસ સ્વરૂપ છે, એનુ ઘડતર થઇ રહ્યુ. ૨૨ શ્રુતિ મુકરર થઇ.

પડિત અહોબળે 'સગીત પારિજાત' ગ્રન્થ રચીને, ૧૨ સ્વરસ્થાન પર પ્રકાશ પાડયો.

ભરત મુનિએ સ્વરની સૃષ્ટિના અજબ રીતે કમાડ ખોલ્યા. શ્રુતિ સ્વરસિદ્ધાન્ત આજે પણ ગુણીજનો માન્ય રાખે છે સેકડો વરસ પહેલાં ભરતજીની આ ભેટ દત્તિલ, કોહલ, મતગ, શાડગદેવ, રાણા કુભ જેવા સગીતજ્ઞોએ ભરતના શ્રુતિ સ્વરસિદ્ધાન્તને માથે ચડાવ્યો

ખાંસાહેબ અબ્દુલ કરીમખાં અને એમના પટ્ટશિષ્ય

પંડિત બાલકૃષ્ણ બુવા કપિલેશ્વરીએ પ્રયોગો કરીને આ સિદ્ધાન્ત પર રોશની પાડી. ત્રણ ગ્રામ, સાત મુર્છના– ઓમાં સમાયાં. શ્રોતાને મુગ્ધ કરે તેવું આ સ્વરોનું તંત્ર.

પણ આ તો શાસ્ત્રની વિગતો છે. આ શાસ્ત્રના પાયા પર ભારતીય સંગીતનો વિકાસ અવશ્ય થયો.

પંડિતોનાં જ્ઞાનને સહુએ નમન કર્યું. પણ, સંગીત-કલાની ક્યારી ખીલી, સર્જકો વતી. એમની ક્યારીનાં સ્વરપુષ્પો કરમાયાં નહિ. આજે યે એ ખીલેલાં જ છે. એમને મન સંગીત જ્ઞાન ઉપરાંત જીવન હતું.

સર્જનની ક્રિયાએ જીવનના રૂડા અને વસમા અનુ-ભવો આળાં હૃદયના સર્જકોને સોંપ્યાં.

ઊર અને સૂર એકબીજામાં ખોવાઈ ગયાં. ભીતર પલટ્યું. મોહ્યો, રૂદિયો ખોલ્યો, પ્રકૃતિની અવનવી તાસિર આમાં ભળી.

શુદ્ધ સંગીતમાં જે ચીજ રજૂ થાય એમાં શબ્દ ભળેલો છે. આ શબ્દને સ્વરની આગેવાની સ્વીકારવી પડે છે. સ્વર ખરજમાં જાય એટલે કે, પાતાળમાં જાય તો, શબ્દને એમાં ઊતરવું પડે, સૂર આકાશ સાધે તો, શબ્દને એની સાથે ઊડવું પડે છે. આવી ચીજ સાંભ-ળીએ ત્યારે સ્વરચિત્તનું ચિત્ર દોરે છે. શબ્દના એક અર્થને સુરાવલી અનેક અર્થોમાં ઘટાવી જાણે છે. શબ્દ અને સ્વરનાં માધ્યમો જુદાં જુદાં છે.

કોઈ બંદિશકાર કવિતાને આગળ કરીને સ્વરને પાછળ રાખે, છતાં સ્વરનો મહિમા એ સ્વીકારતો જ હોય છે.

સંસ્કૃતમાં રચાએલી જયદેવની અષ્ટપદી રાગોનો સહારો લ્યે છે પણ જયદેવની વાણીમાં, એના શબ્દે–શબ્દમાં સંગીત છે, એટલે આ પ્રકારનાં ગીતો સુરાવલી અને શબ્દને સરખો દરજ્જો આપે છે.

સંગીતમાં ઊડાન ખરું પણ સુરાવલીનો કાબૂ. મુક્તિ ખરી, પણ સ્વચ્છંદ નહિ. ચંદ્રિ અને સૂરજ સાથમાં પણ ધરતીની માટી અણમાનિતી નહિ.

માઇકલ એંજેલો જ્યારે આરસના પહાડ પર ગયા ત્યારે બીજાઓને શ્વેત પ્રાણા જ દેખાયા. પણ એંજેલોને તો, એ પહાડોએ પ્રતિમાઓ ભેટ કરી. શિલ્પીની કલ્પના જાગી ગઈ. જ્યાં આકાર નહોતો, રૂપ નહોતું, જ્યાં નક્કર પદાર્થ હતો, એંજેલોને એમાંથી આકાર પામતી કલા સમજાણી. કારણ કે, મનમાં આ કલાનું બેસણું હતું. એના પર કલ્પના જાદુ કરતી હતી અને કલ્પના એની તાસિર બદલી આકાર બક્ષતી હતી.

જાતજાતના સ્વરો ઉપજે છે. જાતજાતના અવાજો ઉપડે છે. જાતજાતનાં ધ્વનિનાં મોજાં ઊછળે છે. આમાંથી કલા કોરવી એ સર્જકની શક્તિ છે.

મૌનને શણગારે, સંગીતકાર.

માનવીનાં હૈયાંને બોલતું કરે, સ્વર...સ્વર અને સર્જન. ●●●

"ચંદ્રની સાથે ચંદ્રનું વાતાવરણ રહે છે, મંગળની સાથે મંગળનું; તેમ આપણી સાથે આપણું વાતાવરણ રહેવું જોઈએ. લોકો કહે છે કે કળિયુગ આવ્યો છે. શેનો કળિયુગ અને શેની વાત? કળિયુગમાં વસવું છે કે સતયુગમાં, તે તું જાતે જ પસંદ કરી લે. તારો યુગ તારી પાસે છે."

—વિનોબા

# સમાજવાદી કોણ ?

સમાજવાદ સુંદર શબ્દ છે. હું જાણું છું ત્યાં લગી સમાજવાદ એટલે સમાજના બધાં અંગ સરખાં, ન કોઈ નીચાં ન કોઈ ઊંચાં, નથી માથું ઊંચું કેમ કે તે શરીરની ટોચ પર છે. નથી પગનાં તળિયાં નીચાં કેમ કે તે જમીનને અડે છે. જેમ વ્યક્તિના સરીરનાં બધાં અંગ સરખાં તેમ જ સમાજ–શરીરનાં. આવી માન્યતાનું નામ સમાજવાદ.

આ વાદમાં રાજા ને પ્રજા, ધનિક ને ગરીબ, માલિક ને મજૂર એવું દ્વૈત નથી. આ રીતે સમાજવાદ એટલે અદ્વૈતવાદ.

સમાજ ઉપર નજર નાખીએ તો જોઈએ છીએ કે બધે દ્વૈત જ છે, આ ઊંચો, પેલો નીચો, આ હિંદુ, પેલો મુસલમાન, ત્રીજો ખ્રિસ્તી, ચોથો પારસી, પાંચમો શીખ, છઠ્ઠો યહૂદી. વળી તેમાંય પેટાજાતિ. મારા અદ્વૈતવાદમાં આ બધાનું એકીકરણ છે. એ બધાં અદ્વૈતમા સમાઈ જાય.

આ વાદને પહોંચવા સારુ આપણે એકબીજાની સામે જોયા ન કરીએ, જ્યાં સુધી બધાનો પલટો ન થાય ત્યાં લગી આપણે બેસા રહીએ, જીવનમાં ફેરફાર ન કરીએ. ભાષણ કરીએ, પક્ષ બનાવીએ ને બાજપક્ષીની જેમ જ્યાં શિકાર મળે ત્યાં ઝડપ મારીએ–આ સમાજવાદ નથી જ. સમાજવાદ જેવી ભવ્ય ચીજ ઝડપ મારતાં આપણાથી દૂર જ જવાની.

સમાજવાદનો આરંભ પહેલાં સમાજવાદીથી થાય. એકડો હોય ને તેની ઉપર મીંડા ચડે તોયે તેમની કિંમત બેવડી નહીં પણ દશગણી થાય ને દરેક મીંડું ચડ્યે તેની કિંમત આગલાની દશગણી થતી જાય. પણ જો એક મીંડું જ હોય તો મીંડાં ગમે તેટલા મેળવે છતાં તેમની કિંમત મીંડું જ રહેવાની ..માત્ર કાગળ બગડશે અને મીંડાં ભરતાં મહેનત થાય તે એળે જાય.

વળી, સમાજવાદ અત્યંત શુધ્ધ વસ્તુ છે: તેને પહોંચવાનાં સાધન પણ શુધ્ધ હોવાં જોઈએ. ગંદા સાધનથી ગંદુ જ સાધ્ય સિદ્ધ થવાનું તેથી રાજાને મારીને રાજા–પ્રજા સરખાં ન જ થાય, માલિકને મારી મજૂર માલિક નહીં બને. આમ બધાને વિષે ઘટાવી શકાય.



સત્યવાદી, અહિંસક, પવિત્ર સમાજવાદી જ જગતમા કે હિંદુસ્તાનમાં સમાજવાદ ફેલાવી શકે. સમાજવાદ આચરનારો દેશ હજુ ક્યાંય નથી. મેં બતાવ્યાં તે સાધન વિના એવી સમાજરચાપના અસંભવિત છે.

—ગાંધીજી



પરવરદિગારે જીભ દઈ બોલતો કર્યો,
ત્યારે પૂછ્યું એ જીભથી : પરવરદિગાર ક્યાં ?

— શાહબાઝ

# એનું હીસ્ટીરિકલ હાસ્ય

ઈવા ડેવ

એકાએક એ ખી...ખી...ખી.. હસતી; ઘણી વખત કોઇ પણ કારણ વિના ને પછી શાંત, જડ ને નિર્લેપ બની જતી; શો રૂમમાં પ્રદર્શન માટે રાખેલાં મડાં શાં મેનીકન (પુતળાં)ની જેમ.

યુનિવર્સિટીના એક સુપરવાઇઝિંગ બોર્ડના અમે ચાર સભ્યો પ્રવાસે નીકળ્યા હતા. ત્રણ પુરુષો ને એક સ્ત્રી, એઓ ત્રણ ઇન્ટરનલ ને પરભારી, હું એક એક્સટરનલ. ત્રણ પુરુષોમાં એક પાદરી. અમારે થોડા દિવસના ગાળામાં ચાર ભિન્ન જગાએ આવેલી કોલેજોની મુલાકાત લેવાની હતી. ગઇ સાલ આ જ સભ્યોએ આ કામ સાથે કરેલું. આમ છતાં ય મેડમના લાક્ષણિક હાસ્ય સિવાયનો બીજો પરિચય મને નહોતો થયો.

અમે ત્રણ એ દિવસે બસમાંથી ઊતર્યા ત્યારે લગભગ પોણાત્રણ વાગી ગયા હતા. સવારના બ્રેકફાસ્ટ સિવાય બીજું અમે કશું લીધું નહોતું. સામાન્ય સંજોગોમાં અમે ભોજનનો પ્રબંધ કરવા ગુંથાયા હોત પણ અમને બેઉ પુરુષોને–એ મોટા શહેરમાં લોજિંગનો પ્રશ્ન પતાવવાનું ઉચિત લાગ્યું. પાદરીને એની ચિંતા નહોતી. વળી તેઓ સાથે પણ નહોતા. મેં સાથીદારને લોકલ પ્રિન્સીપાલને ફોન કરી એ માટેની માહિતી એકઠી કરવાની અરજ કરી.

હું સાથીદારને એક શોપમાં ટેલિફોન કરવા મુકી પાછો ફર્યો ત્યારે એ એના ટિપિકલ ડિપ્રેસ્ડ મેનીકન ચહેરા સાથે ઊભી હતી.

—સાથીદાર, કયાં છે ?

મને ગુસ્સો ચડી ગયો. એને પૂરી જાણ હતી કે અમે રહેવાની સગવડ માટેની પૂછપરછ કરી રહ્યા હતા ને છતાં એણે એમ પૂછ્યું. મેં મોં ફેરવી મૌન જાળવ્યું.

—મને ભૂખ લાગી છે.

મારો ગુસ્સો વધ્યો. મેં એની સામું જોયું. શૂન્યમાં જોઈ રહી હોય એમ સાવ બાલિશ ભાવ સાથે એ સ્થિર નેત્રે કયાંક જોઈ રહી હતી. મને આશ્ચર્ય થયું.

—મને સખત ભૂખ લાગી છે. મારે ભાત ખાવો છે.

—તમે થોડી વાર ખમોને. પાંચ–દસ મિનિટમાં તે આવી પહોંચશે.

નાનાં બાળકો છદમાં જેમ જોરથી માથું ધુણાવી બોલે છે તેમ કરી એ બોલી:

—ના, ના. મારું માથું ચકકર ચકકર ભમી રહ્યું

# સમાજવાદી કોણ ?

સમાજવાદ સુંદર શબ્દ છે. હું જાણું છું ત્યાં લગી સમાજવાદ એટલે સમાજના બધાં અંગ સરખાં, ન કોઇ નીચાં ન કોઇ ઊંચા, નથી માથું ઊંચું કેમ કે તે શરીરની ટોચ પર છે. નથી પગનાં તળિયાં નીચાં કેમ કે તે જમીનને અડે છે. જેમ વ્યકિતના સરીરનાં બધા અંગ સરખાં તેમ જ સમાજ–શરીરનાં. આવી માન્યતાનું નામ સમાજવાદ.

આ વાદમાં રાજા ને પ્રજા, ધનિક ને ગરીબ, માલિક ને મજૂર એવું દ્વૈત નથી. આ રીતે સમાજવાદ એટલે અદ્વૈતવાદ.

સમાજ ઉપર નજર નાખીએ તો જોઇએ છીએ કે બધે દ્વૈત જ છે, આ ઊંચો, પેલો નીચો, આ હિંદુ, પેલો મુસલમાન, ત્રીજો ખ્રિસ્તી, ચોથો પારસી, પાંચમો શીખ, છઠ્ઠો યહૂદી. વળી તેમાંય પેટાજાતિ. મારા અદ્વૈતવાદમાં આ બધાનું એકીકરણ છે. એ બધાં અદ્વૈતમા સમાઇ જાય.

આ વાદને પહોંચવા સારુ આપણે એકબીજાની સામે જોયા ન કરીએ, જ્યાં સુધી બધાનો પલટો ન થાય ત્યાં લગી આપણે બેઠા રહીએ, જીવનમાં ફેરફાર ન કરીએ, ભાષણ કરીએ, પક્ષ બનાવીએ ને બાજપક્ષીની જેમ જ્યાં શિકાર મળે ત્યાં ઝડપ મારીએ–આ સમાજવાદ નથી જ. સમાજવાદ જેવી ભવ્ય ચીજ ઝડપ મારતાં આપણાથી દૂર જ જવાની.

સમાજવાદનો આરંભ પહેલાં સમાજવાદીથી થાય. એકડો હોય ને તેની ઉપર મીંડાં ચડે તોયે તેમની કિંમત બેવડી નહીં પણ દશગણી થાય ને દરેક મીંડું ચડયે તેની કિંમત આગલાની દશગણી થતી જાય. પણ જો એક મીંડું જ હોય તો મીંડાં ગમે તેટલાં મેળવે છતાં તેમની કિંમત મીંડું જ રહેવાની ..માત્ર કાગળ બગડશે અને મીંડા ભરતાં મહેનત થાય તે એળે જાય.

વળી, સમાજવાદ અત્યંત શુધ્ધ વસ્તુ છે: તેને પહોચવાનાં સાધન પણ શુધ્ધ હોવાં જોઇએ. ગંદા સાધનથી ગંદુ જ સાધ્ય સિદ્ધ થવાનું તેથી રાજાને મારીને રાજા–પ્રજા સરખાં ન જ થાય, માલિકને મારી મજૂર માલિક નહીં બને. આમ બધાને વિષે ઘટાવી શકાય.



સત્યવાદી, અહિંસક, પવિત્ર સમાજવાદી જ જગતમાં કે હિંદુસ્તાનમાં સમાજવાદ ફેલાવી શકે. સમાજવાદ આચરનારો દેશ હજુ ક્યાંય નથી. મેં બતાવ્યાં તે સાધન વિના એવી સમાજરચના અસંભવિત છે.

—ગાંધીજી



પરવરદિગારે જીભ દઈ બોલતો કર્યો,
ત્યારે પૂછ્યું એ જીભથી : પરવરદિગાર ક્યાં ?

— શાહબાઝ

# એનું હીસ્ટીરિકલ હાસ્ય

એકાએક એ ખી...ખી...ખી.. હસતી; ઘણી વખત કોઇ પણ કારણ વિના ને પછી શાંત, જડ ને નિર્લેપ બની જતી; શો રૂમમાં પ્રદર્શન માટે રાખેલાં મડાં શાં મેનીકન (પુતળાં)ની જેમ.

યુનિવર્સિટીના એક સુપરવાઇઝિંગ બોર્ડના અમે ચાર સભ્યો પ્રવાસે નીકળ્યા હતા. ત્રણ પુરુષો ને એક સ્ત્રી, એઓ ત્રણ ઇન્ટરનલ ને પરભાષી, હું એક એક્સટરનલ. ત્રણ પુરુષોમાં એક પાદરી. અમારે થોડા દિવસના ગાળામાં ચાર ભિન્ન જગાએ આવેલી કોલેજોની મુલાકાત લેવાની હતી. ગઇ સાલ આ જ સભ્યોએ આ કામ સાથે કરેલું. આમ છતાં ય મેડમના લાક્ષણિક હાસ્ય સિવાયનો બીજો પરિચય મને નહોતો થયો.

અમે ત્રણ એ દિવસે બસમાંથી ઊતર્યા ત્યારે લગભગ પોણાત્રણ વાગી ગયા હતા. સવારના બ્રેકફાસ્ટ સિવાય બીજું અમે કશું લીધું નહોતું. સામાન્ય સંજોગોમાં અમે ભોજનનો પ્રબંધ કરવા ગુંચાયા હોત પણ અમને બેઉ પુરુષોને–એ મોટા શહેરમાં લોજિંગનો પ્રશ્ન પતાવવાનું ઉચિત લાગ્યું. પાદરીને એની ચિંતા નહોતી. વળી તેઓ સાથે પણ નહોતા. મેં સાથીદારને લોકલ પ્રિન્સીપાલને ફોન કરી એ માટેની માહિતી એકઠી કરવાની અરજ કરી.

હું સાથીદારને એક શોપમાં ટેલિફોન કરવા મુકી પાછો ફર્યો ત્યારે એ એના ટિપિકલ ડિપ્રેસ્ડ મેનીકન ચહેરા સાથે ઊભી હતી.

—સાથીદાર, ક્યાં છે ?

મને ગુસ્સો ચડી ગયો. એને પૂરી જાણ હતી કે અમે રહેવાની સગવડ માટેની પૂછપરછ કરી રહ્યા હતા ને છતાં એણે એમ પૂછ્યું. મેં મોં ફેરવી મૌન જાળવ્યું.

—મને ભૂખ લાગી છે.

મારો ગુસ્સો વધ્યો. મેં એની સામું જોયું. શૂન્યમાં જોઈ રહી હોય એમ સાવ બાલિશ ભાવ સાથે એ સ્થિર નેત્રે ક્યાંક જોઈ રહી હતી. મને આશ્ચર્ય થયું.

—મને સખત ભૂખ લાગી છે. મારે ભાત ખાવો છે.

—તમે થોડી વાર ખમોને. પાંચ–દસ મિનિટમાં તે આવી પહોંચશે.

નાનાં બાળકો છંદમાં જેમ જોરથી માથું ધુણાવી બોલે છે તેમ કરી એ બોલી :

—ના, ના, મારું માથું ચક્કર ચક્કર ભમી રહ્યું

ઈવા ડેવ

છે. મારે ભાત ખાવો છે. મારા પેટમાં લોચા વળે છે.

ક્ષોભ ને ગુસ્સાનો પાર નહોતો, પણ શું કરવું એની સમજ પડતી નહોતી. અનુસ્નાતક, પ્રોફેસર બાઇને શું કહેવું ? તે એવી પ્રતિષ્ઠાવાળી સ્ત્રી છે એમ માન્યામાં પણ નહોતું આવતું. સાથીદાર ફોન પર અટવાયા હતા એમ લાગતું હતું. એટલામાં મારી નજર બસસ્ટેન્ડની કેન્ટીન પર પડી. 'થોડીક વાર માટે પણ પરિપકવ શિક્ષિત બાઇ સયમ રાખી ભૂખ કેમ ના ખમી શકે ?' એવી દલીલો સતત ઊઠતી હોવા છતાં ગુસ્સો દબાવતાં મેં કહ્યું :

—જુઓ, આ પણે કેન્ટીન છે. ત્યાં જઇને થોડુંક ખાઈ લો. મોં ભારોભાર બગાડી, ફરી જોસ જોસથી ડોકું ધુણાવી એ લગભગ રડમસ ચહેરે કરુણ અવાજે બોલી :

—ના, ના. મારે ભાત જ ખાવો છે. એના વિના મને ચાલે એમ નથી.

—ભાત સિવાય તમને બીજું કશું ખપે એમ નથી ?

—જાણો છો ? જો થોડી વારમાં આપણે કોઇ હોટલમાં નહિ જઇએ તો ભાત નહિ મળે. ઓહ ! મારું માથું ભમી જઇ રહ્યું છે. આમ બહુ ચાલશે તો હું બેભાન થઇ જઇશ.

—ભાત જ ખાવો એમ કેમ ? જો ભૂખ જ લાગી હોય ..! હું અટકી ગયો. એ મને સાંભળતી જ નહોતી. અહીંતહીં એની ઉદાસ ને શૂન્ય આંખો ફેરવ્યા કરતી હતી. મને જરી અપમાનજનક લાગ્યું. એ મારા ત્રણ વર્ષના બાબા કરતાં પણ બદતર લાગતી હતી. એના કાન આમળી એને બે ચાર ધોલ ચોડી દેવાની પ્રબળ ઇચ્છાને મેં જેમતેમ દબાવી.

—જાઓ. એમને બોલાવી લાવો. આપણે ટેક્સી લઇ એક સારી હોટલમાં જઇ ખાણું લઇએ.

—પણ એ તો ફોન કરી રહ્યા છે.

—જલ્દી જાઓને ? ફોન પછી કરાશે. એમને તમે અબઘડી બોલાવી લાવો. મીલ સેકશન બંધ થઈ જશે. પછી ભાત નહિ મળે

હું તો અવાચક બની ગયો. કચવાતો, ધુંધવાતો, ગાળો ભાંડતો સાથીદારને બોલાવવા ચાલ્યો. સાથીદારને કહ્યું કે ચાલો.

—કેમ ?

—પેલીને ભૂખ લાગી છે. એક ક્ષણ એ થોભી શકે એમ નથી. ઉતાવળ નહિ કરો તો એનો જીવ ચાલ્યો જશે.

અમે હોટલમાં પ્રવેશ્યા ને ફેમિલિ કેબિનમાં બેઠા. હું વેજિટેરિયન ને એ બેઉ નોનવેજિટેરિયન. મેનુ ઉઘાડતાં એનો છનછનાટ ચાલુ થયો.

—વેજિટેબલ બિરિયાની ! ના, ના. ફાઇડ રિશ સારી પડશે. સૌથી સારી તો મટન બિરિયાની પડશે.

એણે ત્રણચાર વાર વિચાર બદલ્યો ને ત્રણચાર વાર વેઇટરને બોલાવી આપેલા ઓર્ડર બદલાવ્યા. વેઈટરે એના રીતે એની નાખુશી બતાવી પણ ખરી. પરંતુ ન એને મારી, સાથીદારની કે વેઇટરની પડી હતી. અમારી જાણે એણે નોંધ સુદ્ધાં લીધી નહોતી.

મારાથી ના રહેવાયું. મેં કટાક્ષમાં પૂછ્યું : ભાત નથી ખાવો ? એકદમ એ ખુશખુશાલ બની ગઇ. એનું હીસ્ટીરિકલ હાસ્ય હોટલના ખૂણેખૂણે ગૂંજી ઊઠ્યું. અમે બેઉ ખસિયાણા પડી ગયા. વેઈટરો હસવા લાગ્યા, ટેબલ પર એની ત્રીંટીવળી આંગળીએ ડ્રમ વગાડતી એ બોલીઃ

–સર, સર. તમે ગમતી છો. ભાત...હા, હા, ભાત...!

–ભૂખ નથી ?

–ભાત...ભાત...! બિરિયાનીમાં ભાત આવવાનો. ઓહ, તમે જબરા ટીખળી છો મેં શું ટીખળ કર્યું હતું એ મને ના સમજાયું. પણ હું ય એની સાથે હસવા લાગ્યો. ભોજન પિરસાયું. મારા સાથીદારે ને મેં મિનિટોમાં પ્લેટસ ચોખ્ખી કરી નાખીએ એની પ્લેટસ ચૂંથની હતી. થોડા બટાકાના કટકા, થોડા મટનના કટકા ને એક મૂઠીભર ભાત એણે ખાધાં હતાં. એણે બેત્રણ બીજી વાનગીઓ મંગાવીને ચાખી ચાખીને બાજુએ મુકી માથું ધુણાવી, મોં બગાડી બે ચાર કોળિયા ખાધા ના ખાધા ને ભોજન પતાવી દીધું હોય એમ શાંત બેસી રહી.

–તમે તો કાંઇ ખાધું નહિ. આ ભાત તો એમ ને એમ પડી રહ્યો. તમે ભૂખથી મરી જતાં હતા ને !

હાથ ધોવા ઊઠતી, એ અડધી નમી, પેટ પર હાથ મૂકી ખીખી કરી હસી. આ વખતે તો ગ્રાહકો, હોટેલનો માલિક ને બધા વેઇટરો હસ્યા. કોઇ કોઇએ આંખ

મીચકારી. સહુ અમારી ત્રણેની સામુ કુતૂહલથી દેખી રહ્યાં.

હોટેલમાંથી બહાર નીકળતાં એ બોલી:

–સાચે જ તમે બહુ જ ગમતી છો સર. સિગારના કશ ખેંચતા અમે બેઉ એકમેકની સામે બાઘાની જેમ જોઇ રહ્યા.

ટુરિસ્ટ બંગલામાં અમ બે પુરુષોનું રિઝર્વેશન થયું હતું. એ અમારી સાથે હતી. રૂમમાં સામાન મુકી અમે એની શી બ્યવસ્થા કરવી એ વિચારી રહ્યા હતા ટી. બી.માં એક પણ રૂમ ખાલી નહોતી, અમે એની રહેવાની વ્યવસ્થા ચર્ચતા હતા ત્યારે એ એક ખુરશીમાં નિશ્ચેતન, શૂન્યમનસ્ક બેઠી હતી. જાણે એ બાબતમાં એને કશી લેવાદેવા ના હોય તેમ. જાણે કે એની સંભાળ લેવાની જવાબદારી અમારા બેઉની હતી. જીવનમાં આવી સ્ત્રી પહેલી વાર જોઇ. એની સંભાળ લેવા હું તદ્દન અશક્ત હતો, પણ સાથીદારના મન પર એનો બોજો હતો ને એમણે એ સ્વીકારી લીધો હતો. અચાનક વિચાર આવ્યો. મેં વ્યક્ત કરી નાખ્યો:

–યાદ છે તમને? નીચેની કોઈ રૂમ આપણને ગયે વર્ષે મળી હતી. ખૂબ ગંદી હતી. બાથરૂમમાં ખૂબ વંદા હતા. એ હસી પડી ખી...ખી...આંખો મીચકારી અમે બેઉ હસ્યા.

–કોઈ પાસેની હોટલમાં સિંગલ રૂમ હોય તો જોઇએ.

–ના, ના. સર. હું એકલી કેમ રહી શકું? બોલીને એ ચૂપ બની ગઈ.

–તો પછી?

–અહીં જ રહુ તો?

અમે બેઉ સફાળા અડધા ખડા થઈ ગયા. જાણે સમજ્યો ના હોઉં એમ હું પૂછી રહ્યો:

–તમે ના સાંભળ્યું કેરટેઇકરે શું કહ્યું તે? અહીં એક પણ રૂમ ખાલી નથી.

–અહીં, એટલે આ રૂમમાં શું ખોટું છે? એ લોકો એક વધારે બેડની બ્યવસ્થા કરી આપશે.

હું અવાક્ બની ગયો. મારા આશ્ચર્ય અને અસ્વસ્થતા એકદમ પરાકાષ્ઠાએ પહોંચ્યાં. અમે બેઉ બબૂચકની જેમ એને ને એકબીજાને નિહાળી રહ્યા હતા. એ બેવકૂફ હતી, પાગલ હતી, કે અત્યંત ચાલાક દુનિયાની ખાધેલી બાઈ હતી તેની સમજણ પડતી નહોતી. એ જાણે કશું જ ના બન્યું હોય એમ પૂતળાંની જેમ અવારનવાર અમારી સામુ જોતી બેસી રહી.

–જુઓ, તમે અહીં રહો. અમે બેઉ બીજી કોઇ હોટેલમાં. એકદમ છળી પડી, કરુણ સ્વરે એ બોલવા લાગી:

–ના, ના. એ તો એકની એક વાત થઇ. મને બહુ જ બીક લાગે છે. હું એક પળ પણ એકલી રહી શકું એમ નથી. પ્લીઝ, મને મુકીને ના જતા રહેશો. મારા ઘરમાં, એમના હોવા છતાં હું બાથરૂમમાં પણ એકલી નથી જઈ શકતી તો પછી એકલી આવા અજાણ્યા ટી. બી.માં કેમ કરી રહી શકું? અહીં કોઇને શું ખબર પડવાની છે કે હું તમારી સગી નથી. બધા એમ જ માનશે કે આપણે એક કુટુંબના માણસો છીએ. સાચું કહું; તમે પેલી વંદાની વાત કાઢી મારા ડરને ખૂબ જ વધારી દીધો છે.

અમે ઠંડા પડી ગયા. શબ્દમુક એકમેકની સામું જોતા અગડમ્‌બગડમ્ વિચારવા લાગ્યા. થોડી વાર એમ ગઇ હશે ને એક વિચિત્ર પ્રક્રિયામાંથી હું પસાર થવા લાગ્યો. જેમ સમય વીતવા લાગ્યો, તેમ એ રૂમથી, એકબીજાથી જાણે અમે ટેવાવા માંડયા. જાણે એ રૂમ ત્રણ અદષ્ટ વિભાગોમાં વહેંચાઇ ગયો. જે વિચાર ઘડી પહેલાં ત્રાસ જનક લાગ્યો હતો એ એટલો બધો અવાસ્તવિક ને અવ્યવહારિક નહોતો એવું લાગવા માંડ્યું.

એણે જ પહેલ કરી. અમારા મૌનને સંમતિસૂચક ગણી એણે બેગ ખોલી એક ખૂણામાં વ્યવસ્થા કરવા માંડી. યંત્રવત્ અમે ઊઠયા; બેગો ખોલી ને સામાન બહાર કાઢયો. બેડ પણ સાથીદારે કુનેહથી મુકાવી દીધો. મન ને તન પરિસ્થિતિને અનુકૂળ બનવા લાગ્યાં. એક ક્ષણ પહેલાં બધું અજુગતું લાગતું હતું એ સ્વાભાવિક લાગતું થઈ ગયું. બેડમાં પડ્યો પડ્યો સિગારેટના કશ ખેંચતો એને અવલોકતો હતો એ દષ્ટિમાંથી હવે કુતૂહલ સુદ્ધાં અદશ્ય થઈ ગયું હતું—જેમ છતને જોતો હતો, પંખાને જોતો હતો, દીવાલને જોતો હતો, સાથીદારને જોતો હતો, એમ એને જોતો હતો!

સાંજ પડી ગઇ. ખાણું પતી ગયું, બધું સાથે જ થયું. હવે તો લોકો શું વિચારતા હશે એ પણ ભૂલાઇ ગયું. અરે! એનું હીસ્ટીરિકલ હાસ્ય પણ કોઇ પડી

ગયું. એ અમારો-બેઉ પુરુષોનો-'પ્રાયવેટ જોક' બની ગયો. આડા પડ્યા આરામ કરી રહ્યા હતા ને એટેન્ડન્ટ મેસેજ લાવ્યો કે સાથીદારનો ફોન હતો. સાથીદાર ગયા ને આવ્યા અને કપડાં બદલતાં કહેવા લાગ્યા:

—મારા પુરાણા સાથીદારનો ફોન છે. મને મળવા બોલાવ્યો છે કલાક બે કલાકમાં આવું છું.

એની બાજુ પીઠ ફેરવી, વાળમાં કાંસકો ફેરવતાં આંખ મીચકારી મર્મમાં હસી એ ચાલતા થયા. આ વખતે હું સફાળો બેઠો નો થયો, ગુસ્સે ના થયો, ચકિત ના બન્યો. હું જેમ હતો તેમ લેટી રહ્યો; છત, મચ્છરદાની, પંખો વગેરે વગેરે જોતો. એકાએક એણે મને ફરી ચમકાવ્યો.

એ કપડાં બદલવા કરતી હોય એમ લાગ્યું. એણે એની બાજુની લાઇટ ઓફ કરી. મે એના મોં સામું જોયું. કમાલ ! એ સુંદર હતી એવો ખ્યાલ મને આ પહેલી વખત આવ્યો. ઝાંખા પ્રકાશમાં જાણે એ એના શયનખંડમાં હોય એટલી બેદરકારીથી વર્તવા લાગી. પીનો કાઢી એણે ટેબલ પર મૂકી ને એના નિતંબ સુધી પહોંચતા વાળ અસ્તવ્યસ્ત વેરાઈ ગયા શરીર પર. એની ઝીણી આંખો ક્ષણાર્ધ હસી અને મારી આંખો સાથે હસ્તધૂનન કરી ગઇ. એનું નાક તીણું ને આકર્ષક હતું. દાંત સરખા ને વ્યવસ્થિત હતા. હોઠ તીણા ને સેન્સ્યુલ હતા. એનું લંબગોળ મુખ આકર્ષક હતું. અલબત્ત, એ જાણે મેનીકન હોય એ ભાવમાં તો લગારે ફેર નહોતો પડ્યો: એનું વર્તન પણ નિરુદ્દેશ્ય ને યંત્રવત્ હતું.

એ સાડી બદલવા ઊભી થઇ. સાગના સોટા જેવી હતી એ. લીસા, તામ્રવર્ણા હાથ ને પાતળી કમરવાળી કમનીય એ કાયા હતી.

—બહુ જ તાપ છે. સ્વગત બોલતી હોય એમ એ બોલી. કેઝ્યુલ નજર મારા પર નાખી એણે બ્લાઉઝ કાઢીને પથારીમાં ફેંક્યો પણ સિફતથી સાડી વક્ષસ્થળ પર ઢાંકી દીધી પછી અવળે હાથે બોડિસને ઢીલી કરી નાખી સાડી પાછળ સ્તનો દડ દડ થવા લાગ્યાં. મારું કુતૂહલ ને આશ્ચર્ય ઉત્તરોત્તર વધી રહ્યાં હતાં, કારણ એ બધું રોબટની જેમ કરતી હતી. એણે કાળી કિનારવાળી દૂધ જેવી સફેદ સુતરાઉ સાડી કાઢી ચારે બાજુ કુશળતાથી વીંટી. એણે ચણિયો ને ઉપરની કિંમતી સાડી કાઢી નાખ્યાં. બધાંને વાળી, ગડી કરી, પેટીમાં મુકી એ સીધી આવીને મારા બેડમાં બેસી ગઇ. ને એકદમ ખડખડાડ હસી પડી બોલી:

—ઓહ, સર આ તો ખૂબ જ સુંવાળો, પોચો ને કમ્ફોરટેબલ બેડ છે. લકી, સર. એની આખી કાયાનું સુંવાળું સૌંદર્ય રેલમછેલ થવા માંડ્યું, મારી આંખ આગળ.

મને કશું સમજાતું નહોતું. મને જાણે લાગ્યું કે એનું એમ કરવું ખૂબ જ સ્વાભાવિક છે. કોઇ બંધનો, નિયમો, ઇન્હિબિશનો એને નડતાં નથી. એ બધું વાસ્તવની જેમ મારાથી સ્વીકારાઈ ગયું છે.

એ ફટ આડી પડી ગઈ મેં એના મોં પર, હાથ પર, સ્તન પર મારો હાથ ફેરવ્યો એણે ધીરે ધીરે ખી...ખી...કરી હસવાનું શરુ કર્યું. મને એ હાસ્ય નહોતું ગમતુ પણ હું મીઠો ઉશ્કેરાટ અનુભવી રહ્યો હતો. મે એના પેટ, નિતંબ પર હાથ પસવારવા માંડયા. એ સહેજ પણ લાગણી વિના, કોઇ પણ પ્રકારના ઉશ્કેરાટ વિના, નાના છોકરાને ગલી કરીએ અને ખિલ ખિલ હસે એમ હીસ્ટીરિકલ હસતી હતી. જાણે એ આખી મજાક હતી.

મેં એને અડધુ મજાકમાં, અડધું કટાક્ષમાં ને અડધું સંદર્ભમાં પૂછ્યું: તને ભૂખ નથી લાગી ?

—ઓહ ! સર, ભૂખ, ભૂખ...ભાત...તમે બહુ જ ગમતી છો

મેં એને ચૂમવા, આલિંગવા પ્રયાસ કર્યો. કોઇ પણ પ્રકારના રિસ્પોન્સ વિના ખી...ખી...હસતી એ બોલી રહી.

—તમે ગમતી છો, સર. તમે ભાત ખાવા પર જબરો જોક માર્યો. ગયે વર્ષે તમે અહીં રહ્યા ત્યારે અહીં બાથરૂમમાં ખૂબ વંદા હતા કેમ ? એ વંદાનો પણ જબરો જોક કહેવાય. ભૂખ...મને જબરી ભૂખ લાગે છે...

એ હસવા લાગી. વધારે ને વધારે હસવા લાગી. હું છોભીલો પડી બાજુએ ખસી ગયો. એનું ઇડિયટ જેવું બાલિશ મોં, મારી હાજરીની પરવા કર્યા વગર, એના શુભ્ર દાંત દેખાડતું ખી...ખી ..અવાજ કરતું હસી રહ્યું

એકાએક એ બંધ થઇ ગઇ. મને વિનવણી કરતી બોલી:

—હેં, આ બાથરૂમમાં પણ ખૂબ વંદા હશે ? જરી તમે લાઇટ કરીને જોઇ આપોને. ઊઠોને...પ્લીઝ તમને વંદા નથી ગમતાને ! મને પણ એમની ખૂબ ચીડ છે ..મારે બાથરૂમ જવું છે...ઊઠોને સર...

મારા આખા શરીરમાં કાંટા ભોંકતી ઠંડી થાજી જવા માંડી. એના હીસ્ટીરિકલ હાસ્યના પડઘા મારા કાનના પડદાને થથરાવી રહ્યા.

●●●

( આગામી વાર્તાસંગ્રહ 'તરંગિણીનું સ્વપ્ન'માંથી )

# નીરવ પડઘા

દેવેન્દ્ર દીક્ષિત

મંદાકીનીએ, ડ્રેસીંગ ટેબલના અરીસામાં પોતાનું મોં જોયું. ગોળ, ગોરું, મીઠું, મલકાતું મોં. વાળની થોડી લટો કપાળ પર વિખરાતી હતી. એ હસી ત્યારે અરીસામાં ગાલે ખંજન પડયાં. એ શરમાઇ અને પેલી અરીસામાંની યુવતીનું મોં પણ શરમથી લાલચોળ થઇ ગયું. એણે ધ્યાનથી જોયું. અને એને લાગ્યું કે સામેનું પ્રતિબિંબ કંઇક ઝાંખુ પડે છે. હસમુખા ચહેરા પર ગ્લાનિની વાદળી છે. આંખમાં તોફાનનાં તાંડવ રમતાં લાગે છે. મ્હોં મ્લાન છે. ચહેરા પર ન સમજાય એવી મલીનતા ભાસે છે,

મંદુ સમજી ન શકી, અરીસામાં દેખાતી યુવતી ખરેખર એ પોતે જ હતી! શું એનું બાહ્યરૂપ એના અંતરમાં ચાલતા કલહ, કંકાસ વ્યથા અને વેદનાને સુપ્ત કરતું હતું? એણે તો પોતાના હૈયામાં વલોવાતી વ્યથાને હોઠે પણ આવવા નહોતી દીધી. પેલું ભાવભીનું નહીં પણ ભયભીત ભાવિ હવે મન વીંધીને શરીર પર પણ વર્ચસ્વ જમાવવા બેઠું હતું કે શું?

સવારનાં સાતેક વાગ્યા હશે. તડકો સામેની બારી-માંથી ચુપચુપ પેસીને એની પથારી પર પ્રસર્યો હતો. 'વોડરોબ' પર બેઠેલા પેલાં બે કબૂતરો સ્વેચ્છામય, સંપૂર્ણ અને સતત એવું સાન્નિધ્ય શોધતાં જોડે જ બેઠા હતાં, નર માદાને પોતાની ચાંચથી પ્રેમની મૌન-અર્ચના આપી રહ્યો હતો. ઉન્મત્ત, ઉલ્લાસનાં અતિરે-કથી ઊભરાતાં જીવન સમસ્તનો આનંદ એક માત્ર 'ગટર—ગું'માં વ્યક્ત કરતાં હતાં. નૈસર્ગ, બાગમાં નિઃસં-કોચ નાચતી હતી અને ડાળીએ વસંત બેઠી હતી. રસમાં રજોટાયલાં ફૂલ હજી ઘાસનાં ગલીચા પર વેરાયલાં પડયાં હતાં. કુદરત સમસ્ત વિશ્વને આનંદને હિલોળે ચઢાવી રહી હતી.

મંદુની આંખમાંથી પાણીનાં બે ટીપાં સરી પડયાં. મંદુ ચમકીઃ આ આસું તો નહીં હોય! હૈયું રડે એટલે આંખે પણ રડવું જ જોઇએ એવો નિયમ છે ખરો? મંદુ રાતના કલાકો સુધી પોતાની પથારીમાં અકળાતી, ગૂંગળાતી, અધીરી, આશાભરી આખી રાત કરવટ બદલ્યા કરતી, ઊંઘ પણ હવે તો અટારી બની હતી. સ્વપ્નાએ પણ અબોલા લીધા હતાં. અને મંદુ પરણેલી છતાંયે એકલી, સાવ એકલી જ પડી રહેતી હતી.

રમેશ એનો પતિ હતો. અગ્નિ સાક્ષીએ પવિત્ર

મ ત્રોઅચારના વિસ્તરતા જતા ઘોંઘાટમાં સખીઓની ટીખળ અને સ્નેહીઓની શુભાશિષો સાથે મંદુ રમેશ સાથે રેફમેર પરણી હતી, પુત્રીનું સુખ, પિતાની પૈસા ખર્ચવાની શક્તિ પર સદાયે નિર્ભર છે, એવી દૃઢ માન્યતા ધરાવતા એના પિતા દશરથલાલ, લગ્ન સ્ત્રીને માટે અતિશય અનિવાર્ય એવું અનિષ્ઠ છે એમ માનતી એની બા. 'અસ્ત્રી'નો અવતાર તો કૂતરીનો જ એવું હંમેશા ઉચ્ચારતાં એના મોટી બા, મંદુ પરણી ત્યારે વિવિધ વિચારો વાગોળતાં હતાં. પિતાને મન જવાબદારી ગઈ તેનો સંતોષ હતો. માને મન ઘરકામમા મદદ કરનારી દીકરી ગઈ એનો રંજ હતો. અને મોટી બાને મન પોતાને ઠેઠ પહોંચાડનારો 'પેટના પેટ' એવા અનેક પૌત્રોનાં નવનિર્માણનો પંથ પાકો થયો તેનું આશ્વાસન હતું.

માત્ર મંદુને પોતાને જ આ બધું શેને માટે છે એ સમજાતુ ન હતું. એણે પોતાની સૂઈ ગયેલી સ્મૃતિને ઢંઢોળી. આખાએ લગ્ન દરમિયાન એને એક પણ એવું સંસ્મરણ ન જડ્યું કે જે એ જીવનભર જાળવી રાખે, જેને સંઘરીને ઓરસવીનાં સુકાઇ ગયેલાં ફૂલની માફક એની શાશ્વત સુવાસ સુંઘ્યા કરે. એ પરણી હતી પિતાને રાજી કરવા અને કંઇક અંશે એકધારું નિયંત્રિત ગતિહીન અને છતાયે સરળતાથી સરી જતું જીવન અકારું લાગવા માંડ્યું હતું એટલે કોલેજમાં એણે સ્વપ્ના સેવ્યાં હતાં અને અરમાનોને આરાધ્યાં હતાં. કાલીદાસ ને ભવભૂતિનાં સાન્નિધ્યમાં એનું અનોખું સ્વર્ગ સર્જાયું હતું. લગ્નની આવશ્યકતા એને કદાયે લાગી ન હતી. સંતાનની ઇચ્છાએ અજંપો આપ્યો હોય એવું એને યાદ નહોતું. પણ, છોકરીએ પરણવું જ જોઇએ અને 'ડોશી કુંવારી મરી હજી સાંભળી નથી.' એ સનાતન સત્યનો સામનો કરવાનો એણે મોળો પણ પ્રયત્ન તો કર્યો જ હતો પણ પરિણામ શૂન્ય. પિતાનો ગુસ્સો, માની કકલુદી અને મોટીબાની ધાકધમકીને વશ થઇને મંદુ આખરે પરણી ગઇ. હજીયે સુગંધિત ચંદન સમર્પિત ધુમાડાના ગોટાઓ એને ગૂંગળાવ્યા કરતા હતા. ઘરેણાથી લદાયલા, છોકરાંઓનાં લંગારથી લચકાતાં જાડા બૈરાંઓ, પરસેવાથી પરેશાન થતાં ટેરીલીનનાં સૂટ પહેરેલા પરોણાઓ, અને, ખાંડ પાણી અને રંગના મિશ્રણવાળું પેલુ લાલ શરબત– બધું જ એને યાદ હતું. બેસુર ધાદેરાતા બૈરાંઓ, રાગવિહીન રંજનમાં રાચતા શરણાઈ વાળાઓ, અને એ બધાંની વચ્ચે પોતાની પાંસળીઓનું જાહેર પ્રદર્શન કરતા મુડદાલ ઘોડા પર મ્લાન વદને બેઠેલો એનો વર–મંદુએ એને એકવાર જોયાનું આછું સ્મરણ છે. સૂકલકડી શરીર, મોટા ચશ્મા–નીચો બાંધો અને નમ્ર સ્વભાવ રમેશનાં આગવાં લક્ષણ હતાં, ન્યાતમાં એ સુશીલ અને સારો છોકરો ગણાતો. પિતા પૈસે સુખી હતા ભણવામાં સારો ગણાતો રમેશ પુસ્તક, પરીક્ષા અને પ્રોફેસરનાં વર્તુળની બહાર કદી ગયો જ નહોતો. સંનિષ્ઠ અને નિયમિત યુવાનની સમાજની સ્વીકાર્ય વ્યાખ્યા પ્રમાણે રમેશ સીધો અને ડાહ્યો છોકરો હતો. એ નહોતો પીતો સીગરેટ કે ચ્હા. છોકરીઓના લફરાંથી સદાયે અલિપ્ત 'સીધો' 'ડાહ્યો' 'ઠાવકો' એવાં અનેક વિશેષણોથી અલંકૃત આ નિષ્પ્રાણ–મુડદાલ યુવક મંદાના કુટુંબની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય હતો. એની પસંદગીના પ્રશ્નમાં મંદુના અભિપ્રાય કે લાગણીનો વિચાર કરવાની આવશ્યકતા ઉપસ્થિત જ નહોતી થતી. વડીલો કદી પોતાનાં સંતાનોનું અહિત ઇચ્છતા હોય ? છોકરીને વળી પૂછવાનું શું ? સારું ઘર છે, ભણેલો ગણેલો મુરતિયો છે, ન્યાતમાં આબરુ છે પછી બીજું શું જોઇએ ? પરંપરાગત ચાલી આવતી સદા સ્વીકાર્ય એવી આ પ્રણાલિકાના પ્રવાહમાં મંદુનું મન એ બહુ ગૌણ વસ્તુ હતી.

એટલે મંદુ છેવટે પરણી તો ખરી, ન્યાતના લોકોએ દશરથલાલનાં ખૂબ વખાણ કર્યાં. સાસરિયાંઓએ ઉમળકાભેર મન આવકારી. નણંદોએ નખરાળી, નવી ભાભીને ખીજવી અને મુંઝવી. મંદુનું લગ્નજીવન એક અપરિચિત વ્યક્તિ જેને સમાજે એનો પતિ બનાવ્યો હતો એની જોડે શરૂ થયું.

રમેશના પિતા મંગુભાઈ 'હનિમુન' અને 'લવ–મેરેજ' જેવા તૂતમાં માનતા નહોતા. આપણું ઘર શું ખોટું છે કે પૈસા ખરચીને માથેરાન, મહાબળેશ્વર જેવામાં હોટલમા જઇને રહેવાનું. અમારી તો બે પેઢી આ જ ઘરમાં પેદા થઇ અને મોટી થઇ. વળી પાછું રમેશ બિચારાને બહારનું ખાવાનું પણ નહીં ફાવે અને ટ્રેઇનની અથડામણ પણ નહીં સહેવાય, એટલે 'હનિ' અને 'મુન' બંને આપણા ઘરમાં જ. અને આ સુંદર સુભાષિત ઉપર મંગુભાઇ આત્મસંતોષથી હસી પડયા. રમેશના આ

ગોદાવરીબહેન પંદર વર્ષની વયે પરણ્યા ત્યારથી જ પતિના શબ્દને શિરોમાન્ય કરતાં આવ્યાં હતાં. એટલે એમણે તો કશું કહેવાનું જ નહોતું અને રમેશ સાલસ, સીધો આજ્ઞાંકિત હોઈ પિતાની એક પણ ઇચ્છાની અવગણના કરવાનું નાનપણથી શીખ્યો જ ન હતો.

રમેશ એક ન સમજાય ન કહેવાય, એવી મુંઝવણ અનુભવી રહ્યો હતો. એનું પૌરુષ પાંગર્યું જ ન હતું. એટલે સ્ત્રી, સ્નેહ, અને સમાગમ, પ્રેમ અને વાસના, સુખ અને સાતત્ય, અમી અને વિષ એવી અનેક વિરોધાત્મક અને વિષાદયુક્ત ભાવનાઓની સંસ્કૃતિને સાચવતી અને સંતતિને પ્રસારતી જગતજનની છે, એની અનુભૂતિ એને કદી થઈ જ ન હતી પુસ્તકોમાં પરોવાઈ રહેલી, સદાચારની શૃંખલામાં જકડાઈ રહેલી પ્રજનનની પ્રનાળી નાંખતી, પુરુષસહજ ઉષ્મા રમેશમાં સુષુપ્ત જ હતી. અને રહેવાની હતી.

"પ્રેમ અલૌકિક છે. દૈવી અને અપાર્થિવ છે" એવી ભ્રામક માન્યતા સમાજશાસ્ત્રીઓ, બૌદ્ધિક સમાનતા કદી પણ દૈહિક નિકટતાનું સ્થાન લઈ શકતી નથી એ ભૂલી જાય છે, મંદુ અને રમેશનું દાંપત્યજીવન સાચી રીતે શરૂ થવા માટે જે દૈહિક એકતા નવપરિણીત યુગલમાં સ્વાભાવિક અને સુલભ ગણાય છે એના વગર જ શરૂ થયું—બંને લગભગ જુદા જ સૂતાં અને મંદુનું લગ્નજીવન શુષ્ક, રસહીન, કૃત્રિમ અને કલુષિત બની ગયું. સહચર્યના સુવર્ણતંતુ સિવાય, બંને પતિ–પત્ની બૌધ્ધિક મૈત્રી કરતાં વધારે ઘનિષ્ટ સંબંધ રમેશની શારીરિક શિથિલતાને લીધે સ્થાપિત ન જ કરી શકયાં. રોજનો માંદલો રમેશ વહેલો સુઈ જતો અને મોડો ઊઠતો. એ કજિયો નહોતો કરતો અને પ્રેમ પણ નહોતો કરતો માત્ર નિષ્કામ નિર્લેપતા પત્નીનાં ઊછળતાં અરમાનોની અવહેલનાં જ કરતો.

મંદુ મનોરથોનાં મંથનમાં ગુંચવાતી, ગુંગળાતી, અકળાતી આ સંપૂર્ણતાની આગમાં મુંગી ને મુંગી સળગી રહી. પ્રફુલ્લિત પ્રેમને વાંચ્છતું એનું અનુપમ સ્ત્રીત્વ કરમાઈને કાંટાળું બની ગયું. ઓજસ્વી માતૃત્વની અપેક્ષા, મ્લાન મુરઝાલ કૌમાર્યમાં પરિણમી. પતિના સુખથી વંચિત મંદુ ઠરી ગયેલી રાખની ઢગલી સમી બની ગઈ.

'શીલ, સંસ્કાર અને સંયમ શું માત્ર મારે માટે જ સમાજે ઘડયા છે? મારી ઉર્મિની ઉત્કંઠા, ભાવનાની ભૂખ, સહચારની યાચના હું સ્ત્રી છું એટલે જ મારાથી વ્યકત પણ ન કરાય? શિક્ષિત સંસ્કારી સ્ત્રી પોતાને મોંએ પ્રેમ માંગી શકતી નથી. અને એ મળે તો એની ભાવનાને ભ્રષ્ટ કર્યા સિવાય એ જીવનમાં પૂર્ણતા પણ પામી શકતી નથી.

'મંદુ, તું સવારથી સાંજ કામ કરે છે. તું થાકી ગઈ હશે. તું સુઈ જા.' રોજ રાતના રમેશની બાના ઔપચારિક વિવેકી શબ્દો સાંભળીને હવે તો એને કમકમાં આવતાં. ઘણીવાર મનમાં થઈ આવતું કે આ અર્થવિહીન આરામ કરતાં અવિરત પ્રેમનો અમૃતમય અજંપો હું અનેકગણો આવકારીશ. રમેશ તું સમજતો કેમ નથી? પણ સમજે છે પણ અસમર્થ છે? સ્ત્રી સ્નેહ વાંછે છે. પત્ની પ્રેમ માગે છે, મારી સર્જનશકિત સંતાનનો પિતા શોધે છે. એનું હેત વગર હણાતું હૈયું જ્યાં સુધી તારી પ્રેમચર્યાથી પરિતૃપ્ત નહીં થાય તો એ કરમાઈ જશે. અકાળે મરી જશે —મંદુ મનમાં જ કહેતી.

મંદુનાં લગ્નને પાંચ વર્ષ વિતી ગયાં અને હજી એનું કૌમાર્ય અખંડિત જ રહ્યું હતું. ઘરમાં મોટીબા જાણી જોઈને મોટે ઘાટે વાત કરતાં: 'આ વહુ જ વાંઝણી છે મારા મગુનો વંશવેલો સુકાઈ જશે. અમારા વખતમા આવું હોય તો તરત જ બીજી વહુ લઈ આવે.' નણંદ, સાસુ અને છેવટે એની બા પણ સીધી કે આડકતરી રીતે સુચવતાં: મંદુ, બેટા કોઈ સારા સ્ત્રી રોગના નિષ્ણાતને કેમ નથી બતાવતી? આવી વાતમાં ખોટી શરમ સારી નહીં.

મંદુ માત્ર મીઠું મર્માળુ હસતી અને એના મૌનમાં એની અમાપ વ્યથા અને અબોલ વેદના સમાવી લેતી. રાતના પવન સોડ તાણી સુઈ ગયો હોય અને આકાશમાં તારા આંખમીંચામણા કરતા હોય ત્યારે મંદુ અગાશીમાં આવીને મુકત મને રડી લેતી. હવે તો એને શીલ, સંસ્કાર, સંયમ અને સદાચારના અર્થહીન અંચળાને ફગાવી દઈને પોતાને પ્રિય એવા પુરુષની સોડમાં સમાઈ જવાની ઉત્કટ ઇચ્છા ઊભરાતી. મન ગમે એટલી માયાફૂટ કરે પણ નીતિ અને ન્યાયની સુવર્ણશૃંખલા તોડવાની હજી એનામાં હિંમત કે તાકાત ન હતી.

થોડા દિવસથી શહેરમાં એક સ્વામી પધાર્યા છે. વિદ્વાન, વિનમ્ર, અપરિગ્રહનાં અડંગ અનુયાયી એવા આ યુવાન તેજસ્વી સાધુની ખ્યાતિના રસપ્રદ બ્યાન વર્તમાન

પત્રમા આવતાં. પુત્ર વાંચ્છતી માતાઓ, ધનની લાલસા ધરાવતા સટોડિયાઓ, અને પ્રેયસીનો પ્રેમ શોધતા કોલેજીયનો મોટી સંખ્યામાં સ્વામીજીના દર્શને આવતા. સ્વામીજી પ્રખર અને પ્રભાવશાળી વક્તા હતા. એવું પ્રતિભાશાળી પૌરુષ અનુપમ હતું. એની વાણીમાં અમૃત હતું અને હાસ્યમાં પુષ્પધન્વાનો ટંકાર હતો. એ સ્વામી કહેવડાવતા પણ સંન્યસ્તના કઠોર અને કપરા નિયમો એના જીવનને અવરોધતા નહીં. સ્વામીજીનાં સાનિધ્યે અનેકનાં સ્વપ્નો સાકાર થયાની લોકવાયકા હતી.

'મંદુ. બેટા' સાંજે ગોદાવરીબહેને વહુને હેતથી કહ્યું: 'આખો દિવસ ઘરમાં બેસી રહે છે તેના કરતાં દેવ–દર્શને જતી હોય તો ! સ્હેજ જીવ છુટો થશે અને ચાર જણને મળાશે.' મંદાકીનીના શિક્ષિત અને સંસ્કારી મનને જપ, તપ, દેવ, દર્શન, બાધા–આખડીમાં શ્રદ્ધા ન હતી. પાખંડી અને તરકટી આ દુનિયામાં ઇશ્વર તો માત્ર અનાયાસનો આગંતુક હતો. જનતાની અંધશ્રદ્ધા પર વિકસતો આ વર્ગ મંદુને મન સમાજનાં કલંક ચિન્હ સમો હતો. પણ છતાં યે સાસુની સલાહ એણે સ્વીકારી. આ સલાહ સ્વીકારવામાં શ્રદ્ધા કે વણસંતોષાયેલી પુરુષભૂખ શું કારણરૂપ હતી ? એ પોતાના મનને પુછવાની આવશ્યકતા મંદુને લાગી નહીં.

સૂર્ય ક્ષિતિજ પર સંતાતો હતો. શેરીઓમાં લંબાતા પડછાયા ઘરની છત અને દીવાલ પર અથડાતા હતા, સાંજનો મંદ સમીર આલ્હાદક અને ઉર્મિલ હતો. મંદુ એકચિત્તે સ્વામીજીનું વ્યાખ્યાન સાંભળી રહી હતી. વિશાળ આંખો, પ્રતાપી પુરુષ, સિંહ સમો સીનો, ગૌર વદન, અસ્ખલિત વાગ્ધારા, કૃષ્ણની મોરલી જેવો મોહક અવાજ. સ્વામીજીને જોઇને મંદુ ઘેલી બની ગઇ. એનું સૂતેલું સ્ત્રીત્વ સળગી ઊઠયું. અનંગની પાવક જ્વાળાએ એના અંગેઅંગમાં અંગારા ચાંપી દીધા. મંદુ અને સ્વામીજીની આત્મીયતા વધતી ચાલી. હવે તો એ રોજ જ કથા સાંભળવા જતી. સ્વમીજીના સાનિધ્યે એને શાતા આપી, જીવન જીવવાનું જોમ આવ્યું. નિષ્ક્રિયતાના નિબિડ પથ પરથી એ સ્વયસિદ્ધિના સ્વાવલંબી માર્ગ પર આગળ વધી. ગોદાવરી બહેને ભણેલી વહુમાં અચાનક આવેલા આ ફેરફારથી સંતોષ અનુભવ્યો. રમેશ છુટકારાનો દમ ખેંચ્યો. મંગુભાઇએ મંદુનાં માનસ–જીવનના આ પરિવર્તનને આવકાર્યું.

સ્વામીજી તો ત્રણેક મહિના શહેરમાં રોકાઇને પર્યટન પર ઉપડી ગયા. મંદુ ગઇકાલે જ 'લેડી ડાક્ટર'ને ત્યા જઇ આવી અને ડોક્ટરે ગોદાવરીબહેનને અભિનંદન આપ્યાં. મંદુ માતા બનવાની હતી. નણંદોએ ભાભીને 'બાર વરસે બાવો બોલ્યો.' કહીને ખીજવી. ગોદાવરી બહેને ઓવારણાં લીધાં. રમેશ ફીકું ફીકું હસ્યો. આજે જ એની બહેનપણી ચિત્રા આવી હતી 'કોંગ્રેચ્યુલેશન મંદુ ! કેટલી મીંઢી છે તું ? આવું 'ફેમેલી પ્લાનીંગ' હોય !' મંદુ મીઠું મરમાળું હસી. એની નજર સમક્ષ બે વિશાળ આંખો અને એક પ્રતાપી મ્હોં તરવરી ઊઠયાં.

●●●

પ્રશંસક સ્વર્ગના ઝાઝું નહીં, તો આટલું સમજે–
નથી લઇ જાતી સ્વર્ગે કોઇને સંસારની નિંદા.
–કિસ્મત કુરેશી

# આપણાં ભક્તિકાવ્યો

સુસ્મિતાબહેન મહેડ

આપણે સામાન્ય રીતે 'ધર્મ' શબ્દ એવા વ્યાપક અર્થમાં વાપરીએ છીએ કે એમાં જ્ઞાન, વૈરાગ્ય, ઉપાસના ભક્તિ એ બધાંનો સમાવેશ થઇ જાય છે. છતાં એ બધાં તદ્દન નિરાળી વૃત્તિમાંથી પ્રગટે છે.

માનવીની જિજ્ઞાસાવૃત્તિમાંથી જ્ઞાનમાર્ગ ઉદ્ભવ્યો છે, તો બ્રહ્માંડની અકળિત લીલામાં બધું અગમ્ય લાગે છે ત્યારે એના મનમાં પ્રગટેલો અહોભાવ એને આ સૃષ્ટિના સર્જનહાર પ્રત્યે માનવૃત્તિ પ્રેરી એમાંથી ઉપાસનાનો ભાવ જગાડે છે. જ્યારે આ સંસાર દુઃખકર લાગે છે ત્યારે માનવ મનમાં ક્ષણભંગુર જીવન પ્રત્યે વૈરાગ્યનો ભાવ પેદા થાય છે, પરંતુ આ બધાં કરતાં જેને આપણે પ્રેમલક્ષણા ભક્તિના નામે ઓળખીએ છીએ તે જુદા પ્રકારની છે. પોતાના ભક્તિસૂત્રમાં નારદ આ પ્રમાણે વ્યાખ્યા આપે છે :–

सा त्वस्मिन् परमप्रेमरूपा अमृतस्वरूपाच । શાંડિલ્ય કહે છે :– सा परानुरक्तिरीश्वरे ॥
પોતાની અલ્પતાનું ભાન કરી સૃષ્ટિના સર્જનહારમાં પ્રતાપનું આરોપણ કરી પૂજ્યભાવમાંથી પ્રગટતી ધર્મવૃત્તિ ઉપરની વ્યાખ્યાઓ કરતાં થોડી જૂદી પડે છે. ગીતાના ૧૧મા અધ્યાયમાં

पश्यामि देवां स्तव देवदेहे ।
सर्वास्तथा भूतविशेष संघान् ॥

એ શ્લોકમાં વ્યકત થતો ભાવ શાંડિલ્ય કે નારદના ભક્તિસૂત્ર કરતાં જુદા પ્રકારનો છે. તેને આપણે ઉપાસનાની ભક્તિ કહી શકીએ. આપણે ત્યાં જ્ઞાન, વૈરાગ્ય, ઉપાસના અને પ્રેમભક્તિનાં ઉદાહરણો ઠેરઠેર વેરાયલાં મળી આવે છે. આપણા આ વિશાળ ભક્તિ-સાહિત્યમાંથી માત્ર શુદ્ધ ભક્તિકાવ્યો તરફ નજર નાખીએ.

ભાગવતમાં એવો ભાવ દર્શાવવામાં આવ્યો છે કે "જેઓને પાંખ આવી ન હોય એવાં પક્ષીઓનાં બચ્ચાંઓ, જેમ માને જોવા ટમટમી રહે છે, ભૂખથી પીડાતાં વાછરડાંઓ જેમ દૂધની વાટ જોઇને બેસી રહે છે, તથા કામથી ખિન્ન થયેલી સ્ત્રી જેમ પરદેશ ગયેલા પોતાના પ્રાણપતિને જોવાની ઇચ્છા કરે છે. તેમજ હે કમલનયન ! મારું મન તમારાં દર્શન કરવા આતુર રહે છે." ૧ "આવા ભક્તહૃદયની એક જ આરઝુ હોય છે પોતાના ઇષ્ટદેવને પ્રાપ્ત કરવાની. તેને મન એ એક જ

૧. ભાગવત સ્કંધ ૬. અ. ૧૧

લગન હોય છે. તેનું હૃદય સદાય રટે છે કે "વ્રજ વહાલું રે વૈકુંઠ નહીં જાઉં"

નવધા ભક્તિમાં પ્રેમ અને સમર્પણના સ્નિગ્ધ સંવેદનરૂપ ભક્તિવૃત્તિ વેદ જેટલી પ્રાચીન છે. ઇન્દ્ર, વરુણ, અગ્નિ, રુદ્ર, વિષ્ણુ વગેરે દેવોની ઋગ્વેદમાં આવતી સ્તુતિઓમાં આ સંવેદન અનુભવાય છે. ભક્તિવૃત્તિનો સંચાર ઉપનિષદકાળમા વિકાસની બીજી ભૂમિકાએ પહોંચે છે વેદમાં દેખાતી અનેક દેવોની સ્તુતિઓને સ્થાને એક જ પરમ તત્ત્વની ઉપાસના સ્વીકારવામાં આવે છે, એકેશ્વરવાદ પ્રચારમાં આવે છે. અનેક દેવને બદલે નિર્ગુણ–નિરાકાર બ્રહ્મની ઉપાસના ઉપનિષદ્કાળમાં શરૂ થતાં હૃદયના કોમળ ઉદ્ગારો અને ચિત્તની તર્કબુદ્ધિનો સુભગ સુમેળ થાય છે. આ સમયમાં હૃદયસંવેદનોને જ્ઞાનની બેસણી મળે છે. છતા પ્રેમભક્તિધારાનું અનુસંધાન ઉપનિષદકાળમાં પણ જોઈ શકાય છે. તૈતરિય ઉપનિષદ પરબ્રહ્મને रसो वै सः કહે છે. પ્રેમલક્ષણા ભક્તિનો પણ આ જ આદર્શ છે. પાછળથી વૈષ્ણવ સંપ્રદાય દ્વારા જે રસ–સિદ્ધાન્ત પ્રચલિત થવાનો હતો તે રસસિધ્ધાન્તનાં બીજ કઠોપનિષદ અને મુંડકોપનિષદમાં દેખાય છે. નીચેના શ્લોકમાં તેની પ્રતીતિ થાય છેઃ

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्॥

આ અનુગ્રહની પ્રાપ્તિ માટે સર્વ સમર્પણનો ભાવ તથા આત્માનુભૂતિ માટે ગુરુનું માધ્યમ સ્વીકારવાની ભક્તિવિચારધારાનું બીજ ઘણું પ્રાચીન છે.

'મહાભારત' કાળમાં વાસુદેવ–નારાયણ અને વિષ્ણુની ભક્તિનો સ્વીકાર જોવામાં આવે છે. ઉપનિષદકાળની નિરાકાર ભક્તિને સ્થાને અહીં અવતારભક્તિનું તત્વ ઉમેરાય છે. ભગવદ્ગીતામાં અનન્યાશ્રય ઉપર પણ ભાર મૂકેલો છે. સરખાવો :—

अनन्याश्चिन्तयन्तो मां ये जनः पर्युपासते ।
तेषां नित्याभी युक्तानां योगक्षेम वहाम्यहम् ॥

અથવા

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

સમય વીતતાં વાસુદેવ, નારાયણ અને વિષ્ણુની એકતા સ્વીકારાઈ અને 'શ્રીકૃષ્ણ' વિષ્ણુના અવતાર મનાયા. તેમના ઉપાસકોનો ધર્મ 'ભાગવતધર્મ'ના નામે ઓળખાયો. 'હરિવંશ', 'બ્રહ્મપુરાણ', 'વિષ્ણુપુરાણ', 'શ્રીમદ્ ભાગવત', 'પદ્મપુરાણ', બ્રહ્મવૈવર્તપુરાણ'અને 'ગર્ગસંહિતા' જેવાં પુરાણો દ્વારા શ્રીકૃષ્ણભક્તિ ઉત્તરોત્તર વિકસી. આઠમી નવમી સદીમાં ભાગવત પુરાણે કૃષ્ણભક્તિના ઉચ્ચોચ્ચ શિખરનું નિરૂપણ કર્યું.

શંકરાચાર્યે કેવલાદ્વૈત મતનો પ્રચાર કરી રાષ્ટ્રધર્મ પ્રવર્તાવ્યો. બીજી બાજુ એ જ અરસામાં વિજ્ઞાનેશ્વરે મિતાક્ષર લખી રાષ્ટ્રજીવનને સ્થિર કર્યું. ધાર્મિક અને સામાજિક વ્યવસ્થા આ બંને મનીષીઓ દ્વારા આવી. પરંતુ જન-સમાજને જ્ઞાનગિરિના ઉન્નતશૃંગો કરતાં ભક્તિનો માર્ગ વધુ સરળ લાગે છે. જ્ઞાન, કર્મ, યોગ અને ભક્તિ એ પરમતત્ત્વ પ્રાપ્તિના માર્ગો પૈકી સામાન્યજનને ભક્તિ-માર્ગ જ સુલભ લાગ્યો છે. કોઇ એક આરાધ્ય દેવને ચરણે સર્વસ્વ સોંપીને એ પોતાની જાતને સહીસલામત માને છે. આમ કેવલાદ્વૈત સર્વસ્વીકૃત થવા છતાં ભક્તિ-પ્રવાહ અસ્ખલિતણે વહેતો રહ્યો. વળી સમય જતાં ભાગવતસંપ્રદાયનો અસ્ત થવા છતાં લોકસાહિત્યના નાયક તો શ્રીકૃષ્ણ જ રહ્યા. બંગાળનો સહજિયા પંથ દસમી સદીમાં પ્રવર્ત્યો. બૌદ્ધ મતના પતન પછી તેણે કૃષ્ણ-પૂજા સ્વીકારી. પાંચમાથી આઠમા શતક સુધીમાં દ્રાવિડના બાર આલ્વાર ભક્તો થયા. તેમણે નારાયણની ભક્તિનો પ્રચાર કર્યો.

તેમના પછી આવેલા આચાર્યોમા યમુનાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને નિંબાર્કાચાર્યે ભક્તિને ભારતભરમા પ્રવર્તાવી. નિંબાર્કાચાર્યે શ્રીમદ ભાગવતમાં રાધાનું પાત્ર ઉમેરી પ્રેમલક્ષણા ભક્તિને લોકપ્રિય બનાવી. ધર્મ અને રસનો સુમેળ સાધ્યો. ઉત્તરમાં રામાનંદી સંપ્રદાય, મહારાષ્ટ્રની વિઠોબા ભક્તિ, મેવાડ, રાજસ્થાન અને વ્રજની વૃંદાવનીય ભક્તિ ભારતભરમાં વ્યાપક બનતાં ચંડીદાસ, વિદ્યાપતિ અને જયદેવ જેવા પ્રેમ-લક્ષણા ભક્તિના ગાયકો સાંપડ્યા. તેમણે જે ભક્તિનો રંગ લગાડયો તેના સ્ફુલ્લિંગરૂપે ચૈતન્ય, કબીર, તુલસી-દાસ, સુરદાસ, નરસિંહ, મીરા વગેરેનું ભક્તિસાહિત્ય સર્જાયું.

ગુજરાતી મધ્યકાલીન સાહિત્ય પર પ્રેમલક્ષણા

કાવ્યોમાં નોંધપાત્ર અર્પણ કર્યું છે. જેમ નરસિંહ કર્મકાંડના વળગણને તિરસ્કારે છે, તેમ અખો પણ એની લાક્ષણિક રીતે 'એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ' જેવી વ્યંગોક્તિઓ આપે છે. પ્રેમાનંદ જેવા આખ્યાનશિરોમણિએ પણ દશમસ્કંધમા "મારું માણેકડું રિસાયું રે શામળિયા' જેવા કાવ્ય દ્વારા ભક્તિરસની ધારાને વહેતી રાખી છે. રણછોડ ભક્તે

'દિલમાં દીવો કરો દીવો કરો

દાસ રણછોડે ઘર સંભાળ્યું

જડી કુંચીને ઉઘાડ્યું તાળું

ગયું ભોમંડળમાં અજવાળું...

દિલમા દીવો કરો'

કાવ્ય દ્વારા આત્મખોજની વૃત્તિથી પરમતત્વને પામવાની કુંચી બતાવી છે.

મધ્યકાલીન સાહિત્યના અંતિમ પ્રતિનિધિ દયારામે અત્યંત રસિક ને કલાત્મક ગરબીઓ તેમજ પદો આપી ગુજરાતના જીવનને રસપ્લાવિત કર્યું છે. તેના અને નરસિંહના સંવેદનોમાં કેવું સામ્ય છે એ નીચેની પંક્તિઓ પરથી જણાશે

નરસિંહ કહે છે :–નામ ન જાણું પણ એ છે કાળો

એ જાયે એ જાયે કોઈ પાછો વાળો.. નામ

મારગમાં વાસલડી વહાતાં,

ચિત્ત હરીને લીધું

આલિંગન આપ્યું વ્હાલા અલબેલે

નાથ મન માન્યું . નામ

નરસૈંયાચા સ્વામી આપણ રમિયે

અંતર ટાળો અમશુ . નામ ન જાણું...

ત્યારે દયારામ કહે છે :–

પ્રેમની પીડા તે કોને કહીએ હો મધુકર

યાતાં ન જાણી પ્રીત, જાતાં પ્રાણ જાયે

હાથના કર્યાં તે હૈયે વાગ્યાં રે હો મધુકર

કૃષ્ણ, ગોપી અને વાસલડીના સીમિત વિષયોમા ફરતી તેની કાવ્યપંક્તિઓ ભાવવૈવિધ્યથી ભાવકના હૃદયને રસલીન કરી મૂકે છે. આવા શામળિયાથી એ રીસામણા લેતાં જણાવે છે:–

શ્યામ રંગ સમીપે ન જાવું,

મારે આજ થકી શ્યામરંગ સમીપે ન જાવું.

જેમા કાળાશ તે તો સૌ સરખું,

સર્વમાં કપટ હશે આવું ..મારે

કસ્તુરી બિંદી ના કરું,

કાજળ ના આંખમા અંજાવું મારે

દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો મન કહે જે

'પલક ના નિભાવું' .... મારે આજ થકી

આમ મન તો રીસામણાં નભાવી શકે તેમ નથી. 'જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાંહી ઠરે' જેવી પંક્તિઓથી રસો વૈ સઃ એવા આનંદ સ્વરૂપને દર્શાવ્યુ છે. દયારામે તો એક વર્યો ગોપીજન વલ્લભ અવર ન દૂજો કહી કૃષ્ણ પ્રત્યેનો અનન્ય પ્રેમ દર્શાવ્યો છે. મધ્યકાલીન ભક્તિકાવ્યોમા માનવહૃદયની આ ઉત્કટ સંવેદના પ્રણયગીતો દ્વારા જ વ્યક્ત થતી હોય છે, કારણ કે यतो वाचो निवर्तन्ते એવા વૈખરીથી પર રહેલા પરમતત્વની, ભાવન ભાહેરા એ પરબ્રહ્મના સાક્ષાત્કારની અનુભૂતિ બીજા કયા શબ્દોમાં વ્યક્ત થઇ શકે! ભક્તહૃદયની અમુર્ત ભાવભંગીઓ માનવજીવનની ઉત્કટમાં ઉત્કટ વાણીમા મુર્ત બનીને સાકાર થાય છે આથી જ પ્રેમલક્ષણા ભક્તિશૃંગારના કાવ્યોમા સ્થૂલશૃંગારની સગ લાવવાની જરૂર નથી. દોષ હોય તો ભક્તકવિના માધ્યમ ભાષાનો.

જગતના ભક્તિસાહિત્ય તરફ નજર નાખીશું તો બધે આ જ પરિસ્થિતિ જણાશે. ઓગસ્ટાઇન જેવા ખ્રિસ્તિ ભક્ત, કે ખ્રિસ્તિ સાધ્વીઓ જીસસ પર વારી જવાની જ વૃત્તિ દર્શાવે છે ફારસી સુફી કવિઓએ પણ પરમતત્વની ઉપાસના ઇશ્કે હકીકીથી જ કરેલી છે. આનંદઘનજી ને ચિદાનંદજી જેવા જૈન સાધુઓની ભક્તિ નીચેની પંક્તિઓથી અભિવ્યક્તિ પામી છે

પીયા બીન સુધબુધ ખુંદી હો

વિરહ ભુયંગ નિસા સમે

મેરી સેજડી ખુંદી હો

નિશદિન જોઉ તારી વાટડી

ઘરે આવો રે ઢોલા.

અથવા :—

મીઠડો લાગે કંતડોને ખાટો લાગે લોક
કંતવિહુણી ગોરડી તે રણ માંહે પોક.

યશોવિજયજીનાં પદ પણ આવું જ દૃષ્ટાન્ત પૂરું પાડે છે. દા. ત.

પીઉ પીઉ કરી તુમને જપું રે, હું ચાતક તુંમ મેહ.

અર્વાચીન સાહિત્યમાં પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આ સાંપ્રદાયિકતા દૂર થઇ છે, છતાં માનવહૃદયની આ ચિરંતન ભાવના કોઇ ને કોઇ સ્વરૂપે અભિવ્યકિત પામી છે. ભોળાનાથભાઇએ 'ઇશ્વરપ્રાર્થનામાળા'માં એકેશ્વરવાદ તેમજ પરબ્રહ્મની નિરાકારતાનું પ્રતિપાદન કરતાંયે કોઇ અદૃષ્ટ શકિતની ઉપાસના તો કરી જ છે.

નરસિંહરાવે પ્રકૃતિ દ્વારા ઇશ્વરને કેવો સચરાચરમાં વ્યાપી રહેલો નિરખ્યો છે તે તેમના જ શબ્દોમાં જોઇએ:

સુંદરશિવ મંગલગુણ ગાઉં ઇશ્વરા
વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા . સુંદર
મધુર કુસુમ વિશે રમે ગન્ધ સુંદરા
કૌમુદી સુદપ્રદા ઉષા મનોહરા
મૃદુલકંઠે કોકીલરવ શ્રવણ સુખકરા
સહુમાં વસતી, હસતી, શી લલિતા, સુંદરતા
તુજ જગદ્ગુરા, નમું મહેશ્વરા...સુંદરશિવ

'પરમ પ્રેમ પરબ્રહ્મ' કહેતાં કહેતાં 'શતદલ પદ્મમાં પોઢેલા' એ પરિમલને દીઠો હોય તો દાખવવાની અરજ કરતા કરતા કવિ ન્હાનાલાલને 'વિરાટનો હીંડોળો આકમઝોળ' દેખાય છે, તો ઘડીકમાં સ્વામીનારાયણ સંપ્રદાયના એ ચુસ્ત અનુયાયી પોતાના નયનને ઠપકો આપે છે કે 'મારાં નયણાંની આળસ રે, નિરખ્યા ન હરિ ને જરી રે,'

"યતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરું,
કૃતિ ઇન્દ્રિયોની મન વિશે વળી ભાવ જ ધરું,
સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કાઇક કરું:
ક્ષમાહરે જેજે તુજ ચરણમાં નાથજી ધરું."

એવી ક્ષમાપના માગીને કવિ ન્હાનાલાલ પરમાત્માને પ્રાર્થે છે કે :—

"અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા.
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઈ જા."

કાન્ત કે નરસિંહરાવ જેવાને 'એક ડગલું બસ થાય.' એવી દીનતા હતી તો એવો જ ભાવ શ્રી હરિહર ભટ્ટ 'એક જ ચિનગારી'ની માગણી કરતા દર્શાવે છે. તેઓ કહે છે :—

એક જ દે ચિનગારી
મહાનલ ! એક જ દે ચિનગારી
ચકમક લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જિંદગી સારી
જામગરીમાં તણખો ન પડયો, ન ફળી મહેનત મારી
મહાનલ ! એક જ દે ચિનગારી,

એક જ ભાવની અભિવ્યકિત જુદી જુદી ભાષામાં કયારેક કેવી એકસરખી થાય છે તેનું ઉદાહરણ કવિવર ટાગોરની નીચેની પંકિતઓને 'એક જ દે ચિનગારી' સાથે સરખાવવાથી જોવા મળે છે.

કવિવર લખે છે :—

આગુનેર પારસમની
છો આવ પ્રાને
હે જીબન પૂન્ય કરો
હે જીબન પૂન્ય કરો
દહનદાને-આગુ નેર પારસમની.

(હે પ્રભુ ! તારા અગ્નિના પારસમણિથી આ જીવન પૂર્ણ કરી દે! એના દાહક દાનથી આ જીવન પૂર્ણ કરી દે.)

ઈશ્કે મિજાજી અને ઇશ્કે હકીકીના ઉપાસક કલાપી તો બધો જ ભાર ઇશ્વરને સોંપી દે છે. તેને કશી ફિકર નથી. જ્યાં સુધી પરમાત્માની કરુણાસભર નિગાહ જગત પર છે ત્યાં સુધી. તે કહે છે :—

દેખી બૂરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની,
ધોવા બૂરાઇને બધે ગંગા વહે છે આપની.

કવિશ્રી સુન્દરમે જેને એક વખત 'પ્રખર સહરાની તરસથી, ઝંખી હતી તે કૃપાદૃષ્ટિ પ્રાપ્ત થતાં તેમનું હૈયું આનંદવિભોર કહી ઊઠે છે કે :—

'હતી ઝંખી જેને, પ્રખર સહરાની તરસથી,

અહીં તે છે હાવાં સકલનભનાં નીર લઇને,
અહીં આવો ઓ સૌ નિજ નિજ તણાં ભીતર લઇ.'

શ્રી રાજેન્દ્ર શાહને 'શ્રાવણી મધ્યાન્હે' ઉત્કંઠેશ્વર મહાદેવમાં કેવી અનુભૂતિ થઇ છે તે તેમના જ શબ્દોમાં જોઇએ :–

'ટેકો દઇ વૃષભનંદિની પાસ બેસું.
કેવી હવા હલમલે મુજ પક્ષ્મ રોગે.
હું માનસી જલ હિમોજ્જ્વલ શ્વેતપેખું,
ને ચંદ્રમૌલિ તણી કૌમુદી નીલવ્યોમે
કૈલાસના પુનિત દર્શન ધન્ય પર્વ
ના સ્વપ્ન જાગૃતિ, તુરિય ન તોય સર્વ',

નરસિંહ, મીરાં, દયારામની પ્રેમલક્ષણા ભક્તિ, પ્રાર્થનાસમાજીઓની એકેશ્વરની ઉપાસના, ન્હાનાલાલની પ્રેમભક્તિ કે શ્રી સુન્દરમ્, શ્રી રાજેન્દ્રની યોગપ્રધાન ભક્તિ ગમે તે હોય પરંતુ માનવહૃદયની આ ઉત્કટ સંવેદનાને સહુ સર્જકો વૈખરીમાં ઉતારવા મથી રહ્યા જણાય છે. ટુંકમાં નરસિંહથી નિરંજન ભગત સુધીના આપણા સર્વ કવિઓએ ગિરાગુર્જરીમાં ભક્તિભાવના પ્રવાહને અસ્ખલિત વહેવડાવ્યો છે. વેદથી માંડી આજ સુધીનાં ભક્તિકાવ્યોએ એક જ ભાવના પ્રવાહમાં ધારાવાહી રહીને ભારતીય સંસ્કૃતિના શ્રદ્ધાદીપકને જલતો રાખ્યો છે.

શ્રી. અરવિંદના નીચેના શબ્દો આનું જ સમર્થન કરે છે. 'The Divine gives itself to those who give themselves without reserve and in all their parts to Divine." આ આત્મનિવેદન તથા સર્વસમર્પણના ભાવ સાથે જ તેનું મહત્વ દર્શાવતાં તેઓ જણાવે છે કે 'The descent of Divine Grace is not only necessary, but it is the chief factor.' પશ્ચિમમાં આજે જે અજંપો દેખાય છે, સમૃદ્ધિની છોળો હોવા છતાં કશુંક ખાલી લાગે છે, ત્યાં પણ યોગસાધના તરફનું વલણ દેખાય છે. ઇંગ્લેન્ડમાં ઓક્સફર્ડ ગલીમાં 'હરેકૃષ્ણ'નું મંડળ શરૂ થયું છે. અત્યંત ભોગવિલાસથી વાજ આવી જઇને હીપ્પી, બીટનીક કે બીટલ્સો જોવા મળે છે, એ હકીકતો દર્શાવે છે કે પોતાના બાહુબળ પર મુસ્તાક રહેવા છતાં માનવીને ક્યારેક તો 'મીણ' કહેવું પડે છે, પછી એ 'ગજેન્દ્રમોક્ષ' જેવું કોઇ સ્તોત્ર દ્વારા હોય કે 'Lead Kindly Light' જેવી કોઇ પ્રાર્થના દ્વારા હોય.

આજે આપણે ત્યાં પણ પશ્ચિમના અસ્તિત્વવાદની અસર જીવન અને સર્જન ઉપર વરતાય છે. એક જાતની હતાશા, નૈરાશ્ય અને વિષાદના સૂર કલાના સર્વક્ષેત્રોમાં સંભળાય છે ત્યારે એમ લાગે છે કે જીવનના અંધારાતોમાં શ્રદ્ધાની સ્થિર જ્યોત જ માનવજાતને પથપ્રદર્શક નીવડશે. કોઇ ગાંધી, કોઇ માર્ટિનલ્યુથર કીંગ જેવી વ્યક્તિઓ જ માનવતાને પ્રગતિને પંથે લઈ જશે. આવા જ કોઈ સંદર્ભમાં કવિ ન્હાનાલાલે કહ્યું હતું કે :–

ઊઠ ઓ ભરતગોત્ર ! જુવે તારી વાટ
જગત કાળને ઘાટ.

●●●

કહે છે–જેની નિંદા થાય એનાં પાપ પરવારે,
પછી શાને ગમે ના મુજને મુજ અવતારની નિંદા.
–કિસ્મત કુરેશી

# સ્વપ્નસૃષ્ટિ

પચ્ચીસ પૈસા, પચ્ચીસ પૈસા, દરેક વસ્તુના પચ્ચીસ પૈસા. મોર, સિંહ, પેન્સિલ, જે જોઇએ લઇ જાઓ, દરવાજા આગળ જ ફેરિયો બેઠો હતોઃ 'મમ્મી, મારે સિંહ જોઇએ છે.' મોના સિંહની ગંધ આવતાં ગાડીએ જોડેલો ઘોડો અટકી જાય, એક ડગલું પણ આગળ ભરવા ના પાડે, તેમ અદબ વાળી ઊભી રહી. વંદના થાકી, 'જો મોના, હજી આપણે અંદર દાખલ પણ નથી થયા, ને તેં તોફાન શરૂ કરી દીધું ? અરે, ટિકિટ લઈને અંદર જઈએ પછી જોજે તો ખરી, ચકડોળ ને જાતજાતની રમતો ને ખાવાનું જોતાં તું થાકી જશે.' સોનેરી વાળના ઝુમખાં છટાથી પાછળ નાખતી મોના દૃઢતાથી બોલીઃ 'નહિ મમ્મી, તે દિવસે સિનેમામાં સિંહનું બચ્ચું રમાડતી પેલી છોકરી નહોતી આવતી ? હું પણ આ સિંહને દૂધ પાઇશ, મોટો કરીશ ને–' આજુબાજુના અવાજમાં મોનાનો અવાજ ભળી ગયો, મધમાખીના ગૂન ગૂન અવાજ જેવો લોકોનો શોરબકોર, થાકેલી વંદનાને વધારે થકવી દીધી. ત્યાં જ મધુકર બોલ્યો, 'વંદના. મોનાની ઈચ્છા છે, તો એકાદ બે રમકડાં ખરીદી લઇએ.' બાપ દીકરી કયું રમકડું ખરીદવું તેની તપાસમાં જમીન પર બેસી ગયા.

વંદના અક્કડ ઊભી રહી ચારે તરફ જોવા લાગી. આમ ઉદ્દેશહીન પરિસ્થિતિમાં ઊભા રહેવાનું એને સહેજ પણ ગમ્યું નહિ. કદાચ મિસિસ ગઝદર કે ગુપ્તા એને જોઇ જાય તો કેવું લાગે ! પોતાનો મોભો કેવી રીતે જાળવી શકાય ? પણ મધુકરે લાડ લડાવી મોનાને બગાડી નાખી છે. જે માગે તે હાજર કરી દે. પોતાની જેમ સામાજિક કાર્ય કરવા માંડશે પછી જ સમજાશે કે ભારત જેવા દેશમાં એવા કેટલાય દલિત, દુઃખી, પિડિત છે, જેમની જીવનની મુળ જરૂરિઆતો પણ સંતોષાતી નથી ! ગયે અઠવાડિયે મંડળના દશાબ્દિ ઉત્સવ પ્રસંગે પરિસંવાદ યોજવામાં આવ્યો હતો ત્યારે આ જ વિષયનું સમાપન પોતે કેવું સુંદર કર્યું હતું, ને આટલી સાત વર્ષની મોનાને આટલી આટલી સહુલ્યી છતાં દરેક ચીજ ઓછી જ પડે છે. 'મમ્મી, જો મારો સિંહ આ–ઉ–ઉ–ઘ–હું–ઘ' મોનાના અવાજમાં પ્રસન્નતા વર્તાતી હતી; જીવનમાં બધું જ મેળવી લીધા પછી પ્રસરતી પ્રસન્નતા ! જાણે મોનાનો અવાજ વંદનાને કહી રહ્યો હતો, 'મમ્મી, મારે હવે કશું યે જોઇતું નથી.' વંદનાએ ઝડપથી ચાલી

મીનળ દીક્ષિત

મોનાનો હાથ પકડી લીધો ત્રણે દરવાજામાં થઈ અંદર દાખલ થયા.

આજે લગભગ છ મહિને ત્રણે જણા આમ સાથે નીકળી શકયા હતા, બાકી તો મધુકરની ફરિયાદ હોવા છતાં વંદનાને સમય જ કયાં મળતો હતો ? ને કિંમતી સમય જો રાષ્ટ્રના સમાજસેવકો એમ વેડફી દે, તો પછી કઇ રીતે દેશ પ્રગતિ કરી શકવાનો હતો! આવતી કાલે જ પ્રમુખની ચૂંટણી માટેનો નોમિનેશન પત્ર ભરવાનો છેલ્લો દિવસ છે. કોણ જાણે કયારે પાછા ઘેર જઇશું ને કયારે મધુબેનને ઉમેદવારીપત્રક મોકલાશે, 'મમ્મી, મમ્મી ત્યા ચાલ, બરોબર તાકીને રીંગ હું નાખીશ તો આમ ભેરવાઇ જશે,' એ સ્ટોલ આગળ સારી એવી ભીડ હતી, દસ પૈસા ભરીને રીંગ નાખવાની. સામેના સળિયામાં ભરાઈ જાય, તો ઇનામ મળે. પોતાનો વારો કયારે આવે એની રાહ જોતી વંદના મોના સાથે ઊભી રહી પરંતુ દૂરથી દેખાતી પર્વતોની હારમાળાની જેમ, લાંબી કતારનો અંત જ નહોતો આવતો. વળી જે ચાર પ્રયત્ને પણ રીંગ નાખવામાં સફળ નહોતા થતા, તે બીજા પચ્ચીસ પૈસા આપી પધુ એકવાર પ્રયત્ન કરતાં, હાર્યો જુગારી બમણું રમે એ નિયમ મુજબ મધુકરે કહ્યું, 'આમ ને આમ ઊભા રહેવામાં ઘણો સમય જશે– એના કરતા ચાલો, બીજા સ્ટોલ પર ફરીએ.' ને તેઓ કતારમાંથી નીકળી આગળ ચાલ્યા. ચકડોળ, આભ ધરતીને માપવા મથતું જાયન્ટ વ્હીલ, મોતનો કૂવો, બધે ફરતાં ફરતા ત્રણે થાકયાં.

હવે સંધ્યા ઢળી ચૂકી હતી, દીવાના આછા પ્રકાશમાં આકૃતિ સ્પષ્ટ ઊકલી નહોતી, ફર્નિચરવાળાની પાસે બંને આવી ચૂકયા હતા, ત્યાં જ મધુકરે વંદનાને બૂમ પાડીઃ 'વંદના, અંદર ચાલ. આપણો સોફાસેટ જૂનો થઈ ગયો છે ને આપણે નવો લેવાનો છે, તો અંદર ચાલ. તપાસ કરીએ.' બંને અંદર દાખલ થયાં શો કેસમાં ડોકું ધૂણાવતી ઢીંગલી જોતી મોના ઊભી હતી, થોડી થોડીવારે પેલી ઢીંગલી જોરથી હા કહેતી માથું ધૂણાવતી હતી, લગભગ અર્ધો કલાકે આગલા દીવાનખંડના માટે કઇ જાતનું ફર્નિચર લેવું તેની ચર્ચા કરી બંને બહાર નીકળ્યા.

'તું એમ કહે છે, પણ વંદના, આપણા આગલા ખંડમાં ભૂરા રંગનો સોફા કમ–બેડ ગોઠવ્યો ના પડે ?' મધુકરે કહ્યું 'ના, જો, આપણે ડ્રાઇંગ ટેબલને બારી આગળ ખસેડીએ અને મોનાના રમકડાનું કાચનું કબાટ ગેલેરીમાં મૂકી દઇએ–તેને–એકાએક ઘરની ચાર દીવાલોને, પોતાની માનસસૃષ્ટિમાં વિચારતી વંદના અટકી ગઈ. મોના, મોના કયા છે ? આસપાસ નજર નાંખી ધ્રુજતા અવાજે મધુકરને એણે પૂછ્યું 'અરે હાં, આપણી વાતમાં મોના ભૂલાઇ જ ગઈ ! એ કયાં છે !' મધુકરે પણ સ્ટોલની આસપાસ જોવા માંડયું. હું, છેલ્લી મોનાને શો પિસ પાસે ઊભી રહી હા કહેતી ઢીંગલીને ધ્યાનથી જોઇ રહેતી મધુકરે જોઇ હતી, ઉતાવળે એ કાચ સામે આવી ઊભો, આટલી વારમાં લાલ બૂટાની ફ્રોકવાળી હા કહેતી ઢીંગલી ખરીદાઇ ગઇ હતી, તેને સ્થાને ગુલાબી ફ્રોકવાળી ઢીંગલી મુકાઇ ગઇ હતી, મધુકરે જેવું એની સામે જોયું કે ઢીંગલીએ ડોકું ધુણાવી ના પાડી, દયામણે ભાવે કહી જ નાખ્યુ, 'ના, ના, મેં મોનાને નથી જોઇ' હવે મધુકર પણ ગભરાયો. વંદનાને સ્ટોલ આગળ ઊભા રહેવાનુ કહી એ તપાસ કરવા ગયો.

આઠના ડંકા સંભળાયા અને કેટલાક સ્ટોલ ખાલી થવા માંડયા. ધડકતે હ્રદયે વંદના બાંકડા પર બેઠી, આકાશમાં પૂર્ણ કળાએ ખીલેલો પૂનમનો ચાંદો દેખાયો. મહિને એક જ વાર પૂરબહારમા એ પ્રકાશતો હોય છે. જ્યારે પોતે છેલ્લા છ મહિનામાં પહેલી જ વાર મોનાને લઇ અહી મેળામા ફરવા આવી, અને મોનાને પોતે સાચવી ના શકી, આવડા મોટા મેદાનમાં ભૂલી પડેલી મોનાને શોધવી કયા ? વંદનાની આંખમાં આંસુ આવી ગયા, પ્રભુએ કાચની પૂતળી જેવી દીકરી આપી. પણ પોતે એને સાચવી ના શકી ઘણીવાર મોના કહેતી "મમ્મી મારે બાઈના હાથે નથી જમવું, તું મને જમાડીશ તો જ ખાઈશ." પણ પોતાને મંડળના કામમાંથી ફુરસદ કયારે મળતી હતી? "આજે બાઈ આઠ વાગે જમાડી લે, પછી સુઇ જજે, કાલે મમ્મી તને ભાવતો કેસર નાખીને શીરો બનાવી ખવડાવશે." પણ એવી કંઇ કાલે આવીને ગઈ, શીરો ઘરમાં બન્યો પણ ખરો, પરંતુ મોનાની મમ્મીને રજતજયંતી ને શતાબ્દિની ઉજવણીમ થી ફુરસદ ન મળી. હવે કદાચ વંદના કયારે પણ મોનાને હાથે શીરો નહિ ખવડાવી શકે. કયાંક પેપરમાં આવેલું હતું કે છોકરાં ઉપાડી દેશના બીજા ભાગમાં જઇ તેને વેચી નાખવાની પ્રવૃત્તિ કરનાર

એક ટોળકી હમણાં જ પકડાઈ છે, એવી એક પકડાઇ, બીજી ટોળકી છે. તેઓનું શું? વંદનાની ધીરજ રહી નહિ, એણે પણ મધુકર ગયો હતો તે જ દિશામાં ચાલવા માંડ્યું.

અંધારામાં મો ઓળખવું પણ મુશ્કેલ હતું, તોયે દરેક નાના છોકરા પાસે દોડીને, વંદના ખાતરી કરી લેતી હતી. થોડેક દૂર જતાં જ મધુકર હાંફળો ફાંફળો મળી ગયો, "આ તરફથી બધું જ જોઇ વળ્યો. ક્યાંયે મોના દેખાતી જ નથી, ક્યાં ગઇ હશે? વંદનાએ ચિંતાથી પૂછ્યું, 'તમે પેલા મોનના ફૂવાવાળા સ્ટોલ આગળ જોઇ આવ્યા? મોનાને સાયકલની રમત જોવાનું ખૂબ ખૂબ ગમતું હતું.' વંદનાનું ધ્રૂસકું ગળામાં જ અટકી ગયું. 'ખૂબ ગમતું હતું.' કહ્યું કે ગમે છે. તે એને સમજાયું નહિ. હા, ગળામાં નાનકડી સોનાની ચેન પણ છે, કોઇ લલચાવી, ફસાવી એને લઈ ગયું હોય, તો ચેન કાઢી લઇ ગળું દાબીને કે ચપ્પુથી...વંદનાને થયું કે પોતે ગાંડી થઈ જશે એણે મધુકરનો હાથ પકડી રડવા જ માંડ્યું. મધુકરે ધીરજ આપવા માંડી, 'વંદના, શાંત થા. અહીં પોલીસ સ્ટેશન છે, ચાલ, ત્યાં તપાસ કરવાનું કહીએ. આટલી ભીડમાં મોનાને ક્યાં શોધવી?' રડતી રડતી વંદના મધુકર પાછળ ચાલી. પરાજિત હતાશ થયેલા યોદ્ધાની જેમ! અત્યારે મિસિસ ગઝદર કે ગુપ્તા એને જોશે તો શું કહેશે, તે વાત વંદના સદંતર ભૂલી ગઇ હતી. અત્યારે પૃથ્વીની આસપાસ પરિભ્રમણ કરતા ચંદ્રની જેમ એનું મન મોના પાછળ ભમતું હતું.

પોલીસ સ્ટેશન પર છોકરીની ઉંમર, કેવા રંગનું ફ્રોક પહેર્યું છે, રિબિન વગેરેની વિગતો મધુકરે લખાવી દીધી. ઇન્સ્પેક્ટરે ચિંતા નહિ કરવાની સલાહ આપી. આખો વખત વંદના બાંકડા પર નિષ્પ્રાણ રીતે બેસી રહી. મોનાને ખોવાયાને લગભગ કલાક થવા આવ્યો હતો. માઇકમાં ચારે તરફ જાહેરાત થવા માંડી. મધુકરે પોતાના ઘરનો ટેલિફોન નંબર ને સરનામું આપ્યું. શૂન્યમનસ્ક બંને બહાર આવ્યાં. શું રાત્રે સૂર્યને શોધતાં નિરાશા સાંપડે તેમ, આ બધા પ્રયત્નો નિરર્થક જવાના હતા? હવે, ક્યારેય મોનાના સોનેરી વાળને પોતાની રીતે વંદના નહિ ગૂંથી શકે? એક જ વાર, જો એક જ વાર જો પ્રભુ એના અપરાધોની ક્ષમા આપે અને મોનાને મેળવી આપે, તો પછી વંદના ક્યારેય પણ એને રેઢી નહિ મુકે. મોના કેટલીવાર જીદ કરતી. 'મમ્મી, બાઇ નહિ, તું જ રિબિન બાંધી આપ. તને ચાર પાંખડીવાળો ફુગ્ગો પાડતાં આવડે છે બાઇને બે જ પાંખડીવાળો ફુગ્ગો આવડે છે.' પરંતુ વંદનાને ક્યારેય કામમાંથી નવરાશ ના મળી. હવે એ ક્યારેય મોનાને ચાર પાંખડી-વાળું ફૂલ નહિ બનાવી આપી શકે. હજી તો પેલી સિંહણને ઘરમાં ઊછેરવી છે. ને સિનેમા મોનાને બતાવવાનું બાકી છે, એને તરતાં બતકો બતાવવાં પ્રાણી સંગ્રહસ્થાનમાં લઇ જવાની છે આવતા રવિવારે. આ બધું જ બાકી છે, ને એની મોના ખોવાઇ ગઇ સદાને માટે! હવે કદાચ ક્યારેય નહિ મળે.

બંને દરવાજા તરફ ચાલવા માંડ્યા. હવે ભીડ ઓછી થઇ ગઈ હતી. આંકડામાં રિંગ નાંખવાની રમતવાળા સ્ટોલ પર ખાસ ભીડ નહોતી. 'આવો બહેન! નસીબ અજમાવો, જુઓ.' એવા આમંત્રણ છતાં વંદનાને હવે એમાં રસ નહોતો રહ્યો. ગોળ ફરતા ચકડોળની જેમ, એ પોતે સ્થિર લાગતી હતી. સમસ્ત વિશ્વ જ ચકરાવો લેતું હોય, એમ ફરતું લાગતું હતું. જાયન્ટ વ્હીલમાં બેઠેલા લોકોને ઘડીભર લાગતું કે પોતે આકાશમાં પહોંચી ગયાં છે, પણ બીજી જ ક્ષણે ધરતી પર પછડાતાં, વાસ્તવિકતાનું ભાન થતું હતું. વંદનાને ચકડોળમાં બેઠા વગર એવો જ અનુભવ થતો હતો. 'અંધેરી નગરી ને ગંડુ રાજા'ના રાજ્યમાં બધું એક જ ભાવે વેચાતું તે મુજબ 'પચ્ચીસ પૈસામાં દરેક ચીજ લઇ જાઓ'નું ગાણું ગાતો મોર–સિંહ–હંસ વેચનારો, હજી બેઠો હતો. 'બાઈ સાહેબ, એકેકના વીસ–વીસ પૈસા જ આપજો, આ પાંચ રમકડાં રૂપિયામાં લઇ જાઓ. આટલા જ વધ્યાં છે.' કરગરી પડતાં પેલો બોલ્યો. વંદનાની આંખો ફરી ભીની થઇ. કોને માટે? હવે એ હંસ, મોરથી રમવા એને ઘેર કોણ છે? જવાબ પણ આપ્યા વગર ઉતાવળમાં એણે ચાલવા માંડ્યું. 'હેં મધુકર, દોઢ કલાક થઇ ગયો. હજી મોનાનો પત્તો નથી, કોઇ ઉપાડી તો નહિ ગયું હોય એને?' મધુકરની ધીરજ હવે ખૂટી. 'તને ખબર છે, તેટલી જ મને છે. છોકરીને આટલી ભીડમાં છુટી રખાય? પણ તને બાઇની ટેવ એવી ગઇ પડી છે કે બાઇ સાથે ના હોય, ત્યારે આવો જ કંઇ ડખો થવાનો! મુંબઇ જેવા મોટા શહેરમાં રાતે દસ વાગે સાત વર્ષની છોકરીને ક્યાં શોધવી? વંદના

મુંગી જ રહી. બહુ થયું, હવે જો એની મોના મળી જાય તો વંદના એને લઇને જ બેસી રહેશે. ન કોઈ મંડળની પ્રમુખ બનશે, ન મંત્રી, વંદના ને મોના, પેટ ભરીને વાતો કરશે, બરફ જેવી શ્વેત બાળાની વાર્તા કહેવાની હજી બાકી છે, તે તરત જ કહી દઇશ. ઘરની બહાર મોના વગર હું ક્યારેય પગ નહિ મુકું, પ્રધાનપદ સુધી પહોંચવાની વંદનાની મહત્વાકાંક્ષા, મોટો રાક્ષસ ધુમાડાનો ગોટો થઇ નાની માટલીમાં સમાઇ જાય, તેમ મોનામાં સમાઇ ગઇ. રસ્તામાં થોડે દૂર જ બીજી પોલીસ ચોકી આવતી હતી. કંઇક વિચાર આવતાં મધુકરે ગાડી થોભાવી 'વંદના, ચાલ, આ પોલીસ ચોકીએ પણ કહેતા જઇએ.' 'જળો લોહી ચુસી લે, પછી પ્રાણીની હાલત થાય, તેમ લથડતે પગે વંદના નીચે ઉતરી. બંને ચોકીમાં દાખલ થયા–આશ્ચર્ય'! મોનાને એક ખાખી કપડામાં સજ્જ થયેલો પોલીસ નીચે નમીને કંઈ પૂછી રહ્યો હતો. વંદનાએ ચીસ પાડી 'મોના.' ને દોડતી મોના વંદનાના હાથમા સમાઈ ગઈ. 'મારી દીકરી, બે કલાકથી તને શોધીએ છીએ. હાશ, મળી ખરી!' મોના ડુસ્કે ડુસ્કે રડવા લાગી. ઈન્સ્પેક્ટરનો આભાર માની મધુકરે મા–દીકરીને મોટરમાં બેસાડી દીધાં. બે કલાકના માનસિક શ્રમ પછી ત્રણેને થાક લાગ્યો હતો. વંદનાના ખોળામાં મોના બેઠી બેઠી સફેદ પરીઓનાં ટોળાંઓ જોઇ રહી હતી. અર્ધા કલાકમાં ત્રણે જણા ખુશખુશાલ થઇ ઊઠયા લગભગ અગિયાર વાગે સૌ ઘેર પહોંચ્યા. ધીમા અવાજે, મોનાનું મનગમતું ગીત ગાઇ વંદનાએ પોતાના પલંગ પર જ સુવાડી દીધી.

ઘેરાતી રાતમાં મોનાને શમણાં આવતાં હતાં 'ના પરીરાણી! મારે તમારા રાજ્યમાં નથી આવવું, મને મનગમતી સૃષ્ટિમાં મમ્મી સાથે રહેવા દો.' વંદનાની સ્વપ્નસૃષ્ટિમાં જુદું જ ચિત્ર દોરાતું હતું.' આજીવન સેવાવ્રતધારી, લોકસેવક વંદનાબેનને સરકાર તરફથી ચંદ્રક એનાયત થાય છે! ઝબકારા સાથે વંદના જાગી ઊઠી. બેઠીને સુઇ રહેલી મોનાને ધીમેથી એણે દૂર કરી. ને ફોન જોડયો. 'મધુબેન તમે મારે માટે બરાબર પ્રચાર કરશો ને? તો પછી તમારા બધાનો આગ્રહ છે, તો ડ્રાઇવર સાથે પ્રમુખપદ માટેનું ઉમેદવારીપત્રક હમણાં જ મોકલાવું છું.'

રાતની વેદના મરી ચૂકી હતી–આગલા દિવસની પોતાની ક્ષણિક ભાવોર્મિને યાદ કરતાં વંદના તુચ્છકારપૂર્વક હસી–મીઠું ગીત ગણગણતી અંદર ચાલી ગઇ.

●●●

## કણિકા

કેવળ આકર્ષણ એટલે પ્રેમ નહિ એ આકર્ષણ ભકિતમા પરિણમવું જોઇએ. ભકિત એટલે અન્યને ખાતર સ્વતે–જાતને ભૂલી જવાની શકિત! જે પોતાના સુખની વાત ત્યજી શકતો નથી, જાતની મોટાઇને જે ભૂલી શકતો નથી, તેનાથી અન્યના હૃદયની પૂજા આરાધના થઇ શકતી નથી. એનો પ્રેમ કોઇ કાળે ભકિતની કક્ષાને પામી શકતો નથી. આકર્ષણમા મુખ્ય વસ્તુ આકર્ષણનો આત્માઉપભોગ છે. જ્યારે ભકિતનો આત્મા ત્યાગ છે.

— વિ. સ. ખાંડેકર

# પ્રણયકથા

(માનવીય)

શશિ શાહ

એક છોકરો અને એક છોકરી એમ કુલ બે જણ હતાં. છોકરો રમણલાલ વસંતલાલ દેસાઇની નવલકથાના પાત્ર જેવો ઉદાર, ધીર અને સંયમી પ્રકૃતિવાળો હતો. એને સમાજસેવાના વિચારો આવતા, ગાંધીવાદના પુસ્તકોથી ઘરના કબાટો ભરી દેવાની ઇચ્છા થઇ આવતી, બદલાતા સમાજનાં સ્વપ્નો આવતાં, રાત્રે ઊંઘમાંથી જાગી જતો ત્યારે બારી પાસે ઊભા રહી ઊંઘતા શહેરને જોતાં એને કોઇ નવલકથાની વિરહી નાયીકા યાદ આવી જતી. એમ તો એ કૉલેજની નોટ બૂકના પાછળના પાને સુવાકયો લખતો, શાયરીઓ ટપકાવતો, કવિ કલાપીની કવિતાઓ ગોખતો, કમળનું ફુલ ચીતરતો, કિરણોવાળો સૂરજ ચીતરતો, હંસનું જોડું ચીતરતો, આકાશમાં ઊડતા પંખીઓ ચીતરતો. જોકે ચીતરવું એ એનો શોખ ન હતો. એનો પ્રિયશોખ તો હતો વાંચવાનો. એ રોજના એકના હિસાબે પુસ્તક વાંચતો. વળી એ એવા આગ્રહી મનનો હતો કે પુસ્તક વાંચવું તો સારા લેખકનું જ, કે જે આપણા જીવનમાં ઉપયોગી થાય, આપણને એ વાત શીખવા મળે. નહિ તો પુસ્તક વાંચી આંખો બગાડવાનો શું અર્થ? આવતી કાલે એ ડૉક્ટરને આંખ બતાવવા જવાનો હતો. કદાચ પછી સોનેરી ફ્રેમના એકત્રીસ રૂપિયા ને પંચોતેર પૈસાના ચશ્મા. ચહેરો બદલાઈ જશે. નવા ચહેરાની ઓળખાણ થશે. નવલકથાના મુખ્ય પાત્ર જેવો ગંભીર ચહેરો, એ આજથી વિચારોમાં ડુબી ગયો.

છોકરી તો છેલ્લા નવ વર્ષથી ચશ્મા પહેરતી હતી. એને વાંચવાનો ખાસ શોખ ન હતો પણ ફિલ્મ જોવાનો જબ્બર શોખ. ફિલ્મી ગીતો એને એટલાં તો કંઠસ્થ થયેલાં છે કે કાશીના ઘાટ પર રોજ શ્લોક બોલતાં પંડિતો શું હિસાબમાં! રેડિયો પરના ફિલ્મી ગીતોના કાર્યક્રમ વિશે એ એક પણ ભૂલ વગર ચટપટ ચટપટ બોલતી. રેડિયો સિલોન એનું પ્રિય સ્ટેશન હતું. રેડિયો સિલોન સ્ટેશન જયારે વાગતું હોય ત્યારે એ ખુશ થઇને રૂમમાં નખરાળી ઢબે આંટા મારતી. સાથે સાથે ગાતી અને કોઇવાર નાચી પણ લેતી. નાચવું એ એનો બીજા નંબરનો શોખ હતો. એ કહેતી કે નાચવું અને ગાવું એ બન્ને એક જ શોખની બે બાજુ છે, એક-બીજા સાથે સંબંધીત. એના પપ્પા ક્યારેક રમુજમાં કહેતા કે પોતે છોકરીને કરિયાવરમાં માત્ર રેડિયો સિલોન વાગતા પાંચ ડઝન રેડિયો આપવાના છે. આ સાંભળી

છોકરી હસતી, આંખો પટપટાવતી દીવાલ પર લટકતાં કૃષ્ણના કેલેન્ડર પર જોઈ રહેતી વિચારોનો એક વંટોળ ઊઠતો, રેડિયો સિલોન, કરિયાવર, લગ્ન, શરણાઇના સુર, હાથની મેંદી ધીમા ડગ, ચાર ફેરા, જાનૈયા, વાતાવરણમા ગૂંજતું ફિલ્મી વિદાયનું ગીત અને છોકરો અને છોકરો. અને છોકરો.

આ એક છોકરો અને એક છોકરી, નવલકથા કે ફિલ્મમાં બને છે એમ અજાણતા પરસ્પરના પરિચયમાં આવ્યા વાત એમ બની કે બન્ને બસમા બેસી કોલેજ જઇ રહ્યા હતા. કન્ડકટર આવ્યો છોકરીને પુછ્યું કે કયાં જવુ છે? કોલેજ સ્ટેન્ડ, જવાબ તો આપ્યો પણ પર્સમાંથી પૈસા કાઢતા હોય ધ્રુજી ગયો. એ પૈસા ભૂલી ગઈ હતી. કન્ડકટરે ટિકિટ આપી અને પૈસા માગ્યા છોકરીની અકળામણ વધી ગઇ એ કન્ડકટરને વિનતી કરવા ગઈ પણ ત્યા બાજુમા ઊભેલા છોકરાને પરિસ્થિતિનુ ભાન થતાં એનામા ઉદાર, ધીર અને સંયમી પાત્રોના સંસ્કાર જાગી ઊઠયા. એણે છોકરીની ટિકિટના પૈસા, છોકરીની ઇચ્છા ઓછી હોવા છતાં ચૂકવ્યા અને ફરજ અદા કર્યાનો સંતોષ અનુભવ્યો છોકરીએ સહૃદયી આભાર માન્યો ત્યારે છોકરાએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે એ એની ફરજ હતી

કોલેજ સ્ટેન્ડથી સાત મિનિટનો કોલેજનો રસ્તો હતો આ સાત મિનિટ બન્ને સાથે ચાલ્યા. અને આ સાત મિનિટમાં બન્નેએ પરસ્પર વિશે બને એટલુ જાણી લેવા પ્રયત્ન કર્યા બન્ને એકબીજાથી પ્રભાવિત થયાં હતા અને છૂટા પડતી વખતે ફરી મળીશુ એવી ટૂંકી વાત કરી છોકરાને થયુ કે પોતે છોકરીને ચોકલેટ ખવરાવવી ઉતાવળમા ભૂલી જ ગયો. આ જરા અવિનય જેવું કહેવાય અચ્છા ફરી કાલે–

એક રાતનું લાબુ અંતર કાપી છોકરો અને છોકરી બીજા દિવસે એ જ સમયે એને એ જ બસના મળ્યા ત્યાં સુધીમા છોકરીએ કેટલાયે વિરહી ગીતો ગાઇ નાખ્યા હતા અને છોકરાને પ્રેમ એ અકસ્માત છે એ વાત સ્પષ્ટ કરતા નવલકથાનાં પ્રસંગો આકાશમાં ઊડતા બગલાઓની જેમ હારબંધ યાદ આવી ગયા હતા છોકરાને અડધી રાત પછી ઊંઘ આવી હતી અને છોકરીની પરોઢિયે આંખ મીંચાઇ હતી તે પછી બંધ થઇ જ નહીં.

વચ્ચે બે દિવસ કોલેજમાં રજા આવી

છોકરા અને છોકરીને આ બે દિવસનો વિરહ અસહ્ય લાગ્યો સમય અનંત લાગ્યો છોકરો જ્યા ત્યા છોકરીનુ નામ લખતો અને ભૂંસતો નવલકથાના પ્રણયી સંવાદો વારંવાર વાંચતો અને છોકરીને યાદ કરતો એને ચેન પડતું ન હતું. આકાશમા ઊડીને છોકરીના ઘેર ચુપચુપ પહોંચી જવાની બાળક ઇચ્છા થઈ આવી પછી એ ચકલીની ઇર્ષા કરી પલગમાં આડો પડયો છોકરીએ વાળમાં ભરાવેલુ ગુલાબનું ફૂલ યાદ આવ્યું.

છોકરીએ આ બે દિવસોમાં રેડિયો સિલોન પરથી માત્ર દર્દીલા અને વિરહી ગીતો જ સાંભળ્યા બીજા ગીતો આવતા એ રેડિયો બંધ કરી દેતી અને છોકરાના ઘરની દિશા તરફની બારી પાસે જઇ ઊભી રહેતી એને કયાંય ગમતુ ન હતુ. વારંવાર કૃષ્ણની છબીવાળા કેલેન્ડર પાસે ઊભી રહેતી એને છોકરાની છાતીના વાળ યાદ આવતા

આમ, જેમ તેમ કરી બે દિવસ ચાલ્યા ગયા અને ત્રીજા દિવસે બન્ને મળ્યાં. છોકરાએ સેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો અને છોકરાએ પકડી લીધો. એક ક્ષણના પણ વિરામ વગર એ બોલી ગઇ જિંદગી સુધીનો સાથ આમ જ નિભાવીશ ને?

છોકરો બોલી ન શકયો, માથુ હલાવી હા કહી. અને ચાર આંખ ભીની બની ગઇ પ્રણયની પરાકાષ્ઠા દર્શાવતુ ફિલ્મનું પોસ્ટર ત્યા જરૂરી ન હતુ અને કબૂતરોનું તે સમયનુ સવનનુ દૃશ્ય પણ અનિવાર્ય ન જ કહી શકાય

અંક બીજો

(આ નાટક શહેરમા ખૂબ પ્રિય બન્યું છે ત્રણ દિવસ અગાઉ ટિકિટ બૂક કરાવી લોકો હોંશેહોંશે નાટક જોવા જાય છે. નાટક પૂરુ થયા પછી બધા વાતો કરે છે કે આ ઘરઘરની સળગતી સમસ્યા છે અને નાટકમાં એટલી બધી વાસ્તવિકતા બતાવાઇ છે કે આપણે એ ભૂલી જઇએ છીએ કે ઓડિટોરિયમમા ભજવાતું આ ત્રિઅંકી નાટક છે કે આંખ સામે બનતા બનાવ આવા નાટકો બહુ ઓછા આવે છે, વિગેરે વિગેરે બહુ ટૂંક સમયમા ૧૦૧ ખેલ પૂરા કરી નવો રેકોર્ડ આ નાટકે નોંધાવ્યો છે અને હજી એ હાઉસફૂલ જાય છે— આટલુ નાટકની લોકપ્રિયતા વિશે થિયેટરની બહાર

ચણા મમરા વેંચનારો પણ ત્રણ વખત નાટક જોઈ આવ્યો છે. બહારગામથી આવતાં મહેમાનોને ખાસ આ નાટક બતાવવામાં આવે છે અને મહેમાનો પોતાના વતન જઇ મિત્રો, સંબંધીઓ અને પાડોશીઓને આ નાટકની પ્રથમ રસિક રીતે વાર્તા કહી પોતાની દીકરીના સુખી સાસરાંની વાત કહેતો હોય એમ ભરપેટે વખાણ કરે છે અને પોતે જાણે કાશી જાત્રા કરી આવ્યો હોય એમ પરમ સંતોષ વ્યક્ત કરે છે. હાલ આ નાટક પાટકર હોલમાં ચાલી રહ્યું છે અને અત્યારે બીજા અંકની પરાકાષ્ઠા દર્શાવતા સંવાદો ચાલી રહ્યા છે.)

સ્ત્રી – (ધીરા સ્વરે) તું મને—

પુરુષ– મને કશું સમજાતું નથી, તું માંડીને વાત તો કહે.

સ્ત્રી – હવે કહેવા જેવું મારી પાસે રહ્યું છે પણ શું? (પળેક અટકીને) કશું નહીં. હું જિંદગી હારી ગઇ છું, મેં બધું ગુમાવી દીધું છે.

પુરુષ– હું તારી સાથે છું ત્યાં સુધી તેં કશું ગુમાવ્યું નથી. હું છું ને તારી આખી દુનિયા છે, પણ તું આમ—

સ્ત્રી – તું ભલે મારી સાથે હોય, પણ હું અભાગણી તારી સાથે નહીં રહી શકું, તું મને—

પુરુષ– એટલે?

સ્ત્રી – તું મને માફ કર (ડૂસકાભર્યા અવાજે) તું મને માફ કર. મેં મોટો અપરાધ કર્યો છે. હું તને પરણી નહીં શકું.

પુરુષ– હેં!

(સ્ત્રી પુરુષના ખભે માથું ઢાળી રડે છે)

પુરુષ– તો પછી આપણે મઢેલાં સ્વપ્નાઓનું શું? આપણા અરમાનોનું શું? આપણો પ્રેમ, આપણો સંબંધ–

સ્ત્રી – સમજ, એ બધું એક સ્વપ્ન હતું.

પુરુષ– પણ—

સ્ત્રી – (પુરુષના બન્ને હાથ પકડી) ઘર અને સમાજ પાસે હું હારી ગઇ છું. એ લોકોની ઇચ્છા પ્રમાણે હવે હું ગમે ત્યાં પરણી જઈશ. તું મને ભૂલી જશે. આપણે ભલે દૈહિક રીતે "એક ન થયા." મનથી તો એક જ છીએ. આ ઐકયને કોણ તોડી શકશે? આ ભવે નહીં તો આવતાં ભવે આપણે મળીશું.

(પુરુષની આંખો ભીની બને છે. એ આ અણધાર્યા સમાચારથી એટલો તો ડઘાઇ ગયો છે કે એના માટે શબ્દો ખોવાઇ ગયા છે. સ્ત્રી રડે છે. એના આંસુ પુરુષના ખભાને ભીંજવી રહ્યાં છે.]

પુરુષ – કુંટુંબ અને સમાજને ખાતર આપણે આપણા પ્રેમનું બલીદાન આપવું પડશે?

સ્ત્રી – બીજો કોઇ રસ્તો નથી. મા–બાપ ઝેર ખાવાની વાત કરે છે. તું મને માફ કર, માફ કર. દેહથી ભલે આપણે જુદા રહીશું પણ મનથી એક જ છીએ. તારી યાદ હું જિંદગીભર સાચવી રાખીશ. પ્રેમમાં દૈહીક મિલન કરતાં આત્મીય એકતા વધુ મહત્વની છે. (અટકીને) તું એકવાર સ્વમુખે કહે—માફ, માફ.

પુરુષ – (દબાયેલા અવાજે) માફ!

(સ્ત્રી પુરુષને આલિંગન લે છે. સ્ત્રીના ડૂસકાનો અવાજ ઓડિટોરિયમમાં ઘુમી વળે છે અને પુરુષના આંસુઓ સ્ટેજની લાઈટમાં ચમકે છે. પડદો પડવાને હજી અડધી મિનિટની વાર છે.)

★

બીજો અંક પૂરો થયો. ત્રીજો અંક શરૂ થતાં પહેલાં દશ મિનિટનો વિરામ પડયો. ઓડિટોરિયમ પ્રકાશથી ભરાઈ ગયું. પ્રેક્ષકો પેશાબ કરવા કે પોપકોર્ન–વેફર ખાવા ઊભા થયા. સાડીને સરખી કરતી ભારતીની નજર આગળની ત્રીજી હારની પ્રથમ ખુરશી પાસે બન્ને હાથ ખિસ્સામાં નાખી ઊભા ઊભા આળસ મરડતા પ્રવિણ પર પડી અને એનો સાડી સરખી કરતો હાથ અટકી ગયો. યોગાનુયોગ પ્રવિણની નજર પણ બગાસું ખાઇ લીધા પછી ચહેરો ફેરવ્યો ત્યારે ભારતી પર પડી. એણે ખિસ્સામાંથી બન્ને હાથ કાઢી નાખ્યા. એક હાથ ખુરશી પર મૂકી, એક હાથના ઇશારાથી પૂછ્યુ: કયારે આવી? અથવા તો, અહીં કયાંથી?

[અહીં એક વાતની સ્પષ્ટતા કરવાની કે ભારતી અને પ્રવિણ એક સમયે પરસ્પરને ખબ ચાહતાં હતાં. જિંદગી સુધી સાથે રહેવાના કોલ દેવાયા હતા. પ્રવિણને એ વાત બરાબર યાદ છે કે ભારતીએ પ્રેમનો પ્રથમ

એકરાર કર્યો હતો ત્યારે એ જે મકાનની દીવાલને અડીને ઊભાં હતાં ત્યાં બારીના છાપરા પર કબૂતરનું જોડું સંવનન કરતું હતું. પછી પોતે ભારતીની હડપચી પકડીને આ સુંદર દૃશ્ય બતાવ્યું હતું અને ભારતીના રસગુલ્લા જેવા શબ્દો હતાઃ શુકન સારા છે ××× એક દિવસ પ્રવિણ ભારતીના લગ્નની કંકોત્રીના ટુકડા કરી બારીમાંથી નીચે ફેંકતો હતો ત્યારે છાપરા પરથી કબુતરનું જોડું પાંખો ફફડાવતું ઊડી ગયું હતું. પ્રવિણને ભારતીનો પ્રેમનો પ્રથમ એકરાર યાદ આવેલો, સંવનન કરતાં કબુતરો આંખો સામે દેખાયેલાં અને એણે એક મોટી ગાળ દીધી હતી–ભારતીને નહીં, પ્રેમના નાટકને]

બન્ને ઓડિટોરિયમની બહાર આવ્યાં. પ્રવિણે પોપકોર્ન ખરીદવાનો વિવેક કર્યો ત્યારે ભારતીએ નેકલેસ પર આંગળીઓ ફેરવતાં કહ્યું કે એ હજી નથી પરણ્યો એટલે આવુ ખાવામા મઝા આવશે. બન્નેએ કોકા કોલા પીધી. ભારતી નીચું મોઢું કરી પર્સમાંથી પૈસા કાઢતી હતી અને પ્રવિણ કાઉન્ટર પર પૈસા ગણતા માણસની ઝડપ જોતો હતો. વિરામ પૂરો થવાની ઘંટડી વાગી એટલે પ્રવિણે પૈસા ચૂકવવા માટે ભારતીને ઉતાવળ કરવા કહ્યું. કાઉન્ટર પરનો માણસ હસ્યો. પ્રવિણને થયું કે ભારતીના પર્સમાં એના પતિના કેટલા પૈસા હશે!

ભારતીએ પ્રવિણને કહ્યું: નાટકનો ત્રીજો અંક બિલકુલ અવાસ્તવિક અને કૃત્રિમ છે. મેં એકવાર આ નાટક જોયું છે. અને ત્યારે આ નાટક ખૂબ ગમેલું. પણ આજે એની પોકળતા, એની કૃત્રિમતા, એની અવાસ્તવિકતા ખૂંચે છે. ત્રીજા અંકમાં પ્રેમને એટલો દિવ્ય બતાવ્યો છે કે બીજા અંકમાં શારીરિક રીતે એક ન થઈ શકેલા પ્રેમીઓ જિંદગીભર ભગ્નપ્રેમનો ભાર લઈ ફરે છે. મનના બંધનમાં બંધાયેલા આ પ્રેમીઓ આત્માના ઐક્યમાં માને છે, દૈહિક સંબંધને ગૌણ સમજે છે. આત્માના એકીકરણ ને ચેતનને પ્રેમ નામ આપ્યું છે. પ્રેમને એટલી હદે ઊંચે લઈ જઈને દિવ્ય બનાવ્યો છે કે .

વાત અધૂરી રાખી ભારતીએ પ્રવિણને કહ્યું ; આપણે નાટકનો ત્રીજો અંક જોવો નથી. હું તને ત્રીજો અંક બતાવું છું, ચાલ આપણે તારા ઘેર જઈએ.

બંન્ને ઘેર આવ્યાં.

ભારતીએ રૂમને બરાબર બંધ કરતાં કહ્યું : પ્રવિણ, પ્રેમ એ શબ્દો નથી, તડપતાં હૃદયનો એ રૂપાળો આવિષ્કાર છે. હું ભલે સંજોગો પાસે મજબુર બની બીજે પરણી પણ તારા પ્રત્યેનો પ્રેમ હજીયે મારામાં શિયાળાના સળગતા કોલસાની જેમ જાગતો પડયો છે. પ્રેમ એ માત્ર ભૂતકાળ નથી કે પલંગમાં પડયા પડયા વિતેલા દિવસોની સ્મૃતિને આંખો બંધ કરીને વાગોળ્યા કરવી. આત્મા અને દેહના મિલન વગર એ પૂર્ણત્વ પામતો નથી. વાસના એ પ્રેમથી પર નથી, એનું અંગ છે, અને આ હકીકતની ઉઘાડી હાંસી નાટકના ત્રીજા અંકમાં થઈ છે પ્રવિણ...

પ્રવિણના કાન ગરમ થઇ ગયા. ભારતીની નજર બહાર કશું ન હતું. એણે રૂમની બારીઓ બંધ કરી. અને પ્રવીણની નજીક જતાં પહેલાં ધીમા અવાજે વાગતા રેડિયોની સ્વીચ ઓફ કરી. પ્રવિણે એને ખેંચી કે એણે પ્રવિણને ખેંચ્યો એ નક્કી ન થઇ શકે એટલી ઝડપે આલિંગન રચાઈ ગયું. પલંગ નજીક હતો. ભારતીએ સુતાં સુતાં પ્રવિણના શર્ટના બટન ખોલી નાખ્યા ત્યારે એ ભૂલી ગયો કે થોડીવાર પહેલાં જ પોતે ભારતીને કહ્યું હતું : તું તો હવે પરાઈ સ્ત્રી બની ચૂકી છે. આપણે કોઈ ભૂલ ન કરી બેસીએ એ માટે સાવચેતી રાખવી પડશે. અને પછી ભારતીનું ખડખડાટ હસવું.

ત્રીજો અંક ચાલતો હતો ..

(ભારતી અને પ્રવિણના વાસનાથી લથબથ દેહ શારીરિક એકત્વની નજીક જઈ રહ્યાં હતાં ત્યારે ભારતીના ન બોલાયેલા શબ્દો આ પ્રમાણે : પ્રવિણ, તારી સાથેના સંભોગને હું પાપ સમજતી નથી. પેલા નાટકના ત્રીજા અંકમાં બને છે એમ લગ્ન પછી પણ ભૂતકાળના પ્રેમને સતત યાદ રાખીને આત્મીય ઐકયમાં એ લોકો જીવે છે. જો આત્માના ઐકયને પાપ ન ગણવામાં આવતું હોય તો દૈહિક મિલન માટે શાથી ? લગ્નને હું સંકુચિત અર્થમાં લેતી નથી અને પ્રેમને હું

## પરોઢ

—પ્રાણજીવન મહેતા.

સીમ ઓઢીને
સુતેલું ગામ સળવળતું.
આંખ ચોળતાં
ગઇ રાતનું સ્વપ્ન
રકતવર્ણું આભમાં પાછું આલેખાય.
ધુમ્મસમાં અટવાયેલું પરોઢ
ધીમે રહીને
ઝાકળના બિંદુમાં હળવે હેઠ ઝરતું આવે.
ઝાડની ઊંચેરી ડાળે
ગઇ સાંજના સુકેલા
પોત પોતાના ટહુકા લઇને
પક્ષી ટોળાં ઊડયાં.
હવે તો
ધમ્મર વલોણે વલોવાતું પરોઢ,
ઘડી પછી તો
માખણના પિંડ સમાણો સુર્ય
તરતો થાશે મારી અધખુલેરી આંખોમાં.

●●●

વિશાળ અર્થમાં સમજું છું. પ્રેમની શુધ્ધતાને નામે વાસનાને અન્યાય કરવામાં આવે છે. માત્ર આત્મીય ઐક્ય એ અપૂર્ણ પ્રેમ છે, જ્યાં સુધી એ દૈહિક મિલન પામતો નથી ત્યાં સુધી એ પૂર્ણત્વ પામતો નથી પ્રેમ એ માત્ર આત્માનું જ સંતાન નથી, શરીર પર પણ એનો કંપ ઝિલાય છે. આપણે, પેલા નાટકના ત્રીજા અંકની જેમ પ્રેમને એટલી હદે ઉચ્ચ લઇ જઇને દિવ્ય બનાવી દીધો છે કે આખરે એ માનવીય મટી ગયો છે. હું માનવીય પ્રેમ ઝંખું છું. લગ્ન પછી પણ તારી સાથે માત્ર આત્મીય નહીં પણ શારીરિક સંબંધ બાંધીને હું આપણા પ્રેમને દિવ્ય બનતો અટકાવી માનવીય કક્ષાએ રાખીશ આપણી નીતિમત્તાના ધોરણો ભલે એને ન સ્વીકારે. આપણો પ્રેમ તો આપણો જ છે ને! નાટકના પ્રથમ બે અંક હંમેશાં સરખા જ રહ્યાં છે. પણ ત્રીજો અંક...પ્રવિણ તેં આજે દાઢી નથી કરી!)

ભારતી અને પ્રવિણના દેહ પરસ્પરમાં ભીંસાઇ રહ્યા હતા અને નાટકનો ત્રીજો અંક ઝડપથી અંત તરફ જઇ રહ્યો હતો. બે નગ્ન દેહ વચ્ચેની નાની સરખી જગ્યા પણ એમને મંજૂર ન હતી અને માનવીય પ્રેમ પૂર્ણત્વ પામી રહ્યો હતો.

●●●

## દેશ શાંત નહોતો

આ દેશ કયે વખતે શાંત હતો? કયે વખતે સ્વસ્થ
હતો? હું તો જાણતો નથી. ઇતિહાસમાયે
જોઇએ છીએ તો જણાય છે કે લોકો અશાંત જ
હતા. દરેક જમાનામાં અશાંતિ છે. પણ
આપણા જમાનાની અશાંતિનો સ્પર્શ
આપણને થતો હોવાથી તે વધુ ખટકે છે.
ગાંધીજીના જમાનામાં યે અશાંતિ હતી,
સ્વરાજ્ય મળ્યું ને અશાંતિ વધી
ગઇ. અને ગાંધીજી આખરે
શું બોલીને ગયા?—'હું બૂમો
પાડું છું. પણ મારું
કોઇ સાંભળતું નથી.'
મહાભારતમાં
અંતમાં વ્યાસ-
જીની આ જ
હાલત હતી,
અને એ જ
પરંપરા
ચાલી
છે.

— વિનોબા

# "तस्य प्रज्ञा प्रतिष्ठिता"

(સદ્‌ગત ડોલરરાય માંકડ)

સત્પુરુષો વિશેનું આ સુભાષિત જાણીતું છે:

उपचरितव्याः सन्तः

यद्यपि कथयन्ति नैकमुदेशम् ।

यास्तेषां स्वैरकथाः

*

तान्येव भवन्ति शास्त्राणि ॥

સત્પુરુષોની સેવા કરવી, એમનો સહવાસ સેવવો ભલે પછી એઓ ઉપદેશવચન એક પણ ન કહે: કારણ કે તેમની જે સ્વૈર કથાઓ—વાતચીત—હોય તે જ શાસ્ત્રો બને છે.

ડોલરભાઇ માંકડનો હું વિચાર કરું ત્યારે મને આ સુભાષિતનું સ્મરણ થાય, અને એના તાત્પર્યને અંગે એક વિશિષ્ટતા ચિત્ત સમક્ષ આવે. સદ્‌ગત ડોલરભાઇ સૌમ્ય શાન્ત પ્રકૃતિના, સન્નિષ્ઠાભર્યા, અજાતશત્રુ સજ્જન હતા, વિદ્વાન અને જ્ઞાની હતા, એમની વાણીમાં શાસ્ત્રીની સાત્ત્વિક પ્રભા ઝળકયા કરતી, એ તો સહુ જાણતા હતા, અને એમના દેહાવસાન પછી એમને સભાઓમાં અને લેખોમાં અપાયેલી અંજલિ પછી તો સવિશેષ જાણે છે.

પણ એમની પ્રકૃતિની, એમની કથાગોષ્ઠીની એક વિશિષ્ટતા હતી. એમણે કદાપિ 'સ્વૈર કથા'માં સમય વ્યતીત કર્યો હોય એ એમના સ્વભાવથી સંગત નહોતું. એમની ગોષ્ઠી સદૈવ જ્ઞાનગોષ્ઠી હતી: એમની કથા સદૈવ શાસ્ત્રકથા હતી. અધ્યયનમાં અને અધ્યાપનમાં, વાચનમાં અને લેખનમાં, વિચારમાં અને તદ્દનુરૂપ આચરણમાં, યોજનામાં અને એના સફળ પ્રયોગમાં, પ્રવૃત્તિમાં અને પ્રવૃત્તિના નિરીક્ષણ—પરીક્ષણમા એઓ ક્ષણેક્ષણનો ઉપયોગ કરનારા હતા. સ્વૈરકથા માટે કે નર્મગોષ્ઠી માટે એમને ફુરસદ મળતી હોય, અને ફુરસદ જે મળતી હોય તેનો વ્યય એ સ્વૈરકથામાં કરતા હોય, એ સંભવિત લાગતું નથી, એમની પ્રકૃતિ જોડે એમની પ્રતિષ્ઠિતા પ્રજ્ઞા જોડે મેળ ખાતું જણાતું નથી.

એમની આ પ્રકૃતિના પ્રભવનું અને પ્રભાવનું પગેરું કાઢતાં એમના શૈશવ સુધી કે કિશોરવય સુધી કે કુમારાવસ્થા સુધી

---

* આ પંકિતમા याः कथाः ને અનરૂપ ता एव भवन्ति शास्त्राणि કહેવાની વૃત્તિ થાય પણ સંસ્કૃતમાં નિયમ જુદો છે—જેના સમર્થનમાં शैत्यंहियत् सा प्रकृतिर्जलस्य એ ઉદાહરણ આપવામાં આવે છે.

રામપ્રસાદ બક્ષી

તો નહિ જોઇએ. જોડિયામાં અને રાજકોટમાં માધ્યમિક શિક્ષણ લેતા હતા ત્યારે, કે તે દરમ્યાન લગ્ન થયાં તે પછીના સમયમાં, કે જુનાગઢ તથા કરાંચી રહીને કૉલેજમાં અભ્યાસ કર્યો અને બી. એ. થયા એ દરમ્યાન, એમની દિનચર્યામાં સ્વૈરકથાને માટે અવકાશ મળતો કે નહિ એની વાત નહિ કરીએ. પણ ત્યાર પછી તરત એ અધ્યાપન કાર્યમાં જોડાયા અને સાહિત્યના પરિશીલનમાં પ્રવૃત થયા તે દરમિયાન એમની પ્રકૃતિમાંનું, સ્વૈરકથાને નિરવકાશ બનાવે એવું ધીરતાનું, ગીંભીરતાનું, કર્તવ્ય-મગ્નતાનું, ઉદ્યમશીલતાનું તત્ત્વ પ્રકટ થઇ ચુકયું હશે એમ કહી શકીએ—થઇ ચૂકયું હતું એમ ખાતરીથી કહી શકીએ. એ પરિશીલન અને અવિરત પરિશ્રમનાં ફળ સત્વર દેખાયાં હતાં

કૉલેજના અભ્યાસકાળ દરમ્યાન જ કરાંચીમાં શિક્ષક તરીકે સરસ્વતી મંદિરમાં જોડાયા હતા તે તો આર્થિક સંજોગોને લીધે હતું. પણ ત્યારથી જ એમની સાહિત્ય-પ્રવૃત્તિ શરૂ થઇ હતી અને મનનપરાયણ પ્રકૃતિ વ્યક્ત થઈ હતી. ડી. જે. સિંધ કૉલેજમાં વિદ્યાર્થી હતા ત્યારે જ એમણે ગુજરાતી મંડળની યોજના કરી હતી અને વિકસાવી હતી. એ શહેરમાં ગુજરાતી ગ્રેજ્યુએટ્સ એસોસીએશનની સ્થાપના પણ એમણે કરી હતી. આ બન્ને કાર્યમાં પ્રેરક હતા પ્રો. ટી. પી. ત્રિવેદી.

અને ત્યાર પછી હિસ્ટોરિકલ સોસાયટી સ્થપાઈ તે તો ડોલરભાઈની પ્રેરણાનું અને એમના પ્રયત્નોનું પરિણામ હતું.

૧૯૨૪ થી ૧૯૪૭ નો સમય તે ડોલરભાઇની કૉલેજના સંસ્કૃતના—અને ગુજરાતીના પણ—પ્રાધ્યાપક તરીકેની-પ્રવૃત્તિનો સમય. એમની એ પ્રવૃત્તિ માત્ર અધ્યાપનમાં જ સમાઈ રહી નહોતી: દશરૂપકને લગતો અધ્યયનગ્રંથ, અલંકારની અને પિંગળશાસ્ત્રની પ્રવેશિકાઓ, યજુર્વેદગત રૂદ્રાધ્યયનો તેમ જ શકાદય સ્તોત્રનો અનુવાદ, The Types of Sanskrit Drama નામનો સંશોધનની દૃષ્ટિવાળો ગ્રન્થ, ઋગ્વેદમાંઉત્તરધ્રુવ, એકાંકી નાટકો, ચમ્પુકાવ્ય, વગેરે અનેક ઊંડા અધ્યયનના અને સંશોધનકાર્યના ફલ રૂપ લેખો—એવાં એવાં કાર્યોમાં સારસ્વતસત્રની દીક્ષા લઇ ચૂકેલા ડોલરભાઇ સમયનો તથા સામર્થ્યનો અવિરત ઉપયોગ કરતા હતા.

અને એ જ્ઞાનયજ્ઞમાંથી કંઇ અવકાશ મળે તો તે કુટુંબને લગતાં, સમાજને લગતા, કર્તવ્યો અદા કરવામાં ખપી જતો હતો.

૧૯૨૭ થી ૧૯૪૭ સુધીનું આવું તપ કર્યું. પછી ૧૯૪૭ થી ૧૯૫૨—૫૩ પર્યન્તનાં પાંચ કે છ વર્ષ એમણે ગુજરાતમાં ગાળ્યાં—આણંદ નજીક વલ્લભ વિદ્યાનગરમાં ગુજરાતીના પ્રોફેસર તરીકે, અને વચગાળાના બે વર્ષ દરમ્યાન આચાર્ય તરીકે ગાળ્યાં.

અને એ દરમ્યાન એમની Puranic Chronotogy, Date of Rigveda, Kalidasa and the Guptas, કાવ્યવિવેચન વગેરે કૃતિઓ રચાઇ અને પ્રગટ થઇ. પ્રાચીન સાહિત્યના સંશોધનના ક્ષેત્રમાં ડોલરભાઇની પ્રતિષ્ઠા થઇ અને પછી તો આવ્યો એમનો છેલ્લા તપનો લગભગ વીશ વર્ષનો—સમય. અલીઆબાડામાં વિદ્યામંડળની સ્થાપના, કૉલેજની સ્થાપના, ગંગાજળા વિદ્યાપીઠની સ્થાપના, ગંગાજળા પ્રકાશનની યોજના—અને આ સંસ્થાઓના અંગમાં રહેલી અનેક શિક્ષણ-વિષયક સંસ્થાઓનો ઊગમ, વિકાસ અને વિસ્તાર ઉપરાંત ગુજરાત યુનિવર્સિટીમાં અનેક સરકારી કમિટીઓના કાર્યો માટેની દોડધામ. આવી આવી દોડધામમાં મચ્યા રહેલા ડોલરભાઇને જામનગરની વિવિધલક્ષી હાઇસ્કૂલ, આયુર્વેદિક કૉલેજ, રાજકોટની બાઇ વીરબાઇ કૉલેજ એવી અનેક સંસ્થાઓના સુત્રધાર તરીકે કાર્ય કરવાને સમય મળી રહેતો.

અલીઆબાડામાં કૉલેજ કરી તે એમની એક ઉચ્ચ ભાવનાની સિદ્ધિનો પ્રયોગ હતો. કૉલેજનું અધ્યાપનકાર્ય ગ્રામવાતાવરણમાં થાય, વિદ્યાર્થીઓને સાદાઇની, શ્રમ-ગૌરવની અને ચારિત્ર્યની મંત્રદીક્ષા અપાય એવી ડોલર-ભાઇની ભાવના હતી.

એ કાર્યમાં એમણે સાહસ કરીને ઝંપલાવ્યું હતું; આર્થિક વ્યવસ્થા પૂરતી કર્યા વિના જ ઝંપલાવ્યું હતું; જે કાર્ય થશે એની સુવાસથી લક્ષ્મી આકર્ષાઇ આવશે એવી શ્રદ્ધા સાથે ઝંપલાવ્યું હતું.

વલ્લભવિદ્યાનગરમાં હતા તે દરમ્યાન જ આવી ભાવનાથી અને આવી શ્રધ્ધા સાથે આ કાર્યમાં ઝંપલાવવાનો સંકલ્પ એમણે કર્યો હતો અને મને જણાવ્યો હતો. એ વિશે પત્ર દ્વારા વિચારવિનિમય થયો હતો પણ

એમનો એ સંકલ્પ અચલ છે એ જોઈને મેં જણાવ્યું હતું કે ભાણેજ હાકલ કરશે—હાકલ કરવી પડે એવી, અનુકૂળ કાર્યકરોની અપેક્ષાથી, જરૂર ઊભી થશે—ત્યારે આ મામો સાથ આપવાને આવીને ઊભો રહેશે.

પણ ભાણેજના કાર્યક્ષેત્રનો વિસ્તાર વધતો જ ચાલ્યો. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની સ્થાપના થઇ અને ડોલરભાઇને શિરે ઉપકુલપતિ બનીને એનું સમગ્ર તંત્ર સર્જવાની અને ચલાવવાની આકરી અને અમુક સૌરાષ્ટ્રવિશિષ્ટ સંજોગોને લીધે વસમી જવાબદારી આવી. એમણે એ કેવી કુશળતાથી ઉઠાવી, એની ખાતર કેવી સતત જહેમત કરી, એ તો સર્વવિદિત છે.

આવા આ કર્મયોગીની, જ્ઞાનયોગીની, ઉજ્જવલ જીવનકલાની ૨૯–૮–૭૦ ને દિને ૬૮ વર્ષ પૂરાં કરીને ઉપર પાંચ મહિના વીત્યા ત્યારે, સમાપ્તિ થઇ. એક મધુર સૌરભવાળું સુમન કરમાઇ ગયું. એ સુમન હવે નથી, પણ એ સૌરભ ચોમેર ફેલાઈ રહેલ છે. એ સૌરભમાં કર્મયોગની સુવાસ અને જ્ઞાનયોગનો પરિમલ એકત્ર થયેલ છે.

એ કર્મયોગની સિદ્ધિઓ એમણે સેવેલી, સ્થાપેલી, પોષેલી, વિકસાવેલી અનેક સંસ્થાઓ રૂપે ચિરંજીવ છે–જેમાં ગંગાજળા વિદ્યાપીઠ અને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી મુખ્ય છે.

અને એ આજીવન જ્ઞાનયોગની સાધનાના પ્રશસ્ય પ્રમાણ એમની વાંગમય આરાધનામાં અમર છે. એમણે ભારતીય–સંસ્કૃત કાવ્યમીમાંસાને આધુનિક સ્વરૂપે ઓળખાવી; એમણે ભારતીય નાટકપ્રકારોનો, રંગભૂમિનો, અને એમાંના વિશિષ્ટ તત્ત્વોનો પરિચય કરાવ્યો; એમણે પુરાણની કાલગણનાના અને ચતુર્યુગનાં પ્રમાણ–પરિમાણ પરખાવ્યા: એમણે કાલિદાસના અને ઋગ્વેદના સમયની સમસ્યાઓના ઉકેલની દિશા બતાવી; એમણે સંસ્કૃત સાથે ગુજરાતીની અને ગુજરાતી સાથે સંસ્કૃતની પ્રતિષ્ઠા વધારી.

આવા હતા એ ભાણેજ, અને આવો હું મામો; અને, એ ભાણેજ ગયા પણ આ મામાની તથા એ મામાના પણ મામાની–મારા મામા સ્વ. શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાની–જીવનદોરી વણતૂટી રહી ગઈ છે.

આવા સગપણના સંબંધને લીધે અનેકવાર ઘરમાં બેઠા કે સંસ્થામાં જઈને વાર્તાલાપમાં ગુંથાયા હતા. એ વાર્તાલાપ–ઘરમાં હોય કે સંસ્થામાં તો પણ–મુખ્યતઃ જૂના–નવા, સંસ્કૃત–ગુજરાતી સાહિત્ય વિશેનો હોય, સાહિત્યના જૂના નવા પ્રવાહો, પ્રયોગો અને પ્રશ્નો વિશેનો હોય, સંસ્થાઓ વિશેનો હોય, અને શિક્ષણસંસ્થાઓના માનવનિર્માણના ધર્મમાંથી અંકુરતી રાષ્ટ્રીય સમસ્યાઓ વિશેનો હોય, અને સંસ્કાર પ્રદાનના ધર્મમાંથી અંકુરતી સામાજિક સમસ્યાઓ વિશેનો હોય. અને કોઇવાર આ વિશાળ ભૂલભુલામણી જેવા પ્રદેશમાંથી છૂટવા સમાનધર્મીઓને પ્રિય એવા સાહિત્ય–સંસ્કાર–શિક્ષણના ગહન પ્રદેશમાંથી નીકળવા પામે, તો કુટુંબ વિશેનો હોય. પણ એમાં સ્વૈરકથાને માટે પ્રવેશદ્વાર ભાગ્યે જ ખૂલતું.

અને આ હતી ડોલરભાઇની જન્મજાત પ્રકૃતિ.

શ્રીકૃષ્ણે ગીતામાં ચેતવણી આપી છે:

इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

આવા ઇન્દ્રિયપ્રમાથનો સામનો કરવાનું ડોલરભાઇને પ્રાપ્ત નહિ થયું હોય. ઇન્દ્રિઓને, મનને, વાણીને અને વર્તનને સંયમમાં રાખવાનું કાર્ય એમને આશ્રમ સાધ્ય હતું. જેનાં ઇન્દ્રિયો પાછળ મન, અને મન પાછળ વાણી અસંયત રીતે અનિયત માર્ગે, કદાપિ દોડી ન જઈ શકયાં હોય એમના ચિત્તવ્યાપારમાં સ્વૈરકથા આવે કયા દ્વારથી ?

ડોલરભાઇની કર્મયોગમાં નિષ્ઠા હતી, એ કર્મયોગી હતા, એમની જ્ઞાનયોગમાં નિષ્ઠા હતી. એ 'સાંખ્ય' હતા —જ્ઞાનયોગી હતા. એમને માટે આ ગીતાવચન સાર્થક હતું:—

न हि कश्चित् क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत ।

પણ એ પછીનું વચન : એમને સર્વથા લાગુ ન પડે:–

कार्यते ह्यवशः कर्म सर्वं प्रकृतिजैर्गुणैः ।

કારણ કે એ 'પ્રકૃતિજૈર્ગુણૈઃ' કર્મપ્રવૃત્ત રહેતા હતા, પણ એમાં અવશતા નહોતી. એ પોતાના મન ઉપર, પોતાનાં ઇન્દ્રિયો ઉપર, સંપૂર્ણ પ્રભુત્વ ધરાવતા હતા અને લોકસંગ્રહાર્થે કર્મમાં પ્રવૃત્ત થતા હતા.

અને એથી જ એમના ચિત્તમા અને વાણીમાં સદૈવ સ્વસ્થતા હતી, સૌમ્યતા હતી, શાન્તિ હતી

विहाय कामान् य सर्वान् पुमाश्चरति निस्पृह ।

निर्ममो निरहकार स शान्तिमधिगच्छति ॥

આવી શાન્તિ ડોલરભાઇમા સ્વભાવસિદ્ધ હતી, ઘેરથી નીકળેલો, કોડભર્યો પરણેલો યુવાન પુત્ર પારિસ પહેોંચતા જ પ્રાણહારક વ્યાધિનો એકાએક ભોગ બન્યો ત્યારે પણ ડોલરભાઇની આ શાન્તિ ચલિત નહોતી થઇ – ત્યારે એમની સ્થિતપ્રજ્ઞતાની પૂરી પ્રતીતિ જનતાને થઇ હતી

ગીતાના यदा सत्त्वे प्रवृद्धे तु એ શ્લોકમા જે સત્ય હોય તે આવા સત્વગુણપ્રધાન ડોલરભાઈ પરત્વે એ સત્ય પુરવાર થાય —

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलय याति देहभृत्

तदोत्तमविदा लोकानमलान् प्रतिपद्यते ॥

●●●

# નવલકથામાં વસ્તુગૂંથણી

'સરસ્વતીચંદ્ર', 'ગુજરાતનો નાથ', 'માનવીની ભવાઇ' તથા 'આકાર'ના સંદર્ભમાં

દિલાવરસિંહ જાડેજા

વાર્તા વાચકની જિજ્ઞાસાને સંતોષે, પ્લોટ બુદ્ધિને સતેજે અને વસ્તુ, પાત્ર, સંવાદ, વાતાવરણ ઈ. રૂઢ વિવેચને ગણાવેલાં નવલકથાનાં અંગોને આવરી લેતી સમગ્ર સાહિત્યકૃતિની નિરૂપણરીતિ વાચકની રસદૃષ્ટિને સંતોષી શકે. કથા સાંભળવા-વાંચવાની આપણી જિજ્ઞાસાવૃત્તિને વાર્તા (Story) સંતોષી શકે. 'પછી શું બન્યું?' એ પ્રકારે વાચકની જિજ્ઞાસાને કથામાં જાગૃત રાખવામાં આવતી હોય છે, જ્યારે કથાવસ્તુ (Plot)માં 'શા માટે આમ બન્યું? કઈ રીતે આ શક્ય બન્યું?' – એવો કારણકાર્યની શૃંખલાની તપાસ કરતો પ્રશ્ન મહત્ત્વનો બને છે. પ્રસંગોની સયુક્તિક ગૂંથણી એ પ્લોટનું મહત્ત્વનું લક્ષણ છે. જુદા જુદા સમયે અને સ્થળે બનતા પ્રસંગોને પ્લોટ સાંકળે છે–ઘાટ આપે છે. ફોર્સ્ટર બતાવે છે એમ, સારી નવલકથાનો પ્લોટ વાચકની બુદ્ધિશક્તિ અને સ્મૃતિશક્તિને સળવળતી રાખવાની ફરજ પાડતો હોય છે.

જીવનમાં પ્રસંગો તો પારાવાર બનતા હોય છે, પણ પ્રસંગો એ પ્લોટ નથી. પ્રસંગોનું નિરૂપણ કરવાની રીતિ એ પ્લોટ છે. કયા બનાવો બની ગયા તેનું તથ્યાત્મક આલેખન તે પ્લોટ નથી. કયા બનાવો બની શકે એમ હતા કે પછી બનવા જોઇતા હતા એનું કળાના સત્યવાળું ચિત્રણ તે પ્લોટ છે. પાત્ર, કાર્ય (Action) અને જીવનચિંતનનાં તત્ત્વોનું સંશ્લેષણ પ્લોટમાં થતું હોય છે. નવલકથાને પ્લોટ સંશ્લિષ્ટ એકત્વ અર્પે છે.

પ્લોટની અહીં વિચારણા કરીએ છીએ ત્યારે સ્પષ્ટ કરવું જોઈએ કે નવકથાનાં જુદાં જુદાં અંગોને સાવ અલગ પાડીને વિચારી શકાય એમ નથી. પ્લોટ અને પાત્ર તો તાણાવાણાની જેમ ગૂંથાયેલ છે. બન્ને વચ્ચેનું સાયુજ્ય સ્પષ્ટ છે. પ્રસંગો પાત્રોને આકાર આપે છે અને પાત્રો પ્રસંગોને કાર્યવેગવાળા બનાવે છે (સરખાવો : 'Character...is action and action is plot'–Henry James). ગોવર્ધનરામ, મુનશી, પન્નાલાલ કે ચન્દ્રકાન્ત બક્ષી : કોઇ પણ નવલકથાકારની રચના વાંચોઃ ઉદ્દિષ્ટ અસર ઊપસાવવા માટે સયુક્તિક રીતે રજૂ થયેલા પ્રસંગો અને પાત્રોનું પરસ્પરાવલંબન વરતાઇ આવશે. પાત્રોની ભૂમિકા અને કાર્યદિશા પ્રસંગોને આધારે રચાતી હોય. Ivy Compton–Burnett નવલકથાના આ એક મુલાધાર વિશે

કહે છે એમ, 'A plot is like the bones of a person . the support of the whole.'

૨

વસ્તુગ્રથનમાં ફોર્સ્ટ‌ર કારણ કાર્યભાવનો જે મહિમા કરે છે તે ગોવર્ધનરામના' 'સરસ્વતીચંદ્ર'મા સાહજિક રીતે પ્રગટ થાય છે. કારણમાંથી કાર્ય શી રીતે પ્રગટ્યું એનું ઝીણવટભર્યું નિરૂપણ કરીને આખી પ્રક્રિયાને ગોવર્ધનરામ, નિરાંતે સમજાવે છે. એનું એક પ્રસિદ્ધ ઉદાહરણ 'સરસ્વતીચંદ્ર' ભા. ૧ના 'જવનિકાનું છેદન અને વિશુધ્ધિનું શોધન' પ્રકરણમાંથી મળશે.

વસ્તુનિરૂપણમા ગોવર્ધનરામ દશ્યાત્મક કરતાં વર્ણનાત્મક પધ્ધતિનો વિશેષ આશ્રય લે છે પરંતુ પ્રસંગ આવ્યે નાટ્યોચિત દશ્યાત્મક આલેખનો તેઓ તેઓ સુકરતાથી કરી શકે છે. નાટ્યોચિત દશ્યાત્મક આલેખનો દ્વારા વસ્તુવિકાસ સિધ્ધ કરવાની વિશેષતા નવલકથાકાર કનૈયાલાલ મુનશીને વરેલી છે. મુનશીને હેનરી જેઇમ્સનું આ સૂત્ર બરાબર સમજાઇ ચૂક્યું છે: 'The novelist who does not represent and represent all the time is lost.'

'સરસ્વતીચંદ્ર'માં વર્ણનો તત્ત્વાલોચન તથા અવાન્તર પ્રસંગોને લીધે કથાપ્રવાહ ખંડિત થાય છે. લાંબી સ્વગતોક્તિઓ, લાંબા સંવાદો, સુદીર્ઘ ચર્ચાઓ, અવતરણો, રૂપકો અને અપ્રસ્તુત કહી શકાય એવા બુધ્ધિખેલનો 'સરસ્વતીચંદ્ર'માં કથાપ્રવાહને રોકે છે. આ બધાને કારણે 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુગૂંથણી સંશ્લિષ્ટ નથી જણાતી. એક મુખ્ય કથાપ્રવાહમાં અનેક ગૌણ કથાપ્રવાહો ભળે છે અને વચ્ચે વચ્ચે જીવનમીમાંસા રજૂ થયા કરે છે. વળી એ જીવનમીમાંસાની અનિવાર્યતા પ્રતીત નથી થતી. 'સરસ્વતીચંદ્ર' માં ચર્ચા માટે વાર્તાને સાધ્ય બનાવી હોય એવું પણ લાગ્યા કરે છે. આજની સાહિત્યાભિરુચિને પ્રક્ષિપ્ત લાગે એવાં ઘણાં તત્વો 'સરસ્વતીચંદ્ર' ની શિથિલ બંધવાળી વસ્તુગૂંથણીમાં દેખાશે. વસ્તુગૂંથણીની મર્યાદાઓનો બચાવ કર્યા પછી પણ યશવંત શુક્લે યથાર્થ રીતે જ નોંધ્યું છે: '.. ભાવ અને રૂપનું, અમૂર્ત અને મૂર્તનું જોઇએ તેવું કલાત્મક રસાયણ 'સરસ્વતીચંદ્ર' મા થયું નથી.'

'સરસ્વતીચંદ્ર' ની વસ્તુગૂંથણીની ઉપર્યુક્ત મર્યાદાઓ નિર્દેશ્યા પછી એ મર્યાદાઓ શાથી જન્મી હશે તે સમજવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. ગોવર્ધનરામની કલમે વસ્તુપ્રવાહ મંદ પડી જાય છે, કેમકે જીવનને તેઓ સર્વાશ્લેષમાં જોવા ચાહે છે. જીવનના દરેક પાસા ઉપર ચિંતનમનન કરી ટીકાટિપ્પણ કરવાનો તેમનો મનોરથ છે, ગોવર્ધનરામની સમક્ષ વસ્તુગૂંથણીનો પ્રાચીન ભારતીય આદર્શ રહેલો છે. વાચકના કેવળ કુતૂહલને સંતોષવા ત્વરિત ગતિએ કથાને વહેવડાવવાનું એમાં ઉદ્દિષ્ટ નથી. મંથર કથાપ્રવાહ જ લેખકને કદાચ અભિમત હોય. કવિવર રવીન્દ્રનાથના શબ્દોમા આ મુદ્દાને સ્પષ્ટ કરવા જેવો છે, 'વર્ણનને લીધે, તત્વની આલોચનાને લીધે કે અવાન્તર પ્રસંગોને લીધે તેનો વાર્તાપ્રવાહ પદે પદે સ્ખલિત થાય છે, છતાં પ્રશાન્ત ભારતવર્ષની ધીરજ ખૂટી જતી જણાતી નથી. એ બધાં મુળ કાવ્યના અંગ છે, કે પ્રક્ષિપ્ત છે એવી સમાલોચના અહીં નિષ્ફળ છે કારણ કે પ્રક્ષેપ સહન કરનારા લોક ન હોય તો પ્રક્ષિપ્ત ટકી જ ન શકે'

અપવાદોને બાદ કરતા, પંડિતયુગ તથા ગાંધીયુગના વિવેચકોની રુચિ 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુગૂંથણીનાં પ્રક્ષિપ્ત અંગો સહન કરી શકે એ ખરની હતી અને એટલે જ 'સરસ્વતીચંદ્ર'ના કથાપ્રવાહને ખાળતાં વિવેચનો, વર્ણનો, ચિંતનો ઇ નો બચાવ થયો છે, એમ કહીને કે ગોવર્ધનરામની જીવનને સમજવાની ઊંડી અને વ્યાપક દૃષ્ટિ તથા ઊંચી સર્જશક્તિને કારણે 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુગૂંથણીની ઉપર્યુક્ત મર્યાદાઓ ખટકતી નથી 'સરસ્વતીચંદ્ર'ની શિથિલ વસ્તુગૂંથણી પરત્વે એ વિવેચકોના મનનું સમાધાન થયેલું છે. રવીન્દ્રનાથના આ શબ્દોમાં એમનો મનોભાવ સમજાવી શકાય. 'મોરનાં પીંછાંના બનાવેલા પંખા ઘણા સુંદર હોય છે, છતા તેનાથી પવન બરાબર આવતો નથી. પરંતુ પવન નાખવાનું નિમિત્ત લઇને રાજસભામા કેવળ શોભા માટે તે રાખવામા આવે છે...સંસ્કૃત કાવ્યો પણ વસ્તુસંકલના માટે એટલી બધી દરકાર નથી રાખતાં: વાગ્વિસ્તાર, ઉપમાકૌશલ્ય, વર્ણન ચાતુર્ય રાજસભાને તેના પ્રત્યેક પદે આશ્ચર્યમા લીન કરી દે છે.'

વસ્તુસંકલના તો નિમિત્ત છે; કેન્દ્રમાં તો છે અલંકાર–કૌશલ, વર્ણન કૌશલ, સર્વતોમુખી જીવનદર્શન–આનું સ્વીકારી 'આશ્ચર્યમાં લીન' થવાની પૂર્વકાલીન

વિવેચકોની જેમ આજના વિવેચકની તૈયારી નથી. એટલે તો 'સરસ્વતીચંદ્ર'માંની શુષ્ક ચર્ચા, નાટકી લાગે તેવા અંશ, પીંજણ, રૂપકપ્રિયતાનો અતિરેક, અલંકાર રચનામાં આયાસ, સ્વપ્નોનો કળાસૂઝ વિના કરેલો ઉપયોગ, અવતરણોનો ખડકલો—આ બધી વસ્તુસંકલનામાં 'એકરસ' ન થઇ શકતી સામગ્રી ઉપર એ ખફાનજર કરે છે.

૩

નરસિંહરાવ ભોળાનાથે 'ગુજરાતનો નાથ'ના ઉપોદ્‌ઘાતમાં મુનશીની વાર્તાકલાના એક અગત્યના અંશ તરીકે 'વૃથા વર્ણનો, અનાવશ્યક પ્રસંગો, પાંડિત્યદર્શક અથવા ક્લિષ્ટસુફીમાં રમનારી લાંબી લાંબી અપ્રસ્તુત ચર્ચાઓ ઇત્યાદિ ખેલ'ના અભાવને ગણાવેલ છે, તે યથાર્થ છે. રસની ઊનતા ન થાય એ રીતે વૃત્તાન્તોનો પ્રવાહ 'ગુજરાતનો નાથ'મા વહે છે. ગોવર્ધનરામ સરે છે એમ મુનશી પ્રસંગાતરતામાં સરતા નથી. મુનશીનો પ્રશસ્ય કલાવિવેક અસંબધ્ધ લખાણો કે ચર્ચા માટે નવલકથામાં અવકાશ રહેવા દેતો નથી નરસિંહરાવે મુનશીની વસ્તુગૂંથણીનું બીજું લક્ષણ દર્શાવ્યું છે તે વૃત્તાંત અને પાત્રલક્ષણની પરસ્પર સશ્લિષ્ટતાનું...કોઈ અંકોડો ખૂટતો ન હોય, કશું અસંબદ્ધ ન હોય (No gap, no in consistency) એ મુનશીની વસ્તુગૂંથણીનું એક લક્ષણ છે.

મુનશીએ વસ્તુગૂંથણીમાં અને એકંદરે જોતાં નવલકથાકલામાં જે કેટલાંક નવાં વનાં દાખલ કરી ગુજરાતી નવલકથાને નવો વળાંક આપ્યો, તેમાં 'મુખ્ય વાત સ્થાપી તે એ કે વાર્તા એ વાર્તા હોવી જોઇએ...સીધેસીધી વાર્તા કહેવાની, એની આડે જે કાંઇ આવે તેને નિર્દયપણે દૂર કરવાની લક્ષણ મુનશી ઉત્તરોત્તર ખીલવતા ગયા... કાર્યનો વેગ (એ) સીધેસીધી વાર્તા કહેવાની પદ્ધતિનું તાર્કિક પરિણામ છે' (યશવંત શુક્લ). 'સરસ્વતીચંદ્ર'નો વણછો ગુજરાતી નવલકથાને લાગી ગયો હતો. એ વણછામાંથી ગુજરાતી નવલકથાને મુક્ત કરી તેને મુનશીની એક ઐતિહાસિક મહત્ત્વવાળી સિદ્ધિ કહેવાય. વસ્તુગ્રથનમાં સંશ્લિષ્ટતા દાખલ કરનાર પહેલા ગુજરાતી લેખક મુનશી છે. વસ્તુવિકાસ અને એની યોગ્ય પરિણતિ ઉપર મુનશીની નજર સતત ફરતી રહે છે. વસ્તુવિકાસને પોષે એટલી જ ઘટનાઓ સ્વીકારી 'નાટ્યરૂપને શોભે તેવી નિરૂપણની; કરકસર દ્વારા' એને તેઓ ચિત્રિત કરે છે.

'ગુજરાતનો નાથ' પછીની નવલકથાઓમાં મુનશીની શૈલીલઢણોનું પુનરાવર્તન અને અનુકરણ થતું હોય એમ દેખાય છે. એમાં મહોરાં જુદાં, પણ પાત્રોના પ્રતાપીપણાની અંદરની સામગ્રી તો એકની એક લાગે છે. મુનશીની આવી ઉત્તરકાલીન મર્યાદાઓથી આપણે જ્ઞાત છીએ. પરંતુ એમ કહેવું કે મુનશીને 'હારબંધ બનતા સ્થૂળ બનાવોમાં વિશેષ રસ છે. પરિણામે બનાવો ઊપસે છે, ચરિત્રના સમગ્ર વ્યક્તિત્વની રેખાઓ ઊપસતી નથી,' તે બરાબર નથી, હકીકતમાં, મુંજાલ, મીનલ, કીર્તિદેવ, કાક, મંજરી જેવાં કથાવસ્તુમાં મહત્ત્વ ધરાવતાં પાત્રોના સમગ્ર વ્યક્તિત્વની દૃઢ રેખાઓ તો ઊપસે જ છે, પણ વસ્તુવિકાસમાં જેમનું નહિવત્ મહત્ત્વ ગણી શકાય એવાં મુનશીનાં ગૌણ પાત્રો—બ્રાહ્મણત્રય' મણિભદ્ર, પંડિત ગજાનન, વાળંદ શિરોમણિ દામોદર વગેરે પણ સુરેખ ને સજીવ લાગે છે. 'ગુજરાતનો નાથ'ના ઉપોદ્‌ઘાતમાં નરસિંહરાવે સાચું કહ્યું છે કે 'પાત્રોનાં લક્ષણ બાંધવાની, લક્ષણ વિકસાવવાની કલા,' મુનશીને વરેલી છે. 'ગુજરાતનો નાથ'ની પ્રસિધ્ધિ સાલને લક્ષમાં રાખીએ તો નરસિંહરાવે પ્રયોજેલો 'અપૂર્વ' શબ્દ એના ઐતિહાસિક સંદર્ભમાં સાચો લાગશે.

ક્યારેક એમ પણ સૂચવવામાં આવે છે કે મુનશીને બાહ્ય પરિસ્થિતિઓ અને પ્રસંગોમાં વિશેષ રસ છે; પાત્રચિત્તની આંતરિક અવસ્થા સાથે એમને ઓછી નિસ્બત છે...બાહ્ય પરિસ્થિતિ (External situation) અને આંતરિક અવસ્થા (Internal situation), પાત્રજીવનનો બાહ્ય પ્રસંગ (Incident) અને પાત્રજીવનની આંતરિક ઘટના (Event): આ બન્ને વચ્ચે ભેદ ઊભો કરવાનો પ્રયાસ કૃત્રિમ ગણાય. આ બન્ને વાનાં છૂટાં ન પાડી શકાય એવાં છે. 'ગુજરાતનો નાથ'માં બાહ્ય પરિસ્થિતિ અને પ્રસંગો આંતરિક અવસ્થા તથા ઘટના સાથે દૃઢ રીતે જોડાયેલાં છે. મુનશીનાં પાત્રોના જીવનમાં બનતા બાહ્ય પ્રસંગો (Incidents) પાત્રજીવનની આંતરિક ઘટનાઓ (Events) સાથે સહેજ રીતે ગૂંથાઇ ગયેલ છે. અહીં બહુ તો એમ કહી શકાય કે (*Incident*)ના નિરૂપણ પરત્વે એમનો વિશેષ ઝોક છે. પરંતુ એવા ઝોકને કારણે પાત્રચિત્તની આંતરઘટનાઓ સાથે બાહ્ય પ્રસંગોનો મુનશીમાં વિચ્છેદ થયેલો હોય છે, એવો-

મત ફલિત થઈ શકે એમ નથી.

૪

જુદા જુદા પ્રસંગોના તાણા સાથે પાત્રોના વાણા 'માનવીની ભવાઈ'માં પન્નાલાલે સ્વાભાવિક રીતે ગૂંથ્યા છે. એમાંથી કથાવસ્તુનું આકર્ષક પોત ઊપસી આવે છે. 'માનવીની ભવાઈ'માં વ્યષ્ટિની કથાને નિમિત્તે સમષ્ટિની કથા કહેવાનું પન્નાલાલે પસંદ કર્યું છે. કથાની પસંદગીમાં પન્નાલાલ પાસે રહેલી An Eye for a subjectની સહજશક્તિની પ્રતીતિ થાય છે. વસ્તુગ્રથન માટે યોગ્ય કથાને બાજપંખીની ચકોર નજરથી ઝડપવાની શક્તિને પર્સી લબક નવલકથાકારને પ્રાપ્ત થયેલી એક Cardinal gift ગણે છે આવી મહત્ત્વની ભેટ પન્નાલાલને પ્રાપ્ત થયેલી છે

'માનવીની ભવાઈ' કથાવસ્તુનો વિકાસ વૃક્ષના વિકાસની જેમ નિજલીલાએ થતો હોય એવું જણાય છે, છે, પછી ભલે એ 'નિજલીલા' પાછળ કથાકારની કલમે થતું ચાલન (Manipulation) રહેલું હોય. સમગ્ર વાર્તાસૃષ્ટિનું સંચાલન વાર્તાકાર કરતો હોય અને છતાં એની વાર્તાસૃષ્ટિ એની મેળાએ આગળ વધતી હોય એવું લાગવું જોઈએ એમ પહેલાં ફ્લોબેરે અને પછી રામનારાયણ પાઠકે જે કહ્યું છે તેની સત્યતાનો અનુભવ પન્નાલાલની વસ્તુગ્રથનકલા દ્વારા થશે.

'મળેલા જીવ'નાં સંદર્ભમાં કહેવાયેલા સુન્દરમના શબ્દો 'માનવીની ભવાઈ'ની વસ્તુગૂંથણી માટે યાદ કરવા જેવા છેઃ 'વસ્તુનો વિકાસ વચ્ચે ક્યાંક ક્યાંક મંદ લાગે છે, ક્યાંક જરા વધારે પડતો ખેંચાતો દીર્ઘસૂત્રી લાગે છે, સંવેદનો ક્યાંક શિથિલ બનતાં લાગે છે, છતાં વાર્તાનું મૂળ થડ નિર્બળ બનતું નથી.' કથાવસ્તુની સીધી સ્પષ્ટ નિરાડંબર પરલક્ષી અને સબળ રજૂઆત એ સુન્દરમે નોંધેલી વાર્તાકાર પન્નાલાલની એક લાક્ષણિકતા છે.

'ઝાંઠળિયામાં', 'બાવાની લંગોટી', 'પરથમીનો પોઠી', 'ઉજડ આભલે અમી': 'માનવીની ભવાઈ'ના આ પ્રકરણોના કોઈ કોઈ પ્રસંગો કથાસૌષ્ઠવની દૃષ્ટિએ કેટલાક વિવેચકોને યોગ્ય લાગ્યા નથી. પન્નાલાલની વાર્તાકલામાં ક્યાંક કસબના ઓપનો અભાવ દેખાય છે તથા થોડીઘણી તાછગાછની જરૂર વરતાય છે એમ પણ નોંધાયું છે, સાહિત્યિક પ્રતિભાની ઉત્તમતા સાથે કેટલીક અપૂર્ણતાઓ અનિવાર્યતયા જોડાયેલી હોય એવું ક્યારેક જોવા મળે (...The imperfections that inevitably go with certain excellences). 'માનવીની ભવાઈ'ના ઉત્તમ પ્રતિના કલાકાર પન્નાલાલના કથાકસબની અપૂર્ણતાઓ—જો એને અપૂર્ણતાઓ ગણીએ તો—આ દૃષ્ટિએ જોવી જોઈએ.

'માનવીની ભવાઈ'માં દૃશ્યાત્મક આલેખનની પ્રધાનતા છે, પરંતુ વર્ણનાત્મક નિરૂપણનીય એમાં કમીના નથી. બન્નેની સમતુલા પન્નાલાલ જાળવી શકે છે. ઘણા પ્રસંગોને વાચકોની આંખ આગળ બનતા હોય એ રીતે લેખક નિરૂપે છે,[1] જ્યારે કેટલાક પ્રસંગોને વર્ણનાત્મક પધ્ધતિએ વાચક સમક્ષ મૂકે છે.[2]

૫

અદ્યતન નવલકથાકાર ચંદ્રકાન્ત બક્ષીની નવલકથા 'આકાર'ની કથાગૂંથણીની ચર્ચા કરતી વખતે 'આકાર'ના મુખ્ય પાત્ર યશ ન. શાહનો ઉલ્લેખ કરવો જરૂરી છે. યશ શાહના જીવનમાં બનતા પ્રસંગો 'આકાર'ના કથાવસ્તુને ઘાટ આપવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. 'આકાર'નું આ મુખ્ય પાત્ર ગઈ કાલની નવલકથાના પરંપરાગત નાયક કરતા ઘણી રીતે જુદું પડે છે. આપણી નવલકથાના પરંપરાગત નાયકની ઉદાત્તતા, ધર્મપ્રિયતા, પરાક્રમશીલતા કે આદર્શપ્રિયતા એનામાં નથી. સગભગ એન્ટી–હીરો કહી શકાય એવો યશ શાહ જીવનમાં નિષ્ફળ નીવડેલ માણસ છે.

બૅન્કના કૅશ ડિપાર્ટમેન્ટમાં યશ નોકરી કરતો હતો ત્યાં ખોટી સહી કરવા માટે એને જેલની સજા થઇ. સ્થાપિત રૂઢિ કે શિષ્ટાચારની દૃષ્ટિએ એવું વર્તન માન્ય

---

1. પન્નાલાલ હૈયાસૂઝથી જાણે છે કે 'Story (is) a matter to be shown, to be exhibited that it will tell itself' (Party lubbock).
2 'Scene is that part of a novel in which the novelist makes things happen under the reader's eyes. Summary is that part of a novel in which the novelist says that things are happening, or that they have happened...' (Robert Lidell).

થાય એવું નથી. એ કોઇ સામાજિક માનમર્તબો ધરાવતો નથી અથવા કહો કે એવા માનમોભાની એને સ્પૃહા નથી. જીવનમાં સ્થિરતા તથા સલામતીની શોધમાં એ નથી. સીમેન્ટ કોંક્રીટના મિક્ષરની જેમ એના મનમાં જુદા જુદા વિચારો ફંગોળાયા કરે છે.

આ દિશાશૂન્ય 'યશ'ને 'અપયશ' નામ વધુ શોભે એમ છે. અને આમ છતાં એના સરળ નિષ્કપટ અંતરંગની છબી જોતાં, તેમજ વિત્રવા ભાભી શિખા, પાગલ બ્હેન લિરા, વેશ્યાગૃહની રાની–રેખા–બુલબુલ તથા 'મૌત'ની આરાધના કરતા હર્ષ સાથેનો એનો વ્યવહાર અવલોકતાં યશ એક આગવી રીતે moral, important અને heroic પાત્ર લાગ્યા વિના નહિ રહે. યશના પાત્રમાં દુન્યવી દૃષ્ટિએ કોઇ વિશેષતા નથી અને છતાં આવા પાત્રના અંતરંગની એક સંવેદનસભર છબી ઊપસાવી આપવામાં સર્જક તરીકે ચન્દ્રકાન્ત બક્ષીની વિશેષતા રહેલી છે. The character of the anti-hero fits perfectly with the requirements of modern plot (Honey – well). જીવનમાં નિષ્ફળ નીવડેલ અને છતાં વિશિષ્ટ રીતે સત્વશીલ લાગતા 'એન્ટી–હીરો' યશનું સર્જન કરવામાં નવી નવલકથા 'આકાર'ના પ્લોટની વિશેષતા રહેલી છે.

'આકાર'માં પ્રસંગોની બહુ ભરમાર નથી. અને છતાં પ્રસંગોની ખાસ અલ્પતાય નથી. પ્રસંગો ખરા, પણ પ્રસંગોનો નવલકથા ઉપર બોજ નહિ. પ્રયોગશીલ નવી નવલકથા વિશે એવો ખ્યાલ સાચી–ખોટી રીતે જોડાઈ ગયો છે કે બહુધા એમાં કથાતત્ત્વનું 'વિલીનીકરણ' થતું હોય છે. ચન્દ્રકાન્ત બક્ષી આવા કહેવાતા વિલીનીકરણ/કથાહ્રાસમાં શ્રદ્ધા ધરાવતા નથી જણાતા. આમ છતાં, આગળની નવલકથાઓને મુકાબલે પાત્રની આંતરિક સૃષ્ટિનો પટવિસ્તાર 'આકાર'માં વિશેષ વિસ્તરતો દેખાય છે.

યશ શાહનું આંતરજીવન આલેખવા પ્રત્યેનો ચન્દ્રકાન્ત બક્ષીનો ઝોક વરતાય આવે છે. પરંતુ એથી બાહ્ય જગતની પ્રગટ ઘટનાઓ નિરૂપવાનું એમને મન નિષિદ્ધ નથી ઠરતું. જુદા જુદા પ્રસંગોને સાંકળતો causal sequence. પણ 'આકાર'માં દેખાય છે. નવી પ્રયોગશીલ નવલકથામાં વિવિધ પ્રસંગોના ચિત્રણમાં દેખાતો યદૃચ્છાવિહાર 'આકાર'માં નથી. કપોલ–કલ્પિત તરફનું

## – મૃત્યુ કાવ્ય –

મારા ઓલવાઇ ગયેલા ચહેરાની પાસે
તમારે હજી કકડી ગયેલ
વેજીટેબલ ઘીનો દીવો કરવાનો બાકી છે.
તમારે હજી વર્ષો સુધી સાચવી રાખેલ
વાસી ગંગા–જળનો
છંટકાવ કરી સાથરો કરવાનો બાકી છે.
તમારે હજી કાળા–
–મારી ઉઘાડી રહી ગયેલી આંખોના દૃશ્યોની માફક–
કાળાં કપડાં પહેરીને દુનિયાને દેખાડવા
પ્રરતું રડવાનું બાકી છે.
–અને મારી જિન્દગીમાં કદી કામ
ન આવેલ સગા–સંબંધીઓને
કહી આવવાનું બાકી છે કે :
'મહેન્દ્ર મરી ગયો છે, સાચ્ચે જ!'

મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'

આકર્ષણ પણ ચંન્દ્રકાન્ત બક્ષી ધરાવતા નથી. ક્યાંક ક્યાંક તો નંદશંકર અને રમણલાલ સાથેનું સાતત્ય બક્ષી અજાણતાં જ જાળવી બેસે છે. 'આકાર'ની વચ્ચે વચ્ચે લઘુ નિબંધો (જો કે નંદશંકરના 'કરણઘેલો'ના કદના તો નહિ જ!) અને રમણલાલ દેસાઇ શૈલીનાં

મત ફલિત થઈ શકે એમ નથી.

૪

જુદા જુદા પ્રસંગોના તાણા સાથે પાત્રોના વાણા 'માનવીની ભવાઇ'માં પન્નાલાલે સ્વાભાવિક રીતે ગૂંથ્યા છે. એમાંથી કથાવસ્તુનું આકર્ષક પોત ઊપસી આવે છે. 'માનવીની ભવાઇ'માં વ્યષ્ટિની કથાને નિમિત્તે સમષ્ટિની કથા કહેવાનું પન્નાલાલે પસંદ કર્યું છે. કથાની પસંદગીમાં પન્નાલાલ પાસે રહેલી An Eye for a subjectની સહજશક્તિની પ્રતીતિ થાય છે. વસ્તુગ્રથન માટે યોગ્ય કથાને બાજપંખીની ચકોર નજરથી ઝડપવાની શક્તિને પર્સી લબક નવલકથાકારને પ્રાપ્ત થયેલી એક Cardinal gift ગણે છે આવી મહત્ત્વની ભેટ પન્નાલાલને પ્રાપ્ત થયેલી છે

'માનવીની ભવાઈ' કથાવસ્તુનો વિકાસ વૃક્ષના વિકાસની જેમ નિજલીલાએ થતો હોય એવું જણાય છે, છે, પછી ભલે એ 'નિજલીલા' પાછળ કથાકારની કલમે થતું ચાલન (Manipulation) રહેલું હોય. સમગ્ર વાર્તાસૃષ્ટિનું સંચાલન વાર્તાકાર કરતો હોય અને છતાં એની વાર્તાસૃષ્ટિ એની મેળાએ આગળ વધતી હોય એવું લાગવું જોઇએ એમ પહેલાં ફ્લોબેરે અને પછી રામનારાયણ પાઠકે જે કહ્યું છે તેની સચ્ચાઇનો અનુભવ પન્નાલાલની વસ્તુગ્રથનકલા દ્વારા થશે.

'મળેલા જીવ'નાં સંદર્ભમાં કહેવાયેલા સુન્દરમ્‌ના શબ્દો 'માનવીની ભવાઇ'ની વસ્તુગૂંથણી માટે યાદ કરવા જેવા છેઃ 'વસ્તુનો વિકાસ વચ્ચે કયાંક કયાંક મંદ લાગે છે, કયાંક જરા વધારે પડતો ખેંચાતો દીર્ઘસૂત્રી લાગે છે, સંવેદનો કયાંક શિથિલ બનતાં લાગે છે, છતાં વાર્તાનું મૂળ થડ નિર્બળ બનતું નથી.' કથાવસ્તુની સીધી સ્પષ્ટ નિરાડંબર પરલક્ષી અને સબળ રજૂઆત એ સુન્દરમે નોંધેલી વાર્તાકાર પન્નાલાલની એક લાક્ષણિકતા છે.

'કાઠળિયામાં', 'બાવાની લંગોટી', 'પરથમીનો પોઠી', 'ઉજડ આભલે અમી': 'માનવીની ભવાઇ'ના આ પ્રકરણોના કોઇ કોઇ પ્રસંગો કથાસૌષ્ઠવની દૃષ્ટિએ કેટલાક વિવેચકોને યોગ્ય લાગ્યા નથી. પન્નાલાલની વાર્તાકલામાં કયાંક કસબના ઓપનો અભાવ દેખાય છે તથા થોડીઘણી તાછગાછની જરૂર વરતાય છે એમ પણ નોંધાયું છે, સાહિત્યિક પ્રતિભાની ઉત્તમતા સાથે કેટલીક અપૂર્ણતાઓ અનિવાર્યતયા જોડાયેલી હોય એવું કયારેક જોવા મળે (...The imperfections that inevitably go with certain excellences). 'માનવીની ભવાઇ'ના ઉત્તમ પ્રતિના કલાકાર પન્નાલાલના કથાકસબની અપૂર્ણતાઓ—જો એને અપૂર્ણતાઓ ગણીએ તો–આ દૃષ્ટિએ જોવી જોઇએ.

'માનવીની ભવાઇ'માં દૃશ્યાત્મક આલેખનની પ્રધાનતા છે, પરંતુ વર્ણનાત્મક નિરૂપણનીય એમાં કમીના નથી. બન્નેની સમતુલા પન્નાલાલ જાળવી શકે છે. ઘણા પ્રસંગોને વાચકોની આંખ આગળ બનતા હોય એ રીતે લેખક નિરૂપે છે,[1] જ્યારે કેટલાક પ્રસંગોને વર્ણનાત્મક પધ્ધતિએ વાચક સમક્ષ મૂકે છે.[2]

૫

અદ્યતન નવલકથાકાર ચંદ્રકાન્ત બક્ષીની નવલકથા 'આકાર'ની કથાગૂંથણીની ચર્ચા કરતી વખતે 'આકાર'ના મુખ્ય પાત્ર યશ ન. શાહનો ઉલ્લેખ કરવો જરૂરી છે. યશ શાહના જીવનમા બનતા પ્રસંગો 'આકાર'ના કથાવસ્તુને ઘાટ આપવામા મહત્ત્વનો ભાગ ભજવે છે. 'આકાર'નું આ મુખ્ય પાત્ર ગઇ કાલની નવલકથાના પરંપરાગત નાયક કરતા ઘણી રીતે જુદુ પડે છે. આપણી નવલકથાના પરંપરાગત નાયકની ઉદાત્તતા, ધર્મપ્રિયતા, પરાક્રમશીલતા કે આદર્શપ્રિયતા એનામાં નથી. લગભગ એન્ટી–હીરો કહી શકાય એવો યશ શાહ જીવનમાં નિષ્ફળ નીવડેલ માણસ છે.

બેન્કના કેશ ડિપાર્ટમેન્ટમાં યશ નોકરી કરતો હતો ત્યાં ખોટી સહી કરવા માટે એને જેલની સજા થઇ. સ્થાપિત રૂઢિ કે શિષ્ટાચારની દૃષ્ટિએ એવું વર્તન માન્ય

1. પન્નાલાલ હૈયાસૂઝથી જાણે છે કે 'Story (is) a matter to be shown, to be exhibited that it will tell itself' (Party lubbock).
2 'Scene is that part of a novel in which the novelist makes things happen under the reader's eyes. Summary is that part of a novel in which the novelist says that things are happening, or that they have happened...' (Robert Lidell).

થાય એવું નથી. એ કોઇ સામાજિક માનમરતબો ધરાવતો નથી અથવા કહો કે એવા માનમોભાની એને સ્પૃહા નથી. જીવનમાં સ્થિરતા તથા સલામતીની શોધમાં એ નથી. સીમેન્ટ કોંક્રીટના મિક્ષરની જેમ એના મનમાં જુદા જુદા વિચારો ફંગોળાયા કરે છે. .

આ દિશાશૂન્ય 'યશ'ને 'અપયશ' નામ વધુ શોભે એમ છે. અને આમ છતાં એના સરળ નિષ્કપટ અંતરંગની છબી જોતાં, તેમજ વિધવા ભાભી શિખા, પાગલ બહેન લિરા, વેશ્યાગૃહની રાની–રેખા–બુલબુલ તથા 'મૌત'ની આરાધના કરતા હર્ષ સાથેનો એનો વ્યવહાર અવલોકતાં યશ એક આગવી રીતે moral, important અને heroic પાત્ર લાગ્યા વિના નહિ રહે. યશના પાત્રમાં દુન્યવી દૃષ્ટિએ કોઇ વિશેષતા નથી અને છતાં આવા પાત્રના અંતરંગની એક સંવેદનસભર છબી ઊપસાવી આપવામાં સર્જક તરીકે ચન્દ્રકાન્ત બક્ષીની વિશેષતા રહેલી છે. The character of the anti-hero fits perfectly with the requirements of modern plot (Honey – well). જીવનમાં નિષ્ફળ નીવડેલ અને છતાં વિશિષ્ટ રીતે સત્વશીલ લાગતા 'એન્ટી–હીરો' યશનું સર્જન કરવામાં નવી નવલકથા 'આકાર'ના પ્લોટની વિશેષતા રહેલી છે.

'આકાર'માં પ્રસંગોની બહુ ભરમાર નથી. અને છતાં પ્રસંગોની ખાસ અલ્પતાય નથી. પ્રસંગો ખરા, પણ પ્રસંગોનો નવલકથા ઉપર બોજ નહિ. પ્રયોગશીલ નવી નવલકથા વિશે એવો ખ્યાલ સાચી–ખોટી રીતે જોડાઈ ગયો છે કે બહુધા એમાં કથાતત્વનું 'વિલીનીકરણ' થતું હોય છે. ચન્દ્રકાન્ત બક્ષી આવા કહેવાતા વિલીનીકરણ/કથાહ્રાસમાં શ્રધ્ધા ધરાવતા નથી જણાતા. આમ છતાં, આગળની નવલકથાઓને મુકાબલે પાત્રની આંતરિક સૃષ્ટિનો પટવિસ્તાર 'આકાર'માં વિશેષ વિસ્તરતો દેખાય છે.

યશ શાહનું આંતરજીવન આલેખવા પ્રત્યેનો ચન્દ્રકાન્ત બક્ષીનો ઝોક વરતાઇ આવે છે. પરંતુ એથી બાહ્ય જગતની પ્રગટ ઘટનાઓ નિરૂપવાનું એમને મન નિષિદ્ધ નથી ઠરતું. જુદા જુદા પ્રસંગોને સાંકળતો causal sequence. પણ 'આકાર'માં દેખાય છે. નવી પ્રયોગશીલ નવલકથામાં વિવિધ પ્રસંગોના ચિત્રણમાં દેખાતો યદૃચ્છાવિહાર 'આકાર'માં નથી. કપોલ–કલ્પિત તરફનું

## – મૃત્યુ કાવ્ય –

મારા ઓલવાઇ ગયેલા ચહેરાની પાસે
તમારે હજી કકડી ગયેલ
વેજીટેબલ ઘીનો દીવો કરવાનો બાકી છે.
તમારે હજી વર્ષો સુધી સાંચવી રાખેલ
વાસી ગંગા–જળનો
છંટકાવ કરી સાથરો કરવાનો બાકી છે.
તમારે હજી કાળા– .
–મારી ઉઘાડી રહી ગયેલી આંખોના દૃશ્યોની માફક–
કાળાં કપડાં પહેરીને દુનિયાને દેખાડવા
પૂરતું રડવાનું બાકી છે.
–અને મારી જિન્દગીમાં કદી કામ
ન આવેલ સગા–સંબંધીઓને
કહી આવવાનું બાકી છે કે :
'મહેન્દ્ર મરી ગયો છે, સાચ્ચે જ !'

મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'

---

આકર્ષણ પણ ચન્દ્રકાન્ત બક્ષી ધરાવતા નથી. ક્યાંક ક્યાંક તો નંદશંકર અને રમણલાલ સાથેનું સાતત્ય બક્ષી અજાણતાં જ જાળવી બેસે છે. 'આકાર'ની વચ્ચે વચ્ચે લઘુ નિબંધો (જો કે નંદશંકરના 'કરણઘેલો'ના કદના તો નહિ જ !) અને રમણલાલ દેસાઇ શૈલીનાં

ટિપ્પણો વાચકોના લાભાર્થે બક્ષી વેરી આપે છે (જુઓ પૃ. ૧૬૬–૧૬૮ તથા પૃ. ૯૦, પહેલો પેરા).

'આકાર'ના કથાવસ્તુમાંના સંકુલ સંવેદનની ધારને ઉત્કટ બનાવવાની સર્જકની નેમ છે. 'આકાર'નો કથા-પ્રવાહ ક્યાંક દ્રુતગતિ પકડે છે. પરંતુ એકંદરે તો પાત્ર જીવનના દર્દના ભારથી જાણે કે મંથરગતિએ વહે છે. 'આકાર'ની વસ્તુગૂંથણીમાં કોઈ complexity (સંકીર્ણતા) નથી, એમાં cross stitches લગાવેલા નથી 'આકાર'ની વસ્તુગૂંથણીની ડિઝાઇન સરળ છે. અલબત્ત એ સરળતામાં સંકુલ માનવીય સંવેદનોને અભિવ્યક્ત કરવાની ક્ષમતા છે જ.

૬

પ્રાચીન ભારતીય પધ્ધતિ પ્રમાણેની વસ્તુગૂંથણીનો આદર્શ 'સરસ્વતીચંદ્ર'માં રજૂ થયો. એવા આદર્શના વર્તુળમાંથી 'ગુજરાતનો નાથ'ની રચના કરી મુનશીએ ગુજરાતી નવલસૃષ્ટિને જુદી દિશામાં વિકસિત કરી.

કથાવસ્તુની સીધી સ્પષ્ટ નિરાડંબર સબળ રજૂઆત કરવાની હૈયાઉકલત, વસ્તુગૂંથણી માટે યોગ્ય વિષયવસ્તુની પસંદગી કરવાની શક્તિ તથા દશ્યાત્મક અને વર્ણનાત્મક આલેખનોનું સમબલવન્તપણું: 'માનવીની ભવાઈ'ની વસ્તુગૂંથણીની આ કેટલીક લાક્ષણિકતાઓ ગણી શકાય.

ચન્દ્રકાન્ત બક્ષીની નવલકથા 'આકાર'ના વસ્તુગ્રથનની વિશેષતા 'એન્ટી-હીરો'નું સર્જન કરવામાં, પાત્રની આંતરિક સૃષ્ટિના પટને ભૂતકાળની નવલકથાને મુકાબલે અધિક વિસ્તારવામાં, 'નવી નવલકથા' હોવા છતાં પ્રસંગ અને પ્રસંગ વચ્ચેના causal sequence (કારણ કાર્યક્રમ) ને આવશ્યક ગણવામાં તથા પ્લોટરચનામાં સંકીર્ણતા માટેની સંકીર્ણતા અનાવશ્યક લેખવામાં જોઈ શકાય.

વલ્લભવિદ્યાનગર

૨૪–૯–૧૯૭૦

●●●

# સૌરાષ્ટ્રના શરીર શોભાવણ ત્રાજવાં

ખોડીદાસ ભા. પરમાર



ભરવાડણના અંગ ઉપરનાં ત્રાજવાં

સૌરાષ્ટ્રના ગ્રામલોક રૂપસૌંદર્યના ભારે રસિયા છે, એટલે તેની દરેક ચીજ જણસમાં સુંદરતા અને કલા–કારીગરીના દર્શન થાય છે. રૂપશોખીન સ્ત્રીઓ ભરત, ચીતર અને લીંપણમાં પણ કળા કસબ ઠંડારીને ઘરને સુશોભીત બનાવી દે છે. તે જ નારીઓ પોતાના શરીરે ત્રાજવાં (છુંદણાં)ની શોભનરેખ માંડયા વગર કેમ રહી શકે ! તેથી ગ્રામનારીઓએ તેમ જ આદમીઓએ હાથે પગે ત્રાજવાં ત્રોફાવીને રૂપાળી કયાને વધારે શોભતી અને મહિમાવાળી કરી દીધી છે.

સૌરાષ્ટ્ર સદીઓ જૂનો અને અનેક સંસ્કૃતિના સમન્વયથી રાચતો દેશ છે. તેમાં અનેક રૂપની ભાતીગળ સંસ્કૃતિઓ સમાઇને એકરૂપ બની ગઇ છે, તેથી તેની લોકકળા કસબમાં અનેકવિધતામાં પણ એકતાનપણું દેખાય છે, આ ત્રાજવાંનો શોભનસંસ્કાર અહીં કોણે અને કયારે શરૂ કર્યો તે બહુ ચોક્કસ રીતે કહી શકાય નહિ, પણ ભારતની દર્શીતરૂપની સંસ્કૃતિમાં સોંપી,







સ્ત્રીઓના હાથની કળાઇ ઉપરના ત્રાજવા

ભારૂત વગેરેના સ્તુપ એ દશ્યરૂપે શિલ્પ સ્થાપત્યના દેખીતા પુરાવા છે તેમા ભારૂતના સ્તુપમાં કંડારાયેલ યક્ષિણીઓના મુખવટા ઉપર મંડનરૂપે ત્રાજવાં જોઇ શકાય છે અને તેમાના ઘણાનો ઘાટવળાંક અને રૂપ–પ્રતીક સૌરાષ્ટ્રીનારીના ત્રાજવા સાથે મીડવી શકાય તેમ છે એટલે અનુમાની શકીએ કે સૌરાષ્ટ્રમા પણ ત્રાજવાનો સંસ્કાર મૌર્યકાળ જેટનો જૂનો તો હશે જ તે કાળે પણ સ્ત્રીઓ મુખે હાથે અને પગે ત્રાજવા પડાવતી હશે અને તે તેના સૌંદર્યને વધારે શોભાયમાન બનાવે છે ગુપ્તકાળમા શૃગાર પ્રસાધનનુ સંધન અનેક રૂપના વસાણામાંથી બનાવાય છે તે કાળે પત્રઅલેખ મુખ્ય હોય છે, તેમાં સ્ત્રીઓ પુષ્પરજ, રૂગ અને સુગંધી ચંદન વસાણાથી શરીરે અને મુખે મંડન આલેખે છે તે આમ તો શરીર પરના શોભન રૂપે જ કરાય છે વળી મધ્યકાળમાં પાછા ત્રાજવાની પ્રથાના લેખિત ઉલ્લેખો ભાલણની કૃતિઓ અને લોકગીતોમાથી મળી રહે છે જેવા કે —

'જાણું વેશ લેઉં ગોવાળનો રે ત્રાજુડા ટાકુ હરિ–બાળ
વૃંદાવન વળગી રહુ રે, વેરીડા વેરી દે ગાળ
દશમસ્કંધ' ભાલણ

'મુખના ત્રાજવાં રે સોનબાઈ અછના કેમ રે શે રે?
મુખના ત્રાજવાં રે દાદા બોકાનીમાં રે શે રે' લોકગીત
છૂંદે છુદવ્યા રે છુદણા ને,
હોશે રંગાવ્યા રાતા દાંત'
લોકગીત

ત્રાજવાને ચાલ આજે પણ ગામડામાં છે લેકવર્ણ અને આદિવાસીઓમા મોટા ભાગની છોકરીઓ અને કોઇ કોઈ છોકરાઓ ત્રજવા પડાવે છે ઉજળિયાત વર્ણોના હવે આ ચાલ રહ્યો નથી ખાસ કરીને ઉનાળાના લાંબા અને કામ વગરના દિવસોમાં ગામડાગામની વાઘરણ ત્રાજવા પાડતા ગામડાની શેરીએ શેરીએ જાય છે અને તેના મહેનતાણારૂપે દાણા કે જૂનાપાના લુગડાં કે કઇક રોકડ રકમ લઇને ત્રાજવાં પાડી દે છે ત્રાજવા નં? કચનીમા તાવડીની કળી મેશ ધુટે છે, પછી પડાવનારના હાથે સળીથી મેશનો આળેખ કરે છે, તે પછી જુવારના રાડાના મનોખા (સુકવેલો ગરભ) મા સોયનુ નાકુ ભરાવી મનોખુ હાથમા પકડી સોયની તીણી અણીથી આળેખ ઉપર હળવા હાથે ત્રાજવુ ત્રોફે છે લગભગ સો વર ત્રાજવુ ત્રોફાય એટલે બીઆના (એક જાતનુ ઇમારતી લાકડુ, તેના છોડીઆ પલાળ–વાથી લીલા રંગનુ પાણી થઇ જાય છે) પાણીથી તે ત્રોફેલુ ત્રાજવુ ધોઇ નાખે છે, અને ફરી પાછો એવો જ તેના ઉપર મેશથી આકાર કરીને ત્રોફે છે આમ એક ત્રાજવુ ત્રણેક વાર ત્રોફે છે, એટલે પૂરુ થઈ જાય છે, સોયથી ત્રોફે ત્યારે ખૂબ જ દુખે છે પણ શોભનરસિક છોકરીઓ મેઢ્યા ઊંકારેય કરતી નથી ત્રોફેલા ત્રાજવાંના ભીગડા ૧૦ થી ૧૨ દિવસે વળી જાય છે અને ઊખડી જાય ત્યારે ચામડીમા કાળી મેશ બરોબર ઉતરી ગઇ હોવાથી નીલા રંગનુ સુંદર મઝાનુ ત્રાજવુ ઊપડી આવે છે

ખાસ કરીને ભરવાડ, કોળી, વાઘરી, કણબી, રાજપૂત, આયર, સથવારા, પલેવાળ ખરક વગેરેની છોકરીઓ તેમ જ છોકરા અને વસવાયા તેમજ કાંટિયાવરણ અને આદિવાસી કોમમાં ત્રાજવાંનો વધારે ચાલ છે. ઉજળિયાત વર્ણોમાં પણ આજથી ૪૦ થી ૪૫ વરસ પહેલાં છોકરી–છોકરા ત્રાજવાં પડાવતા. પણ હવે તે નથી પડાવતા.

હવે તો ત્રાજવાં પાડવાના મશીન આવ્યા છે, મેળા કે ગુજરી–બજારમાં વાઘરી કે ચીભડીઆ આવા મશીનો લઈને બેસે છે. અને મેશથી આલેખ કરી મશીનની સોયથી તે ત્રાજવું ત્રોફી આપે છે. મશીનથી પડાવેલું ત્રાજવુ કિંમતમાં જરા મોઘું પડે છે પણ તે વધારે ઝીણું અને બહુ આકાર રેળાતો નથી તેથી સુરેખ થાય છે. પુરુષોના ત્રાજવાં મોટાભાગે આકૃતિમૂલક હોવાથી તેઓ મશીનથી જ ત્રાજવાં પડાવે છે. પુરુષોના ત્રાજવાંમાં લોકરૌલીના કાન ગોપી, હનુમાન, કાળકા, રામ–લખમણ, દેવદેવલાં, મોર, ફૂંફુ, રામનામ, મિત્રનું નામ કે પોંચી, સાંકળી, ઘડિયાળ વગેરે હોય છે. જ્યારે બાઈઓના ત્રાજવામાં શોભનવસ્તુ અને જીવનમંગલના પ્રતીકો જ વધારે હોય છે. જેમકે સાત ગોળ મીંડાની ચડતી દેરડી, સાત ગોળ મીંડાનો લાડવો, નવ ગોળ મીંડાનું પતંગાકાર જોતર, બીજ, ઝાડવું, માખી તેમજ મોરલા પણ હોય છે. જો કે ભરવાડ, કાંગસિયાબાઈ વગેરે એક એક ત્રાજવું આકૃતિપ્રધાન પણ પડાવે છે. ભરવાડણ, કોળણ અને કાંગસિયાણી વગેરે પગે ગોઠણ સુધી, હાથે કળાયે થઈને કોણી સુધી, અને ડોકથી છાતી સુધી તેમ જ ડાબીયાના કપાળમાં પણ ત્રાજવાં પડાવે છે. કોઇક સાથળ અને પેડુમાં પણ ત્રાજવાં પડાવે છે.

આ ત્રાજવાં પાછળ શોભન ઉપરાંત જીવનમંગલનું તેમજ સાચીખોટી માન્યતાનું રહસ્ય પણ જોઇ શકાય છે; જેમકે છોકરો હાથની કળાઇ ઉપર કાવડનું ત્રાજવું પડાવે તો તે તેના માવતરને ચાર ધામની જાત્રા કરાવે. હાથે ડેરકૌયો પડાવે તો તેને હમેશાં ઢોરનું દુઝાણું રહે. હાથ ઉપર દેવદેવી પડાવે તો ભૂતપ્રેત કે ડાકણ તેને કશું કરી શકે નહિ, કળાઇ ઉપર જાત્રાધામ પડાવે તો તે દેવધામના નિત્ય દર્શન થાય અને અંતે મુક્તિ મળે. વાંછી ત્રોફાવે તો તે કરડે તો ચડે નહિ તેવી માન્યતા છે. આ ઉપરાંત ત્રાજવાંથી હાથ શોભે છે તેજ મુખ્ય






સ્ત્રીઓના હાથની કળાઇ ઉપરનાં ત્રાજવાં

કારણ છે. વળી સ્ત્રીઓના ત્રાજવામાં પણ ભૈરકશાસ્ત્ર અનુસાર થોડાંક રહસ્યો અને મંગલપ્રતીકો ધ્વનિત થાય છે. જમણા પગને અંગૂઠે ત્રાજવું પડાવે તેને શોક્ય (સપત્ની) આવતી નથી, કપાળ વચ્ચે ત્રાજવું પડાવે તો સૌભાગ્ય અખંડ રહે છે. હાથે વીરહાર પડાવે તો વીરનું ભાગ્ય બળવાન થાય છે, પગની ઘુંટીએ કથરોટ પડાવે તો સુખસાહ્યબી કાયમ રહે છે. આમ દરેક પ્રતીકરૂપમાં લાજ તેમજ સાંસારિક સુખની વાંચ્છાઓ તો છે જ, ઉપરાંત શરીરના ભાગોને તે શોભાવે છે, તે સૌથી મોટો આનંદ છે. એક એવી માન્યતા રૂઢ થઇ ગઈ છે કે જે કોઇ ત્રાજવાં ન પડાવે તેને સાંઢિયો અને સાંઢ-

ણીનો અવતાર મળે છે, તેથી લોકવરણમાં સૌ એક ત્રાજવું તો અચૂક પડાવે છે જ!

ત્રાજવાં શરીરને સુંદર ઓપ તો આપે જ છે ઉપરાંત વૈદકીય દૃષ્ટિએ પણ તેનાથી ફાયદો થાય છે તેવું મનાય છે. એક ત્રાજવું સોયથી અનેકવાર ત્રોફયું હોવાથી ત્રાજવા પડાવ્યા હોય તેને લોઢું વાગે તો ધનુર્વા થતો નથી તેમ ગામડાંના લોકો માને છે. વળી રસોળી ઉપર જો ત્રાજવાં ત્રોફવામાં આવે તો રસોળી બેસી જાય છે, તે મોટા ભાગે સત્ય હકીકત છે. વળી ત્રાજવા પડાવેલું કોઇ વાઝિયું નથી રહેતું તેવું મનાય છે. આમ ત્રાજવાંની સાથે ધાર્મિક, સાંસારિક, લૌકિક વગેરે લોકમાન્યતાઓ જોડાયેલી હોવાથી લોકસ્ત્રીઓ અને પુરુષો તીણી સોયનું દુઃખ સહન કરીને પણ ત્રાજવા તો ત્રોફાવે જ છે. જે પછી તો હમેશના સંગાથી રૂપે હાથે અને હૈયે ઝળકયા કરે છે. સ્ત્રીઓ માને છે કે મરશું ત્યારે શરીર ઉપરથી બધું ય ઉતારી લેશે, ત્યારે મરણના સંગાથી ત્રાજવા જ સાથે આવવાના છે. તેથી ત્રાજવા તો પડાવવા જ. આવી માન્યતા છે તેથી આજે પણ સૌરાષ્ટ્રના ગામડામાં ૧૨ થી ૧૩ વર્ષની છોકરી હોંશેથી ત્રાજવા પડાવે છે.

આજે જમાનાની અસર પ્રમાણે ત્રાજવામાં પણ નવા આકારોની ફેશન આવવા માંડી છે. તેમાં ફૂલગજરો, બલૂન, કાતર, છત્રી, કૂંચી વગેરે સ્ત્રીઓના ત્રાજવામાં આવ્યું છે જ્યારે દિલ, ફૂલ-ગજરો, ગોરી મદમ, ફિલ્મી ગીતની પંકિત વગેરે પુરુષોમાં છે પુરુષોમાં ખાસ કરીને શહેરમાં જતાં આવતાં જુવાનો આવા ત્રાજવાં નવીનતા ખાતર ખાસ પડાવે છે. કોઇ ભૂલ્યો વળી હાથે નરમૂંડ ને ધુવડ પણ ત્રોફાવે છે.

આજે તો શહેરની શિષ્ટ અને ઊંચા વર્ણની વહુ દીકરીઓ પણ કાળા રંગથી ગાલે કે કપાળે 'બ્યુટી સ્પોટ' રૂપે નાની બિંદી કરે છે. તેથી ત્રાજવાંની જ ગરજ સરી રહે છે. આમ ત્રાજવું નારીસૌંદર્યમાં વધારો કરે છે. કોઈ શોકબંધ પડાવે છે તો કોઇ માત્ર બે ચાર પડાવે છે પણ તેની પાછળનું ધ્યેય તો સૌંદર્ય-દર્શીતાનું જ ને!

આમ ત્રાજવાં એ સદીઓથી ચાલ્યો આવતો સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો એક શોભન પ્રકાર છે. જેને શરીર ઉપર મંડનરૂપે પડાવીને હોંશીલા નરનારી શોભાકારૂપના રંગનું ચટકું માણી લે છે.

●●●



કૃષ્ણ અને વાંસળી, પુરુષોના હાથનાં ત્રાજવા ઉપરથી ત્રણ મોર, સ્ત્રીઓના પગ અને હાથના ત્રાજવા ઉપરથી કૃષ્ણની બેય બાજુ ઝાડ અને બેજના ત્રાજવા

રેખાંકનો ખોડીદાસ ભા પરમાર

# આકાશને આંબી શકાય?

લઘુ – નવલ

આપણા પાંચ જાણીતા વાર્તાકારોએ એક એક પ્રકરણ લખી આલેખેલી આ લઘુ-નવલ આકાશવાણીના સૌજન્યથી અહીં આપવામાં આવી છે.

હરીન્દ્ર દવે
કુન્દનિકા કાપડીઆ
રમેશ જાની
ધીરુબેન પટેલ
મોહનલાલ મહેતા 'સોપાન'

## પ્રકરણ પહેલું :

હરીન્દ્ર દવે

આખા બનારસમાં આ વાતે ચકચાર મચાવી દીધી હતી. સૌ કોઇ એ વિશે તરેહતરેહની અટકળો કરતા હતા, પણ એનું મૂળ કારણ શું છે એની કોઇને ખબર ન હતી. વાત પણ કર્ણોપકર્ણ વહેવાને કારણે વધારે ને વધારે રંગીન બનવા લાગી હતી, પણ અસલમાં જે કંઇ થયું તે આટલું જ હતું.

ગંગાઘાટ પરનું શિવમંદિરે આખું યે ચાતુર્માસ જેમની કથામાં માનવમહેરામણ ઊમટ્યો હતો એ સ્વામી નિખિલાનંદ વિશેની આ વાત હતી. સ્વામી નિખિલા-નંદની વાણીએ માત્ર બનારસ પર નહીં, આસપાસના બધા જ પ્રદેશોમાં મોહિની પાથરી હતી. ત્યાગ અને વૈરાગ્યની એમની ભાવના સાંભળી કેટલાયે જુવાનો એમની પાસે સંન્યાસદીક્ષા લેવા ગયા હતા--પણ સ્વા-મીએ સૌ કોઇને હસીને કહ્યું હતું, 'ભાઇ, હમણાં નહીં. પહેલાં મને ભગવાન સુધી પહોંચવા દો. પછી તમને એ રસ્તો દેખાડીશ.'

જેના ત્યાગ અને વૈરાગ્ય વિશે આદરથી વાતો થતી હતી એ જ સ્વામી નિખિલાનંદ તેમના આજ સવારના વર્તનથી લોકચકચારનું કેન્દ્ર બની ગયા હતા.

સ્વામી નિખિલાનંદ પ્રાતઃકર્મ સંપૂર્ણ કરી શિવ-મંદિરેથી નીકળ્યા, ગંગાના ઘાટ પર ઊભા રહી તેમણે સૂર્યની ફરી એક વાર પ્રાર્થના કરી, અને પછી તેમના પગ બનારસની બજાર તરફ વળ્યા.

રસ્તામાં સૌ કોઈ સ્વામીજીને લળીલળીને પ્રણામ કરતું હતું.—અને નિખિલાનંદ પણ સૌ કોઇના વંદનને સસ્મિત ઝીલતા હતા, પણ એમના સ્મિતમાં અકળ ભાર છલકાતો હતો. સ્વામીની આંખો કોઇક ગહન ચિંતનમાં ડૂબી ગઈ હોય એમ લાગતું હતું.

તેઓ બજારમાં એક તૈયાર કપડાંની દુકાન આગળ આવીને અટક્યા. દુકાનના માણસો અડધા અડધા થઇ ગયા, કારણ કે સ્વામી નિખિલાનંદ હવે તેમની દુકા-નમાં પ્રવેશી રહ્યા હતા. સ્વામીએ સૌને સસ્મિત આશીર્વાદ આપ્યા પછી દુકાનના શેઠને કહ્યું, 'શેઠસાહેબ, હું ખરીદી કરવા આવ્યો છું.'

શેઠ ચકિત થઇ ગયા: 'સ્વામીજી, આપની જ દુકાન છે, જે જોઇએ તે લઈ જઈ શકો છો...'

'ના, શેઠસાહેબ, મારી ખરીદીનું કારણ જાણ્યા પછી તમે આ શબ્દો નહીં કહો ..'

'સ્વામીજી, કોઇ પણ કારણ હોય, આ આખી દુકાન તમારા માટે જ છે...' શેઠે કહ્યું.

સ્વામી નિખિલાનંદે માત્ર સ્મિત કરીને કહ્યું: 'મારા માપનો એક ઝબ્બો અને એક લેંઘો મને આપો.' અને તેમણે ખિસ્સામાંથી દસ–દસની બે નોટો બહાર કાઢી.

સૌ કોઇ સ્તબ્ધ થઇ ગયા. એક સેલ્સમેને ઝબ્બો–લેંઘો કાઢ્યા સ્વામીજીએ દુકાનમાં વસ્ત્રો બદલવાની નાનકડી કેબિનમાં જઇ વસ્ત્રો બદલાવ્યાં. પોતાની ભગવી થેલીમાં ભગવાં વસ્ત્રો મુકી, તેનું પોટલું વાળ્યું અને એ બગલમાં મુકી બહાર આવ્યા.

સ્વામીના દીદાર બદલાઇ ગયા હતા. એમના મોટા વાળ, વિશાળ આંખો, પ્રભાવશાળી ચહેરો શ્વેત વસ્ત્રોમાં પણ એટલા જ દીપી રહ્યા હતા.

'સ્વામીજી, આ શું?' શેઠે પૂછ્યું, સૌ કોઇ સ્તબ્ધ બની ગયા હતા. ગંગાના પૂર વરાણસીના રસ્તાઓ પર આવી ગયાં હોત તો પણ કોઇ આટલા છળી ગયા ન હોત!

'શેઠ, આ પણ ભગવાનની લીલા છે! સ્વામીજીએ કહ્યું અને વીસ રૂપિયા શેઠના થડા પર મુકીને કહ્યું, 'હવે આ પૈસા સંન્યાસીના નથી. એ લેવામાં તમને કોઇ બાધ નહીં નડે...'

આટલું કહી નિખિલાનંદ દુકાનનાં પગથિયાં ઊતરી ગયા. જાણે વા વાત લઇ ગઇ હોય એમ અત્યારે બધે જ આ વાત ફેલાઇ ગઇ હતી. બજારની બધી જ દુકાનોમાં સૌ કોઇ નિખિલાનંદના આ નવા રૂપને અનર્થ અને આઘાતની લાગણી સાથે જોઇ રહ્યા હતા.

આઘાતની સહેજ કળ વળી ત્યારે કોઇકે શરૂ કર્યું: 'અમે તો પહેલેથી માનતા હતા. આ કાં તો કોઇ ધુતારો હશે, કાં તો કોઇ સી. આઇ. ડી નો માણસ હશે...'

'જે પહેરવા માટે જન્મોજન્મના સુકૃળ જોઇએ એ ભગવાં વસ્ત્રો ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી દીધાં...'

લોકોની સ્તબ્ધ દૃષ્ટિને ઝીલતાં ઝીલતાં સ્વામી નિખિલાનંદ ગંગાના ઘાટ પર પહોચ્યા અને ત્યાં પેલી ભગવાં વસ્ત્રોની પોટલીને ગંગામાં તરતી મુકી દીધી. લગભગ માથે આવી પહોંચેલા સૂર્ય સામે નજર કરતાં જ ગાયત્રી મંત્રનું સ્મરણ થઈ આવ્યું. તેઓ પાછા ફરતા હતા ત્યાં જ કોઇક તેમના ચરણોમાં આવીને ઢળી પડ્યું.

નિખિલાનંદ ચમકી ગયા, તેમણે નીચે નમીને મનમોહનને ઊંચો કર્યો મનમોહનની આંખોમાં આંસુની ધારા વહી જતી હતી.

'સ્વામીજી, તમે આ શું કર્યું?' ડૂસકાંની વચ્ચેથી એ માંડ માંડ બોલી શક્યો.

'મને હવે સ્વામીજી ન કહે, હું હવે સંન્યાસી નથી રહ્યો.' નિખિલાનંદે કહ્યું.

'હું તમને બીજા કોઇ રૂપે કલ્પી શકતો નથી.' મનમોહને કહ્યું

'તું સ્વસ્થ થા મનમોહન!' નિખિલાનંદે કહ્યું, હતું: 'ચાલ, આપણે આ વૃક્ષના ઓટા પર બેસીએ...'

'ત્યાં બેસતાં જ નિખિલાનંદને યાદ આવ્યું, હજી એક બે મહિના પહેલાં જ મનમોહન આ રીતે જ નિખિલાનંદના ચરણોમાં આળોટી પડ્યો હતો અને સંન્યાસની દીક્ષા માગી હતી. ત્યારે નિખિલાનંદે હસીને કહ્યું હતું: 'મનમોહન, જે શોધવાનું છે, એ હજી મને જ નથી મળ્યું. જેને પામવાનું છે, એના સગડ પણ હજી દેખાયા નથી. મારી સ્થિતિ અત્યારે જંગલમાં અટવાતા મુસાફર જેવી છે–ત્યા તને ક્યાં સાથે રાખું?'

'હું પણ તમારી સાથે જંગલમાં ભટકીશ.' મનમોહને કહેલું.

'કોણે જાણે છે કે તું જે જંગલમાં છે એમાથી ભગવાનનો રસ્તો વધારે નજીક પડે!' નિખિલાનંદે કહ્યું અને પછી મનમોહનને સ્વસ્થ કરી વિદાય કર્યો હતો. આજે ફરી એ જ સ્થળે મનમોહન આવીને નિખિલાનંદના સંસાર–પ્રવેશમાના પહેલા પગલાને આંતરીને ઊભો રહ્યો...

નિખિલાનંદ અને મનમોહન પાસેના એક વૃક્ષના બાંધેલા ઓટા પર બેઠા.

'મનમોહન, તને નવાઇ લાગતી હશે કે મેં શા માટે ભગવાં વસ્ત્રો છોડી દીધાં?' નિખિલાનંદે કહ્યું, તેઓ દૂર દૂર જાણે કશુંક જોઇ રહ્યા હોય એમ ગંગાને પેલે પાર

તાકી રહ્યા હતા. થોડીવારે તેઓ આગળ બોલ્યા: મનમોહન, મને વાણીનું વરદાન મળ્યું છે. હું બોલું છું ત્યારે વિચારોને વાણીના આકર્ષક વાઘાં સજાવી જાણું છું—મનની શાંતિ એ કોઇ પદાર્થ નથી, કે તેના પર માલિકી સ્થાપી શકાય. એ તો જાળવતાં અને જીરવતાં આવડવી જોઇએ. એને જરા સંભાળો, સંભાળો ત્યાં સરી જાય...'

'હા સ્વામીજી' મનમોહને કહ્યું.

'સ્વામીજી નહીં', નિખિલ કહે, હવે કયાં મેં ભગવાં વસ્ત્રો પહેરેલાં છે !' નિખિલાનંદે કહ્યું.

'તમો ભગવાં વસ્ત્રો છોડી દીધાં, એટલે તમને મનની શાંતિ મળી જશે ?' મનમોહને પૂછ્યું.

'ના...હવે હું મારી આસપાસના થોડાક માણસોને સાચી શાંતિની દિશા બતાવી શકીશ—અત્યાર સુધી સૌ કરતાં ઊંચા આસને બેસી મનની શાંતિનો શુકપાઠ કર્યો હતો, હવે સૌની સાથે બેસીને શાંતિની ખોજ કરી શકીશ...'

નિખિલ જ્યારે શિવમંદિરે પહોંચ્યો ત્યારે એ જે કુટિરમાં રહેતો હતો, ત્યાં હવે નહીં રહી શકાય એમ મંદિરના મહંતે કહી દીધું.

'મહંતજી, આજની રાત સુધી તો પડયો રહેવા દેશોને? રાતની ગાડીમાં હું ચાલ્યો જવાનો છું' નિખિલે કહ્યું.

'સ્વામીજી...' મહંતે કહ્યું.

'હવે મેં ભગવાં કપડાં નથી પહેર્યાં મહંતજી !'

'પણ જીભ સ્વામીજી કહેવા ટેવાઈ ગઈ છે. મને હજી સમજાતું નથી કે તમે બનારસ જેવા તીર્થધામમાં આવી ભગવા કપડાં કેમ તજી દીધાં !'

'એ બહુ લાંબી વાત છે મહંતજી, કયારેક ફરી આવીશ, તો કહીશ. નિખિલે કહ્યું.

નિખિલ પોતે પોતાના આ પરિવર્તનને બરાબર સમજી શકયો ન હતો. ગઇકાલે સાંજે એ કથામાં મીરાં વિશે વાત કરતો હતો, અને એકાએક એને સોની સાંભરી ગઈ હતી. નિખિલ આમ કે પોતે સંસારની લાગણીઓથી પર છે એવું અનુભવતો ન હતોઃ યુવાન સ્ત્રીઓ નર્યા ભકિતભાવથી તેના ચરણસ્પર્શ કરતી ત્યારે હંમેશા એ સ્વસ્થ જ રહેતો એવું ન હતું. વાસનાને તો એણે નહોર મને દાબી દીધી હતી. પણ વત્સલતા તરફ એ એટલો ક્રૂર નહોતો બની શકયો.

નદીનો જે પ્રવાહ એણે જોયો હતો એ તો કયારનોયે મહાસાગરમાં ભળી ગયો હશે, હવે વહેતો હશે એ નવો પ્રવાહ હશે. આંબલીનાં એણે જોયેલા પાન તો કયારનાંએ ખરી ગયાં. અત્યારે તો બધાં નવાં ફૂટેલાં પાન હશે. પણ એ ખરી ગયેલાં પ્રત્યેક પાન પર શૈશવની એક એક ક્ષણને એણે મૂકી હતી.

—એ ક્ષણોનું શું થયું હશે?

'આ આકાશ ઊંચે ને ઊંચે કયાં જતું હશે ?' સોનીએ આ સવાલ સૌ પ્રથમ કયારે પૂછયો, એ યાદ નથી પણ પછી વારંવાર એણે એ સવાલ પૂછયો હતો.

એ પૂછતી ત્યારે નિખિલ કોઇ તત્વચિંતકની છટાથી આકાશ સામે જોઇ રહેતો—આંખોને જાણે આકાશ માપતો હોય, એમ અતીત સુધી પહોંચાડતો અને પછી મુગ્ધતાથી જોઇ રહેલી સોની સામે જોઇને કહેતો, 'છેક ઊંચે—ભગવાનના ઘર સુધી.'

'આપણા કરસન મિસ્ત્રીની સીડી મૂકીએ તો ત્યાં પહોંચાય ?' એ પૂછતી...

'એ સીડી કરતાં તો આ આંબલી ઉંચી છે, પણ આકાશ તો એથીયે કયાંય ઉંચું છે.' નિખિલ જવાબ આપતો.

'આંબલી પર સીડી મુકી હોય તો ?' સોની પૂછતી.

'સીડી ત્યાં રહે નહીં, પડી જાય.' નિખિલ કહેતો.

'કેટલી મોટી સીડી હોય તો આકાશમાં ચડી શકાય?' સોનીની આંખો કોઇક સીડીનાં પગથિયાં ગણતી હોય એમ ઊંચે ને ઊંચે ચડતી હતી.

'આકાશ જેવડી.' નિખિલે ઉત્તર આપ્યો અને સોની ચૂપ થઈ ગઈ.

સોની અને નિખિલ બંને આકાશને આંબવાની રમત રમતા—કારણ કે બંનેને ભગવાનને ઘેર પહોંચી ત્યાં ગયેલી માને મળવાનું મન હતું...મામા—મામીને ત્યાં બંને ત્રાસી ગયાં હતાં. મામીના હાથનો માર ખાઇ બંને થોડીવાર છટકી આંબલી હેઠળ રમવા જતાં ત્યારે આ સાડીની

કલ્પનામાં ખોવાઇ જતાં એકવાર નિખિલના હાથમાંથી કોઇ કાચનું વાસણ પડી ગયું. આ વાત જઇ મામા-મામીને કહેવાની હિંમત તેનામાં રહી નહોતી. મામી આ વાત જાણે તો ઘરમાં એનાં શું હાલ થાય એ નિખિલ જાણતો હતો. એણે દોટ મુકી.

ગામથી ત્રણેક માઇલ દૂર સ્ટેશન હતું. એ ટ્રેનમાં બેસી ગયો. એ ટ્રેનમાં એક સાધુમહારાજ તેને મળી ગયા.

'તમે ભગવાનને જોયા છે?' નિખિલે પૂછ્યું.

'હા બચ્ચા!' સાધુએ શ્રધ્ધાપુર્વક કહ્યું.

'મને દેખાડશો?'

'હા—જો તારામાં એ તેજના દીદારની તાકાત હોય તો તને પણ ભગવાન દેખાશે' સાધુએ કહ્યું.

સાધુ એને લઇ હરદ્વાર, પ્રયાગ, વારાણસિ, બધે જ ગયા: છોકરો તેજસ્વી છે એ જોઇ સાધુએ એને હરદ્વારમાં એક પંડિત પાસે ભણવા મુકયો, અને જોતજોતામાં એ સ્વામી નિખિલાનંદ બની ગયો. સંસ્કૃતનું એનું અગાધ જ્ઞાન ભલભલા પંડિતોને દંગ કરી દેતું. એની વાણીનો કલ્પનાશીલ પ્રવાહ લોકોને આર્દ્ર બનાવતો પણ સતત નિખિલને એક સાદ સંભળાયા કરતો—આકાશને આંબી શકાય ખરું? આ સાદ સોનીનો હતો કે બીજા કોઇનો એ નિખિલ સમજી શકતો ન હતો.

પરંતુ કથાને અંતે જ્યારે સોની જેવી જ કોઇક નિર્દોષ અને નાનકડી બાલિકાએ એ પ્રશ્ન પૂછયો ત્યારે નિખિલાનંદની વ્યગ્રતાનો પાર ન રહ્યો. એને સોની તીવ્રપણે યાદ આવી આવી ગઇ સોનીની યાદથી તેના મનનો એક ખૂણો તો સદાયે ભીનો રહેતો જ હતો. અને સોનીનું શું થયું હશે એ જાણવા એ આજે આ બાલિકાના પ્રશ્નથી એ ભીનાશમાં અતીતની સ્મૃતિનો એક અંકુર ફૂટી નીકળ્યો. એ વ્યાકુળ બની ઊઠયો.

રાતે વારાણસીથી નિખિલ ગાડીમાં બેઠો અને અડતાળીસ કલાક કરતાં વધુ પ્રવાસ પછી મધરાત પછીના પહોરે એ જ્યાં બચપણ વીત્યું હતું એ ગામના સ્ટેશને ઊભો રહ્યો. હજી સ્ટેશનની આસપાસ ખાસ કૈં બદલાયું ન હતું. એ અને પોતાના ગામનો કેડો તો બરાબર એનો એ જ હતો. એ સાંધે રસ્તે ચાલીને ગામે પહોંચ્યો ત્યારે હજી સવારનું ધુસર તેજ આકાશમાં ઊઘડી રહ્યું હતું. ગામનો નકશો બદલાઇ ગયો હતો.

હજી નદી વહેતી હતી. એના ગોઠણ સુધીના પ્રવાહને વીંધી એ ગામમાં પ્રવેશ્યો. ત્યારે પેલી આંબલી પાસે થોડી મિનિટો રોકાયો અને પછી નવા મકાનો થવાને લીધે અજાણ્યા લાગતા ગામના રસ્તાઓ પર થઇને એક મકાનના બંધ દરવાજા પાસે આવી ઊભો.

હજી મામા-મામી અહીં જ રહેતા હશે? હજી સોની અહીં, આ મકાનમાં રહેતી હશે કે પરણીને સાસરે ચાલી ગઈ હશે?

આવા કૈંક વિચારોમાં અટવાતો એ થોડીવાર ઊભો રહ્યો અને પછી ડેલીની સાંકળ ખખડાવી...

## પ્રકરણ બીજું: કુન્દનિકા કાપડીઆ

નિખિલે સાંકળ ખખડાવી અને તે બારણું ઊઘડવાની રાહ જોતો ઊભો રહ્યો. એક ક્ષણ તેને રમુજ થઇ. આટલાં વરસો સુધીમાં તેણે કયારેય કોઈ સંસારીજનનાં ઘરનાં બારણાં ખખડાવ્યા નહોતાં. લોકો તેની પાસે આવતા, તે કદી કોઇને ઘેર જતો નહિ. આજે આ બંધ બારણાં ઊઘડવાની રાહ જોતાં તેને થયું, વળી પોતાનો એક નવી દુનિયામાં પ્રવેશ થઇ રહ્યો છે. વરસો પહેલાં આ દુનિયા છોડી તે સાધુની સંગે પરિભ્રમણ અને સંબંધહીનતાની દુનિયામાં ચાલ્યો ગયો હતો. આજે એ પાછો માનવીના સંબંધો, તેની મધુરતાઓ અને યાતનાઓની સૃષ્ટિમાં ફરી પ્રવેશી રહ્યો છે. પોતાનો આ માર્ગ શું સાચો હતો?

એકાએક બારણાં ખૂલ્યાં. અંદરથી ઊંઘતી રાતનો એક પ્રવાહ બહાર અજવાળામાં જાણે ધસી આવ્યો. અંધારામાં અંધારાની કોઇક હલચલ દેખાઈ અને પછી અવાજ આવ્યો: 'કોણ છે?'

હા, મામીનો જ એ અવાજ. નિખિલ બરોબર એ અવાજને ઓળખી શકયો. વરસો પહેલાં એ અવાજની જે તીક્ષ્ણતાએ તેને સેંકડો વાર વીંધ્યો હતો, એ તીક્ષ્ણતાનો થોડો સ્પર્શ આજેય એ અવાજમાં હતો એમ તેને લાગ્યું. તે બોલ્યો, 'હું નિખિલ છું, મામી!'

'કોણ?' સ્ત્રીના અવાજમાં બેહદ આશ્ચર્ય ઉપસી

આવ્યું.

'હું નિખિલ, મામી, મને ઓળખ્યો નહિ?'

'ઓહો નિખિલ તું? આટલાં વરસે? આવ, અંદર આવ. ક્યાં હતો આટલો બધો વખત તું?' મામીએ બાજુએ ખસીને માર્ગ આપ્યો અને નિખિલ ઘરમાં પ્રવેશ્યો.

એ જ જૂનું પરિચિત ઘર હતું. અંધારી પરસાળમાં થઈને જતાં સામે બેઠકનો ઓરડો હતો. એક દીવાલને અડીને લાકડાની પાટ હતી. તેના પર ગાદી પાથરી રાખેલી હતી. ઉપર ઠાકોરજીનો ફોટો હતો. બધું એવું જ હતું. માત્ર જરા ઝાંખું પડી ગયું હતું. ભીંત પર જીર્ણતાના ખૂણામાં ઉદાસીનાં જાળાં બાઝયાં હતાં.

નિખિલ પાટ પર બેઠો, 'કેમ છો મામી? મામા ક્યાં છે? સોની અહીં નથી?' તે એકીશ્વાસે બોલી ગયો.

મામીએ પોતાના વાદળી સાડલાની કાળી કિનાર અને અડવા હાથ તરફ જોયું. 'તારા મામાને પાછા થયા તો, પાંચ–છ વરસ થઈ ગયા, ભાઈ.'

'ઓહ–એમ, મને તો કાંઇ ખબર જ નહિ ..'

'તેં ખબર રાખેલી જ ક્યાં, ભાઇ? તું તો કશી ફિકર ચિંતા વગર ચાલ્યો ગયેલો,' મામીના અવાજમાં અજાણે કટુતા આવી ગઇ 'તારી બહેન પણ તને કોઇ દિવસ યાદ ન આવી? આટલાં વરસ તું હતો ક્યાં? સોનીને લગ્ન વખતે કોને ખબર કેમ એવી આશા હતી કે તું ગમે ત્યાં હોઇશ ત્યાંથી આવી ચડીશ. જીવતો હોઇશ તો એકલવાઈ બહેનનું આ ટાણું નહિ ચૂકે. પણ એની એ આશા નિષ્ફળ ગઇ. લગ્ન વખતે એ કેટલું રડી હતી તને યાદ કરીને!'

નિખિલનું મન લજ્જાથી ભારે બની ગયું. ઘરમાં પ્રવેશતાં વેંત આવી વાતો થશે તેની તેને સહેજે કલ્પના નહોતી, તેને તો હતું કે બારણું ઊઘડતાં જ એક કુલ્લ કુસુમિત મોં દેખાશે. પોતાને જોતાં જ તે 'ઓ ભાઇ' કહીને વળગી પડશે–વરસો પછી, વહાલસોઈ બહેનને મળવાના આનંદની કલ્પનામાં તે રાચતો હતો, જો કે મનમાં એક આશંકા હતી પણ ખરી કે સોની કદાચ અહીં ન પણ હોય...

તે બોલ્યો: 'હું કાશીમાં હતો, મામી. ત્યાં ભણતો હતો...'તેને પોતાના સંન્યાસી જીવનની વાત કહેવાનું કોને ખબર કેમ મન ન થયું.

મામીએ કહ્યું: 'ઠીક બેસ, જરા આરામ કર. તારે માટે ચા બનાવી લાવું. પછી વાત કરીએ.'

એ આખી બપોર મામીએ વાતો કર્યા કરી. વચ્ચે વચ્ચે સોનીની વાતો પણ કરી. પણ નિખિલ એટલું સમજી ગયો કે મામીના મનમાં પોતાના માટે છુપો રોષ છે. નાની બહેનની સંભાળ પોતે લેવી જોઇતી હતી, તેને બદલે મામા – મામીને માથે એ ભાર નાખીને પોતે ચાલ્યો ગયો, તે બદલ ઊંડી ફરિયાદ છે. સોની વિશે તેમણે બહુ સ્પષ્ટતાથી વાત ન કરી, માત્ર એક વાર તે બોલી ગયાં–અમે તો સારુ જોઇને સાસરું શોધેલું, પછી તો જેવાં જેનાં નસીબ. નિખિલ એ સાંભળીને બેચેન બની ગયો. પણ મામી પાસેથી તે વધારે જાણી ન શક્યો. મામી કાંઇ ખાસ બદલાયાં નહોતાં. મામાના મૃત્યુથી તે જરા ઝાંખાં પડયાં હતાં એટલું જ. નિખિલે સન્યાસી જીવનમાં મૃત્યુ વિશે કેટલું ય વાંચેલું, એના પર પ્રવચનો આપેલાં. 'માણસ અન્નની જેમ વધે છે, પાકે છે અને ખરી પડે છે,' એ કઠોપનિષદ્‌ની ઉક્તિ પર તેણે લાંબી મીમાંસા કરી હતી. પણ અહીં, મૃત્યુનો કોઈ આધ્યાત્મિક અર્થ નહોતો. અહીં મૃત્યુનો કેવળ ઐહિક સંદર્ભ હતો. મામાના જવાથી મામીની શ્રી શોભા સંપત્તિ હણાઇ ગયાં હતાં. વીતેલા દિવસોના ખંડેરોમાં, તે ઓળાની જેમ જીવતાં હતાં. એમ છતાં તેમનો સ્વભાવ એ જ રહ્યો હતો બીજાને સ્થુળ કે સૂક્ષ્મ પ્રકારનો ત્રાસ આપીને આનંદ પામવાનો. નિખિલનું મન ખિન્ન બની ગયું.

મામી પાસેથી જાણ્યું કે સોનીનું સાસરું મુંબઇમાં હતું. નિખિલે તે સાંજે જ મુંબઈ જવાનું નક્કી કરી નાખ્યું. સ્ટેશને આવીને તેણે થર્ડ કલાસની ટિકિટ લીધી. કાશીથી તે આવ્યો ત્યારે કોઇ શુભેચ્છકે તેને ફર્સ્ટ કલાસની ટિકિટ લઇ આપી હતી. કદાચ મનમોહને જ એ વ્યવસ્થા કરી હતી. પણ હવે તેને ફર્સ્ટ કલાસની ટિકિટ ખર્ચ-વાનું પરવડે તેમ નહોતું. તેની પાસે પૈસા જ ક્યાં હતા? અને એક જોડી કપડાં સિવાય કશો સામાન પણ નહોતો.

ટ્રેન આવી. એક ડબ્બામાં બારી પાસે જગ્યા મળતાં તે ત્યાં બેસી ગયો અને ગાડી ઉપડી. ધીમે ધીમે સાંજ ડૂબી ગઇ ને અંધારા આકાશમાં એક પછી એક તારાઓ પ્રગટ થવા લાગ્યા. નિખિલ જીવનની વિચિત્રતા પર વિચાર કરી રહ્યો. ગઈ કાલ સુધી એક જુદી જ દુનિયામાં તેનો વાસ હતો. સાધુ-જીવનનાં આ વર્ષો દરમિયાન તે ઘણું ફર્યો હતો. ગંગાના પાણી પર ઝલમલતી ઊજળી સવારો અને મંદિરના ગર્ભાગારમાં આરતી પછી પોઢી જતી શાંત સુમંદ રાત્રિઓ તેણે જોઇ હતી. ભ્રમણમાં તેણે જોયાં હતાં શ્યામ સઘન વન, ભૂખરા ને હરિયાળા પહાડો. ધુમ્મસ ને વાદળોથી ભરેલી ખીણો. એ નીલ વિશાળતાઓ ને અનંત વિસ્તારો સાથે તેનું ભાવાત્મક અનુસંધાન હતું. લોકોનાં ટોળા સમક્ષ તે ચિદ્રુપા શક્તિ અને અનાહત નાદની વાતો કરતો અને પ્રકાશની કોઈ પરમ આકાંક્ષાથી તેની આંખો ચમકી રહેતી.

એ દુનિયામાંથી આજે તે અચાનક જ અંધારા ઘરો ને સાંકડી ગલીઓની દુનિયામા આવી ગયો હતો. પહેલાં પ્રવેશે જ તેને અહીં રહેલી દરિદ્રતા, અભાવ અને ક્ષુદ્રતાનો પરિચય આપી દીધો હતો. વારંવાર તેને થવા કરતું હતું—સંસારમાં થયેલો પોતાનો આ પુનઃ પ્રવેશ શું સાચા માર્ગે હતો? અહીં પાછો આવીને પોતે શું સિધ્ધ કરવા માગતો હતો?

અચાનક તેનું ધ્યાન ગયું, સામે થોડાક મુસાફરો વચ્ચે કંઇક ગરમ ગરમ તકરાર ચાલતી હતી. ખાસ્સી ભીડ થઇ ગઈ હતી. એક જાડા જેવો માણસ વધારે જગ્યા રોકીને બેઠો હતો. એક દુબળ માંદા જેવો લાગતો પ્રૌઢ માણસ તેને જગ્યા કરી આપવા માટે કહેતો હતો, અને એ બેની બોલાચાલીમાં બીજા બે-ત્રણ જણ વચ્ચે પડ્યા હતા. સહસા પેલા પ્રૌઢનો ચિત્કાર સંભળાયો. 'અરે, અરે, તમે આ શું કર્યું!' નિખિલે જોયું તો બેઠક પર મુકેલી તેની બચકી પેલા જાડા માણસે ઊંચકીને ભોંય પર ફેંકી દીધી હતી. પ્રૌઢ એકદમ ભોંય પર બેસીને બચકીની છુટી પડી ગયેલી વસ્તુઓ એકઠી કરવા લાગ્યો. એક શીશી હતી તે ફુટી ગઇ હતી અને તેમાંથી રાતા રંગનું કોઇક પ્રવાહી ભોંય પર રેલાયું હતું. પ્રૌઢ એકદમ રડી પડયો. રડતાં રડતાં બોલ્યો: 'ઘરવાળીની દવા લઇને ઘેર જતો હતો. છેલ્લા પૈસામાંથી ટિકિટ લીધી હતી. હવે દવા ક્યાંથી લાવીશ? કેટલાય દિવસથી માંદી છે. મારું સાચવવાનું ગજું નહિ એટલે એના ભાઇને ત્યાં મોકલી આપી હતી. દવા વગર જઇશ તો તેને કેટલો આઘાત લાગશે!' તેણે રડતાં રડતાં જ કાચના ટુકડા એકઠા કર્યા ને બારીમાંથી બહાર ફેંકવા ગયો. ત્યાં અચાનક એક સ્નિગ્ધ નારી કંઠ સંભળાયો: 'ઊભા રહો કાકા!'

પ્રૌઢના ચિત્કાર ને રુદનથી બધા માણસો સ્તબ્ધ થઇ ગયા હતા. અચાનક વચ્ચે આ અવાજ સંભળાતાં સૌની નજર એ દિશા તરફ ગઇ. ડબ્બાના બીજા ખૂણે બાવીસેક વર્ષની યુવતી બેઠી હતી. ઊભી થઇ ને તે બોલી; 'આવો કાકા અહીં બેસો મારી જગ્યાએ.' તેના અવાજમાં નમણી મીઠાશ હતી. તે ઊભી થઇને બેઠકથી જરા દૂર ખસીને ઊભી રહી. 'મને વાંધો નહિ આવે, કાકા, તમે અહીં બેસો. તમે થાકી ગયેલા છો. હું ઊભી રહી શકીશ.'

ગાઢ અંધકારમાં અચાનક એક જ્વલંત અગ્નિશિખા ઝળકી ઊઠે ને બધાની નજર ત્યાં જડાઇ જાય, તેમ આખા ડબ્બાની આંખો એ મધુરકંઠી સ્ત્રીભણી મંડાઇ. પેલો જાડો માણસ છોભીલો પડીને કાંઇક બોલવા ગયો પણ તેનાથી કશું બોલાયું નહિ. પ્રૌઢે આંખ લૂંછી ને આર્દ્ર અવાજે કહ્યું; 'ના દીકરી, તું બેસ. મારી તો આખી વાટ હવે કરવી થઇ ગઇ. કેટલી આશાથી દવા લીધી હતી! હવે ખાલી હાથે ઘરમાં પેસતાં મારો પગ નહિ ઉપડે, આગલા સ્ટેશને ઊતરીને હવે પાછો જઇશ. કોઇક રીતે દવા લઇ આવીશ.'

યુવતીએ સ્નેહથી પ્રૌઢના હાથમાંથી બચકી લઇ પોતાની ખાલી જગ્યા પર મૂકી દીધી ને આગ્રહથી પ્રૌઢને ત્યાં બેસાડતાં કહ્યું: 'પાછા ન જતા, કાકા, તમારી એ કેટલી રાહ જોતાં હશે! કદાચ તમારા જવા માત્રથી યે તે સાજા થઇ જશે. અને દવા કઈ હતી! કાચના ટુકડા પર જોઇને મને નામ કહો—તમારું સરનામું આપો. મળશે તો હું તમને પારસલ કરીને મોકલી આપીશ.'

આખા ડબ્બામાં નીરવ શાંતિ છવાઈ ગઇ. જે કૃત્યો કરવાં જોઇતાં હતા ને કરી શકાયાં નહોતાં તેની સામટી યાદ આવી હોય, તેમ સૌનાં માથાં નીચાં થઇ ગયાં. યુવતીએ પ્રૌઢને હાથ પકડીને બેસાડી દીધો કે બેત્રણ જણે ઊભા થઇને પોતાની જગ્યા પર બેસવા

યુવતીને કહ્યું. ત્યાં નિખિલે કહ્યું: 'આવો બહેન, અહીં બેસો. બારી પાસે તમને ફાવશે.' અને તે ઊઠીને ઊભો થઇ ગયો. યુવતી માર્ગ કરીને આવી ને ત્યાં બેસી ગઇ. નિખિલનો તેણે માત્ર આંખનાં સ્નિગ્ધ ભાવથી આભાર માન્યો ને પછી તેણે આંખ મીંચી દીધી.

માનવીની ક્ષુદ્રતા અને માનવીની મહાપ્રાણતાનું આ જે એક નાનકડું નાટક થોડીક પળોમાં અહીં ભજવાઇ ગયું, તેથી બધા જ મુસાફરો એકદમ અભિભૂત થઇ ગયા હતા. ત્યાર પછી કોઈ કાંઈ બોલ્યું નહિ. ગાડી ક્યારની ચાલવા લાગી હતી: ધીમે ધીમે સૌની આંખો મીંચાઈ ગઇ. માત્ર નિખિલ ઊભો ઊભો વિચાર કરી રહ્યો હતો. કાશીથી નીકળ્યાને જાણે વરસો વીતી ગયાં હોય તેમ લાગતું હતું. અલિપ્તાતાના એકાકી શિખર પરથી તે અચાનક જ કોલાહલ કરતી, ઘોંઘાટ ને ગીચતાથી ભરેલી તળેટીમાં આવી પડ્યો હોય તેમ તેને લાગ્યું. વારંવાર તેણે મનને પૂછ્યા કર્યું: હું અહીં શા માટે આવ્યો છું? સોનીને મળવા કરતાં યે વધારે તો તેનાં સુખદુઃખ જાણવાનું મને મન છે. પણ ધારો કે તે સુખી જ હોય, તો હું શું કરીશ પછી? તેને મળીને પાછો કાશી ચાલ્યો જઇશ? એકવાર જે છોડીને આવ્યો ત્યાં મારો ફરીને સમાસ હું કેવી રીતે કરી શકીશ? અને સોની સાથે ન રહી શકાય. એને પોતે ક્યારેય સાથ આપ્યો નથી. એના સુખનાં ભાગીદાર થવાનો પોતાને શો અધિકાર?

પણ આ કલ્પના તો માત્ર ઇચ્છા. કદાચ એ દુઃખી જ હશે. મામીના કહેવા પરથી એમ લાગતું હતું. એ દુઃખી હશે તોયે મારી પાસે એવી કઇ વસ્તુ છે, જેના વડે હું એનું દુઃખ દૂર કરી શકીશ? વાતો કરવાથી એને ઘડી બે ઘડી સારું લાગશે. પણ જીવનનો ભાર એ વાતોના ખભા પર શી રીતે ઊંચકી શકાશે?

તેણે મુંઝવણ અનુભવી ને તેનું ધ્યાન પોતાની બેઠક પર આંખો મીંચીને બેઠેલી એ યુવતી પર પડી. શ્યામ વર્ણ, દૂબળું શરીર, હોઠ પર એક મંદ હાસ્યની આભા, શ્વેત વસ્ત્રો, સૂનું કપાળ, ચૂડી વગરના હાથ. કેટલી મધુર લાગતી હતી? આ સ્ત્રી દુઃખી હશે કે સુખી? બહારનો દેખાવ તો તેની કટુ પરિસ્થિતિને પ્રગટ કરે છે. પણ છેવટ સુખ ને દુઃખ તો પોતાની અનુભૂતિની વસ્તુ છે. બહારથી કાંઇ જોઇને કોઇ કેમ કશું નક્કી કરી શકે?

તે જોતો હતો ત્યાં અચાનક જ યુવતીની આંખ ઊઘડી. અપૂર્વ સ્નિગ્ધતાથી ભરેલી એ આંખ નિખિલ પર મંડાઈ. તે મૃદુ હસી. સહજભાવે બોલી: 'થાકી ગયા હશો. લો, હું ઊભી થઈ જાઉં. તમે બેસો અહીં.'

નિખિલ અતિશય સંકોચાઇને બોલ્યો: 'ના, ના, તમે જ બેસો. હું સહેજે થાકયો નથી. મને તો ખૂબ અભ્યાસ છે ઊભા રહેવાનો ..'

'કામ અંગે રેલવેમાં ખૂબ મુસાફરી કરવી પડતી હશે.' યુવતીએ કહ્યુ.

નિખિલ હસ્યો.

'કેમ હસો છો? મેં કશું ખોટું કહ્યું?' યુવતીએ બહુ જ સ્વાભાવિક કંઠે પૂછ્યું.

આજ પહેલાં નિખિલે ક્યારેય કોઇ સ્ત્રી સાથે નિકટતાથી વાત કરી નહોતી. વાત તો દૂર, કોઇના મોં પર સ્થિરતાથી નજર માંડીને જોયુંયે નહોતું. ભૂલેચૂકે કદીક નજર ખેંચાતી તો સંન્યાસીને શોભે એવા સંયમથી તે નજર પાછી વાળી લેતો. પણ આજે આ અજાણી સ્ત્રી સાથે વાતો કરતાં તેને અચાનક જ ખૂબ સારું લાગવા માંડયું. હૃદયમાં કશો સંકોચ રહ્યો નહિ. એને થયું–આની સાથે તો નિખાલસતાથી વાતો કરી શકાય. તે બોલ્યો: 'તમે કામનું કહ્યું એટલે હસવું આવ્યું. આખી જિંદગીમાં તમે કહો છો એવું કામ કદી કર્યું નથી. ને ગઈ કાલ સુધી તો આ દુનિયાથી હું હજારો માઇલ દૂર હતો.'

'એટલે?

'એટલે એમ કે ગઇ કાલ સુધી હું સંન્યાસી હતો.'

'ઓ માં!' યુવતીના મોંમાંથી ચિત્કાર સરી પડયો. 'શા દુઃખે તમારા જેવા માણસને સંન્યાસ લેવો પડેલો? તમારા ઘરના લોકોએ તો રડી રડીને આકાશપાતાળ એક કર્યાં હશે. તમારા જેવા જુવાનને નજર સામે ઘરમાંથી ચાલ્યો જતો જોઇ ઘરના માણસનું તો હૈયું જ ફાટી પડે...'

નિખિલને ફરી હસવું આવ્યું: 'દુઃખથી જ માણસ સંન્યાસ લે, એવું થોડું છે? હું તો નાનપણથી રઝળપાટમાં ભાગી ગયેલો. ઘરમાં કોઇ હતું પણ નહિ. મા બાપ મરી ગયેલાં. નાની બહેન માત્ર મામા પાસે હતી. આજે આટલાં વરસે એમ થયું કે એની ભાળ કાઢવી જોઇએ, એટલે પાછો આવ્યો. હવે એને મળવા

મુંબઇ જાઉં છું.'

યુવતી થોડી વાર આંખ મીંચીને બેસી રહી. તેના કોમળ મોં પર કશીક છાયા ઊતરી આવી હોય તેમ લાગ્યું. નિખિલને તેનું આ સ્વરૂપ બહુ જ મીઠું લાગ્યું. આટલી કોમળતા, આવો સહજભાવ, આવું માધુર્ય... અને છતાં એને પણ એના પ્રશ્નો હશે, પીડાઓ હશે, દીર્ઘ સફરની એકલતાઓ હશે. યુવતીના સુના કપાળ તરફ નજર જતાં તેનું મન અંદરથી એકદમ જ વિચલિત થઇ ગયું. તેને થયુ, પોતે આટલાં વર્ષો સુધી ધારણ કરેલો સંયમ તો એક કાચી માટીનું ઘર હતું, સંસારના દુઃખની એક ઝીની લહેરખીએ જ તે તુટી પડે તેવું હતું...

યુવતીએ આખ ઉઘાડી. એની આંખમાં ફરી પેલી અપૂર્વ સ્નિગ્ધતા પ્રકાશી રહી. હળવા સાદે તેણે પૂછ્યું: 'મુંબઇ કઇ જગ્યાએ જશો ?'

'ભુલેશ્વરમાં...માધવ મોતીનો માળો...'

'શું કહ્યુ ?' યુવતીનો અવાજ આશ્ચર્યથી એટલો તીક્ષ્ણ થઇ ગયો કે એક બે ઊંઘતા મુસાફરોની આંખ સહેજ ઉઘડી ગઇ. 'હુ પણ એ મકાનમાં જ રહું છું. તમે કોના ભાઇ ? તમારી બહેન કોણ ?'

નિખિલ એકદમ ઉત્તેજિત થઇ ગયો. 'તમે મારી બહેનને ઓળખો છો? એનું નામ સોની. ખરું નામ સોનલ પણ અમે સોની કહેતાં. એકદમ પાતળી ત્યારે તો હતી. બદામી આખો છે. ઓળખો છો ?'

'ઓહ ઓહ...' યુવતીએ ફરી આંખ મીંચી ને તેના હોઠ કોઇક અસ્પષ્ટ શબ્દોમાં ફફડ્યા.

નિખિલ અત્યંત વ્યાકુળ થઇ ગયો. 'તો તમે ઓળખો છો એને ? એ કેમ છે ? એ સુખી તો છે ને એના ઘરે ? બોલોને, તમે બોલતાં કેમ નથી ?'

યુવતી મૃદુ કંઠે બોલી : 'સંન્યાસીઓ તો કહે છે : સુખ દુખ કેવળ મનની કલ્પના છે. ગંગાના કાંઠે, ખુલ્લા આકાશ હેઠળ, શીળા પવનનો સ્પર્શ માણતાં, ભાવિકોનાં ટોળાં સમક્ષ એમ કહેવું એ સહેલી વાત છે પણ મેં દુઃખ જોયું છે ને હું કહું છું-દુઃખ એ કેવળ વાયુનો તરંગ નથી. એ તો નક્કર આગનો ગોળો છે. તમે પૂછો છો સોની સુખી છે કે નહિ ? સોની મારી પડોશી છે, મારી સખી છે. એ સુખી છે કે નહિ, તે તમે જ નક્કી કરજો હું એટલું કહીશ કે તે ધીર છે, તેનો પ્રાણ શુદ્ધ સોનાનો બનેલો છે, અને એટલે જ કદાચ તેને અગ્નિ કસોટીમાંથી પસાર થવાનું આવ્યું છે. પણ તે આગની વચ્ચે ઊભી રહી શકે એટલી નિર્ભય છે. હુ એની બાજુમાં જ રહું છું તમે આવજો ત્યાં. હું તમને વધારે વાતો કહીશ. કદાચ સોની જ તમને મારે ત્યાં લઈ આવશે. મારુ નામ ઉમા છે.'

નિખિલ ઊંડા વિચારમા ડુબી ગયો. પછી એણે ઉમા સાથે વાત કરી નહી ઉમાએ આંખો બંધ કરી દીધી હતી કદાચ તે થાકી ગઇ હતી. બાકીની રાત નિખિલે જાગતાં જ વિતાવી. સવારે મુંબઇ આવ્યુ ત્યારે તેનો આખો દેહ કલાન્ત હતો ને મન વ્યથાના ભારથી નમેલું હતું. સ્ટેશન પર ઊતરીને ઉમા તેની સામે એક મૃદુ સ્મિત કરીને ચાલી ગઇ. નિખિલ પળવાર એ પારિજાતની દાંડલી જેવી કોમળ, મધુર નારીની પીઠ જોઇ રહ્યો. પછી તેણે વિક્ટોરિયા કરી અને નામ, આકાર ને ધ્વનિની ઊભરાતી ભીડ વચ્ચેથી તેણે ભુલેશ્વર જવાનો રસ્તો લીધો, મનમાં તે વિચાર કરી રહ્યો : પરમ શાંતિ શું સંસારની આ ધૂળધમાલની વચ્ચે હતી ! કે એ જેને છોડીને આવ્યો હતો તે ગંગાના ઉજળા તટે ? કે પછી કોઇ ત્રીજી જ જગ્યાએ ? કદાચ એમ ન બને કે, જે સોનીને તે દુખી માની શાંતિ આપવા આવ્યો હતો, તે સોની પાસેથી જ તેને શાંતિ મળે ! તે મનમાં હસ્યો ! માણસનો શો ગર્વ ? કેવું મિથ્યાભિમાન ?

## પ્રકરણ ત્રીજું : રમેશ જાની

'કેટલી બધી ભીડ છે અહીં ?' નિખિલ વિક્ટોરિયામાં બેઠા બેઠા રસ્તા પર નજર નાખતાં મનમાં બોલ્યો: 'આટલી ભીડ તો કાશીના રસ્તા પર ગંગામૈયામાં પ્રાતઃસ્નાન કરવા જતા ભાવિકોએ પણ ક્યારેય નથી મચાવી !'

લોકો ચાલતા ન હતા-દોડતા હતા જાણે. નાના-મોટાં વાહનો વચ્ચેથી આંધળુકીઆ કરીને પોતાનો માર્ગ કાઢી લેતા હતા પેલી ઉમા પણ ગાડીએથી ઊતરતાં વેંત આછું સ્મિત કરીને તરત જ ચાલી ગયેલી. એ ય આવી જ રીતે કદાચ અત્યારે ભીડમાં દોડતી હશે ! નિખિલને વિચાર આવ્યો: 'કદાચ સોની પણ ક્યારેક આ જ રીતે રઘવાઈ બનીને અકળાતી કૂટાતી બધા

લેગી પોતાને રસ્તે જવા દોડતી હશે.'

ત્યાં તો એની વિક્ટોરિયા ગાડી ઊભી રહી. એની બાજુમાં ફૂટપાથ પર આગળ ધસતી લોકોની વણઝાર પણ એકાએક અટકી ગઇ.

'ઓ હો હો, બહુ વર્ષે મળ્યા...'

'હા, મઝામાં ને ?'

'હા, તમે ?'

'શહેરમાં...'

નિખિલે પોતાની ગાડી પાસે ઊભેલા બે માણસોને વાત કરતાં સાંભળ્યા. એટલામાં જ ટ્રાફિક ચાલુ થઇ ગયો.

'ચાલો ત્યારે, મળીશું ફરી !'

'હા, આવજો...'

...અને બંને છૂટા પડીને ભીડમાં વેરવિખેર થઇ ગયા.

નિખિલથી સહેજ હસી પડાયું. કેટલાં વર્ષે આ બેઉ જણા ઓચિંતા મળી ગયા હતા. કેટલા ઊભળકાપૂર્વક એકબીજાને બોલાવતા હતા. પણ, જેવો વાહન–વ્યવહાર પાછો ચાલુ થયો કે તરત જ છૂટા પડી ગયા. એકબીજાની જરા નિરાંતે ખબર અંતરપૂછવાનું યે ન બન્યું, ફરી વાર હવે કદાચ એઓ ક્યારે ય નહીં મળે. આવો અકસ્માત–બંને સાથે એક જ ફૂટપાથ પર ચાલતા હોય, ટ્રાફિક અટકી ગયો હોય, બંનેની એકબીજા પર ઓચિંતાની નજર પડી ગઇ હોય–એમ કંઇ જિંદગીમાં વારંવાર તો નથી બનતું ! અને છતાં યે માણસ કોણ-જાણે શી ય શ્રદ્ધાથી બોલતો હોય છેઃ 'ફરીથી મળીશું'... 'આવજો'...

ઉમાએ ટ્રેઇનમાં કહેલું : 'હું સોનીની–તમારી બહેનની–બાજુમાં જ રહું છું, આવજો મારે ત્યાં.'

'એને તો હું જરૂર મળીશ ?'–નિખિલથી જરાક મોટે સાદે બબડી જવાયું, 'સોનીની એ મને વધારે વાતો કહેવાની છે ને !'

કોણજાણે કેવાય દુઃખમાં જીવતી હશે એ !...ઉમા કહેતી હતી ! તમે પૂછો છો સોની સુખી છે કે નહીં ? એ મારી સખી છે. એ સુખી છે કે નહીં એ તમે જ નક્કી કરજો

ઉમાના શબ્દો નિખિલના હૃદયના ધબકારે ધબકારે હાહાકાર મચાવી રહ્યા હતા. તેમાં વળી મામીના શબ્દોયે શોર મચાવતા હતા.

'સોનીને તો ભાઈ, અમે સારું જોઇને સાસરું શોધેલું, પછી તો જેવાં જેના નસીબ !'

મામીના એ વાક્યે તો એને એ જ્યારથી બોલાયું ત્યારથી ખળભળાવી મુકેલો. ઉમાએ સોનીની વાત નીકળતાં કહેલું;–'દુઃખ એ કેવળ વાયુનો તરંગ નથી. એ તો નક્કર આગનો ગોળો છે...પણ સોની વીર છે, તેનો પ્રાણ શુદ્ધ સોનાનો બનેલો છે અને એટલે જ કદાચ તેને અગ્નિકસોટીમાંથી પસાર થવાનું આવ્યું છે. એ આગની વચ્ચે ઊભી રહી શકે એટલી નિર્ભય છે...'

–અને છતાં યે નિખિલના દેહમાંથી ટાઢનું એક લખલખું પસાર થઇ ગયું. સાવ અજાણી એવી ઊમાના છેલ્લા સબ્દોએ એને આશ્વાસન તો ક્ષણવાર આપ્યું પણ એ કરતાં યે વધારે તો સોનીની વિટંબણાઓની આગના વિચાર માત્રે એ વ્યાકુળ થઇ ઊઠયો હતો. કોણ જાણે કેવી ય અગ્નિપરીક્ષામાંથી પોતાની બહેન પસાર થઇ રહી હશે ?

એને પોતાની મુર્ખાઇ પર તિરસ્કાર આવ્યો.

ટ્રેઇન આવી ને ડબ્બામાંથી ઊતરીને તરત જ જતી રહેતી ઉમાને પોતે રોકી કેમ નહી ?... તો...તો એને પૂછી તો શકાત કે મારી સોનીને શું દુઃખ છે ? સોનીના માળામાં તો એ રહેતી હતી. અને ત્યાંજ તો જવાનું હતું ટ્રેઇનમાં પોતે આપેલી જગ્યા એણે સ્વીકારી હતી. તો અહીં પણ એ મારી સાથે સંગાથ કરીને ઘર સુધી કેમ ન આવત ?

પરંતુ, આટલાંઆટલાં વર્ષો સુધી નારી માત્ર સાથે પોતે સામે ચાલીને કશી ય વાત કરી ન હતી. સોની જેવી છોકરીને ગંગાઘાટ પરના પોતાના વ્યાખ્યાનમાં જોઈને તે દહાડે મન ઊછળી આવ્યું હતું તો પણ પોતે એની સાથે વાત કરવાનો પ્રયત્ન સરખો યે નો'તો કર્યો—નો'તો કરી શકાયો ?

એણે બહાર જોયું.

રસ્તો ખૂટતો જ નો'તો. ગાડી સાથે રસ્તો પણ અવળે પગે દોડતો હતો જાણે !

'અબ કીતના દૂર હૈ ?' એણે ગાડીવાળાને પૂછ્યું.

'દસ–બારા મિનટ, સાબ...'

'જરા જલ્દી કરો ન, ભાઇ!'

વિક્ટોરીઆવાળાએ કશુંક અસ્પષ્ટ બબડીને ઘોડાને એક ચાબુક લગાવી નિખિલનું મન ઘોડાની ચામડીની જેમ થરથરી ઊઠ્યું; એક ક્ષણ એને ગગાતટના પોતાના સાયંવ્યાખ્યાનો યાદ આવી ગયા. કંઇ કેટલીયે વાર એણે શ્રોતાજનોને 'આત્મવત સર્વ ભૂતેષુ'ની વાત કરી હતી. અને આજે. .

પણ, એ વિચારે આવ્યો ન આવ્યો ને ઊડી ગયો સોની સિવાય એને અત્યારે બીજો કશો ય ખ્યાલ આવે એમ ન હતો. મામીએ કહેલું કે લગ્ન વખતે એ એને યાદ કરી કરીને ખૂબ રડેલી ઘોડા પર પડેલી ચાબુક ફરીવી એની આંખમાં ચણચણી ઊઠી. એકલવાઇ બહેનનું ટાણું સાચવવા જીવતો હશે તો ભાઇ જરૂર આવી ચડશે—ગમે ત્યાંથી આવી ચડશે, એવી શ્રધ્ધાના બળે તો સોની જીવતી રહી હશે...!

પરંતુ, એ વખતે પોતે ક્યાં જીવતો હતો? પોતાનો સમગ્ર સંસાર, આખોય પૂર્વાશ્રમ, ભગવા ધારણ કરવા માટે ઉતારેલા પેલાં ગૃહસ્થી વસ્ત્રોની સાથે જ સરી પડ્યો હતો. મામા–મામી અને બહેન સોનલને તો ઠીક મૃત માતાપિતાને યે એણે મનમાંથી કાઢી નાખેલાં. અને છતાંયે કોણ જાણે ક્યા ખૂણામાં એ બધાં સાકડ–માકડ એક-બીજાં સાથે દબાઇ–ચંપાઇને ટૂંટિયું વળીને ચુપચાપ બેસી રહેલાં અને અને . ચાર દિવસ પહેલાંના પેલા નિખિલાનંદનો શિષ્ય—મનમોહન? અને હજીયે અજાણી પેલી પરિજાતની ડાળી જેવી ઉમા...!! એ બનેયે, જાણે પહેલેથી જ–કિશોરાવસ્થાનો નિખિલ પોતાનાં ચિર-પરિચિત હોય એમ સૌ સાથે ટપારનાર હક્કપૂર્વક બેસી ગયેલાં

નિખિલ આકુળ–વ્યાકુળ થઈ ગયો. પ્રેમનો આવડો મોટો ઉલ્કાપાત એણે આજ પહેલાં ક્યારે ય અનુભવ્યો ન હતો. મૃત મામાની ક્વચિત સ્નેહપૂર્ણ દૃષ્ટિ કે એકાદ બે વહાલ ભરી થપાટ પણ એને યાદ આવી ગઇ. એકવાર એમણે મામીને કહેલું.

'અલી, સાભળે છે? જો તો આ સોનકી—કેવી રૂપાળી લાગે છે! આબાદ જાણે મારી બહેન જેવી જ લાગે છે નહી?'

પછી મામીએ શું કહ્યુ તે તો એને યાદ ન આવ્યુ પણ ત્યાર બાદ મામાએ સોનીને ખોળામાં બેસાડીને ક્યાં ય સુધી એનું માથું પંપાળ્યા કરેલુ એ તો એને અત્યારે, આ ગાડીમાં બેઠા બેઠાં યે, બરાબર યાદ આવી ગયું.

અને મામીનું મામાના મૃત્યુ પછી ઝાંખુ પડી ગયેલું મોઢુ! – ભલે, એમના બોલ કડવા હશે. પહેલાના જેવા જ તો હતા!...પણ તો યે એ કડવાટ એકાએક કેવી દયામણી બની જતી હતી! ચ્યુઃ એમની પાસે એકાદ–બે દિવસ રહી ગયો હોત તો ..

...તો આ ઉમા ન મળી હોત!

અને તો એ ચમકી ઊઠ્યો જાતને ઠપકો આપતો હોય એમ એ મનોમન બોલી પડ્યો·

'ન મળી હોત તો શું વાંધો હતો?'

'તો સોનીની ખબર કોણ કહેત?'

—અને મનમા ને મનમાં એ જોરથી હસી પડ્યો એને પોતાના ગુરુના બોલ યાદ આવ્યા 'માયા તો મહા ઠગની હે, બેટા! ક્યારે એ હૈયામા પેસી જાય છે એનો અણસારે આવતો નથી.' ગુરુદેવ હમેશા એની પાસે કબીરનુ પેલું પદ ગવડાવતા 'માયા મહા ઠગની હમ જાની.'

—એણે આંખો મીચી દીધી.

બધ આંખ સામે નાનકડી સોની આવીને ઊભી રહી. એણે ઓઢણી પહેરી હતી માથે બહુ જ ગરવાઇથી એનો છેડો ઓઢ્યો હતો એના જેટલી જ ઉમરનો પોતે પણ–બે ત્રણ વર્ષ કદાચ મોટો તે વખતે હશે! અડધીઉ પાટલૂન અને ખમીસ પહેરીને ઉભો હતો

'કહે તો! નિખિલ! કેવી લાગું છું?'

'કહું?'

'હા, કહેને, ભઈ! મામી જોઇ જશેને તો ધોલેડી કાઢશે જલદી જલદી કહી દેને!...'

'આપણી બા જેવી .'

'જા જા હવે! બા તો ગઈ અં...પણે!' સોનીએ એની ટચૂકડી આગળી આકાશ ભણી તાકીને કહેલું. 'તને બા યાદ છે?'

'હા, વળી? ખોટું હોય તો પૂછી આવ મામાને?'

'તો ચાલને, ભઈલા! આપણે ..સીડીએ ચઢીએ '

'હમણા નહીં, પછી!'

ત્યાં તો મામીની બૂમ સંભળાઈ. અને સોની પલકવારમાં તો ત્યાંથી દોડીને આગણામા ઊભેલા પેલા લીમડાના થડની પાછળ સંતાઈ ગયેલી.

...આજે તો એ ખરેખર બા જેવી જ લાગતી હશે? – નિખિલ આંખો મીંચીને વિક્ટોરિયાની બેઠકને અઢેલીને ક્યાં ય સુધી બેસી રહ્યો.

'લો, સાબ! આપકા બિલ્ડિંગ આ ગયા'...ગાડીવાને ઘોડાની લગામ ખેંચતાં ખેંચતાં કહ્યું.

પછી, જવાબ ન મળતાં એ પાછું ફરીને બોલ્યો:

'એ–ય, સા'બ! ઓ, સેઠિયા...! સો ગયે ક્યા?... અરે જાગો યાર ઘરમે જાકે સો જાના...'

નિખિલ ખસીઆણો પડી જઇને નીચે ઊતરી પડ્યો:

'માફ કરના, ભાઇ' કહીને એ ભાડું ચૂકવી સોનીના માળા તરફ ગયો.

એના દાદર પર પગ મુકતાં મુકતાં એક ક્ષણ અટકી ગયો–કોણ જાણે કેવો ય હશે એની બહેનનો માળો?

...અને પછી એ નીચું માથું કરીને ઝડપથી દાદરા ચડી ગયો. ત્રીજે માળે સોનીનું ઘર હતું.

'દાદરની જમણી બાજુની ત્રણે રૂમ એમની છે. આખો ય બ્લૉક જ એમનો!' એને કોઇએ સોનીના ઘરનું પાકું ઠેકાણું આપતાં કહ્યું.

ત્રીજે માળે જમણી બાજુના એ ત્રણ ઓરડીના આંતરેલા બારણા આગળ જ એણે સોનીને કઠેડાને અઢેલીને ઊભેલી જોઇ.

'સોની. !' નિખિલે બોલવાનો પ્રયત્ન કર્યો.

'નિખિલ! ભઈલા!' સોનીના કંઠમાંથી માંડ બે શબ્દો નીકળ્યા.

'એકાએક ક્યાંથી આવી પડ્યો, નિખિલ!' સોનીએ એના હાથ પકડીને પૂછ્યું.

નિખિલ એને જોઇ રહ્યો.

એ ખરેખર બા જેવી જ લાગતી હતી? આ સિવાય બાનું રૂપ બીજું હોય જ ન શકે. પહેલાં જેવી જ એ એકવડીઆ અંગની આજે ય હતી. માત્ર આંખની આસપાસ સહેજ દેખાય ન દેખાય એવી શ્યામ છાયા ઘેરાઈ ગઈ હતી.

'બોલને ભાઇલા, સાંભળ્યું હતું કે તું તો મોટો સંન્યાસી થઇ ગયો હતો!' એ નિખિલને અંદર ખેંચીને સોફા પર બેસાડીને પૂછવા લાગી. થોડીવારમાં તો એણે સવાલોની ઝડી વરસાવી દીધી. પછી એકાએક એના ઘુંટણ પર માથું ટેકવીને દબાતે સાદે બોલી:

'...મને તો થયા કરે છે કે તારી પાછળ હુંય એ જ રસ્તે ચાલી નીકળું.'

'કેમ સોની, બહુ દુઃખી છે તું?'

'ના, એ મ્લાન હસીને બોલી: 'દુઃખ અને સુખ બંનેય હવે સરખાં લાગે છે; ભાઇ, બન્ને પોકળ છે.'

પછી એકદમ ઊભી થઇને મોં પર હથેલી મુકીને બોલી ઊઠી:

'હું યે કેવી છું? તને થાક્યાપાક્યાને ચા પણ ન આપી મેં અત્યાર સુધી–હમણાં આવી હં, ભાઇલા! જો–જે, પાછો જતો ન રહેતો...'

નિખિલ એને ભીની આંખે રસોડામાં જતી જોઇ રહ્યો અને ઉમાના શબ્દો યાદ કરી રહ્યો.

## પ્રકરણ ચોથું : ધીરૂબેન પટેલ

'ઉમા કહેતી હતી–સોની સુખી છે કે નહીં', તમે જ નક્કી કરજો. નિખિલના મનમાં એ શબ્દો કોઇ હઠીલા જંતુની જેમ ક્ષીણ પાંખે ગોળ ગોળ ફરવા લાગ્યા... ભારે વિચિત્ર વાત! નિખિલ શી રીતે નક્કી કરી શકે, સામું માણસ સુખી છે કે દુઃખી? પોતાના અંતરમાં અત્યારે શાનો અનુભવ થતો હતો, સુખનો કે દુઃખનો–ક્યાં સમજાતું હતું!

ક્યાં એ ગંગાનો કિનારો, ક્યાં આ માધવ મોતીનો માળો તોયે પોતે અહીં છે...નિખિલાનંદ નથી, માત્ર નિખિલ છે...એવો નિખિલ, જેને કોઇ ઓળખતું નથી... પોતે પણ કદાચ કોઇને ઓળખતો નથી...'ચા લઇ આવું' કહીને રસોડામાં ચાલી ગયેલી પેલી ક્ષીણકાય સ્ત્રીને સ્ત્રીને શું તે ખરેખર ઓળખે છે! એ તો ઓળખતો હતો નાનકડી એક સોનીને–જે પૂછતી હતી, 'આકાશને આંબી શકાય? કોણ જાણે કેવાયે અનુભવોમાંથી પસાર થઇને, કેટલાંયે વર્ષોનો બોજ માથે ઉપાડીતે તે આજે આ સ્ત્રી બની ગઇ છે. કહે છે, 'દુઃખ અને સુખ બન્નેય હવે તો સરખાં છે, પોકળ છે.' સાચે જ શું તેને એવી અનુભૂતિ થઇ ચૂકી છે? તો તો...

મિથ્યા! નિખિલનુ આ આગમન મિથ્યા હૃદયને એકાદ ખૂણે અજાણતા જ ઊગી નીકળેલી વગડાઉ ફૂલ જેવી પેલી આશા સોનીને મળી શકાશે, તેના દુઃખ દૂર કરી શકાશે, પોતે જાણે ગયાજ નહોતો એવી રીતે બધુ સરસ બરાબર થઇ જશે હા, એ આશા પણ મિથ્યા '

પછી એકાએક નિખિલને હસવુ આવ્યુ મમતા–અહંતા પર સેંકડો પ્રવચન કર્યાં છે છતાં આવો સરસ પરચો કદી જોવા મળ્યો નથી હવે પછી જો પ્રવચન કરવાનુ આવે તો પોતાની જાતનુ જ આ સરસ ઉદાહરણ ટાંકી શકાય 'એક યુવાન સન્યાસી હતો વર્ષાના વર્ષો પછી તે પોતની બહેનને મળવા ગયો સામેથી એ જ બહેન હાથમા ચાનો પ્યાનો લઇને આવતી હતી એકવડી કાયા અને ધીરી ચાલ મનમા કોને ખબર કેવાયે વિચારો કરતી કરતી તે નિખિલની જાણે આરપાર જોતી આવે છે તે પાસે આવી સ્મિત કર્યું ને ચાનો પ્યાલો ધર્યો

નિખિલ હાથ લબાવીને તે લેવા જાય એટલામાં જ પડખેના ઓરડામાથી એક કર્કશ ઘરઘરાટી સભળાઇ તે સાથે જ સોનીનો ચહેરો જાગી ઊઠ્યો। ક્ષણ પહે લાં જ નિખિલને કહેતી હતી કે, 'મન થાય છે કે તને પાછળ ચાની નીકળું !' તે જાણે નિખિલ કોઇ પરાયો માણસ હોય એમ ઉતાવળથી ચાનો પ્યાનો પકડાવી દઈ 'આવુ, હાં !' કહીને પેલા ઓરડામા જતી રહી'

શુ હશે ત્યાં ? નિખિલને ચા પીવાનુ મન ન થયુ પ્યાનો બાજુના ટેબલ પર મુકી દઇ તે ઊભો થયો સહેજ ચાલ્યો અને થભી ગયો સોનીના કુટુબીઓને તો તે ઓળખતો નથી શી ખબર, અદર જવાય કે નહી ? અનિશ્ચિત ભાવે તે વળી પાછો ખુરશીની ધાર પર બેસી ગયો ફરી પાછો પેલો અવાજ આવ્યો સાભળતાની સાથે બીક લાગે, જાણે માણસનુ લોહી થીજી જાય, એવો અવાજ સોનીના ઘરમા કયાથી ? પછી તરત સોનીનો કોમળ અવાજ સભળાયો તે ધીરે ધીરે કશુક કહેતી હતી નિખિલને એ અવાજ ખૂબ સારો લાગ્યો ઘડીભર થયુ કે આશ્રમોની ફેરબદલીનો થાક, મુઝવણ બધુ સરી ગયુ છે, પોતે એનો એ જ નાનકડો નિખિલ થઇ ગયો છે આમલીના પાનમાથી ચળાઇને ચાદની ઝરે છે ભાભા સામે જોઇને હસે છે

કેટલીયે વાર પછી સોની બહાર આવી

'આ શુ ? હજી તે ચા નથી પીધી ? ઠડી થઇ ગઇ હશે લાવ, ગરમ કરી લાવુ' તેણે કહ્યુ

'ના, ચાલશે ગરમની ટેવ નથી' નિખિને ઠડી ચાનો પ્યાલો મોએ માડયો તે સોનીને ખૂબ સવાલો પૂછવ ચાહતો હતો એનો આખોયે ભૂતકાળ પડેપડ ઉકેલીને જોવા ચાહતો હતો પોતાની નાનકડી આકાશને આબવાની તમન્નાવાળી બહેન આજે શાથી સુખ અને દુઃખને એકસરખાં પોકળ નિરર્થક માની બેઠી છે તે તેને જાણવુ હતુ–પણ તેને હોઠે એક શબ્દ આવતો નહોતો. માની સામે મીટ માંડીને જોતા પણ જાણે ફાવતુ નહેતુ અચાનક તેને થયુ, અગ્નિપરીક્ષા પાર કરીને ઊભેલા સીતાજીના ચહેરા સામે પણ કોઈ નહી જોઇ શક્યુ હોય–એવી ક્ષણે જીવતા હોવાની લજ્જાનુ ભાર્યું!

પછી માની બોલી ચાલ નિખિલ! અદર તારા બનેવી પાસે મત્રમુગ્ધ જેવો નિખિલ ઊભો થયો માનીની પાછળ અદર ગયો ઓરડી જેવી ઓરડી હતી એક ખાટલો હતો એમાં પક્ષઘાતનો એક દરદી સૂતો હતો અને એ મોનીનો વર હતો !

ના! ના! નિખિલનુ મન ચિત્કાર કરી ઊઠ્યુ આ અમાનુષી ચહેરો આ તીણી ઘરઘરાટી, આ જડ આખો, શાશ્વત હાસ્યમા ખોડાઇ ગયેલા આ હોઠ મારી સોનીના ભાગ્યમાં આ ન હોય !

પણ એમ જ હતુ એ જ સોનીનોવર હતો અને સોની એની સામે સ્નેહભરી નજરે જોતી હતી આશ્વાસનના કુમળા બોલ બોલતી હતી કહેતી હતી 'આ નિખિલ છે, મારો ભાઇ! અચાનક જ પાછો આવ્યો, કેટલાયે વર્ષો પછી ! આપણા લગ્ન વખતે નહોતો આવ્યો, યાદ છે ને ?

નિખિલ ઊભો ન રહી શકયો ઝડપથી બહાર જઇને એણે ખુરશી પર પડતુ નાખ્યુ સસારના સુખદુઃખ વિશે એણે કેટકેટલ વાચ્યુ વિચાર્યું હતુ, જોયુ હતુ, જાણ્યુ હતુ ! પણ આ તો કલ્પનાતીત હતુ તેમાયે સોનીના એ પ્રેમાળ શબ્દો બધુ જીરવી શકાય પણ સોની જે રીતે એ આકૃતિ પર ઝુકીને જરાકે જુગુપ્સા વિના વાતો કરતી હતી એ તો સચે જ અસહ્ય હતુ !

નિખિલને લાગ્યું કે પોતે રડી પડશે. પણ વર્ષોની કઠોર સાધના શિલાની જેમ એનાં નેત્રોનાં વ્હાર રૂંધીને ઊભી હતી. કોરી આંખે એણે સોનીની સામે જોયું. પ્રયત્નપૂર્વક અવાજ સ્થિર રાખીને પૂછ્યું,

'પહેલેથી જ આવું છે?'

'ના રે! લગ્ન પછી ત્રણ મહિને પહેલી વાર માંદા પડ્યા. તે વખતે તો જાણે આશા જ નહોતી. પછી વળી થોડું ઠીક થયું. બે મહિના રહીને ફરી માંદગી આવી. ત્યારના બોલ્યા નથી. સોનીએ ખૂબ સ્વાભાવિકતાથી વાત કરી. કદાચ અનેક વાર કહેવાઈ કહેવાઇને વાત સરળ થઇ ગઈ હશે. પણ નિખિલ કંપી ઊઠયો.

'ડૉક્ટરો શું કહે છે?'

'શું કહે ભાઈ? આવરદા હશે ત્યાં સુધી ખેંચશે. પહેલાં તો નર્સ રાખી હતી પણ હવે નથી પોસાતું. મટે એવું તો છે જ નહીં, સમજ્યોને?'

'તો તું—'

'હા, સાસુ ગુજરી ગયા પછી હું જ નભાવું છું. યાદ છે ને, નાની અંકોડી લઇને ઢીંગલીના વાઘાં ગૂંથતી? હવે એવું જ ઝીણુંમોટું કામ કર્યા કરું છું. પાડોશીઓ સારા છે તે નભે છે.'

પાડોશી શબ્દ સાથે ઉમા યાદ આવી ગઇ, પણ એની વાત કરવાનું નિખિલને મન થયું નહીં. કંઈક રીસ ચડી. શા માટે એણે કહ્યું નહીં? શા માટે આવા ભીષણ સત્યની સન્મુખ પોતાને લગીરે તૈયારી વગર આવવા દીધો?

'આખા ઘરમાં તું એકલી જ સોની?'

'ના, એ છે ને!'

પાગલ તો નહોતી આ સોની, એની બ્હેન? કહે છે, એ છેને? કોણ એ! જેની વિકૃત આકૃતિ યાદ આવતાં પેટ અમળાઇ ઊઠે, જેની ઘરઘરાટી સાંભળતાં રોમ રોમ ખડાં થઇ જાય તેને આ સોની માણસમાં ગણે છે?

'તું, વાતચીત કરે તે એ સમજે?'

'ના રે ના! પણ હું મારે વાત કરું–કહું, નિખિલ, કયારેક મને થાય છે–ભલે એ સમજે કે ન સમજે, મારો અવાજ સાંભળીને જાણે એમને સારું લાગે છે! ડૉક્ટરો તો જો કે ના પાડે છે. કદાચ અમથો મારા મનનો વહેમ પણ હોય...'

'સોની, તું આટલા વરસો આવી રીતે જીવી? મને ખબર સુદ્ધાં ન કરી?'

'તને કયાં ખબર કરું ભાઇલા! તું થોડો નામ ઠેકાણું મૂકીને ગયો હતો?' લગીરે કપટની છાયા વગરનું નિર્મળ હાસ્ય વેરીને સોની બોલી. એનું એ મોગરાનાં ફૂલ જેવું હાસ્ય ઝીલ્યા સિવાય કોઇનો યે છુટકો ન થાય. નિખિલ પણ સહેજ હસ્યો, અને બોલ્યો:

'પણ હવે તો આવી ગયો છું ને, સોની! તું ચાલ મારી સાથે હમણાં કહેતી હતી તેમ, મારી પાછળ પાછળ! આમ જીવવા કરતાં તો તું સંન્યાસિની થઇ જા તો યે સારું.'

'સંન્યાસિની થવામાં મારે શું બાકી રહ્યું છે ભાઇ? ઠીક એ તો, કોકવાર દુઃખનું માર્યું બોલી જવાય, બાકી આ એક જીવની મમતા વળગી છે, એ સિવાય એકે બંધન બાકી નથી રહ્યું હોં મારે!'

'સોની!'

'સાચું કહું છું નિખિલ! શરૂશરૂમાં બહુ રડવું આવતું. મુંઝાઇ જતી. મનમાં ને મનમાં તારા પર ગુસ્સો કરતી. ભગવાન જોડે રિસાઇ જતી. પછી રહેતે રહેતે બધું સમજાયું.'

'શું સમજાયું?'

'એ જ કે આ જન્મારે આવા જ કર્મના લેખ છે. ભોગવી લઇશ....પછી છૂટીશ. પણ નિખિલ! 'આટલાં વરસ ભેખ લીધો છે તે–એકવાર મન મુકીને મને આશિષ આપ–એમને વિદાય કરીને હું જાઉં–બસ. એમાં મારી બધી વીરપસલી એકસામટી આવી ગઈ.

'આ શું બોલે છે સોનલ?'

'સાચું જ કહું છું.' મારા ગયા પછી એમને કોણ સાચવશે? નથી બોલવાતું–ચાલવાતું એકે વાતનું ભાન! નથી પાસે પૈસો! કોણ એમનું કરશે નિખિલ? આ એક વાતની બહુ ચિંતા છે.'

પગ પાસે ઝુકી પડેલી સોનીને માથે હાથ મૂકતાં નિખિલને લાગ્યું કે પોતે કોઈ અજાણી નદીના જોરદાર પ્રવાહમાં વહી જાય છે. કર્તૃત્વનું ભાન,

નિરાળા વ્યક્તિત્વનું ભાન, સર્વ કંઇ ક્ષણ ક્ષણ થઇને વિલીન થઈ જાય છે. નિખિલને પોતાની દીક્ષાનો પ્રસંગ યાદ આવ્યો. આ જન્મ અને પરજન્મનાં બધાં બંધન કાપતી વેળાએ મંત્રોચ્ચાર કરતાં પોતે યે જાણે અગ્નિની જ્વાળા સાથે એકાકાર થઇ ગયો હતો... એવી અદ્ભુત ક્ષણ જીવનમાં એક જ આવી હતી, આજે આ બીજી આવી

'સોની, તને એમ નથી થતું કે પાછા આવવામાં મેં ભૂલ કરી છે!'

'ઘર છોડીને જતા રહેવામાંયે ભૂલ જ હતી તો નિખિલ! તે તો તેં કરી હવે ધારો કે આ બીજી ભૂલ હોય તો યે શું? આપણને તેની શી ખબર પડે? કરાવવાવાળો કરાવે તે કરી નાખવાની, બીજું શું?'

'હા. એણે જ વેશ પહેરાવ્યો ને એણે જ ઉતરાવ્યો!' નિખિલ બોલી ગયો—પછી તરત તેને મનમાં થયું કે આ શબ્દોમાં રણકાર નથી, એ બોદા બોલે છે. સાચું જ કહેતી હતી ઉમા. આગના ગોળા જેવું દુઃખ જેણે વર્ષોના વર્ષો લગી છાતી પર રાખીને વેઠ્યું છે તેને મોએ જ આ શબ્દો શુધ્ધ કુંદનની જેમ રણકી ઊઠે છે.. બીજાને મોંએ નહીં.

'હવે હું શું કરું, સોની!'

આવા વિનમ્ર શબ્દો પોતે ફક્ત સાંભળ્યા છે, ઉચ્ચાર્યા નથી. આવા પ્રશ્નોના જવાબ દીધા છે, પૂછ્યા નથી. નિખિલને માટે આ પહેલો પ્રસંગ છે...ઉત્સુકતાથી ઉત્તરની રાહ જોવાનો!

એચિંતું તેને લાગ્યું કે ક્યાંક ભૂલ થઈ છે. નાટક એનું એ છે પણ પાત્ર બદલાઇ ગયા છે આ શબ્દો બીજા કોઇના છે... હા, ગંગાતીરે એ સાંભળ્યા છે. આવી જ વિહ્વળતાથી એક ભોળો ચહેરો પોતાની સામે જોઇ રહ્યો હતો—કહેતો હતો, સ્વામીજી, તમારી સાથે જંગલમાં ભટકીશ એ મનમોહનને પોતે સ્વીકાર્યો નહોતો—સોની શા માટે પોતાને સ્વીકારે પોતાના બાલિશ, વ્યર્થ જીવનનો ભાર એના પર નાખી ન શકાય.

આ...કોઇક રીતે જો એ ક્ષણ પાછી ચાલી જાય... જાણે પોતે એવું કંઈ પૂછ્યું નથી! પણ પોતે પૂછ્યું હતું. ને સોની જવાબ દેતી હતી!!

'થાક્યો હોઇશ નિખિલ! હાથ-મો ધોઇ લે, પછી તને જમાડું.'

હા...આ જ જવાબ જોઇતો હતો. કોઇ અકળ સૂઝથી સોનીએ પેલી ક્ષણને ભૂસી નાખી હતી. આભારવશ થઇને એ પોતાની બહેનના નિર્મળ ચહેરા સામે જોઇ રહ્યો.

'પછી ઊંઘ આવે તો ઊંઘી જજે, નહીંતર વાતો કરીશું.'

'હા, તું કહેશે એમ કરીશું. પણ સોની, મને કદાચ વાતો કરતાં નહીં ફાવે. ટેવ નથી ને?'

'લે તો પછી શેની ટેવ છે?'

'પ્રવચન કરવાની.'

'ઠીક તો પ્રવચન કરજે. હું સાંભળીશ બેઠી બેઠી.'

બંને ભાઇબહેન હસી પડયા. નિખિલના મનને શાતા વળી ગઈ...હવે કંઇ પૂછવાનું, જાણવાનું બાકી નથી. આ એ જ સોની છે, એની બહેન. એની સાથે વાતો કરાય, હસી શકાય, કશું બોલ્યા વગર એમ ને એમ શાંતિથી એની પાસે બેસી શકાય...જીવને બહુ સારું લાગે! પેલી ઉમા કહેતી હતી, 'તમે આવજો, હું તમને વધારે વાતો કહીશ.' પણ નિખિલને હવે કોઇ વાત જાણવી નથી—એને સોની મળી ગઇ છે! અને એ સોનીને હવે આકાશ સાથે જરાક—હાથવેંતનું જ છેટું રહી ગયું છે ..

## પ્રકરણ પાંચમું : મોહનલાલ મહેતા 'સોપાન'

સોની ભાઇને જમાડવાની તૈયારી કરવા રસોડામાં ગઇ. ભાઇ એકલો પડ્યો, ચારે બાજુ નજર ફરી વળી. સોફો, ખુરશી, બીજું રાચરચીલું જોઇ મનમાં થયું. 'પહેલાં તો સ્થિતિ સારી હશે નહિ તો આવડું મોટું ઘર ક્યાંથી હોય!' ખૂણામાં એક મોટી ચટાઇ જોઇ. મનમાં ગોઠવ્યું 'એના પર સુઇ જઇશ' વિચાર આવ્યો સોની કહેશે ના ના તું પલંગ ઉપર સૂઇજા. હુ જવાબ આપીશ, 'આ શરીર પહાડની શિલા અને જંગલની ખરબચડી ભોંય પર સુવાને ટેવાયેલું છે. જો કે છેલ્લાં કેટલાક વર્ષોથી પ્રભાવ વધી ગયો હતો એટલે ભક્તો તરફથી વણમાગી વિપુલ સગવડો મળતી હતી'

અચાનક યાદ આવ્યું : 'ઘણી વારથી પેલો હૃદય ધ્રુજાવી મુકે એવો ઘરઘરાટ સંભળાયો નથી !' બાજુના ઓરડાનું બારણું નિખિલે સહેજ ઉઘાડયું. મૃત્યુની રાહ જોઈ પડેલા લાચાર માનવીની આંખો મીંચાયેલી હતી. શરીર, મન, પ્રાણને આંચકો આપતો એક વિચાર મનમાં ઝબકી ગયો ! પણ પછી તો ઓઢેલી ચાદર નીચે છાતીનો ભાગ શ્વાસોચ્છવાસથી સહેજ ઊંચોનીચો થતો એણે જોયો. જરાક નિરાંત અનુભવતો એ પાછો ફર્યો અને યંત્રવત સોફા પર બેઠો.

થોડા વખત પહેલાં પ્રગટેલી મુંઝવણ 'હવે હું શું કરું, સોની ?' મનમાંથી ચાલી ગઇ અને આખા અંતરમાં 'સોનીનું શું થશે ?' એવો પ્રશ્ન વ્યાપી ગયો. નબળાં ફેફસામાં શ્વાસ ભરાઇ જતાં થાય એવી ગૂંગળામણ એણે અનુભવી, વિચારના પ્રદેશમાં જાણે ધુમ્મસ છવાઈ ગયું. સોની સુખી થાય, ના, દુઃખી થાય, જીવન એનું ખાલી થઇ જાય, કંઇ જાણે કરવાનું જ નહિ !

ત્યાં તો સોની આવી પહોંચી. કંઇક ઉતાવળમાં હોય એવું દેખાયું. છતાં પેલા ઓરડા તરફ જતાં જતાં એણે હસીને કહ્યું: 'ચૂલા પર તપેલું ચડાવી દીધું છે.. થોડીક નિરાંત છે હવે...તું મનમાં કંઈક ગોઠવી લે, મારે તારી વાત સાંભળવી છે...હું આવી અબઘડી .'

બાજુના ખંડનું બારણું ઉઘાડી એ ધીમે પગલે અંદર ગઇ. નિખિલની નજર એ બાજું મંડાઇ રહી.

ત્યાં તો સોની પાછી આવી. નિરાંતનો શ્વાસ લેતી ભાઇની સામે સ્મિત વેરતી બેઠી. એનાથી બોલી જવાયું:

'કેવું સારું લાગે છે અત્યારે !'

નિખિલના ચહેરા પર સોનીની પ્રસન્નતાનું પ્રતિબિંબ પથરાયું. મનોમન એ પણ બોલ્યો : 'મનેય કેવું સારું લાગે છે!'

સોનીએ પછી નિખિલને પૂછ્યું : 'સંન્યાસ લીધા પછી તું શું કરતો હતો, ભાઈ?...સંન્યાસીએ કરવાનું શું ?'

'એની કથા બહુ લાંબી છે. ક્યારેક તને માંડીને બધી વાત કહીશ. અત્યારે તો તારી વાત મારે સાંભળવી છે. મારા સન્યાસ કરતાં તારા સંસારમાં વધુ પરિવર્તનો આવ્યાં છે ..'

એ જ વખતે બાજુમાંથી પેલો ભયપ્રેરક ઘરઘરાટ સંભળાયો ! નિખિલ ધ્રુજી ઊઠયો. સોની વીજળીની ઝડપે ઊઠી એ બાજુ દોડી ગઇ. જતાં જતાં મેં ફેરવી આંખ અને હાથના સંકેતથી નિખિલને ત્યાં જ બેસી રહેવાનું સૂચન કર્યું. નિખિલને થયું, 'આ અવાજ ઉપર જ સોનીએ જીવવાનું !'

સોની પાછી આવી કે નિખિલે પૂછ્યું: 'શું હતું?'

'કંઈ નહિ; ખોળિયામાં પ્રાણ હોય ત્યાં સુધી ખોળિયું એનો ધર્મ બજાવે એવું ! સોની સહજ બોલતી ફરી નિખિલ સામે ગોઠવાઇ ગઈ. પછી ફિક્કું હસીને એણે ઉમેર્યું: 'મારી વાત તારે સાંભળવી છે ને, તે તો છે આ ! એ સિવાય બીજું કંઇ રહ્યું નથી–મારા જીવનમાં કે મારા જગતમાં. સમગ્ર સંસાર પર આ છવાઈ ગયું છે.' સોની હવે યંત્રવત્ નહિ, આત્મપ્રતીતિથી જાણે બોલી.

નિખિલથી એક નિશ્વાસ મુકાઇ ગયો, ને મોં પર ઉદાસી છવાઇ ગઇ. સોનીની નજર ત્યાં જ મંડાયેલી હતી. એ વાત પડતી મુકી રસોડામાં ચાલી ગઇ. નિખિલ વિચારવા લાગ્યો, 'સોનીએ તો રાહ જોયા કરવાની–ભવિષ્યનો સહેજ પણ વિચાર કર્યા વિના!

સોની ભાઇને માટે થાળી લઈ આવી. એમાં કંસાર હતો, પુરી હતી. બે શાક હતાં. નિખિલ જોઇ રહ્યો, સોની સામે બેઠી. નિખિલે પૂછ્યું : 'તારી થાળી ?'

'હું પછી જમી લઇશ. અત્યારે તો વાત કરવી છે તારી સાથે'. સોની હસી–છેતરામણું–પણ નિખિલ સમજી ગયો. 'સાચું કહે છે સોની ?' નિખિલે પુછ્યું ને જવાબની રાહ જોયા વિના તે રસોડામાં ગયો. સોનીથી જરા ધ્રુજી જવાયું, આંખની પાંપણો એની ભીની પણ થઇ આવી.

નિખિલ પળવારમાં બધું પામી ગયો. અનંત દુઃખનો કટોરો મૂંગો મૂંગો એ ગટગટાવી ગયો. સોનીને કહે : 'ચાલ, મારી સાથે જમવા બેસી જા. કેટલાં બધાં વર્ષો પછી સાથે–એક જ થાળીમાં જમીશું ! બા આમ જમાડતી હશે. મામી પણ સાથે જ જમાડતાં–બે થાળી બગડે નહિ એટલા માટે!' એ હસ્યો.

સોનીથી હવે ન રહેવાયું. લાગણી દબાવવા જતાં ડૂસકું મુકાઇ ગયું એનાથી. નિખિલ જાણે જડ બની

જોઇ રહ્યો સોનીને આશ્વાસન આપી શકયો નહિ.

'ભાઇ તું શું કરશે હવે ?' જરા ભરેલા શ્વાસે ને રૂંધાતા કંઠે સોનીએ પૂછ્યું.

નિખિલે પળવાર પણ થોભ્યા વિના ને કંઇ જ વિચાર્યા વિના જવાબ આપ્યો : 'જે સોની કહેશે તે ! .. મારી બહેનની સાથે હવે રહીશ !...એ કહેશે તેમ કરીશ.'

સોનીની આંખો ઊભરાઇ ગઇ, પણ એનું મુખ એવું નિર્મળ થવા લાગ્યુ કે જાણે દુઃખ માત્ર બહાર ઠલવાઇ ગયું–ધોવાઈ ગયું. નિખિલે કંસારનો એક નાનો કોળિયો લઇ સોનીના મુખમાં મૂકયો.

ઉમા દરવાજામાં આવીને ઊભી રહી. એની આંખો પ્રસન્નતાથી છલછલ થઇ ગઇ. નિખિલનું ધ્યાન એ તરફ પહેલું ગયું. પછી સોનીની નજર એ બાજુ વળી. સોની ઊભી થવા જતી હતી ત્યાં ઉમા જ અંદર આવી તરત જ પાછી વળતી બોલી : 'ભાઇ બહેન જમી લો. હું આવી હમણાં.' કહી એ પાછી વળી ગઈ.

નિખિલ સ્તબ્ધ બની જોઇ રહ્યો. ઉમા ગઇ ને સોની બોલીઃ 'એણે નાની ઉંમરમાં ઘણુ જોઇ લીધું છે. સંસારને ઘોળીને પી ગઇ છે. એકલી જ રહે છે બાજુની ઓરડીમાં. મારા પર બહુ સ્નેહ રાખે છે.'

'સંસારના ઝેર તો તેં ગટગટાવ્યાં છે, સોની' નિખિલ લાગણીથી બોલી ઊઠયો.

'ઉમા પણ એવું કહે છે. ઝેર જીરવાતું નથી તેથી જ તો કોઇકવાર એવો ઝબકારો થઇ જાય છે ને, કયાંક ચાલી જાઉં, કંઇક કરી નાખું. તને કહી બેઠી હતી કે મન થાય છે કે તારી પાછળ ચાલી નીકળું !'

'હું જ આવી ગયોને તારી પાસે !' નિખિલ દુઃખભર્યું હસ્યો. સોનીએ તે સાંભળતાં જાણે અમૃતનો ઘુંટ પીધો.

બંને જમ્યા–જીવન અને જગત ભૂલી જઇને, પણ એ પુરું થયું કે નિખિલે જરા ચિંતાથી પુછ્યું: 'એમનું શું !'

'એમનો સમય થાય છે. ખાવાનું તૈયાર કરીને એમના ઓરડામાં રાખ્યું છે.' સોનીએ જવાબ આપ્યો.

'તેઓ જમી શકે છે ?'

'ના, પી શકે છે–મહાપ્રયત્ને કંઇક પ્રવાહી ભરી રાખું છું ને પાસે બેસી પિવડાવું છું... ખોળિયું માગે ને ?'

સોની વાસણ લઇ ઓરડામાં મુકી આવી ને પછી બાજુના ખંડમાં ગઈ. નિખિલ અનિમેષ નયને જોઇ રહ્યો. એને ઉમા યાદ આવી. મનમાં બોલ્યોઃ 'શું બન્યું હશે એના જીવનમાં ?...સોનીથી વધુ દુઃખ એણે ભોગવ્યું હશે ?...એકલતામાં સુખ કે દુઃખ ?...માનવીની આશા...અપેક્ષા...પ્રકૃતિ પર જ સુખદુઃખનો આધાર ને ? આમ તો શું દુઃખ હતું મને ? ભગવાન ન મળ્યા, શાંતિ ન મળી એ સાચું, પરંતુ એ મેળવવા કર્યું શું હતું મેં ? વેશ બદલવાથી, દેશ બદલવાથી શું થાય ? માંહ્યલો બદલાતો નહોતો. બહારનું બધું બદલાયું હતું. શોધ પણ કયા કરી હતી મેં ભગવાનની કે પરમ શાંતિની ? તત્ત્વજ્ઞાન પણ જેવું શાસ્ત્રમાં હતું અને ગુરુમુખેથી સાંભળ્યું હતું તેવું સ્વીકારી લીધું હતું. વાણી વાટે તે ઠલવાતું હતું. આત્મસાત તો કંઇ થયું જ નહોતું.'

નિખિલ ઊભો થઇ બારણાં બહાર ચાલીના કઠેરા પાસે આવ્યો. ચાલીમા રહેતાં ઘણાં સ્ત્રી, પુરુષ, બાળક પોતાની ઓરડી પાસે કંઇ કંઈ કરતા, જોતાં, કલ્લોલતાં કે ચિંતામાં ડૂબેલાં ત્યાં ઊભાં હતાં. અરે, ચાલીની એક કિનાર પર પાતળી પથારી કરી આળોટતાં હતાં! માળાની બહાર દીવાનો ઝળહળાટ અને જીવનનો અંધકાર એકબીજા સાથે ભળી ગયા હતા–બધું ઊભરાતું હતું, કર્કશ અવાજે ઘુઘવતું ને ઘુરકતું હતું.

'ભાઇ !' સોની બારણામાં આવીને બોલી : 'શું જુએ છે !'

'સંસાર !' નિખિલ હસીને બોલ્યો. 'સંન્યાસ જોઇ લીધો, હવે સંસાર જોઉં છું.' નિખિલ ઉદ્‌ગાર કાઢતો અંદર ગયો.

'એમાં કંઇ ભેદ લાગે છે ?' બહેને પૂછ્યું.

તત્ત્વતઃ બધું એક. સંન્યાસનો શબ્દાર્થ છે સંસાર વ્યવહારનો ત્યાગ. પણ આ બહુરૂપી સંસાર કોઇને છોડે છે ખરો ? અને કોઇ દેહધારીથી આ સંસારના વ્યવહારમાંથી મુક્ત પણ થવાય ? નામ આશ્રમનુ, વ્યવહાર સંસારનો. ત્યાં પણ સુખ–સગવડની અપેક્ષા, નાના મોટાનો ભેદ

જીવનની યાંત્રિકતા આશા-અપેક્ષા બધું તપ ખરું, તિતિક્ષા નહિ. ત્યાગ ખરો, વૈરાગ નહિ, સંયમ સાચો. પણ ધર્મ– નિયતને આધારે, સ્વાભાવિક કશું નહિ. મુક્ત દશા તો માત્ર વાણીમાં...

'બસ બસ ભાઈ! તારી બેન સોની આમાં કંઇ સમજતી નથી.'

નિખિલ હસ્યો: 'મેં તને નહોતું કહ્યું કે મને વાત કરતાં નથી આવડતું, પ્રવચન જ થઇ જાય છે! વચન નહિ, પ્રવચન! વાતોની મીઠાશ પ્રવચનમાં ક્યાંથી આવે? ...તેથી જ તો કહું છું કે તું તારી વાત કર.'

'હજી કંઇ બાકી રહી છે મારી વાત! તું નથી સમજી ગયો બધું?' સોની બોલી.

'સમજી ગયો છું.' નિખિલ દુ:ખની લાગણી દબાવતાં બોલ્યો.

'તો હવે કંઇ પૂછીશ નહિ. કંઇ બાકી રહી ગયું હોય તે એમ ને એમ સમજી જજે.'

એમ ને એમ! નિખિલ એકલો જ હોય એમ ગણગણ્યો.

'હવે સૂઇ જા, પ્રવાસથી થાકી ગયો હશે...હું ઘરમાં બેસીનેય થાકી જાઉં છું ને!'

તારો પ્રવાસ કપરો છે ને હું થાકયો છું મારી જિંદગીના પ્રવાસથી. ભગવાં ઉતાર્યાં ત્યારે મનમાં એમ થયું હતું કે સોની સાથે બેસીને શાંતિની ખોજ કરીશ... સોની હું અહીં રહું તો તને ગમે?'

સોની નિખિલને નીરખી રહી. પલકવાર એની આંખ ચમકી, પછી ભીની થઇ, નાનકડો નિશ્વાસ નાખી સોની બોલી:

'મારી સાથે જે રહે તેનું જીવન સંકેલાઇ જાય– સુકાઇ જાય. તારે માટે અફાટ સંસાર બહાર હુઘવે છે!'

'એમાં હું એકલો લાગું છું.'

'ઉમા કહે છે, માનવી એકલું જ હોય છે એના મનમાં.' સોનીએ કહ્યું.

'ઉમા કોણ છે, બહેન?'

'કોઇને એ કહેતી નથી. આમ તો એક શિક્ષિકા છે, કમાય છે. મારા જેવાને કામને બહાને મદદ કરે છે. એક વાર બોલી ગઈ હતી: ગીધડાંઓની વચ્ચે જીવતી આવી છું! શરીરથી નાજુક, લાગણીથી ભરપુર મનથી કોમળ, પણ સંકલ્પની એવી કે આખી દુનિયા સામે એકલી ઊભી રહે.'

'તારું દુ:ખ જોઈ કાંઈ કહે?'

'એટલું જ કે સોની સતી સાવિત્રીથી વિશેષ છે, પણ પતિને પાછો નહિ લાવી શકે. સાચું કહું ભાઇ! મારે એવું સુખ હવે જોઇતું પણ નથી. ભોગવી લીધું ને જાણી પણ લીધું કે સુખની પાછળ દુ:ખના ડુંગર ધસી આવતા હોય છે!'

'ને દુ:ખની પાછળ?'

'ભાઇ આવે છે!' સોની મીઠું હસી.

'તું શું ઇચ્છે છે સોની?' લાગણીથી નિખિલ બોલ્યો.

'ઇચ્છા તો બિચારી ઝુરી ઝુરીને મરી ગઈ છે. હવે કંઈ જ ઇચ્છતી નથી, એવો વિચાર ય કદી આવતો નથી.'

નિખિલના હૈયામાં લાગણીનું પુર ઊમટયું. 'મને થાય છે કે અહીં રહી જાઉં, સંસારમાં ડૂબી જાઉં, ના; તરી જાઉં આ સંસાર મારી બહેન સાથે!' એ બોલ્યો.

'આ સાગર નથી, સરોવર નથી, સરિતા નથી, આ તો ખાબોચિયું છે સોનીના જીવનનું. આમાં તરવાનું નથી, ડૂબવાનું યે નથી.' સોની બોલી.

'શૂન્ય બની જવાનું તો છે ને સોની!...અમારા સંન્યાસમાં શૂન્યમય અવસ્થા વર્ણવી છે!'

'ના ભાઇ, આ તો શૂન્ય પણ નથી!' સોની જરા ઊંચે સાદે બોલી ગઈ. પછી ધીમેથી કહ્યું: 'તું હવે સૂઈ જા. હું મારી ફરજ બજાવું.'

સોની ઊભી થઈ બાજુના ખંડમાં જતી હતી, તેને રોકીને નિખિલ બોલ્યો: 'સોની અત્યારે ઊભરાઇ આવે છે બાળપણનાં આપણાં સ્મરણો, પણ આ વાત પછી કરીશું. અત્યારે તો મારા મનમાં એક નવા વિચારનો ઉદય થયો છે. તારે મારી એક વાત માનવી પડશે. બોલ માનીશ?'

'વાત શું છે?' મધુર જિજ્ઞાસાથી સોનીએ પુછ્યું.

'પહેલાં વચન આપ કે માનીશ.'

'માનીશ.'

'જો, આજે તું રસોડામાં નિરાંતે સુઇ જા. મારા બનેવીની સંભાળ હું રાખીશ.'

'એવું તે બને ?' સોની આશ્ચર્યથી બોલી ઊઠી, પછી સ્વસ્થ અવાજે ઉમેર્યું : 'કોઇથી એમની સંભાળ ન રખાય.'

'તેં વચન આપ્યું છે તે ભૂલી ગઇ ? અને હું તને સામે વચન આપું છું કે જો હું મુંઝાઇ જઇશ તો તને ઉઠાડીશ. બસ, આજની જ રાત મને અનુભવ લેવા દે. આ અનુભવ પછી સોનીની બધી જ સૂક્ષ્મ ને સ્થૂળ વાતો મને સમજાઈ જશે.'

સોની થંભી ગઇ, વિચારમાં પડી.

નિખિલ બોલ્યો : 'અંદર જઇને રજા લઈ આવ. ને કહેજે એમને કે હું સંભાળ રાખીશ.'

સોની ચૂપચાપ પતિના ઓરડામાં ગઇ, નિખિલ સહજભાવે પાછળ ગયો. પેલી આંખો એવી તગતગતી હતી કે જીવ ત્યાં જ કેન્દ્રિત થઈ ગયો હોય !...સોનીએ ચરણસ્પર્શ કર્યો, માથું નમાવ્યું, પછી કપાળે હાથ મુકયો, આંખોનાં પોપચાં પર કોમળ આંગળીઓ મૂકી ને તે બિડાયાં. સોની પાછી ફરવા જતી હતી ત્યાં જ નિખિલ નીકળી ગયો એ ખંડમાંથી.

ભાઇ–બહેન સામસામે ઊભાં રહ્યાં. સોની બોલી : 'ભાઇને પ્રણામ કરું છું.'

નિખિલે કહ્યું : 'સંન્યાસી સંસારીને પ્રણામ કરે છે.'

સોની વિચારમય મુદ્રા સાથે ચાલી ગઇ.

નિખિલ એકલો પડયો. સંન્યાસ લીધો હતો તે દિવસે ન સમજાય એવી લાગણીઓ અંતરમાં ઊભરાઇ આવી હતી. એ વખતે ચારે બાજુ અજવાળું પથરાવું જોઇતું હતું, પરંતુ અંધારું છવાયેલું હતું. અત્યારે પણ એમ જ થવા લાગ્યું–પણ વધુ તીવ્રતાથી અને અંધકાર વધુ ગાઢ ! બાળપણમાં જ્યારે નિખિલ કોઈ સંકટમાં આવી પડતો ત્યારે એનાથી ઇશ્વરનું સહજ-ભાવે સ્મરણ થઈ જતું–રટણ થઇ જતું. બાના સંસ્કારોનો પ્રભાવ હશે. અત્યારે પણ એવું થવા લાગ્યુ. છાતીનો ભાર થોડી વારે ઓછો થયો, લાગણીનાં મોજાં શાંત પડયાં. અંધકારને ભેદતાં પ્રકાશનાં કિરણો પણ પથરાવા લાગ્યાં. પહેલું કિરણ કહેવા લાગ્યું : 'શા માટે કંઇ વિચારવું ? ને આજ ને આજ શી ઉતાવળ છે ? નિરાંતે રહેવું, જોવું, ઝીલવું. ઓહ, તે દિવસે ગાયું હતું–સાધો સહજ સમાધિ ભિલી !' બીજા કિરણે પ્રશ્ન કર્યો : 'સોનીને આ સમાધિ લાધી ગઈ છે ?' બુદ્ધિ બોલી : 'હા–ના'. સોનીથી પ્રભાવિત અને દ્રવિત થયેલું હૈયું પણ બોલ્યું : 'હા–ના'. અચાનક યાદ આવ્યું : 'આકાશને આંબી શકાય ? ફરી બુદ્ધિ ને હૃદય બોલ્યાં : 'હા–ના.'

નિખિલ બેઠો હતો તે ઊભો થઇ ગયો, બાજુના બંને ઓરડામાં શાંતિ હતી. સોની રસોડામાં પથારી કરીને સુતી હતી. વચ્ચેના બારણાં ખુલ્લાં હતાં, નિખિલ મંદ પગલે ત્યાં ગયો. સોની ગાઢ નિદ્રામાં હતી. નિખિલે આંખ ખેંચીને જોયું તો એના મુખ પર પરમસંતોષની પ્રસન્નતા, પણ આંખમાંથી નીકળેલાં આંસુની નિશાની !... ...તરત એ પાછો વળ્યો ને બારણાં વાસી દીધાં. થોડીક પળો સ્તબ્ધ બની ઊભો રહ્યો, પછી બાજુના ખંડનાં અમસ્તાં વાસેલાં બારણા ઉઘાડયાં. બનેવી પણ ગાઢ નિદ્રામાં હતા. ધીમે પગલે એ પાસે ગયો. બધું જ શાંત હતું. છાતી પરની ચાદર ઊંચી નીચી થતી નહોતી. નિખિલે વધુ નજીક જઇ નાક નીચે આંગળી મુકી–શ્વાસ ચાલતો હતો ! એ નિરાંત અનુભવવા જાય ત્યાં ગળામાંથી પ્રથમ ધીમો અવાજ આવ્યો ને પછી પેલો ઘરઘરાટ ! નિખિલે બનેવીના કપાળે હાથ મુકયો. આંખના પોપચાં ઊઘડી ગયાં,–નિખિલ સામે મંડાઇ રહ્યાં. ઘરઘરરાટ ધીમો પડયો ને એ આંખ નિખિલને ઓળખવા મથી રહી. નિખિલને થયું કે સોનીને બોલાવું, પણ બીજી જ પળે એ બોલ્યો : 'સોનીનો હું ભાઇ છું.' બનેવીની આંખમાં એક ચમકારો આવ્યો. નિખિલ અનિમેષ નયને એ નીરખી રહ્યો. શૂન્યતાને સ્થાને ચમકારો ! પક્ષઘાતની અસરથી નિશ્ચેષ્ટ બનેલી મુખરેખાઓનો રંગ પણ જાણે બદલાતો દેખાયો–કદાચ નિખિલના મનમાં ને નજરમાં ફેર પડયો હશે ! નિખિલને થયું, સોની આને આધારે જ ઊભી રહી શકતી હશે ને ! એણે બનેવીના મસ્તક પર હાથ ફેરવ્યો. આંખો પ્રસન્નતાથી બિડાવા લાગી. સહેજ ભીનાશ આવી પોપચાંની બહાર !

નિખિલ પાછો ફર્યો.. અંતર જાણે બોલી ઊઠયું : 'સત્ય મને લાધી ગયું.'

એ પોતાની પથારીમા પડયો. મનોમન ગણગણ્યો :

# રાજસ્થાની ભિત્તિ-ચિત્રકલા

લેખક મુંબઇની ખ્યાતનામ
સર જે. જે. કળા મહાવિદ્યાલયના
કળા અને હસ્તકળા વિભાગના ભૂતપૂર્વ
નિયામક હતા. ગુજરાત રાજ્યના કળા અને
ક્રેફ્ટસ વિભાગના નિરીક્ષક પ્રોફેસર તરીકે સેવા
આપી, હાલ રાજસ્થાનની વનસ્થલિ વિદ્યાપીઠમાં
માનદ્ પ્રોફેસર તરીકે છે. ઉપરાંત રાજસ્થાની ભિત્તિ-
ચિત્રશૈલીની પરંપરાગત શૈલીઓ ઉપર સંશોધન કરી રહેલ છે.

યજ્ઞેશ્વર શુક્લ



**'ઉદ્યાનમાં'**

ભિત્તિ – ચિત્ર, ગલતા – જયપુર. ૧૮મી સદી

ભારતીય ભિત્તિ–ચિત્રકલાનો ઇતિહાસ ઘણો પુરાણો છે. પ્રાગૈતિહાસિક ભિત્તિ–ચિત્રકલામાં જોગીમારા વિ. સ્થાનોના ચિત્રોની ગણના કરવામાં આવે છે. આ ચિત્રો મુખ્યત્વે ઘણાં જ પ્રારંભિક અને મહત્ત્વના ગણાય છે; એટલા માટે કે તેમાં મુખ્યત્વે રેખા, ભૌમિતિક રૂપો અને સાદા રંગો જેવા કે કાળો તથા ગેરુઆ રંગોનો ઉપયોગ થયો છે. આ ચિત્રોની બીજી પણ મહત્તા એમાં જળવાઈ રહી છે કે તેમાં થયેલું ભાવ–નિરૂપણ પણ જંગલમાં રહેનારા માનવીનું (Primitive) જ છે. આ ચિત્રોમાં તેમનું જંગલનું જીવન, નિર્વાહ અંગે થતાં પ્રયત્નોનું આબેહૂબ ચિત્રણ જોવા મળે છે. આ માનવીઓનું જીવન બિલકુલ ભૌતિક હોવાને કારણે તેમણે માનવીઓના તથા પ્રાણીઓનાં દોરેલાં ચિત્રોમાં જે આકૃતિઓ બનાવી છે તેમાં બૌધિક વિકાસની પ્રતીતિ

થતી નથી. ભિત્તિ–ચિત્રોની આ પહેલી શરૂઆત જંગલમાંથી મળેલી પ્રાગૈતિહાસિક માનવીના ગુફા–રહેઠાણોમાંથી મળી રહે છે.

*　　*　　*　　*

આ પછી અને અત્યંત વિકસિત સ્વરૂપોમાં મળતી વિશ્વ–વિખ્યાત અજંતાના ગુફા–મંદિરોની વચ્ચેનો ભિત્તિ ચિત્ર કલાનો ઇતિહાસ મળવો દુર્લભ છે.

ભારતના સુવર્ણ–યુગ તરીકે ગણાતા ગુપ્ત સમયના સાહિત્યમા, ખાસ કરીને મહાકવિ કાલિદાસના કાવ્યો તથા નાટકોમાં, ભવભૂતિના ઉત્તર–રામ ચરિત્રમાં ભિત્તિ–ચિત્રોનો ઉલ્લેખ આવે છે. આ પહેલાં પણ મહાભારત રામાયણમાં આ ચિત્રશૈલિનો ઉલ્લેખ જોવા મળે છે. એટલે એ બાબત હવે સાબિત કરવાની રહેતી નથી કે ભારતમાં ભિત્તિ–ચિત્રની શૈલી ખૂબ જ વિકસિત હતી. એટલું જ નહીં પણ ચિત્ર–કલાના ક્ષેત્રે આ જ શૈલી મહત્ત્વની હતી. ગ્રંથ–ચિત્રોમાં તથા આલ્બમ–ચિત્રોનો અને નાના (Miniature) લઘુ–ચિત્રોનો વિકાસ તો દીવાલ પરથી ઊતરીને લઘુ–ચિત્રોમા પ્રણમેલો ઇતિહાસ છે. જેમ કે ગંગાએ સ્વર્ગમાંથી ઊતરી ધરતી પર વહેવા માંડ્યું.

*　　*　　*　　*

અજંતાની ભિત્તિ–ચિત્રશૈલીમાં પણ લગભગ આઠસોથી નવસો વર્ષનો વિકાસનો ઇતિહાસ છે. વિકાસ ઉપરાંત અન્ય પ્રાંતોના કલાકારોનો પણ તેમા ઇતિહાસ છે. પરદેશની કળા–સંસ્કૃતિની પણ છાયા જણાય છે. જેમ કે ઇરાની રંગો પણ બહારથી આવેલ જણાય છે. જેમ કે ઇરાનનો વાદળી રંગ (Lapis lazuli).

દુનિયાના બીજા દેશો કે જેની સંસ્કૃતિ પ્રાચીન ગણાય છે તેવા દેશોમાં પણ, જેમ કે ઇજીપ્ત, ઇટલી ચીન, જાપાન, ભિત્તિ–ચિત્ર શૈલીનો વિકાસ અને માધ્યમ ભારતીય શૈલી સરખો જ જોવામાં આવે છે. દાખલા તરીકે ઇટલીમા ભિત્તિ–ચિત્રશૈલીને બે પ્રકારમાં વહેંચી નાખી છે. એક તો ફ્રેસ્કો–બુઓનો (fresco–buono) અને ફ્રેસ્કો–સેક્કો (fresco–secco) એટલે કે જ્યારે દીવાલ ભીની હોય ત્યારે ચિત્ર દોરેલું અથવા જ્યારે દીવાલ સુકાઇ ગઈ હોય ત્યારે ચિત્ર દોરેલું હોય–આ પદ્ધતિ કંઇક અંશે અજંતામાં (ભારત), હોયુંજીના મંદીરોમાં (જાપાન), મધ્ય–એશિયાની સદઅ–બુદ્ધની ગુફાઓમાં તથા ઇજીપ્તના પિરામીડોમા દેખાય છે. આ શૈલિના ચિત્રોમાં રંગો પણ પ્રાથમિક અને ખનીજ તથા માટીના છે. આ ચિત્રો મુખ્યત્વે ધાર્મિક–સામાજિક (તે તે સમયના) જીવનના પ્રતિબિંબ છે.

ભારતમાં અજંતા પછી આ ચિત્ર–શૈલિનો અંકોડો પહેલાં તો બાઘ–ગુફાઓના ચિત્રોમાં મળે છે. ત્યાર પછી કંઇક અંશે ઇલોરાની ગુફા–મંદિરોમાં, કૈલાસ મંદિરની છતમાં તથા ઇદ્ર–ગુફાની છતમાં જોવાં મળે છે. શૈલીમાં પણ ઘણો જ ફરક થઈ ગયેલો દેખાય છે. અમુક અંશે ભિત્તિ–ચિત્ર શૈલિની પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી નિમ્ન ગતિએ જતો પ્રવાહ દેખાય છે આ સમય પછી એટલે લગભગ સાતમાં સૈકા પછી ભિત્તિ–ચિત્રની કડી લગભગ સાતસો આઠસો વર્ષ સુધી મળતી નથી. આ થઇ પૂર્વ ભૂમિકા–રાજસ્થાની ભિત્તિ–ચિત્ર શૈલિ માટે.

રાજસ્થાન, ચિત્રકલા માટે, તેની અલગ અલગ ચિત્ર–શૈલિઓ માટે જગવિખ્યાત છે. ભારતીય ચિત્રકલામા ખાસ કરીને લઘુ–ચિત્રોમાં રાજસ્થાનનો અમૂલ્ય ફાળો છે. અજંતાના ભિત્તિ–ચિત્રો પછી, તેની સળંગ કડીમાં નહિ. પણ શૈલિની પ્રચલિતતા રાજસ્થાનમાં ખૂબ જ પ્રમાણમાં જોવા મળે છે. અજંતાની મહાનતા તેમાં નથી પણ લોકાનુરૂપ કલાના ગુણો તેમાં જોવામાં આવે છે. કલાકારોને રાજ્યાશ્રય ખૂબ મળવાથી તેઓએ રાજાઓના પ્રાસાદો, મંદિરો, રાજ્ય–ગુરુઓના નિવાસો, શ્રેષ્ઠિઓના આવાસોમા કલાના અર્ઘ્ય આપ્યા. એના પરિણામે આજે રાજસ્થાનમા અસંખ્ય જૂના દુર્ગ–પ્રાસાદોમા, રાજ્ય–ગુરુઓના નિવાસોમાં, મંદિરોમાં તથા રાજાઓની છત્રીઓમાં ભિત્તિ–ચિત્રો જોવા મળે છે. આ ભિત્તિ–ચિત્રોમા પણ સાર્વયિક અને પ્રાદેશિક શૈલિનો આભાસ જણાય છે. આ શૈલિઓમાં મુખ્યત્વે, બુંદિ, કોટા, જયપુર, આમ્બેર, વૈરાટ, કિશનગઢ અને ગલતાની ગણાય છે.

ભિત્તિ–ચિત્રની પધ્ધતિ બે ભાગમાં વહેચાઇ જાય છે. એક તો જયપુર શૈલીથી જાણીતી થયેલી કે જેમાં ભીંની દીવાલ પર–જ્યારે કે પ્લાસ્ટર તાજું હોય ત્યારે–ચિત્રણ કરવાની પ્રથા હોય છે. અને ચિત્ર લગભગ ચોવીસ કલાકમા પુરું કરી લેવાનું હોય છે, ચિત્ર પુરું થયે ચિતરેલી દીવાલને અકીકના પથ્થરથી ઘસીને તેને ચમકાવવામાં આવે છે.



**'દાણ – લીલા'**

ભિત્તિ–ચિત્ર, ગલતા – જયપુર. ૧૮ મી સદી

બંને ફોટો શ્રી યજ્ઞેશ્વર શુક્લનાં સંગ્રહમાંથી

બીજી પધ્ધતિમાં દીવાલનું પ્લાસ્ટર સુકી ગયા પછી રંગોમાં ગૂંદ મેળવીને ચિતરવામાં આવે છે. આમાં સમયની બાધા હોતી નથી. અને કલાકારની અનુકૂળતાએ પૂર્ણ કરવામાં આવે છે, બન્ને પધ્ધતિમાં રંગો ખનિજ તથા માટીમાંથી બનાવેલા વાપરેલા હોય છે. ગેરુ, પીળી માટી, સફેદ ખડી, મટોળીયો લીલો (terraverte) મેશમાંથી બનાવેલ કાળો અને સિંદૂર રંગોનો ઉપયોગ કરવામાં આવે છે.

પહેલી પધ્ધતિમાં ચિત્રની આયુષ્ય ખૂબ દીર્ઘ હોય છે. કારણ કે ચિત્ર દીવાલના એક અંગ રૂપ બની ગયું હોય છે. એટલે જ્યારે દીવાલ તૂટે ત્યારે જ ચિત્ર જાય, પણ રંગો તો ન જ ભુંસાય. પટોળું ફાટે પણ રંગ ન જાય તેની જેમ.

બીજી પદ્ધતિમાં રંગોના પોપડા સમય જતાં નીકળી પડવાની દહેશત રહે છે.

ત્રીજી પધ્ધતિ પણ જોવામાં આવે છે કે જેમાં પહેલી અને બીજી પદ્ધતિનું મિશ્રણ જોવા મળે છે. ખાસ કરીને જયપુર (પૂરોશ્રીજીની હવેલીના ભિત્તિ–ચિત્રો)માં તથા કોટા શૈલિમાં (દેવતા શ્રીધરજીની હવેલી)

ચિત્રના વિષયોમાં ખાસ કરીને કૃષ્ણલીલા, રામાયણ, મહાભારતના પ્રસંગો, રાગમાલા તથા શ્રીનાથજીના ચિત્રો છે.

નાયક નાયિકા ભેદ દર્શાવતા પ્રસંગોના પણ ચિત્રો મળી આવે છે.

આ ટૂંકી નોંધ સાથે જયપુરની નજદીક આવેલા તીર્થસ્થાન ગલતાના રામમંદિર તથા ગોપાલજીના મંદિરોમાં આલેખિત થયેલા ભિત્તિચિત્રોના બે નમુનાઓ આપવામાં આવ્યા છે. જે પરથી ખ્યાલ આવે છે કે રાજસ્થાની ભિત્તિ–ચિત્રકલાના સ્વરૂપો કયા પ્રકારના છે. ●●●

# ગુજરાતી સુગમ સંગીત

ક્ષેમુ દિવેટિયા

સુગમ સંગીતની વ્યાખ્યા માટે પ્રયત્નો થયા છે. પણ શાસ્ત્રીય સંગીતની જેમ એને સમગ્ર દેશના ધોરણે વ્યાખ્યાથી બાંધવું મુશ્કેલ છે. એટલે દરેક પ્રદેશનું સુગમ સંગીત એ રીતે જો આપણે એની વ્યાખ્યા બાંધવાનો પ્રયત્ન, અત્યારના વાતાવરણને ધ્યાનમાં રાખીને કરીએ તો તે વ્યાજબી ગણાશે. દરેક પ્રદેશને પોતાનું આગવું લોકસંગીત હોય છે. શાસ્ત્રીય સંગીતમાં અત્યારના આપણા દેશમાં બે પ્રકાર છે: ઉત્તર ભારતીય અને દક્ષિણ ભારતીય. એટલે શાસ્ત્રીય સંગીત અને પ્રાદેશિક લોકસંગીતની ગૂંથણીમાં, પ્રાચીન કે અર્વાચીન કવિઓની ગીતકૃતિઓને સાંકળી લેવામાં આવે તો એક આદર્શ પ્રાદેશિક સુગમ સંગીતનું સર્જન થઈ શકે. એ રીતે આપણે ગુજરાતી સુગમ સંગીતનો વિચાર કરવો જોઈએ.

જે સ્વરકારોને શાસ્ત્રીય સંગીત અને લોકસંગીતનો સારો અભ્યાસ છે તથા જેમની સાહિત્ય અંગેની જેટલી ઊંડી સૂઝ, સમજ હશે તેઓ એક ઉચ્ચ કક્ષાના સુગમ સંગીતનું સર્જન કરી શકશે. આનો અર્થ એવો ઘટાવવો ન જોઈએ કે દરેક સ્વરરચનાઓમાં ઉપર જણાવેલાં બે તત્ત્વો હોવાં જ જોઈએ. પણ સુગમ સંગીતને પ્રાદેશિક ધોરણે બાંધવું હોય તો અવશ્ય આ બે તત્ત્વોની આવશ્યકતા ખરી.

'લોકસંગીતના ઢાળ—જ્યાંથી મળે ત્યાંથી ગામડે ગામડે ફરીને ટેઇપની પટ્ટીમાં મઢી લેવા જોઈએ. આ પ્રમાણે બધા ઢાળો એમના લાક્ષણિક ઢંગમાં આપણી પાસે આવી જાય પછી યોગ્ય, અધિકારી ને નિષ્ણાતો દ્વારા એનું સંશોધન કરી, સાચી મુડી કાયમને માટે જાળવી શકાય, તો આપણી સંગીતકલામાં વૈવિધ્યનો ગજબનો ઉમેરો થશે. એટલું જ નહીં, આપણા લોકઢાળોને ફેરવી ફેરવીને, એનું મિશ્ર રૂપાંતર કરીને, એમાંથી સુગમ સંગીતના અનેક ઢાળો, સ્વરરચના, બંદિશ આપણે ઊભાં કરી શકીશું.' ('ગુજરાતનું લોકસંગીત'–શ્રી. ચિતરંજન રાજા)

સંગીતના એક મહત્ત્વના વિધાનને ધ્યાનમાં લઈએ તો મુળમાં લોકસંગીત હતું ને પાછળથી એના આધારે અન્ય સંગીતપ્રકારોનું સર્જન થતું ગયું. જેવી રીતે શાસ્ત્રીય સંગીત બુદ્ધિ અને જ્ઞાનયુક્ત રસચાતુર્ય દ્વારા કલાકારે કે સ્વરકારે સભાનપણે—અભ્યાસ તથા અનુશીલનના મહાવરે સર્જેલું સંગીત છે, તેમ સુગમ સંગીત

પણ લોકસંગીત ને શાસ્ત્રીય સંગીતમાં રહેલા રસમાધુર્યને દષ્ટિમાં રાખીને જો ગીતોના ઢાળ, સ્વરરચના, બંદિશમાં આપણે પ્રયત્નશીલ રહીએ તો જરૂર વિશિષ્ઠ એવાં ગુજરાતી સુગમ સંગીતનું સર્જન થાય.

સુગમ સંગીતની પ્રવૃત્તિ સતત વિકસતી રહે એ ઇચ્છનીય છે. એમાં થતા નવીન અખતરાઓ પણ આવકારદાયક છે, પણ એની સામે કેટલાંક ભયસ્થાનો પણ ધ્યાનમાં રાખવા જેવાં છે. સુગમ સંગીતની સ્વરરચના અને ગીતની પસંદગી આ બે વસ્તુ ઉપર સુગમ સંગીતનું ધોરણ મુખ્યત્વે બંધાય છે. સરળ, સાદી પણ નવીનતા વાળી સ્વરરચના અને કાવ્યતત્ત્વની દષ્ટિએ સુંદર શબ્દલાલિત્ય ને અર્થપૂર્ણ ગીત–કવિતા સુગમ સંગીતની એક આદર્શ કૃતિ પ્રગટ કરી શકે. સ્વરરચનામાં વૈવિધ્ય લાવવા માટે ટેઢી સ્વરરચનાનો વારંવાર પ્રયોગ કરવો એ એક મોટું ભયસ્થાન છે. આવી સ્વરરચનાઓ બહુ લોકભોગ્ય નથી થતી તેમ જ કલાકારો એને સહજ ભાવે રજૂ કરી શકતા નથી.

સુગમ સંગીતમાં પણ શાસ્ત્રીય સંગીતની જેમ બે પ્રકાર પડી શકાય. ધીર–ગંભીર સ્વરરચનાઓ અને હળવા પ્રકારની સ્વરરચનાઓ પહેલા પ્રકારમાં, મારી દષ્ટિએ, ઘણી સારી સ્વરરચનાઓ સાંભળવા મળે છે. પણ આ પ્રકારના ગીતો થોડા જ રસિક શ્રોતાઓ માટેના છે. આવા ગીતો મોટા જાહેર કાર્યક્રમોમાં શ્રોતાઓની અભિરુચિનો અંદાજ કાઢ્યા પછી જ રજૂ કરવા જોઇએ. દાખલા તરીકે અને અનુભવ ઉપરથી એમ કહી શકાય કે મુંબઇ કે ભાવનગરના શ્રોતાઓ સમક્ષ આ પ્રકારના ગીતો વિનાસંકોચે રજૂ કરી શકાય. પણ અમદાવાદ કે નડીઆદના શ્રોતાઓ સમક્ષ રજૂ કરતાં પહેલાં વિચાર કરવો રહ્યો. મારે કહેવું જોઇએ કે અત્યારની પ્રજાની માનસિક હાલત જોતાં આ પ્રકારનાં ગીતો સ્થળમર્યાદા સમજીને રજૂ કરવાં જોઇએ, નહી તો સુગમસંગીતને ઉતારી પાડનારો એક વર્ગ ઊભો થશે અલબત્ત આ પગલું તેઓ જાણેઅજાણે, એમના સંગીત કે કાવ્યતત્ત્વ વિષેના અજ્ઞાનને કારણે જ ભરશે. એવા કેટલાંક કહેવાતા વિવેચકોના હાથમાં અખબારમાં–(છાપાઓમાં) આવી પ્રવૃત્તિ અંગેની કટાર આપણા દુર્ભાગ્યે હોવાથી, તેઓ જે કાંઈ વગરવિચાર્યે અથવા તો માત્ર ઉતારી પાડવાના આશયથી લખે છે તેને લઇને પ્રજામત ઊંધે રસ્તે દોરવાવા સંભવ છે.

હળવા પ્રકારની સ્વરરચનાઓ જાહેર કાર્યક્રમોમાં રજૂ કરવાની હોય તો એમાં ખાસ ધ્યાન એ રાખવું જોઇએ કે કોઇ પણ ફિલ્મી ગીતની અસરમાંથી અથવા તો એવા વાતાવરણમાંથી એ મુક્ત હોવું જોઇએ તેમ છતાં સામાન્ય શ્રોતાને તે રુચિકર થાય તેવી સ્વરરચના ને ગીતલાલિત્ય હોવાં જોઇએ. આ પ્રકારનાં ગીતો સામાન્ય શ્રોતાને સુગમસંગીત તરફ આકર્ષી શકે છે. આવા આકર્ષાએલા શ્રોતાઓને ચારપાંચ હળવી રચનાઓ વચ્ચે એકાદ ધીર–ગંભીર સ્વરરચના સંભળાવવાથી લોકરુચિ કેળવવાનો પ્રયોગ કરવા જેવો છે.

સુગમ સંગીતના કલાકારોને પોતાને કેટલાક મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જેવા છે. તાલીમ અને રિયાઝ વગર ઘણા કલાકારો થોડી કુદરતી બક્ષિસને લઈને સહેજ ગાતાં આવડે એટલે લતા મંગેશકર કે મન્ના ડે થવાના સ્વપ્ના સેવે છે પણ એ સ્વપ્નાં જ રહેશે. આવા કલાકારો સસ્તી લોકપ્રિયતા મેળવવા માટે જાહેરમાં ફિલ્મી ગીતોનું અનુકરણ કરે છે. અને પોતાની આગવી કળા ગુમાવી બેસે છે. અરે! હવે તો 'વિસરાતા સૂર' 'કલ આજ ઔર કલ' અને 'આપ ભી સુનીએ' એવા ટાઇટલ્સ સાથે માત્ર ફિલ્મી ગીતોનો કાર્યક્રમ યોજાય છે. અને જાહેરાતમાં ગાનાર કલાકારોની સામે જેનું અનુકરણ કરવાનું હોય તે પાર્શ્વગાયકોના નામ પણ છપાય છે! જેમ નાટકમાં પાત્રાલેખન થાય છે તેમ! અને પછી તો પોતાના વર્તુલમાં પોતાનું નામ ભુલાઈ જવાથી, લતા, મુકેશ કે મન્ના ડેના નામથી જ ઓળખાય છે! આવા કાર્યક્રમો નીચલી કક્ષાના શ્રોતાઓમાં ઘણા વખણાયાના દાખલા પણ છે. પેલા અખબારના કહેવાતા વિવેચકોએ તો આવા કાર્યક્રમોને આસમાનમાં ચગાવ્યા છે. સુગમ સંગીતના સાચા ને સંનિષ્ઠ કલાકારે કે સ્વરકારે આવા આંધળા અનુકરણમાં, પોતાની આગવી કલા સાચવી રાખી, કયારેય ફસાવું જોઇએ નહી. મૃગજળ તરફની દોટ વ્યર્થ જશે, હા, થોડા આવા કાર્યક્રમોમાં અવારનવાર ભાગ લેવાથી પૈસા જરૂર મળશે. ગુજરાતના સાચા ને સારા કલાકારોએ કે સ્વરકારોએ જો ગુજરાતી સુગમ સંગીતને ઉચ્ચ ધોરણ પર મુકવું હોય, સમજ શ્રોતાવર્ગ સમક્ષ પોતાનો વિકાસ સાધવો હોય તો પૈસાની

વધુ પડતી લેહલુપતાને તિલાંજલિ આપવી જોઇએ અને ફિલ્મી ગીતોના અનુકરણથી દૂર રહેવું જોઇએ,

આજે ગુજરાતી સુગમ સંગીતને પ્રચારની જરૂર છે. સુગમ સંગીત ઉપર અનેક બાજુએથી પ્રહારો થાય છે. ફિલ્મી સંગીતના સબળ માધ્યમ સામે તથા કહેવાતા વિવેચકો જે અખબારની કટાર ચલાવતા હોય છે તેમની સામે ટકી શકે એવું એકમાત્ર સાધન હોય તો તે 'આકાશવાણી.' આપણા દેશમાં ચાર મોટાં આકાશવાણી મથકો બાદ કરીએ તો બાકીના મથકો પ્રાદેશિક સાહિત્યકલા વગેરેને પ્રોત્સાહન આપીને પ્રચલિત તથા લોકપ્રિય બનાવવા માટે ઊભાં કરવામાં આવ્યાં છે. અમદાવાદનો દાખલો લઇએ તો એ મથકની શરૂઆતનાં દિવસોમાં કે વર્ષોમાં સુગમ સંગીતે જે સ્થાન મેળવ્યું હતું તે આપણા કમનસીબે અત્યારના રહ્યું નથી. શરૂઆતના દિવસોમાં મુક્ત વાતાવરણ હોઇ જુદાં જુદાં સ્વરકારોને આમંત્રણ આપી એમની સ્વરરચનાઓ, રૂપકો વગેરે અપનાવવામાં કે પ્રસારીત કરવામાં આકાશવાણીને નાનમ લાગતી ન હતી. ઉલટું આવકારદાયક હતાં. પછીના વર્ષોમાં કહે છે કે નીતિ–પોલીસી બદલાઇ. હવે એમ કહેવામાં આવે છે કે 'આકાશવાણી'એ નિયુક્ત કરેલા સ્વરનિયોજકના જ ગીતોનું ખાસ રેકોર્ડીંગ એમણે પસંદ કરેલ કલાકાર દ્વારા કરાવીને પ્રસારીત થઇ શકે. જો કે દરરોજના પ્રસારણમાં કલાકારો બીજા સ્વરનિયોજકોની રચનાઓ ગાઇ શકે છે પણ ગીતની સ્વરરચનાને ગૌણ માનીને, ગીતના કવિની જેમ એમના નામની જાહેરાત થતી નથી ! આમ મોટા ભાગે ખાસ રેકોર્ડિંગના પ્રસારણમાં 'આકાશવાણી' નિયુક્ત સ્વરનિયોજકની જ સ્વરરચનાઓ ને ગીતની પસંદગી સાંભળવાની શ્રોતાઓને ફરજ પડે છે. કેવું દુર્ભાગ્ય ? કેવું સંકુચિત માનસ ? પણ મુંબઇ આકાશવાણી મથકનો ગુજરાતી વિભાગ આવો સંકુચિત માનસવાળો નથી. એ તો આકાશવાણી નિયુક્ત સ્વરનિયોજક ઉપરાંત આ ક્ષેત્રના બીજા જાણીતા ને સ્થાપિત સ્વરનિયોજકોની સ્વરરચનાઓ અવારનવાર પ્રસારીત કરે છે અને એમના નામની જાહેરાત પણ કરે છે, તો સવાલ એ છે કે આ બંધન ફક્ત અમદાવાદ–વડોદરા કે રાજકોટ જેવા પ્રાદેશિક મથકોને માટે જ શા માટે ? સાચી હકીકત શી છે એ પ્રજાએ–શ્રાતાઓએ જાણવા પ્રયત્ન કરવો જોઈએ. આને કારણે ગુજરાતના સ્વરકારોને અન્યાય એ રીતે થાય છે કે 'આકાશવાણી' જેવા સબળ માધ્યમની, એમની સુગમ સંગીતની સ્વરરચનાઓને શ્રોતાઓ સમક્ષ, વિશાળ ધોરણે રજૂ કરવામાં મદદ મળતી નથી. જ્યારે 'આકાશવાણી'ના પ્રાદેશિક મથકોની તો એ પહેલી ફરજ છે કે પ્રાદેશિક કલાશક્તિનો વિકાસ બને તેટલો કરવો. આ પરિસ્થિતિ ગુજરાતી સુગમ સંગીતના વિકાસને રૂંધનારી છે. પ્રશ્ન એ છે કે આ આકાશવાણીના પ્રાદેશિક સંચાલકોની આંખ ઊઘાડનારું કોઇ નથી ? કુવામાંના દેડકા જેવું આકાશવાણીનું માનસ ક્યાં સુધી ગુજરાતના શ્રોતાઓ ચલાવી લેશે ?

આમ આપને ખ્યાલ આવશે કે ગુજરાતી સુગમ સંગીત માટે મોકળાશ કરતાં ભયસ્થાનો ને અવરોધો ઘણાં છે. નદીના વહેણની સામે તરવા જેવું છે. ગુજરાતના સ્વરકારો ને કલાકારોએ આ પરિસ્થિતિ સમજવી રહી. ગુજરાતી સુગમ સંગીતને આગળ ધપાવવાની પ્રક્રિયા તેઓ ધારે છે, માને છે, તેટલી સહેલી નથી. તેમ છતાં એ પ્રક્રિયા ચાલુ રહેવી જ જોઇએ. એને માટે શિસ્ત, સાચી ભાવના અને સસ્તી લોકપ્રિયતાથી વેગળા રહી, પ્રયત્નશીલ અભ્યાસ જોઇએ. એ થઇ શકશે ?

●●●

# ભીડનો શાપ

ભગવત્ રામચંદ્ર ભટ્ટ

શહેરમાં પહેલવહેલી નોકરી મેળવી એ આશ્રયદાતાનો આભાર. 'જંગ જીત્યો રે જંગલો' જેટલો મને આનંદ. પણ...પણ પાણી ફરી વળ્યું એ આનંદ પર. નોકરી બાદ સર્વ શોધમાં પ્રથમ શોધ ઘર. એમાં નાકે દમ આવી ગયો. સોનાના કોળિયામાં માખ પડી. જ્યાં જાવ ત્યાં પાઘડીની વાતનો વળ છેડે આવતો.

પહેલાં થોડા દહાડા સગાંને ત્યાં...મિત્રપરિવારને ત્યાં... રેશનિંગનો જમાનો...છેવટ હોટલમાં આશરો. નોકરીના કપરા કલાકો વિતાવી ઓળખિતાપારખિતા સાથે ઘરની શોધમાં નીકળતો.

'સજ્જનોની વસતિ, બહાર બજાર, પાડોશમાં દાક્તર, સડક પર સામે મ્યુનિસિપાલિટીનો નળ. ચાહે તો નાહો, ચાહે તો ધુઓ.'

બસ...બસ! ખોજતાં કોલંબસની ખોળ જેમ સદ્ભાગ્યે એક ખોલી મળી—અગાસી ઉપર, એક બાજુ ઈંટની પડદીવાળી દીવાલ, ત્રણ બાજુ પતરાં, માથે છાપરું; ખખડતી ને ભભડતી પણ હવા, ઉજાસ અને વીજળીના પ્રબંધવાળી.

'સૂર્યસ્નાનનો સારો લાભ છે, માત્ર. બપોરે સુવા-બેસવાનું શું?' સાથીદારે આજુબાજુ નજર ફેરવી કહ્યું.

'રાતના ખુલ્લી હવા અને ઠંડક રહેશે ને પણ; જેવું છે તેવું આપણું ઘર કહેવાશે.'

અમારા ધીરજ અને ખંત ખુટી ગયાં હતાં, એટલે પ્રસન્ન થઈ મેં અને મારા મિત્રે ભાગીદારીમાં બિસ્તર લગાવી દીધા. વાંઢાના ઘરની નોંધ કરી: બાલદી, માટલું, કપરકાબી, બોળવા અને પીવાના બંને કામમાં આવે એવો ગ્લાસ...

મિત્ર શિફ્ટ એંજિનિયર અને હું કારખાનાનો લેજર કારકૂન. મકાનમાં આંતરરાષ્ટ્રીયતાના સમર્થકો રહે. અલગઅલગ રીતભાત, પોશાક અને અલગ બોલી. કહેવાય ઘર અમારું પણ ઘણુંખરું અમે બહાર રહીએ.

આ શુકનવંતા ઘરમાં પગ મુક્યા પછી થોડા મહિનામાં કારખાનામાં બેમુદત હડતાલ પડી. મજૂરોએ લાલ વાવટો ખોડી દીધો. માલિકોએ તાળાબંધી જાહેર કરી. મારા નસીબનેય તાળું વાસી દીધું. આથી મારી સ્થિતિ વિશ્રાંતિનું જળ પીવા જેવી થઈ.

કવિએ 'કહ્યું' છે :''ઉઘાડી રાખજે બારી' ચોખુ-ચિયા ખોલીની પહોળી બારી ખાસ્સી ખુલ્લી છે. પડદો ખસેડી લીધેલો છે. ખોલીના મોભથી જમીનની ફરસ સુધી અડતી દીવાલ પર ભેરવેલા મોટા આયનામાં સામેના પડતા ઓળાઓ શકરાની નજરે નિહાળી રહું છું. એ મોટી ગૃહજ્યોતે હું ક્યાં ક્યાં વિહરી વળું છું. મારા પગે જે બેડી પડી છે તે તોડી ફેડી કેડી દોડું છું. સામેનાં, પડખેનાં અનેક દશ્યો પકડાયા રૂપે એમાં ટંગાયા જાય છે. અને એકાંતે ભરાઇ બેઠેલું હૈયું લોકસંગે ભળી જાય છે. અહીં હું જે ભાળું છું તે આયનાના આકારમાં. એમાં સ્વતંત્ર અસ્તિત્વ નથી. અસ્તિત્વના કેવળ પ્રતિબિંબો છે—પરાવર્તન પામેલાં રઝળતા કિરણ છે.

ઢળતા બપોરના સ્ફટિક્યા ઉજળા પ્રકાશમાં ચમકતા બંગલા ને ઝરૂખાની કતાર દેખાય છે. વચ્ચે રસ્તા પર આવારાઓ પોતપોતાના ઢંગમાં દેખાય છે. એમાં મધુર-વાણી, દગલબાજની નિશાનીવાળા છે. ચૂસ્ત પાટલૂન અને ઊંચા ખમીસમા નવયુવકો છે, પાતળી કમરવાળી કનકછરી જેવી કામિનીઓ છે—નાયલોન સાડી. કટપીસના અડધા બ્લાઉઝ કે સ્કર્ટ-ફ્રોક પહેરેલી. ચહેરા...ચહેરા ! આશંકા, ભય, જિજ્ઞાસા અને ખોજનાં ચિહ્નવાળાં મહોરા ! તેમાં મને એક દુઃખી માણસનો ભેટો થઇ જાય છે. તે હું જ પડું. તેણે મને કહ્યું :

'પળ પળ સમયનું અવસાન થાય છે ને આશા-દીપમા જીવો પતંગિયાં બની ઝંપલાવે છે.'

ચલચિત્રનો હૂબહૂ આભાસ ઊભો કરતાં તાલમેલ વિનાનાં દશ્યો બદલાયાં જાય છે.

સામે બે ભવન દેખાય છે. એક પૂરેપૂરું, બીજું અડધુંપડધું. વચ્ચે ત્રિકોણિયું મેદાન છે. તેમાં બાળકો ખદબદી રહ્યાં છે. રસ્તાની સામસામી બાજુથી મોટર, રિક્ષા, સાઇકલ—ચક્રી વાહનો દોડી રહ્યાં છે.

'ઓ . ઓ...બાપ'રે !' મોઇ રિક્ષા રાક્ષણીએ હડ-ફેટમાં એક ગલુડિયું કચરી નાખ્યું. એને સમાલવાની ગરબડમાં સાઇકલવાળો ગબડી પડયો. એણે એ ત્રણને ગબડાવી દીધા. લોકો હસ્યા. બાળકોને ગમ્મત પડી. છુંદાયેલા દેહ ઉપર માખોનું ઝુંડ બણબણવા લાગ્યું. એવું જ લોકોનુ ટોળું. ભીડ વધતી ગઇ. પોલીસે આવી હવામાં દંડો વીંઝયો, સવારસાંજની રોજ આવી ગરમાગરમી.

બારીથી સડક નજીક હોવાથી ખોલીની પ્રત્યેક ઇંટ અને પતરાંની દીવાલ ધ્વનિવર્ધક યંત્ર બની સઘળો શોરબકોર ખેંચી લાવે છે. ખુમચાવાળા ફેરિયા નવી કવિતા જેવા ગૂઢ આલાપ કાઢે છે. ઘરાકો ઘેરા ઘાલી ઊભાં છે, છતાં માલનો ઉપાડ નથી, માત્ર પાનબીડીની નાની હાટડીઓ અને ગંગાજળના પાવન ઘાટ જેવાં ચાનાં રેસ્ટોરાં ધમધોકાર ચાલે છે. ફૂટપાથના ફેરિયાઓનો અસબાબ જોઇ લોક ક્ષુદ્ર કિસ્મતને દોષ દે છે. ભાવતાલની રકઝકમાંથી ગાળાગાળી, મારામારી પર આવતાં વાર નથી લાગતી. ગીરદીમાથી ગદ્દા જામી પડે છે. પરસ્પર નિકટ થઇ જતાં શારીરિક પ્રતિક્રિયા ઉત્પન્ન થઇ જાય છે. સામુહિક આચારવિચાર તૂટી જાય છે.

ત્યા કેરિયર પરથી એક દુબળીપાતળી પીનપયોધરા સ્ત્રી ઊતરે છે. ભારે દેહવાળો એની સાથેનો પુરુષ નજીકમા કંઇ લેવા જાય છે. લોકો રસ્તા પર નવો ચાંદ ઊગ્યો હોય એમ સ્વયંભોગ નજરે ટગર ટગર જોઇ રહે છે. માથાથી પગ સુધી ગોરો વાન મોટી આંખો, ગુલાબી ગાલ, ખેંચાયેલી ભમ્મર કપાળમાં સૌભાગ્યની બિંદી નહિ, હાથે બંગડી નહિ, કાંડે ઘડિયાળ ખરું. લોકો જાતજાતની બોલી બોલે છે. ચાળા કરે છે.

હું આયનામાં બધો તમાશો જોઇ રહું છું. બીજી એક નાજુક ફલાઈવાળી યુવતી કાર ચલાવી રહી છે. બગલમાં એનો પ્રિયતમ બેઠો છે—રસલીન છે.

'એ ..એ...હાં !' સામટા અવાજો ભીડમાંથી ઊઠે છે. રસ્તા પરના ચાંદને જોવા ટોળે વળેલો એક રાહદારી સહેજમાં જ બચી જાય છે. ઊઝરડા ખમનારની હાંકનારને તમા નથી. ખરાબી થતાં કાર અટકે છે. લોકોનું ટોળું જમા થઈ જાય છે.

'ગરીબોને મરવા માટે કોઈ ચોક્કસ સમય નથી, યાર !'

પૈસાદારો માટે આ દુનિયા છે. તેમણે હવે ચંદ્ર ઉપર જઈ વસવું જોઇએ.'

મહેણાંટોણાંથી ગરમ થયેલી હવા જેવી પેટ્રોલની ટાંકીમાં પાણી ભરાતાં અચાનક એંજિન શરૂ થાય છે. તમાશગીરોની સરિયામ ઠેકડી ઉડાવતી મોટર પાછળ ધુમાડો વેરતી ખખડભખડ ઊપડી જાય છે. હું આ એક

નીહ અનેક વાહનો આયનામાં દેખી મુંઝાઉ છું. લોકો કેવી ફના થવાની તૈયારી અને હલ કરવાની જિંદગી છીવ્યે જાય છે!

દૂર ઝુંપડપટ્ટીની બહાર થર થર નાચતા કૂકડા, કોક...કો.. ક કરતી મરઘીઓની લીલા જોઇ વિચારું છું, અરે, આ પંખીઓ પોતાનાં ઇંડા અને માંસ ધરી દે છે એમ જ આ શહેરમાં મજૂરિયાત–નોકર વર્ગ. મને તૂટીફૂટી ઝુલતી ચારપાઈ જેમ માળામાં બેઠેલાં કબૂતરોની જેમ માળાના લોકોની કારમી યાદ સતાવી જાય છે.

આ વેળા મારો સાથીદાર ક્યાંકથી ટપકી પડે છે. ખાંધ પર હાથ પછાડી પૂછે છે:

'હિપ્નોટિઝમ થયું છે? મૂઢની માફક ક્યારનો આયનામાં શું ટગર ટગર જોઈ રહ્યો છે?'

એકાએક તેની નજર સામેની ગેલેરીમાં ઊભેલી યુવતી પર પડે છે એટલે મારો હાથ પકડી લેતાં કહે છેઃ

'દોસ્ત! નસીબ યારી આપે તો આ વેળા પ્રેમમાં પડવાની આ ઉમદા સગવડ છે. જો તો ખરો, કેવી આપણી સામે તાકી રહી છે?'

'સગવડ અગવડ પણ કેમ સાબિત ન થાય?'

'આવું અપશુકનિયાળ કેમ બોલે છે?'

'એ લાગે છે તો કોઇ આયા જેવી.' પછી હાથ છોડાવતાં કહ્યું: 'પ્રેમનું સ્થાન મારો હાથ નથી, તારું હૈયું છે, છોડ. આમ વૃત્તિ બગાડવામાં તને શું હાથમાં આવે છે? દેશમાં બેઠેલી આપણી માબહેનનો ખ્યાલ કર.'

'ગામડું છોડી શહેરમાં તાજો આવ્યો છે ને તેથી આ બીભત્સ વસતિની સુગ આવે છે, ખરું?'

'ખબરદાર! તાજો આવ્યો છે...તાજો આવ્યો છેની મને કેટલી વાર યાદ આપી? શહેરી જીવનનો તને શો મદ ચડ્યો છે?' ઘુરકતા અવાજે મે કહ્યું.

'જી હાં! કોઇ ભાડમાંય ખાલી જગ્યા જોવાની મળતી નથી તને ખરું ને? તેથી આ ઊભરાતી મેદની-ભીડ જોઇ રહ્યો છે?–કોઇ નોકરી વિના રઝળતા, કોઇ નીતિભ્રષ્ટ, કોઇ રોગના ભોગ, કુટેવોના ગુલામ...ધત્ત તારીની!'

'સાચી વાત છે. આ વિશાળ નગરીમાં દરેક જણ ખોવાઈ ગયેલો જ લાગે છે. લોકોનું ધ્યાન બસ મિથ્યા રૂઆબ, મિજાજ અને ખિસ્સા પર હાથ. પોતાના નહિ પારકાના.'

'પાકીટમાર...પકડો, પકડો...પોલીસ!'

—રસ્તા પર ધૂમરાણ થતાં ભીડમાં ભીડ વધી પડી. મારો હાથ ખિસ્સા પર ગયો–ખાલીખમ! શહેર મારી માવડી, કમાવ રૂપિયો, ન બચે પાવલી. અહીં અપુર્ણ આકાંક્ષાની જિંદગી. કોઇ ન સાથે, વાટ માત્ર સાથે. રામ રામ કરો. ન ફાલતુ સલામ. એકમાત્ર તટસ્થતા. ટપક...ટપક...ટપક સામેના નળમાંથી પાણી ટપકે છે. માનવપ્રવાહને થોભો કહેતી બસના થાંભલાંની તકતી છે. શું થયું જોઇએ એ નહિ, કેવા થઇ રહ્યા છીએ એ જોવા સિનેમાની ટિકિટબારી આગળ ધક્કામુક્કી થઇ રહી છે,

'હટો, હું રાજા છું...હીક, હીક!' લથડિયું ખાતો નશાબાજ ક્યાંકથી આવી ચઢે છે. એના પગ જમીન પર ટેકાતા નથી. હીક...હીક ગુંગળાતો અવાજ હોઠ પર રમી રહે છે. કુંડાળા કાપી લોકો ગાંડા માફક ગાંડા બની પાછળ પડે છે. સાથે બસ, રિક્ષા, જીપ..પણ-ટન...ટન...ટન ફાયરબ્રિગેડની ગાડી ને ટોપાવાળા કોઈ આક્રમણ કરવા હલ્લો લઇ જતા હોય એની યાદ દેવડાવતા ત્યાંથી વટાવી જાય છે. કંઇ જ આગ અકસ્માતનો બનાવ બન્યો નથી એમ રફતાર આગળ વધે છે. પાછળ રેડક્રોસની ગાડી છે. કોઇ ખૂની, કોઈ આપઘાતી, અકસ્માતનો ભોગ બનેલા કોને લઈ વહી જતી હશે? શહેરી જીવનની અસારતા દર્શાવતી એ બંધ છે. નિવૃત્તિ તરફ પ્રયાણ કરનારને પ્રવૃત્તિ વચ્ચેથી પસાર કરી દે છે. કેવી માનવલીલા! શહેરની ગીચ વસતિમાં અનૈતિક સુવાવડ, અપરિપક્વ ગર્ભના માંસપીંડ, ઉપદંશના ધાવની ટમકવાળા, અકાળે ટી. બી.થી ગળાઈ ગયેલાં ગાત્રોવાળાંથી ઊભરાતી ધરિપતાલનું દૃશ્ય આંખ આગળ ખડું થઈ જાય છે.

...એની લગોલગ પથ્થરથી બાંધેલા કોઠારમાં ભીડ કરતા ઊંદરોની જમાત ચારે બાજુ દેખાય છે. શાંત બેસી રહેવાનું માણસ જેમ ઊંદરના સ્વભાવમાં પણ નથી. તેમની વસતિવધારાની ભીડને લીધે તેમનામાં આચારહીનતા જન્મી છે. બળિયા ઉંદરો હિંસક અને ઉગ્ર બની રહ્યા છે. તે ઉન્માદી અને બેકાબુ માદાઓ ઉપર આક્રમણ કરી રહ્યા છે, એકબીજાની પૂંછડી કાપી ખાતાં ફરસ લાલ રંગે રંગાઇ ગઇ છે. અનિચ્છુક

માદા ભીંદરોને સમાગમ માટે સતાવે છે. પોતાને અનુરૂપ સંગિની શોધવાની શક્તિ ખોઈ બેઠા છે. માદાઓના માતૃત્વના ગુણનો હ્રાસ થવા લાગ્યો. તે ફુવડ બની ગઇ છે બચ્ચામા ગોટાળો થતો. કોણ કોનું બચ્ચું એની ખબર પડતી ન હતી. માદાઓના ગર્ભાશય, અંડાશય, ફેલોપીન નળી અને દુધગ્રંથિઓમાં ઘાવ પડી ગયા હતા. વસતિ વધારાની ભીડની આ આચારહીનતા રોકી રોકાવાની નથી એ માણસો માટે પણ કેટલું સાચું છે !

હું બારી આગળ એવા અંદાજથી બેઠો છું કે આયનાની ફ્રેમમાં છબિ. ત્યાં સાથીદાર સામે આવી પૂછે છે :

'કોઈ કરતાં કોઈ મળવા કરવા...!'

'નહિ તો.'

મને સહસા યાદ આવી ગયુ. 'કોઇમાં કોઈ એક જણ આવ્યું હતુ ખરું.'

આતુરતાથી એણે પૂછ્યું : 'કોણ હતું એ ?'

'ઊભો રહે, યાદ કરી કહું...હં...હં...અરે હા ! પણ તારી તપાસમા નહિ.'

'તો પછી ?'

'કોઇ મહેન્દ્ર કે એવા કશાક નામની પૂછપરછ કરતો હતો'

'તે શું કહ્યું ?'

'એનો પૂરો ઇન્ટરવ્યુ ઓછો લીધો છે !' મે તો કહ્યું : 'અહીં એ નામનો શખસ રહેતો નથી.'

'અને મેં ડહાપણ ડહોળતા ઉમેર્યું' : 'ખરે જ અહીં શહેરની ગીચ વસતિમાં કોઇ કોઇનુ નથી'

સાથીદાર હવામા હાથનો ઝાટકો મારી બોલ્યો :

'હો...હો હો યાર ! કમાલ કરી.'

'કમાલ શી વાતે ?'

'દોસ્ત ! હવે પછી યાદ રહે કે આ બંદાનુ નામ જ મહેન્દ્ર છે અને આપ મહાશયનું શુભ નામ ?'

ખોલીના ભાગીદાર છતા કંઇ નામ સાથે લેવા કે દેવા ! અમે એકબીજાને બોલાવીએ, ઇનિશિયલ વાપરીએ આડનામથી પોકારીએ, ઊછળતા માનવમોજા વચ્ચે રહીએ પણ હિજરાતા, અટૂલા, અસખ્ય શાખાચુરકૃવાળા ડોલતા વડની વડવાઇઓ જેવા અમે. તેથી ઝંખવાણો પડી માફી માગવા લાગ્યો.''

'I am really very very sorry' આધુનિક સભ્યતાની સ્પર્શહીન, ઓલવાયેલા હૈયાની વાસ જેવી વાણી મેં ઉચ્ચારી

આયનામાં લંબચોરસ આકારમાં મારી દૃષ્ટિ ખીચોખીચ ભીડતી દૃષ્ટિ થઇ ગઈ ન હોય ! ભલા ભગવાન ! પ્રત્યેકને ઓળખવા હવે ભીડને ઓળખવી પડશે. પણ ..પણ એ કામ ચાલુ જમાનાની તાસીરમાં સંભવિત છે ? એટલી આત્મીયતા કયાથી લાવવી ?

સૂરજનો ગોળો સાગરમાં ગબડયો. દિવસ નિસ્તેજ બનતો ચાલ્યો. આછું અંધારું છવાયું. ધૂળ, ધુમ્મસ અને કારખાનાના ધુમાડાથી એક ઝાંખા સેળભેળ પાછળ સંધ્યાની સ્વચ્છ અંધકારની સમૃદ્ધિ ઢંકાઈ ગઇ. આકાશ એક વિસ્તૃત મનીનનાનો ભાર ઉપાડી ધરણી પર ઝુકી પડયું.

આયનાની દૃષ્ટિ અંધ બની. સંધ્યા ઊતરી તેવી જ કરોળિયાના જાળા માફક ગૂંથાયેલી આખી નગરી વીજળીના તારના પ્રવાહ વડે ઝગમગી રહી—ભૌતિક સંપત્તિ અને કાચનની અંધલીલા માફક. આ ઝગમગાટ રોશની, આ નરવી ઠગારી સંસ્કૃતિની થાપણ સાથે અહી આત્મહત્યાના ઇરાદાથી સાગરમા કૂદી પડી છે. જીવનની જટિલતા અને સંકુલતાથી ખિન્ન સમુદ્રની ઉપરાછાપરી છાલકો એને અચેતન બનાવી, ફોદાયેલી લાશ માફક છિન્નભિન્ન કરી, પાછી ફંગોળી દે છે. ●●●

## સુરાલયના શાયરો

- ફિરમત કુરેશી
- બ્રિજેન મહેતા ' શબનમ '
- મહેશ ધ. વૈદ્ય
- અમૃત ઘાયલ
- નાદાન
- ગાફિલ
- બરકત વીરાણી ' બેફામ '
- ગની દહીંવાલા
- જટિલ
- સાકિન કેશવાણી
- ઉશનસ્
- ' નાઝિર ' દેખૈયા
- મુકબિલ કુરૈશી
- પ્રવિણચંદ્ર પંડયા ' યાન્ત્રિક '
- આહિદ શિનોરવાલા
- મધુકર રાંદેરિયા

વને ફાટી પડેલા કેસૂડાને ધન્યવાદ આપો,
ઉના શ્વાસો ઉપર રંગીન જવાની જીરવી લીધી.
—ગની દહીંવાલા

ઓ દુશ્મની ! હમેશાં ફાવી નહીં શકે તું,
માનવને, પગલે પગલે માનવનો ખપ પડે છે.
—સાકિન કેશવાણી



## ઉત્તરાનો ગઝલ-વિભાગ

## પ્યારની નિંદા

ગુલોના ચાહકો કરતા ભલે ગુલઝારની નિંદા,
પ્રશંસક આગિયાના કાં કરે અંગારની નિંદા?
નહીંતર રાગ છેડાતાં જ એ આ રીતે ના તૂટે,
નક્કી થઈ ગઈ હશે એકાદ સ્વરથી તારની નિંદા
નહીં જીરવાય ઓ જાલિમ જમાના, એનો પસ્તાવો,
નથી સારી વિયોગી કેરી અશ્રુધારની નિંદા.
લડી ઝઘડી જુદા પડનારને પૂછ્યું ઉતારાએ—
લઈ જાશે તને શું મંઝિલે વણઝારની નિંદા?
કરી જોયાં ઘણુંયે પારખાં ઈર્ષાળુ દુનિયાએ,
ન આવી પ્યાર કરનારાની જીભે પ્યારની નિંદા.
પ્રશંસક સ્વર્ગના ઝાઝું નહીં, તો આટલું સમજે—
નથી લઈ જાતી સ્વર્ગે કોઈને સંસારની નિંદા.
જીવનભરની વફાદારી ઉપર ના ફેરવે પાણી,
કરી બેસે રખે લાચાર દિલ દિલદારની નિંદા.
કહે છે—જેની નિંદા થાય એનાં પાપ પરવારે,
પછી શાને ગમે ના મુજને મુજ અવતારની નિંદા?
કહી દેજો એ નિંદાખોર ને નાદાનને કિસ્મત,
કે મુજ ફરિયાદને માને નહીં કિરતારની નિંદા

—કિસ્મત કુરેશી



## ..........શમા આવતી હશે...

અમને સતાવવાની મજા આવતી હશે,
જો કે કદાચ મનમાં દયા આવતી હશે.
હાથે કરી શું કામ બળે છે પતંગા તું,
સૌના હૃદયને બાળી શમા આવતી હશે.
લઈ નાડ હાથમાં ને તબીબે કહી દીધું,
યૌવનના દર્દની તે દવા આવતી હશે?
ખણ્યાં બે ચાર વાર અને મિત્ર થઈ ગયા
જો જો સખી બહાર જવા આવતી હશે.
ફર ફર ઊડે છે પાલવ મારગમાં ચાલતાં,
લોકોને કેવી મસ્ત હવા આવતી હશે.
'શબનમ'ને ઘેર આવો ગવાતી હશે ગઝલ,
પ્યાલી ભરી ભરીને સુરા આવતી હશે.
તો પણ જીવનનો કૈં જ ભરોસો રખાય નહિ,
પડશે નહિ-ખબર ને કજા આવતી હશે.

—બ્રિજેન મહેતા 'શબનમ'



## ઉતારો આવશે

દુઃખભર્યાં દિવસોનો આરો આવશે,
પાનખરમાં પણ બહારો આવશે.
આજ છો ઉજડી જતું લાગે ચમન,
ખીલવા કળીઓનો વારો આવશે.
દિલ નહીં લાગે અમારું ક્યાંય પણ,
ખ્યાલ જો અમને તમારો આવશે.
હામ હું હાર્યો નથી મઝધારમાં,
ક્યાંક પણ સામે કિનારો આવશે.
ભગ્ન દિલ! તું રાખ શ્રધ્ધા ઇશમાં,
કંઈ જુદા રૂપે સહારો આવશે,
છે મને શ્રધ્ધા કે મંઝિલ પંથ પર,
આશ-દીપક લઈ મીનારો આવશે.
તો સફળ માનીશ મારી જિંદગી,
આપ મેળે જો ઉતારો આવશે.

—મહેશ ધ. વૈદ્ય



## ગઝલ

અંતરમાં સળવળે છે ઇશારાની લાગણી;
કે થાય છે મનેય સિતારાની લાગણી.
આ કેવી લાગણી છે સહારાની લાગણી!
છે સૌની ઓશિયાળી બિચારાની લાગણી.
કરતો ફરું છું એમ લહાણી અહીં તહીં,
મુજ લાગણી છે જાણે વધારાની લાગણી.
જ્વાળામુખી સ્વયં હું હતો કિન્તુ આજકાલ,
થઇને રહી ગયો છું નિખારાની લાગણી.
મેંમાન થઇને ભલભલા આવ્યા અને ગયા,
સમજી શક્યું ન કોઇ ઉતારાની લાગણી.
આ માલિકાની વાત બહુ સારી વાત છે,
એમાં ભળે નહીં જો ઇજારાની લાગણી.
એની શી ખાતરી કે નથી દિલના એ ખરાબ,
ક્યારેક જોવી જોઇએ સારાની લાગણી.
આ કોની નાવ આવી ચડી છે કે દોસ્તો,
થઇ ગઇ છે પાણી પાણી કિનારાની લાગણી.
ઘાયલને રણ સિવાય બીજે ફાવશે નહીં,
લઇ ચાલ, પાછો ત્યાં જ ગુજારાની લાગણી!

—અમૃત ઘાયલ



## અમે કઇ રીતે—

એક મુદ્દત પછી એ આજ મહેર્બાન થયા:
ઘર હતું એનું અને એ જ. મહેમાન થયા.

એ પુરાતત્ત્વના શોખીનને ખુશ કરવાને
દિલને ખંડેર બનાવ્યું તો કદરદાન થયા.

રામ જાણે હું તને કઈ રીતે ભૂલી શકતે,
આ સતત તારી જુદાઇના અહેસાન થયા.

પ્રેમ ઉપરાંત નયન કૈંક કરી જાણે છે:
કે અબોલાને અબોલામાં સમાધાન થયા.

આ મજા ઔર કે છેડો તો નથી વર્તુળને
પ્રેમના ચક્ર, ચલો, પાછા ગતિમાન થયા.

આ ગઝલ કોણે લખાવી ને મળી કોને દાદ!
કામ કોઈનું અને કોઇના સન્માન થયા.

સર્વ સંજોગને સમજીને નમ્યા, ખૂબ નમ્યા;
લોક શું જાણે અમે કઇ રીતે 'નાદાન' થયા.

—નાદાન



## નામ

દિલ છે પયમાનાનું નામ;
દર્દ મયખાનાનું નામ.

કોઇ મર ઇશ્વર કહે,
એ ય છે જાનાનું નામ.

છે શમાનું નામ જીવન;
મોત પરવાનાનું નામ.

નામ જેનું કંઇ નહીં,
એ છે મસ્તાનાનું નામ.

કોણ જગમાં લઇ શકે
એના દીવાનાનું નામ?

જતમહીં બનશે છતું
છપતું એ છાનાનું નામ.

નામ ગાફિલનું પૂછો?
હોય બેગાનાનું નામ!

—ગાફિલ



## ગઝલ

પ્રેમનો અગ્નિ બધે છે, જલ હશે કે સ્થલ હશે,
ક્યાંક વડવાનલ હશે, તો ક્યાંક દાવાનલ હશે.
શ્વાસ જે કહેવાય છે એ આપની હલચલ હશે,
ધડકનો કહેવાય છે એ આપની પાયલ હશે.
એ સરિતા થઈને આવ્યાં ને સુકાઈ પણ ગયાં,
હું હવે એને નિરખવા જઈશ તો મૃગજલ હશે.
જેમનો ચહેરો નજર સામે સદા હું જોઉં છું,
એ બિચારા ક્યાંક પરદામાં હશે, ઓઝલ હશે.
એમના ચહેરાને કોઈ ચાંદની ઉપમા ન દો,
ચાંદ બહુ બહુ તો બિચારો ગાલ પરનો તલ હશે.
લોકને દેખાય છે જે મારા જીવનમા કલંક,
શક્ય છે કે એ કોઈની આંખનું કાજલ હશે.
કોઈ આ રીતે નહીં તો ના હસે મારા ઉપર,
એમ લાગે છે મને કે એ બધા પાગલ હશે.
કોણ લે સંભાળ એની, કોણ એને સાથ દે ?
કાફલામાં પણ ઘણા મારા સમા એકલ હશે.
દુઃખ જગતનાં માત્ર મોટાને જ મળતાં હોય છે,
દેવને ભાગે સુધા, મહાદેવને સોમલ હશે.
ગીત પણ બેફામ મારું કોઈએ ના સાંભળ્યું,
જાણું- નહોતી આટલો દુનિયામાં કોલાહલ હશે.

—બરકત વીરાણી 'બેફામ'



## ભરાપાઠે

ભરાપાઠે પરિસ્થિતિ બગડતી સાચવી લીધી
અમે ઘરને ખૂણે બેસીને આંખો મીંજવી લીધી
પ્રથમ દીવાનગીના હાથ મેં મજબૂત કીધા'તા
પછીથી એ જ હાથે દિલની રાહત ઝુંટવી લીધી.
સૂકાં પર્ણો સમી પાંપણ થકી બે બુંદ ટપકાવી
કુશળતાથી સુકીભટ પાનખરને નીચવી લીધી.
શરાબીનો સહારો થઈ પડયું સૌંદર્ય ઉદ્યાને
લથડતી આંખ ફૂલો પર ઘડીભર ઠેરવી લીધી.
વને ફાટી પડેલા કેસુડાને ધન્યવાદ આપો
ઊના શ્વાસો ઉપર રંગીન જવાની જીરવી લીધી
ગયા ખોવાઈ, પણ ઉપરત રહ્યા નવલા જ આકારે
પરાધીન પણ રહ્યા, ને જિન્દગી પણ ભોગવી લીધી.
'ગની', ખીલેલ તારાઓ સહજ ઝંખવાયેલા લાગ્યા
મને છોડીને—કમ્બખ્તોએ મહેફિલ ગોઠવી લીધી.

—ગની દહીંવાલા



## લીલો વિચાર આવ્યો.

નાદાન જિંદગીને તારો વિચાર આવ્યો,
આજે વિચાર કરવા જેવો વિચાર આવ્યો.
ઊડીઊડીને આખર ગુલઝાર મારું ઘર છે
પંખીને આભમાં પણ લીલો વિચાર આવ્યો.
હરણાની પ્યાસ જોઈ, રણના હવસને સમજ્યા,
ઈશ્વરનાં રાજ માટે બૂરો વિચાર આવ્યો.
કાગળની નાવ માટે દરિયો અદબ કરે છે
બદનામને ય કેવો સારો વિચાર આવ્યો !
કોઈના ક્રૂર દિલમાં ફૂટયું છે પ્રેમઝરણું
કંટકને કેમ જાણે ફૂણો વિચાર આવ્યો.
મંઝિલને મૂક પડતી, મારો ઉતારો ક્યાં છે !
યાત્રાના મોવડીને કેવો વિચાર આવ્યો !
બોલ્યાં કમાડ ત્યારે ખખડાવનાર ન્હોતાં,
ઝાંઝા તો આંસુ આવ્યાં થોડો વિચાર આવ્યો.

—જટિલ



## પાલવનો ખપ પડે છે

ક્યારેક આ ખુશીના આસવનો ખપ પડે છે,
ગમગીન જિંદગીને ઉત્સવનો ખપ પડે છે.
વ્યાપે છે જ્યારે કોઇ નીરવતા મુજ જીવનમાં,
આ મૌન ભેદવાને કલરવનો ખપ પડે છે.
દુઃખને લીધે તજે જે જ્યારે નયન-વસાહત,
નોધાર આંસુઓને પાલવનો ખપ પડે છે.
એકલતા જ્યારે એને થઇ જાય છે અકારી,
સૂના આ માર્ગને કો' પગરવનો ખપ પડે છે.
ઓ દુશ્મની! હમેશાં ફાવી નહીં શકે તું,
માનવને, પગલે પગલે માનવનો ખપ પડે છે.
નીરખો અદા તરુને વીંટળાતી આ લતાની,
ક્યારેક જિંદગીમાં અનુભવનો ખપ પડે છે.
તારા વિના જીવનમાં અંધારું હોય જ્યારે,
મારે આ ચાંદનીના વૈભવનો ખપ પડે છે.
મસ્તક ઝૂકી પડે છે જ્યારે કોઇ શરમથી,
બદનામ જિંદગીને ગૌરવનો ખપ પડે છે.
હસ્તી મિટાવવી છે જગમાં અશક્યતાની,
'સાકિન'ને એટલે તો સંભવનો ખપ પડે છે.

—સાકિન કેશવાણી



## અલ-વિદા

જમીં આ, આ મોસમ અને આપણે પણ...
ફરી આમ ભેળા મળે ના મળે;
ન પારો, બીજી વાર કો કોઇ ઉત્સવ,
ફરી આવી વેળા મળે ના મળે,
કશી હેતની ઊગી છે આંખમાં ઇદ!
અશી બીજી ફેરા મળે ના મળે,
મીંચાતાં નયન, લોચિયાં ચંદ્ર ભરી લ્યો
લયો રૂપ કેરા મળે ના મળે;
ખમો, ના કફન ઢાંકી દ્યો ઝટ, જોવા
ફરી આ ચહેરા મળે ના મળે;
વિદામાં અહો, દોસ્ત છે, દુશ્મનો છે!
ફરી આમ ભેળા મળે ના મળે.

—ઉશનસ્



## ગઝલ

કહો? હમણાં પાવન કદમ કઇ તરફ છે?
બતાવો? આ લુત્ફો-કરમ કઇ તરફ છે?
તમે જે તરફ હો ઝુકાવું છું મસ્તક,
ખુદા જાણે દયરો-હરમ કઇ તરફ છે!
જો એકાદ હો તો બતાવું તમોને,
હું ક્યાં ક્યાં બતાવું ઝખમ કઇ તરફ છે!
તમોને તજું કે તજું માણસાઇ?
વિચારું છું મારો ધરમ કઇ તરફ છે?
નથી આંખ ઊંચી થતી રૂપ સામે,
તમે ખુદ કહો કે શરમ કઈ તરફ છે?
મળી જો ખુદાઇ, ઊઠ્યો પ્રશ્ન 'નાઝિર!'
ખુશી આ તરફ છે તો ગમ કઇ તરફ છે?
હું શોધી રહ્યો છું દિલારામ 'નાઝિર?'
મને પણ બતાવો સનમ કઇ તરફ છે?

—'નાઝિર' દેખૈયા



## છબી મારી

તમારી હર ખુશીને માની લઉ છુ હુ ખુશી મારી,
તમે જાણી નથી શકતા કદી પણ લાગણી મારી
મે રત્નો સાગરેથી લાવવા જ્યા ડૂબકી મારી,
મને મિરદારવો મુકી ઉપેક્ષા! કાકરી મારી?
કદી પણ માર્ગમા ઠોકર નહી ખાવા દઉ તમને,
જલાવીને હૃદય હુ પાથરુ છું રોશની મારી!
ફરક કૈં પણ નથી પડતો હમેશા એક સરખી છે,
પ્રણયની વેદના – આહો ભલે હો આપની – મારી.
તમારુ ખુદનુ વર્તન પણ નથી સમજાતુ મારાથી,
તિરસ્કારો છો મુજને, ઘરમાં રાખો છો છબી મારી!
પ્રયત્નો તો કરું છુ આપને મળવાને માટે પણ–
મને આવો ને આથો રાખે છે દીવાનગી મારી.
સદા આનંદની વાતો બધે કરતો ફરું છું હું,
ખબર પડવા નથી દીધી સ્વજનને પણ ગમી મારી!
તમે મારા ભલા માટે ભલા થૈને ન કરશો કૈં,
મને ખુદને જ પોતાને નથી કૈં પણ, પડી મારી!
ભલે જાહેરમા સિજદા નથી કરતો કદી 'મુકબિલ!'
ખરી રીતે જુઓ તો જિંદગી છે બંદગી મારી.



—મુકબિલ કુરૈશી

## ગઝલ

ખૂબ હિંમત કરી મનને મેં, જે મારગ વાળ્યુ હતુ.
એ માર્ગ હતો કાયર તણો, કોણ માનશે?
ભોમિયા છતા ભટકી ગયા, હવે તો ચૂપ રહો,
દાવો તમારો ભણકાર તણો, કોણ માનશે?
વરત્યો છુ એ રીતે કે એ મારો ધર્મ હો જાણે,
અજ્ઞાત રહ્યો સહાર તણો, કોણ માનશે?
જિંદગી જેના આધારે, મે કરી પસાર—
પાયો હતો આધાર તણો, કોણ માનશે?
જે કારણે તુ દૂર, મારાથી થતી ગઇ
પ્રભાવ હતો સહકાર તણો, કોણ માનશે?
શી રીતે કરવી પાર મઝા, હું તો કહું ખરો—
બોજ મારો ખુવાર તણો, કોણ માનશે?
દર્પો ઉકેલુ ભેદને–કહુ, કારણ પતન તણુ,
હુ અંશ હતો કિરતાર તણો, કોણ માનશે?

—પ્રવિણચંદ્ર પંડયા 'યાત્રિક'



## બારી

નિસાસા એમના ક્યારેક વાસી જાય છે બારી!
બહારો! લાજવાબી કે બતાવી જાય છે બારી!
બધથી આમ એકએક બારી ઊઘડે છે કે!
નવા જૂની હશે એની જ કે દેખાય છે બારી!
લઇને જામ ને ઝારી ભરીને પી રહી છે એ!
નશો એને નથી થાતો, મને તો થાય છે બારી!
કદી ઊંચી નજરથી એમણે જોયુ નથી બારી!
મને નીચી નજરમા નમ્રતા દેખાય છે બારી!
ઘણુ જોયુ ખયાલોનીય સીમામા તને જોઇ!
ઉઘાડુ બારણા તો આપની દેખાય છે બારી!
મળે છે કે સવાલોના જવાબો સામસામેથી,
જુઓ હાજરજવાબીમા ભરી દેખાય છે બારી!
નજર લાગી હશે બારી! તનેયે એમની સાથે,
તને આ રેશમી પરદો લગાડી જાય છે બારી!
કદીયે કોઇની સામે નથી જોતી નથી જોતી!
ઇરાદાથી નગરના લોક જોતા જાય છે બારી!

—ઝાહિદ શિનોરવાળા



# મુ....ક્ત....કો

### માળો

છોડીને આંબાની ડાળો,
લહરાતા સરવરની પાળો,
કાં બાંધે છે તારો માળો
બાવળને ઝાડે,
રે પંખી, બાવળને ઝાડે ?

★

### સર્જન

રે મૂર્ખ, તેં સર્જન શું કર્યું આ—
ઘડી ઘડીને હિમપૂતળી ઘડી !
એ ઓગળીને રૂપભ્રષ્ટ થાતાં,
શી વેદના નેનથકી નિતારવી ?

★

### દાક્ષિણ્ય

ના દુઃખ લેશ તુજ હસ્તલતા પ્રહારે,
એ યોગ્ય સુંદરિ હતી અપરાધ શિક્ષા;
આ શ્મશ્રુકંટક કઠોર કપોલ ઊગ્યા
વાગ્યા હશે મૃદુ કરે સખિ, એ વ્યથા રે !

★

### ઈશારા

દેખી તારાં પગલાં દૂર જતાં જતાં—
શબ્દોની સરવાણી થંભે ફૂટતી;
હાથ ઇશારે દૂરથી કહું છું : 'આવજે',
નેન ઇશારે કહું છું : 'ભૂલી ના જતી !'

### મૃત્યુ

મૃત્યુખોળે એ જ તો સાચ્ચું સુતા—
જેની હોયે ભસ્મ વીર પ્રસુતા !

★

### વિદુરવેડા

ઘેલા સાગર, ઊર્મિના વિફલ આશા તરફડાટો કરે
દીઠા છે કદી ક્યાંય વજ્ર ઉરના પાષાણ તે પીગળ્યા ?
ઊંડે છો ભડકા ઊઠે અગનના ને ભસ્મ સૌ થૈ જતું,
હૈયામાં જ ઘટે સદા છુપવવી હૈયા તણી વેદના.

★

### કરાર

મેં ખૂબ ચાહી એને, એણે કીધો ય પ્યાર,
દુનિયાની સાથે મારે અંતે થયો કરાર;
એના અધરની ઉપર મુસ્કાન મારી ચમકે,
એનાં તમામ આંસુ મારા નયનની ધાર !

★

### એકલો

'સારી જહાં ભરીભરીને આપ એકલા !'
આવીને પ્રશ્ન એમણે કેવો પૂછી લીધો ?
હું એકલો ન હતો, હતો ખુદાની સાથમાં
આવીને આપે એકલો મુજને કરી દીધો !

—મધુકર રાંદેરિયા

# વિક્રમના ૨૦૨૬ના વર્ષને અંતે

વર્ષ દરમિયાન રાજકીય, આર્થિક અને કલાક્ષેત્રે
બનેલા નોંધપાત્ર બનાવોની સમીક્ષા

રાજકીય : રવિશંકર વિ. મહેતા
આર્થિક : સી. એલ. ઘીવાળા
રંગભૂમિ તથા અન્ય કાર્યક્રમો : જયંત મહેતા

## વિભક્ત કોંગ્રેસવાળા ભારતીય રાજકારણનું એક વર્ષ

વિદાય લેતાં વિક્રમ સંવત ૨૦૨૬ના વર્ષને વિભક્ત કોંગ્રેસવાળાં ભારતીય રાજકારણના વર્ષ તરીકે ઓળખાવવામાં બહોળું ઔચિત્ય સમાયેલું છે. પોણી સદી સુધી ભારતીય પ્રજાની આકાંક્ષાઓ અને આત્મોધ્ધારના પ્રયાસોની પ્રતિનિધિ રહેલી કોંગ્રેસના ભાગલાની પ્રક્રિયા આમ તો સંવત ૨૦૨૫ના ઉત્તરાર્ધથી જ પગભર બની ચૂકી હતી. પરંતુ સાથોસાથ તેને તુરતી અટકાવવાના પ્રયાસો પણ ચાલી રહ્યા હતા. એ વર્ષની ૨૫મી ઓગસ્ટે અવિભક્ત કોંગ્રેસની કારોબારીમાં રજૂ થયેલો તડજોડનો ઠરાવ નિષ્ફળ નિવડતાં એકતાની આશા અદૃશ્ય થઈ; આગલા નવેંબરની પહેલી તારીખે તો, ત્યાં સુધીમાં 'સીન્ડીકેટ' અને 'ઇન્ડીકેટ'ને નામે ઓળખાવા લાગેલી બંને કોંગ્રેસોની કારોબારીઓની અલગ અલગ બેઠકો મળી, અને સંવત ૨૦૨૬ના ઊઘડતા વર્ષે જ સંસ્થા કોંગ્રેસે શ્રીમતી ઈન્દિરા ગાંધીને કોંગ્રેસના પ્રાથમિક સભ્યપદેથી યે દૂર કરતાં ભાગલા સંપૂર્ણ અને આખરી બની ગયા. ભાગલાની એ હકીકત પર, ડિસેંબરના આરંભમાં દિલ્હી ખાતે, શ્રી. સુબ્રહ્મણ્યમના પ્રમુખપદે બોલાવાએલી ઇન્ડીકેટ કોંગ્રેસની મહાસમિતિએ મહોર મારી, અને સાચી કોંગ્રેસ એ જ છે એવો દાવો આગળ ધર્યો. મૂળ કોંગ્રેસના ઉત્તરાધિકારપદના એ દાવાનો સીન્ડીકેટ કોંગ્રેસે પ્રતિવાદ કર્યો, અને દેશના ચૂંટણી પંચ સમક્ષ બંનેના એ દાવાઓની જે સુનાવણી ચાલી રહી છે તેનો ફેંસલો હજી સુધી આવ્યો નથી.

તે દરમ્યાન, 'સાચી કોંગ્રેસ' હોવાના દાવા નીચે બંને કોંગ્રેસો પોતપોતાની અલગ હસ્તીઓ વર્ષ દરમ્યાન વધુ દૃઢ બનાવતી રહી છે.

'સાચી કોંગ્રેસ' હોવાના દાવા ઉપરાંત, આખરે એવી જ પુરવાર થવાની ઉમેદથી, બંને કોંગ્રેસોએ ગયા ડિસેંબર માસમાં ગુજરાતના ગાંધીનગર અને મહારાષ્ટ્રના મુંબઇ ખાતે પોતપોતાનાં વાર્ષિક અધિવેશનો યોજ્યાં ત્યારે કોંગ્રેસીઓની હાજરીની દૃષ્ટિએ બંને તડોવડ રહી, અને અવિભક્ત કોંગ્રેસના દશ મુદ્દાના 'સમાજવાદી' કાર્યક્રમ પરત્વે ઉદ્દામપણાની બંનેએ સ્પર્ધા કરી. પરંતુ આગળ વધતી ભાગલા અને સામનાની પ્રક્રિયાને પાછી

વાળવાનું અશક્ય જ પુરવાર થયું.

એમ થવાનું મુખ્ય કારણ ઇન્દિરાજીની અનોખી નેતાગીરી. એ નેતાગીરીના ગુણદોષ અને લાભાલાભ પરત્વે આપણુ સહુના અલગ અલગ ખ્યાલો હોઇ શકે છે. આ લેખકનો ખ્યાલ પહેલેથી જ એવો રહ્યો છે કે એ નેતાગીરી કેવળ વિજિગિષુ–સફળતાલક્ષી–અને નીતિ નિરપેક્ષ રહી છે, અને તેથી તે સરવાળે આ રાષ્ટ્ર અને આ પ્રજા માટે કલ્યાણપ્રદ પુરવાર ન નિવડે. પરંતુ ઇન્દિરાજીની નેતૃત્વશક્તિ અને કળા વિશેનાં એ અંગત મૂલ્યાંકનો અળગાં રાખીએ તો એ હકીકતનો ઇનકાર કોઈ જ કરી શકે નહિ કે તે વીતતાં વર્ષના આખરી દિવસોને બાદ કરતાં એકધારી રીતે યશસ્વી રહી છે.

હકીકતમાં આગલા વર્ષના જૂન માસની બેંગ્લોર મહાસમિતિમાં રાષ્ટ્રપ્રમુખપદના ઉમેદવાર પરત્વે પોતાનું ધાર્યું ન થતાં શ્રીમતી ગાંધીએ એવી જે ધમકી ઉચ્ચારી હતી કે, 'હવે હું જોઇ લઇશ.' તે તેમણે સાર્થક બનાવી બતાવી છે.

તે પછીથી વળતે જ દિવસે નાણાંમંત્રી અને નાયબ વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઇની હકાલપટ્ટીથી આરંભીને, રાષ્ટ્રપ્રમુખની ચૂંટણીથી કેરળની છેલ્લી મધ્યાવધિ ચૂંટણી પર્યંતના રાષ્ટ્રીય રાજકારણના બનાવો એ શ્રીમતી ગાંધીના નેતૃત્વની એકધારી અને દર્શનીય વિજયયાત્રાના પર્યાય રૂપ જ બની રહ્યા છે. મોરારજી દેસાઇએ ગયા ડિસેંબરમાં આગાહી કરી હતી કે ઇન્દિરાજીનું ૭ માસમાં પતન થશે, પણ તે સર્વથા ખોટી નિવડી છે.

કારણો ગમે તે હોય, પણ એ હકીકતનો કોઈ ઇનકાર કરી શકે નહિ કે દેશના તમામ ભાગોમાં આમ પ્રજાનું કામણ કરી શકે, પોતા પ્રત્યે લોકોના દર્શનાતુર ટોળાંઓને આકર્ષી શકે એવો ઇન્દિરાજી જેવો બીજો કોઇ જ નેતા આજે આપણે ત્યાં નથી.

ઇન્દિરાજી ન હોય તો કોંગ્રેસના ભાગલા પડે નહિ, અને તેમના સિવાય બીજો કોઇ એ ભાગલાને ધારણ કરીને દૃઢમૂળ બનાવી શકે નહિ. ભાગલા પછી તરત જ ઇન્દિરાજી સંસદીય કોંગ્રેસ પક્ષની બહુમતીનો વિશ્વાસ સંપાદન કરી શક્યાં. અને છુટા થયેલા કોંગ્રેસીઓની લોકસભામાંની ખોટ તેમણે ડાબેરી અને પ્રાદેશિક પક્ષોના સ્થાયી ટેકા વડે પૂરી લીધી. રાષ્ટ્રપ્રમુખપદની ચૂંટણીમાં સંસ્થા કોંગ્રેસના સંજીવ રેડ્ડી સામે પોતાના ઉમેદવાર શ્રી. ગિરિને વિજયી બનાવી બતાવ્યા. સંસદમાંની ઇન્દિરાજીની એ સરસાઈ, સાલિયાણાનાબૂદીને લગતા એક નાનકડા અપવાદ સિવાય આ લખાય છે ત્યાં સુધી અકબંધ રહી છે.

રાજ્યોની કક્ષાએ, સીન્ડીકેટના વર્ચસ્વવાળાં ગુજરાત અને મદ્રાસને પણ ધરતીકંપનો અનુભવ તો કરાવી જ દીધો, પણ એ વર્ચસ્વ તોડી શક્યાં નહિ તે ઉપરાંત ઓરિસ્સામાં પણ હજી સુધી તેમનું ધાર્યું નથી થયું. પરંતુ તે સિવાયના રાજ્યોમાં ઇન્ડીકેટ કોંગ્રેસની સીધી કે પરોક્ષ આણ હમણાં સુધી પ્રસરી ચૂકી હતી. ખાસ કરીને ચાવીરૂપ ગણાતાં ઉત્તર પ્રદેશ અને બિહાર રાજ્યોમાં સીન્ડીકેટ મંત્રીમંડળોને ઉથલાવી પડાવી પોતાને સાનુકુળ મંત્રીમંડળો તેઓ સ્થપાવી શક્યાં હતાં. અને એવું જ મધ્ય ભારતમાં પણ.

આ ઉપરાંત હિમાચલ, મણિપુર, ત્રિપુરાનાં નવાં રાજ્યો અને મેઘાલયનું પેટા રાજ્ય તેઓ નિર્માણ કરાવી શક્યાં, અને તેલંગણનો પ્રકોપ સમાવી શક્યા એ પણ તેમની અંગત નેતાગીરીને અંજલિરૂપ ગણી શકાય.

આમાં અપવાદ થોડા દિવસ પહેલાં જ નોંધાયો છે. ઇન્દિરાજીનાં ગૃહરાજ્ય અને દેશના રાજકારણના ચાવી રૂપ રાજ્ય ઉત્તર પ્રદેશમાં ઇન્ડીકેટ કોંગ્રેસના હાથ હેઠા પડયા છે; અને એવા જ મહત્ત્વનું બિહાર પણ એના હાથમાંથી જાય એવી શક્યતા આકાર પામી છે. હકીકતમાં રાજ્યો પરના ઇન્ડીકેટના વર્ચસ્વના વળતાં પાણી થાય એવી આબોહવા છેલ્લે છેલ્લે નિર્માણ થવા પામી છે.

જેવું સંસદીય અને રાજ્યોના બંધારણીય રાજકારણની બાબતમાં, તેવું જ તેમના પક્ષના અને પક્ષના મંત્રી મંડળના રાજકારણની બાબતમાં. ગયા જૂન માસમાં મળી ગયેલી ઇન્ડીકેટી મહાસમિતિએ એમ બતાવી આપ્યું કે એ કોંગ્રેસના પ્રમુખ કે કારોબારીના સભ્યો જે હોય તે, પણ તેના એકમાત્ર અનન્ય નેતા ઇન્દિરાજી જ છે: તેઓ એકડો છે અને બાકી ના બધા મીંડા છે.

એ મહાસમિતિ પછીથી ઇન્દિરાજીએ કેન્દ્રિય મંત્રીમંડળમાં જે તળિયાઝાટક ફેરફારો કર્યા તે પરથી એ સાફ દેખાઈ આવ્યું કે ત્યાં યે એકલાં ઇન્દિરાજી જ એકડો છે, અને બાકીના બધા મીંડાં છે.

અને જેવું ઇન્ડીકેટ કોંગ્રેસના રાજકારણમાં તેવું જ તેના અર્થકારણમાં પણ. ગયા વર્ષના બેંકોના રાષ્ટ્રીયકરણથી માંડીને રાજાઓના સાલીઆણા નાબૂદી પર્યંતના ઇન્ડીકેટી શાસનના આર્થિક પગલાંઓ અને નીતિઓમાં ઇન્દિરાજી ધાર્યું કરાવવામાં: અને દેશના રાજકારણને તેમની કલ્પનાના સમાજવાદના માર્ગ પર મુકી દેવામાં બહોળી સફળતા મેળવી શકયાં છે. સાલીઆણા નાબૂદીના અભિક્રમમાં ઇન્દિરાજીને રાજ્યસભામાં જે નાનકડી પછડાટ મળી તે, એક અથવા બીજી રીતે લાભકારક બનવા સંભવ ખરો જ. પણ એ પ્રકરણ હજી અધુરું છે.

આ આખીયે રજૂઆત, સંવત ૨૦૨૬ના વર્ષ દરમ્યાન ઇન્દિરાજીની નેતાગીરીની સર્વક્ષેત્રીય સફળતાનો ઊડતો ખ્યાલ આપવા માટેની જ છે. આ આખીયે યશસ્વિતા, આ લેખક જેને કાયમ 'ઇન્દિરાજીની સાહસશ્રી' તરીકે ઓળખાવતા આવ્યા છે તે જાતની છે. એ સાહસશ્રી કાયમી ઉદયનું નિમિત્ત ન જ બને એમ કહી શકાય નહિ, પરંતુ ઇતિહાસના બારામાં એમ બનતું બહુધા જોવામાં આવતું નથી, એટલું જ નોંધીને આ વાત હાલ આટોપીએ.

વિવિધ ક્ષેત્રોમાં ઇન્દિરાજીની આ વિજયયાત્રાની ઉધાર બાજુઓ નથી એવું કશું જ નથી પરંતુ તેની વિચારણાને વાર્ષિક બનાવોના આ અવલોકનમાં સ્થાન હોઈ શકે નહિ. માત્ર એટલું નોંધી લઇએ કે નીતિ નિરપેક્ષ કાર્યપદ્ધતિ વડે શ્રીમતી ગાંધીએ પોતાની–અને ઇન્ડીકેટ કોંગ્રેસની–એકધારી વિજયયાત્રાનું આ જે સરઘસ હાજર કર્યું છે, તેની પ્રતિક્રિયાનો, છેક જ નબળો અને અચકાતો એવો આરંભ તો થઇ જ ચુકયો છે.

એ પ્રતિક્રિયાનો આરંભ એટલે ગયા જુલાઇ માસમાં મળી ગયેલી સંસ્થા–સીન્ડીકેટ–કોંગ્રેસની મહાસમિતિએ જાહેર કરેલી, 'લોકશાહી, બિનસાંપ્રદાયિકતા અને રાષ્ટ્રીયતાની રક્ષા' માટેની તમામ પક્ષોના 'ભવ્ય જોડાણ'ની હાકલ. એ હાકલને જન્મતાંની સાથે જ, ખુદ એ સંસ્થાના જ ગુજરાત અને મહિસુરનાં એકમો દ્વારા પછડાટ મળી, છતાં આદર્શનીય રીતે એ 'ભવ્ય જોડાણ' સાધવાની પ્રક્રિયાને પુષ્ટિ મળતી રહી છે. અને છેલ્લે ઉત્તર પ્રદેશમાં, એ સંભવિત ભવ્ય જોડાણના પક્ષકાર પક્ષો તરફથી થયેલી સંયુકત વિધાયક દળની રચના દ્વારા એ પ્રક્રિયાને નક્કર પાયો સાંપડયો છે. લાગે છે તેમ એ સં. વિ. દ. જો યશસ્વી અને સ્થિર નિવડે તો આ દેશમાં રાજકીય ધ્રુવીકરણ એ એક સિદ્ધ હકીકત બની જશે:

વિચક્ષણ દષ્ટિના રાજાજીએ કહ્યું છે તેમ, આપણાં રાષ્ટ્રીય રાજકારણમાં અંતર્ગત રહેલી એ ધ્રુવીકરણની આકાંક્ષાને શકય અને સાકાર બનાવવાનો યશ પણ 'વેરભાવે' તો ઇન્દિરાજીને જ ફાળે જવો જોઇએ.

વિવિધ પ્રકારના સમાજ–સામ્ય–વાદીઓ અને (મુસ્લિમ) કોમવાદીઓનો અપ્રત્યક્ષ સંયુકત મોરચો ઇન્દિરાજી ઊભો કરી રહ્યા છે એવો સીન્ડીકેટીઓ અને બીજા જમણેરી પક્ષોનો કાયમ આક્ષેપ તેમણે કેરળમાં વાસ્તવિક જોડાણો તેમ જ વાણી દ્વારા સાચો પાડી બતાવ્યો.

તે સાથે જ તેમની આર્થિક નીતિઓ–બેંકોનું રાષ્ટ્રીયકરણ, સામાન્ય વીમાના રાષ્ટ્રીયકરણનો સંકલ્પ, ઉદ્યોગ અને વેપારના ક્ષેત્રમાં ઝડપભેર પ્રસરી રહેલું સરકારી કર્તૃત્વ, મોનોપોલી કાયદા દ્વારા મોટા ઔદ્યોગિક સાહસોના વિકાસ પર આરોપાએલું સરકારી ઇચ્છાનું વર્ચસ્વ, નાણાં ધીરાણનાં તમામ સંસ્થાગત સાધનો પર સરકારની સત્તા, સંપત્તિ અને અંગત આવકો પર જાલીમ કરવેરા, હરેક ઉદ્યોગ–ધંધાના રાષ્ટ્રીયકરણની અદમ્ય લાલસા, ગ્રામ્ય અને શહેરી મિલ્કતો પર આકરી ટોચમર્યાદા આરોપવાની નીતિ, ખાનગી સાહસોને થતાં સરકારી નાણાસંસ્થાઓના ધીરાણને અને વિદેશી હુંડિયામણનાયે ધીરાણને શેરમુડીમાં પલટાવી નાખવાની પેરવી, જમીન ઝુંટવો, જેવી ઝુંબેશો અને વર્ગવિદ્વેષની ભાવનાને પરોક્ષ પીઠબળ, અને એકંદરે અનુમતિના લોકશાહી રાજકારણને બદલે ભય અને ધાકધમકીના અર્થ–રાજકારણ વગેરે દેશને સામ્યવાદી છાપના સમાજવાદને માર્ગે દોરી જવાની ક્રિયાશીલ પેરવીઓ પણ વ્યાપક પ્રત્યાઘાતો જન્માવી રહેલ છે.

આપણા અર્થકારણના ઇતિહાસમાં પહેલી જ વાર, ઇન્દિરાજી અને તેમની કોંગ્રેસના 'ઓગણીસમી સદીના વાંઝીઆ અને વિનાશક સમાજવાદ વિરૂદ્ધ શ્રી. જે. આર. ડી. તાતા જેવા એક ભદ્ર, વિચક્ષણ અને નિષ્ઠાવાન અર્થ નિષ્ણાતના 'વીસમી સદીના કલ્યાણ રાજ્ય તુલ્ય સમાજવાદ'ને વ્યવસ્થિત વાચા મળી છે. ઇન્ડીકેટ કોંગ્રેસની પટણાં મહાસમિતિમાં એ કોંગ્રેસની ઉપર્યુક્ત અવ્યવહારુ, ખાનગી ક્ષેત્રના નિકંદન તરફ અને પ્રજાને બરબાદી તરફ દોરી જનારી અને વર્ગદ્વેષ ભડકાવનારી નીતિને એ

કોંગ્રેસની, આગામી સામાન્ય ચૂંટણી માટેની 'રાજકીય-આર્થિક વ્યુહ રચના'નું આખરી સ્વરૂપ સાંપડી ચુક્યું છે.

એની પ્રતિક્રિયા દેશમા પ્રગટયા વિના રહેશે નહિ. એ પ્રતિક્રિયા કેટલી તીવ્ર, અને કેવી વગદાર બનશે તે અત્યારે કહી શકાય નહિ, પણ એટલું નિશ્ચિતપણે કહી શકાય કે આમાંથી રાજ્યમત તેમ જ રાષ્ટ્રીય કક્ષાનું ધ્રુવીકરણ આકાર પામ્યા વિના રહેશે નહિ.

આવતી કાલથી ઊઘડતુ વિક્રમ સંવત ૨૦૨૭નું વર્ષ, ચોથી સામાન્ય ચૂંટણીના પ્રભાત સુધી દોરી જનારું વર્ષ બનનાર હોઇ તે ખૂબ જ દર્શનીય અને દિલધડક રાજકીય ઘટનાઓનુ વર્ષ બની રહેશે એમ લાગે છે. રાષ્ટ્ર અને પ્રજાના રાજકીય ભાવિ માટેનું નિર્ણાયક વર્ષ એ બનશે એ વર્ષમાં દેશના પ્રત્યેક નાગરિકને પોતાના વિચાર અને કર્તવ્યમા જગન્નિયંતાની દોરવણી સાંપડી રહે એવી આપણી આશા અને પ્રાર્થના

અન્તમાં આ લેખના શિર્ષક વિશે થોડો ખુલાસો. વીતેલા વર્ષને મેં 'વિભક્ત કોંગ્રેસવાળાં ભારતીય રાજકારણનું વર્ષ' કહ્યું છે. પણ લેખમાં બંને કોંગ્રેસના કર્તૃત્વ સિવાય બીજા કોઈ પક્ષોના ઉલ્લેખ કર્યો નથી. એ સ્મૃતિદોષ નથી, પણ સહેતુક છે. દેશના બીજા બધા જ ડાબેરી-જમણેરી પક્ષો બંને કોંગ્રેસના કર્તૃત્વો અથવા વીતકો પ્રત્યે માત્ર વિકળ પ્રત્યાઘાતો જ દાખવતા રહ્યા છે-ઇન્દિરાયુગની વિશિષ્ટ પેદાશ જેવા નકસલવાદીઓ પણ! આમાં એક જ અપવાદ છે. એ અપવાદ જમણેરી સામાજ્યવાદી પક્ષ. વર્ષની આ ઘટનાઓમાં તે માત્ર કર્મ જેવો જ નથી રહ્યો. પરોક્ષ રીતે કર્તાનો પાઠ પણ તે ભજવતો રહ્યો છે. કેમકે ઇન્ડીકેટ કોંગ્રેસની નીતિઓના ઘડતરમા તેમજ સંસ્થાકીય પરિયાણોમાં, સરકારમાં તેમ જ સંસ્થામા દૂધ-દહીમાં પગ રાખવામાં, અંદર રહીને પ્રેરવામા તેમ જ બહાર રહીને ધમકાવવામાં તે સફળ રહ્યો છે. ઇન્ડીકેટ એને ગળવાની પેરવીમાં પડી છે, એ ઇન્ડીકેટને ગળવાની પેરવીમાં છે-રશિયાની પ્રેરણા અને સહાય વડે છતાં તેનું સ્વતંત્ર કતૃત્વ તો નહિવત્ જ છે. આટલા અપવાદ સિવાય તો બંને કોંગ્રેસોનું રાજકારણ એ જ વર્ષભર દેશનું રાજકારણ બની રહેલ છે.

●●●

## આર્થિક સરવૈયું ... ... સી. એલ. ધીવાળા

સ્વસ્થ રાજકીય પરિસ્થિતિની ગેરહાજરીમાં કોઈ પણ દેશમાં આર્થિક વિકાસ શક્ય નથી. કમનસીબે, ગયા વર્ષ દરમ્યાન રાજકીય ક્ષેત્રે એવી ખેદજનક ઘટનાઓ બની ગઇ છે કે જેથી દેશના આર્થિક ક્ષેત્રે ગૂંચવણો અને ધબડકા થયા છે. તકસાધુ અને સ્વાર્થી (અસૈદ્ધાંતિક કે બિનસિધ્ધાંતવાદી) પાટલીબદલુઓને લીધે ઉથલી પડતી સરકારોને કારણે કેન્દ્ર તેમ જ રાજ્ય કક્ષાએ આર્થિક માળખું તુટવા માંડયું છે. વળી બંગાળ, કેરળ તેમ જ આંધ્રમાં કામદારોનાં વધુ પડતા તોફાનોને લીધે કાયદો અને વ્યવસ્થાની સ્થિતિ ઘણી જ નાજુક થઈ ગઈ છે. આ દુઃખદ પાર્શ્વભૂમિકા સાથે આપણે ગયા વર્ષના **નાટકીય** બનાવોની છણાવટ કરવાની રહેશે.

શાસક પક્ષ પોતાની સત્યનિષ્ઠા પુરવાર કરવા માટે મુંબઈમાં જાહેર કરેલ દસ મુદ્દાના કાર્યક્રમને સંતોષવા કેટલાક પગલાં ભરી રહ્યો છે. બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે, રૂનો આંતરિક અને આયાત–નિકાસનો વેપાર સરકાર હસ્તક કર્યો છે અને નવી ઔદ્યોગિક લાઈસન્સ પરવાના નીતિ દાખલ કરવામાં આવી છે. દેશમાં સમાજવાદ ઝડપથી લાવવા માટે જમીનમાલિકીની મર્યાદા નીચી લાવવાની તેમ જ બીજા કેટલાંક પગલાં ભરવાની વાતો પણ થઇ રહી છે.

ઉતાવળિયા અને વગરવિચાર્યા કાયદાઓથી કે પરિણામ સમજ્યા વિના આર્થિક નીતિઓ દાખલ કરવાથી આર્થિક વિકાસ કે પ્રગતિ નથી સાધી શકાતી એ ભૂલી જવાયું છે. આમ કરવાથી તો દેશમાં માત્ર અંધાધૂંધી થશે અને પરિણામે આર્થિક પ્રવૃત્તિ રૂંધાઇ જશે કે ખોરવાઇ જશે. નવી ઔદ્યોગિક લાઇસન્સ (પરવાના) નીતિને સરકારે છાસવારે સમજાવતા રહેવું પડે છે. મોનોપોલી એન્ડ રીસ્ટ્રીકટીવ ટ્રેડ પ્રેકટીસીસ (ઇજારાશાહી વેપારી પદ્ધતિઓને લગતો કાયદો)ને લગતા કાયદાની મર્યાદા અને એના વિસ્તારની બાબતમાં ઘણી શંકાઓ ઊભી થઇ છે. આનું બીજું દ્રષ્ટાંત છેઃ દવાઓના ભાવ ઉપર અંકુશ બાબતનો હાલનો ગૂંચવાડો.

આવા બે સિધ્ધાંતવાદી પગલાંઓના પરિણામોની છણાવટ કરીએઃ

૧. બેંકના રાષ્ટ્રીયકરણથી સામાન્ય માણસને સહેલાઇથી વધુ પૈસા ઉછીના મળશે એવી આશા બાંધવામાં આવી હતી, પરંતુ રાષ્ટ્રીકરણ બાદ એ દિશામાં પૂરતા પગલાં ભરવામાં આવ્યા નથી. ઊલટું બેંકો ઉપર સરકારી (કે તુમારશાહી!) પકડ એટલી સજ્જડ થવા માંડી છે કે રાષ્ટ્રીયકરણના પહેલા જ વર્ષમાં બેંકમાં જમા થાપણની વાર્ષિક વૃદ્ધિના દરમાં ઘટાડો થયો છે. આની સામે ઉછીના આપેલ પૈસાથી ઉત્પાદનક્ષમતા વધે છે કે નહીં એ જોયા વગર જ કૃષિક્ષેત્રે વધુ ને વધુ પૈસા ઉછીના આપવામાં આવે છે. આમ હકીકતમાં, જો રાજકીય હેતુસર આ વલણ ચાલુ રહેશે તો ભવિષ્યમાં ફૂગાવો વધશે જ. વ્યવસ્થિત ઉદ્યોગો પાસે વ્યાજ વધુ લેવામાં આવે છે અને બેંકોને દેવાદારના ગીરો મુકેલ શેરોમાં ઉદ્યોગની વ્યવસ્થા બાબત મત આપવાનો અધિકાર જોઈએ છે તેમ જ નાણાં ધીરતી સંસ્થાઓને જરૂર પડયે ધીરેલી રકમને **ઈક્વીટી** શેરમાં ફેરવી નાખવાનો અધિકાર જોઈએ છે. આ બધાથી નવા ઉદ્યોગપતિઓને વધુ ઉત્સાહ મળશે કે તેમના ઉત્સાહ પર ઠંડુ પાણી રેડાશે તે એક શંકા છે.

દત્ત પંચની ભલામણો પર આધારિત ઔદ્યોગિક લાઇસન્સ (પરવાના) નીતિ ઝડપી ઔદ્યોગિક વિકાસ સાધવા માટે હોય એમ નથી લાગતું. વેચાણના બજારોના બળોની મુક્ત અસરથી વિકાસ થવા દેવાને બદલે ઉદ્યોગો ઉપર જાતજાતની મનાઇઓ અને બંધનો લાદવામાં આવ્યાં છે. ઉદ્યોગોના કેટલાક ક્ષેત્રોમાં લાઇસન્સ (પરવાના) ને જરૂરી ગણવામાં આવ્યા છે, જ્યારે અમુક ક્ષેત્રોમાં લાઇસન્સ (પરવાના)નો ઉપયોગ કેટલાક મોટા ઉદ્યોગપતિઓ (અથવા ઉદ્યોગગૃહો) ને બહાર રાખવા માટે કરવામાં આવશે. વીસ મોટા ઉદ્યોગપતિઓ (અથવા ઉદ્યોગગૃહો) ને માત્ર ભારે અને અગત્યના ઉદ્યોગોમાં જ લાઈસન્સ (પરવાના) આપવામાં આવશે. મધ્યમ વિભાગ નવા ઉદ્યોગપતિઓ માટે ખુલ્લો રાખવામાં આવશે. લઘુ ઉદ્યોગોમાં બંધીઓ અને મનાઇઓ રહેશે.

મુખ્ય મુદ્દો તો એ છે કે આખીય ઔદ્યોગિક નીતિ જડ વિભાગોમાં વહેંચી કાઢી છે અને જરૂરિયાત મુજબ ફેરફાર કરવા માટે એમાં અવકાશ નથી. ઔદ્યોગિક ક્ષેત્ર તો એક સંપૂર્ણ અંગ છે અને વેગળાં (અથવા નોખા) વિભાગોમાં જો એનો ઝડપી વિકાસ કરવો હોય તો એ શક્ય નથી. જાહેર ક્ષેત્રે હદ સુધી નક્કી કરવામાં કે

કાર્યકુશળતામા (અથવા કાર્યક્ષમતામા) પોતાની શકિત પુરવાર કરી નથી તેમ છતા દેશને આર્થિક ક્ષેત્રે તેને ફાળે સહુથી ઊચા અને અગત્યના શિખરો સર કરવાની જવાબદારી નાખી છે બધા જ વિકસિત દેશોનો એ સામાન્ય અનુભવ છે કે લઘુ ઉદ્યોગોનો વિકાસ મોટા ઉદ્યોગોની સાથોસાથ જ થઇ શકે ખરી રીતે તો આ બને ક્ષેત્રો વચ્ચે સ્વસ્થ અને સમતોલ સહકાર સ્થાપવામા આવે અને લઘુ ઉદ્યોગોને ગૌણ કક્ષાએ વિકસવા દેવામા આવે તેવી નીતિ અપનાવવી જોઇએ. જાપાન અને અમેરિકામા છે એવી પેટા-કરારની પધ્ધતિ માટે અહી પૂરતો અવકાશ છે જડ સિદ્ધાતવાદને વળગી રહેવાથી ઔદ્યોગિક એકમના કદને આર્થિક શકિતના કેન્દ્રીકરણ સાથે સરખાવવામા આવે છે ઓદ્યોગિક એકમોના મોટા કદથી માલની પડતર કિમતમા ઘટાડો અને વધુ નફો તેમજ મુડી વિકાસના ફાયદાઓ આ નીતિ ધ્યાનમાં લેતી નથી

## આર્થિક વલણ

એ ઘણુ દુ ખદ છે કે જે સમયે આપણું અર્થતત્ર ઝડપી વિકાસ અને પ્રગતિને આરે ઊભુ છે. તે જ સમયે રાજકીય અધાધૂધી એનો રસ્તો રોકે છે કૃષિક્ષેત્રે ક્રાતિ થઈ છે, ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વધી છે અને આયાત – નિકાસની પરિસ્થિતિમા સુધારો થયો છે ત્યારે તો એમ લાગે કે હવે દેશ પ્રગતિની હરણફાળ ભરશે, પરતુ આર્થિક વલણ જોતા એમ લાગે છે કે આ આશા ઉપર પાણી ફરી ચૂકયુ છે ૧૯૭૦–૭૧ દરમિયાન અનાજની ઉપજ ચોથી યોજનામા બતાવ્યા મુજબ નહી પહોચે શણની ધારેલી ૬૩ લાખ ગાસડીની ઉપજ પણ માગને પહોચી નહી વળે રૂની ૬૦ લાખ ગાસડીની ઉપજ થશે તેમ છતા ખાધ પૂરી પાડવા માટે આયાત કરવી પડશે તેનનુ ઉત્પાદન હજી ૧૯૬૭–૬૮ મા થયેલ ૮૩ લાખ ટન જેટલુ થયુ નથી ૧૯૭૦ના પહેલા ત્રણ મહિનાની ઔદ્યોગિક ઉપજ આગલા વર્ષની એ જ સમયની ઉપજની સરખામણીમા માત્ર ૪% વધુ છે નિકાસવૃધ્ધિનો દર ૧૯૬૯–૭૦ દરમ્યાન ૪% થયો જ્યારે તે ૧૯૬૮–૬૯ મા ૧૩% હતો ભાવવધારાનુ વલણ પણ એટલુ જ

ચિંતાજનક છે. ફુગાવાનો ભય માથે તોળાયો છે. અનાજની ઉપજની સારી સ્થિતિ હોવા છતાં ભાવોમાં ૪.૧% નો વધારો થયો છે અને એથી સરકાર સામે હવે ભાવવધારાને દબાવવાનો કોયડો ઊભો થયો છે. જો ફુગાવો દબાવવામાં સરકાર નિષ્ફળ જશે તો ખરીદ-શક્તિ ઘટશે, બચતની કિંમત ઘટશે અને એથી લોકોને ઘણું સહન કરવું પડશે. છેલ્લા ત્રીસ વર્ષમાં રૂપિયાની કિંમત મુળ કિંમતથી દસમો ભાગ જ રહી છે એ વાત તો જાણીતી જ છે.

જીવનજરૂરિયાતોની કિંમત વધતી રહી છે અને એથી દરેક ક્ષેત્રે કામદારો પગારવધારો માગતા રહે છે. વધુ ઉત્પાદન વગર પગાર વધારો થશે તો ભાવવધારાને કારણે એનો–પગાર વધારાનો કશો જ અર્થ નહીં રહે. કેન્દ્ર સરકારના નોકરોને આપવામાં આવેલ વચગાળાની રાહતથી આ વર્ષે રૂા. ૧૦૬ કરોડ અને યોજના દરમિયાન રૂા. ૪૧૦ કરોડનો ખર્ચ થશે. અને આ અહીં જ અટકશે નહીં. રાજ્ય સરકારોએ પણ કેન્દ્રને પગલે ચાલવું પડશે. રાષ્ટ્રીકરણ થયેલી બેંકોની માફક બીજા રાષ્ટ્રીયકરણ પામેલ ક્ષેત્રોને લીધે પરિસ્થિતિ હજી વણસશે.

કમનસીબે કારખાનાંઓમાં શિસ્ત ઘટતી જાય છે, ૧૯૬૯માં ૨૭૦ લાખ માણસ–દિવસો નકામા ગયા હતા. અનુમાન એમ કહે છે કે હડતાલો અને કામકાજ બંધ થવાથી ઉત્પાદનમાં રૂા. ૧૪૦ કરોડની ખોટ ગઈ છે. આના મુખ્ય દૃષ્ટાંત રૂપ: માત્ર દુર્ગાપુરમાં જ ૩૩ ઘેરાઓ, ૧૬૯ વિરોધના દેખાવો અને ૩૬૮ ગેરકાયદે કામ બંધ રહ્યું હતું. પોલાદના ઉત્પાદનમાં થયેલ ઘટાડાને કારણે આપણા ઇજનેરી ઉદ્યોગોમાં ખેંચ ઊભી કરી છે અને નિકાસના કરારો પૂરા કરવામાં મુશ્કેલી ઊભી કરી છે.

જો સરકાર એની આર્થિક નીતિને વાસ્તવિકતા અને દૂરંદેશીના ધોરણે ફરીથી નહીં ઘડે તો અર્થતંત્રને ઘણો મોટો ફટકો પડશે,

આજે દેશમાં બેકારીનો ઘણો મોટો અને ગંભીર પ્રશ્ન છે. છેલ્લા વીસ વર્ષમાં થયેલ વસતિવધારાને કારણે બેકારીનો પ્રશ્ન વકરે એવી પૂરતી શક્યતા છે. દરેક વર્ષે બેકારોનો આંકડો વધતો જ રહેવાનો. વસતિના નિયોજન (કુટુંબનિયોજન) વિના આર્થિક નિયોજનનો કશો જ અર્થ રહેતો નથી. આપણાં દેશમાં દર વર્ષે ૧૩૦ લાખ લોકો વધતા જાય છે–દર વર્ષે એક ઓસ્ટ્રેલિયાની વસતિ ઉમેરાતી જાય છે. આ જો રોકવામાં નહીં આવે તો વસતિનો આંકડો આ સદીના અંત સુધીમાં એક અબજ પર પહોંચી જશે. જો આપણે અવાસ્તવિક અને જડ સિધ્ધાંતોને જ વળગી રહીશું તો આપણા દેશબંધુઓની અભિલાષાઓ પૂરી કરવાની, પૈસાદાર અને ગરીબ વચ્ચેનો ભેદ ઓછો કરવાની, લાખોનું જીવનધોરણ ઊંચુ કરવાની અને ગરીબી હટાવવાની બધી વાતો શેખચલ્લીના કિલ્લા જેવી જ રહેશે.

●●●

## નાટક–સુગમસંગીત–ગરબા : જયંત મહેતા

આ મુંબઈ નગર અનોખું છે ને અલબેલું છે. સપ્તાહ દરમ્યાન થોકબંધ જાતજાતનાં કાર્યક્રમો જનમનરંજન માટે યોજાતા રહે. સમજ ન પડે કે કયો કાર્યક્રમ માણવો ને કયો નહીં. ચીલાચાલુ ફિલ્મોથી આપણે કંટાળ્યા છીએ. ગોળગોળ ફરતા વાર્તા ને ફિલ્મને સ્પર્શતાં સર્વ વિષયો એક જ લાગે છે. પ્રેક્ષકોની સંખ્યા વધતી રહી છે, વધુ ભૂખ ઊઘડતી જાય છે ને નાટક જોવાનો, તેમાંથી રસ લુંટવાનો ને તે બાદ હળવા થવાનો રસિક પવન પ્રેક્ષકોમાંય વાયો છે. ચાલો તો આજની આપણી ઊડતી મુલાકાત નાટક–સંગીત–ગરબાનાં કાર્યક્રમો પૂરતી સ્થળસંકોચને કારણે મર્યાદિત રહેશે.

નાટક : દીવાબત્તી બંધ થાય છે, ઘંટડી વાગે છે, ગણગણાટ કલશોર બંધ થાય છે. નજર મંડાય છે, પડદા તરફ...આપણે બધાય નાટકો આજે જોવાં નથી, વધુમાં વધુ જોવાશે એટલા જ હોં ? વર્ષ દરમ્યાનના પ્રશંસનીય નાટકોમાં છે. 'અભિનય સમ્રાટ' જે હજુ હાઉસ ફુલનાં પાટિયાં ઝુલાવે છે. આચાર્ય અત્રેનું મૂળ જોરદાર કટાક્ષમય ને સ–રસ ગૂંથણીવાળું નાટક કાબેલ તરવરિયા જુવાન મેજર ઉપેન્દ્ર ત્રિવેદીએ ગુજરાતીમાં ઉતાર્યું. નાટકને તખ્તે મુક્યું ને અભિનયસમ્રાટે લોકોનાં મન જીતી લીધાં. કલાકારોનો જંગી કાફલો, કાંકડી અદાકારી, પ્રશસ્ય ટીમવર્ક આ નાટકને હજુય ઝીંચકતું રહ્યું છે.

જગદીશ શાહ અદાલતી નાટક સાથે હાજર થયા. 'પ્લીઝ યોર ઓનર' નાટક ચાલશે કે કેમ તેની શંકા, પણ ચાલે છે સફળતાપૂર્વક. જગદીશને નાટક માટે

પોતાનો ખ્યાલ છે, આ માણસ ખોટ ખાઈને પણ પ્રયોગ કરે છે. જનમનરંજનની સાથોસાથ સ્વાન્તઃ સુખાય નાટક કરે છે, અને એટલે 'જય જવાન' ભજવ્યું પ્રયોગશીલ નાટક. માંયકાંગલા ગુજરાતીઓ ફોજી અફસરનાં પાત્રો આબાદ ભજવે. મંચ પર ટેમ્પો સચવાયો, ટિકિટબારી આ માટે ટેમ્પો સાચવે જ નહિ. છતાય નાટક જુદી અસર ઊભી કરી ગયું. આઇ. એન. ટી.નો ગુજરાતી નાટ્ય વિકાસમા મોટો ફાળો. સંસ્થાની કમાણી ઘણી વધી ગઈ છે. જે નાટક રજૂ કરે છે તેને પ્રેક્ષકો ઊંચકે છેઃ છેલ્લા વર્ષમાં સવાદોની ડીલીવરીમા જરા મોનોટોનસ પણ નિર્માણ ને દિગ્દર્શનમા તેવા નહિ એ પ્રવિણ જોષીએ આ વર્ષે ઘણું યાદગાર સંગીત નાટક આપ્યું. 'મોતી વેરાણા ચોકમાં.' મોડર્ન ફોર્મ માટે ને વલ્ગરાટીનો જેને માથે હજુય દોષ છે તે પ્રવિણભાઈએ મોતીને એવી રીતે ચોકમાં વેર્યાં છે કે પ્રેક્ષકો માણું લઇ ભરવા જાય છે; ને પૂછે કે આ પ્રવિણ 'ચંદરવા' ફેઇમ, આટલા બદલાઇ ગયા?

પણ આ નાટક છેઃ Make Believe ની કળા કલાકાર વિવિધ અભિનયથી જીવે છેઃ 'મોતી વેરાણા'મા સરિતા ખટાઉ અભિનય ક્ષેત્રે મેદાન મારી જાય છે, અરવિંદ જોષી સારી ટક્કર ઝીલી શકયા છે.

શ્રી. શિવકુમાર જોષીનું 'સંધિકાળ' મૌલિક નાટક. ન ભુલું તો વર્ષનું એકમાત્ર મૌલિક નાટક. ભવન કલા-કેન્દ્રે રજૂ કર્યું. 'સંધિકાળ' હજી આગળ વધે છે. ચાપરશીબાઇ–હની છાયાને નામવંત અભિનેત્રી પદમા-રાણીના મુખ્યપાત્ર સાથે ગુલશન નંદાની વાર્તા પરથી 'તુટી દોર પતંગ'ની રજૂ કર્યું. આગળ વધે છે. શ્રી. ભટ્ટ સાહેબનું 'ગૌરી મારી બાપરે બાપ' સામાન્ય પ્રેક્ષકને ગમે તેવું. સામાન્ય પ્રેક્ષકને ત્રણ કલાક ખીલખીલાટ હસાવવા ને હળવા કરવા જ નાટક ભજવાય છે. નાટકનો એક પણ ખેલ નબળો પૂરવાર થયો નથી. ઉષા જોષીએ આ નાટકમાં ધ્યાન ખેંચે તેવો અભિનય આપ્યો છે.

અત્રે સામાજિક નાટક 'ઘૂંઘટ'નો પણ ઉલ્લેખ કરું છુ. નાટક સારું જામ્યું છે.

આ વર્ષે આઇ. એન ટી. નિર્મિત નાટક 'લીલા લ્હેર' નવી હવા જન્માવી ગયું છે. નાટક જરા ફારસ

છે પણ ફાંકડું જબ્બર છે. નાટકનું દિગ્દર્શન ખાસ નોંધપાત્ર છે. ખાસ એટલા માટે કે વર્ષોના વિલાયત વસવાટ બાદ ભાઈ ચંદ્રકાન્ત ઠક્કર મુંબઈમાં પાછા ફરી નાટ્યક્ષેત્રે નવી સમજ સાથે ઝુકયા છે. તે 'લીલા લ્હેર'ની સફળતાએ એમને આગલી હરોળના દિગ્દર્શકોમાં સ્થાન અપાવ્યું છે.

નાટ્યસંપદાનું 'આંધી' સારું નાટક કહીએ તો ચાલે. પણ આ સંસ્થાના ભૂતકાળનાં નાટકો જેવું નહિ.

આ વર્ષનાં ઉલ્લેખનીય દિગ્દર્શકો મેજર ઉપેન્દ્ર, પ્રવિણ જોષી, અને શ્રી. ચંદ્રકાન્ત ઠક્કર. ઉલ્લેખનીય અદાકારો સરિતા ખટાઉ, મીનળ મહેતા, દીપક ઘીવાલા.

અત્રે એક નોંધ લેવાની છે ગુજરાતી નાટ્ય નિર્માતા સંઘ દ્વારા યોજાયેલ નાટ્યમહોત્સવની. આ સંઘની સ્થાપના એક સંપ બની રહે. નવા નાટકો કેમ જનભોગ્ય કરવા તે માટે કંઈક પ્રયત્નો કરતી રહે એને માટે ગુજરાતી નાટકોએ નાટ્ય નિર્માતાઓને ન્યાલ કરવા માંડયા છે ત્યારે તેમના જૂથના કલાકારોના વેતન–દરો સુધારવા વિચાર કરે તો તેની સ્થાપના યથાર્થ કહેવાશે.

**સુગમ–સંગીત :** આ સાલ સુગમ સંગીતને ક્ષેત્રે ખાસ નોંધપાત્ર એકેય પ્રવૃત્તિ નથી. પ્રસંગે પ્રસંગે કાર્યક્રમો થતા રહે છે, એ જ ગવાય છે, જે ગવાતું હતું તે. નવા કોઈ અખતરા નથી કારણ કે બધા માનતા લાગે છે કે અખતરો કદાચ મોટો ખતરો બની ન રહે! આમોફોન કંપનીએ થોડાંક ગીતોની રેકર્ડો ભેટ ધરી છે. ગીતો સરસ છે. આકાશવાણી તેના નિર્ધારિત સમયમાં આ નવાં ગીતો અવારનવાર રજૂ કરે છે. આકાશવાણી મુંબઈ પરથી દર રવિવારે 'ગીતિકા' નામક આકાશવાણી દ્વારા રેકર્ડ કરાયેલા ગીતોનો ખાસ કાર્યક્રમ રજૂ થતો. આ 'ગીતિકા'એ તેનો ખાસ ચાહક વર્ગ ઊભો કરી જબ્બર લોકપ્રિયતા હાંસલ કરેલી. તે સ્થાને હવે દર રવિવારે 'સુગમ ગાન' નામક કાર્યક્રમ અપાય છે. આ કાર્યક્રમ સાચા અર્થમાં કોઈ ખાસ ચાહના ઊભી કરી શકયો નથી.

**ગરબા ઉત્સવો :** ગુજરાતની ગૃહીણી બહુધા ઘરરખ્ખુ સન્નારી છે. પોતાના ઘરને ભર્યું ભર્યું રાખીનેય નોરતાના નવ દિ' અંતરના આનંદને એક જુદી રીતે મનાવે છે. આ ઉજવણીને ઘરનાં કામ કરવા છતાં થાક નડતો નથી તે એક સિદ્ધિ છે. મુંબઈને આંગણે નવરાત્રી વિષયક ત્રણ કાર્યક્રમો સહર્ષ નોંધવામાં આવે છે.

પ્રથમ પરંપરાગત રજૂઆતમાં ભવ્ય એવા ભગિની સમાજ તથા શ્રી મંડળનાં ગરબાઓ. ભગિની સમાજનાં ગરબાઓ પહેલેથી જ આદરણીય સ્થાન ધરાવે છે. આ સાલ અવિનાશ વ્યાસનાં સંગીત–માર્ગદર્શન હેઠળ ગરબાઓ રજૂ થયા. શ્રી મંડળે હર સાલ માફક કીરણ–જગનને સંગીત સોંપેલું. ગરબાની સંગીતગૂંથણીમાં તાલ ને લયની મઝા ઓર છે. આ સ્વરકારોએ સમજપૂર્વક સંગીત પીરસ્યું.

વર્ષો સુધી ભગિની સમાજનાં નવરાત્રી ગરબાઓમાં આગેવાનીભર્યો ભાગ લેનાર કલાકાર શ્રીમતી વીણા મહેતા છેલ્લા બે વર્ષથી પોતાનું ગરબાવૃંદ રચી ઉપ–નગર વિસ્તારના લોકોને સારા ગરબા માણવા મળે એવા હેતુથી વાંદરાની નેશનલ કોલેજમાં ગરબા રજૂ કરે છે.

શ્રીમતી વીણા મહેતાના ગરબા કાર્યક્રમને વિવિધ સ્વરકારોનો સાથ મળે છે. આ સાલ ત્રણ–ચાર લોક–ગીતો જ ઉમેરાયાં હતાં. આ કાર્યક્રમ લોકપ્રિય રહ્યો. શ્રીમતી મહેતાનાં પ્રયત્નોની નોંધ લેવી ઘટે. ●●●

# સર્જકનો શબ્દ

સર્જનની કેડીએ પ્રગટેલાં પુસ્તકોની સમીક્ષા

## 'જગગંગાનાં વહેતાં નીર'
(લેખક : અમૃતલાલ યાજ્ઞિક)

આચાર્ય શ્રી અમૃતલાલ યાજ્ઞિક શિક્ષણ અને સમાજજીવનના મરમી છે. શિક્ષણને એમણે એક મિશનરૂપે-ધર્મરૂપે-સ્વીકાર્યું છે; પાંત્રીસેક વર્ષોના સમયપટ પર એમની શૈક્ષણિક સેવાઓ વિસ્તરેલી છે. શિક્ષણ અને સમાજજીવનની નાડની તેમને અદ્ભુત પરખ છે. શૈક્ષણિક સમસ્યાઓનો ઉકેલ તેઓ સહૃદયતાપૂર્વક આણી શકે છે. વિદ્યાર્થીઓના માનસનો ઊંડો અભ્યાસ એમણે કર્યો છે. આ માનસનો અભ્યાસ વિદ્યાર્થીઓની આંતરિક કે બાહ્ય મુંઝવણો, અશિસ્ત અને ગેરરીતિઓ વખતે એના નિરાકરણ માટે ઉપકારક નીવડે છે. વ્યક્તિ યાજ્ઞિક સાહેબના હૃદયના સૌજન્યનો સ્પર્શ એમના શૈક્ષણિક, વહીવટ અને જ્ઞાનના વિતરણમાં વરતાયા કરે છે. પૂ. યાજ્ઞિક સાહેબની સમગ્ર પ્રવૃત્તિઓના કેન્દ્રમાં આ સૌજન્યશીલ હૃદયને જોઇ શકાય છે. એની પ્રતીતિ આપણને એમના શિક્ષણ અને સમાજજીવન અંગેના લેખોના સંગ્રહ 'જગગંગાનાં વહેતાં નીર' માં થાય છે.

આ લેખોના સંગ્રહમાં ત્રણ વિભાગ સ્પષ્ટ જોઈ શકાય છે. પહેલા વિભાગમાં શિક્ષણ અંગેના એમણે કરેલા પ્રયોગોના કે શિક્ષક તરીકેની પોતાની ઘડતરકથાના લેખો છે. બીજા વિભાગમાં એમણે સાંપ્રત કે ભૂતકાલીન સમાજનાં વહેતાં નીરમાંથી પ્રગટતા સાંસ્કારિક, સાંસ્કૃતિક કે જૈવનિક પ્રવાહોનું આકલન અને વિલોકન કરવાનો સમર્થ પ્રયાસ કર્યો છે. ત્રીજા વિભાગમાં પ્રકીર્ણ લેખો સંગ્રહિત થયા છે. જેમાં સત્ય સંવેદનશીલતા અને આત્મલક્ષિતાનો વિચાર થયો છે.

'જગગંગાના વહેતાં નીર'માં પૂ. યાજ્ઞિક સાહેબે શિક્ષણ અને સમાજજીવન પર વેધક પ્રકાશ પાડ્યો છે. તે તે વિષયને તેઓશ્રી ઊંડાણથી સ્પર્શી શકે છે, અને કોઇ પણ વિષયમાં રહેલી વિવિધ દૃષ્ટિઓનો તેઓશ્રી વિનિયોગ કરી શકે છે. 'જગગંગાના વહેતાં નીર'ની શૈલી ગંગાના પવિત્ર પ્રવાહની જેમ પવિત્ર, રસળતી અને પ્રવાહી બની છે. ગંગાના પવિત્ર ઉદકમાં જેમ ભાવક આચમન ભરી દૃષ્ટિનો તેજોવિસ્તાર કરી શકે છે, તેમ 'જગગંગાનાં વહેતાં નીર'ના આસ્વાદથી ભાવકમાં તપઃપૂત દૃષ્ટિનો સંચાર થાય એવું સામર્થ્ય પૂ યાજ્ઞિક સાહેબની શૈલીમાં રહેલું છે. 'જગગંગાના વહેતાં નીર'માં

કે. કે. મોમીન
કાન્તિ પટેલ
સુધીર દેસાઈ

આલેખાયેલા પ્રસંગો રસાવહ અને પ્રસન્નમધુર હોવાથી જાણે નવલકથા વાંચીએ એટલે બધો આનંદ આ પ્રસંગોના વાચન વખતે પ્રાપ્ત થતો હોય છે એમાં આલેખાયેલા વ્યક્તિચિત્રો નવલકથામાં આવતા પાત્રોની જેમ જીવંત અને મનમાં રમી જાય એવી સામર્થ્યતાથી આલેખાયાં છે આ પાત્રોની જીવંતતાની સાથે સાથે આ બધા જ પાત્રો વાસ્તવજીવનની સાથે અનુસંધાન પામે એવી કલાસૂઝથી આલેખી શકાયા છે માનવમનના ગૂઢાતિગૂઢ ભાવોમાં પૂ. યાજ્ઞિક સાહેબ ડોકિયું કરે છે અને એનુ યથાતથ આલેખન 'જગગંગાનાં વહેતાં નીર' માં થયુ છે વ્યક્તિઓના આલેખન વખતે જે તાટસ્થ્યતા અને તાદાત્મ્યતા જાળવે છે તેવી જ તાટસ્થ્યતા અને તાદાત્મ્યતા પોતાની જાતનુ આલેખન કરતાં હોય ત્યારે પણ જાળવી શકે છે કલમનો અપૂર્વ સંયમ આ બધા જ લેખોમાં વરતાયા વગર રહેતો નથી

અસંખ્ય વિદ્યાર્થીઓના જીવનઘડતરમાં પૂજ્ય યાજ્ઞિકસાહેબે પ્રત્યક્ષ કે પરોક્ષ ફાળો આપ્યો છે, અને એનો સાત્ત્વિક આનંદ તેઓશ્રી માણે છે, અને એનુ અહમ્ વિરહિત આલેખન સાત્ત્વિકતાની પરાકાષ્ઠાએ પહોંચીને કરે છે

વિદ્યાર્થીજીવનને અવનવો ઘાટ આપી રહેતા જીવન વિધાયક મંગલમય ઘડવૈયાનુ સૌજન્યભર્યુ વ્યક્તિત્વ પ્રગટ થતુ 'જગગંગાનાં વહેતાં નીર' ને પાને પાને અનુભવાય છે

—આ. કે. કે. મોમીન

●●●

**આગંતુક (લેખક : ઈવા ડેવ)**

**પ્રયોગ અને પરંપરાની વચ્ચે**

ઈવા ડેવ નામથી એક વાર્તાકાર વાર્તાઓ લખે છે જેનુ વાસ્તવમાં નામ ઈવા ડેવ નથી એ હકીકત જાણીને જ્યારે 'આગંતુક'ના પાનાં ઉઘાડીએ ત્યારે આનંદનુ આશ્ચર્ય જરૂર થાય આશ્ચર્ય ઈવા ડેવ એ ઈવા ડેવ નથી તેનુ નથી પણ છે એનુ છે સમકાલીન, નીઓ-સમકાલીન કે આગલી હરોળ, વચલી હરોળ જેવી ભાજગડ ઊભી કર્યા વગર વાર્તાકાર ઈવા ડેવને માણવાનો આનંદ 'આગંતુક' પાસેથી લેવા જેવો છે પણ એટલુ કહેવુ પર્યાપ્ત નથી નવા કે જૂના વળગણોમાંથી પોતાને મુક્ત રાખી વાર્તા શોધવા નીકળેલો આ વાર્તાકાર અંતે શુ લઈને આવે છે તે જાણવુ હોય તો 'આગંતુક'ની વાર્તાઓનો સંદર્ભ જરૂર પામવો પડે

સંગ્રહની પહેલી વાર્તા સૈનિકનુ મૃત્યુ શીર્ષકથી જ આપણને વિષય અંગે માહિતગાર કરે છે પણ ખુદ વાર્તા વિષયની પરવા કર્યા વગર અનુભૂતિની આસપાસ રમે છે ત્યારે ટૂંકી વાર્તા એટલે અનુભૂતિકણ એ વ્યાખ્યા સાર્થક થવાપણુ અનુભવાય મૃત્યુનદીને તીરે બેઠેલો માણસ (કોણ નથી?) ગલામસંગ નામ ભલે ધારણ કરે, ભલે લદ્દાખ મોરચે લડવા જાય બંદૂકની ગોળીથી ભલે ઘવાય, એ જે અનુભવે છે તે જ

**૨૧ મી ટી. બી. સીલ ડિઝાઇન**




૩ બ્રધર્સ એન્ડ ફિલ્સ-વિજ્ઞાપન ક્ષેત્રે સલાહ આપતી મુંબઈની આ જાણીતી સંસ્થાએ ૧૯૭૦-૭૧ના ટી બી સીલ માટે રજૂ કરેલ ડિઝાઇન માટે તેને પારિતોષિક આપવામાં આવ્યુ છે.

દર વર્ષે ટી બી એસોસીએશન ઓફ ઇન્ડિઆ વિજેતા ડિઝાઇનો ઉપરથી ત્રણ કરોડથી વધુ સીલો છાપી તેના વેચાણમાંથી ક્ષયનિવારણ ઝુંબેશ માટે આ રકમ વાપરે છે

આ ડિઝાઇનની પશ્ચાદ્ભૂમિમાં ચંદ્ર બતાવાયો છે અને છાયાચિત્રમાં હરણને લાંબી ફાળ ભરતુ બતાવાયુ છે ક્ષયનિવારણ માટે આપણે હવે ઝનૂન, શક્તિ અને વેગ બતાવવા પડશે એનુ આ સૂચક છે

૩ બ્રધર્સ અને ફિલ્સ સંસ્થાએ આ જ પારિતોષિક ૧૯૬૮માં પણ મેળવ્યુ હતુ તેમની આ સિદ્ધિ બદલ સ્વાભાવિક રીતે જ તેઓ યશ અને અભિનંદનના અધિકારી બને છે

સત્ય. એ જ વાર્તાનો વિષય. એ કેન્દ્ર ગુમાવે તો વાર્તા ટકી શકે નહીં. સદ્ભાગ્યે અહીં તેવું નથી બન્યું, એમ કહેતાં અચકાવું પડે છે. કોઈ ચીની બાઇ ટ્રાન્ઝિસ્ટર રેડિયો દ્વારા ભારત વિરોધી પ્રોપેગેન્ડા કરી ગલાબસંગને ભરમાવવાનો પ્રયત્ન કરે, ત્રણ ચીની સૈનિકો આવી ગલાબસંગને લાતમલાતા કરે અને વળી નિર્બળ, અસહાય એવો તે ઊભો થઇ ચીની અફસરને વીંધી નાંખે (ધ-ડૂ-મ !) ત્યારે એક પળ વાર્તાનું કેન્દ્ર વીંધાઇ જતું લાગે (શહાદત, શૌર્ય વગેરેના વાદળાં તેને ઢાંકી દેતાં હોય તેમ લાગે). પણ એ ભ્રમણા છે, એ જાણી રાહત અનુભવાય. કારણ મૂળ વાર્તા તો આટલી જ છે: "એ વાતની એને ખબર પડી કે એ મરી રહ્યો હતો. બરફનો સ્પર્શ તેને કપાસના રૂ જેવો પોચો લાગતો હતો."

સંગ્રહની છેલ્લી વાર્તા 'પાદરીની વહુનો પ્રેમી', ભીતરમાં કંઇક બને છે અને નથી બનતુંની કથા લઇને આવે છે. બાહ્ય, સ્થૂળ, ઘટનાપ્રધાન વાસ્તવિકતાને બદલે અહીં મનોમન જે અનુભવાય, વિચારાય છે તે ધીમી ગતિએ Feel થાય છે. જૈનામ્માનો પ્રેમી ફિલીપ, તેના પ્રેમની ભ્રામકતા અનુભવતી જૈનામ્મા, બંનેના સંબંધને ઉદારપણે નિભાવી લેનાર જૈનામ્માનો પતિ (પાદરી), માતાની ચારિત્ર્યહીનતા પર થૂંક ઉડાડનાર પુત્ર અલેક–આ બધાની વચ્ચે એક Myth રચાય છે જે એમને જીવાતા જીવનનો સંદર્ભ ઊભો કરી આપે છે. એક પાત્રની આસપાસ ભ્રમણા અને ખયાલોનું વર્તુળ, તેનું કેન્દ્ર; તેવી જ રીતે બીજાનું, ત્રીજાનું, ચોથાનું, એમ અનેક કેન્દ્રોને સાંકળીને આમાં એક બૃહત્ કેન્દ્ર રચાય છે તે જોવા જેવું છે. આને આપણે પ્રયોગશીલતા કહીશું કે પ્રયોગસિદ્ધિ ?

'છિન્નભિન્ન છું હું !' પણ એક એવી જ તાજગીદાયક વાર્તા છે. 'સ્વ'ની ખોજમાં નીકળેલો તેનો કવિ, સંવેદનાના ભારને ઉપાડવાની મુંઝવણ અનુભવતો પીગળતો જ જાય છે, એવા એક આધુનિક માનવીના વિલીનીકરણની આ કથા વીજળીના તાર પર પતંગના દોરામાં ફસાઈ પડેલા કબૂતરને પીંખીને ખાઈ જતો કૂતરો અને બે કુકડાની મરણતોલ લડાઇમાં શરતના રૂપિયા જીતવાનો આનંદ પામતા માણસો, સુધી વિસ્તરે છે અસ્તિત્વનો આકાશી વ્યાપ અને ઘનીભૂત વેદના, બંને તેમાં અનુભવાય છે.

સંગ્રહને નામ આપનારી વાર્તા 'આગંતુક' કોઈક નક્કર ભૂમિ પરના મંડાણના અભાવે લથડી પડી છે, તેથી તે આગંતુક જેવી જ લાગે છે. કોઇક સૂક્ષ્મતમ અનુભવ સાથેનું ચૈતસિક અનુસંધાન રચી આપતા એ રહી જાય છે, કારણ લેખક, એમાં (અને બીજી પણ અનેક વાર્તાઓમાં) બાહ્ય, સ્થૂળ ઘટના ઉપર જ મદાર બાંધવા ગયા છે. ગારુડી સાથેનું મિલન, એ મિલનની વિસંગતિ વગેરેનું કલાત્મક નિરુપણ કર્યા પછી, વાચકોની ન્યાયબુધ્ધિ પર અવિશ્વાસ કરી, 'એ તો સ્વપ્નું હતું' એવો શામળશાહી ખુલાસો આપવા જ્યાં લેખક જાય છે ત્યાં જ તે ગબડી પડે છે. સંગ્રહને નામ આપનારી અને અનેક આશા જન્માવનારી આ (અને બીજી અનેક) વાર્તા ઇવા ડેવના વાચકને નિરાશ કરી મુકે છે.

'ચોન્ટી,' 'મારી બા,' 'વાજાં વાગશે ને ?' 'માનચાંદ' 'શોક્ય' વગેરે વાર્તાઓમાં એકોક્તિનો પ્રયોગ ધ્યાન ખેંચે છે એટલું જ. બાળકની, વૃધ્ધાની, ગ્રામ્યકિસાનની બોલીઓનો વાસ્તવિક અને વ્યાવહારિક પ્રયોગ કંઇક આનંદ પમાડે એટલું જ. આનાથી વિશેષ, એમાં વાર્તા કેટલી સિધ્ધ થાય છે તેમ જ પાત્રનાં મનનાં ઊંડાણમાં તે ક્યાં સુધી જઇ શકે છે એ વિશે વિચારવું રહ્યું. પહેલા પુરુષ એકવચનમાં કહેવાતી વાર્તાઓ કરતાં આ એકોક્તિ તેના સીમિત અને ઘન કેન્દ્રની દૃષ્ટિએ જુદી પડી જાય છે. તો વળી તેમાં આયાસ અને આડંબરને પણ એટલો જ અવકાશ રહે છે. બાળકની વાત છે એટલે બાળકની શૈલીના ઉદ્ગાર મુકવાથી બાળકની ભાષા સિધ્ધ થઇ શકતી હોત, તાર્કિકપણે બાળકની જેમ વિચારેલું બધું મૂકી દેવાથી બાળકપણાનો આવિષ્કાર કરી શકાતો હોત તો 'ચોન્ટી' 'મારી બા' 'લડે' 'શોક્ય' વગેરે વાર્તાઓ વાર્તા બની છે એમ જરૂર કહી શકાત. આ પ્રકારની એકોક્તિના પ્રયોગ રૂપ વાર્તાઓની સંખ્યા પણ આ સંગ્રહમાં સારી એવી છે. તેથી લેખકની હથોટી આ પ્રકારની શૈલી ઉપર ખરેખર બેસી ગઈ હોય તો ચેતવા જેવું ખરું.

'દ્વન્દ્વ' 'કફન' 'એ નથી' જેવી વાર્તાઓ વિદેશી વાતાવરણનો અનુભવ કરાવતી માતબર વાર્તાઓ છે. અનુવાદ લાગે તેવી સજ્જડ ભૂમિકા લેખક એમાં ઉપસાવી શક્યા છે તે આનંદદાયક છે. તેમાંની 'દ્વન્દ્વ',

'કફન' વગેરે વાર્તાઓ ચમત્કૃતિ માટે બાહ્ય ઘટનાનો આધાર શોધે છે તેટલે અંશે તે નબળી પડે છે. 'એ નથી'નું માળખું માનસિક અને સંકુલ છે તેથી તે ઘણી જ અસરકારક કૃતિ બની છે 'ગંભીર હળવા આદિનો હળવો–ગંભીર અંત'નું વાતાવરણ પણ વિદેશી છે પણ તેનું સ્થાન આ સંગ્રહમા ન હોતાં કોઇ દૃષ્ટાંતસંગ્રહમાં હોવું જોઇતું હતું. (બે જોક–એક વાર્તા, એવું સમીકરણ માંડી શકાય ?) આ આ પ્રકારની સંગ્રહખોરીથી અત્યારથી જ ચેતવામાં નહી આવે તો થોડા વરસ પછી 'ઇવાડેવની શ્રેષ્ઠ વાર્તાઓ'નો સ્વયં-સંપાદિત સંગ્રહ બહાર પાડી અન્ય વાર્તાઓને રદિયો આપવાનું પાતકકર્મ લેખકને ખુદ જ કરવું પડશે.

'મિલન' 'તમને ગમી ને, ?' 'ગૃહત્યાગ', 'ગૃહપ્રવેશ', 'દાદાની મેડી' વગેરે વાર્તાઓ ઘરેલુ, કૌટુમ્બિક જીવનની ઘટમાળમાંથી જડેલી વાર્તાઓ છે. એમાં જ્યાં સાધારણની પાછળ રહેલા અસાધારણને તાગવાનો પ્રયત્ન છે ત્યાં સુંદર પરિણામ અનુભવવા મળે છે (જેમકે 'દાદાની મેડી') પણ જ્યાં સાધારણને અસાધારણ (ચમત્કૃતિ)નું કૃત્રિમ મ્હોરું પહેરાવવા ગયા છે ત્યા તાલમેલિયા પ્રસંગો ઊભા કરવા સિવાય લેખક કંઇ કરી શક્યા નથી. 'ગૃહત્યાગ' માનો વસંત–કુંકુમનો સંવાદ આમેય શિથિલ અને કૃત્રિમ લાગે છે, તેમા વળી અંતમાં વસંતની ઓફિસનો પટાવાળો કાગળ આપી જાય, એ કાગળ બીજા કોઇનો નહીં ને તેની બાનો નીકળે, એ પ્રકારની ગોઠવણી આજનો વાચક નહીં સાંખી શકે એ કોઇ પણ લેખકે હવે સમજવા જેવું છે.

'વેરઝેર,' 'ઘેરાવ,' 'મુક્તિ ને બંધન' વગેરે વાર્તાઓ આડકતરી રીતે આદર્શને વરેલી વાર્તાઓ છે. ઉપરછલ્લો સંઘર્ષ અને તેના પરના વિજય–પરાજયની વાત તેમાં બહુ કૃત્રિમ રીતે કહેવાઇ છે. 'સેલ્વી પંકજમ્' પણ સુંવાળી શૈલીમાં એવા આદર્શનું જ આડકતરું વર્ણન કરે છે

'આગંતુક'ના લેખક પ્રયોગશીલતાને સમર્પિત થયેલા નથી, તેમ પરંપરા સાથે પણ લગ્નસંબંધ બાંધીને બેઠા નથી પણ એટલું જ આશ્વાસન પૂરતું નથી. મધ્યમમાર્ગ અખત્યાર, કર્યા પછી પણ અંતે જે સિધ્ધ કરવાનુ રહે છે તે તો વાર્તા છે. 'આગંતુક'મા આ લક્ષ્ય સિધ્ધ

થયું છે પણ ખરું અને નથી પણ થયું. આનંદ, નિરાશાના સંધિકાળમાં ઊભા રહેલા વાચકને હવે કોઇ પણ એક પ્રદેશમાં ખેંચી લઇ જવાની જવાબદારી લેખકની છે. ભવિષ્યમાં એ પૂરી કરવાનું બળ લેખકને મળો એવાં આશીર્વચન ઉચ્ચારવાનો અધિકાર આ લખનારનો નથી તેથી શુભેચ્છા જ માત્ર પાઠવીને, 'આગંતુક'ના વાચક બનવાનું ધનભાગ્ય વ્યક્ત કરું છું.

—પ્રા. કાન્તિ પટેલ



**ઘટા : બરકત વીરાણી 'બેફામ', સુમન પ્રકાશન. મુલ્ય રૂા. ૬-૫૦. પાનાં ૨૪૬**

**'ભીતરી વિશ્વની મીનાકારી'**

માનસર ઉપર થઇને આવેલી ઘટા ઘેરાઇ. અને આપણને અનેક રૂપે વરસતી વાદળીઓ મળી. ઘટા સંતર્પક જરૂર બને છે. એની રચનાઓમાંની કેટલીક તો હૃદયમાં કાયમનું સ્થાન ક્યારની પામી ચૂકી છે. કેટલાયે એવા અશઆર છે જેનણે સમયની તખ્તી ઉપર પોતાનું સ્થાન કોતરી લીધું છે. અને આમ ન બને તો જ નવાઇ, કારણ આ બધી રચનાઓ શ્રી. બેફામ લઇને આવ્યા છે.

આપણી ગઝલની પુરાણી સરહદો આજે ભૂંસાઇ રહી છે ને નવી ક્ષિતિજો આંખને સમૃદ્ધિના નવા શિખરો બતાવી રહી હોય ત્યારે એ જ પહેલાંની સીમાઓમાં રહીને પોતાના રૂપને નિખાર આપતી રચનાઓ જોઇએ ત્યારે પેલું જાણીતું કથન નજર સમક્ષ આવી જાય.

In literature you can have preference but no exclusion-

આજે સમયની રફતાર એટલી ઝડપી બની ગઈ છે કે માનવી કદમની છાપ એના ઉપર અંકિત થાય ન થાય ત્યાં તો એના રાહ બદલાઇ જાય.

ઘટામાં અસંખ્ય અશઆર ઝરતી વેદનાવાળા નજરે પડે છે. કેટલાક અહીં રજૂ કર્યા સિવાય આગળ વધી જવું સૌંદર્ય સામે આંખ મીંચી જવા જેવું લાગે.

'બધા એવે સમે બેફામ મેં જોવાને આવ્યા છે;
કે જ્યારે આખી દુનિયાથી અજાણી થઇ ગઇ આંખો.'

વેદના જો રૂપ ધારણ કરે તો શેર બને. આ સમગ્ર સંસારમાં એવા કેટલા બધા માનવીઓ વસે છે જે આપણી આંખથી આંખ મેળવી નથી શકતા. આપણી આંખોનું તેજ, એની ખુમારી, એની મસ્તી એ જીરવી નથી શકતા. પણ એ જ લોકો જ્યારે એ આંખો, કાયમને માટે બીડાઇ જાય છે ત્યારે સહેજ પણ ભય રાખ્યા વગર સામે આવી શકે છે.

અને આ જ વિષય ઉપર બેફામ બીજી વાત પણ રજૂ કરે છે.

'રડ્યાં બેફામ સૌ મારા મરણ પર એ જ કારણથી,
હતો મારો જ એ અવસર ને મારી-હાજરી નહોતી.'

સનાતન સત્યને પદ્યમાં ઉતારવા જઇએ તો મોટે ભાગે કથન જ બની જાય. અને કથન એ કાવ્ય નથી. કાવ્ય રચવા માટે સજ્જતા જોઇએ. ને એ સજ્જતા અહીં છે. ને એટલે જ કાવ્ય બને છે. આપણી ફિલસુફી કહે છ : 'આ દેહ ને આત્મા ભિન્ન છે.' વિચાર એ જ પણ કવિ પાસેથી એ જ વિચાર જ્યારે આવે ત્યારે નોખું રૂપ ધારણ કરીને આવે છે.

શ્રી. બેફામ આપણા પ્રથમ કોટિના શાયર છે. એમના તરફ બધાની નજર હોય છે. એમના શકિતશાળી શેર એક એક આગવી દુનિયા રચીને બેઠા હોય છે. શ્રી જિગર મુરાદાબાદીનો એક શેર છે.

હૈ ઇન્હીં ધોકોં સે દિલ કી જિન્દગી
જો હસીં ધોકા હો ખાના ચાહિયે;
ઇનસે મિલને કો તો ક્યા કહીએ 'જિગર'
ખુદસે મિલને કો જમાના ચાહિયે.

—જિગર મુરાદાબાદી



આમ એક એક શેર જે પોતાનું જ સ્વરૂપ હોય છે એને માટે પણ સમય સરતરતો જ જાય છે.

'ફકીરી હાલ છે મારો, કશી મિલ્કત વિનાનો છું;
મને ના લૂંટ ઓ દુનિયા ! કે હું ખાલી ખજાનો છું.

ફકીરી હાલ શબ્દગુચ્છ કલાપીની યાદ તાજી કરાવી જાય. પણ અહીં શ્રી. ફિરાક ગોરખપુરીના પિતાશ્રીના શેર જોડે આ શેર સરખાવવા જેવો છે.

ક્યા ઢૂંઢતી હૈ બાગમેં મેરે તુ ઐ ખિઝાં,
તુ જાનતી હૈ ચમનમેં બહાર હૈ.

પાનખર ! મારા બાગમાં તું શું શોધી રહી છે. તને એમ હશે કે દરેક બાગમાં વસંત આવી છે.

મને ના લૂંટ ઓ દુનિયા ! કે હું ખાલી ખજાનો છું.

શ્રી. બેફામનો આ શેર:

જરા મારા હૃદયને તું વફાદારી શિખાવી જા,
જગતમાં એ બધાની પાસ તારો પ્યાર માગે છે.

ને સંસ્કૃતનો એક વર્ષો પહેલાં વાંચેલો શ્લોક :

रे रे चातक सावधान मनसा ......
...मा ब्रूही दीनं वचः ॥

યાદ આવી ગયો. એમા પણ કવિ ચાતકને દરેક વાદળ પાસે જળની ભિક્ષા ન માગવાનું કહે છે, કારણ કે કેટલાક દેખાવના જ હોય છે, જ્યારે કેટલાક ગર્જન કરી ચાલ્યા જાય છે; એવા બહુ થોડાં હોય છે જે વરસે છે.*

આમ સહેજ એમનો એક શેર વાંચીએ એટલે એની જોડેના અનેક સંદર્ભો સળવળી ઊઠે છે. દરેક શેરને અહીં એ રીતે જોવા યોગ્ય નથી. એટલે થોડાક શેર જ જોઈ લઈએ.

એ પછી પોતાના દુઃખે ના રડે તો શું કરે ?
જે અભાગીને બીજાની વેદના મળતી નથી.

હું ના ચણું મહેલ હવામાં તો શું કરું ?'
મારી જીવન સફર છે બધી મારા શ્વાસમાં.

કબરને જોઈને દુઃખ એ જ થાય છે બેફામ,
તમારે મરવું પડ્યું આટલી જગા માટે.

માત્ર સંભળાવું તો મારા દુઃખમાં સૌ ભાગ લે,
આપવા જાઉં તો એને કોઈ અપનાવે નહીં.

નહીં તો મારા જેવા અંધની શ્રધ્ધા ડગી જશે;
મને દોરી જનારા રાહબરની ઠેશ ના વાગે.

નહીં તો ક્યાંય નહીં મળશે વિસામાની જગા એને;
જગતમાં કોઈને પોતાના ઘરની ઠેશ ના વાગે.

આમ આ સંગ્રહ વાંચનારને ફરી ફરી જોવા માટે વસાવી જ લેવા લલચાવે એવો છે. ઉર્દુ ગઝલ સાહિત્ય પાસે આપણી આ સમૃધ્ધિ ગર્વ સાથે રજૂ કરી શકીએ એટલી એમાં મીનાકારી છે.

છતાંયે કેટલીક જગ્યાએ કાંઈક એવું ખૂંચી પણ ગયું છે જે જોતાં નવાઈ લાગે છે કે આ શ્રી. બેફામની રચનામાં છે ?

પાન ૨૧૫ ઉપર એક શેર છે,

**તમાશે** જ સ્મિતોએ રંગો દીધા છે,

**તારી** જ વાણીથી ફોરમ બની છે.

ઉપરના શેરમાં શુતર ગુરબાનો દોષ મળે છે, કેટલાક એવા પણ અશાર છે જેમાં પુનરોકિત જોવા મળે છે:
ગમ કરો નહીં કે જે વીતે છે જિંદગી લઝ્ઝત વિના,
યાઓ-પુશ-પીધા વિના પણ જામ ખાલી થાય છે.

આ શેરમાં વિનાનો ફરી ઉપયોગ કર્યા સિવાય બીજો શબ્દ બહુ સહેલાઈથી પ્રયોજી શકાયો હોત.

વળી પાન ૩૮ ઉપર આ એક શેર છે:

શત્રુઓ માટે મને કંઈ રસ નથી, ફુરસત નથી:
લાગણીશાળી છું, મિત્રો સાથ લડતો જાઉં છું.

અહીં **લાગણીશાળી** શબ્દ એકદમ નજરે ચડી જાય છે. આ અરૂઢ શબ્દનો દોષ નથી પણ શબ્દ જ ખોટો છે.

આવા કેટલાક દોષ જે શ્રી બરકતભાઈ જેવા સિદ્ધ કલાકાર સહેજે નિવારી શકયા હોત તે કેમ રહી ગયા છે એ જ પ્રશ્ન છે.

પણ ગુણપક્ષે એવડો એમનો કાવ્યવિભવ છે કે ભાવક તૃપ્તિનો અનુભવ એક એક ગઝલના અનેક અશાર પર કરે છે. દષ્ટાંત લેખે:

ફરી દીધી બધાએ બંધ એને એટલે બેફામ;
રહ્યો નહીં હું છતાંયે એમને જોતી રહી આંખો.

ઋતુ એક જ હતી પણ રંગ ન્હોતો આપણો એક જ;
મને સહરાએ જોયો છે, બહારે તમને જોયાં છે.
નહીંતર આવી રીતે તો તરે નહીં લાશ દરિયામાં,
મને લાગે છે કે એણે કિનારે તમને જોયાં છે.
લૂછીને અશ્રુ કોઈ મારા જીવનને ભરી જાઓ,
કે ખાલી જામ છું ને તે છતાં ગળતો રહું છું હું.
ગઝલ તો કુદરતે બેફામને આપી છે વર્ષોથી,
તમે પણ એક એને ગીત દેતાં જાઓ તો સારું.

આંસુ માનીને તમે જેનાથી રંગાયાં નથી,
મારી આંખોમાં એ પ્રીતિની જ પિચકારી હતી.
બેફામ કાં રડે છે બધાં મારા મોત પર?
કયાં જિંદગી હતી કે હવે જિંદગી નથી?

---


ધ રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬
અન્વયે 'ઉત્તરા' વાર્ષિક અંગેની માહિતી.

ફોર્મ નં. ૪.

(રૂલ નં. ૮ અનુસાર).

**૧ પ્રકાશન સ્થળ :** સાહિત્ય ભારતી
૮, નવયુગ સોસાયટી; એન. એસ. રોડ નં. ૪, વિલેપારલે (પશ્ચિમ) મુંબઈ–૫૬–AS.

**૨ પ્રકાશનની સામયિકતા :** વાર્ષિક

**૩ મુદ્રકનું નામ :** પ્રમથેશ મહેતા
**રાષ્ટ્રીયતા :** હિન્દી
**સરનામું :** નં. ૧ પ્રમાણે

**૪ પ્રકાશકનું નામ :** પ્રમથેશ મહેતા
**રાષ્ટ્રીયતા :** હિન્દી.
સરનામું : નં. ૧ પ્રમાણે

**૫ તંત્રીનું નામ :** શિરીષ મહેતા
**રાષ્ટ્રીયતા :** હિન્દી
**સરનામું :** નં. ૧ પ્રમાણે

**૬ સામયિકના માલિકો અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ સરનામાં :**

સાહિત્ય ભારતી, ભાગીદારો :—
૧ શિરીષ મહેતા
૨ પ્રમથેશ મહેતા
૩ શ્વેતલતા મહેતા
સરનામું : નં. ૧ પ્રમાણે.

હું, પ્રમથેશ મહેતા આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

**પ્રમથેશ મહેતા**
ઓક્ટોબર ૨૮, ૧૯૭૦ પ્રકાશક.

આમ કવિ બેફામ જિંદગીને અશ્રુની સોગાદ આપતા કે પ્યારનો પારાવાર બક્ષતા ગુજરીના કાવ્યઉદ્યાનમા લહેરાતા રહ્યા છે. કવિ સત્યની નિરંતર ખોજ કરતો હોય છે. માનવી જ્યારે નિઃસહાય થઈ નિબિડ ભીંસ અનુભવતો હોય છે ત્યારે યે કવિ અતલ દુઃખોમા ઊંડે ઊતરી ભીતરના વિશ્વને કંડારતો રહેતો હોય છે. બરકતભાઇ આવી શોધના કવિ છે.

બસ કવિ ભટકી રહ્યો છે સત્ય કેરા શૂન્યમાં,
માનવી તો સ્વપ્ન કેરી સૃષ્ટિમા ભાગી ગયો.

ગુજરી ગઝલનું આકાશ નવા પરિમાણોથી ખુલતુ જાય છે. નવી નવી દિશાઓની પરિશોધ ચાલી રહી છે, ત્યારે શ્રી બેફામ કોઇ નવું આકાશ બની ગુજરી ગઝલની ઘટાઓ વરસતા રહેશે તેવી અભીપ્સા એળે નહીં જાય.

—સુધીર દેસાઇ

●●●

## આભાર સ્વીકાર

પ્રદીપ પ્રકાશન: અંતર પ્યાસ અધુરી (ગુણવંત ભટ્ટ) હૂંફ (મનહરલાલ ચોકસી) એક દીપ જલે અંતરમાં (બે ભાગમાં. વજુભાઇ મહેતા) વિષ (નવનીત સેવક)

સુમન પ્રકાશન: યાયાવર (રમેશ નાયક) પાપી (અજિત પટેલ) ધીમે પ્રિયે (નાનાલાલ જોષી) ઘટમાળ (સરલા શેઠ) મસ્તાની (ત્રિપુરાશંકર બા. કંથારિયા)

(સ્થળસંકોચને અંગે આ પુસ્તકોની સમીક્ષા લઇ શકાઇ નથી તે બદલ ક્ષમાયાચના)

★



